# અનુક્રમણિકા

# અનુક્રમણિકા

# ચિત્રોની અનુક્રમણિકા.

 

# ચિત્રોની અનુક્રમણિકા.

 

## ચિત્રોની અનુક્રમણિકા



મૂળ રહેવાસીઃ ધોરાજી
હાલમાંઃ કેપટાઉન.

પૃથ્વિની પ્રદક્ષિણાના લેખક તે હાજી
સુલેમાન શાહમહંમદ લોધીયા.

# પ્રસ્તાવના

કુરઆને શરીફમાં અલ્લાહપાકે અનેકવાર ફરમાવ્યું છે કે દુન્યામાં ભટકો અને જ્ઞાન મેળવો. જગતમાં અનેક મહારાજ્યો હતા ન હતા થઇ ગયા છે. અને આલેમો અને ઓલિયાઓ પણ પોતાના પવિત્ર જીવનથી દુઃખી અને પાપી આત્માઓનો ઉદ્ધાર કરી ગયા છે. અનેક અજાયબી અને હિકમતોથી આ દુન્યા ભરપુર છે. માટે દુન્યામાં ફરો અને જ્ઞાન મેળવો. જ્ઞાન મેળવવા માટે હઝરત મહમદ પયગમ્બર સાહેબની એક હદીસ છે કે જ્ઞાન મેળવવા માટે મુસાફરી કરો અગર મેળવવાનું મથક ચીનમાં હોય, અર્થાત જ્ઞાન મેળવવા માટે અરબસ્તાનથી ઇરાન, અફઘાનિસ્તાન, હિંદુસ્તાન આસામ ઓળંગીને ઠેઠ ચીન સુધી જાઓ. વળી કુરઆનમાં આયત ( શ્લોક ) છે કેઃ-

"વકમ અહલકના કબલહુમ મિનકરનીન
હુમ અહસનો અસાસંવ વરેયા" સૂ. મરીયમ. આયત ૭૪.

અર્થઃ

"અમ્હેં તેઓની અગાઉ અનેક જમાનાના માણસોનો નાશ કર્યો કે જેઓ મિલકતમાં, ઘરના સરસામાનમાં અને દેખાવમાં સારા હતા."

આ વચન આજથી તેરસો વરસ ઉપર ઉચ્ચારવામાં આવ્યાં હતાં. તે વખત આગળની પુરાતન મિસરની જાહોજલાલી પાસે બધું તુચ્છ હતું. તે પુરાતન મહોજ્જવલતા આજના સાયન્સના જમાના પાસે તુચ્છ છે. પૃથ્વિમાં પર્યટન કરનાર મુસાફરને ખલકના આવા અનેક એશો જોવા મળે છે. અનેક ઇતિહાસિક મથકો પાસે પહોચતાં તેમાં વસનાર. એક. વખતના પ્રતાપી આદમીઓના જીવનની વાતોથી વાકેફ થાય છે. જે માટે કુરઆનની એક આયત તેનું સમર્થન કરે છે.

લકદકાન ફી કસસિહિમ ઇબ્રતુલ
લેઉલીલ અલબાબ સ. યુસુફ. આયત ૧૧૧,

ખરેખર તેઓના ( ભૂતકાળના ઇતિહાસિક બનાવો ) વૃતાંતોમાં બુધ્ધિમાન માટે શીખામણ છે.

ઇશ્વરની અગાધ શક્તિનું ભાન જ્યારે મુસાફરને થાય છે, ત્યારે તેની પામરતા પણ સાથે સાથે ખરી રીતે સહમજતો થાય છે. દરેક દેશના એકેક આલેમની મુલાકાતથી નવું નવું શિખવાનું મળે છે. પવિત્ર કુરઆનની એક બીજી આયત કહે છેઃ

વફવક કુલ્લે ઝીઇલમીન અલીમ

સૂરએ યુસુફ ૭૬.

સઘળા વિદ્વાનો ઉપર સૌથી વધારે વિદ્વાન ઇશ્વર છે.

દુન્યાનો ભટકતો મુસાફર ફરી ફરીને જ્યારે પોતાને વતન પાછો ફરી તે બધા દેશની વાતો સંભારે છે, ત્યારે આ સમગ્ર નાશવંત બનાવોમાં ફક્ત એક કિરતારની અમરતા જ તરી આવતી જુએ છે. દુન્યામાં એકાદ સુંદર સ્ત્રી માટે હોમરના ઇલીયડમાં જણાવેલ સમરાંગણો ને નાશવંત રાજ્ય સત્તા માટે પાંડવોએ ખેલેલા જુગારની વાત અને દુન્યાની જીતના તલબગાર અજીત સિકંદરની ભૂમિને સંભારતાં એક ઉર્દુ શાયરના વચનો યાદ આવી જાય છે.

સિકંદર જબ ગયા દુન્યાસે દોનો હાથ ખાલી થે.

એક સ્ત્રી માટે ખેલાયલા સમરાંગણો, એક રાજ્યલોભ માટે થયલા ખુનખાર જંગો ને દુન્યાના વૈભવ માટે થયલી દગાબાજીઓ યાદ આવતાં પાક કુરઆને શરીફની એક વધુ આયાત યાદ આવી જાય છે:

વમલ હયયાતુદ-દુન્યા ઇલ્લા મતાઉલ ગોરૂર.

અને આ દુન્યાની જીંદગી એક છેતરનાર વૈભવ સિવાય બીજું કૈં નથી.
તેમજ વધુ આગળ વધીને સ્પષ્ટ કરે છે કે

એઅલમુ અન્નમલ હયાતુદ-દુન્યા
લએબુંવ વલહવુંવ વઝીનતુંવ
વ તફાખુરૂન બયનકુમ વતકાસુરૂન
ફિલ અમ્વાલે વલ અવલાદે

સુરતુલ હદીદ, આયત ૨૦

જાણો કે દુન્યાની જીંદગી માત્ર રમત, અને નકામો ખેલ, (ખોટો) ભપકો ને આપવડાઇ, માલમિલકત, છોકરાં છૈયાંનો વધારો માત્ર છે.

જે વાત લાખો કિતાબોના અભ્યાસથી મળતી નથી, જે જ્ઞાન અનેક પંડિતોના સમાગમથી પ્રાપ્ત થતું નથી, તે મુસાફરી કરવાથી પ્રાપ્ત થાય છે. ખરૂં જ્ઞાન તો કુદરતના ખોળામાંથી જ મળી શકે, કિરતારની કુદરત જે શિખવે તે માનવીની મકતબમાંથી કયાંથી મળી શકે ?

શેખ સાઅદીનો એક કૌલ છે કે—

શનીદા કય બુવદ માનંદે દીદા

સાંભળનાર મહાન થતો નથી. જોનાર જ મહત્તા પ્રાપ્ત કરે છે. મ્હારી મુસાફરીના પહેલા પુસ્તકમાં મ્હેં જણાવ્યું હતું કે દક્ષિણ અમેરીકા, પશ્ચિમ આફ્રિકા, ને ઉત્તર એશિયાના મુલકો મેં હજી દીઠા નથી. સન ૧૯૦૦માં પારીસમાં જગપ્રસિદ્ધ પ્રદર્શન થવાનું હતું. તે વખતે ઉપર કહેલા મુલકોમાં મુસાફરી કરવાનો મારો ઇરાદો હતો, પણ પામર માનવી ધારે છે શું અને તે કિરતાર કરે છે શું ? રોકાણના સબબે એ અવસર હાથથી જતો રહ્યો. પણ તે રહેમાનો રહીમની કરામત ન્યારી છે. બીજા બે વરસમાં બીજો મોકો આવી લાગ્યો. સને ૧૯૦૨ ના જુન

મહિનામાં શહેનશાહ સાતમા એડવર્ડને તખ્તનિશીન કરવાની ક્રિયા થનાર હતી, તે તકનો લાભ લઈ ઉપર જણાવેલા દેશોમાં સહેલ કરવા હું તા. ૨૮ મી મે ૧૯૦૨ ને દિવસે કેપટાઉનથી ઉપડી પશ્ચિમ આફ્રિકાનો કિનારો અને ટાપુઓ નિહાળી, સુંદર મદીરા ટાપુનાં પણ દર્શન કરી, તાજપોષીની ગોઠવણ માટે વાજી ગાજી રહેલાં લંડન શહેરમાં જઈ પહોંચ્યો.

શહેનશાહની બિમારીને લીધે તાજપોષીનું કામ ઢીલમાં પડ્યું. તકદીરની તાસીર એવી જ છે! આ નહિ ધારેલા સંજોગથી મારે પણ મુસાફરીનું પ્રોગ્રામ ફેરવાઈ ગયું. મને વિચાર આવ્યો કે ઇંગ્લંડમાં વખત ગુમાવવામાં ફાયદો શું? મને ગેબી ગેબી અવાજની બશારત થઇ કે "બેદાર થા, હાજી સુલેમાન! તું મુસલમાન છે, માટે દુરદરાઝ વસ્તા તારા જાત ભાઇઓની મુલાકાતે નિકળ, તેમની રેહેણી કરણી, રીત રિવાજ, આચાર-વિચાર, ચઢતી પડતી, તેમની સંસારી અને આર્થિક સ્થિતિ વગેરેનો અભ્યાસ કરીને તારા હિંદી બંધુઓને તે અર્પણ કર!"

પ્રેરણા મળતાં જ ઇંગ્લંડમાં ઝાઝો વખત નહિ રોકાતાં હું સ્કૉટલંડ થઇ પુરાણા નોરવે દેશના ઉત્તર પશ્ચિમ કિનારા ઉપર ઉતરી પડ્યો: ત્યાંના અગણિત ટાપુઓનો દેખાવ બાગે બેહેશ્ત જેવો સુંદર છે, તે પસાર કરી સિધો ઉત્તર ધ્રુવનો રસ્તો લીધો. આ મધ્ય રાત્રિના સૂર્યની ભૂમિ ખરે જ કુદરતી કરામતનો અંગત અનુભવ આપી ઇનસાનને કીરતારની કુદરતમાં તરબોળ કરે છે. પર્વતો ઉપર લીલા બહુ રંગના બરફના પાટ માઇલના માઇલ સુધી લંબાયલા હતા. માથે ભભુકદાર રોશનીથી આકાશ પ્રકાશતું હતું અને તે જોનારનું મગજ પણ જાણે તેનાં કિરણોથી તેજસ્વી બનતું હતું! ખરે જ, કુદરત પરસ્તી માટે ધ્રુવ કરતાં બીજી કોઇએ જગા વધુ ખેંચાણકારક નથી. માટે પ્રિય વાંચક, જો તને તારા સરજનહાર અને હેની કુદરતને તેના ખરા રૂપ નિરખવાના કોડ હોય, તો જરૂર ત્યાં દોડી જજે.

મજકુર મનહર દેખાવો છોડી હવે હું શ્વેત સમુદ્ર ( White Sea )માં દાખલ થઇ ડવીના (Dvina) નદીના મુખ માર્ગે થઇ યુરોપીયન રશિયા અને એશિયાટીક રશિયાના પ્રાચીન તારતરી મુલકો અને પ્રાચીન તુરકસ્તાન તરફ ચાલ્યો; તારકંદ અને ખોકંદને નમસ્કાર કરી ખુબસુરત કોકેશિયન લોકોના મુલકમાં દાખલ થયો. એના બુલંદ પહાડોને હિંદુસ્તાનના મારા ઇસ્લામી બિરાદરો કુહેકાફના નામથી ઓળખે છે. વળી ત્યાં વસ્તી ઓરતોની ખુબસુરતી એવી જગ-આશકાર છે કે આ દેશ પરીઓનો મુલક ગણાય છે. કુહેકાફની પૂર્વે તેમ જ પશ્ચિમે આવેલા દિલકશ પહાડો પુરા કરી હું ક્રિમિયા તથા એશિયા માઇનરનાં હાલનાં શહેરો અને અસલ ખંડિયેરો ( Ruins ) જોવા નીકળ્યો. એમાં ઇફેસસનાં ખંડિયરો, કારૂનના ખજાના માટે મશહુર શહેર સારડીસના ખંડિયરો, અલા શેહેર-પ્રાચીન ફિલાડેલફિયા-ના ખંડિયરો, Ruins of Magnesia -Alasheber-ટુર્કમાં એશિયા માઇનરનાં સાત દેવલો કે જે હાલમાં ઉજ્જડ, બિયાબાન, જંગલમાં ખંડિયર રૂપે પડેલાં છે-તેમની જાત્રા કરવા ચાલ્યો. મને એવાં ખંડિયરો જોવાનો શોખ છે. પગે ભટકીને અથવા તો ખચ્ચર કે ગધેડે બેસીને આ અને બીજાં પ્રસિદ્ધ ખંડિયરો મેં ઢુંઢી માર્યા છે અને મારી સફર દરમ્યાન આ ધરતીની કે તે કિરતારની ખુબી અને કરામત સમજતાં

શીખ્યો હોઉં તો તે માટે આવાં ખંડિયેરોએ મને ઘણુંએ વિચારવાનો અને ઘણુંએ સમજવાનો ખોરાક પુરો પાડ્યો છે. એકવારની કેવી આબાદાની! આજે તેની કેવી વેરાન સ્થિતિ! જમાનાનાં ફરતાં ચક્રનો દમબદમ ખ્યાલ કરતાં પુરાનાં તુર્કી રાજ્યનાં પાયતખ્ત બ્રુસા ( Brusa ), વિખ્યાત અંગોરા, મસ્નવીના મહાન શાયર જલાલુદીન રૂમીની કબરની જયારત માટે જાણીતા થયલા શેહેર કોનીઆ, વગેરે એશિયા માઇનરનાં જોવા લાયક શહેરો ફરીને હું એથન્સ તથા ક્રીટ થઇને પ્રાચીન મીસર દેશમાં જઇ પહોંચ્યો. પુરાતન પાદશાહોના જમીનદોસ્ત થયલા ખંડિયેરો આહીં જોઈને ખારટુમ સુધીની મુસાફરી કરીને હું હિંદુસ્તાન આવ્યો: કારણ દિલ્હી દરબાર અને કોરોનેશનનાં ટાકણું વેળાએ દિલ્હીનો ઠાઠ નિહાળવાની મારી ખાહેશ હતી. તા. ૨૪ મી ડીસેમ્બરને દિવસે પાછલા પહોરે દિલ્હી પોહોચ્યો અને અલીગઢની "મોહોમેડન એડયુકેશનલ કોનફરન્સ" માં હાજર થયો.

તા. ૩૦ મી સપટેમ્બર ૧૯૦૩ ને દિવસે મુંબઇની અંજુમને ઇસ્લામ હસ્તક ચાલતી શૌળાઓના વિદ્યાર્થીઓને ઇનામ આપવાના મેળાવડાના પ્રસંગે મુંબઇના ગવરનર સર જેમ્સ મોનક્રીફને મુખે મેં જે સખુનો સાંભળ્યા તે નીચે ઉતારી લઉં છું:—

" " તલવાર કરતાં કલમ વધુ બળવાન છે " એમ હવે સર્વ સુધરેલા દેશો સમજે છે, પણ તમારી કોમ હજી એ બાબદ સમજેલી લાગતી નથી."

આમ કહી ગવરનર સાહેબે કન્યા કેળવણીની ખરી જરૂરીઆત તરફ મુસલમાન કોમનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. ઈસલામની જાહોજલાલી દરમ્યાન બુખારા શહેર ત્યાંના લોકોની વિદ્વતાના પ્રતાપથી બુખારા શરીફનાં નામથી ઓળખાવા લાગ્યું. અને આજ દિન સુધી એજ નામથી ઓળખાય છે. મારી સઘળી મુસાફરી દરમ્યાન મેં દીઠું કે યુરોપિયન મોટી શહેનશાહતોમાં મારા ઇસ્લામી બિરાદરો મોટી સંખ્યામાં વસતા હતા: ચંઘીસખાન અને તૈમુરલંગની મહાન સલતનતમાં આજે રશિયા રાજ કરે છે. ત્યાંની કિરઘીઝ તરકોમાન, તુર્ક અને તાર્તરી વગેરે બળવાન મુસલમાન કોમોમાં " બળ " તો ઘણુંએ છે, મગર આજના સુધારાની અનેક શોધોની "કળ"નથી. પૂર્વથી પશ્ચિમ, પેકીનથી મોરોક્કો સુધી, અને ઉત્તર દક્ષિણ ડિવના, યેનીસી અને લેના નદીના મૂળથી તે દક્ષિણે જાવા બેટ સુધિ એશિયા તથા આફ્રિકા ખંડમાં બહોળા વિસ્તારમાં ઇસલામી કલામો પઢતી અને ખીચોખીચ વસ્તી મુસલમાન કોમો જોવામાં આવે છે. પણ મોટા અફસોસ સાથે મને કહેવું પડે છે કે આમાં હાલની કળા કેળવણીની મોટી કોતાહી છે. મારા જેવા મીસકીન મુસાફરના બોલોથી એ કોતાહીનો કાંઇ ખ્યાલ આવશે? આજે એ જ શેહેરે શરીફની બુલંદ મદરેસાઓ અને સમરકંદ બોકહની યુનીવરસીટી જેવી મહાન શાળાઓના ઉંચા મિનારા અને ગુંમજો જમીનદોસ્ત થયેલા જોવામાં આવે છે. મને લાગ્યું કે તેની તુટેલી અને ખીસ્માર થયેલી દીવાલો ઝાર બેઝાર રૂદન કરતી મારી સામે ધસી આવી, પોતાનાં ફુટેલાં કરમની કહાણી કહેવા લાગી. પણ હું એક અતિ અદના મુસાફર શું કરી શકું? તેમની આગલી જાહોજલાલી પાછી તે કેમ અપાવું! તે તુટેલા ટુકડાઓને દિલાસો દેવાને મેં આસ્માન તરફ આંગળી બતાવી અને મારા પોતાના બચાવ વાસ્તે મેં ભર નીંદમાં પડેલી મુસલમાન કોમ તરફ આંગળી બતાવી, ત્યાથી ચાલતી પકડી.

આ પુસ્તકમાં મેં જે નકશા આપ્યા છે તે ઉપરથી જણાશે કે રશિયાએ બે સદીમાં કેટલો મુલક મધ્ય એશિયામાં મેળવ્યો છે અને મુસલમાનોએ ગુમાવ્યો છે. જગેજગ રેલવે પાથરવાનો આ જમાનો છે. રશિયા પણ આ સાહસમાં યાહોમ આગળ વધે છે. હિંદુસ્તાન માટે રશિયન રેલ્વેનું છેલ્લું જંકશન રૂશક પોસ્ટ ( Rushk Post ) છે. ત્યાંથી હેરાત માત્ર ૮૦ મૈલ છે અને હેરાતથી કંદહાર ૩૮૯ મૈલ છે, કંદહારથી કવેટા થાતો હિંદની રેલ્વેનું છેલ્લું સ્ટેશન ચમન ૧૪૪ મૈલ છે. એટલે કુલે રૂશક પોસ્ટથી ચમન ૬૧૩ મૈલ દુર છે. આ ૬૧૩ મૈલનો ગાળો સંધાઇ જાય તો હિંદવાસીઓને મુંબઇથી બુખારા ખોકંદ, પેકીન, પારીસ જવા માટે સઘળી યુરોપીયન તથા સૈબીરીયન રેલ્વેની સગવડ મળશે અને મારા મુસલમાન ભાઇઓ પોતાના બીજા ભાઇઓને ઘણી સવડતાથી મળી શકશે. મારા જેમ રખડવાની તેમને જરૂર પડશે નહિ. આમ જુદી જુદી રેલ્વે જોડાઇ જવાથી મુસલમાન ભાઇઓને ફાયદો જ થશે એમ હું ચોક્કસ માનું છું.

ગુજરાતી સાહિત્યમાં અનેક વિષયોને લગતા સંખ્યાબંધ ગ્રંથો પ્રગટ થયા છે. પણ દુરદરાઝની મુસાફરીને લગતા પુસ્તકો ભાગ્યેજ જોવામાં આવે છે. એવી મુસાફરી કરવામાં સખ્ત તકલીફ અને ઝેહમત વેઠવી પડે છે. પણ વળી એવી સખ્તી કેટલાકોને મન મોજ છે અને તેથી યુરોપ કે અમેરીકાના સુપ્રસિદ્ધ મુસાફરો એવી રખડ માથે વ્હોરી લઇ, છાતીતોડ મહેનત કરી, કાંઇ ને કાંઇ નવી નોંધ ભેગી કરવાનાં કામને જીંદગી અર્પણ કરે છે. મારી અદના નોંધો તેવી કિમતી તો નથી, પણ મારા જેવા મિસ્કીને કોઇની પણ મદદ વિના પોતાનાં જ તન, મન, ધનથી ગુજરાતી સાહિત્યની સેવા માટે જે કાંઇ બન્યું તે કીધું છે અને ઉમેદ છે કે મારી એવી શોખની સેવાથી સાહિત્યના શોખીનોને કાંઇક સંતોષ થશે.

એવી મુસાફરીઓ કરવામાં જાનનો જોખમ છે, તેમ તેને લગતી નોંધો ભેગી કરવા માટે તથા ચિત્રો વગેરેની ગોઠવણ કરવા માટે ભારે રંજ ઉંચકવા સાથે ગંજ ખરચવો પડે છે. એટલા માટે યુરોપીયન તથા અમેરીકન મુસાફરોને રાજ તરફથી અથવા પ્રજાકિય મંડળો તરફથી સારો આશરો મળે છે. હિંદુસ્તાન દેશમા એવું ઉત્તેજન કોણ આપશે? ગુજરાતી સાહિત્યનાં બજારમાં મુસાફરીનાં પુસ્તકોની કોણ કદર કરે છે? મારી મુસલમાન કોમ માટે અગર એક સો બાબત સારી લખાઇ હોય અને તકદીર જોગ એકાદ બાબતમાં ગફલતી થઇ હોય તો સો બાબત બાજુ રહી જશે અને પેલી એકનો અઝાબ સોસવાને લેખકે સર નમાવવું જોઇશે! આવી સ્થિતિ બાપડા એશિયાટીક મુસાફરો અને લખનારાઓની છે! અલ્લાહ તેમનો નેગેહબાન થાઓ!

વીસ વરસની જવાન વયથી મેં મુસાફરીની રખડ કીધી છે અને આજ સુધી તે ચાલુ રાખી છે તેની વિગતવાર નોંધ "**પૃથ્વિની પ્રદક્ષિણા**"માં તથા "**ઉત્તરધ્રુવથી ખારટુમ**"માં મળશે. એ લંબાણ મુસાફરીનાં વર્ણનમાં તરેહવાર બાબતોનો સમાવેશ થાય છે. આ કાંઇ કલ્પિત વાર્તાઓ કે કહાણી કિસ્સાઓના તરંગો નથી. આતો ખરા બનેલા બનાવો તથા નજરે જોયેલા દેખાવોનું ખરૂં વર્ણન છે. કુદરતની કરામત, જુદા જુદા દેશના જુદા જુદા દેખાવો અને ત્યાંના લોકોના જુદા જુદા રિવાજો, વિદ્યા, હુન્નર, કળા, કૌશલ્ય, વેપાર રોજગાર, રાજકારી

શેતરંજ પર ખેલાતી બાજી અને દાવપેચ—એ વગેરે વિષયો જોઈ તપાસી સંભાળથી હાથ ધરવાનું મુસાફર કલમકશનું કામ છે. જેટલું અને જેમ બન્યું તેમ મેં કાળજીથી જોઈને અને ભોમિયાઓ તથા ગાઇડબુક મારફતે ભેગું કરીને વાંચકની જનાબમાં રજુ કીધું છે. ભુલચુકની દુનિયા છે. મારી આ અદના કોશેશમાં ઘણીએ ભુલ જોવામાં આવશે તે મેહેરબાન વાંચક માફ કરશે એવી સેવકની વિનંતિ છે.

કિરતારની કરામત ન્યારી છે. કુદરતની અજાયબીઓ અપાર છે. શું એકવાર હતું અને આજે નથી, શું છે અને શું રહેશે, શું ન હશે, એનો વિચાર કરતાં મગજ ઘુમે છે. એકવાર જે મહાન મકાનો અને મંદિરો ઝમકતાં અને ઝળકતાં હતાં, તેઓનાં ખંડિયેરો જોવાનું આજે આપણી સરજતમાં છે. પુરાણી શહેનશાહતોની મોટાઇ અસ્ત પામી છે તો નવીનો દોર શરૂ થયો છે. એ પણ પહેલેની માફક અસ્ત પામશે અને તેની જગ્યાએ બીજી ઝળકી નિકળશે. ફરતા કાળનું ચક્ર આમ ફરતું જ રહેશે. મુસાફર બાપડો કેટલા એવા જીગરચાક કરનાર દેખાવો જોશે અને કેટલું નોંધી લેશે? માત્ર સમુદ્રનું એક ટીપું!

કુદરતમાં આ જગત શી બીસાતમાં? તેની નોંધની તે શી કિંમત? આસમાન તરફ આંખો ઊંચકતાં અગણીત જગત ઉભરાઇ જાય છે. તે જોતાં આપણી પૃથ્વિ અને તેની બલીહારી, તેમાં વસતા ઇન્સાનોની ખુશીખુરમી તથા જાહોજલાલી, એ બધું એક સ્વપ્નું લાગે છે. જેમ શાયર ગાલીબ જન્નત વિષે લખી ગયો તેમ ખુદ આ દુન્યા પણ માત્ર એક મન બેહલાવવાના ખ્યાલ સમાન લાગે છે.

હુમકો માલુમ હય જન્નતકી હકીકત લેકીન
દિલકે બેહલાનેકો ગાલીબ યે ખયાલ અચ્છા હૈ

ઇસ્લામી મુલકોની મારી રખડ અને મારી પુછપરછ અને તપાસનું તાત્પર્ય શું? ટુંકમાં એજ કે મુસલમાન બીરાદરો હાલની વિદ્યા તથા કળા જાણવા, સમજવા, શીખવા, સાંભળવા અને અખત્યાર કરવામાં અતિ ઘણા પછાત છે. કેળવણીની કોતાહીને લીધે તેઓ બીજી કોમ સાથે સરખાવતાં ઊતરતો દરજ્જો લે છે. ઇલાજ મારા અદના મત પ્રમાણે સાદો અને સુતરો છે—સંસાર સુધારો અને સ્ત્રી કેળવણી. મારા જેવો એક અદના મેમણ મુસલમાન એ બાબતમાં ઝાઝું તો કશું બજાવી શકે નહિ, પણ મારી મુસાફરી દરમ્યાન મારા હમદીન બિરાદરોની પછાત હાલત માટે મને જે દુઃખ થતું તે દરમ્યાન મેં ઠરાવ કીધો કે એ હાલત દુર કરવા માટે મારી ગરીબ ગુંજાશ જોતાં જે કાંઈ બની શકે તે કરવું. હું મુંબઇનો અસલ રહીશ છું, તેથી મારાથી બનતી સેવા મુંબઈ ઇલાકાના મુસલમાનોને અર્પણ કરૂં છું. એટલા માટે મુંબઈની અંજુમને ઇસ્લામને મેં સ્ત્રી કેળવણીનું કામ હાથ ધરવાને રૂ. ૧૦૦૦૦ ની રકમ આપી છે અને અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સંસાર સુધારકનું કામ આગળ વધારવાની સરત સાથે રૂ. ૬૦૦૦ દીધા છે. ઉપરાંત મારી જન્મભુમિ ધોરાજીની અંજુમને ઇસ્લામને મેં સ્ત્રી કેળવણીનાં કામ માટે માઈ બાપીકું મકાન વકફમાં આપ્યું છે.

મુંબઇની મેહરબાન અંજુમને ઇસ્લામ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા ખોજાઓની જમાતના અગ્રેસરો મુજનો આ પ્યારાં કામને પાર પાડવા માટે બનતી કોશીશ કરશે જ એવી મને ઉમેદ છે અને તેમ થતાં મારી તરફની નાણાંની જોગવાઇમાં હું વધારો કરતો રહીશ એવી મેં તેમને કબુલાત આપી છે અને ફરી આપું છું, અને મારા મુસલમાન ભાઇઓને અરજ કરવાની આ તક લઉં છું કે ઉપર જણાવેલી કોમી હાજતોનો ગભીર ખ્યાલ કરી પોતાથી બનતી મદદ કરી તેઓ ઇસ્લામી કેળવણી તથા સંસાર સુધારાને ખીલવે કે જેથી પા સદીની અંદર ઇસ્લામી કોમ કેળવણીથી દીપી નિકળી બીજી કોઇપણ કોમ સાથે વિદ્યા, હુન્નર, વેપાર રોજગાર, તથા રાજકારોબારમાં ટક્કર ઝીલી શકે.

છેવટે મારા જેવા અદના મુસાફરને અંજુમને પોતાનાં મકાનનો હોલ નવ માસ સુધી વાપરવા દીધો અને તેથી મારાં પુસ્તકનાં લખાણ માટે સગવડ કરી આપી તે માટે તેનો દિલો-જાનથી ઉપકાર માનું છું.

મુંબઇ તા. ૧૦ મી ઑક્ટોબર ૧૯૦૪ હાજી સુલેમાન શાહમહમદ.

તા. ક.—પ્રિય વાચક, ઉપલું લખાણ લખ્યા પછી પચીસ વરસો ગબડી ગયાં છે. અનેક કમનસીબ સંજોગોને લીધે કામ ઢીલમાં પડ્યું હતું. છેવટે મારી નોંધો અને ગાઇડ બુક ઉપરથી મારા ભલા મિત્ર શેઠ રૂસ્તમ પેસ્તનજી મસાની સાહેબે આ પુસ્તકને તેનાં હાલનાં તમામ રૂપમાં ગોઠવ્યું છે, જે માટે હું એ મારા દોસ્તનો અહેસાનમંદ છું. શુક્ર ખુદાનો, અંતે એ મારી રંજના ગંજનું પુસ્તક રોશની જોવા પામ્યું છે. ઘણીએ બાબતો જુની થયેલી લાગશે, ઘણાએ દેશોના નકશાઓ છેલ્લી લડાઇ પછી ફેરવાયલા લાગશે, તોએ ઉમેદ છે કે લખાણની તારીખ ધ્યાનમાં રાખીને વાંચક આ ગ્રંથમાંથી ઘણીએ નવીન અને ઉપયોગી હકીકત મેળવી શકશે.

કેપટાઉન તા. ૨૯ જુન ૧૯૨૯ હાજી સુલેમાન શાહમહમદ.

# સ્વ. હાજી સુલેમાન શાહમહમદ

## એમના જીવનની આછી રૂપરેખા

: : લખનાર : :

**રૂસ્તમ પેસ્તનજી મસાની**

આ લેખ માટે કલમ હાથમાં લેતાં દિલ ધબકે છે, હાથ ધ્રુજે છે. જેવી ઊંડી શોકની લાગણી આજે મ્હારા તન-મન ઉપર છવાઈ ગઈ છે તેવી આગળ કદી મ્હારા જીવનમાં છવાઈ નથી. ઇનસાન ધારે છે શું ને કુદરત કરી બતાવે છે શું? આ પુસ્તક લખવાનું અને છપાવવાનું કામ શરૂ કરતી વેળા મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મુસાફરીનો અહેવાલ લખાવનાર મશહુર મુસાફર હાજી સુલેમાન, આ પુસ્તકને સંપૂર્ણ થયલું જોયાં પહેલાં આ દુન્યાનો ત્યાગ કરી જશે. અને એ જ પુસ્તકમાં એમનું જીવનચરિત્ર ઉમેરવાની મ્હારી અદના ફરજ થઇ પડશે.

સન ૧૯૦૩ના મે માસમાં એક દિવસે હાજી સુલેમાન મ્હારૂં ઘર શોધતા દાદર પર આવી ઉભા. તે પહેલાં મેં એમને આગળ કદે દીઠા હતા નહિ. એકમેકની ઓળખ આપી, હસ્ત મેળવી અમે એકમેકની ખેરિયત પુછવા લાગ્યા. પછી હાજીભાઇને મ્હારે ત્યાં પધારવાની તસ્દી લેવાનું કારણ પુછતાં બોલ્યા કે "ઉત્તર ધ્રુવથી ખારટુમ સુધીની મ્હારી મુસાફરીનું વર્ણન મ્હારી નોંધ ઉપરથી ઉપજાવી કહાડી છપાવવું છે. એ કામ કોણને સોંપવું તે વિષે ખબર કાઢતાં મ્હને આપનું નામ આપવામાં આવ્યું છે. આપ એ કામ હાથમાં લેશો?"

થોડાક અરસપરસના ખુલાસા પછી ત્યાં ને ત્યાં જ અમે સઘળી ગોઠવણ નક્કી કરી નાખી. એમને પોતાની જાણવાજોગ મુસાફરીનો અહેવાલ છપાવવાની ઇંતેજારી હતી અને જે એઓ નજરો નજર જોઇ આવ્યા તે મ્હારી કલ્પના અને કલમના ઘોડા ઉપર સ્વાર થઇ ફરી આવવાની મ્હારી પણ ઇચ્છા થઇ. એટલે પછી તેમાં રૂપીયા, આના પૈનો સવાલ રહ્યો નહિ. અમ્હે વરસોના જાની મિત્રો હોઇએ તેમ અરસપરસ સઘળી ગોઠવણ પુરમિત્રાચારીથી પૂરી કરવામાં આવી. અંતે એઓ કેપટાઉનના પોતાના ઘરે સિધાર્યો અને હું એમની નોંધપોથી વાંચી એમનો ઉત્સાહ, એમની તીવ્ર અવલોકન શક્તિ, એમનો ઇતિહાસશોખ, તથા રાજનીતિની માહિતી, એક મુસ્લીમ તરીકેની ઇસ્લામ ઉપરની જાન-ફેશાની અને મુસલમાન કોમની ઉન્નતિ માટે ખરા જીગરની ધગશ ઉપર આફ્રિન કરતો એમની નોંધને જુદા જુદા પ્રકરણોમાં ગોઠવવા લાગ્યો. જે કાંઈ નોંધ મ્હને મળી તે ઉપરથી ઉપજાવેલાં પ્રકરણો એમને વાંચવા માટે કેપટાઉન મોકલાવી આપ્યાં પણ સંધિવા તથા આંખની બીમારીના વિગેરે કારણોને લીધે ન વાંચીને તપાસી શક્યાં કે બાકી રહેલી અધુરી નોંધ પુરી કરીને મોકલી શક્યા, આમ કામ ઢિલમાં પડયું. બીજી તરફ અહિં મ્હારી રોકાણો અને ઓદ્દાની જોખમદારીઓ વધતી ચાલી. એટલે લગભગ પચીસ વરસ સુધી કામ અધુરૂં જ રહ્યું.



આસપાસની વાડ ૨૪ ફીટ × ૧૬ ફીટની છે, ત્હેની આસપાસ ૩ ફીટ × ૧॥ ફીટની દીવાલ છે, સંત શેખ યુસુફની
• કબરની દક્ષિણ દીશાના એંશી ફીટમાં ત્હેના ૪૯ અસહાબાત અથવા સાથીદારોમાના ચારની કબરો
આવેલી છે, આ બધા સાથીદારો 'વોએટબુગ' નામના જહાજમાં બેસીને શેખના દેશ નિકાલના
ભાગીદાર બનીને ૧૬૯૪ માં કેપમાં આવી પહોચ્યા હતાં, આખી વાડની અંદર
બીજા પચ્ચાસેક મુસ્લીમોની કબરો આવેલી છે

THE H LAL PRESS KAGDEVI ST BOMBAY 3



બંતામ, જાવા અને મકાસરના સંત શેખ યુસુફ

જે કેપ ઑફ ગુડ હોપમાં ૧૬૯૪ માં આવી પહોંચ્યા ૧૬૯૯ ના મે માસની ૨૩ મી તારીખે જીવનથી અળગા થયા
અને અહિં આરામ લે છે, આ સ્મરણ ચિન્હ પત્થર, હાજી સુલેમાન શાહમહંમદ તરફથી
૨૨ મી જાન્યુઆરી ૧૯૧૩ એ સ્થાપવામાં આવ્યો હતો.

એ અરસામા મ્હને ખબર મળી કે હાજીસાહ સ્વર્ગવાસી થયા હતા; આજથી બે વરસની વાત ઉપર એક દિવસે અન્જુમને ઇસ્લામના એસીસ્ટંટ સેક્રેટરી મી૦ ડીમટીમકર આગળ સખેદ અફસોસ કરતા મ્હેં કહ્યું કે "મરહુમ હાજી સુલેમાન પોતાનું પુસ્તક પુરૂં થયેલું જોયા વિના આ સંસાર છોડી ચાલ્યા ગયા." આ સાભળીને મી૦ ડીમટીમકર અજાયબીથી મ્હારો ચ્હેરો ટીકવા લાગ્યા ને બોલ્યા "હાજી સુલેમાનભાઈ તો હૈયાત છે. તમને આ ખોટા સમાચાર કોણે આપ્યા ?" આ ખબર સાભળી મ્હારી ખુશહાલીનો પાર રહ્યો નહિ. મેં તરત મ્હારા મિત્ર હાજી સુલેમાનભાઈ ઉપર ખુશહાલીના આવેશમા પત્ર લખી જણાવ્યું કે અહિં એમની "બલા પખેરાઇ ગઇ" હતી ! મ્હેં લખ્યું કે કામનો બોજો હમેશના કરતા વધ્યો હતો, તે છતા જો એમનું પુસ્તક પુરૂં કરવાની ખાહેશ હોય તો એમની ઇચ્છા અનુસાર વ્યવસ્થા કરવાને મ્હને આનંદ થશે." આ પત્રનો જવાબ લખતા એમણે લખ્યુ કે "તમારો પત્ર વાચી અતિ ઘણો ખુશ થયો છુ, જેમ એક મુવેલા માણસમા પાછો જીવ આવે."

આવી રીતે મુવેલી ગોઠવણ પણ પાછી સજીવન થઈ ને અમે પુસ્તક પુરૂં કરવાનું કામ પાછુ હાથમા લીધુ. ૭૦ વરસની વૃદ્ધાવસ્થા છતા એક યુવાનને લજાવે એવી ઉલટ ને ઝડપથી મરહુમે પોતાની નોધ જે બાકી હતી તે પુરી કરી આપી, 'ને મ્હારા પર વધી પડેલા કામના બોજા તેમજ અવકાશને અભાવે, 'મેં ભાઇ ગુલામહુસેન' હાજીમહમદ શિવજીને અરજ કીધી કે અધુરી રહેલી નોધ ઉપરથી પુસ્તક આકારમા રચવાના કામમા મદદ કરવી. વળી મ્હારા અંગા' ઉના લખેલાં પ્રકરણોમા પારસી ગુજરાતી ઝાઝી હતી અને છેલ્લા પચીસ વરસમા ખુદ શુદ્ધ ગુજરાતી શૈલીમા પણ ફેરફારો થયા હતા તેથી આખા પુસ્તકની શૈલી તપાસી જવા લેવામાં, પ્રુફ વાચવામા તથા છપાઇનું કામ આટોપવામા પણ એમની અનુભવી સલાહ તથા મદદ માગી.' ભાઇ ગુલામહુસેનના પિતા સ્વ. હાજીમહમદભાઈ મ્હારા પરમ સ્નેહી મિત્ર હતા, તેમનો સાહિત્ય ને કલાનો શોખ એમના બેટા ગુલામહુસેનને વારસામા મળ્યો છે તેને એ મ્હારા જવાન મિત્રે કેટલો બધો ખિલવ્યો છે, તે તો વીસમી સદી અઠવાડીકના વાચકો તેમજ ગુજરાતી સાહિત્યના શોખીનોને બરાબર રોશન છે. આ પુસ્તક રચવામા તથા પ્રગટ કરવામા, એ ભાઇએ મ્હને જે કીમતી મદદ આપી છે તે માટે હું એમનો અહેસાનમંદ છું.

અફસોસ ! કે હાજી સુલેમાન પોતાની મુસાફરીનું પુસ્તક સંપૂર્ણ થએલુ જોવાને જીવ્યા નહિ. એમની જઇફીનો વિચાર કરીને એઓ દર મેલે લખતા કે પુસ્તક જલદી બહાર પડે તેમ કરો. "ઢીલને હડસેલી કાઢો", "બે વરસ સુધાની મ્હારી રખડપટી, આબાદી કે બરબાદી જે કહો તે સઘળું આપના હાથમા છે. વધારે તે શું લખુ ? જેમ જલદી થાય તેમ સારૂં !" વળી તા: ૧૬ મી અક્ટોબર ૧૯૨૮ ના દિવસે લખ્યું કે "આપ મ્હને દિલાસો દેવા લખો છો કે ફુરસદ મળશે. ચિંતા રાખશો નહિ મોડેથી પણ આ કામ પાર ઉતરશેજ પણ બ્હાલા, આ દુન્યામાં જંજાળી લોકોને કદી ફુરસદ મળે છે કે ? પચીસ વરસો થયા આ કામ ઘકેલાય છે. આપ એ પુસ્તકના માદરરૂપ છો. એ મ્હારો પૂત્ર છે કે જેને આપને વિશ્વાસે હવાલે કરેલો છે". ફરી ૧૦મી

ડીસેમ્બર ૧૯૨૮ ના પત્રમાં પણ એવીજ કાકલુદી સાથે લખ્યું કે "એક મીનીટનો પણ વખત હવે જવો નહી જ જોઇએ, નહિ તો હું હવે રખડી રહીશ. વધારે શું લખું ? એક મીનીટને પણ હવે નકામી નહિજ જવા દેશો, અને આ કામ પાર પાડો. નહિ તો આ ફરી બીજી કિસ્મત ને ઠેલી ક્યામત, અલ્લાહ હાફિઝ !"

એકવાર ફરીથી લખ્યું કે "વ્હાલા, રૂસ્તમ, હું આપને મ્હારો રહમજાું છું. હું ૫૦૦૦ માઈલ દુર પડેલો, લાચાર, શું કરી શકું ? વધારે શું લખું ?" એમ પુસ્તક માટે એમનો આગ્રહ ઉત્તરોત્તર વધતો જતો હતો. એમની ઇંતેજારીથી જેટલી બની શકે એટલી ઉતાવળ અમે કીધી. એમને અર્પણ પત્રિકા પ્રસ્તાવના તથા શરૂઆતના કેટલાંક પ્રકરણોના છાપેલાં ફરમા મોકલી આપ્યા. ૪૦૦ પાના પુરા છપાયાં, થોડાંજ બાકી હતા. મ્હારી ખુશહાલી વધતી જતી હતી કે અંતે મ્હારા પ્રિય મિત્રને હું સંતોષી શકીશ. ને દીલ ખુશ થાય એવી રીતે રચાયલું મોટું સચિત્ર પુસ્તક એમના હાથમાં મેલવાનો વખત હવે દુર નથી. તા. ૨૯ મી જુન ૧૯૨૯ ને દિવસે મરહુમે પ્રસ્તાવના વાંચી લાલ શાહીથી પોતાના હસ્તાક્ષરથી તેમાં મારે લગતા ભાગો ઉંગેરીને લખાણ માટે પોતાની પ્રશંસા જાહેર કરી ને પાછું મોકલાવી આપ્યું. જે વાંચી મ્હને ભારે સંતોષ થયો. પણ નિર્દય કાળને દયા ન આવી, એમનો પત્ર મ્હને મળ્યા પછી થોડાજ દિવસ બાદ તારથી ગમગીનીના સમાચાર ફરી વળ્યા. મ્હારા મરહુમ મિત્ર જેઓ છેલ્લી ઘડી સુધી સારી તંદુરસ્તી ભોગવતા હતા, જેમની ઉલટ ને વ્યવસ્થા મનશક્તિ ને અવિરત ઉત્સાહ એમના પત્રોમાં તરી આવતા જે જોઇને હું આફ્રિન કરતો, તેમની અણધારી વફાતનો તાર આવવાથી જે દિલગીરીનો આંચકો મ્હને તેમજ ગુલામહુસેનભાઇને લાગ્યો તેનો પ્રિય વાચક, તને ખ્યાલ આપવાને આ કલમ સમર્થવાન નથી.

થોડા દિવસ રહીને મ્હારા હાથમાં એમનો તા૦ ૭ મી ઓગસ્ટ ૧૯૨૯ નો લખેલો પત્ર આવી પડ્યો. જે એમના અચાનક અવસાન પહેલાં, ફક્ત બે જ દિવસ અગાઉ લખાયલો હતો. જેમાં ગુજરાતી પુસ્તકના ઇંગ્રેજી તરજુમાનું કામ હાથમાં લેવા માટે મ્હને આગ્રહ કરવામાં આવ્યો હતો. અફસોસ કેવી ઉલટ અને ઉમેદ સાથે લઇને સદ્દગત, કુટુંબને, સ્નેહ સંબંધીઓને શોકમાં ડુબેલા મુકી ચાલ્યા ગયા ! એમના એ પત્રમાં નીચલા શબ્દો વાંચીને મારૂં જીગર ચાક થઈ ગયું. "હવે આપે ઇંગ્રેજી લખાણ હાથમાં લીધું હશે જ. આપ લખો છો કે બીજી રોકાણો કમી થતી નથી. આ દુન્યામાં આપ ખાત્રીથી માનજો કે રોકાણો વધતી જશે. મ્હેં આપને ભરોસે અને આપે લખેલું કે "તમારી બલા પખેરાઈ ગઇ છે" એથી મ્હને જીવ આવેલો અને આપને લેખો લખવાનો શોખ છે તેથી હું ખુશી થયો. અહિં મારા છોકરાઓ સઘળાં ઇંગ્રેજીમાં જ લખે, વાંચે અને બોલે છે, એટલે અંગ્રેજી જરૂરનું છે. આપ વગર ઢીલે શરૂ કરી દેવું જ જોઇએ."

જો એમના કુટુંબની ખાહેશ હશે તો ઇંગ્રેજી લખાણ પણ બહાર પડશે. તેટલામાં જન્નતમાં-બસા ઉમરે આ પુસ્તક ગુજરાતી સાહિત્યના શોખીનોની હજુરમાં રજુ કરૂં છું. એમના પત્રોમાંથી

મ્હેં ઉપર જે ઉતારા કીધા છે તે ઉપરથી જોવામાં આવશે કે મરહુમ મુસાફર હાજી સુલેમાન એને પ્રગટ કરવા કેટલા બધા આતુર હતા. એ આતુરતા નામ કાઢવા કે પૈસા કમાવવા માટે ન હતી પણ પોતે જે કાંઈ દીઠું તે ઉપરથી જે સાર ખેંચી શકયા, તેથી ઈસ્લામી જનતા કાંઇ નવું જાણી શકે ને ફાયદો ઉઠાવે તેમજ ગરવી ગુજરાતના સાહિત્યમાં પોતાનો અદના હિસ્સો આપવાનો જ એમનો હેતુ હતો.

જ્યારે સન ૧૯૦૩ મા મ્હેં એમની મુસાફરીની નોંધ વાંચવા માંડી ત્યારે એશિયામાં કયાં કયાં ને કેટલી બધી મુસ્લિમાનોની વસ્તી છે તેની હકીકત મળી ત્યારે હું વિચાર કરતો કે મ્હારા ઇતિહાસ તથા ભુગોળનો અભ્યાસ છતાં ઘણી હકીકતોની મને જરાયે ખબર નહોતી કે ઈસ્લામી ધર્મ પાળનાર પ્રજાઓ એશિયા ખંડમાં એટલી બધી છે તો પણ પોતાના પાડોશી ઇસ્લામી ભાઇ-ઓથી વિખુટી પડી એક એકની હસ્તી વિષે વાકેફ હતી નહિ. તે વેળા મ્હને વિચાર આવ્યો કે એ સઘળી વિખુટી પડેલી પ્રજા જો પોતાનું પાસુ બદલી એકઠી થઇ જાય તો તમામ એશિયામાં ઇસ્લામી ધ્વજા ફરકતી થવાનો વખત દુર હતો નહિ ! તે પછી વરસો વહી ગયા છે, ને આજે કુલ દુન્યામાં નવું ચેતન રેડાઇ રહ્યું છે ત્યાં ઈસ્લામીઓ પણ પોતાનો હિસ્સો ચુકવવા, ધાર્મિક તેમ જ રાજદ્વારી બાબતોમાં પણ જાગ્રત થયાં છે, ઇસ્લામીઓને લગતા, તેમજ તેમના પ્રાચિન ગૌરવનું ભાન કરાવતા કેટલાક અવનવા વિષયો ઉપર આ પુસ્તક ઘણું અજવાળું પાડશે તેમાં શક નથી.

આ પુસ્તક છાપવાનો આટલો ઇતિહાસ રજુ કર્યા બાદ પૃથ્વિની પ્રદક્ષિણા પછી એમની બીજી મુસાફરીની કેંક વિગતો ઉપર ધ્યાન ખેંચુ તે પહેલાં એમનાં જીવનનું ટુંક વૃતાંત રજુ કરવાની જરૂર છે.

ગુરૂવાર તા. ૨૩ મી જુન ૧૮૫૯ નો દિવસ કાઠીઆવાડના ગરીબડાં ધોરાજી ગામ માટે તથા જમાનાની ગિરદેશથી નગીમાં આવેલાં એક ખાનદાની મેમણ કુટુંબ માટે કહો, કે તમામ મેમણ કોમ માટે કહો કે હિંદની ઇસ્લામી આલમ માટે કહો, એક ભાગ્યશાળી દિવસ હતો. એ મુબારક દિવસે સ્હવારના બે વાગે એ ગામમાં એક બાળકનો જન્મ થયો જેણે ધોરાજીને જ નહિ પણ આખા હિંદને મગરૂર બનાવે એવી નામના મુસાફરી અને વેપારવણજમાં મેળવી. ને આફ્રિકામાં વસ્તી હિંદી પ્રજાને સગર્વ બનાવે એવી સખાવતો કીધી. હિંદ માતાનો આ સપૂત તે મરહુમ હાજી સુલેમાનભાઇ હતા.

એમના પિતાશ્રી-શાહમહમદ જીવા કાપડનો ધંધો કરતા હતા. તેમા ખોટ આવવાથી દુર દેસાવર નસીબ અજમાવવા માટે તે આફ્રીકા ગયા ત્યારે હાજી સુલેમાનની ઉમર ફક્ત ૧૧ા વરસની હતી. પિતાશ્રીના મરણ પછી થોડીક રહી સહી દોલત હતી તે પણ કર્જમાં ઘસડાઈ ગઈ. માતાએ પંદર વરસ થયાં ત્યાં લગી જેમ તેમ ભણાવ્યો. પછી એક વેપારીની દુકાને નામુ ઠામુ લખવા બેસાડયોઃ તે વેપારીએ એમની સાથે સખ્તાઇથી કામ લેવા માંડયું તેથી નોકરી છોડી છુટક ધંધો કરવાની શરૂઆત કરી તેમાં રહેલાઇથી ગુજારો થાય તેમ નહિ લાગવાથી દેસાવર જઇ કમાણી કરવાનો વિચાર સ્ફુર્યો. આ વેળાએ હાજી સુલેમાનની ૨૧ વર્ષની વય હતી. તે અરસામાં એમના માતુશ્રીના અવસાન પછી એમને જીવન અકારૂં લાગવા માંડ્યું. ૨૨માં વરસની શરૂઆતમાં દોઢ

વરસના એક બાળક આહમદ ને પત્નીને ધોરાજી છોડીને જબલપોર માર્ગે કલકત્તે ગયાઃ ત્યાંથી રંગુન ગયા. આમ ભટકતાં ભટકતાં ૧૮૮૩ સાલમાં કેપટાઉન (દક્ષિણ આફ્રિકા) ગયાઃ છુટક કામ હાથ લાગી જવાથી ચાર વરસ કેપટાઉનમાં પસાર કરીને પાછા વતન ધોરાજી આવ્યા. ત્યાંથી બાળક આહમદ અને પત્નીને લઇ કેપટાઉન જવા ઉપડયા. કેપટાઉનમાં નસીબે યારી આપવાથી ઠીક કમાયા અને મક્કે હજ્જ કરવા જવાનો વિચાર કર્યો. સાથેસાથ ફાવે તો મિસર સિરિયા અને શામ દેશ જોઇ આવવાનો ઇરાદો રાખ્યો. તે માટે પહેલાં ઝંગબાર ગયા; આ મુસાફરી પછી એમના દિલમાં આખી પૃથ્વી ખુંદી વળવાની તમન્ના જાગી ને ૧૮૮૭ થી ૧૮૯૫ સુધી આફ્રિકા, અરબસ્તાન, મિસર, સિરિયા, જેરૂસલમ, તુર્કી ફરી આવ્યા. પછી બીજે ફેરે ઓસ્ટ્રેલીયા–મેલબોર્ન ગયા. ત્યાંથી ક્વીન્સલેન્ડ જે અજાયબીની ભૂમિ ગણાય છે ત્યાં ગંધકના ફુવારા, ગરમ પાણીના સરોવરો, બર્ફની નદીઓ જોઇ સિડની ગયા ત્યાંના અજાયબ ગુફાઓ જોઇ ન્યુ-ગીઆના જાવા, સિંગાપોર, થઇ ચિન ગયા. ચીનમાં તો ખુણે ખુણે ફરી વળ્યા. ચિનનું પાટનગર પેકીંગ જોયું. હોંગકાંગ જોયું. ત્યાંનું જગતવાસી વસ્તી માટે જાણીતું શહેર શાંઘાઇ જોયું. ત્યાંથી ઉગતા સૂર્યના દેશ જોવા જાપાન ગયા. ત્યાં ઓસાકા, ટોકીયો, હોનોલુલુ વિગેરે જોઇ સાનફ્રાન્સીસ્કો જઇ મોર્મન લોકોના મુલ્કમાં કદમ લંબાવ્યાં. ત્યાં નીકળતા સરોવરો, સોડાવોટરના ઝરા, દેવતાઓના બાગ, તેમજ કુદરતી પથ્થરના વાજીંત્રની ગુફા નિહાળી, અમેરીકા ગયા. ચિકાગો જોયુંઃ ત્યાં અનેક શહેરોમાં ફરી સોના ને કોલસાના ખડકો જોયા. પછી મેમથકેવ તરફ વળ્યાં ત્યાંથી ન્યુયોર્ક તરફ કુચ કરી નાયગરાનો જગમશહુર ધોધ જોયો. પછી એટલાન્ટીક મહાસાગર પાર કરી હોલંડ તથા બેલજીયમ ગયા. ત્યાંથી વળતા મહાન નેપોલીઅનનાં જંગમાં મશહુર થયેલું વોટરલુનું મેદાન જોયું. ત્યાંથી ફ્રાન્સ થઇ જર્મની ગયા. ત્યાંથી ડેન્માર્ક, નોર્વે સ્વીડન થઈ યુરોપીઅન રૂશિયા ફરી વળ્યા; વચ્ચે પોલેંડ જોયું ને આસ્ટ્રીયા હંગેરી તરફ વળ્યા. ત્યાંથી સ્વીટ્ઝર્લેન્ડ, ઇટલી, સ્પેન થઇ ફ્રાન્સ થઇ ઇંગ્લંડ તરફ વળ્યા, અને ત્યાંથી પાછા માતૃભુમિ હિંદ આવ્યા. ફરી ત્રીજી સફર મુંબઇથી મસ્કતની કરી. ત્યાંથી બસરા, અબુશહેર થઇ તાઇગ્રીસ પાર કરી બગદાદ ગયા. ત્યાંથી મોસલ થઇ નિનોવેહ ગયા. આખું ઇરાન ફરી શેખ સાઅદી તેમજ ઓમર ખય્યામની કબ્રના દર્શન કર્યા, તેમજ બેબીલોનના અતિ પુરાતન ખંડિએરો ખુંદી વળ્યા. પાછા હિંદ આવી મુંબઇથી અમદાવાદ, ઇંદોર, અંજમેર, કરાંચી, કાનપુર થઇને જબલપોર, બનારસ, અમરતસર, દિલ્હી એમ કાશમીરથી કન્યાકુમારી થઇને કલકત્તા ફરી મદ્રાસ સિલોન આવી ન્હાના મ્હોટા શહેરોમાં ભટકી આખું હિંદ ખુંદી વળ્યા. ને પાછા કેપટાઉન ગયા. આ સઘળી મુસાફરીનું એક પુસ્તક **પૃથ્વીની પ્રદક્ષિણા** સન ૧૮૯૫ માં બહાર પાડયું. એની કીંમત રૂ. ૪ હોવા છતાં પાંચ વરસમાં બધી પ્રતો ચપોચપ ખપી ગઈ. એમને પુસ્તકમાંથી નફો કરવો હતો નહિ માટે સઘળી આવક અંજુમને ઇસલામને સપુરદ થઇ.

હવે એમણે પોતાનું ચિત્ત ધંધા પાછળ રોકયું. પછી આઠ વરસે પાછી બાકીની અડધી દુન્યા ફરી વળવાની લગની લાગી; આ વખતે સાત બાળકો અને પ્રેમાળ પત્નીની સ્નેહભરી હુંફ છોડી એમનું મન રખડપટી કરવા તૈયાર નહોતું. પણ પવિત્ર પયગમ્બર હઝરત મહમદ સાહેબની

જેનાબ અને હાતીમા મદ્રેસ્સાહ



(સ્થાપક: હાજી સુલેમાન શાહમહુંમદ)

જહેનો પાયો નામદાર બ્રિટેનશાહ પાંચમા જૉર્જના રાજ્યાભિષેકને શુભ દિને તા૦ ૨૨ મી જુન ૧૯૧૧ ના દિનસે કેપટાઉનના મેયર સર ફ્રેડરીક સ્મીથ Kt, જે પી એ નાખ્યો હતો

AL PRESS MAGDE & SONS

હાજી સુલેમાન શાહમહંમદ એકેડેમી



મસ્જીદ—અલ—જમીઆહ
જહેનો પાયો નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જના રાજ્યાભિષેકને શુભ દિને તા૦ ૨૨ મી જુન ૧૯૧૧ ને.
દિને કેપના સીવીલ કમીશનર ડબલ્યુ ઍાલ્ફ્રેડ કોલાર્ડ એસ્કવાયર, જે. પી. એ નાંખ્યો હતો.

THE HILAL PRESS NAGDEVI ST BOMBAY 3

હદીસ "જ્ઞાન મેળવવા મથો અગર તે ચિનમા હોય" સ્મરીને ઇસ્લામી ભાઇઓના લાભ ખાતર એશિયાના ઇસ્લામી મુલકોમાં રખડપટ્ટી શરૂ કરી ને દુનિયાની ઇસ્લામી પરિસ્થિતિનો અભ્યાસ કરવાનો વિચાર કર્યો. સન ૧૯૦૨ મા મુસાફરીએ નીકળી જે રખડ શરૂ કરી તેના પરિણામરૂપે આ "ઉત્તરધ્રુવથી આરટ્રસ"નું પુસ્તક વાચકોની સેવામા રજુ કરવાની એમની ખ્વાહેશ હતી તે અનેક હાદસાઓ પછી આજે લગભગ પા સદી પછી પણ રોશની જોવા પામ્યું છે એટલુ પણ ગનીમત છે.

મારા માનવંત મિત્ર હાજી સુલેમાન ધર્મના બંદા હતા. ઇસ્લામીઓ અને ગુજરાતી વાચક હિંદુ ભાઇઓને કાઇક જ્ઞાન આપવા, કાઇંક રસ્તો બતાવવાની હોશથી એમણે પૃથ્વિની પ્રદક્ષિણા કરવાનું માથે લીધુ હતુ. વળી પોતે કુદરતને એના ખરા સ્વરૂપમા અનેક અજાયબીઓ સાથે નિરખવાને પણ આતુર હતા. તેમજ તે વખતે પોતાના ઇસ્લામી બીરાદરોનું આ જગતમા કયુ સ્થાન હતું એ પણ નિહાળવા માગતા હતા. પરિણામમા એમણે જોયુ કે ઇસ્લામની પુરાતન જાહોજલાલી પછી ઇસ્લામીઓ દુન્યાને ખુણે ખુણે ફરી વળ્યા હતા. દુન્યામા એક મુલ્ક પણ એવો નથી કે જેમા પાક અલ્લાહને માનનાર મુસ્લિમ નહિ હોય. એ વિષે વધુ હકીકત આ પુસ્તકને ૮૫ મે પાને વાચકને મળી શકશે.

આગળના જમાનામા વીર ને પુરૂષાર્થી પુરૂષો પાસે દુન્યાની રાજ્યસત્તા કાડા ખાવડાના ખેલ ને રમકડાં સમાન હતી. મહાન સિકંદર પછી દુન્યાને જીતનાર અજેય પુરૂષો પાકયા હોય તો તેમા સૌથી વધારે ફાળો પણ ઇસ્લામ ધર્મ પાળનારાઓ તરફ જ આવે છે. એમ એમણે પોતાની રખડપટી દરમ્યાન જોયુ. મહાન ચંગીઝખાન, તૈમુર, સુલતાન મહંમદ ફાતેહ પછી વીરોત્તમવીર સુલતાનોની હારમાળાથી તુર્ક ઇતિહાસ ઝળહળી રહ્યો છે. એ વિષે ઇતિહાસ પ્રેમી હાજીભાઇએ અતિ રસિક હકીકત દર્શાવી છે. આવાં દરેક ઇતિહાસીક મથક ફરી આવનાર અને મહાન વિજેતાઓની તેમ જ સુફી સંતોની પવિત્ર કબરના દર્શન કરનારા મ્હારા મિત્ર હાજીભાઈ ખરેખર નસીબવંત કહેવાય. ઇસ્લામના પાક નગર બુખારા તરફ વળતા વેરાન પડેલી જામીઆ કબીરની મુલાકાત લેતા એક વયોવૃદ્ધ ઇસ્લામી આલિમ સાથે એમને જે વાત થઈ હતી તે તે વખતની ઇસ્લામી હાલત સચોટ રીતે ખુલ્લી પાડે છે. એ વિશેની હકીકત આ પુસ્તકને ૧૬૮ મે પાને વાચતા જણાશે. હાજી સુલેમાને સવાલ કીધો કે "ઓ પીરમર્દ, તું એટલું તો બોલ કે હાલમા મુસલમાનોમા ઇલમ કેવો અને કેટલો છે?" તે જ્ઞાન વૃદ્ધ પુરૂષે બોધમમા સચ્ચોટ જવાબ વાળ્યો કે આજે સવારે મ્હેં તને સુલતાન મુરાદલીકના મદ્રેસાની ખાલી પડેલી ઓરડીઓ પાસેથી એક પછી એક ઓરડી તપાસી નિરસે જ ચહેરે પાછો ફરતો જોયો. બસ! આમા તારા સવાલનો જવાબ મળી રહે છે"

કુદરતની નીશામા તેમજ ઇતિહાસીક ખંડિયેરો પાસે છવાયલા બોધક વાતાવરણમાથી મારા મિત્રે અનેક મર્મસ્પર્શી સત્યો ઝીલ્યા હતા. ઇસ્લામના દર્દથી એમનુ અંતર સદાયે દાઝતું હતું. તેથી એમણે ગયા વરસે જ એક મસ્જીદ પચાવન હજાર રૂપીયે ખરીદી લઇને વકફ કરી હતી. એ મસ્જીદ ખરીદતી વેળાની આપણા દીનદાર મિત્રની ઇસ્લામ સેવા ખરે જ અણમોલ ગણાશે. એ મસ્જીદ એક યહુદી પાસે મારગેજ હતી, તેના વ્યાજ સુદ્ધાની રકમ તેના કાર્યકર્તાઓ નહિ ભરી શકવાથી

એ યહુદીએ લીલામ કરવા કહ્યું હતું ને એક સીનેમા કંપની તેને નાટક થીએટર તરીકે ખરીદી લેવા તત્‌-પાપડ હતી. જો ખરેખર આમ થાત તો ઇસ્લામીઓને માથે સદાનું કલંક રહી જાત. એવા કટોકટીના વખતે આ મસ્જીદ ખરીદી લઇ કુલ ઇસ્લામી આલમ પર અહેશાન કરવાની અણમોલ તક છોતી ગયા હતા. આફ્રિકાના યુવાનોને કેળવણી આપવા માટે યુનીયન સરકાર તરફથી અનેક પ્રકારની કનડગત હોવાની વાત એમણે કેરોની મુસાફરીના પ્રકરણોમાં સ્પષ્ટ કરી છે એ માટે પણ એ ભલા હાતિમ દિલના ભાઇ વખત જતાં પોતાથી બનતું ઘટતું કરવાને ચુક્યાં નહિ. કેળવણીનો પ્રચાર ઘણી જ હોંશથી અને ઘણા જ જુસ્સાથી એમણે કર્યો છે. મુંબઇ ઇલાકાની કેટલીક શાળાઓમાં તેમના તરફથી ઇનામો તથા સ્કોલરશીપ અપાય છે. એમણે સ્ત્રી કેળવણી માટે પણ ખરાં દીલની દાઝ બતાવી છે. કેપટાઉનની નઝદીકમાં ફલેરમોન્ટ ઉપર એમણે એક મસ્જીદ ઉપરાંત એક મદ્રસા તૈયાર કરાવી છે તેમ જ આગળ જતાં એમણે પોતાના નામની એક સુંદર એકેડમી સ્થાપી જેથી એ સંસ્થા હિંદીભાઇઓના બાલ–બાલિકાઓને કેળવણી આપવામાં દરેક પ્રકારની મદદ કરે તેમ જ આ એકેડમીથી હિંદી યુવકોને અનેક પ્રકારે લાભો મળ્યા જ કરે એવી કુન્હે ભરી વ્યવસ્થાથી એ સઘળું કામ ધી હાજી સુલેમાન શાહમહમદ એકેડેમી ટ્રસ્ટ "ને સોંપવામાં આવ્યું છે.

મુસાફરી દરમ્યાન પુરાતન ખંડિયેરો જોઈ, એના ભવ્ય ભૂતકાળ અને આજના વિનાશ તરફ જોઇ એમના આત્માને ખુબ લાગી આવતું. તેથી સેન્ટ્રલ એશિયામાં જોયલા કેટલાંક ખંડિયેરોનું ફરીવાર સમારકામ કરાવીને જીર્ણોદ્ધાર કરવાનું એમનું મન થઇ આવ્યું હતું. સંત શેખયુસફની કરામત ચણાવવા તેથી લગભગ એક લાખ રૂપિયા ખર્ચ્યા હતા. ને બીજા બે લાખ રૂપિયા ખર્ચીને બે નવી મસ્જીદો તેમજ એક હોસ્પિટલની વ્યવસ્થા કરી હતી. તેમ જ ઇતિહાસ શોધખોળના વિષયમાં પ્રવિણતા મેળવનાર વિદ્યાર્થીઓને એમની તરફથી સ્કોલરશીપ મળતી. તેમજ કેટલીકવાર ચાંદો પણ એનાયત કરતા. તે માટે મુંબઈની અન્જુમન ઇસ્લામને રૂપીયા દશ હજારની રકમ સપૂર્દ કરી છે. તેમજ અમદાવાદની ગુજરાત વર્નાકયુલર સોસાયટીને સંસાર સુધારાનું કામ આગળ વધારવાને ૭ હજાર રૂપીયા તેમજ ધોરાજીની અન્જુમનને સ્ત્રી કેળવણી માટે પોતાનું બાપીકુ મકાન આપ્યું હતું. આ સ્કોલરશીપ અને ચાંદો આપવાની વ્યવસ્થા નીચેની સંસ્થાઓને સોંપ્યું છે.

૧. અન્જુમને ઇસ્લામ, મુંબઇ

૨. ગુજરાત વર્નાકયુલર સોસાયટી, અમદાવાદ.

૩. અન્જુમને ઇસ્લામ, ધોરાજી

તેમ જ કેપટાઉનના સાઉથ આફ્રિકન મ્યુઝીઅમને પુરાતન સિક્કાઓનો એક સારો જેવો સંગ્રહ તથા એકસો પૌન્ડ સ્ટર્લીંગ ભેટ આપ્યા છે. જેથી એના વ્યાજમાંથી આ સંગ્રહમાં ઉમેરો થતો જ રહે.

જગતના ઇતિહાસનો એમણે બારીક અભ્યાસ કર્યો હતો. પશ્ચિમના અભ્યાસકો હજી સુધી આપણા પૂર્વના ઇતિહાસમાં અનેક શોધખોળ કરતાં આવ્યા છે. પણ આપણા ઇતિહાસકારો

એ બાબતમાં હજી જરાએ ઉત્સાહ લેતા થયાં નથી; તેથી હાજીભાઇએ આ પુસ્તકમાં ખંડિયેરોની મુલાકાત વેળા ટુંકમાં પણ ખંડિયેરો વિષેની ઇતિહાસીક વાતો ઉમેરવાની તક લીધી છે; ને બાકુમાં આવેલા એક પુરાતન હિંદુ મંદીરની વધુ તપાસ લેવા હિંદ તરફથી કેટલાક ઇતિહાસ પ્રેમીઓને મોકલવા હિંદુ શ્રીમાનોને આ પુસ્તકને ૨૧૬ મે પાને આગ્રહ પણ કર્યો છે. જેથી હિંદુભાઇઓ આગળ બાકુમાં ક્યારે વસતા હતા, તેની સત્તાવાર શોધ ને નવી હકીકત મળી શકે.

પુરાતન સંસ્કૃતીની છાયા એમણે તેમની મુસાફરી દરમ્યાન ઠેર ઠેર દીઠી. બલકે ઘણે ઠેકાણે પુરાતન સંસ્કૃતી એક નહિ તો બીજી રીતે આજે પણ જગતના માનવીઓના હૃદય ઉપર રાજ કરી રહેલી એ જોઇ શક્યા હતા. ધર્મના મહાન સ્થાપકો હઝરત મહમદ (સલા) હઝરત મુસા નબી અશો જરથોસ્ત, મહાત્મા ગૌતમબુદ્ધ, તેમજ જીસસ ક્રાઇસ્ટ, સર્વ પૂર્વમાં જન્મયા હતા. જેમ દુન્યાને જ્યારે જ્યારે ધર્મની જરૂર પડે છે ત્યારે પરવરદેગાર પોતાના નુરનો તણખો એશિયામાંથી જ પ્રગટાવી દુન્યામાં મોકલે છે, જેની રૌશની અંધકારમાં આથડતા ઇનસાનોને રાહનુમારૂપ થઇ પડવાને જગતભરમાં ફેલાઇ જાય છે, તેમજ બીજા મહાન ખગોળવેત્તા તથા સુફીયો અને મહાન તત્વેત્તાઓ થઇ ગયા છે તેઓ તેમજ કવિઓ જેઓ પોતાની દિલજીંદા કરતી વાણીથી દિલચસ્પ સંગીત મારફત જગતને અનન્ત ને અણુમોલ ભેટ આપી ગયા છે તેમનો પણ પૂર્વમાં ઉદય થયો હતો. જલાલુદિનરૂમી, ફરીદુદીન અતાર જામી, નિઝામી, શેખ સાદી, મહાન શાયર ફિરદુશી ને અબુઅલીસીના, હુફીઝ ઓમરખય્યામ વિગેરે જે નામાંકીત ધરમી શાયરોએ દુન્યાને હર્ષીત કરી મોહની લગાડી તેવા શાયરો અને ઓલીયાઓની પાક કબરના દર્શન કરી તે ઉપરના ગુલાબો ને હરીયાળી જોવાને મરહુમ મુસાફર ખરેજ નસીબવંત થયા હતા. એથી ઇતિહાસીક મથકોને આબાદ કરવાનો, ખોળી કાઢવાનો ને જાળવવાનો ધર્મ પ્રેમનો જુસ્સો એમનામાં પ્રગટ્યો હતો. દાખલા તરીકે પવિત્ર સંત શેખ યુસફની વેરાન પડેલી કબરને આબાદ કરવાનું મહા પૂન્યશાળી કાર્ય કરવા એમનો આત્મા પ્રેરાયો હતો. શેખ યુસુફ એક ઓલિયા અલ્લાહ હતા. જાવા ટેટામાંથી એમને દેશ નિકાલ કરવામાં આવ્યાથી ઇસ્લામનો પવિત્ર સંદેશ લઇ એ મહાત્મા પોતાના અનુયાયીઓ સાથે એક વ્હાણમાં બેસી આફ્રિકાના સ્ટેલનબોશ પ્રગણામાં એરસ્ટેનદીના કીનારે સન ૧૬૯૯ ના મે મહીનાની ૨૩ મી તારીખે આવી પહોંચ્યા. મરહુમ હાજીભાઈએ એ વેરાન પડેલી કબરોનો ઇતિહાસ જાણવા માટે સાઉથ આફ્રિકાનો ઇતિહાસ તપાસી જોયો. તો ૧૬૫૨ થી ૧૭૯૫ સુધી ડચ ઇસ્ટ ઇન્ડીયા કુ૦ ત્યાં રાજ્ય કરતી હતી તે કાળમાં તે દરમીયાન જે એક ઇતિહાસ લખાયો હતો તે ઇતિહાસમાંથી ઓલીયા શેખ યુસફનો ઇતિહાસ શોધી કાઢ્યો: ઘણી બારીક તપાસ પછી અંતે જડ્યું કે શેખ યુસુફ "વોટબુગ" નામક વ્હાણમાં બેસીને પોતાના ૪૯ મુરીદો સાથે કેપને કિનારે આવી પહોંચ્યા હતા. ત્યાં એરસ્ટે નદીના મુખ આગળ પોતાના અનુયાયીઓ તેમજ તેમનાં બૈરી છોકરાંઓ સહિત વસવાટ કર્યો. કહેવાય છે કે એમના ચાર મુખ્ય અનુયાયીઓને શેખની કબરની નૈઋત્ય દિશામાં દફનાવવામાં આવ્યા હતા. આ ચાર અસહાબો ( સાથીઓ )ની કબરો બાજુમાં ૨૪x૧૬ ફીટની વાડ કરાવી છે. તેમજ એમણે શેખ યુસુફની કબરવાળી બધી જમીન ખરીદી લીધી અને તેની ઉપર સમારકામ ચલાવીને સુંદર

કરામત (મકબરો) ચણાવેલ છે તેમજ આ સઘળુ કામ "ધી હાજી સુલેમાન કરામત ટ્રસ્ટ"ને ૧૯૦૯ની જાન્યુઆરીની ૨૫ મી તારીખે સંપૂર્ણ કરાવી સોંપ્યું છે.

કેપટાઉનમાં ૨૨ મી જુન ૧૯૧૧ ના દિને નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમાના રાજ્યાભિષેકની ક્રિયાના મુબારક દીને જયનબ અને ફાતેહમા મદ્રેસા ને સ્કુલનો પાયો નાખવાની ક્રિયા પહેલા મસજીદમાં બંદગી કરવામાં આવી હતી તે પછી કેપટાઉનના મેયર સર ફ્રેડરીક સ્મિથે પાયો નાખવાની ક્રિયા કરી હતી. અને તેજ દિવસે હાજી સુલેમાન જામિઆ (મસજીદ) નો પાયો નાખવાનું શુભ મુહૂર્ત ત્યાંના કમીશનર મી. વિલીયમ ઍાલ્ફ્રેડ કોલાર્ડના હસ્તે થઇ હતી.

આજે એમના કુટુંબીઓ કેપટાઉન સાઉથ આફ્રિકામાં જાથુકનો વસવાટ કરી રહ્યા છે. સન ૧૯૦૨ પછી હાજીભાઇ મુંબઈ પાછા આવ્યા નથી. આજે ૨૭ વરસ થયા છતાં મ્હારા એ મરહુમ મિત્રનો ચહેરો ૧૯૦૩માં મ્હારાથી ખુશખુશહાલ છુટાં પડયાં તેવોજ મારી કલ્પનામાં તાજો છે. એમના પહેલા લગ્ન ધોરાજીમાં થયાં હતા. ૧૮૮૦ માં એમને ત્યાં પહેલો પૂત્ર જન્મયો. તેનું નામ આહમદ પાડયું. એ એમના પહેલાં ખોળાનું બાળક મુસાફરી દરમ્યાનજ કેવા કરૂણ સંજોગોમાં એમનાથી વિખુટો પડી ૨૮ મી સપટેમ્બર ૧૮૮૭ માં જાલીમ મૌતને શરણ થયો હતો. તેની કરૂણ રસિક હકીકત પૃથ્વિની પ્રદક્ષિણાના પહેલાં ભાગમાં એમણે લખી છે. આવી રીતે મ્હારા એ બૌદ્ધ મિત્રને દુન્યામાં અનેક લીલી સુકી જોવાનો પ્રસંગો પણ વિત્યા હતા ખરા.

કેપટાઉનમાં એમણે બીજીવાર લગ્ન કર્યા, એથી એમને અગીયાર સંતાનો થયાં, તેમાંના પાંચ ગુજર પામ્યા અને આજે નીચે જણાવેલાં છ સંતાનો હૈયાત છેઃ

૧ યુસફ હાજી સુલેમાન જે ૧૮૯૩ ના માર્ચ મહીનાની ૧૮ મી તારીખના જનમ્યો ને વૈદક ઉદ્યોગ ધંધો લેવા બાબદ ગ્નાન સંપાદન કરવા ૧૯૦૮ મા ઈગ્લાંડ ગયો હતો.
૨ મરીયમ હાજીસુલેમાન જેણીનો જન્મ ૧૮૯૬ ની ૮ મી માર્ચના દિવસે થયો હતો.
૩ આમીના હાજીસુલેમાન જેણી કેપટાઉનમાં ૧૮૯૮ ના જુનની પાંચમી તારીખના ગુરૂવારે જન્મી હતી.
૪ ખદીજા હાજીસુલેમાન જેણીનો જન્મ ૧૮૯૯ ના સપટેમ્બર માસની ૨૪ મી રવીવારને દિવસે થયો હતો.
૫ ઉમર હાજીસુલેમાન જે જાનેવારી ૧૯૦૫ ની ૮ મી તારીખના દિવસે જન્મયો.
૬ સર્વથી નાની બેટી આયશા હાજીસુલેમાન જે ૧૯૦૬ ના ૧૨ મી મેના દિવસે જનમેલ છે.

પોતાની મુસાફરી દરમ્યાન દેશ પરદેશમાં વસતા હિંદી ભાઇઓના કુસંપ માટે એમને ખુબ લાગી આવતું. અરબી સમુદ્ર પાર કરતાં હિંદીઓ કુસંપના પોટકાને દરીયામાં ફેંકી નહિ દેતા પોતાના વડવાઓની કોઈ કિંમતી મીરાસ હોય તેમ સંભાળીને સાથેજ લેતાં જઇ જાળવી રાખે છે, એ વિષે આ પુસ્તકમાં કેટલીક હકીકત વાંચકોને મળશે.

મ્હારા પરમ મિત્ર હાજીભાઇએ જેટલું જોયું તેટલાં ઉપરથી પોતાનું જીવન સુંદર સત્ત કાર્યોમાં વિતાડયું એ ઉપરથી વાચક ઘટતો બોધ મેળવે એજ ઇચ્છા છે.



મિસરની પ્રાચિન પિરામીડઃ અહેરામે ગીઝા પાસે આ પુસ્તકના લેખક હાજી સુલેમાન શાહ મહુંમદ ઉંટ ઉપર.

# પૃથ્વિની પ્રદક્ષિણા

## ભાગ બીજો

# ઉત્તર ધ્રુવથી ખારટુમ

### પ્રકરણ ૧ લું

શરૂઆતની તૈયારી અને મ્હારી મુંઝવણ

શુક્ર અદા કરૂં છું તે પરવરદિગારના, જેની અપાર દયા અને પ્રેરણાથી આ નાચીઝ લેખક ફરી એક વાર દુનિયાની મુસાફરી બાદ એક અદના ભેટ સાથે હાજર થવાને શક્તિમાન થાય છે.

સરજનહારની અગાધ શક્તિ અને ઇચ્છા પાસે પામર માનવીનું શું ગજું ? શેખ સાદી લખે છે, તેમ ભલભલા આલેમો અને ઉલમાઓ જેની પાસે તુચ્છ અને આજીઝ થયા તેની પાસે મ્હારા જેવા તો કંઈ હિસાબમાં નથી. જે પરવરદિગારની પ્રેરણાથી અનેક વિટમ્બણાઓ વચ્ચે હું મુસાફરી કરી સહીસલામત પાછો ફર્યો, તેની ઇચ્છાથી મ્હારી મુસાફરીનું આ બીજું પુસ્તક ૧૯૦૨ પછી આજે ૧૯૨૯ માં એટલે પા સદીના ગુજરવા બાદ રજુ કરવાને શક્તિમાન થયો છું. એમાં કિરતારનો શો સંકેત હશે તે તે જ જાણે !

દરીન વરતેહ કેશ્તી ફરૂ બુદ હઝાર,
કે પયદા નશુદ તખ્તેહ બર કેનાર.



આટલા માટે રસીકો, હું તે કિરતારનું પવિત્ર નામ જબાનપર લઇને આગળ વધીશ કે જેની ઇચ્છા આગળ ખાકથી બનેલા આપણે પામર માનવીઓનું કશું ગજું નથી. પ્રથમ મ્હારા દિલમાં એક વિચાર આવે છે કે કિરતાર એકલો જ દોરનાર હોઈ આપણે નાચીઝ ઇનસાનો તેના હાથમાં દોરીથી તણાઇને ખેંચાતા જીવતાજાગતા પૂતળા શિવાય કોઈબી રીતે વધારે નથી; તે કેમ તે સાંભળો :

'પૃથ્વિની પ્રદક્ષિણા'ના મ્હારા પહેલા પુસ્તકમાં મેં ઉમેદ દર્શાવી હતી કે સને ૧૯૦૦ની સાલમાં ફ્રાન્સના રાજનગર પારીસમાં ભરાનારા મહાન પ્રદર્શનમાં હાજર થવાની, અનેક વસ્તુઓનું જ્ઞાન આનંદ સાથે પ્રાપ્ત કરવાની તક ધરીને હું પશ્ચિમ આફ્રિકા, દક્ષિણ અમેરિકા, મધ્ય એશિયા, વગેરે સ્થળોએ ફરીને, મ્હારી પૃથ્વિની પ્રદક્ષિણા પૂરી કરીશ. એ મ્હારી ધારણા કરતાં પરવરદિગારની ઇચ્છા કૈં જુદી હતી. ન ધારેલાં રોકાણો મ્હારા ઇરાદા વચ્ચે ઉભાં થતાં. પારીસના મહાન પ્રદર્શનની તક મને-કમને જતી કર્યે છૂટકો જણાયો, તે વખતે છાના અસંતોષથી ઉભરાતા મ્હારા જીગરની વેદના હું ખમી રહ્યો હતો; ત્યારે મને કલ્પના સરખી નહોતી કે ગૂમાયલા અવસર કરતાં વધુ કિંમતી તક મ્હને મળવાને સર્જાઈ હતી.

તાજપોષીની ક્રિયાના નઝદિક આવતા દિવસો

અર્ધી દુનિયાભર રાજ્ય ચલાવતી મહાન બ્રિટિશ સલ્તનતની મહારાણી વિકટોરીઆ જે પોતાના અદલ ન્યાયથી પ્રજાની પ્રશંસા અને પ્રેમ સંપાદન કરી શકી હતી; અને મહાન અકબર અને ઔરંગઝેબ-આલમગીર પછી હિંદની બાદશાહત સાત સમુદ્રની પેલી પાર બેઠા બેઠા ભોગવતી હતી, તેના દુઃખદ અવસાન પછી નવા રાજા એડવર્ડ સાતમાની તાજપોષીની ક્રિયા ભારે ધામધૂમ અને દબદબા સાથે થનાર હતી. તે નિહાળવાની સુવર્ણ તક મ્હને પ્રાપ્ત થઇ હતી.

આંગળીને વેઢે ગણાતી જુદાઇની પળો

જે બને તે ખરૂં. તાજપોષીની ભવ્ય ક્રિયા જોવાની તક કોઇબી ભોગે જતી કરવાની ઇચ્છા ન હતી, એટલે બનતી ઉતાવળે તૈયારીઓ કરવા માંડી. મ્હારા કુટુંબમાં તેથી આવનારી જુદાઈની પળોથી એક જાતની ઉદાસીનતા છવાઇ ગઇ હતી, મ્હારી લાડકવાઈ નૂરેચશ્મ બેટી મરીયમ દરરોજ પોતાની



ન્હાનકડી આંગળીના વેઢે. જુદાઇની આવનારી પળો ગણી રહી હતી. તે જ્યારે મધુર હલક-ભર્યા સાદે મુઝવણથી ગુંગળાઇ જતા જીગરે બોલતીઃ "બાપા! હવે તો ફક્ત અઢાર દિવસ જ બાકી રહ્યા, ને હવે તો પંદર જ રહ્યા, ને ને હવે પાંચ, રે! હવે તો ફક્ત બે જ દિવસ બાકી રહ્યા છે," અને એ સુણી જ્યારે તેની માતાની આંખમાંથી ચમકતાં આંસુ હું સરી પડતાં જોતો, ત્યારે ઓ વાચક! મ્હારા વલોવાઈ જતા જીગરમાં તે શા શા સૂરો પૂરાતા હશે ને મ્હારૂં હૈયું કેવું ભરાઈ આવતું હશે તેની કૈં કલ્પના તું કરી શકે ખરો?

યા અલ્લાહ! શા માટે હું આ મુસાફરીનો રંજ માથે વ્હોરી લેતો હઇશ? રંજ?? ખચિત જ-મ્હારો કંઇ તાજપોષીની દમામદાર ને ખુશનુમા ક્રિયા નિહાળીને પાછા ઘેર ફરવાનો ઇરાદો નહોતો, પણ પૃથ્વિની મ્હારી બાકીની અર્ધી પ્રદક્ષિણા પૂરી કરવાનો ઇરાદો હતો. દેશપરદેશ ભટકવાની એ એક વિકટ મુસાફરી હતી. નહિતર હું મ્હારા કુટુંબને સાથે જ લઈ ન જતે?

**મ્હારા મનની ચાલુ ગડમથલ**

કુટુંબની પ્યારભરી હુંફથી દૂર થઈ એકલા-અટુલા ભટકવાની વિકટ મુસાફરીમાં જુદાઇનો રંજ હતો જ. અત્યારે તો એ રંજ શિવાય મ્હને વધુ કૈં હાંસલ નહોતું. તેમા ખાસ કરી રૂશિઆ, તુર્કસ્તાન અને મધ્ય એશિયાના ગરમ મુલકોની રખડપટ્ટી કરી, દૂર દૂર વસતા મ્હારા મુસ્લીમ બિરાદરોની હાલતનો અભ્યાસ કરી, એક પુસ્તક રૂપે નોંધ લઇ ગુજરાતી વાચકોની હઝૂરમાં મૂકવાની અંતરની એક હોંશ બાકી હતી.

ત્યારે હું મ્હારા મનને જ સવાલ કરતોઃ—"શું પવિત્ર પયગમ્બર હઝરત મહંમદ સાહેબના પવિત્ર ફરમાનની ત્હને ખબર નથી? અલ સફરો શકરી—મુસાફરી એક જંજાળ છે! અને તે છતાં હું રખડપટ્ટી કરવા તૈયાર શાનો થતો હઇશ?" કેટલાકો પોતાની રોજી મેળવી પેટનો ખાડો પૂરવા, કેટલાકો વળી સોનારૂપાના ઢગલાપર આળોટવાની હોંશમાં, દરીઆપારની મુસાફરીના કષ્ટો ઉઠાવે છેઃ ત્યારે મ્હને વિચાર આવતો કે આ દુનિયાની જાહોજલાલી કેટલી નાશવંત છે! અહિં આપણે ખાલી હાથે આવ્યા છીએ ને ખાલી હાથે પાછા ફરવાના છીએ.



કેટલાકોએ દુનિયાની લીલીસુકી ને તડકાછાંયા જોયેલા, કેટલાકો તૂટેલા દિલે ગમોથી ઘેરાયલા, કેટલાકો વળી ઘરબારથી કંટાળી કુદરતને ખોળે આનંદ શોધનારાઓ હોય છે. પણ હું મ્હારા અંતરને પૂછતો: હું તેઓ કોઇમાંનો એક છું ખરો? ના! ખચિત નહિ, વ્હાલા વાંચક, પરવરદિગારની કરમબક્ષેશથી મ્હારી હાલત કંઈ જુદી જ હતી. આ અદનો લેખક દાળરોટીથી પાંચ પૈસે સુખી હતો, વળી નાણું જમાવવાની ઘેલછાથી પણ મુક્ત હતો. ઉપરાંત એક મહોબતવંતી પત્ની અને સાત ફરજંદોની સ્નેહભીની હુંફ વચ્ચે અટવાયલો હું કિરતારની નવાજેશના શુક્ર અદા કરતો સુખી હતો. ત્યાં વ્હાલાંઓથી વિખૂટા પડીને પરદેશમાં રઝળતા ને કાંકરાંની જેમ પૈસા વેરતાં ફરવાની ધૂન મારા દિલમાં કોણ જાણે શાથી જાગી ઉઠી?

રફીકો! આવા વિચારોની ગડમથલથી મ્હારૂં મન પળેપળ અશાંત ને બેચેન થતું; ત્યારે મુસાફરીનો ઇરાદો ફેરવી નાંખી ગુપચુપ ચાલુ હાલતમાં શાંત દિવસો પૂરા કરવાની ઇચ્છા થઈ આવતી. વળી પાછા ઉપલા વિચારો પર પણ પાણી ફરી વળતું, ને ફરીવાર મન ઉલ્લાસમાં આવી પોકારી ઉઠતું: "ચાલ! ઉઠ, હાજી સુલેમાન! જીવ્યા કરતાં જોયું ભલું. એથી ત્હારા કુટુંબને નહિ તો ત્હારા દેશભાઇઓને આજે નહિ તો કાલે કંઈ સુંદર ફળ મળ્યા વગર રહેશે નહિ." આવા ખ્યાલોની ગડમથલમાં, ત્રાજવાંના અશાંત રીતે ઉંચાંનીચાં થતાં પલ્લાની જેમ મ્હારા બન્ને વિચારોની ઘટમાળ મ્હારા મગજને કાટલે તોળાયા કરતી. અંતે મુસાફરીના ઇરાદા પર મક્કમતાનો ભાર વધુ હોવાથી, પૃથ્વિની અધુરી પ્રદક્ષિણા પૂરી જ કરવાની ઇચ્છા જાગી ને મુસાફરીએ જવાનું નક્કિ જ કરી નાખ્યું.

**શરૂઆતની તૈયારીઓ ને ટીકીટની ગોઠવણ**

શરૂઆતમાં જ મ્હારૂં વસીયતનામું ઘડીને નક્કી કર્યું. અને ટ્રાન્સવાલની લડાઇ ચાલતી હોવાથી કેપ કોલોનીમાં "મારશલ લૉ" ચાલતો હતો; તેથી કરીને કેપ ટાઉન બહાર જવા માટે જે પાસપોર્ટ મેળવવાની જરૂર હતી તેની તજવીજ કરી. વળી મરકીનો પણ ધૂમ્મારો ચાલુ હતો; માટે તેને લગતું સરટીફીકેટ પણ મેળવી લીધું. તે બાદ નાણાં સંબંધી ગોઠવણ કરવાની બાકી હતી. એ માટે મેસર્સ કુક એન્ડ સન્સની જાણીતી પહેઢીની સરક્યુલર નોટો જે કુકસ



કંપનીની 'દેશપરદેશ' સાથેની અનેક શાખાઓ અને આડત લઇને દુનિયાને કોઇપણ ખૂણે ચંપ દઇને ઉપડોઈ જાય' તેવી 'સગવડભરેલી હોવાથી, મુસાફરો સાથે કોઇપણ જાતનું જોખમ લઇ જવુ પડતું નથી. અને કુકની હુંડીઓ દેખાડવાથી નાણાની સગવડ મળી રહે છે. હવે ફક્ત 'એક ટીકીટ ખરીદવાની વ્યવસ્થા બાકી રહી હતી.'

યુનિયન કાસ્ટલ કું૦ ની નવી સુંદર મેલ સ્ટીમર R. M R. Saxion મા ઉપડી જવા માટે પહેલા હું પોતે ત્યાં ટીકીટ મેળવવા ગયો. અને તલાસ કરતા ઇંગ્લેંડ જવા માટે બીજા વર્ગની ટીકીટનો ભાવ ૨૬ પૌંડ પાચ શીલીંગ જણાવવામા આવ્યો. છેવટે વિચાર થયો કે જો મેસર્સ કુક એન્ડ સન્સની પેઢી મારફત ટીકીટ મેળવવામા આવે તો તેમને મળતા કમીશનમાં મ્હને પણ કદાચ કંઇ લાભ થાય. તેથી કુકસ કંપનીને જ ૨૬ પા. ને પાચ શીલીંગની રકમ મોકલી આપીને મ્હારા માટે ઉપલા વર્ગમા સારી કેબીનમા યોગ્ય વ્યવસ્થા કરવા ભલામણ કરી.

એક એશિયાવાસી તરીકે મ્હારી સુસીબત ને મુંઝવણ

કુક કપની તરફથી થોડા દિવસોમા જવાબ ફરી વળ્યો, એ વાચીને મારી મુઝવણમા ઓર વધારો થયો તેણે ૨૬ પાઉંડ ૧૫ શીલીંગ લઈને મ્હારે માટે ખાસ રીઝર્વડ કરેલી આખી કેબીનની ત્રીજા વર્ગની ટીકીટ, કાઢીને મોકલી આપી હતી. ત્રીજા વર્ગની ટીકીટનુ દામ ફક્ત ૧૬ પાઉંડને ૧૬ શિલીંગ હોવાથી વધારે નાણા મોકલ્યા છતા તેણે આમ શા માટે કર્યું હશે? બીજા વર્ગની ટીકીટ કદાચ ન મળી શકી હોય તો ત્રીજા વર્ગની આખી કેબીન શા માટે રીઝર્વ્ડ કરાવી હશે, એવા વિચારની ગડમથલ થવાથી હું કુપનીની ઓફિસમા પૂછપરછ ને તપાસ કરવા નીકળી પડયો. ત્યા જવાબમા મ્હને જણાવવામા આવ્યુ કે.—"તમે એશિયાવાસી છો, એટલે તમારે કોઈ પણ વર્ગની આખી કેબીન રીઝર્વ્ડ કરવી પડશે." કાળી અને ધોળી ચામડીના ફરકથી માનવજાતના અંતરમા પણ ફરક પડે છે, એનો અનુભવ આ પ્રસંગે થયો એટલે એક એશિયાવાસી તરીકે જન્મ લેવાની ગુન્હેગારી તરીકે નછૂટકે ત્રીજા વર્ગની આખી કેબીન રિઝર્વ્ડની ટીકીટ મ્હેં કબૂલ રાખી

આ વખતે નાતાલની કેપ કોલોનીમાં હિન્દીવાનો અને એશિયાવાસીઓ ઉપર દરરોજ નવીનવી જાતનો જાપતાના નિયમો ગોરાઓના આપખુદ અમ-



લના જ્વલંત નમૂના તરીકે બહાર પડતા હતા. અને તેમાં ખાસ કરી હિન્દીવાનોને વખતોવખત એવા અનેક ત્રાસનો અનુભવ થયા કરતો, એવો એક પણ આપણો દેશી ભાઈ નહિ હોય જેને આવા જુલમગાર નિયમોથી ખમવું પડયું નહિ હોય; પણ મ્હારે ઇન્સાફ ખાતર જણાવવું જોઇએ કે કેપ-કોલોનીમાં એવા કાળા-ધોળાનું અંતર બીલકુલ નથી.

**ઉપલા વર્ગમાં મુસાફરી કરતાં અટકાવવા માટે ઘડી કાઢેલા આડકતરા નિયમો**

હું સને ૧૯૮૩ની સાલથી કેપટાઉનમાં વસવાટ કરી રહ્યો છું અને ત્યાં મ્હારી મિલ્કતો પણ છે. કેપટાઉનથી સ્હેજ દૂર ન્યુલેંડમાં મ્હારો "શાહબાગ" છે; ત્યાં જવા માટે મ્હેં અનેક વાર પહેલા વર્ગની ટીકીટ લઈ મુસાફરી કરી છે, ત્યાં હિંદીવાનો મારેના કોઇપણ જાતના જાપતાનો સેવકને કોઈવાર કડવો અનુભવ થયો નહોતો. તેથી સ્ટીમર કંપનીનો ટીકીટ વેળા થયેલો કડવો અનુભવ મ્હને ખુંચ્યો, સત્તાવાળાઓએ એશિયાવાસીઓ પાસેથી દોઢા દામ લઇને તેમને માથે કેબીન રિઝર્વડ નાખી ખર્ચના ખાડામાં ઉતારવાની તરકીબ એટલા માટે શોધી કાઢી હતી કે જેથી નકામો ખર્ચ ન કરતાં હિંદીવાનો ઉપલા વર્ગમા મુસાફરી કરવાનું માંડી વાળે, આમ આડકતરી રીતે કાન પકડાવવાની સિફત જોઈ મ્હારી તાજુબી અને દિલગીરીનો પાર ન રહ્યો, તકરાર કરવાથી કૈં સાર નિકળે તેમ નહોતું અને આમ લડવા બેસવા જેટલી મ્હારે કૈં નવરાશ નહોતી એટલે ખટપટ કરવાનું હવે પછી ભવિષ્યમાં મળનારા કોઈ સુંદર (!) પ્રસંગ ઉપર રાખી, અત્યારે તો અખાડા જ કરી જવામાં સાર દેખાયો, નગારાના અવાજ પાસે મ્હારી આ તતૂડીથી કૈં એશિયાની લડતમાં ચાલતી કાળાગોરી ચામડીની સૂગ સહેજે મટી જવાની નહોતી. તેને લગતા દિનપર-દિન નવીનવી અડચણોભર્યા કાનૂનો કંઈ ઉપસ્થિત થતા અટકવાના નહોતા. તે માટે એક મહાન લડતની જરૂર હતી, જે લડત ભવિષ્યના પડદા પાછળ છૂપાયલી હતી, પણ આપણે પામર ઇનસાનો કૈં થોડું જ કરી શકવાના હતા ?

**સુધરેલો સમાજ માનવતા ભૂલતો જાય છે.**

અફસોસ ! એક જ આદમના આપણે વંશજો, આદમજાત ગણાઇએ, છતાં દિનપરદિન સુધરતો જતો સમાજ આદમિયત યાને ઇનસાનિયતથી કોણ જાણે દૂર ને દૂર થતો જાય છે. આમ માનવસમાજની માનવતા મટી જઈ કેવા પ્રકારના દાનવો સર્જાતા હશે ? દક્ષિણ આફ્રિકાની સરકારને તવંગર



કરવા હિન્દીવાનોએ જબરો ફાળો આપ્યો છે, આખી યુગાન્ડા રેલ્વે પાટે-પાટે હિન્દીવાનના પરસેવાથી ને મહેનતથી બંધાઇ છે. છતાં ગોરો સમાજ પોતાની ખુમારીમાં એટલો બધો મસ્ત છે કે એની કલ્પનાનો આવા કડવા પ્રસંગે અનુભવ થતાં, સમસમતી વેદના સાથે આપણું હૈયું જાગી ઉઠે છે. જો દરેક સરકાર ને દરેક સમાજના નેતાઓ પોતાના અમલ હેઠળના લોકોને એકતા ને એકદિલીની ભાઇબંધીનો પાઠ શિંખવતા રહે ને દરેક રાજ્ય તેને કમાવી આપનાર પ્રજાને એક જ માવતરની આંખે નિહાળવા જેટલી માનવતા બતાવે, તો જમાના પછી લોકો કેટલા બધા એકમેક થઇ ખભેખભા લગાડી કાર્યમાં મચેલા દેખાય અને આવી સાચી ઈનસાનિયતથી જ આદમજાત સાચી ઉન્નતિના માર્ગે વળી શકે ! આવા અનેક વિચારોની ઘટમાળ ફર્યા કરતી હતી. મ્હને ક્યાં ખબર હતી કે મ્હારી મુસાફરીમાં સમાજસમાજ વચ્ચેના કડવા પ્રસંગોનો અભ્યાસ—ને તે પણ યુરોપના સુધરેલા ગણાતા સમાજના જ—કરવાના અને અનેક નવા પાઠો શિખવા વાસ્તે જાણવાના પ્રસંગો આવશે.

ખેર ! ત્રીજો વર્ગ તો ત્રીજો વર્ગ, નામદાર શહેનશાહ એડવર્ડની તાજ-પોષીનો પ્રસંગ કૈં જતો કરાય ? એટલે બુધવાર તારીખ ૨૮મી મે ૧૯૦૨ના દિવસે બેટી મરીયમની ન્હાનકડી આંગળીના વેઢે ગણાતી જુદાઈની પળો આવી પહોંચી. કુટુંબની સ્નેહભીની હુંફમાથી છૂટાં પડતાં જે દુઃખ ઉપજ્યું તે માટે કૈં લંબાણ નહિ કરતાં મુસાફરીની જ બાબત ઉપર આવીશ અને વાંચ-કની ઉત્કંઠા પણ તુરત જ પૂરી કરીશ.

**બડેખાંઓ અને અમલદારોથી વાજી-ગાજી રહેલી સ્ટીમર**

બેંડના સુંદર સંગીતમય સરોદો વચ્ચે, હુર્રે હુર્રે–હુર્રેના અવાજથી ગાજી રહેતા કિનારાને છોડી, મ્હારી સ્ટીમર ઇંગ્લીશ મેલ હોવાથી બડી ધામધૂમ ને ધમાધમી વચ્ચે બરાબર ચારને ટકોરે એ બાદશાહી સ્ટીમરે કિનારો મૂક્યો. તાજપોષીની ધામધૂમમાં ભાગ લેવા જતા અનેક અમલદારો, વોલન્ટી-યરો, બડેખાંઓથી આખી સ્ટીમર ગાજી રહી હતી. વોલન્ટીયરો અને સત્તાધારી-ઓને વળાવવા બંદરપર અનેક લોકનાયકો સાથે કેપટાઉનના મેયર ને બીજા અનેક સંબંધીઓ ભેગા મળ્યા હતા, સઘળી બાજુએ અનેક જાતના ખુશાલીભર્યા દેખાવો થઇ રહ્યા હતા. તેમાં ચિત્ત પરોવાઇ જવાથી જુદાઈની દુઃખભરી યાદને

હું રહેજ દબાવી શક્યો. સ્ટીમરમાં પણ સારી ધમ્માચકરી હોવાથી, ત્રીજા વર્ગમાં મુસાફરીની બેઠક મળવાથી મનમાં જે ફડફડાટ થઇ રહ્યો હતો તે પણ કંઇક અંશે કમી થયો. અમારી સ્ટીમરમાં ન્યુઝીલૅંડમાંથી ચુંટાયલા વોલન્ટીયરોની જે ટુકડી હતી, તે અનેક જાતની કસરતો ને તમાશા, તેમ જ જલસાઓની મોજ અમ્હારા ત્રીજા વર્ગની ડેક પાસે આવેલી વિશાળ જગ્યામાં જ ઉડાવતી હતી. તેની ખુશાલીમાં ભાગ લેવા ન્યુઝીલેન્ડના પ્રધાનો અને તેના અમલદારો ને બડેખાંઓ પણ ત્રીજા વર્ગની ડેકને પાવન કરી જતા હતા, એ નિહાળવાની મોજ ત્રીજા વર્ગના લોકોને સહજે મળતી હતી. સ્ટીમરે જ્યારે આફ્રિકાથી ઇંગ્લૅંડ તરફ જવાને ઉત્તર પ્રદેશ તરફ પોતાનું સુકાન ફેરવ્યું કે પૃથ્વિ ઉપરની સપાટીના વચલા ભાગ ઉચ્ચશંભૂ પ્રદેશ જેવા દરીઆના માર્ગમાં આવતાં જ બેહદ ગરમીનો અનુભવ થવા માંડ્યો. વધારે આગળ વધતાં, સ્ટીમર, પૃથ્વિની ગોળાકાર સપાટીમાં નીચલા ભાગે વળવા માંડી કે પાછો ઠંડીનો અને ખુશનુમા ઋતુનો અનુભવ થવા લાગ્યો. અને એ ઠંડી મુસાફરોને દિલ કંઈ નવો ઉમંગ અને જોમ આપતી હતી.

પ્રકરણ ૨ જું

સોમવાર તા. ૧૦ મી જુન ૧૯૦૨ ની સ્હવારે ઉઠતાં જ દૂરથી હરીઆળી કુદરતનો ખુશનુમા દેખાવ દેખાવા લાગ્યો. ચારે બાજુ પાણી, પાણી ને પાણી જોઇને કંટાળેલા મુસાફરને એ દેખાવ કુતુહલ ઉત્પન્ન કરે તેવો હતો જ. વધારે ને વધારે નઝદીક જતી સ્ટીમર નવાનવા ઘાટના દેખાવો વધારે ને વધારે સ્પષ્ટ કરતી હતી: તે જોઇને મ્હને સ્હવારે નાસ્તો પણ ગમ્યો નહિ. આ દેખાવ જોઈ ને જ જાણે દિલ ધરાઇ ગયું હતું. અત્યારે સ્ટીમર કેનેરી બેટો ( Canary Island )મા દાખલ થતી હતી. વિશાળ દરીઆ વચ્ચે જાણે દરીઆમાંથી ન્હાના ન્હાના ટેકરા ઉગી નીકળતા દેખાતા હતા, જે આગળ જતાં મસ મ્હોટા પહાડ જેવા છતા અનેક જાતના મનરંજન કરે તેવા ફુલફળાદિથી છવાએલા એટલા બધા ખુશનુમા લાગતા હતા કે અનેક મુસાફરો એ પ્રસંગે મ્હારી માફક પોતાનું ખાવાનું પણ ભૂલી ગયા હતા, પોર્ટુગીઝ સરકાર હસ્તકનો એ લીલોછમ પ્રદેશ મૂકીને બીજી સ્હવારે અમ્હારી સ્ટીમર આના કરતા પણ વધે તેવા ખુશનુમા પ્રદેશ-મનમોહક નરી તાઝગીથી ભરપૂર મદિરાના બેટોમાં દાખલ થઇ કિનારે આવી પહોચી. નક્કી કરેલી જગ્યાએ આવી પહોંચતા અમારી સ્ટીમરે લંગર નાખ્યું. પાછલી રાત્રે અનેક પ્રકારની રોશનીથી કિનારો દિપી રહ્યો હતો. જાણે કુદરતરૂપી કોઈ મદભર યૌવનાએ હીરાનાં આભૂષણો સજ્યાં હોય ને! વળી પાછી પોતાના આભૂષણો ઉતારી સ્હવારે પોતાનું ખુશનુમા મુખડું બતાવ્યું.

કેનેરીનાં ખુશનુમા પહાડોનું લીલુંછમ વન

મદિરાના મનમોહક ટાપુઓ, પુરાણો કિલ્લો અને પત્થરનાં બનાવેલા માર્ગો

ફરતાફરતા છેવટે પબ્લીક ગાર્ડનમાં દાખલ થયો. ગાર્ડનની રચના એટલી બધી ખુશનુમા અને મોહક છે કે જેથી મ્હને શેખ સાદી સાહેબની રચેલી એક પંક્તિ યાદ આવી:-

બરગે દરખ્તાને સબઝ દર નઝરે હુશિયાર
હર વરકી દફતરીસ્ત મઅ્‌રેફતે કેરદેગાર

યાને લીલા ઝાડનુ એકેક પાંદડું ગ્યાનવાન આદમી પાસે તેના કર્તાએ ઘડેલા એકેક પુસ્તક બરાબર છે.



બેલમોન્ટ હોટલમાં મુસાફરોને ફુલોથી વધાવી લેતા જીપ્સી જાતના છોકરાઓ

આ વાતની ખરી પ્રતીતિ આટલા બધા લીલાછમ ને હરીઆળા ભાત-ભાતના દેખાવ ને આકારનાં ઝાડ ને છોડવા જોઇને થયા વગર રહેતી નથી. બધે ફરી રહ્યા પછી રેલ્વે સ્ટેશને આવી પહોંચ્યો. આ ટ્રેન પહાડપરના મથકો પર જવાઆવવાની સગવડ માટે બાંધવામાં આવી છે અને તેથી અનેક રહે-વાસીઓનું આ તરફ ખેંચાણ પણ સારા પ્રમાણમાં થાય છે. અમારી ટ્રેન અમને ફક્ત વીશ મીનીટની ખુશનુમા મુસાફરી કરાવતી બેલમોન્ટ હોટે-લની પાડોશમાં લઇ આવી પહોંચી. આગગાડીમાંથી તેમ જ બેલમોન્ટ હોટલની ખુશનુમા ટેકરી ઉપરથી બતાવતી એ હરીઆળી કુદરત મુસાફરોના મનને એક પ્રકારના ઉલ્લાસની ખુમારીમાં ઝૂલાવતી હતી.

ત્યાં આવેલી બેલમોન્ટ હોટલવાળા મી० પેન સાથે મ્હેં પહેલેથી જ આવવાજવાની બોટ તથા રેલ્વેટીકીટ ને નાસ્તાની ગોઠવણ ફક્ત આઠ શીલીંગમાં ઠેરવી હતી. તેથી કિનારે ઉતર્યો, ને પોર્ટુગીઝ સરકાર હસ્તકના એ અદેખાઇ ઉપજાવે એવા પ્રદેશ મદિરાની ટુંક સહેલગાહનો લ્હાવો લેવાની તક ઉઠાવી, અહિં આવેલો પોર્ટુગીઝ સરકારનો કે કાળજુનો પુરાણો કિલ્લો, પુરાતન કાળની જાહોજલાલી બતાવતો ખડો છે. અને એના પર જમાને જમાને થયેલા ફેરફારો અભ્યાસીના હૈયામાં કંઇ નવા ભાવ ઉતારે છે. ટાપુના રસ્તાઓ આવનાર મુસાફરને કંઈ નવીનતા બતાવે છે. રસ્તો કાળા મ્હોટા ગોળ આકારના પથરાઓ ગોઠવીને બનાવેલો છે ને ફુટપાથ તો કુદરતી ગોળ ન્હાના કાંકરા જેવા પત્થરની ગોઠવણથી બનાવેલો છે. અંતરે અંતરે ખાસ હારબંધ ગોઠવીને ઉગાડેલાં ઝાડો આ રસ્તાની ભભકમાં ઉમેરો કરે છે.

સહેલગાહે જવાની સસ્તી સગવડ ને બેલમોન્ટ ગામની વિશેષતા

લીલાલહેરમાં આળોટતા ખુશનુમા કુદરતના ઘડેલા બગીચારૂપી મદિરા ટાપુમાં આવેલાં ઘરો ખુશનુમા રંગીન રમકડાં જેવાં મનોહર લાગતાં હતાં. જગતકર્તાએ પોતાની કુદરતની નવાજેશ મદિરા ટાપુના પહાડો અને માર્ગોમાં જાણે સીંચી સીંચીને ભરી હોય તેમ લાગે છે. ટ્રેનના માર્ગના ટુંક પ્રવાસમાં ત્યાં વસતા જીપ્સી જાતના છોકરાઓ ધીમે માર્ગે વધતી ટ્રેનના લોકોને રિઝવવા ન્હાનાં મુલાયમ ફુલો ટ્રેનના ડબ્બામાં ફેંકતા હતા. જાણે કુદરતની વેરાયેલી ખુબસુરતી પણ તેના કદરદાન આશકો પર ન્યોચ્છાવર થવા મથતી હોય તેમ લાગતું હતું.

હોટલનો માલેક મી० પેન એક મળતાવડા ખવાસનો અંગ્રેજ હતો, ઉદાર કુદરતને ખોળે રમતી એ ન્હાનકડી હોટલના માલેકનું હૈયું પણ એ



વાતાવરણમાં ઝબોળાઇને ઉદાર બનેલું દિસતું હતું. તેના વર્તનમાં વિવેક અને મિઠાસ તરી આવતા હતાં. વળી અમે જે કિંમત આપી હતી તે કરતાયે વધારે ઉમદા નાસ્તો અમ્હને પિરસવામાં આવતો હોય એમ લાગતું હતુ.

દૂર દેશાવરથી, ઠેઠ અમેરિકાથી અહીં આવીને વસવાટ કરતા તવંગર અમેરીકનોને જોઇ અમ્હને જરાયે અજાયબી ઉપજી નહિ. અહિંની કુદરતની મોજમાં કશું અધૂરાપણું હતું નહિ. નાસ્તો જમતી વેળા પાસે આવેલા, ધીમો ખડખડાટ કરતા વહી જતા, સુંદર ઝરાનો ધીમો અવાજ કુદરતને ખોળે આળોટતા માનવીઓને કુદરતની મદિરામાં મસ્ત બનાવતો હતો, આમ મદિરા નામને સાર્થક કરતા એ ( મદિરા ) કુદરતનો નશો ચખાડતા ટાપુમા એકવાર પગ મૂક્યા પછી ઉતાવળે પાછા ચાલ્યા જવાનું મન થતું નહિં. બધા લોકો જાણે બાગેબહેસ્તમાં ઉજાણી કરવા ઉતરી પડ્યા હોય તેવું વાતાવરણ હતું.

દૂર દેશાવરથી આ-વી વસેલા સ્હેલા-ણીઓ-ટેકરી પર આવેલું પુરાતન દેવળ

પેટ ભરી નાસ્તો કર્યા પછી એક જાણકાર ભોમિયાને લઇને પહાડ ઉપર ચડવા માંડ્યું. શરૂઆતમાં દૂર દેખાતા એક જુની ઢબના રોમન કેથલીક દેવળ તરફ ચઢવું શરૂ કર્યું. માર્ગ આશરે ૨૯૦ ફુટ ઉંચાઈ જેટલો હશે. નજદીક આવતાં એની બાંધણી જુની ઢબની છતાં સફાઇદાર ઘાટની જણાઇ આવતી હતી. અંદર પ્રવેશ કરતાં જ જમણા હાથ ઉપર આવેલી, પયગમ્બર હ૦ ઇસા ( ક્રાઇસ્ટ )ની તથા તેની ડાબી બાજુએ મૂકવામાં આવેલી તેની મા મરીયમની પ્રતિભાશાળી પ્રતિમા મૂકેલી જણાઈ. ઉપરના બે મીનારા પર દેવળના બે ઘંટ લટકાવવામા આવ્યા હતા. થોડુંક ઉપર ચડયા પછી Mount Park Hotel માઉન્ટ પાર્ક હોટલ આવે છે, એની પાછળ આવેલો મદિરાનો દેખાવ ઔર બી વધારે ખુશનુમા દેખાય છે. ત્યા પાસે આવેલી એક ઉંડી ખીણની અંદર ન્હાનું સ્વચ્છ પાણીનું ઝરણું વહી જતું દેખાય છેઃ ચોમેર પથરાયેલા પેર, પીઝીશ, અને જરદાલુના ઝાડો, કોઇના પણ મોઢામા પાણી લાવે છે. અને તેમાં દ્રાક્ષના માંડવાઓ તો ખાસ કરીને આવનાર મુસાફરોને ભારે લલચાવનારા થઈ પડ્યા છે. આટલી કુદરતની વેરાયેલી ઉદારતા જોઈ આપણને સ્હેજે એવો વિચાર થઈ આવે છે કે જો બાકીનું આખું જીવન એ ખુશનુમા મથકમાં જ ગાળવાની તક મળે તો કેવું સારૂં ? જેમ હંમેશા બને છે તેમ દરેક વસ્તુમાં એકાદ ખામી તો હોય છે જ, આ ટાપુમા પણ ભીખારીઓનો ત્રાસ વધારે છે, તેમાં વળી પરદેશના આવનારાઓને તો ભીખારીઓ જળોની 'જેમ વળગે છે ને કંઇ ને કંઇ પડાવ્યા પછી જ કેડો

મદિરા તરફ કુદર-તનો ઉદાર હાથ છતાંભીખારીઓની પારાવાર પજવણ



મૂકે છે. કુદરતને ખોળે શાંતિ શોધવા આવનારા મુસાફરો પણ કંઈ ને કંઇ આપીને પોતાનો પિછો મૂકાવે છે; એથી આડકતરી રીતે ભીખારીઓને એક પ્રકારનું ઉત્તેજન અને જોર મળે છે. જો મુસાફરો તરફથી ઉપરાછાપરી ભીખ મળે નહિ તો આ લોકો જરૂર ઉદ્યોગી જીવન ગાળતા થઇ શકે અને મદિરા ટાપુના લજાવનારા એ લોકો દેખીતા નિર્ધન છતાં શરીરે તંદુરસ્ત અને સુખી માલમ પડે.

**પૈડાવગરની ગાડી "તાબોગાન" ની મોજ-મદિરાને છેલ્લી સલામ**

પાછા ફરતાં જણાયું કે રેલ્વેનો વખત થઈ ગયો હોવાથી બીજી ટ્રેન મળી શકે તેમ નથી; તેથી અમો "તાબોગન" નામે ઓળખાતી પૈડાંવગરની ગાડી જે દેખાવમાં બગી જેવી હોય છે અને મજુરો એને પોતાની ટેવાયલી આદતથી ઘોડા જેવી ઝડપે ઘસડીને નીચે ઉતારે છે, નીચે ઉતર્યા પછી એવી જ પૈડાવગરની બેલગાડી જેમાં વાછરડાને બાંધીને ઘસડી જવામાં આવે છે તેમાં બેઠા. એ પણ મદિરાની અનેક અજાયબીઓ અને મોજમાંની એક મોજ છે:.

સ્ટીમર પાસે આવી પહોંચતાં કુતૂહલ ઉપજાવે તેવું એક બજાર ભરાયેલું દેખાયું. જામેલી ગીરદીમાં કોઈ કેનેરી કાકા કૌવા, કોઈ રંગીન નવી જાતનાં પક્ષીઓ, કોઇ વળી હાથની કારીગરીથી બનાવેલી સુંદર ખુરશીઓ, ટેબલો, જોવા આવનાર મુસાફરો આગળ ભારે આતૂર નજર સાથે ધરતું હતું: મદિરાની ખરી ઉપજ તો મેવો અને દારૂ છે.

**ભરદરીએ કુતૂહલ-ભર્યો સ્હામસ્હામો સત્કાર**

સ્ટીમર ઉપડ્યા પછીનો દેખાવ કૈં એટલો બધો સુંદર નથી. મદિરાની પાસે આવેલા બીજા ત્રણ ટાપુઓમાં વચલો બહુ મ્હોટો છે. પાછલામાં ખડકો વધારે આવેલા દીસે છે ને બાકીના તો લગભગ વસ્તીવગરના ઉજ્જડ મીયાખાન જેવા છે. ભરદરિયે તો સ્હામેથી આવનાર સ્ટીમર પણ પ્રવાસીઓને ભારે કુતૂહલની વસ્તુ થઈ પડે છે. એ પ્રસંગે કુતૂહલમાં વધારો કરનારા કેટલાક પ્રસંગો પણ બને છે. તેમાં બન્ને સ્ટીમરોને અરસપરસ સાહેબ-સલામ કરવાની રીત, આવકાર દેતી સિગ્નલ અને સીટીના અવાજો કરવામાં આવે છે, જે એ પ્રસંગની ગંભીરતા ને મહત્તામાં એક જાતનો વધારો કરી મુકે છે. એવો એક પ્રસંગ અમને પણ સાંપડ્યો, યુનિયન કેસલ કંપનીની લંડનથી કેપટાઉન જતી સ્ટીમર બ્રિટન (Briten) સ્હામે આવતી દેખાઈ, ત્યારે રીતસર સલામીની સિગ્નલો કરવામાં આવી હતી; ત્યાર પછી બ્રિટન દક્ષિણ તરફ ચાલી અને અમ્હારી સ્ટીમરે ઉત્તર તરફનો માર્ગ લીધો:

## પ્રકરણ ૩ જું

શનીવાર, તા. ૧૪ મી જુનની સ્હવારે દૂરથી સફેદ પત્થરથી બાંધેલું નગર દેખાતું હતું. એ ગ્રેટબ્રિટનના વિશાળ સામ્રાજ્યના ન્હાના બેટ-ઇંગ્લેંડનો કિનારો હતો, પણ નજદીક આવતા એ કિનારો હિંદના કિનારામા બદલાઈ જતો જણાયો. જાણે સ્ટીમર ઇંગ્લેંડને બદલે હિન્દને કોઇ કિનારે ઘસડાઇ આવી હોય તેમ ત્યા હિંદી લશ્કરના પઠાણ, ગુરખા અને શિખ સિપાહીઓ લાઇનબંધ કળશીયા લઇને મ્હો ધોતા ચાપાણી કરતા બેઠા હતા. યા અલ્લાહ! શું હું સ્વપ્નું જોઉં છું કે ખરેખર મ્હારી માતૃભૂમિ-હિંદને કિનારે ઘસડાઇ આવ્યો છું, એમ આવેશભર હૈયું પોકારી ઉઠતું હતું, તેનો ખુલાસો વાચક સ્હમજ્યા ન હોય તો આપુ.

સાઉથેમ્પ્ટન બંદરે માતૃભૂમિનાં આછાં દર્શન

એ સાઉથેમ્પ્ટન બંદરનો કિનારો હતો. એ પ્રતાપવંતા અંગ્રેજોની પ્રતાપી નગરી હતી, જ્યા નામદાર શહેનશાહની તાજપોષી ખડી ધગશથી ઉજવવા આવેલા અનેક જાતના નગરજનો, અને લશ્કરોમા એ આપણા ગરીબ દેશના બહાદૂર લડવૈયા હતા.

એ ઈંગ્લેંડની ભૂમિ પર હું આજ ચોથી વાર મ્હારા કદમ મૂકતો હતો. આગળ ત્રણ વાર આવી ગયો હોવાથી ત્યાનુ કેટલુ જોવા-જાણવાનું બધુ મ્હેં પ્રવાસના પહેલા પુસ્તકમા સવિસ્તર લખી નાખ્યું છે.

વાજીઆજી રહેલું લંડન શહેર, સ્નાન-સમાચાર અને નિરાશા

આજે એ પ્રતાપી નગર દેશદેશાવરના લોકો, અમેરિકાના ઉમરાવો, મીસર અને આફ્રિકાના અમીરો, હિન્દના રાજાઓ અને નવાબો, દેશપરદેશના કાઉન્ટો અને લોર્ડોથી ઉભરાઈ જતુ હતુ. આવી રીતે ઇંગ્લેંડના વિશાળ સામ્રાજ્યને ખુણેખુણેથી અનેક જાતના લોકનાયકો ટોળાબધ ઉતરી રહ્યા હતા. રાજમાર્ગનો દેખાવ પણ જાતજાતના લોકોના જુદાજુદા ભપકાબંધ ઠઠેરાથી ગાજી રહ્યો હતો. તેમા લંડનના મહોલ્લાઓ તો એક મેળાની જેમ પચરંગી વર્ણના લોકોથી ઉભરાઇ રહ્યા હતા. મહોલ્લે મહોલ્લે થતી ગીરદી નિહાળવી એ પણ એક જાતની મોજ હતી. લોકો ગીરદીમા આસાનીથી ફરવા માટે ગાડી કરીને એક રીતે ગીરદીમા સંગીન ઉમેરો કરતા હતા.



આટલી ધામધૂમ અને ધમાલ વચ્ચે ઉજવવા માટે ગોઠવાયેલો પ્રસંગ જેમ નજદીક આવતો હતો, તેમ લોકોની આતુરતામાં પણ તે એક જાતનો વધારો કરતો હતો, ત્યાં અચાનક સત્તાવાર સમાચાર ફરી વળ્યા કે નામદાર શહેનશાહની અચાનક માંદગીને લીધે તાજપોષીની ક્રિયા થોડા દિવસ સુધી મુલતવી રાખવામાં આવી છે. એ સમાચારે અનેક લોકોને નિરાશ કર્યા, કોરોનેશનને ફક્ત બે દિવસ બાકી હતા, ત્યાં આંતરડાને આવતા એક જાતના પેચના ( Perestelsis ) દર્દથી શહેનશાહ અચાનક પટકાઈ પડયા હતા. મહાન જગતનિયંતાની સત્તા આગળ રાજા, મહારાજા અને શહેનશાહની મરજી પણ તુચ્છ છે. ઇનસાનના દિલની ઉમેદોના કિલ્લાઓ રાખવા અને જમીનદોસ્ત કરવા એ ફક્ત કુદરતની ઇચ્છા ઉપરજ અવલંબે છે. લંડન ઉપડવા માટે જ મ્હેં કેટલી બધી અગવડો વેઠી હતી! છેવટે નછૂટકે થર્ડ કલાસ કેબીન પણ કબૂલ રાખી, એ પ્રસંગ સાચવવાની માથાઝીક કરેલી, તેમજ બીજી કેટલીક ગોઠવણ મ્હેં કરેલી એટલે મ્હને સ્વાભાવિક એક જાતની નાઉમેદીભરી લાગણી થઈ. પણ આખી પ્રજાએ કરેલી હજાર પ્રકારની ગોઠવણો પણ જ્યાં ઉંધી વળતી હતી, ત્યાં મ્હારી નિરાશા કુચ્છ વિસાતમાં નહોતી, એ ખ્યાલથી મ્હારી નિરાશાને હું હળવી પડેલી જોતો.

× × × ×

**લંડન મ્યુઝીઅમમાં મિસરનો પુરાતન જમાનો અને અમૂલ્ય વસ્તુઓ**

લંડન શહેર વિષે મ્હારે કંઇ ઝાઝું લખવાનું રહ્યું નથી, એ વિષે હું પૃથ્વિની પ્રદક્ષિણાના પહેલા ભાગના ૪૧૦ થી ૪૪૦ પાનમાં પૂરતું લખી ચૂકયો છું. છતાં લંડન શહેરની રચના એટલી બધી નવાઈભરી છે, કે તમે ફરી ફરીવાર એક જ સ્થળે ફર્યા કરો; છતાં ત્હમને કંઇ નવું ને નવું જાણવા-જોવાનું મળે. તેથી મ્હેં પણ સ્હવારથી તે રાતના ૧૧ વાગ્યા સુધી, બધા અઢાર દિવસોની જે મુદત હાથમાં હતી–તે હરવાફરવામાંજ ગાળી. ત્યાં જોવાલાયક સંગ્રહસ્થાનો, નાટકો અને ફરવાનાં મથકોનો કંઇ તોટો નથી, પહેલી મુસાફરીના દિવસોમાં મ્હેં આખા ત્રણ દિવસ તો તેનું સંગ્રહસ્થાન જોવામાં જ ગાળ્યા હતા. છતાં આ વખતે મ્હને એમાં અનેક નવી વસ્તુઓનો ઉમેરો થયેલો હોય એમ જણાયું. તેમાં મિસર દેશથી આવેલા મ્હોટા રેમીસીસ ( Rameses the Great )નાં બાવલાંઓ, જીવતાં



ખાકી શરીર, અમુક પ્રકારના વસાણાથી ભરેલી, હમેશાં તાજુ રહે તેવી સ્થિતિમાં મરનારના શબને મૂકવાની કળા જે અસલ ઈજીપ્તનિવાસીઓ જાણતા હતા, તેના નમુના તરીકે પીરામીડમાંથી ખણી લાવેલી મમીઓ ખાસ ધ્યાન ખેંચનારી લાગતી હતી તેમજ આસિરીયન તથા રોમન રાજ્યની જાહોજલાલીના વખતનાં બાવલાંઓ, જુની ન્હાના પ્રકારની કોતરકામવાળી જણુસો ને મેક્શીકોનાં પૂતળાંઓ વિ. પ્રાચિન કાળની વસ્તુઓ સાથે પુરાતન કાળની સોનામહોરો અને સિક્કાઓ મ્હારૂં ખાસ ધ્યાન ખેંચી રહી હતી. મ્યુઝીયમના ઓન. સેક્રેટરી મી. જે. ટી. ટેલરને હું મળ્યો, તેમજ તેમની મારફત ઇજીપ્શીયન ડીપાર્ટમેન્ટના ઉપરી ડો. વૉલેસ બડજને મળીને મેં કેટલાંક બાવલાંના ફોટોગ્રાફ મ્હારા પુસ્તકમાં છાપવાની પરવાનગી મેળવી.

ફેરાઉન તુતાનખામન વખતનાં પીરામીડની શોધ

મીસરની અજાયબીઓમાં "મમી" બનાવવાની રીત સૌથી વધારે અદ્‌ભૂતતાવાળી છે. તેનો કૈંક પરિચય અહિં આવશ્યક છે. શબ ઉપર સુગંધીદાર વસાણુંઓથી લેપ કરીને કંઈ એવી એજમતી દવાઓ ચોપડવામાં આવતી; જેથી તે જમાના સુધી સડયા વગર ગઇ કાલે મરણ પામ્યાં હોય તેમ શબ અખંડ રહેતાં. શબને "મમી" બનાવ્યા પહેલાં તેનાં હૃદય, આંતરડાં અને મગજને કાઢી નાંખવામાં આવતાં. તે બધાં એક જુદીજ બરણીમાં નાખીને, મસાલા ભરીને તેને સીલ કરવામાં આવતી. રાજવંશીય મમી ઉપર તો નગદ સોનાના પતરાં અંગેઅંગ વીંટી લેવામાં આવતાં. સાથે મરનારનો પરિચય કરાવે એવા અનેક ખતપત્રો પણ નાશ ન પામે એવી એજમતી મેળવણી ચોપડીને તેને પણ જમાના સુધી કાયમ રહે એવા અમર બનાવવામાં આવતાં. અત્યારે સને ૧૯૨૨માં મિસરના વિખ્યાત ફેરાઉન (રાજા) તુતાનખામેનને તેના સંબંધીઓનાં શબો હાથ લાગ્યાં છે. એ ફેરોના મરણને આજ લગભગ પાંચ હજાર વરસ થયાં હશે. બહાર નીકળેલા મમીઓ સાથે પેપીરાઈલ (તાલપત્ર) જેવાં પત્રોમાં મરનારની શાંતિનો ભંગ કરનાર ઉપર અનેક શાપો વરસાવામાં આવ્યા છે. આ પીરામીડની શોધ કરનાર લોર્ડ કાર્નોર્વન પણ એ શાપનો ભોગ થઈ એક વરસમાં મરણ પામ્યો હતો. વળી ૨૩મી જુનનો આખો દિવસ મેં અહિંનો કિશ્ચન પેલેસ જોવામાં જ કાઢયો. અહિં કેટલાક પયગમ્બરો, પીરો, મહાન પુરૂષો અને રાજાઓનાં પૂતળાં છે. તે માંહેના થોડાકના

કિશનપેલેસ, મહાન નરો ને પયગમ્બરોની મૂર્તિઓ

ફોટોગ્રાફો મેં મેળવ્યા. એક મુસલમાન તરીકેની મ્હારી ભારે અજાયબી વચ્ચે મ્હેં મૂર્તિપૂજા અને મૂર્તિઓનું ખંડન કરનારા પવિત્ર પયગમ્બર હઝરત મહંમદ (અ૦) નું અડધા કદનું બાવલું જોયું. તેની નીચે ટૂંક નોંધ આ મુજબ આપવામાં આવી હતીઃ—

" MAHOMED " Founder of the Mussalman Religion, Born A. D. 570, Died A. D. 632. Ideal Bust by C. Kossos. *Tripoli, Greece 1854.*

હઝરત મહંમદ સાહેબનું અર્ધા કદનું બાવલું.

અર્થઃ—" મહંમદ " તે મુસલમાન ધર્મનો સ્થાપનાર, જન્મ સન ૫૭૦— મરણ સન ૬૩૨, અર્ધો કદનું પૂતળું ઘડનાર સી. કોઝોસ ટ્રીપોલી, ગ્રીસ ૧૮૫૬.

આ બાવલું બીજાં બધાં બાવલાઓની જેમ માત્ર કલ્પનાથીજ ઘડવામાં આવ્યું છે, એમ હું નક્કી માનું છું. છતાં એ પૂતળું ઘડનાર શિલ્પી માટે માન ઉપજાવે તેવું કામ તેણે કર્યું હશે. ઇસ્લામી તવારીખ અને હઝરત મહંમદ સાહેબના સદ્ગુણોનો અભ્યાસ કર્યો પછી જે ઉજ્જવળ પ્રતિભાની છાપ આપણા હૈયા ઉપર પડે છે તે તેણે આબાદ મૂર્તિમાં ઘડી રજુ કરી છે. જેવી રીતે હ૦ ઇસાની મૂર્તિ એક શાન્ત અને માયાળુ તેજસ્વી નરની હોય અને અંતરના ગુણો ચહેરા પર પ્રકાશી નિકળતા હોય તેમ જણાય છે. તેવી રીતે હ. મહંમદ સાહેબના પૂતળા પર પણ પવિત્રતાની કલ્પના ને ઇસ્લામનું ગૌરવ ચમકી રહ્યાં હોય તેમ લાગે છે. આમ એક મુસલમાન છતાં એ ખ્રીસ્તી કલાકારને ઇન્સાફ આપવા તેની પ્રશંસાના બે બોલ કહેવાની તક લઉં છું. ક્રાઇસ્ટની મૂર્તિ ઘડનારા ઇસાઇઓની નજરમાં પયગમ્બરની મૂર્તિ ઘડવી એ પાપ કે અપમાનજનક નથી ગણાતું, એટલું આ સ્થાને જણાવવું અસ્થાને ન જ ગણાય. તેમજ ઇસ્રાઇલ ધર્મ ફેલાવનારા પયગમ્બર હઝરત મુસા નબી (Moses) નું બાવલું પણ ઉભું કરવા ચૂકાયું નથી, તેની નીચે મુજબની નોંધ કોતરાયેલી છેઃ

**Moses.**

By Michelangles, Designed for the monument to Pope Julius 2nd, now in the Church Son Petro in Vencoli; Rome.

અર્થઃ મોઝેઝ (મુસા) વિખ્યાત ચિત્રકાર માઇકલ એન્જેલોના મશહૂર ચિત્ર ઉપરથી જે પોપ ઝુલીઅસ બીજા માટે તૈયાર કરવામાં આવેલું તે હાલમાં સાન પીએટરોના મંદિરમાં, રોમ નગરમાં મૂકાયલું છે.

આ બાવલું જે અસલ પ્રતિમા ઉપરથી લેવાયેલું છે તે–અસલ વસ્તુને રોમ શહેરની મારી મુલાકાત વેળા જોવાની તક મને મળી હતી. બીજાં કેટલાંક બાવલાંઓ સાથે આ બાવલાનો પણ ફોટોગ્રાફ મ્હેં લેવડાવ્યો અને તે બીજી મ્હારી ગાઇડ બુકો સાથે મ્હેં મુંબાઈની અન્જુમન ઇસ્લામ ઉપર તેની જાણ માટે મોકલી આપ્યો.

હઝરત મુસાની તસ્વીર અને તેના દેખાવનું વર્ણન

બાવલાંઓ વિષે લખતાં જણાવીશ કે મ્હારી મુસાફરી દરમિયાન મ્હેં એમ્સરડમમાં હોલેન્ડની રાણીના મહેલમાં પયગમ્બર મુસાની મ્હોટી સાઇઝની ઓઇલપેન્ટ (તૈલરંગી ચિત્ર) તસ્વીર જોઈ હતી. આ તસ્વીરમાં હઝરત મુસાનો દોડતા આવતા સર્પના જેવો દેખાવ છે, જે બાબત કુરઆને શરીફના ત્રીસમા પ્રકરણમાં નીચે મુજબ જણાવવામાં આવેલા પ્રસંગ ઉપરાન્ત છેઃ– પરવરદિગારના આદેશથી હ. મુસા પયગમ્બર અનેક પ્રકારના ચમત્કારો કરી શક્યા હતા. તેમાંનો આ એક મુખ્ય ચમત્કાર ગણાય છેઃ–

"પોતાના સસરાનાં ઢોરોને ચરાવવા, તેમને હદમાં રાખવા અને જંગલી જનાવરોથી સલામત રાખવા તેઓ હમેશાં હાથમાં એક મજબૂત ડાંગ પકડી રાખતા હતા. તે લઇને જ્યારે એક વાર તેઓ પસાર થતા હતા; ત્યારે કિરતારનો આદેશ કરતો પ્રભાવાન્ સાદ તેમના કાને પડયો, "અય મુસા! આ ત્હારા હાથમાં શું છે?"

"એ મ્હારી ડાંગ છે," હઝરત મુસાએ જવાબ આપ્યો, "જેનાથી હું કોઈ વાર ટેકો લઉં છું. મ્હારાં ઢોરો ચરાવતી વખતે ઝાડપરનાં પાન આથી હું તોડી શકું છું તેમજ તેને બીજા અનેક ઉપયોગમાં લઉં છું. જેવા કે ખોરાક અને પાણીની પખાલ ઉચકી જવાના. અને સર્પોને નસાડી મેલવાના–"

"એને જમીન પર ફેંકી દે, અય મુસા!"

મુસા પયગમ્બરે તેને ફેંકી દીધી. ફેંકી દેતાં જ તે એક જબરજસ્ત અજદાર (સર્પ)ના લબભરેલા આકારમાં બદલાઈ ગઈ.



"એને ઉચકી લે અને ફિકર ન કર, ગભરા નૂહિ. એની અસલ હાલતમાં હું એને પાછી ફેરવી નાખીશ."

મુસાએ તેમ કર્યું. અને સર્પના મોઢામાં પોતાનો હાથ મેલ્યો કે ફરીવાર તે લાકડીના આકારમાં ફેરવાઇ ગઇ!"

આ ઓઇલ ચિત્રમાં હઝરત મુસાના ચહેરા પર રેખા, રેખાની મરોડ એવી તો ભાવવાહી અને સ્પષ્ટ ગિતરવામાં આવી છે કે જેથી ઉપર જણાવેલા બાવલામાં અને તસ્વીરમાં થોડો તફાવત લાગે છે, પણ બન્નેમાં શરીરનો ભવ્ય કદાવર અને કોઇને પણ ડારે એવો દેખાવ આબાદ ઉતારવામાં આવ્યો છે. આવી સુંદર અને સ્પષ્ટ ભાવના ઘડનાર કલાકારો પશ્ચિમમાં જ કેમ પાકતા હશે? એ પણ પ્રશ્ન સાથોસાથ સહજ ઉદ્‌ભવતો હતો.

**ખલિફા અને ઇમામોની તસ્વીરો, જગવિખ્યાત નરોનાં બાવલાં, અર્લ કોર્ટ એકઝીબીશન**

શિરાઝની મુસાફરી વેળા એક સૈયદના ઘરમાં મ્હેં ઇસ્લામના મહાન ખલિફા હઝરત અલી, અને હઝરત ઇમામ હસન ને હુસયન તેમજ સલમાન ફારસી નામના વિખ્યાત આલેમની તસ્વીરો જોઈ હતીઃ તેમજ ઇમામ અબુ હનિફા, ઇમામ સાફી, હમબલી, માલકીની તસ્વીરો તો અમ્હારી કેપટાઉનની લાયબ્રેરીની અંદરની એક કિતાબમાં પણ છે. એની મૂળ તસ્વીરો લંડનમાં મ્હારા જોવામાં પણ આવેલી, પણ એના ખરાપણા વિષે મ્હને શક છે. તેથી મ્હેં તેમના ફોટોગ્રાફો લેવાની જરૂર જોઈ નહિ.

મજકુર બાવલાંઓ ઉપરાંત અહિં આવેલા એક વિભાગમાં જગતના મહાન પુરૂષો ગેલીલિઓ, પૃથ્વિ અને સૂર્યની ગતિ સાંધનાર, સોક્રેટીસ, ગ્રીકનો મહાન તત્વજ્ઞાની જેને મન મોત અને જીવનની કિંમત એક સરખી જ હતી, એનજલો, વિખ્યાત પુરુષોનાં અમર અને સજીવ ચિત્રો દોરનાર મહાન ચિત્રકાર-બધાં અભ્યાસ કરવા લાયક અને કૈં નવું તત્વ શિખવે એવાં છે. વળી હું અત્રે છેલ્લી મુલાકાત આપી ગયો, તે પછી અર્લ કોર્ટ એકઝીબીશન જેને લંડનમાં પારીસ પણ કહેવાય છે તેનો દેખાવ આપવામાં આવ્યો છે.

**ચહેરા ઉપરથી ચાલચલગુ ઓળખનાર ઓરતની મુલાકાત**

લંડનમાંના મ્હોલ્લાઓમાં લટાર મારતાં એક દિવસ એક દરવાજા ઉપર નીચે મુજબ પાટીયું માંડેલું દેખાયુંઃ-Character Reading from the Face: અર્થ-ચહેરા ઉપરથી માણસની રીતભાત ને ખાસિયત પિછાણનાર



તપાસ કરતાં જણાયું કે એ એક બાનુ પ્રોફેસર નામે એની. 'ટી. ઓપનહેમ બી. પી. એ. હતી.

આવી બાબતમાં એશિયાટીક લોકો ખૂબ શ્રદ્ધા રાખે છે. આપણા દેશમાં એવી રીતે જોનારા લોકો ગલીએ ગલીએ રખડે છે. હુ એશિયાટીક ખરો. છતાં આવી વિદ્યા ઉપર મ્હારી તો શ્રદ્ધા હતી જ નહિ. હું એક "હંબગ" ને શંડા પહોરની ગરમ તોપ જેમ માનતો હતો. પણ આ એક સુધરેલા શિખેલા સમાજની ઓરત હતી. યુરોપ દેશમા આવી માન્યતા ઝાઝી નભે નહિ એમ મ્હને લાગતું; તેથી એ બાઈની મુલાકાત લઇને પારખું જોવાની સ્હેજે ઉત્કંઠા થઈ. અંદર દાખલ થયો, તે રૂમ ઝાંખા અજવાળા સાથે ગંભીરતા વધારે એવા પ્રકારની રાચરચીલાની ગોઠવણીથી ભરપૂર હતો. પેલી બાઈ યુરોપીઅન છતાં તેનામાં એશિયાટીક જેટલી ગંભીરતા દેખાતી હતી, કદાચ તે હિંદ કે અરબસ્તાનના એકાદ નજુમી પાસેથી આ વિદ્યા શિખી આવેલી હોય. હું જો કંઇ વધારે બોલીશ તો એ અનેક લોકોની મુલાકાત લેનારી બાઈ જરૂર કંઈ ને કંઈ મ્હારો ખવાસ મ્હારા અવાજ અને બોલવાની રીતભાત ઉપરથી પારખી કાઢશે. તે ભારે મગરૂરી અને નખરા સાથે જણાવશે, ત્યારે એ સાચી વાત મ્હારે નછૂટકે કબૂલ કરવી જ પડશે તેથી સેવકે શરૂઆતથી જ પૂતળાની જેમ ગંભીર ડાચું કરી એકદમ ચૂપ રહેવાનો નિશ્ચય કર્યો. તેની સ્હામે ચૂપચાપ ને મૂંગો બની બેસી રહ્યો. પણ પેલી ચાલાક ઓરતે તો મ્હારી ચૂપકીદી છતા મ્હારો ચ્હેરો તપાસીને જ જે કંઈ ધડસડાટ બોલી ગઈ તે સર્વે વાત સાચી હતી. અજાયબીમા ગરક થઈ તે બાઈની કળા ઉપર મ્હારાથી આફ્રિન પોકરાઈ જવાયુ. જે વિદ્યામાં હું ઠગાઈ ને ભોળા લોકોને ભરમાવવાની જુઠ્ઠી કળા માનતો હતો તેમા મ્હને આજે સચ્ચાઇનો પ્રકાશ દેખાયો, ખુદાએ ખરેખર કુરઆનમા કહ્યુ છે કે, દુનિયા મ્હારા ઇલ્મ અને હિકમતથી ખાલી નથી. ફક્ત એ બાબતમા શોધખોળ કરી મરી મીટનાર સાચા આદમીની જ ખોટ છે; બાકી જેમ હીંગને લવીંગની પોટકી બાંધી બેસનારા ગાંધી તરીકે પોતાને બનાવે ને થોડું જાણનારા નીચ હકીમો પોતાને જુના અનુભવી તરીકે ખપાવે તેમ સ્હેજસાજ આ વિદ્યાનો અભ્યાસ કરનારાઓ નજુમી અને જ્યોતિષીઓના ખોટા પાટીઆ ઠોકી દે છે. પરિણામે

**વિદ્યા સાચી છે; પણ તેના ખરા અભ્યાસીઓની ખોટ છે.**



એ વિદ્યાને ધિક્કાકનારો સમાજ વધારે પેદા થાય છે. કારણ કે સાચી વાતની ખાત્રી આપનારા ખુદ પોતે અધૂરા હોવાથી મુંઝાયલા માણસોને સાચો રાહ કેમ બતાવી શકે? એટલે આવી વિદ્યાને હસીને આપણે વખોડવી ન જોઇએ.

દરેક પાઠશાળામાં સોનેરી અક્ષરે કોતરવાની જરૂર

ખચિત, શેકસ્પીઅરના હેમલેટના નાટકમાં હેમલેટ પોતાના એક જાની મિત્રને હોરેશિઓને શીખામણ આપતાં જે વચનો ઉચ્ચારે છે તેમાં નર્યું સત્ય તરી આવતું જણાઈ આવે છે. તે કહે છે. "આ અને પેલી દુનિયામાં તરેહવારની ચીજો છે. જેનો ફિલસુફોને પણ સ્વપ્નામાં ખ્યાલ પણ આવી શકે તેમ નથી" આ શબ્દો બેશક આજના વૈજ્ઞાનિક જમાનામાં નાસ્તિક બનતા માનવજાતનાં આવતી કાલના શહેરીઓને યાદ રહે તે માટે દરેક પાઠશાળામાં સોનેરી અક્ષરે કોતરી રાખવા જોઈએ. તેથી મ્હોટપણમાં એ લોકો પોતાની શાળામાં કોતરાયલો એ સોનેરી શબ્દઝુંડ યાદ કરીને લાભ ઉઠાવી શકે અને નાસ્તિક દિલના આદમીને એવો કોઈ પાઠ મળતાં તે પાઠશાળામાંના કોતરાયેલા સુખનોને સંભાળીને કાનપટ્ટી પકડી કબૂલ કરી શકે.

"There are more things in the heaven and Earth, Horatio, than are dreament of in your philosophy."

આપણા પૂર્વ તરફના છૂપા ઇલિમના જાણકારોમાં એક જાણવા જેવી બાબત તો એ છે કે તેઓ પોતાનો ખરો ઇલ્મિ કોઇને શિખવતા નથી. ઝીંદગી ક્ષણભંગુર છે તેનો કંઇ ધડો નથી, જ્યારે એ જાણકાર મરણ પામે છે, ત્યારે પોતાની સાથે જ એ ઇલિમના ભેદને કબરમાં લેતા જાય છે. પરિણામે તેમના દેશમાંથી તેમના મૃત્યુ સાથે એ ઇલિમ પણ અદૃશ્ય થતો જાય છે.

પોતાના મૃત્યુ સાથે ઇલમને કબરમાં લેતા જાય છે.

જ્યારે પશ્ચિમના લોકોનો મ્હોટો ભાગ ઇલિમને છૂપાવીને ગુંગળાવતો નથી. પણ શોખીનોને તે યોગ્ય કિંમતે અને શરતે શિખવે છે અને એવા ઇલિમની આપલે કર્યા જ કરે છે. પરિણામે આયંદે તેમાં દેશને ફાયદો થાય છે. તેમાંના કેટલાક ચબરાક ને ઉત્કંઠા ધરાવનારા ચેલાઓ ગુરૂ કરતાં પણ સવાયા નિવડીને, નવી શોધખોળો કરીને સમાજને લાભ આપે છે. તેવી રીતે એ બાનુ પ્રોફેસર પણ જે ચાહે તેને પોતાનો ઇલિમ શિખવતી હતી. સામાન્ય વર્ગમાં જેઓ બાર પાઠો શિખે તેમની પાસેથી ફક્ત ત્રણ ગીની લેતી હતી. જેઓ ખાનગીમા શિખવા માગતા હોય તેઓ પાસેથી દશ ગીની લેવામાં આવતી.



મ્હારા જેવા રખડપટ્ટીએ નિકળેલા મુસાફર પાસે આ વિદ્યા શિખવા જેટલો વખત હોય જ ક્યાંથી ? એટલે એ વિદ્યા શિખવાની ઉલટ બર આવી નહિ

ખાસીયત ઉપરાંત ભવિષ્ય જોનાર બાનુની મુલાકાત

એ મકાનની સ્હામે એક કેનેડીઅન બાનુ De Para ડપારાનું મકાન આવેલુ હતું, તેનો દાવો લોકોની ખાસીઅત ઓળખવા ઉપરાંત ભવિષ્યની વાતો પણ આબાદ કહેવાનો હતો

મીસ એમી. ટી. ઓપનહેમ પાસે થયેલ સાચી વાતના અનુભવ ઉપરાંત સ્વાભાવિક એ કેનેડીઅન બાનુની મુલાકાત લઈ ખાસીયત ઉપરાંત ભવિષ્યના ભેદથી વાકેફ થવાની તક લેવાનો ઇરાદો થયો. એટલે એના મકાનમા દાખલ થયો, સા એ બાઈ બહાર ગઈ હતી. તેને બદલે તેની જોડીદાર બાનુ મીસ પેટ્રીશ્યા માર્ય હાજર હતી તે મ્હારો હાથ જોવા બેઠી એ બાઈએ ૭૫ ટકા બનાવો સાચાજ કહી સંભળાવ્યા, આ બાઇને ત્યા નસીબ જોનારાઓની ભારે ધમાલ હતી અને તેમા મુખ્ય કરીને ઓરતોજ વધારે હતી. એ ઉપરથી યુરોપની ઓરતોની ઉત્કંઠા કેટલી વધારે હોય છે તે જણાઈ આવતું હતું

લંડન વિષે એકવાર લખ્યા પછી બીજી વખત મારે કંઇ ઝાઝું લખવુ નથી હવે મ્હારી ગ્લાસગોની મુસાફરીનો અહેવાલ જણાવીશ. તે પહેલા ટેમ્સ નદીને કીનારે એક સમી સાંજના આછા અજવાસમા મ્હને જે વિચારો આવ્યા હતા તે અત્રે ટપકાવવાની મ્હારી લાલચ રોકી શકતો નથી.

પાદરી વિલીયમ ટીનડલના છેલ્લા શબ્દો અને તેમની અસર

અહિંના વિશાળ બગીચામા ખુણે ખુણે પ્રસિદ્ધ નરરત્નોની યાદ જાળવવા તેના બાવલા મૂકવામા આવેલા છે. તેમા સર બારાલ ફ્રિયર અને આઉટરામના બાવલા પણ છે. તેની બાજુમા પાદરી વિલીયમ ટીનડલનું બાવલુ મ્હારા દીઠામા આવ્યુ. જેની નીચે તખ્તી ઉપર જે શબ્દો કોતરાયેલા હતા તેની થોડી અસર એક ઉન્હી સનસનાટી સાથે મ્હારા હૈયામા ભેતરાઇ ગઈ છે; વાચનાર, જે દરેક પ્રસ્તાવી ગિરાદરના હૈયા પર કોતરાઈ જાય તે શબ્દો આ હતા —

" The last words of William Tyndall were –" Lord Open the king of England's Eyes ! " within a year of which a Bible was placed in every Parish & c "



અર્થઃ—પાદરી વિલીયમ ટીનડલના છેલ્લા શબ્દો આ હતા. "ખુદા ઈંગ્લેંડના રાજાની આંખ ખોલે." એ શબ્દ ઉચ્ચારાયા પછી એ ભલા પાદરીનો આત્મા તેના પરવરદિગારની હજુરમાં પોતાની અરજ પેશ કરવા ખોળીયાને છોડીને ચાલ્યો ગયો હતો. તે પછી એક વરસની ટુંક મુદતમાં દરેક ગામડે ગામડે બાઈબિલની પવિત્ર બંદગીના અવાજોથી વાતાવરણ ગૂંજી ઉઠયું હતું.

**પરવરદિગારની હજુરમાં મ્હારી મુંગી પ્રાર્થના**

આ શબ્દો વાંચતાં જ મ્હારૂં માથું ઝૂકી પડયું. સનસનાટ થતા મ્હારા હૈયા સાથે મ્હેં ધીમી બંદગી કરી. યા અલ્લાહ, મ્હારા મુસ્લીમ બિરાદરોની આંખની મિસાલ ક્યહારે ઉઘડશે! અને દરેક ઘરમાં બાઈબિલ જેમ કુરઆને શરીફની બંદગી અને તેનો અમલ ક્યારે થશે?



# સ્કોટલેંડની મુસાફરી

**પ્રકરણ ૪ થું**

થર્ડ ક્લાસમાં મુસાફરી, હિંદના થર્ડ ક્લાસ સાથે સરખામણી

તા. ૩ જી જુલાઈની રહવારે સ્કોટલેંડ જવા માટે લંડનથી ટ્રેન માર્ગે ઉપડયો. તેમાં ઇંગ્લેંડની મીડલેંડ રેલ્વે ઘણા રમણીય માર્ગે સ્કોટલેંડ તરફ જતી હોવાથી કુદરતનાં વધારે રમણીય દશ્યો જોવા મ્હેં એજ માર્ગે જવાનો નિશ્ચય કર્યો અને ત્રીજા વર્ગની ટીકીટ લીધી! ત્રીજો વર્ગ! વાચક કદાચ પો'ક રી ઉઠશે કે ત્રીજા વર્ગની હાડમારી મ્હેં શા માટે માથે વ્હોરી લીધી હશે? પણ તેમ નથી. મુંબઇ—હિન્દુસ્તાનની રેલ્વેના ત્રીજા વર્ગમા મુસાફરી કરનારને અહિંના ત્રીજા વર્ગનો ખ્યાલ આવી શકે તેમ નથી. પાટીઆવાળી ટ્રેન, ભૂરા રંગથી રંગાયેલી બેઠકો, તેમા જાતજાતના માકડ બેસવાની ને પાયખાની સંકડામણી, મેલી ભીંતોના ડબ્બા એવું એવું અહિં નથી. અહિંના ત્રીજા વર્ગમાં જેટલો આરામ છે તેટલો હિંદુસ્તાનના પહેલા વર્ગવાળાને પણ મળતો નથી. વાચકને તેનો ખ્યાલ અપાવવા થોડુંક વર્ણન કરવાની તક લઉં છુ. સારા કપડાથી જડી લીધેલી ગાદીવાળી બેઠકો ચકચકિત–પૉલીસ કરેલી સાફસુફવાળી ભીંતો ને દરવાજા પાસે જોડાયેલી ડાઈનીંગ કારમાથી કંઈ પણ મંગાવવું હોય તો નોકરને બોલાવવા માટે દરેક બેઠક ઉપર એક ઇલેક્ટ્રીક બટન પણ મુસાફરોની સેવામાં તૈયાર રાખવામા આવે છે. આટલા ટુંક અહેવાલ પરથી વિચારી લેશો કે ત્યારે બીજી બધી સગવડો કેટલી સરસ હશે! ત્રીજા વર્ગના મુસાફરોની આમદાની ઉપર જ રેલ્વેનો નિભાવ હોવા છતા હિંદના રેલ્વેવાળાએ આજે વરસો થયા ત્રીજા વર્ગના મુસાફરો માટે કંઈ પણ સગવડ આપવાની દરકાર કે જરૂર જોઈ નથી.

રળીયામણા દેખાવોથી ભરપૂર ત્રણ કલાકની શાંત મુસાફરી

મુસાફરીમાં આસપાસના કુદરતી દેખાવો પણ ધાર્યા કરતા મુસાફરોને વધારે સુંદર મળે છે. પહાડ અને ખીણોના દેખાવો આપણા દેશમાયે છે. પણ અહીં કુદરત કંઈ વધારે પક્ષપાત કરતી હોય તેમ ઠંડા દેશને લઇને તેની ઠંડી ઋતુથી કુદરત વધારે હરિયાળી અને પ્રફુલ્લ રહે છે. ન્હાના ન્હાના નદીનાળાનું

ખળખળ વહી જતું નીર જોવામાં એક જાતની ઠંડક ફેલાયેલી દેખાય છે. આંખને તાજગી આપતા લીલા દરખતો ઉપર શોભી રહેલાં જંગલી રંગીન ફુલો વિગેરેનો દેખાવ વિ. જોતાં થાક ચડે જ નહિ. હિન્દુસ્તાનમાં રેલ્વેમાં ત્રણ કલાકની મુસાફરી, બેઠકની અગવડતા અને રેતાળને ઉજ્જડ દેખાવોને લીધે ભારે કંટાળાભરેલી થઈ પડે છે તેમ અહીં નથી. અહિં તો તમે આખો દિવસ બેસો, છતાં જાતજાતના રળીયામણા દેખાવો જોતાં થાકો જ નહિ. આ ખુશનુમા મુસાફરીમાં નવી તાજગી મેળવી હું રહાંજના ગ્લાસગોના સ્ટેશને આવી પહોંચ્યો ને સીધો હોટેલ આટગાઇલમાં હંકારી ગયો. ત્યાં રૂમની સગવડ થઈ જવાથી બીજે ભટકવું ન પડ્યું. મુસાફરીનો થાક તે શું એ હું જાણતો જ હતો નહિ. એટલે સ્હાંજે આસપાસના રસ્તાઓમાં લટાર મારવા ઉતરી પડતો.

**વ્હાણવટાના ધંધાને ખીલવનાર ગ્લાસગો નગરની મહત્તા**

ગ્લાસગો નગર ગ્રેટ બ્રિટનમાં ફક્ત પાયતખ્ત શહેર લંડનથી જ ઉતરતું મ્હોટું શહેર અને કલાઈડ નદીના રમણીય કાંઠે વસેલું છે. એની વધતી જતી વસ્તી આજે ૮૦૦૦૦૦ કરતાં પણ વધુ લેખાય છે. પહેલી નજરે આ શહેરમાં નવા આવનારને કંઈક મુફલીસ લાગે, પણ તેમ નથી. મુફલીસ લાગવાનું કારણ અહિં કામદારવર્ગની વસ્તી કૈંક વધારે પ્રમાણમાં તે છે. મજુરો અને ફેરીઆઓના ટોળેટોળાં તેમજ ઉઘાડે પગે વર્તમાન પત્રો વેચતા ફેરીઆઓની ગરબડથી મહોલ્લાઓ ગાજી રહે છે. આ ગ્લાસગો નગરને મુફલીસ ધારનાર મુસાફર જ્યારે ફરતો ફરતો તેની ડોક પાસે આવી પહોંચે છે, ત્યારે એ વિશાળ ને માઇલો સુધી પથરાયેલી ડોકને બન્ને કિનારે બંધાતાં નવાં વ્હાણો અને સ્ટીમરોના ચાલતા કામના થતા તડાતડ અને ફડાફડના હથોડાના અવાજો સાંભળે છે અને હજારો કારીગરોને બ્રિટનની મહત્તા વધારવા મથતા જુએ છે, ત્યારે ગ્લાસગો નગરના વ્હાણઉદ્યોગની મ્હોટાઈનો ખ્યાલ સ્હેજે આવે છે. આ મહાન વેપારી શહેરની ઉપરાંત-કહેવાય છે કે-બ્રિટીશ સ્ટીમરોની સંખ્યાનો ⅓ ભાગ આ શહેરમાં જ તૈયાર થઈને બહાર પડે છે.

**બે દેશોના જોડાણની શરૂઆતમાં થયેલાં રમખાણો**

ઇંગ્લેંડ અને સ્કોટલેંડ દેશનું જોડાણ થયું; ત્યારથી ગ્લાસગો નગરનું નસીબ ખીલી ઉઠ્યું છે. જોડાણની શરૂઆતમાં એ નગરના વતનીઓ ભારે ઝનૂન ઉપર



ચઢયા હતા, તેમણે એ બન્ને દેશના જોડાણની યોજનાને ભારે તિરસ્કારથી ધૂતકારી કાઢી હતી. અને તે માટે શહેરમાં બડેખાંઓ પણ થયેલા. પણ ગણત્રીબાજ વેપારી વર્ગ તરત સ્હમજી શકયો હતો કે આ જોડાણથી ગ્લાસગો શહેરને ફાયદો જ છે; કારણ જે જે અધિકારીઓ ઇંગ્લેંડના બંદરને આપવામાં આવ્યા હતા તે બધા જ હક્કો એ નવી યોજનાથી આ શહેરને પ્રાપ્ત થતા હતા. વળી જેમ્સ વોટે આર્ક રાઈટ સ્પીનિંગ ( કાંતવાના ) યંત્રની તથા વરાળયંત્રની શોધ કરી, ૧૭૬૩ ના વર્ષમાં પહેલવ્હેલું વરાળયંત્ર બનાવ્યું અને હેન્રી બેલે સ૦ ૧૮૧૨ માં આટલાંટીક મહાસાગરની આ બાજુએ પહેલવ્હેલી આગબોટને ક્લાઇડ નદીના પાણીમાં તરતી કરી હતી. આથી ગ્લાસ્ગો શહેરની કીર્તિ વધારે ઉજ્જ્વળ બની છે. વળી કોલસાની અખૂટ પેદાશને લીધે આ શહેરના ઉદ્યોગને નવું બળ મળે છે. કોલસા બહારથી આયાત કરવા પડતા નથી. તેથી ઉદ્યોગ અને નવી નવી મીલોના વધારા સાથે વસ્તીનો વધારો સપાટાબંધ થતો જાય છે, તેથી રૂ, સણ, ઉન અને લોઢાનાં કારખાનાંઓ પણ એ વિશાળ નગરની ભૂમિ ઉપર છવાયેલાં છે. દરેક પ્રકારની વ્યાપારની વસ્તુઓ આ નગરમાં તૈયાર થાય છે. દરેક કારખાનાની વિગતવાર હકીકત જણાવવા બેસું તો એક જબરજસ્ત ડાયરેકટરી થાય. એક વેપારી તરીકે મ્હારા જોવાને આ ઉદ્યોગના મહાન નગરમાં અનેક નવીન વસ્તુઓ જોવાજાણવાલાયક મળી આવે, તેમાં કશી નવાઈ નથી. અહિંના મહોલ્લાઓ અને મકાનો પણ લંડન શહેરને મળતાં આવે એવા ઉતમ પ્રકારના છે. શહેરના રાજમાર્ગો બધા સુઘડ અને ભવ્ય રીતે રચાયલા છે. પત્થરની સરસ ફરસબંધી મકાનોની શોભામાં વધારો કરે છે. આ શહેરની ઇમારતોમાં કેટલીક પુરાણી અને નવી ઇમારતો કલાના સુંદર નમુના તરીકે પણ જોવા લાયક છે. શહેરના મકાનની દિવાલો સંખ્યાબંધ કારખાનાંઓના ધૂમાડાથી બચવા પામી નથી. કેટલીક તો લંડનની ઇમારતો કરતાં પણ વધારે કાળી પડેલી દેખાઈ આવે છે.

**જાણીતી ઇમારતો, દેવળ અને યુનિવર્સીટીનું ભવ્ય મહાલય**

શહેરની જાહેર ઇમારતોમાં તેનું ગંજાવર દેવળ અને યુનિવર્સીટીનું ભવ્ય મકાન જોનારને પોતાના પ્રાંતનાં ગૌરવ અને મહત્તાનું ભાન કરાવે છે.



દેવળની કારીગરીને કળાકારે આપેલો ઘાટ અતિ ઉત્તમ ગણાય છે, તેનો દેખાવ ઇસુ ખ્રિસ્તના મૃત્યુસૂચક ક્રૉસાકાર છે. તેની શરૂઆત છેક બારમી સદીમાં પવિત્ર રાજા ડેવીડના વખતથી થઈ છે. પણ એ દેવળ કરતાં યે યુનિવર્સીટીની ઇમારત ગ્લાસગોની ખાસ મગરૂરી મનાય છે, તેની તવારીખ પણ જાણવાલાયક છે. વિદ્યાદેવી—સરસ્વતી માતાનું એ મંદિર જોઇને મ્હારૂં અંતર ઉભરાઈ જાય છેઃ માણસને સાચી ઈનશાનિયત શિખવનાર જ્ઞાન છે. મહાન સિકંદરને, તેની માતા તરફ ઉભરાઈ જતાં પ્રેમને નિરખી એક જણે પ્રશ્ન કરેલો કે માતા કરતાં તમે કોઇને વધારે ચાહો છો ખરા ? તેણે ઉત્તર વાળ્યોઃ—હા, મ્હારી મા કરતાં મ્હારા ગુરૂ માટે મ્હને વધારે પૂજ્યભાવ અને પ્રેમ છે; કેમકે મ્હારી માતાથી આ જગતમાં આવી માનપાત્ર થયો છું; પણ પેલી દુનિયામાં તો મ્હારા ગુરૂનું શિક્ષણ લઇને જ સુખી થઈશ. ગ્લાસગોના લોકોનો વિદ્યાપ્રેમ જોઇને એક ભારતિય આત્મા તરીકે મ્હારૂં અંતર પોકારી ઉઠ્યું કે સરસ્વતી દેવીની સાચી આરાધના અને ખરી પૂજા એ લોકો જ કરે છે. અમે હિંદી કે હિંદુઓ નહિ ! ગ્લાસગોની યુનિવર્સીટીની તવારીખ વિષે ખોળ કરતાં જણાય છે કે એ ખાતાની શરૂઆત સન ૧૪૫૦માં બીશપ ટર્નબુલે કરી હતી. તે વખતે યુરોપમાં રોમના પોપની સત્તાનો કોરડો ફરી રહ્યો હતો. એટલે તેની પરવાનગી મેળવ્યા પછી જ એ ખાતાની શરૂઆત થઈ શકી હતી. તે પછી ચાન્સેલર, રેકટર, ડીન, વિ૰ નું એક મંડળ સ્થાપવામાં આવ્યું હતું. સૌથી પહેલાં ફક્ત એક ન્હાની સ્કુલથી શરૂઆત કરવામાં આવી હતી. તે પછી વરસો જતાં જાહેર તેમજ ખાનગી આર્ટસની કોલેજનો વિભાગ ખોલવામાં આવ્યો, મકાનો બંધાયાં, છેવટે વધતાં વધતાં હાલની મહાન ઈમારત બાંધવાનો પ્રસંગ આવ્યો. તેના ખર્ચના અડસટ્ટા એટલા મ્હોટા હતા, કે એ જંગી ખર્ચને કેમ પહોંચી વળાય એ વિચારમાં બાપડા યુનિવર્સીટીના સંચાલકો મુંઝાયા કરતા હતા. પણ એ ઉદ્યોગી નગરના વિદ્યાપ્રેમી શ્રીમાનો અને નાગરિકોએ પોતે છુટ્ટે હાથે ફાળામાં રકમો ભરીને પોતાનો વિદ્યાપ્રેમ દાખવવાની એ મહાન તક જતી ન કરી. છેવટે સરકારની મદદથી તેમજ મારકવીસ ઓફ બ્યુટ અને ચાર્લ્સ રેન્ડોલફે પાછળથી ઘટતી રકમો આપી બાદશાહી સખાવતો કરી, તેથી આજની ગ્લાસગો

ગ્લાસગોના લોકોનો વિદ્યાપ્રેમ



નગરની મહોજ્જ્વળતા ને મગરૂરીમાં વધારો કરતાં બિલ્ડીંગ, લાયબ્રેરી, લેબોરેટરી, ભવ્ય મ્યુઝીઅમ, વિ૦ હસ્તીમાં આવ્યાં: જ્યાં આજ સુધી લાખો નગરજનોએ કેળવણીનાં મીઠાં ફળ ચાખી પોતાના જીવનનો સાચો રસ માણ્યો છે.

ગ્લાસગોમાં હરવાફરવાનાં અને જોવાનાં સ્થળોનો તોટો નથી. તેના મ્યુનિસીપલ વહીવટમાંથી પણ ઘણું જાણવા–શીખવાનું મળે તેમ છે. પણ મ્હારી એ નોર્થ કેપથી ખારટુમની મુસાફરીના બ્યાનમાં એ બધી બાબતોનો સમાવેશ કરવા બેસું તો મુખ્ય બાબતને ઇન્સાફ આપવાનું કેમ બની શકે ?

લખાણમાં નહિ પણ ખુદ મુસાફરીમાં પણ કેટલેક દરજ્જે મારે મારૂં મન મારવું પડયું હતું. દાખલા તરીકે ગ્લાસગોથી સ્કોટલેંડ સુધીમાં આવેલાં કેટલાંક સુંદર સરોવરો નિહાળવા જવાની સગવડ હતી, તે સ્થળો પણ નઝદીકમાં જ હતાં, પણ ૮ મી જુલાઇએ હુલ બંદરથી ઉપડનાર સ્ટીમરમાં મ્હેં નોર્વે તરફ જવાનો ઈરાદો કર્યો હતો. એટલે મન મારીને મ્હેં એડીનબરો તરફ કૂચ શરૂ કરી.

## એડીનબરો

ફરીવાર ટ્રેનમાં બેસીને સ્કોટલેંડના પાયખ્ત શહેર તરફ જવા મુસાફરી શરૂ કરી; એ મુસાફરી પણ કુદરતની સ્કોટલેંડ તરફની બેસુમાર નવાજેશને લીધે ખૂબ સુંદર ને મોહક સ્થળોથી ભરપૂર હતી. ચોમેર દેખાતા રળીયામણા દેખાવો જોઈને મ્હને જાણીતા સર કવિ વોલ્ટર સ્કોટની એક પંક્તિ યાદ આવી જતી:— એડીનબરો તરફ કૂચ

"સઘળી ખૂબસુરતીમાં ભૂલો પડવામાયે એક જાતની મોજ છે"

સઘળી જગ્યાઓ સાથે જોડાયલી તવારિખ અને બીજી કહાણીઓ, કથાઓ અને ઐતિહાસીક બાબતની ભૂતકાળમાં શિખ્તી વેળા વાંચેલી ઘટનાઓ ફરીવાર સજીવન થઈ. એ સ્થળોની મહત્તામાં વધારો કરી એક જાતની મોજ ને આનંદ આપવા લાગી.

શહેરના રસ્તાઓ ગ્લાસગોના રસ્તા જેવાજ પહોળા અને સગવડભર્યા



છે. જમીન પથ્થરફરસબંદીવાળી છે. ઈમારતો પણ શહેરની ભવ્યતામાં વધારો કરતી ઠસ્સાબંધ ઉભેલી છે.

મેલબોર્ન શહેરમાં છે તેમ ઇલેક્ટ્રીક ટ્રામનાં દોરડાં જમીનની અંદરથી લેવામાં આવ્યાં છે. મુખ્ય મહોલ્લો પ્રીન્સસ્ટ્રીટ છે. તેમાં મહાન પુરૂષોનાં બાવલાંઓ સ્થળે સ્થળે મૂકવામાં આવેલાં છે. પણ અહિં આ ઐતિહાસિક શહેરનો કિલ્લો The Castle ધી કેસલ મુસાફરી માટે સૌથી વિશેષ અનુકૂળ ગણાય છે, તેમજ આગળના વખતનાં જુદાં જુદાં બાંધકામોનો અહિં અભ્યાસ થાય છે. અત્યારના સાયન્સના જમાનામાં માણસો દરેક કામ યંત્રોથી લેતાં થયાં છે. તેથી ખરી શારીરિક શક્તિ આપણે કેટલી બધી ગૂમાવી છે એનું ભાન આ જુના વખતની ઇમારતો અને અંદરનાં લોખંડકામ ને જુના વખતનાં ભારે વજનદાર હથીઆરો જોઇને થયા વગર રહેતો નથી. સઉથી વધુ પુરાણી ઈમારત જે ટેકરીની છેક ટોચ ઉપર આવેલું સેન્ટ માર્ગારેટનું દેવળ છે, તે હાલમાં લગભગ એકદમ બિસ્માર હાલતમાં જોવામાં આવે છે: પણ કિલ્લામાંના બાદશાહી મહેલના આલીશાન દીવાનખાના અને ઓરડાઓ જોનારનું ધ્યાન ખેંચે છે. જેમાં જાણવાજોગ એક રાણી મેરીનો ઓરડો છે. અહીં સ્કોટલેંડનાં છઠ્ઠા અને ઇંગ્લેંડના પહેલા રાજા જેમ્સનો જન્મ થયો હતો. બીજા ભાગમાં રાજ્યના કોઠારો આવેલા છે; જ્યાં પ્રાચીન સમયનાં હથીઆરો અને દારૂગોળો રાખવામાં આવેલ છે. તેમજ Holi Rood Palace. "હોલી રૂડ મહેલ" પણ અહિંની જગ્યાઓમાં એક જાણવાલાયક જગ્યા છે.

જુના યુગની ભવ્યતાનો ખ્યાલ આપતું બાંધકામ.

કમનસીબ રાણી એનના મહેલના વિશાળ ઓરડાઓ.

આ જગ્યાએ અસલ સને ૧૧૨૮માં બંધાવેલો એક મઠ હતો. અહીં એની કંઈ પણ ટૂંક નિશાનીઓ રહેવા પામી છે. અહિં હાલ જે મુખ્ય જોવાનું છે તે ફક્ત શાહી મહેલ. તેમાં રાણી મેરીના વપરાયેલા ઓરડાઓ મુખ્ય છે. તેમાં રાણીનું બીછાનું, જુના સોફા, કોચ, ખુરશી વિગેરે જેમના તેમ સાચવી રાખવાની કાળજી લેવામાં આવી છે. ઓરડાની બહાર જે ઝાંખા ધાબા નજરે પડે છે તે જાણે પોકારીને કહેતા હોય કે ઈનસાનનો દરજ્જો જેમ સઉથી વધારે છે તેમ તેની નબળાઈ અને પાપના ડાઘા પણ જમાના સુધી ન ફીટે એવા હોય છે. તેની પાછળ આવનાર સમાજને તેની ભૂલોનાં



કડવાં ફળો ભોગવવાં પડે છે. કહેવાય છે કે આ સ્થળે રાણી મેરીના માનીતા ઈટાલીઅન મંત્રી રિઝીઓનું ખૂન કરવામાં આવ્યું હતું તે ડાઘા પણ એના લોહીના હોવા જોઇએ. એ રાણી મેરી એનની તવારીખથી ઘણાં વાંચકો કદાચ વાકેફ હશે.

રાણી મેરી વિષે કૈંક વધુ

મેરીએ પોતાની શાદી કરી. તે ઘણી જ દર્દમંદ અવસ્થામાં થઈ એમ આપણને ઇતિહાસ બતાવી રહ્યો છેઃ ત્હેનો ખાવિંદ ઘણો જ બદમાશ અને હવસી આદમી હતો. અને અંદરઅંદરની ત્હેમની નજીવી વઢવાડો ઘણીવાર ભયંકર સ્વરૂપ ધારણ કરતી. રાણી મેરીની નોકરીમા કેટલાક બીજા પરદેશી માણસો હતાં. અને એક ઇન્સાન, જ્હેનું નામ રિઝીઓ હતું–એને પોતાના મંત્રી તરિકે તેણીએ પસંદ કર્યો હતો. ઘણીય વાર, રાજ્યખટપટમા મૂંઝાયલી મેરીએ રિઝિઓ આગળ પોતાનો પાલવ પાથરી સલાહ માગી હતી. અને આવી વર્તણુંકથી ૧૫૬૫ ના જુલાઈ માસની તારીખ ૨૯મીએ દેવળમાં પાદરીની સમક્ષ કબૂલેલા પોતાના ખાવિંદ ડાર્નલીને અપમાનિત કરી તે ઘણી જ દુઃખી યતી. આ ત્હેને ન જ ગમ્યું. રિઝિઓને જોતા ડાર્નલીના સીનામા વૈર અને ક્રોધનો અંગાર પ્રકટતોઃ તે ધારતો હતો કે રિઝિઓ એનો કટ્ટો દુશ્મન હતો ! બલ્કે તેમ હતું કે નહિ, તે તો હજીએ ઈતિહાસમાં સ્પષ્ટ દેખાતું નથી. અને તે વધુ એ પણ ધારતો હતો કે રિઝિઓએ જ ત્હેને મળતા રાજ્યમાં પત્થર ફેંકી મેરીને ત્હેને રાજ્ય ન આપવાની સલાહ આપી હતી. સ્કોચ નબીરાઓએ ડાર્નલીની આ નબળાઈ જોઈ: તે વખતે ચાલતા પ્રજાકીય બળવાનો ભોગ બિચારો ડાર્નલી થઇ પડયોઃ અને હોળીના નાળિયેરની માફક ત્હેનો કરૂણ અંત આવ્યોઃ અને આગળ જતાં રિઝિઓનું પણ તેવી જ રીતે કરૂણાભર્યું મોત નિપજ્યું.

એક બીજું ઐતિહાસીક મથક ધી પાર્લામેન્ટ હાઉસ છે. કે જ્યાં સન ૧૭૦૭માં ઇંગ્લેંડઅને સ્કોટલેંડનું જોડાણ થયું; તે પહેલાં સ્કોટલેંડના અસલ રાજ્યકર્તાઓની પાર્લામેન્ટની બેઠક થતી હતી. અને ત્યાં હાલમાં સ્કોટલેંડની ધારાસભાની બેઠક ભરવામાં આવે છે. ઉક્ત પાર્લામેન્ટ જે દીવાનખાનામાં મળી હતી તે જેમનું તેમ જાળવી રાખવામાં આવે છે.



**ઐતિહાસિક વસ્તુઓ જાળવવાની તત્પરતા.**

આ બધી બાબતોમાં યુરોપના લોકોનાં અસલ વસ્તુ અને ઇતિહાસ જાળવવા માટેની તત્પરતાનો અચ્છો ખ્યાલ આવે છે. અને આપણે પુરાતન કાળના સુધરેલા સમાજના હોવાનો દાવો કરતા હિંદીઓ પાસે તો પોતાનો ઇતિહાસ પણ ન મળે ! પરદેશીઓ જેટલું લખી ગયા છે તે ઉપર જ આપણને આધાર રાખવાનો છે. આસપાસનાં બીજાં બાંધકામોમાંથી પણ પુરાતન ઇતિહાસપ્રેમી મુસાફરોને ઘણું જાણવાનું અને શિખવાનું મળે તેમ છે. એ ઉપરાંત The Advocates Library ધારાશાસ્ત્રીઓનું પુસ્તકાલય સ્કોટલેંડના સર્વથી મહાન અને કિંમતી પુસ્તકાલયોમાંનું એક લેખાય છે. ગ્રેટબ્રિટનની પાંચ લાયબ્રેરીઓને કોપીરાઈટ એક્ટનો લાભ આપવામાં આવ્યો છે એટલે જે પુસ્તકો બહાર પડે તે બધાંની એક પ્રત ઉપલા પુસ્તકાલયને ફરજીઆત મોકલવામાં આવે છે. એ લાભ પાંચ લાયબ્રેરીમાંથી એક મળે છે. બધી જાહેર જગ્યાઓનો વિગતવાર તો શું પણ ટુંક અહેવાલ આપવા માટે પણ આ પુસ્તકમાં વધારે પાના આપી શકાય તેમ નથી. ફક્ત હુન્નર અને કેળવણી બાબતની સંસ્થાઓનો ટુંક ખ્યાલ માત્ર આપીને જ હું મ્હારી મૂળ મુસાફરીની બાબત ઉપર ઉતરીશ.

**પુરાતન એથેન્સ પછી આજનું એથેન્સ**

સાહિત્યસેવકોને અપનાવનાર શહેરોમાં આ પણ એક મુખ્ય શહેર છે. જાણીતા લેખકો, કવિઓ અને તત્ત્વજ્ઞાનિઓ આ શહેરથી કદી મોહ પામતા અટકયાજ નથી. સાહિત્યકારોની સઉથી સરલ કદર કરનાર તરિકે વિખ્યાત હોઇને Modern Athens "હાલના જમાનાનું એથેન્સ"ની લોકવાયકા આ શહેર મેળવી શક્યું છે. એ ઉપરાંત ઈજીઅન સમુદ્રના તટપરથી જોતાં જેવો દેખાવ એથેન્સમાં નજરે પડે છે તેવો, તેને મળતો દેખાવ ફોર્થ નદીના મુખ આગળથી જોતાં એડીનબરો શહેરનો પણ દેખાય. આ સરખામણીમાં ઇશ્વરનો કૈં સંકેત હશે ખરો ? એડીનબરોની મુખ્ય પાઠશાળા યુનિવર્સીટી છેક ૧૫૮૨ માં સ્થાપવામાં આવી; ત્યારથી આજ દિન સુધી પોતાની નામના એકધારી રીતે તે જાળવતી આવી છે. તે ઉપરાંત ધી રોયલ સ્કોટીશ એકેડેમી, રોયલ ઇન્ફરમરી, રોયલ ઓબ્ઝરવેટરી, મ્યુઝીઅમ, રોયલ કોલેજ ઓફ સરજીઅન્સ રોયલ કોલેજ ઓફ ફિઝીશયન તેમજ નવી કોલેજ વિગેરે કેળવણી ખાતાંઓ જોતાં એ લોકોના વિદ્યાપ્રેમ



તરફની ધગશ મગરૂરી ધરવાનું ખરૂં કારણ થઈ પડે છે. અને એજ ધગશને અંગે હજી સૈકાંઓ સુધી એ શહેર પોતાનું માથું સગર્વ ઉચું રાખી શકશે.

એડીનબરોને ફાળે આવેલી દુનિયાની એક અજાયબી

એડીનબરોથી આગળ વધ્યા પહેલાં વાંચકોને એડીનબરોને ફાળે આવેલી દુનિયાની એક અજાયબીની ટુંક પિછાન કરાવી દઈશ. તે " ફોર્થ બ્રિજ " ચોથો પુલ, જે દુનિયાભરના સઉથી ઊંચામાં ઊંચા પુલ તરીકે પંકાયલો છે. કારણ તેની ઊંચાઈ દરીઆની તળેટીથી ૪૫૦ ફીટ છે. રવિવારે તા૦ ૬ ઠ્ઠી જુલાઈની સ્હવારે પ્રીન્સ સ્ટ્રીટમાંથી એક ગાડી ભાડે કરી, આ પુલ જોઈ આવવાનો લ્હાવો મેં લીધો હતો. ઉત્તર અને દક્ષિણ ક્વિન્સ ફેરીની વચ્ચે આ પુલ આવેલો છે. અને આ ગગનચુંબિત ઉચાં શિખરો જેવા થાંભલા પરથી ધી નોર્થ બ્રિટીશ રેલ્વે પસાર થાય છે. એની ૧૭ તાક છે. તેમાં ત્રણ તો એકદમ જબરજસ્ત લોઢાના અખંડ બનાવટની છે, માટે ૧૪ પત્થરની છે, તેના બાંધકામ ૫૦૦૦ (પાંચ હજાર) માણસોને રોકવામાં આવ્યાં હતાં. તેને તૈયાર થતા સાત વરસ લાગ્યાં હતાં. સાત વરસની સતત મજુરી અને સાડા ત્રણ લાખ પાઉન્ડના ખર્ચ પછી લેંકાર પુલ તૈયાર થયો હતો. દુનિયાની અનેક અજાયબીઓમા આ ૮ મી અજાયબી ગણાય છે. અને તે તમે ઇંગ્લેંડ આવ્યા પછી એક વખત આ ન જોઈ જાઓ તો તમે તમારી જીંદગીમાં મળનારી એક અમુલ્ય તક ગુમાવી કહેવાય એમ જાણજો. વસ્તુ ખરે જ ઇનસાનની કલ્પના અને ઇશ્વરે આપેલી શક્તિના ઉપયોગથી આદમીઓ પોતાનો ભવ્ય મનોરથ પણ કેટલો સફળ કરે છે તેનો ખ્યાલ અપાવે એવી છે.

ન્યુ કેસલથી યોર્ક થઇને હલ બંદરે

છેવટે તા૦ ૭ મી જુલાઇએ એડીનબરો શહેરને છેલ્લી સલામ કરીને બેરીકને રસ્તે થઈને ન્યુકેસલથી યોર્ક થઈને ઇંગ્લેંડની પૂર્વે આવેલા હલ બંદરે આવી પહોચ્યો.

બીજે દિવસે તા૦ ૮ મીએ વિલસન લાઇનની સ્ટીમર એવડીરાડોમાં નોર્વે જવા માટે બપોરે ૪ વાગે ઉપડયો.

# નોર્વે

પૃથ્વિ ઉપર કુદરતનું સ્થાન કંઈક અનેરૂં અને ઉચું છે. દુનિયાને ખુંદી વળનારા મુસાફરો હૈયે હાથ મૂકીને પોકારી ઉઠે છે.

ચમત્કારિક કુદરતના અવનવા રંગે રંગાયેલો કિનારો.

ઓ કુદરત ! સૃષ્ટિને અનેક રૂપે ચમત્કારિક રીતે પલટાવી, પલટાવીને રજુ કરનાર તું જ છે. ઈશ્વરની કરામતની આરસી રૂપે તું કૈંક અવનવા રૂપોને સર્જાવે છેઃ પૂર્વ કે પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણ દરેક ખંડમાં અનેક પ્રકારના જાતજાતના કાળા, ગોરા, પીળા, અને રાતા વર્ણના લોકો વચ્ચે ત્હારી છાપ અચૂક રીતે નાસ્તિક જેવા ઈન્સાનના હૈયા ઉપર પણ પાડે છે.

જગતના બે મહાન ધર્મગ્રંથો.

શિરાઝનો મહાન શાયર શેખ સાદી જેમ કહી ગયો છે કે દરેક ઝાડનું પાન જાણે કુદરતનું એકેક દફતર છે તેમ ઇંગ્લેંડનો પ્રખ્યાત કવિ બીજા જ શબ્દોમાં આ વાતને અમુક પુરાવા સાથે લખી ગયો છે. પ્રખ્યાત લેખક અને કવિ ડૉક્ટર સર ટોમ્સ બ્રાઉન, કુદરતની ખુબસુરતીથી છક્ક થઈ કુદરતને "બાઈબલ ઉપરાંત બીજું ધર્મશાસ્ત્ર" ના સંબોધનથી રજુ કરી ગયો છે. પોતાના Religion Medici યાને "ડૉકટરોનો ધર્મ" નામે પુસ્તકમાં લખી ગયો છે. બે મહાન પુસ્તકો જેમાંથી હું આત્મિક જ્ઞાન મેળવું છું તે આ છે. પહેલું "બાઈબલ" અને બીજું "કુદરત," બાઈબલ તો શિખેલા વાંચી શકે; પણ કુદરતનું પુસ્તક તો અભણ લોકો પણ સ્હમજી શકે ને તેમાંથી પ્રેરણા ઝીલી શકે, તે પ્રેરણા હરકોઈ ઈન્સાનની આંખ સ્હામે સદા કાળ માટે ખુલ્લી મૂકાઈ છે. જે પ્રેરણા ધર્મશાસ્ત્રમાંથી નથી મળતી તે આ "કુદરત"માંથી સ્હેજે આપણે મેળવી શકીએ છીએ. કુદરતને નિરખવામાં જ પોતાના આત્મામાં લીન થઈ જવાનો અને કોઈ અનેરો આનંદ મેળવવા મશગુલ થઈ જઈએ છીએ તે આનંદ શરાબ કે બીજી કોઈ માદક વસ્તુથી મળતો નથી. જે ધર્મશાસ્ત્રોના વાંચનથી ન મળે તેને યે કુદરત તો આનંદ ને શાન્તિથી નવાજવાને હરદમ તૈયાર જ છે. આજની સુધરેલી દુનિયામાં નાસ્તિકપણું ઘટવાને બદલે વધતું જાય છે, તેનું કારણ શું હશે ભલા ? ઘણા લોકો એમ માને છે–જો ન્હાનપણથી ધાર્મિક કેળવણી આપીને ધર્મના સંસ્કાર હૃદયમાં દાખલ કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો આદમીઓ આસ્તિક બને, પોતાના સર્જનહારને વિસરતા અટકે ખરા ! કેટલાકો આ માટે હજી શકમંદ છે; જ્યારે આજે નોર્વેના પશ્ચિમ કિનારે સ્હેલ કરતાં મને એક વિચાર સ્ફુરે છે કે ગમે તેવો નાસ્તિક આદમી પણ આ તરફ આવેલી શાન્ત કુદરતને



નોર્વેના અનેક રળીયામણા કુદરતી દેખાવોમાંનું એક ખુશનુમા દ્રષ્ય.



વધુ વીગત માટે જુઓ પાનઃ

નોર્થ કેપમાં મધ્યરાત્રિના સૂર્યનો દેખાવ.



બોળે અવનવા રંગે રંગાતાં દશ્યો એક વાર, ફક્ત એક જ વાર નિહાળે તો જરૂર ઘુંટણીયે પડીને પોતાના પરવરદિગારની બંદગી ઝૂકેલા અંતર સાથે ઉચ્ચાર્યા વગર રહે જ નહિ.

*બધાં બંદરોથીયે વધી જાય તેવો દેખાવ*

પ્રિય વાંચક ! આ ત્હમારો અદના સેવક આખી પૃથ્વીને ખુંદી વળવાની પોતાની મુસાફરીમાં અનેક મુલકોની કુદરતની નવાજેશ અને ખુબસુરતી નિહાળી શક્યો છે. અનેક પ્રકારની કુદરતની લીલાનો અનુભવ મેળવી ચૂક્યો છે. છતાં નોર્વેના પશ્ચિમ તટ પર આવેલા દેશની ખુશનુમા કુદરતની હરોળમા કોઈ પણ દેશ બેસી શકે તેમ નથી. નોર્વેની દમામદાર પ્રતાપવંતી કુદરતની ખુબસુરતી તો કંઇ ઔર જ, મનોરમ દરેક દિલપઝીર દેખાવોને પોતાથી નીચી પંક્તિમાં બેસાડે છે. એનો આત્મ ભાવમાં લીન કરનારો દેખાવ, હવાની થેડી પણ તેજવંતો પ્રવાહ, કુદરતના સંકેતથી પ્રેરાઇને કિનારે આથડી, બેડીને છૂટા પડતાં મહાસાગરનાં મોજાં વિ૦ માયા માયાવી ઇન્સાનના દિલને પણ મીણુ જેમ પિગળાવી નરમ કરીને કૈં ઑર જ અલાનંદમાં ઝોકાં ખાતી કરી દેતી હતી.

ખચિત વ્હાલા વાંચકો, આખો પશ્ચિમ કિનારો એટલો બધો મનોહર અને આકર્ષક છે કે તેનું બ્યાન કરવા મ્હારી અદના કલમ છેક જ અશક્ત છે. તે દેખાવ તેના ખરા રૂપમાં નજરે જોઈ શકાય છે, તેનો ખરો ખ્યાલ શબ્દો દ્વારા આપી શકાય તેમ નથી. જેમ સુગંધ અને સ્વાદ બુદ્ધિ અને શબ્દોથી છેક જ પર છે તેમ.

*બેરજન બંદરનો કઇક ઝાંખો ખ્યાલ*

બેરજન બંદરે આવ્યા પછી બીજાં બંદરો છોડી ને વાડીં જવાય છે. એ બધાંનું અત્રે સવિસ્તર વર્ણન આપી શકાય તેમ નથી. હું તો ફક્ત મુખ્ય બંદરોનુંજ વર્ણન કરીશ. ખરૂં કહું તો વ્હાલા વાચકો ! આ બધુ નિહાળવાનું. કામ છે, તે માટે મ્હારી કલમ કે મ્હારા શબ્દો કંઇ ઝાંખો ખ્યાલ પણ આપી શકે તેમ નથી; તે માટે તો ત્હમારી પોતાની આંખોની જ જરૂર છે. મ્હારી તમને ભલામણ છે કે જો યુરોપ જવાની તક મળે તો આ પશ્ચિમ કિનારો એક વાર પણ નિહાળવાની તક હરગીઝ જવા દેતા નહિ !



# બેરજન

બેરજન બંદર પશ્ચિમ કિનારે આવેલું હોવાથી કુદરતના ખરેખરા રૂપમાં ખિલી નીકળેલા એ બંદરની પંક્તિમાં કોઈ પણ દેશનો દરિયાકિનારો આવી શકે તેમ નથી. જમીન ઉપર જાણે એક નાટકશાળા માટે બનાવટી દેખાવો ઉભા કરવામાં આવ્યા હોય તેમ તેના તટપર આવેલા રંગબેરંગી લાકડાનાં મકાનો નાટકશાળાની એકાદ મોહક "સીનરી" ની યાદ આપે છે.

આ બંદર અસલ ૧૧ મી સદીમાં નોર્વેના રાજા જે સુલેહ ચ્હાનાર ઓલફ Olaf the Peaceful નામે ઓળખાય છે, તેના અમલમાં સ્થાપવામાં આવ્યું હતું. એકવાર એક જર્મન ટોળકીના હાથમાં એ બંદરનો વેપાર એકહાથ થઇ પડ્યો હતો. કારણ કે ૧૪૪૫ માં તેણે આ બંદરમાં એક કારખાનું સ્થાપવાનું સાહસિકપણું બતાવ્યું હતું. પણ એકાદ સદી પછી નોર્વેના લોકોએ એ જર્મન લોકોને હાંકી કાઢ્યા. ને ફરી ફરી એકવાર બરજન બંદરનો વેપાર પોતાને હાથ કરી શક્યા. ત્યારથી ધીમે ધીમે આગળ વધીને આજે એ બંદર નોર્વેનાં બીજા શહેરની પદવીએ પહોંચી શક્યું છે. મુખ્ય વ્યાપાર તરેહવાર જાતની સુક્કી માછલી, તેલ, જાનવરોનાં સીંગડાં, ચામડાં, લાકડાં, વિ. યુરોપને ઉત્તરે આવેલા દેશોને નિકાશ કરવાનો છે.

**બેરજન બંદરના વેપાર અને નિકાશ**

**પ્રગતિ અને સુધારાના પંથે કૂચકદમ વધતા લોકો**

આટલી બધી આ દેશની નિકાશ હોવા છતાં, આ બંદર વેપારી વર્ગથી સારી રીતે વસાયેલું હોવા છતાં તેમની જ વખારોથી ભરાયેલું નથી. લોકો જુની ઢબે રહેનારા લાગે છે. છતાં કંઇ સુધારામાં પછાત પડયા નથી. ત્યાં વસાયેલા અનેક ન્હાનાં મ્હોટાં દેવળો, ધર્મગુરૂઓની પાઠશાળાઓ (કોલેજો) નૌકાવિભાગનું કળાભવન તેમ જ હુંનરઉદ્યોગ શિખવતી વિદ્યાપીઠ, જાહેર લાયબ્રેરીઓ, ત્યાંનું નેશનલ મ્યુઝીઅમ, નાટકશાળા તેમજ પ્રજાને રિઝવનારા મ્યુઝીક હોલ અને સિનેમા, જાહેર બેંકો, ઈલેક્ટ્રીક ફેરીબોટ અને ટ્રામ તેમ જ ચેપી રોગના દર્દીઓ માટેની ખાસ હોસ્પીટલો, એ બધું આગળ વધતી પ્રજાના પ્રગતિનું દરેક ચિન્હ દર્શાવે છે. તેમજ બીજાં સખાવતી ખાતાંઓ પણ આ પ્રજાને સુધરેલી પ્રજાની પંક્તિપર મૂકવા માટે લાયક ઠરાવે છે. આં બધું ઉતાવળે જોઇ જવા માટે મ્હેં પાછલા પહોરનો આખો વખત પસાર કર્યો, આ



**અહિંનું મછી બજાર અને કોલણોનો કિલકિલાટ**

બધામા તો માછલાંબઝારનો દેખાવ તો કંઈ નવીજ રંગ બતાવતો હતો. તે મ્હને હમેશ માટે યાદ રહી જશે, ડક્કા આગળ જુદા જુદા પ્રકારના માછલાં ભરેલી જાલીબોટો અને તેમાથી તરફડીયાં મારતી માછલીઓને ચપોચપ ઉચકીને લઈ જતી બોલીદરાજ કોલણોની ધમાલ ને જાલીબોટોના કાફલાનો દેખાવ એ દેશનાં માછલાની નિકાશના ગંજાવર ઉદ્યોગનો અચ્છો ખ્યાલ મુસાફરના મગજમાં ખડો કરે છે. અહિં પણ ઠરેલ ને ઠાવકા વેપારીઓ સાથે ખરીદવખતે જે વેગભર બોલતી બોલીદરાજ માછણો જે એક પછી એક વાત સપાટાબંધ વહી જતા ધોધ જેમ ઝડપથી બોલતી જાય છે, તેમ ખરીદદાર સાથે થતી રકઝક રમુજ ઉપજાવે તેવી હોય છે, પરદેશી મુસાફર એ ભાષાનો એક હર્ફ પણ સ્હમજી શકતો નથી; છતાં યતા ખેનકોટક જેવા દેખાવોને ભારે બેપરવાહીથી બોલતી માછણોની વાતોનો અવાજ આપણને બે ઘડી હસાવી દે છે. મ્હને આ જોઇને વિચાર આવ્યો કે શું દુનિયાની સપાટી ઉપર દરેક દેશની માછણો આમજ બજાર ગજાવી મૂકનારી અને વિવેકને ખીસામા મૂકી વાત કરનારી, હિંમતવાન અને બોલીદરાજ હોય છે ? માછણો ભારે કો:—( હું "કોટક" શબ્દ સંબોધવા જતો હતો, પણ "લાઇબલ" ના કાયદાનો ખ્યાલ આવતા ખેંચાઈ અને ડરી જાઉં છું : હશે ! વળી એ માછણોનો વિચાર કરતાં આપણો ભગલો હજામ યાદ આવી જાય છે. જ્યા જાઓ ત્યાં હજામો પણ બોલીદરાજને ગામગપાટા કહી સંભળાવનારા હોય છે, એ ઉપરથી એક વાત અજબ લાગે છે કે અમુક ધંધાની અસર માણસોની માનસિક વૃત્તિ ઉપર અમુક પ્રકારની થાય છે: જો એક હજામ એક માછણ સાથે પરણે તો, કોણ જાણે શું થાય ? હજામ પોતાની પરણેતરને ગામની ખબર એક જીવતાજાગતા ન્યુસપેપર જેમ આપતો રહે અને માછણ ઘરની પંચાતથી તેનું માથુ ખાઇ જાય. પરિણામ–? ( વળી ટૂંકું કરવામા ભૂલો પડી ગયો. ) આ બધા ધંધાની માણસ જાતપર થતી જુદી જુદી અસરો શોધી કાઢવાનુ કામ સંશોધકો અને વિદ્વાનો ઉપર મૂકીને મ્હારા મગજમાથી વીજળી વેગે પસાર થઈ જતા મારા ફક્ત ખ્યાલો જ દર્શાવવાની તક લઉં છું.

બેરજનની વસ્તી વિષે તપાસ કરતા જણાયું છે કે સન ૧૮૭૦ માં ૩૦૨૫૨ માણસોનો વસવાટ હતો. તેમા હાલમા થોડા હજારનો વધારો થયો



બેરજનની વસ્તી અને કુદરતની કદર વિનાના આપણા લોકો

છે. આ વિશાળ પ્રદેશના પ્રમાણમાં વસ્તીની આટલી ન્હાની સંખ્યા જાણીને મ્હને મુંબઇ શહેરની ગીચ વસ્તીનો ખ્યાલ આવ્યો. દુનિયામાં એક એક શહેરને ટાપુઓને ભૂલાવે એવાં સ્થળોની ખોટ નથી. છતાં એમ કાં હશે કે અમુક સ્થળે વસ્તીનો વધારો દર વરસે વધતોજ જાય, બેશક, વેપારવણજ ઉપર વસ્તીનો આધાર ખરો. છતાં લોકો પોતાની અમુલ્ય જીંદગીનો ખ્યાલ નહિ કરતાં તેની પાછળ પોતાની બધી જ શક્તિ કાં હણી નાખતા હશે? આવી ગામડાંની સુખી જીંદગી માણુસમાં નવું જીવનતત્વ ભરે છે. એ કોણ કબૂલ નહિ કરે?

જીવનનો સાચો ઉલ્લાસ કુદરતને ખોળે વસવાથીજ પ્રાપ્ત થાય છે.

મ્હારા કહેવાનો અર્થ વાચક રખે એવો કરે કે હું વ્યાપારવણજ છોડીને લોકોને ગામડાંમા વસવા જવાનો ઉપદેશ કરૂં છું. ના! એમ નથી. બેરજન એક કુદરતને ખોળે આળોટતા દેશને જોઇને મ્હને લાગ્યું કે માણુસ જાત જે ધંધા–રોજગાર ઉપરાંત પોતાની તંદુરસ્તી માટે દરકાર રાખી પોતાના કુટુંબને શહેરમાં સારી જગ્યાએ અથવા પાસેનાં ગામડાંમાં વસવા માટે લઈ જાય તો ધનસંપત્તિ સાથે તંદુરસ્તીની દોલત–તનસંપત્તિ પણ પ્રાપ્ત કરી શકે, તેમ બીજા એવા સુદૃઢ પ્રદેશો તરફ ધ્યાન દોડાવી ત્યાંના વેપારક્ષેત્રમાંથી પોતે કંઈ દોલત ખેંચી લાવીને સારા સ્થળે વસવાટ કરી જીંદગીનો એક લ્હાવો મેળવી શકે. હું એવાં ઘણાં માણુસોને ઓળખું છું, જેઓ પાંચ પૈસે સુખી છે. છતાં પોતાના રહેઠાણુ માટે એક ન્હાની ગંધાતી ચાલની રૂમમાં જીંદગી સુધી સારડીન માછલીની જેમ સંકોચાઈ રહી પોતાનું જીવન પસાર કરવાનું પસંદ કરે છે. એ લોકો ખરી જીવનશક્તિ અને સ્ફુર્તિ શી ચીજ છે તેનો ઝાંખો ખ્યાલ માત્ર પણ મેળવી શકતા નથી.

વાંચીને વિચાર કરવાની તક લેશો ખરા?

વ્હાલા વાંચક! મુસાફરીનો અહેવાલ આપતાં સંજોગવશાત્ મ્હારાથી કેટલીક આડી વાતોપર ઉતરી જવાય છે. તે માટે તું મ્હને ક્ષમા આપજે. જે જે પ્રસંગોપર મ્હારા મનપર જે અસર થઈ તે પણ સાથોસાથ કહીને હૈયું ઠાલવવાની આ તક લઉં છું. તે અસ્થાને તો નથી જ, મ્હારા દરેક વિચાર સાથે તું સંમત ન થઈ શકે તે મ્હારે કબૂલ છે. છતાં જે કંઈ વાત ત્હને ગમે અને તું પચાવી શકે તે સ્વિકારી લેજે. બાકીનું પડતું મૂકજે. પ્રખ્યાત ઉર્દુ શાયર હાજી લુતફઅલીના એક શાયરનો અર્થ અહિં ટાંકવાની તક લઉં



છું. કારણ તે મ્હારા કહેવાનો ભવાર્થ ત્હારી સમક્ષ વધુ સ્પષ્ટ કહી બતાવશે. એ શાયર કહે છે–" સાહિત્ય એક આતશ કદેહ ( સુખડ બાળવાની પવિત્ર સગડી ) છે. એમાં જે કે સુગંધી હશે તે ચોમેર ફેલાઈ જશે અને જે કે કચરો હશે તે પોતાની મેળે બળીને સાફ થઈ જશે "

# ત્રૉન્ડજમ

કુદરતને ખોળે રમતું બીજું શહેર ત્રૉન્ડજમ

કુદરતની ચિત્રવિચિત્ર રચના અને અવનવા રંગો નિહાળતા નિહાળતા મ્હારૂં હૃદય ધરાતું નહોતું. હું તા૦ ૧૨ જુલાઈ શનીવારના દિવસે મુસાફરી કરતા કરતા, પાચ વાગે લાંબી-ખાડીવાળા ત્રૉન્ડજમ બંદરે આવી પહોચ્યો. રસ્તે નજરે પડેલી કુદરતની ખુબસુરતીનું વર્ણન કરવાને અસમર્થ છુ. ઘડીકમાં ઘાસના એક પણ તણખા વગરની ઉજ્જડ ટેકરીઓ જાણે પાણીમાથી ઉગી નીકળતી હોય તેમ ધસતી આવતી દેખાતી અને પાણી દરીઆની આસપાસ ફેલાઈને અલોપ થઈ જતી નજરે પડતી. એક સરોવરનો ખ્યાલ આપતો દેખાવ કુદરતની એક પ્રકારની ઉજ્જડ ખુબસુરતીનો ખ્યાલ આપતો દેખાવ ઘડીકમા દૃશ્ય થતો, નઝદીક આવતા ખીણની તજોરી જેવો દેખાવ થતો, ઘડીકમાં ટેકરીઓ પાછળ છૂપાવલો સૂર્ય ડોકિયું કરી પાણીના ધોધની જેમ વહી જતા નીર ઉપર મેઘધનુષ્ય જેવા સાતે રંગો પાથરતો. આ બધા કુદરતના અનેકરંગી દસ્યો જોઈ જોઈ એવો ખ્યાલ સ્હજે ઉભો થતો કે કુદરતની સાચી રંગભૂમિ તો આ દેશમાજ સર્જાઈ હશે, ઘડીકમા લીલોછમ દેખાવ જોનારના દિલને આનંદથી હસાવી મૂકે ને ઘડીકમા દૂરથી આવતા દેખાતા રળીયામણા દેખાવો સુકાયેલા જંગલમા પલટાઈને જોનારના દિલની તાજગી હરી લઈ સુસ્ત કરી મૂકતા, કોઈ પાતાળ પ્રદેશમા વસતા અસુર લોકોના વતન જેવા લાગે, આગળ વધતા વળી લીલાછમ ટેકરાઓ ઉપર રાતા પીળા ફૂલો, લચી રહેલા જંગલી ફળોથી એકદમ અપ્સરાઓ અને દેવતાઓના વિહાર કરવાના પ્રદેશનો દેખાવ નજરે પડે. ટુંકમા કહું તો કુદરતે માણસો માટે રંગભૂમિના દેખાવો સર્જેલા હોય કે કુદરતે પોતાની ખુબસુરતીનું બજાર ભર્યું હોય તેમ જણાતું હતું. કુદરતના કેટલાક દેખાવો જીવંત નથી હોતા. બર્ક લખી ગયો છે કે તમારા મનોવિકારને પૂરવેગથી ઉશ્કેરી શકે એ દસ્યમા

અનેક તરંગો પલટાવતા દેખાવો

કુદરતની સાચી રંગભૂમિ પોતાના પૂર જોસમાં



ભલે ભયનો સંચાર કરતું તત્ત્વ કાં ન હોય પણ તે જ ખરૂં ( Sublime ) જીવંતતત્વ છે. તે જ પ્રમાણે અહિંનાં દશ્યો જોનારને નજરે પડતાં જ સુખ, ભય, વિષાદ, અને ઉલ્લાસનો સંચાર કરતા, અને કુદરતના બળને ખરી કળાનું ભાન કરાવતા હતા.

ટ્રૌન્ડજમ રેલ્વેનું છેલ્લા પ્રકારનો જોડાણવાળું મ્હોટું બંદર છે. અહિંથી રેલ્વે ક્રિયાનિયા તથા સ્ટૉક હોમ સુધી જાય છે. અહિંના કુદરતી દેખાવો અતિ મનોરંજક હોવાથી ઘણા મુસાફરો તે જોઈને મુગ્ધ થઈ જતા.

**કોલોનિઅલ એકઝીબીશન અને રાજાની પધરામણી**

આજે રવિવાર તા૦ ૧૩ મી જુલાઈના દિવસે નોર્વે તેમજ સ્વીડનનો રાજ્યકર્તા ઓસ્કર બીજો અહિં ટ્રૌન્ડજમમાં ભરાયેલું કોલોનિઅલ એકઝીબીશન નિહાળવા આવનાર હતો; તેથી શહેરભરમાં વાવટાઓ ઉડી રહ્યા હતા. નગરજનોનાં ટોળેટોળાં બંદર તરફ જઈ રહ્યાં હતાં. સ્ટીમરો પણ રાજાના માનમાં વાવટાઓથી શણગારવામાં આવી હતી. સ્હવારના નવ કલાકે રાજા ઓસ્કર બીજાની પધરામણી થઈ. આ બરફની ભૂમિના રાજ્યકર્તાના વાળ પણ બરફ જેવા સફેદ થયા હતા અને તે એના શાન્ત ઘડપણની શાખ પૂરતા હતા. એ વયોવૃદ્ધ રાજા ઓસ્કર ૭૩ ગ્રીષ્મઋતુઓ જોઈ ચૂકયો હતો. છતાં એ ઠંડા પ્રદેશના રાજકર્તાનો ચહેરો અને શરીરના સુડોલ બાંધા ઉપરથી મ્હને લાગ્યું કે હજી જુવાનીનું જોમ તેની રગેરગમાં દોડતું હતું. સ્હામે જોનારને ઠારતી એની તીક્ષ્ણ આંખો, જુસ્સાદાર દૃઢ અને ઠરેલ પ્રકૃતિ, એનો વિશાળ ભાલપ્રદેશ, અને સાચાજુઠા વચ્ચેનો ભેદ સમજી શકે એવી એની આંખોનાં ભવાં વિગેરે એક પ્રતિભાશાળી નટનાં ચિન્હોની સાક્ષી પૂરતા હતા. બપોરના બાર વાગે તે પ્રદર્શન જોવા મંડપમાં દાખલ થયો, તેની પાછળ હું પણ એક કુહુન એટલે આશરે બાર આનાની ફી આપી દાખલ થયો.

**લાકડકામ, ભરતકામ તેમજ ઓજારો**

કુદરતનો એક મનોહર દેખાવ અહિં પણ હતો જ. એકઝીબીશનની જગ્યા આસપાસ એક નદી ગોળ કુંડાળાના આકારમાં ખળખળ વહે જતી હતી. અહિં લાકડાનાં મકાનો અને ગોડાઉનમાં છૂટા છૂટા વિભાગો કરીને પ્રદર્શનનો સામાન જોવા માટે ખુલ્લો મૂકવામાં આવ્યો હતો. જે ભાતભાતની વસ્તુઓ મ્હારા જોવામાં આવી તે ત્યાંના લાકડકામ ઉપર જુદા જુદા પ્રકારનું નકશીકામ ને કારીગરી હતી. તેમજ વણાટવિભાગમાં અહિંના લોકોના ભરતકામના



જુદા જુદા ઘાટના નમુના હતા. એ બધા એટલા સરસ હતા કે તેમાંથી કંઈ ખરીદ કરવાની મ્હને લાલચ થઈ. પણ તે સાથે રાખીને પૃથ્વિના એક છેડાથી બીજા છેડા લગીની મ્હારી રખડપટ્ટીમાં ક્યાં સાચવતો રહું એ જંજાળ મ્હને વસમી લાગી; એટલે મેં ખરીદ કરવાનું માંડી વાળ્યું. લાયલેન્ડમાં બરફ પર ઘસડાતી ગાડીઓ, દરેક જાતનું સાંચાકામ, સુધરેલી ઢબના છેલ્લા ઘાટને સગવડતાભર્યાં હળ ને બીજાં ખેતીવાડીને લગતાં ઓજારો હતાં. તેમ જ ગટર સાફ કરવાનાં યંત્રો અને બીજાં એન્જીનો પણ નવાઈ પમાડે તેવાં હતાં. એક વિભાગમાં ભાજીપાલાના જુદી જુદી જાતના રોપાઓ ઘાટઘાટનો સાબરના શિંગડાઓ, મગર તથા બીજાં માછલા પકડવાના ગલ વિગેરે જોઈને પણ નવું શિખવાનું મળે તેવું ઘણું હતું.

નવાઇ પમાડે તેવા પત્થરો અને માખણ બનાવવાનાં યંત્રો

અત્રે કેટલીક જાતના પત્થરના ટુકડાઓ જોવામાં આવ્યા. તે પિત્તળ જેવા ચળકાટ મારતા ને સીસા જેવા વજનદાર હતા. પણ મ્હને અહિં સઉથી સરસ ધ્યાન ખેંચનારી ચીજ તે માખણ ને પનીર બનાવવાનાં યંત્રો કેટલી સુઘડતાપૂર્વક ઝડપથી બનાવી શકાય તેના પ્રયોગો લાગ્યા. એવી સુધરેલી ઢબે આપણા દેશમાં પનીરને માખણ બનાવવાની સુઘડતા દાખલ કરવામાં આવે તો બેશક આપણી પ્રજાની તંદુરસ્તીમાં જબરો ફેરફાર થાય જ.

અત્રે ઘઉંની પેદાશ સારી છે, તેની જાત પણ ચાર, પાંચ જણાય છે; પણ એ બધી ઉત્તમ પ્રકારની નથી, ઉંચી જાતના ઘઉં ઝીણા હોય છે. બીજા એક ત્રાંબા જેવા રંગની બટકા ઘઉંની જાત છે, દેખાવ પણ એવો કે એકેક સાથે મેળ ન ખાય. આ બધી વસ્તુઓને પ્રદર્શન માટે પસંદ કરવામા આવી હતી તે જુદા જુદા ત્રણ વર્ગમાં વ્હેંચી નાખવામાં આવી હતી. જેથી એકઝીબિશનનો ઉદ્દેશ પાર પડે; કારણ કે એક કરતાં બીજી બનાવટમાં જે સરસતા અને સગવડતા સાચવવાની કલા અને ઉત્તમતા દર્શાવવામાં આવી છે તે જોઇને આપણને આપણી પોતાની બનાવટમાં યોગ્ય ફેરફાર કરવાને સરલતા આણવાની ઉત્કંઠા થાય. હિન્દમાં એવાં પ્રદર્શનો ઝાઝાં થાય નહિ; ત્યાં લગી આપણા લોકની આંખ ઉઘડે તેમ નથી.

જનાવરોમાં જાણવાલાયક અહીંના કુતરાની થોડીક જાતો નજરે પડે છે. mostad markensgods મોસ્તાડ માર્કેન્સ ગોડસ પરગણામા એક

જાતનાં મરઘાં થાય છે, જે અહિં જોવા માટે લાવવામાં આવ્યાં હતાં. આ મરઘો રંગે કાળો, શરીરે જબરદસ્ત ને આંખોએ કૈં પીળાશ પડતો અને માથે લાલ રંગની દમામદાર લકીર ( કલગી ) ધરાવતો હતો. આપણા દેશનાં મોટાં મજબૂત કદનાં મરઘાં કરતાં પણ કૈં વધારે મ્હોટો હતો. દેખાવે દમામદાર ને ખુબસુરત પણ હતો.

ગોન્ડજ શહેરની જૂની વિખ્યાતી રાજ્યાભિષેક માટે પસંદગી પામેલું મથક

હવે પ્રદર્શનથી પાછા ફરીને આપણે ગોન્ડજની મુસાફરીની વાત પર આવીએ, એની ઓળખાણ આપતી નીચે મુજબની વાત જડી આવી છે. આ બંદર આગળ નીદારોસ ( Nidaros ) નામે ઓળખાતું હતું. ઇસવી સન ૧૦૦૦ હજાર એટલે લગભગ આજથી હજાર વર્ષ પહેલાં સ્થાપવામાં આવ્યું હતું, ત્યાર પછી તે નોર્વેના રાજાના રાજ્યાભિષેક કરવાના માનભરેલા મથક તરીકે વિખ્યાતી પામ્યું, હજી પણ એ પુરાણા રાજ્યાભિષેકની ક્રિયા માટેના મહાલયનું ગંજાવર તો નહિ પણ કંઇક મ્હોટું મકાન ખડું છે, આ મકાન તેના ગૌરવભરી વાતની યાદ નગરજનોને તાજી કરાવે છે.

આગળ જણાવી ગયો છું તેમ અહીંની ઈમારતો બધી જ લાકડાની છે. છતાં એથી ત્રણ મજલા જેટલી ઉંચી મજબૂત અને શોભીતી પણ છે.

અહીં મુસાફરો ઉપર કોઇ જાતનો અંકુશ કે જાપ્તો નથી, ગમે ત્યાં ફરવાની છૂટ આપવામાં આવી છે. લોકો પણ રીતભાતવાળા અને વિવેકી છે, ટેકરી ઉપરથી આસપાસના ગામનો દેખાવ પણ બધાં ગામ અને શહેરોથી જુદો પડે એવો લાકડાંના ઘરો જાણે રમકડાં જેમ ગોઠવ્યાં હોય તેવો લાગે છે.

અનેક વાર ફરીથી બાંધવામાં આવેલું દેવળ, પુરાણું છતાં નવું, નવું છતાં પુરાણું

અહિં જોવાલાયક સ્થળોમાં અહીંનું દેવળ મુખ્ય છે. એ પુરાણા દેવળની મુલાકાત લીધા વિના ગોન્ડજની મુસાફરી અધુરી જ લેખાય. તમામ સ્કેન્ડીનેવીઆમાં ગોન્ડજમનું દેવળ સઉથી વધારે ગંજાવર દેવળ તરીકે લેખાય છે, એનું બાંધકામ અગીયારમી સદીમાં રોમન ઢબ પર શરૂ કરવામાં આવ્યું હતું, પણ તેને પૂરૂં કરતાં પાંચ, પંદર નહિ પણ બસો વરસ લાગ્યાં હતાં. સને ૧૩૫૭માં શહેરમાં સળગેલી ત્રાસદાયક આગને પરિણામે એ બધી જમાનાભરની જહેમત ખાડમાં મળી ગઈ, કારણ કે આ ભયંકર આગમાંથી એ દેવળ પણ બચવા પામ્યું નહિ, અલબત્ત, એ ધર્મનું મકાન હોવાથી તેમજ પોતાના પ્રદેશની એક અમોલી ઈમારત હોવાથી, ફંડ શરૂ કરીને નવેસરથી



એનું બાંધકામ શરૂ કરવામાં આવ્યું. પણ કુદરતનો સંકેત કંઈ જુદો જ હોવાથી, ૧૪૩૭માં ફરીવાર આગની આફતનો ભોગ થઈ પડી તે તારાજ થયું. ફરીવાર તેને બાંધવામાં આવ્યું. પણ આગનો ડરામણો હૈત્મ એની પાછળ ભમતો રહ્યો હતો એટલે ફરી ૧૫૩૦માં આગના સપાટામાં તે સપડાઈ ગયું. સને ૧૬૮૯માં તેનો મુખ્ય ટાવર જમીનદોસ્ત થઈ ભોંયભેગો થઈ ગયો. ફરીવાર ૧૭૦૮ અને ૧૭૧૯માં તે ચોથી અને પાંચમી વાર આગથી તારાજ થયું. તેથી સને ૧૮૬૯માં લગભગ દોઢસો વરસ પછી એને ભાંગીતૂટી હાલતમાં જ વાપરવામાં આવતું હતું. પણ તે બાદ ફરી એકવાર તેને સજીવન કરવા ત્યાંના રહેવાસીઓ કમર બાંધીને તૈયાર થયા, હાલમાં એ કામ લગભગ પૂરું થવા આવ્યું છે. આ દમામદાર ધર્મના મકાનને જોઈ છૂપી પ્રાર્થના કર્યા વગર રહેવાયું નહિ કે ખુદા, હવે એ ધર્મના મકાનને ફરીવાર આગના પંચકમાં સપડાતું બચાવ. હવે એને "સોપ સ્ટોન" નામના પત્થરથી બાંધવામાં આવ્યું છે. કોણ જાણે કઈ કમનસિબ પળે એ દેવળનો પાયો નંખાયો હશે? હવે ફરીવાર બાંધવામાં આવેલા સોપાલન પત્થરની બનાવટ તેની કારીગરીને માફક આવતા નરમ પત્થરની હોવા છતાં તેને કોઈ જાતની હરકત નહિ આવે એવી આશા રખાય છે.

દેવળની કારીગરી જોઈ મ્હારા મનને એક પ્રકારનો આનંદ થયો હતોઃ પશ્ચિમના લોકો પત્થરમાં કલા ઉતારી તેને કેવો સજીવ બનાવે છે તે ખરેખર અભ્યાસ કરવા જેવું છે. એ લોકોના વર્તનમાં જેટલી સુઘડતા છે તેટલી પાસે આવેલા કબ્રસ્તાનની રચનામાં પણ તરી આવે છે. એ લોકો દરેક વાતમાં નિયમ જાળવે છે. પશ્ચિમના લોકોનો એ ખાસ ગુણ છે. શી એ કબ્રસ્તાનની રચના હતી! એ સદાને માટે ભરખ્વાબમાં પડેલા, ચાર દિનના ચાંદરણા જેવી એ જીંદગીને સમેટી ખાકમાં લોટેલા એ માનવીઓ વચ્ચે મ્હેં ચાર કલાક ગાળ્યા.

જીંદગી એ ચાર દિનનું ચાંદરણું અને પછી—

આ ખુબસુરત રચના ને હારબંધ નકસીદાર કબરો–અંદર કેટલાક તવંગર, અમીર ને મુફલીસ ફકીર હારબંધ ત્રણ ફીટની જમીન રોકીને સુતા છે, અહિં કૈંક વ્હાલાઓનાં વિખુટા પડેલાં જુવાન જોડાં સુતાં છે, કૈં તુમાખી જમીનદારો બધી જમીન ગુમાવી એક ફકીરની બાજુમાં ખાકમાં લોટતાં પડયાં



છે, કે જુવાન યુવાનો પોતાના જીવનની કરમાતી આશા અને અર્ધખિલ્યા ગુલો જેમ ખરી પડયા છે, માશુકના ગાલને, ગુલાબની લાલીને, તેના કંઠને બુલબુલ સાથે સરખાવી શકાય એવી મનોહર લલનાઓની નાજુક દેહવેલો ખાકમાં ચૂંથાતી પડી છે, કેટલાંક માતપિતાઓની આશા જેવા ખીલતા ગુલાબ ગોટા જેવા ન્હાનાં બાળકો પણ એ ખાક નીચે દટાઈ પડયાં છેઃ આ દેખાવથી મ્હારા અંતઃકરણે કહ્યું ! ઓ પૃથ્વિના મુસાફર ! જીંદગીની સફરનો અંજામ આવતાં ત્હારે પણ એક દિવસ, વ્હાલાંઓની સ્નેહભીની હુંફ છોડી, ખાકમાંજ સુવું પડશે, તું એકલો આવ્યો છે, એકલો જ જવા માટે સર્જાયેલો છે. ફક્ત નીતિ જ ત્હારો સાથ કરવા સાથે રહેશે. એ જ અંજામ આપણા બધાનું છે.

વ્હાલા વાંચક ! એવા વૈરાગથી અર્ધગમગીન વાતાવરણમાં ગુંથાયેલો હું કબરસ્તાનમાં ફરી રહ્યો હતો. ત્યાં એકેકના કટ્ટા વૈરીઓ અને મિત્રો પણ સોડ તાણીને સરખી હારમાં સુતા હતા, એકવાર આવેલા એ ઈન્સાનો સદાને માટે ચાલ્યા ગયા હતા. હવે કદિ પાછા આવવાના નથી. પેલી દુનિયામાં પણ આપણે એઓને પાછા મળવું કે કેમ ? આ શાંત, ગંભીર અને શૂન્ય ચુપકીદીમાં એનો જવાબ મ્હારા અંતરને પણ જડતો ન હતો.

કઝવીન શહેરના નામાંકિત કવિ મિરઝા શરૂર પણ પોતાની ખાકમાં લોટેલા બિરાદરોને જોઈને ખાક સાથે એક પ્રકારની માથાકૂટ કરતા આ જ વિષય ઉપર એક શાયર રચી ગયો છે :—

નદાનીમ અઝઈનજા કુજા મીરવીમ
ચેરા આઝદીમો ચેરા મીરવીમ.
ઝે અન દીશે ખુન શુદ જીગર હાબસી
વલી હલ ન કર્દ ઈનમે અમાકસી.

અફસોસ ! એને પણ ખુલાસો મળ્યો ન હતો, જ્યાં મ્હોટા મ્હોટા વિદ્વાનો અને શાયરો એ ભેદને પહોંચી શકયા નથી, ત્યાં આપણે શું મેળવવાના છીએ ?

ત્રૌન્ડજમના કબરસ્તાનની ખાસ નોંધ લેવાનું કારણ એ કે તેની નમુનેદાર સફાઈ જેમાં લાલ, કાળા અને સફેદ આરસપાણની જુદા જુદા આકારની કળામય કબરોની બાંધણી છે અને તેની પર હંમેશની નિંદમાં સુતેલા માણસોના



નામ સાથે જીવનની ટૂંક નોંધ એ વખાણવાલાયક અને નકલ કરવાજોગ વસ્તુ છે. મ્હારી મુસાફરી દરમ્યાન લગભગ દરેક ખ્રિસ્તી કબરસ્તાનમાં સફાઈ અને સુઘડાઈ દીઠેલી. એક મુસલમાન તરીકે સંકોચ સાથે સાચી વાત મૂકી દઉં છું, કે આપણા કબરસ્તાનોમાં ન્હેં સુઘડાઈ જેવી કોઈ ચીજ જોઈ નથી. યુરોપિઅનોની આરામગાહ ઉપરથી આપણને સુઘડાઈ અને સફાઈ જેટલું જ શિખવાનું મળે છે એમ નથી, પણ હારબંધ કબરોની ગોઠવણી, તેનાપર કોતરાયેલી અસરકારક લાઈનો, પોતાનાં ગુમાવેલા વ્હાલાઓની યાદમાં આવનારા સંબંધીઓ, તેમની કબર પાસે ઉઠવાબેસવા જેટલી સગવડ ! બેઠક ! આ બધામાંથી ઘણું શીખવાનું મળે છે.

કબરસ્તાનની સુઘડ રચના પરથી મળતો પાઠ

વ્હાલા વાચક ! ગુજરી ગયેલા આપણા વ્હાલાંઓની કબરની ઉત્તમ પ્રકારની જાળવણી પણ આપણા તેમના તરફના અખંડ પ્યારનો પૂરાવો છેઃ તેમના મરણ પછી તેમની કબર માટે થોડું નાણું ખર્ચીને તેને સુંદર રીતે આબાદ બનાવવી એ પણ આપણા સ્વર્ગવાસી સંબંધીઓ તરફની એક પવિત્ર ફરજ છેઃ અફસોસ, એ માટે થાય છે કે આજના શ્રીમાનો જેઓ પોતાનો પૈસો મોજશોખમાં કેવી રીતે બરબાદ કરે છે તેનો તેઓને ખરો ખ્યાલ આવતો નથી. તેઓ એક ન્હાનકડી કબર પાછળ થોડાક રૂપીઆનો ખર્ચ કરવો એ પણ એક જાતનો નકામો ખર્ચ છે એમ માને છે. જાણીતો એમેરીકન લેખક વૉશિંગ્ટન અરવિંગ મરણ પામેલા વ્હાલાંઓની આરામગાહ માટે જે લખી ગયો છે તેમાંનાં થોડાંક વાક્યો અહિં ટપકાવવાની તક લઉં છું, જેથી વાચકને કબરની પ્રતિભાનો કંઈક ખ્યાલ આવશે તેમ જ હાલની રીતમાં કંઈક સંગીન સુધારો કરવાની જરૂરનો પણ ખ્યાલ આવશે. તે લખે છે કેઃ—"The grave is the ordeal of true affection. It is there that the divine passion of the soul manifests its superiority to the instinctive impulses of mere animal attachment."

વૉશિંગ્ટન અરવીંગ શો મત આપે છે?

મ્હને આશા છે કે મ્હારી આ થોડીક લાઈનો–ઉપલા વિદ્વાનનાં વચનો ઓ વાંચક ! ત્હારા હૈયાને સ્પર્શશે અને કંઈ અસર કરશે !!

મંગળવાર તા૦ ૧૫ મી જુલાઇને દિને સ્હવારે આઠ કલાકે મેં ત્રૌન્ડ-



પર્વતોની હારમાળા વચ્ચેથી માર્ગ લેતી સ્ટીમર

જમ છોડયું. સંખ્યાબંધ રમણીય ટાપુઓમાંથી સ્ટીમર પસાર થતી રસ્તો કાપવા લાગી. પાણી તદ્દન સ્થિર હતું. આજે વળી કૈં નવો જ દેખાવ હતો. ગલપક્ષીઓ જે માછલાંનો શિકાર કરીને જીવે છે તે અને જળકુકડીઓ તરતી અને ફરતી હતી. પક્ષીઓ પણ એટલી બધી નચિંતાઈથી ફરતાં હતાં કે જાણે દુનિયા તેમને જ માટે હોય. તેમના કરતાં જોરાવર ઈન્સાનો માટે હોય; છતાં તેમાં તેઓને કશી અગવડ આવવાની નથી એ વિષે તેઓ ખાતરીભર્યાં હોય, આ મ્હારી મુસાફરી નવે માર્ગે હતી. અહીંનો દરીઆઈ દેખાવ કંઈ ઑરજ મનોહર હતો, મહાસાગરની મ્હોટાઈ અહીં નહોતી. અહીં તો ન્હાના ન્હાના નઝદીક આવેલા ટેકરાઓ વચ્ચેથી સ્ટીમર રસ્તો કરતી હતી. અમારા જેવા મુસાફરોને દૂરથી ડુંગરા અને ટેકરા જોઇને લાગી આવતું હતું કે સ્ટીમર ખરેખર આગળ જશે કે કેમ ? જાણે પહાડો રૂપી મકાનો વચ્ચેથી દરીઆ રૂપી રસ્તા પર અમારી સ્ટીમર રૂપી ગાડી માર્ગ કરી લેતી હતી. પર્વતો વટાવીએ કે પાછા તેવા જ ઉંચાનીચા કદના તેમાં કોઇ વળી એકદમ ઉંચા એવા પર્વતોની હારમાળા તો ચાલુ જ હતી. દેખાવ પણ રળીઆમણો અને હવા પણ મીઠી સુગંધથી ભરપૂર હતી. કુદરતની ખૂબસુરતીનો આ એક અજબ નમુનો હતો. દુનિયામાં ખરેખર બકાવલીના પરસ્તાન જેવો દેખાવ હતો:

આગળ વધતાં સાત પહાડોની સુંદર ટોચનો સામટો દેખાવ નજરે પડે છે. આ સાત પહાડોને અહીંના લોકો "સાત બહેનો" ના નામે સંબોધે છે. અહિં જો હિન્દ જેમ મૂર્તિપૂજક લોકોનું રહેઠાણ હોત તો ગીરનારને અંબાજી જેમ કોઈ સાત દેવીઓનું સ્થાન માની તેને પૂજનારા લોકો નીકળી આવત ખરા.

ગોમઝો ટાપુનો મનોહર દેખાવ

તા૦ ૧૭ મી જુલાઇએ બોર્ડો ટાપુ નઝદીક આવી પહોંચ્યા. આ ટાપુ વચ્ચે ગોમઝો ટાપુનો દેખાવ વળી પહેલાના બધા મનોહર દેખાવોને પણ ભૂલાવે એવો લાગ્યો. જેમ ઇન્સાનમાં એકેક કરતાં ચંચળ માણસો, શેરને માથે સવા શેર જેવાં પડયાં છે, તેમ કુદરતના દેખાવો પણ મગરૂર ન બને તે માટે ઈશ્વરે એક કરતાં વધે એવાં મનોહર દસ્યો ઘડયાં હશે, એ ઉપરથી એક શાયર કહી ગયો છે કે—



ખુદાયા કે બાલાએ પક્ષી આફ્રિદ;
ઝબ્બર દસ્તે હર દસ્ત દસ્ત આફ્રિદ..

તે પ્રમાણે જે મનોહર દેખાવને હું બકાવલી બાગ કહેતો હતો તેના કરતાં યે વધી જાય અને તેને બાજુએ બેસાડે એવો એ દેખાવ હતો, હવે તેને શું નામ આપું અને તેનું વર્ણન લખવા મ્હારી કલમને તાકાત ક્યાંથી હોય ?

વાંકાચૂંકા, આડાઅવળા આવેલા પહાડો, તેમની વચ્ચે આવેલ ખોહ ઉપર સફેદ દૂધ કે ઝીણા કાતેલા રૂના ઢગલા જેમ બરફ પથરાયેલો હતો અને તેની આસપાસ પીગળતા બરફના ટેકરામાંથી ઝીણી ઝીણી વ્હેતી ઝરમરઝરમર પાણીની ધારા સતત રાત ને દિવસ ચોવીસે કલાક વહી જાય છે, એવી કુદરતની કારીગરી ઉપર આફ્રિન પોકરાઈ જવાય છે.

આન્ડ નામની નવાઇ જેવી માછલીઓ

અત્રે એક જાતની નાની, અતિ નાની માછલીઓ મેં ઉડતી ફરતી જોઈ ! તે નાના દરીઆઈ પક્ષિઓ જેમ ઉડીને પાછી દરીઆની સપાટી ઉપર જ બેસી જતી હતી. આ માછલીઓને નોર્વેજીઅન ભાષામાં "આન્ડ" કહેવાય છે, તે દેખાવમાં ન્હાના કરચલા જેવી હોય છે વળી અહીં કાબર જેવાં પક્ષિઓ પણ જોવામાં આવ્યા હતાં, જેઓ "ઍડર" કહેવાય છે તેઓ સુક્કા ખડક ઉપર પોતાના માળા બાંધે છે.

અહિં જગ્યાએ જગ્યાએ બરફ પડતો જાય છે અને કિનારા સુધી તે ફેલાયલો છે. તેમાંથી પાણીના રેલા જુદા જુદા ફાંટા લઇને ધસ્યા આવે છે. અહીં પહાડોની રચના અને અસંખ્ય ટાપુઓ જોઇને આપણને લાગે છે કે જેમ આપણે માટીનું એક ઢેફુ જમીન ઉપર ફેંકીએ અને તે પછડાતાં તેમાંની ન્હાની કરચલીઓ જેમ અનેક કદના ઝીણા માટીના ઢેફા ઉડીને પથરાઈ જાય તેમ કુદરતના હાથમાંથી એ ડુંગરા અને પર્વતો સરી પડયા હોયની ? ટાઢ અહીં ખૂબ જ કકડીને પડે છે તેમ ભૂખ પણ સખ્ત લાગે છે. આ વખત તો ભર-ઉન્હાળાનો છે; ત્યારે શિયાળામાં કેવી સખત ઠંડી પડતી હશે તે કલ્પવું મ્હારા જેવા ગરમ મુલકના રહેવાસી માટે મુશ્કેલ છે. બેરગન છોડયા પછી રાતનો અંધકાર અમને માલુમ પડતો નથી અને બોડોથી સૂરજ આથમતો જ નથી.

અખંડ દિવસ અને અખંડ રાત

અહિંથી જાણે કોઈ નવી દુનિયાનો નવો પ્રદેશ શરૂ થતો હોય તેમ બધો



જ દેખાવ બદલાઈ જતો નજરે પડે છે: અલબત્ત, વાદળાં ખૂબ ઘેરાયેલાં હોવાથી સૂર્ય વારંવાર બરોબર સ્પષ્ટ નજરે પડતો જ નથી. પણ અહિં તો સદાકાળ સૂર્ય આથમતો હોય તે વેળા સંધ્યાકાળે સૂર્ય ઉગતો હોય ત્યારના ઉગતા પ્રભાતનો જ દેખાવ ૭ ૭ મહીના ચાલુ રહે છેઃ આથી સ્ટીમરમાં દીવાબત્તી કરવાની જરૂર પડતી નથી. મ્હેં આ જે નોંધ ટપકાવી છે, તે બધી મધરાતના શૂન્ય અજવાસમાં જ. અહીં ૭ માસની રાત પડે છે. એકદમ અંધારૂં તો કદી થતું નથી. અમુક પ્રકારનો ઉપર જણાવી ગયો છું તેવો હળવો પ્રકાશ ચાલુ જ રહે છે. જ્યારે ૭ માસ માટે દિવસ ઉગે છે; ત્યારે સૂર્યનાં કૈંક ખુલ્લાં દર્શન થાય છે અને તડકો પડે છે. સૃષ્ટિના કર્તાની એ અદ્દભુત કારીગરી જોઈ માનવબુદ્ધિ એ અગમ્ય લીલા ઝીલવા માંડે છે.

**મધરાતના સૂર્યનું અજવાળું**

પ્રિય વાચક ! કુદરતનો ચમત્કાર નિહાળવાની મોજ, ખરેખર એક અદ્દભુત મોજ છે. અહિં સનાતન રાત અને સનાતન દિવસનો કૈંક અદ્દભુત મેળ છે. સવારના ઉલ્લાસભર્યો પ્રભાતનો વખત, સાંજે આછા ગુલાબી વરસાદમાં ઘેરાતાં વાદળાં અને અવનવા રંગોથી રંગાતું આકાશ, આ આનંદદાયક સમય અહિં તો ચાલુ જ છે, જાણે અનંત સંધ્યાકાળ, અને અનંત પ્રભાતકાળમાં આપણો આત્મા હિલોળા ખાય છે. વરસાદમાં સાંજને વખતે વાદળાં પર આથમતા સૂર્યનો પ્રકાશ અવનવા રંગો પૂરીને કૈં ઑર જ દમામદાર અને ભવ્ય દેખાવ બતાવે છે. આકાશના બદલાતા ચિત્રવિચિત્ર રંગોમાં કુદરતના અણદીઠ કારીગરના હાથે રંગાતી કલાને આપણે–અહિં આવેલા મુસાફરો–જગતના પામર માનવીઓ–ઉંચી આંખે નિહાળી જ રહીએ છીએ. અનેક કષ્ટો ઉપાડતા, હાડમારીઓ ખમતા, જે મુસાફરો આ પ્રદેશમાં આવી પહોંચે છે તેઓ સનાતન આનંદ, રમ્ય પ્રફુલ્લતા, સમિરની લહરીમાં પ્રકાશતો સૂર્ય અને અનંત સમય જોઈ ને કૃતકૃત્ય થઈ જાય છે. અત્રે મધરાતની રોશની લગભગ દિવસની રોશનીને મળતી આવે છે. છતાં મધરાત દિવસ જેવી નથી લાગતી; કેમકે સારી કુદરત કોઈ ખ્વાબમાં મશગુલ હોય તેવો એ હીમપ્રદેશનો દેખાવ છે.

**સનાતન સમયનો અદ્દભુત પ્રદેશ**

આગળ ને આગળ વધતાં એક પ્રદેશમાં સમુદ્રના છેક છેડા પાસે ડૂબી ગયેલા સૂર્યનારાયણનાં દર્શન થાય છે, તે પણ કેવાં ? ફક્ત તેના બ્લુ, કિરમજી, ગુલાબી અને સોનેરી તેજની આછીઆછી ભૂરકી દરીઆની સપાટીથી સળંગ



આસમાનને પહોચી છ્વાઈ જતી હોય તેમ મહાસાગરના નીર પર પડે છે; ત્યારે દરીઆનું પાણી અને તેનાં ધસી આવતાં મોજાં પણ અનેક રંગોમાં પલટાઇને બદલાતાં, બદલાતાં આવતાં દેખાય છે. આખો હીમપ્રદેશ—એ બરફસ્તાનનો મુલક પણ એની પ્રભામાં વિંધાઇને રંગાઈ જાય છે.

કહે વાચક, આ વર્ણન કરવા માટે કયા કવિ કે લેખકની કલમમા તાકાત હશે? હું તો જે જોઈ આવ્યો છું તે મ્હારા અધુરા શબ્દોમાં તારી સન્મુખ ખડા કરવાનાં ફોકટના ફાંફાં મારી રહ્યો છું.

કુદરતના અણદીઠ કારીગરને હાથે રંગાતી કલા

આ રહ્યો સૂર્ય, આકાશ અને પાણીનો દેખાવ, બીજી તરફ નજર કરતાં બરફના પર્વતના શિખરો પણ એનો રંગ ઝીલતા દેખાય છે. ત્યાં તળેટી ઉપર છાઈ રહેલી લીલોતરી અને ફળદ્રુપ ખેતરો, નદીનાળાંના ધસી આવતા નીર, માછલાં, જળકુકડી, આદિ કુદરતના સર્જેલા જીવો પણ આ ધરતી ઉપર જે વાતાવરણ ખડું કરે છે એનો તો જોનારને જ ખરો ખ્યાલ આવી શકે. આવો દેખાવ દુનિયાના કોઈ પણ મુલકમાં ત્હમે જોઈ શકશો નહિ.

સૂર્યને નિહાળવાનો અણધાર્યો પ્રસંગ

ગોમસોમાં તા. ૧૯ મી જુલાઇને દિવસે વાદળાં નહિ હોવાથી મ્હને આ અજાયબીભર્યો દેખાવ નિહાળવાનો અણધાર્યો પ્રસંગ સાંપડ્યો. વાદળાંને ખસી જતાં અને તેમાંથી સૂર્યને ધસી આવતો જોઈને અદ્ભુત લાગણી થઈ આવી.

નવું રેલ્વેજોડાણ

બોર્ડોથી ગોમસો તરફ જતાં, નારીકથી પૂર્વ તરફ થોડેક દૂર રેલ્વે જાય છે. ત્યાં હું કિનારે ઉતર્યો હતો. ત્યાં સારી રીતે ફર્યા બાદ મ્હને જે કંઈ જોવા જાણવાનું મળ્યું તે ઉપરથી હું અનુમાન કરૂં છું કે થોડાંક વરસો બાદ આ જગ્યા ઘણી વસ્તીવાળી અને આબાદ થઈ જવી જોઈએ. કારણ કે મોયનીઆના અખાત ઉપર નોર્વે રશિયન રેલ્વેનું જોડાણ થવાનું છે. તે રેલ્વેના જંકશન સાથે એક ફાંટાથી નારવીક રેલ્વેનું જોડાણ થવાની આશા ખાય છે:

ગોમસોમાં મ્હારા જોવામાં લાયલાંડના ઠીંગણા કદના ભરાવદાર અંગના લોકો આવ્યા હતા. તેઓ ત્યાં રૂઠીર પક્ષિ, શિંગડા, ચામડાં વિ૦ વેચવા માટે આવે છે.

# હેમર ફેસ્ટ

## પ્રકરણ ૫ મું

ઉત્તર પ્રદેશનું છેલ્લું બંદર

તા. ૨૦ મી જુલાઈએ હેમર ફેસ્ટ ( Hammerfest ) પહોંચ્યો, તે ઉત્તર ધ્રુવ પ્રદેશનું છેલ્લું બંદર કહેવાય છે. અહિં પહોચતાં વરસાદ ઝટપટ વરસવા માંડયો અને ઠંડી પણ પોતાનું જોર બતાવવા લાગી. છતાં સેવકે કિનારે ઉતરવાનો જ ઠરાવ કર્યો હતો. કારણ કે અહિં સ્ટીમર કિનારાની ઘણી નઝદીક આવીને ઉભી રહે છે. ગઈ સાલ અહિં લાગેલી ભયંકર આગથી ઘણાં મકાનો તારાજ થઈ ગયાં હતાં. તેમાંનાં ઘણાં હજી અર્ધાં બળેલા કોયલા જેવા જેમના તેમ પડેલાં દેખાતાં હતાં. કેટલાંક મકાનોનું સમારકામ ચાલતું હતું. આ પ્રદેશમાં બધાં જ ઘરો લાકડાનાં બાંધવામાં આવતાં હોવાથી આગનો ભય સૌથી વધારે હોય છે. એક મકાનને આગ લાગતાં બાજુના મકાનની સલામતી ભારે જોખમમાં આવી પડે છે. જો કે દરેકે દરેક ઘર થોડુંઘણું દૂર આવેલ છતાં સુસવાટ કરતા પવનને લીધે આગના તણખા ત્યાં સ્હેજે પહોંચી જાય છે. કોણ જાણે દર વરસે કેટલી આગ લાગતી હશે અને એનો અડસટો પણ કેટલો આવતો હશે!

ઘઉં અને ચોખાને બદલે માછલીઓ

હેમર ફેસ્ટ પણ એક ન્હાનો બેટ છે. રૂશિઆનું આર્કે નજલ નઝદીક હોવાથી અહીં રૂશિયાના વેપારીઓ ઠીક ફાવી ગયા છે. અહિં રૂશિયન લોકોનાં ન્હાનાં ન્હાનાં વ્હાણો લંગર નાખીને પડેલાં દેખાય છે, જે ઉપર રૂશિયન સરકારનો વાવટો લ્હેરાઈ રહ્યો છે. આ વ્હાણો નોર્વેમાં પહેલવહેલાં મ્હારા જોવામાં આવ્યાં. પૂછપરછ કરતાં જણાયું કે રૂશિયાની ઉત્તરે આવેલા આર્કે નજલ બંદરથી એ લોકો ઘઉં અને બીજી ખોરાકીની વસ્તુઓ અહિં લઈ આવે છે અને વેચાણના બદલામાં જુની વેપારી રીત મુજબ માલને બદલે નાણાં નહિ આપતો માલ જ જોખીને લઈ જાય છે. એટલે એ લોકો અહિંથી માછલાં અને શિંગડાં વિ૦ સસ્તામાં પડાવી શકે છે, આ બન્ને પ્રજાને પરવડતું થઈ પડે છે. આમ દુનિયાના એ પ્રદેશના લોકો પોતાની ગરજે બીજા પ્રદેશના લોકોને સંતોષી પોતાની ગરજ મેળવે છે. અહિં મુખ્ય વેપાર માછલીનો જ હોવાથી અત્રે સઘળા માછીમારોનાં જ ઘરો આવેલાં છે. એ લોકો એવા છે કે પોતાની રોજી પણ કુદરત પાસેથી જ મેળવે છે. સ્હામે અગાધ સમુદ્ર ભર્યોભર્યો



નોર્થપોલની બરફસ્તાનની ભૂમિ, જ્યા બાર
માસ સર્વન બરફ છવાયેલુ રહે છે ત્યાના
સખ્ત બરફની ભૂમિનો દેખાવ (૪૮)



વધુ વિગત માટે
જુઓ પાન ૬૪

ઉત્તર પૂર્વના લાપલાન્ડના રહેવાશીઓ, તેઓના રહેવાના ન્હાનકડા ઘર અને રેન્ડીઅર નામના સાબર સાથે જોડવામાં આવતી ગાડીનો દેખાવ.

રહ્યો છે. મહેનત જેટલું કુદરત આપે છે. છતાં કોઈની જાળમાં વધારે તો ાં કમતી એવી રીતે માછલાં પકડાય, એ પણ પુરૂષાર્થ છતાં નસીબની હારીનો નમુનો છે.

આસપાસનાં ગામડાંમાં હેમર ફેસ્ટ પોતાનું ઉપરીપણું માછલીના વેપારને જાળવી શક્યું છે. વેપારીઓ વાણીયા બુદ્ધિવાળા કહેવાય તેમ અહીંના ી લોકોની વાણીયાગત પણ નોંધવા જેવી છે. તેઓ આસપાસના માછી- સાથે પલોટાય છે, તેઓને નાણાં ધીરે છે, ખોરાકી, કપડાં, તેમજ જીવનની ીઆતની ન્હાની મ્હોટી ચીજો તેઓ પૂરી પાડે છે તેના બદલામાં માછીમારો ી માછી બીજા કોઈ વેપારીને છૂટક ન વેચે તે માટે બધી જ પોતાને વાની કબૂલાત માછી પાસે લખાવી લે છે. જેથી તે માછીમારો બીજા ધણીને ી વેચી શકતા નથી. એથી નાણાંના બળથી એ વિલાયતી વાણીઆઓ ફાવી છે અને સારો નફો કરી શકે છે.

**મગરનો શિકાર અને તેમાંથી ભરપૂર નફો**

આશરે દશ વર્ષની વાત ઉપર અહિં મગરમચ્છ (વ્હેલ માછલી) જડતી હતી; તે હાલમાં જુજ મળી આવે છે; જેને લીધે એ માછલાની ્ સૌ કરતાં વધારે આવે છે. માટે એને શોધવા અને તેના શિકાર માટેનાં નો સહિત સજ્જ થએલી ખાસ આગબોટો બનાવવામાં આવે છે. એવી ોટો અમ્હારી સ્ટીમર પાસેથી પસાર થતાં મ્હેં બેચાર વખત દીઠી . આ આગબોટ ઉપર ન્હાની તોપ અને અણીદાર ભાલાઓ રાખવામાં ે છે. ભાલા દૂર સુધી ફેંકનારા અનુભવી આદમીઓની ટોળકી પણ વામાં આવે છે.

**શિકારની શરૂઆત અને સાવચેતી**

શિકારની શરૂઆતમાં દૂરથી મગરમચ્છ દેખાય કે તુરત જ આગબોટ રથી ન્હાના ન્હાના મચ્છવાઓ માણસો અને હથીઆરો સાથે ઉતારવામાં ે છે અને તેઓ આ દરીઆઈ રાક્ષસની પૂંઠ પકડે છે. પૂંઠ પકડવામાં પણ ચેતી અને ચાલાકી વાપરવી પડે છે. મગરમચ્છ જ્યારે ખોરાક લેતો હોય ખોરાકની શોધમાં હોય, ત્યારે પોતાની આસપાસ બનતા બનાવો માટે બેદરકાર બનેલ હોય છે: તેથી બીજા પ્રસંગે મગરમચ્છને માગ ન મળે રીતે તેની પૂંઠ પકડવામાં સાવચેતી વાપરવી પડે છે; નહિંતર એ છૂપાઈ ...સી જાય; ત્યારે ક્યારેક હાથ આવે એવી તક ગુમાવીને ધીયેલા મૂળા



# ર્થકેપ નોર્ડકીન.

## ણુ ૬ ઠું

પૃથ્વિની ટોચ-ત્યાં વસ્તી માનવજાત

મરફેસ્ટ છોડીને અમારી સ્ટીમર નોર્થકેપ તરફ વધવા માડી. આ જગ્યા ઉત્તર પ્રદેશની ભૂશીર કહેવાય છે ખરી; પણ તે કાંઈ ભૂશીર નથી. એક બેટ છે. જ્યા યુરોપના ચકોરબુદ્ધિના લોકોએ જોખમ ખેડીને એક ટેલીગ્રાફ ઓફીસ ઉઘાડી છે. તે ઉપરાત કંઇ ઝાઝી વસ્તી નથી. રીતે ઉત્તરની જમીનની જે અણી આવે છે તે નોર્ડકીન ( North ઘ ) કહેવાય છે. નોર્થકેપના ઉછાળા મારતા તોફાની દરિઆમા થઈને દિશા તરફથી દક્ષિણે અત્રે આવી હતી. આ ઉત્તર યુરોપ જમીનની આગળ બીજા શબ્દોમાં કહીયે તો પૃથ્વિની ટોચ ઉપર અલબત્ત તે હોય ? કિનારાનો સઘળો ભાગ સૂકો છે. બરફ અને સખ્ત ટાઢથી ઠરી ગયું છે. કેટલોક ભાગ આગથી બળી ગયો છે. મ્હને યાદ આવ્યુ મ મરકત અને એડનના પર્વતો સખત ગરમીથી બળીને કાળા કોલસા થઈ જાય છે, તેમ એ ઠંડીથી બળીને અહિંના પર્વતોના શિખરો ડાર્ક-ઘેરા બ્લુ રંગના થઈ ગયા હતા. વળી જમીન ઉપર લીલોતરી નથી, ક ઝાડના સૂકા કંજર જેવા ઠુંઠાયે નજરે પડતા નથી. નોર્વેના ખુશ-પ્રદેશની ઉપર ઉત્તર તરફનો ભાગ તો પોતાની ખુબસુરતી ગૂમાવીને બનેલો દેખાય છે. આ ઉપરથી એક પાઠ શિખવાનો મળે છે. દરેક ા હદ હોવી જોઈએ અથવા તો મધ્યમતા હોવી જોઈએ. નહિતર ખરાબ ાનો સમય આવે. વર્તન અને વ્યવહારમા પણ મધ્યમતા એ જ શ્રેષ્ટ વસ્તુ છેઃ

ભયંકર ઠંડીથી ઠરીને કાળા પડી ગયેલા પર્વતો

વાચકો એમ વિચારતા હશે કે એમની આગળનો પ્રદેશ અતિશય ઠંડી ઉજ્જડતાને લીધે ખાલી હશે, પણ ના, તેમ નથી. અંદર આવેલા ગામ-પાચ, સાત ઘરોની પણ વસ્તી છે. ખુદા જાણે–અહિંના લોકો આ ઠંડીથી કેમ ઠુંઠવાઈ મરતા નથી ? તેઓ જીવી પણ કેમ શકે છે ? ઈન્સાનોની વસ્તી બહુ ઓછી નજરે પડે છે. દુધ પણ સુકાઈને ોના આકારમા બંધાઈ જાય છે. તેને ગરમ કરીએ, ત્યારે જેમ માખણ

ઠંડીથી ઠુઠવાતાં સુવાની વિચિત્ર રીત



ઓગળે તેમ તે પીગળી જાય છે. બધો વ્યવહાર ભારેખમ શિંગડાંવાળા સાબર નામના પ્રાણીઓથી લેવામાં આવે છે, જેમનાં ચામડાં પર પણ ખૂબ રૂંવાટી હોય છે. સખ્ત ઠંડીના દિવસોમાં જાનવરો ઉપર માણસો અને માણસો ઉપર જાનવરો એવી રીતે લપેટાઇને સૂઈ જાય છે અને અન્યેકના શરીરની હુંફ મેળવે છે અને આપે છે કે જ્યાં માણસો અને ચોપગાં જનાવરો ઓછાં છે; ત્યાં ભારે અજાયબી તો એ લાગે છે કે પક્ષિઓનો તો પાર જ નથી, એટલાં બધાં પક્ષિઓ હોય છે, કે એટલાં બધાં તો કોઈ મુલકમાં નહિ હોય ! એ પક્ષિઓની ગંજાવર સંખ્યાનો ખ્યાલ આપવા જોયેલું દસ્ય અહિં નોંધી લઉં છું

દરીઆઇ પક્ષિઓની વિરાટ સભા

એકવાર સ્ટીમરના કપ્તાને અમારૂં ધ્યાન ખેંચ્યું, તો ત્યાં જોતાં અનેક પક્ષિઓની મેદની ભરાઈ હતી. પક્ષિઓની એક ગંજાવર અને વિરાટ સભા હોય, બધાં પોતાની પાંખોના ખભે ખભા મેળવીને અડોઅડ બેઠાં હતાં, પર્વતની ટોચથી લગભગ તળેટી સુધી પક્ષિઓ રૂપી ચાદર મઢી લેવામાં આવી હોય કે ઘાસના ઝુંડ ઉગી નીકળ્યાં હોય તેમ લાગતું હતું. વળી એ કુદરતી અજાયબીનો સંપૂર્ણ ખ્યાલ આપવાને જ્યારે સ્ટીમરના કપ્તાને એ પક્ષિઓના ગંજાવર લશ્કર તરફ પીસ્તોલ ફોડી અને સ્ટીમરની સીટીઓ બિહામણા અવાજે ફરી ફરી વગાડીને ઘોંઘાટ કરી મૂકયો; ત્યારે થએલો દેખાવ જોઈને થોડીવાર તો દમ બંધાઈ ગયો. બધાં પક્ષિઓ આંઉ–આંઉના પોકારો કરતાં એકસામટાં ઉડયાં અને ધૂળના ઉડવાની જેમ આકાશ છવાઈ જાય તેમ ઉડેલાં પક્ષિઓથી આકાશ છવાઈ ગયું અને કૈં વધારે અંધારૂં થયું: જ્યારે તેઓની બેઠક ઉપર સંખ્યાબંધ હજારો, ન્હાનાં બચ્ચાં સેવતા ઈંડાં પડયાં હતાં એ પણ એક સરસ દેખાવ હતો.

કરતાને બધાંને એકસામટાં ઉડાડી મૂકવાથી થએલો ઘોંઘાટ

બીજા શબ્દોમાં કહું તો એ ભયંકર કુતૂહલતાભરી અજાયબી હતી, અંગ્રેજીમાં જેને ગલ પક્ષિ કહે છે તેવી જાતના હતા. તેને નોર્વેની ભાષામાં માઅઝ ( maage ) કહે છે. એમાં પણ વળી ત્રણ પ્રકારની ન્હાની મ્હોટી જાત આવે છે.

આરટીક મહાસાગરનો વિચિત્ર અનુભવ

એ ન્હાનકડા ગામ આગળ અમ્હારી સ્ટીમર ઉભી રહી, તે દરમીઆન આરટીક મહાસાગરનો કંઈક અનુભવ મળ્યો. એ જબરજસ્ત સમુદ્ર, દુનિયામાં બધા મળીને ૩,૬૦૦,૦૦૦ માઈલ સુધી ફેલાયેલો છે. અને પૃથ્વીના ત્રણ



મ્હોટા ખંડ યુરોપ, એશિયા, અમેરીકાને છૂટા પાડી નાખે છે. અહિંની ભયંકર ઠંડીનો કૈંક ખ્યાલ આ ઉપરથી આવશે કે વરસના ૩૬૫ દહાડા આ સમુદ્રનો આજે એક તો કાલે બીજો, એમ રુ ભાગ હમેશાં બરફથી ભરાઇને જામી ગયેલો રહે છે. વળી કુદરતની બીજી બલિહારી એ છે કે અહીં કદાપિ સૂર્ય અસ્ત પામતો જ નથી.

હું મ્હારો આખો દિવસ, અરે, ( દિવસ તો નહિ કહી શકાય; કેમકે સૂર્ય ઉગતો કે આથમતો હતો જ નહિ ) આખો વખત પહેલા વર્ગની કેબીનની ઉપલી ડેક ઉપર જ બેસીને કહાડતો હતો. રાત અને દિવસ તો મ્હારે મન સરખા જ હતા. કેમકે રાત જેવું અત્રે કાંઈ લાગતું હતું જ નહિ. જેવો દિવસ તેવી જ રાત, કદાપિ વાદળાં અવારનવાર ઘેરાઈ આવતા એટલો અંધકાર વધતો અને ઓછો થતો, બાકી ચોવીસે કલાક સૂર્યનો ઝાંખો પ્રકાશ તો ચાલુ હતો જ. હું દિવસના ૭ કે સાત કલાક બરાબર ઊંઘ લેવાની કાળજી રાખતો; જેથી બાકીનો વખત ડેક ઉપર બેસીને કુદરતની અજાયબીઓ નિહાળવાનો વધુ અવસર નિરાંતે મેળવી શકું. એવી જ રીતે બીજા મુસાફરો પણ ધરાઈ ધરાઈને કુદરતના તમાશા જોઈ રહ્યા હતા.

અહિં અમને આરટીક મહાસાગરનો જે અનુભવ મળ્યો તે જરા વિચિત્ર હતો. જાણે દિશા જેવી કોઈ વસ્તુ જ ન હોય તેમ હવા પશ્ચિમ અને ઉત્તર દિશાને બદલે ઘડીકમાં પૂર્વમાં, ઘડીકમાં દક્ષિણમા અને થોડી વાર રહી ઉત્તર દિશામાં ફાવે તેમ સ્વરાજ્ય ભોગવતી હોય તેમ ફર્યા કરતી. આગળના જમાનામાં કોઈ શઢવાળાં વ્હાણો અહીં આવેલાં હશે તો તેઓ જરૂર હવાના ચક્કરમાં આવીને ભૂલાં પડી ગયા હશે

**લેપલેંડના ન્હાનકડા ટાપુઓને વિદાયની ઘડી**

નોર્ડકીન છોડયા પછીના કિનારે આવેલા કેટલાક ખડકો અમ્હારા દીઠામાં આવ્યા જે લેપ દેવળ ( Lap church ) નામે ઓળખાતા હતા, તેઓ આકારમાં દેવળ સરખાં દેખાતા હોવાથી આ નામ પડ્યું હતું. અહીં ન્હાના ન્હાના ટાપુઓના એક પછી એક કિનારા આવી પહોંચતા અને પોતાનું મથક આવતાં મુસાફરો ઉતરી પડતા. પણ આ ટુંક સમયમાં અરસપરસ જે સ્નેહ બાઝી ગયેલો; તેથી કુદરતના અનુકૂળ વાતાવરણથી કૈંક જુદી જ નિખાલસ લાગણી લોકોના હૈયામાં પ્રગટી નીકળી હતી. તેથી છૂટા પડતાં,



વિયોગની પળે પ્રત્યેક આદમીનું મન ન જાણે કોઈ એક પ્રકારની ઉદાસીનતાથી છવાઈ જતું હતું. આ બધાં માણસો, સ્વભાવે ભલા, ઉદાર અને સભ્ય જણાતાં હતાં. એવી રીતે બધું વાતાવરણ અનુકૂળ હતું; ફક્ત એક ચીજ દુશ્મન જેવી લાગતી હતી. તે ટાઢ અને પારાવાર ઠંડી ! એની વાત જ ન પૂછો !

હિંદુસ્તાનમાં દિલ્હીમાં વધારેમાં વધારે ઠંડી પડે તો પારો ૩૦ ડીગ્રી પર હોયઃ અહીં તો પારો ફક્ત પાંચ અને સાત ડીગ્રી વચ્ચે રમ્યા કરતો હતો. વાંચક એટલું ન ભૂલે કે અત્યારે અહિં સખત ગરમીની મોસમ હતી. આ દિલ્હી અને કલકત્તામાં જેમ ૧૧૦ના પારાની ડીગ્રી સખત ગણાતી તેમ અહીં ફક્ત સાતના પારાપરની ઠંડી એ અહીંના લોકો માટે મુંઝવનારી ગરમી હતી અને ઠંડીમાં પારો ૦ એટલે શૂન્યથી પણ કેટલીક ડીગ્રી નીચે જાય છે. અહીંના રહેવાસીઓ ઠંડીને લઈને વધારે ઘાટીલા અને ભારેખમ શરીરવાળા અને કંઈક વધારે ઠીંગણા ઘાટના છે. હેમર ફેસ્ટીગના હારબટ માસ્ટર. બંદર પર દેખરેખ રાખનાર વ્યવસ્થાપક કંઈક વધારે મલતાવડા સ્વભાવનો અને મિલનસાર આદમી હતો. એક વાર વાત નીકળતાં મ્હેં એને પૂછ્યું કે " અહિં કોઈ વાર સખ્ત ગરમીનો અનુભવ થએલો ખરો ? " તે બોલી ઉઠયોઃ—" અરે હા ! ગયે વરસે થોડો વખત ખૂબ સખ્ત ગરમી પડેલી. "

સખત ( ? ) ગરમીના અનુભવની વાત

" ત્યારે પારો કેટલી ડીગ્રી ઉપર ગયેલો ? ૧૧૦ કે ?

" ના, ફક્ત ૧૪ ડીગ્રી ઉપર ગયેલો. "

" બસ ૧૪ ! " મ્હેં વળી અજાયબીથી પૂછ્યું.

" અહીંના લોકો ૧૬ ડીગ્રીથી વધુ ગરમી ખમી શકતા નથી. ૧૬ તો હદ થઈ ગઈ ગણાય. " ઉત્તર મળ્યો અને તે સાથે મ્હારી અજાયબી પણ વધી. ત્યારે જો આ લોકો પૂર્વના મુલકમાં આવે તો શું થાય ? લાગે છે કે આવી જ ન શકે !

એ કડકડતી ઠંડીનો અનુભવ મેળવી આરટીક મહાસાગરનાં રંગબદલતાં મોજાંઓની મોજ ચાખીને હેમરફેસ્ટ છોડયા પછી બીજા દશ ન્હાના ન્હાના બંદરો ફર્યા પછી અગીયારમું ગામ વાર્ડો આવ્યું.



## વાર્ડો

**પ્રકરણ ૭ મું**

વાર્ડો બંદર આવતા જ હું ઉતરી પડયો. અત્રે ફરતી ન્હાની સ્ટીમર મારફત રૂશિઆ તરફ જવાનો ઈરાદો હતો. આ સ્ટીમર અહીંથી વચ્ચે આવતા વાડસો નામે એક જ બંદર જે ખાડી અંદર આવેલું હોઈ એક ન્હાનું ગામ છે તે વાર્ડો ઉતરીને જ જઈ શકાય છે. અહિંથી જે રૂશિયન સ્ટીમર મળે છે તે આર ચેન્જલ અને વાર્ડો વચ્ચે જ ફેરા ખાય છે. તેમા મ્હેં મારી સફર આગળ વધારવાનો ઈરાદો કર્યો હતો !

ખાડીને માર્ગે વાર્ડો જવાનો રસ્તો

આ ખાડીમાર્ગે વાર્ડો જવાનો રસ્તો વ્હાણોથી ઠીક ભરાયેલો જણાય છે. માછલાના વેપાર માટે જ આ બધી ધમાલ છે. માછલા તમે માગો તેટલા અહીં હાજર છે. તે સારી રીતે સુકવીને નિકાશ કરવામા આવે છે. આ મ્હોટો નફાકારક ધંધો જણાય છે. હેમર ફસથી સુક્કી માછલી આર્ટકેન્જલ જાય છે, તેમ અહિંથી પણ રૂશિયન બંદરે માછલી મોકલવામા આવે છે અને તેના બદલામા આટો, ઘઉં અને ખોરાકીની વસ્તુઓ મેળવાય છે. રૂશિઆ સાથે આ લાભો મળી ગયેલા લાગે છે. વ્યાપાર જ એ મિત્રાચારીનો પાયો છે. વળી ભારે તાજુબીભરી હકીકત એ લાગે છે કે અત્રે રૂશિઅન તેમજ અંગ્રેજ કોન્સલો વસે છે. વળી તેઓ એક મ્યાનમા બે તલવાર જેમ એક જ મકાનમા રહે છે.

અહિંનો હાર્બર માસ્ટર દુનિયાનો અનુભવી સભ્ય જણાય છે. તે અંગ્રેજી બહુ સારી રીતે બોલી શકે છે. અને તેણે મુસાફરી પણ ખૂબ કરી લાગે છે ઠેઠ ફ્રેપફ્રાલોની સુધી આવી ગયો છે મ્હારી સાથે સ્ટીમર ઉપર જ મુલાકાત થતા પોતે મારી સાથે આવીને એક સારી હોટલમા સગવડભર્યો ઓરડો મેળવી આપવાની ગોઠવણ કરી આપી પોતાનું પરગજુપણું બતાવ્યુ હતું તેમ જ પોતાના મકાને પણ મને આમંત્રણ આપ્યું હતું આગતાસ્વાગતા પણ સરસ રીતે કરીને મહેમાનગીરીનો ખરો ખ્યાલ તેણે આપ્યો હતો

સ્વીડન યુનીવર્સીટીના ૧૫૦ ચેલાઓનો સત્કાર

તા. ૨૩ મી જુલાઈની સ્હવારે સ્વીડન યુનીવર્સીટીના ૧૫૦ ચેલા [ અભ્યાસકો ] એક સ્ટીમર ભાડે કરીને દેશેદેશ ફરવા નીકળ્યા હતા. તેઓ આજે આવી પહોચ્યા. તેમના સત્કાર માટે અહિંના વિદ્યાપ્રેમી લોકો ઉત્કંઠાભર્યા હતા



અને તેમને માન આપવાને ખાસ વાવટાઓ ચઢાવવામાં આવ્યા હતા. તેમના સત્કાર માટે દરિયાકિનારે લોકોની મેદનિ ભેગી મળી હતી; તેમાં હારબર માસ્તર સાથે હું પણ સામેલ થયો હતો. એ ૧૫૦ યુવકોની મંડળી ત્રોમસોમાં પણ મ્હારા જોવામાં આવી હતી. તેઓ ઉતર્યા પછી આખો કિનારો જોવાને ફર્યા હતા. કેટલાંકોની આંખે ચશ્મા હોઈ અભ્યાસ પાછળ, આંખોને થકવી નાખનાર વાંચનથી આંખો બગાડી હશે એમ લાગતું હતું.

આજે પણ હવા ખુશનુમા હતી. આખી રાત સૂર્ય નજરે પડતો હતો. વાદળામાંથી તેના હળવા તેજનાં કિરણો રાતા સોનેરી પ્રકાશની જેમ વાદળને વિંધતાં ઝળહળી રહ્યાં હતાં, અહીં પણ સૂર્ય આથમતો નથી. તેનો મ્હને જરા રમુજી વિચાર આવ્યો. જો રોજા ( અપવાસ ) રાખવાના પવિત્ર રમઝાન માસનો અવસર હોત તો અત્રે રાખનારની શી હાલત થાત ? તેમ જ સાથેસાથે પાંચ વખતની નમાઝ પણ જે સ્હવાર, બપોર, સાંજ, સંધ્યાકાળ અને રાત્રે અઝાન આપીને પઢાવવામાં આવે છે તે કેમ પઢી શકાત ? વખત તો એક-સરખો જ હતો.

**આ પ્રદેશમાં આવેલી મુસલમાન ધર્મ પાળ-નારાઓની વસ્તી**

આગલા વખતમાં અત્રે ઈસ્લામી વસ્તી હતી નહિ; પણ હાલમાં એ તરફ પણ મુસલમાનોની વસ્તી છે ખરી. અહિં તો મ્હને એ વિષે કંઈ ખબર ન પડી. મ્હને પોતાને ખ્યાલ સરખો ન હતો. પણ મોરકો ગયા પછી મ્હને ખબર પડી કે આર્ટકેન્જલ ગામમાં જ આશરે ૮૫૦૦ મુસલમાનોની વસ્તી છે. તે આખા આર્ટકેન્જલ કસબાની વિશાળ વસ્તીની ગણત્રી કરીએ તો હાલમાં ૩૪૭, ૫૮૯ માણસોની વસ્તી છે, તેમાં તેત્રીસ ટકા મુસલમાનો ગણાય છે. આથી ઈસ્લામનો ફેલાવો કોઈ પણ જાતની ચળવળ વિના ફક્ત તેના ઉત્તમ સિદ્ધાંતોથી કુચકદમ થતો જાય છે. એ લોકો બધા સરળદિલ અને ધર્મચૂસ્ત આદમીઓ છે. જો કે ધર્મ વિષે બહુ ઉંડા ઉતરેલા જણાતા નથી. સાચું પૂછો તો આખા યુરોપના લોકો ધર્મના સિદ્ધાંતોને પહેલું મહત્વ આપતા નથી. ફક્ત એશિયાના જ લોકો ધર્મને પ્રથમ સ્થાન આપે છે. એ લોકો રોજા કે નમાઝ કેમ પાળતા હશે તે જાણવાની મ્હને તક મળી નહિ. ત્યાં મુસલમાનો વસે છે, એ બાબતની ખરેખરી બાતમી મ્હને મોરકોમાં જ મળી હતી.



**નોર્વેને છેલ્લી સલામ**

વાર્ડો શહેર છોડતાં જ મ્હેં કુદરતના બે નમુનાઓ અને ખુબસુરતીથી ભરપૂર નોર્વેને છેલ્લી સલામ કરી. પળે પળે રંગબદલતી એ પુરાણી અને દોરંગી દુનિયા દગાબાઝ અને હવસી ઇન્સાનોથી જ વસાયેલી લાગે છે. તેમાં ઉત્તર નોર્વેના પ્રદેશમાં વસતા એ ખુબસુરત સાદા, સભ્ય, વિનયશીલ આદમીઓને એ લુચ્ચા ઇન્સાનોનો ઓળો પણ પડયો નથી. જો કોઈ આદમી ખુદાની યાદમાં પોતાના આત્માની ઉન્નતિ અર્થે પવિત્ર, રળીયામણું મથક શોધતા ન્હાતો હોય તો તેના માટે એ સુંદર નોર્વે પ્રદેશ કરતા વધુ સોહામણો મુલક મળવો મુશ્કેલ છે. ધાધલ, ખટપટ, કાવાદાવા અને હરામની રોજી મેળવવાની ધાંધલથી એ નિરાળું છે. ખુદા રોઝીનો દરિઆવ છે. દરિઆમાંથી તેઓને તે ભરપૂર રોઝી આપે છે. તેઓ મહેનત કરીને હલાલ રોટલી મેળવે છે. મ્હારૂં મન આ દેશને પેલે પાર આવેલા કેપટાઉનમાં રહેતાં મ્હારાં વ્હાલાંઓની પાસે વસતુ હતું. છતાં એ પ્રદેશ છોડતાં મ્હને પણ એક જાતની ગમગીની ઉપજી. નોર્વે ઉપરની કુદરતની નવાજેશ સંભાળતો, સંભાળતો રૂશિયાની મુસાફરી કરવા તૈયાર થયો અને તે શરૂ કરી.



# રશિયા

## પ્રકરણ ૮ મું

લોમોનોફ મારફત આરકેનજલ જવા ઉપડયો.

ગુરૂવાર તા. ૨૪ મી જુલાઈ ૧૯૦૨ના દિવસે હું લોમોનોફ નામની રૂશિઅન સ્ટીમરમાં વાર્ડોથી આરકેનજલ જવા માટે ઉપડયો. વખત જાણવા માટે ખૂબ મુંઝાતો હતો. આજે કેટલાક દિવસ થયાં સૂર્ય આથમતો નહતો; છતાં મધ્યરાત્રિ હોવાથી એકના એક સરખા સમયમાં દિવસ ગાળતાં કેટલાક દહાડા પસાર થઈ ગયેલા એટલે હવે ખરો સમય જાણવાને મ્હને કુદરતી જીજ્ઞાસા થતી હતી.

ખરી રીતે તો રાત હતી. રાત હોવા છતાં દિવસનું અજવાળું હતું. એટલે દિવસના સ્હવારના કે સ્હાંજના ભાગમાં જ મુસાફરી કરતાં હોઈએ એવો આભાસ થતો.

રૂશિયન સ્ટીમરનો અનુભવ

મ્હારા સાંભળવામાં આવ્યું હતું કે રૂશિયન સ્ટીમરો ભારે ફૂવડ અને ગંદી તેમજ અવ્યવસ્થાભરી હોય છે. જેઓએ આરામ અને સગવડ ભરેલી સ્ટીમરોમાં મુસાફરી કરી હોય તેમને તો સ્ટીમરનો કડવો અનુભવ થાય છે અને મુસાફરી ભારે કંટાળાભરેલી લાગે છે. અંગ્રેજ મુસાફરો તો એ સ્ટીમરોને "પીગસ્ટાઇલ" એટલે કુક્કરના વાડા જેવી કહીને સંબોધે છે. પણ મુસાફરીમાં મ્હને તો મીઠો અનુભવ થયો છે. કદાચ નાકનું ટીચકું હમેશાં બડા સાહેબ જેમ ઉંચુ ને ઉંચુ રાખી ફરતા અંગ્રેજો સ્ટીમરહરિફાઈને લીધે અદેખાઈ અંગે એને વખોડતા હોય તો કોણ જાણે ? કુક એન્ડ સન્સ મારફત મેં છેક

ફર્સ્ટ કલાસની સગવડ અને સુવ્યવસ્થા

ટ્રોન્ડજમથી જ પહેલા વર્ગની ટીકીટ કઢાવી રાખી હતી: મ્હારા અનેક સ્ટીમરોના અનુભવથી હું કહી શકું છું કે આ સ્ટીમરનો પહેલો વર્ગ સફાઈ અને સુઘડતામાં કંઈ ઉતરે તેવો નહોતો. ડાઈનીંગ રૂમ (જમવાની ઓરડી)ની સ્વચ્છતા પણ મનોહર હતી. સંગીતના શોખીનો માટે પીયાનો અને બીજાં વાદ્યોની જોઈતી સગવડ પણ હતી. સ્ટીમરના વિશાળ ઓરડામાં હાલના રૂશિયાના રાજ્યકર્તા ઝાર અને રાણી ઝારિના તથા નામવર ઝારની બહેનની મ્હોટી છબીઓ ટાંગેલી હતી. તેમજ પયગમ્બર ઈસુ ક્રાઇસ્ટની મૂર્તિ પણ યોગ્ય સ્થળે



ઉંચે ટાંગવામા આવી હતી. બંદગી કરનારાઓ માટે ભાવ અને તન્મયતા ઉત્પન્ન કરે એવી, ભક્તિરસમા આપણા આત્માને ઝબોળે એટલી મોહક પ્રતિભા એ મૂર્તિના ચ્હેરા ઉપર તરવરતી હતી.

બીડી પીનારા ઉતારૂઓ ત્રાસ ન આપે એ માટે તેમને માટે ખાસ જુદા બેસવા-ઉઠવાના રૂમની વ્યવસ્થા રાખવામાં આવી હતી. આ રૂમમા જગેજગ ગાદીતકીઆવાળા દમામદાર કોચ ને ખુરશીઓની શોભાયમાન વ્યવસ્થા કરવામા આવી હતી અને વચ્ચોવચ્ચ એક ગોળાકાર મેજ હતું. તેમ જ બધી કેબિનમા જેમ ગોઠવણ હોય છે તેમ સ્હામસ્હામી બે પથારીઓની ગોઠવણ પણ મનમાનતી છૂટી અને સગવડભરેલી હતી. એ પ્રમાણે "આપ સુખી તો જગ સુખી" એ કહેવત પ્રમાણે મત બાંધવો હોય તો દરેકે દરેક વાતની સોઇસગવડ મનમાનતી અને ઉત્તમ પ્રકારની ખરી. જે ફરીઆદો આપણે સાભળીએ છીએ તેમા કંઈ વજુદ નથી એમ કહી શકાય વળી સ્ટીમરનો રૂશિયન કેપ્ટન પોશનિકફ પણ સારો, સભ્ય અને મિલનસાર આદમી હતો. હવે બીજું શું જોઈએ ?

**થર્ડ કલાસની ગંદકી અને અવ્યવસ્થા**

આગળ ચાલતા મ્હને ત્રીજો વર્ગ તપાસવાની ઉલટ થઈ તોમા' ફુવડાઈ જેનુ નામ. બસ ! બેહદ ગંદકી હતી. તેમા પાયખાનાની ગંદકીનો તો કંઈ પાર નહિ. એકંદરે ઉતારૂઓની હાલત માટે કંઈ પૂછો નહિ એવી અવ્યવસ્થા હતી.

કૂચકદમ પ્રગતિમાર્ગે ધપતા યુરોપના લોકમા પણ એ આફ્રિકાના જંગલીઓને પણ ન શોભે એવી ગંદકી અને અવ્યવસ્થા હોઈ શકે એનો કંઇક ખ્યાલ આ ઉપરથી મળે છે. આમ બન્ને કલાઓ વચ્ચે ઉત્તર અને દક્ષિણ જેટલુ અંતર હતુ.

**મ્હારી કેબીનનો જોડીયો ભાગીદાર**

દરેક કેબિનમા બે બીછાનાની સગવડ હોય છે. તેમા મ્હારી કેબીનનો બીજો ભાગીદાર કેપ્ટન મુલર નામનો સ્વિડનનો રહેવાસી લશ્કરી અમલદાર હતો પણ એ મ્હારી જેમ દુનિયા ફરીને લીલીસુક્કી જોયેલો અનુભવી આદમી હતો. જાણીતા આફ્રિકાના મુસાફર સ્ટેનલી સાથે એ આફ્રિકા ખંડ ખૂંદી વળ્યો હતો. હાલમા એ બોથાનિયા અખાતની ઉત્તરે દરિયામાર્ગે થઇ ને પછી પગવાટે વાડો આવીને આ રૂશિયન સ્ટીમરમા ચઢ્યો હતો. આરકેનજલથી

મોસ્કો થઈને સ્ટૉક હોમ જવાય છે. અંગ્રેજી સાથે ફ્રેન્ચ અને જર્મન ભાષાનો પણ એ અભ્યાસી હતો. આવો એક અનુભવી મુસાફર અને પાછો અંગ્રેજી જાણનાર સાથી મળ્યાથી મ્હને ફાવી ગયું હતું. પણ બીજી રીતે અમ્હારા બન્નેમાંથી કોઈને પણ રૂશિઅન ભાષાનો અભ્યાસ ન હોવાથી અમ્હારી મુંઝવણમાં "આવ ભાઈ હરખા આપણે બે સરખા" જેવું થયું હતું. બધી રીતે એ ગમી જાય તેવો હતો. ફક્ત મિજાજે જરા કડક અને મિંઢો હતો. એટલે છેવટે એક બે વાર મ્હેં એને મોઢે ચઢીને સાફસાફ કહી પણ દીધું કેઃ–"મુસાફરીમાં ત્હારી ભાઈબંધીથી સેવક રાજી છે; પણ ત્હારા સ્વભાવથી તો અલ્લાહ પનાહ આપે–આવું કંઈ મુસાફરીમાં ચાલે? દોસ્ત, કંઈ તો હરખા, કે તો બોલ. આમ મધરકા જેવું ડાચું કરીને કાં ફર્યા કરે છે? મુસાફરીમાં આપણને એકબીજાના સાથની ગરમી જ એટલી બધી છે કે તેમાં મિજાજની ગરમીનો ઉમેરો કરી તું શું કામ મુંઝાતો ફરે છે?" ગમે તેમ હો પણ અમ્હારી વચ્ચે ભાઈબંધીનો મીઠો સંબંધ તો છેવટ લગી ચાલુ જ રહ્યો. એ એટલો અતડો હતો કે બીજા મુસાફરો સાથે છૂટથી ભળતો નહિ. અમ્હે બન્ને એક જ કેબિનમાં પડયા; નહિતર એની સાથે મ્હારે વાત કરવાનો કદાચ પ્રસંગ જ ન આવત. અમ્હે બન્ને જણા રૂશિઅન ભાષાથી અજ્ઞાન હતા એટલે અમ્હારી સ્ટીમરની મુસાફરીની સગવડતા ખાતર એક અંગ્રેજી જાણનાર પ્રોપારોફ નામના રૂશિયન સાથે દોસ્તી બાંધી હતી. વખતોવખત તેની હાજરી અમને બહુ આવકારદાયક થઈ પડતી અને રૂશિયાની મ્હારી મુસાફરી માટે હવે પછીના મથકોને લગતી કેટલીક હકીકતો હું એની પાસેથી મેળવતો.

**ખરો વખત જાણવા માટેની મ્હારી મુંઝવણ**

હું ઘડીઆલની મદદથી, બાર બાર કલાક જુદા પાડીને દિવસ અને રાતનો હિસાબ રાખતો. એ હિસાબે અહિં દિવસના કલાકો પૂરા થઈને રાત શરૂ થતી હતી, પણ ખરી રીતે જેમ વખત જતો હતો, તેમ મ્હારા એ હિસાબ પણ ખોટા પડતા હતા. તે કેમ અને કેવી રીતે એ આગળ ઉપર સ્હમજાવીશ. છતાં દિવસ જેવું જ અજવાળું હોવાથી, શરીર થાકેલું ન હોવાથી, ઉંઘ લેવાની ઈચ્છા થતી નહિ. લેવા જતાં કટકે કટકે ઉંઘ ઉડી જતી. એથી આખો દિવસ, દિવસનું અજવાળું જોઇને–જે ખરેખર તો રાત હતી—ભારે કંટાળ્યો હતો. હવે હું ક્યારે પાછો રાતની રાતને દિવસના—ખરેખરા દિવસના મુલ્કમાં પહોંચીશ, તે માટે સ્વાભાવિક અધીરો અને તલપાપડ બની રહ્યો હતો.



પ્રિય વાચક, જે વસ્તુ આપણી પાસે હોય છે તેની આપણુને કદર નથી હોતી. પણ જ્યારે આપણે તે ગુમાવીએ છીએ, ત્યારે તેની કદર થાય છે. મ્હને ખ્યાલ આવ્યો કે આપણી દિવસ અને રાતની દુનિયામાં આપણુને દિવસનીજ જરૂર દેખાય છે, દિવસ જેમ લાંબો હોય તેમ આપણી સગવડતા સચવાતી હોય તેમ લાગે છે, ત્યારે આપણુને રાતની એટલી બધી દરકાર હોતી નથી. તેથી રાતના મોડા સૂવાની ટેવ પડી જાય છે. અહિં આવ્યા પછી મ્હને રાત્રે મળતી રાહત અને આરામ જેમાં કુદરતની પણ મદદ હોય છે એ બધું અહિંના અનુભવે સ્પષ્ટ સ્હમજાવવા લાગ્યું. જો હું કવિ હોત તો રાત, કાળી અંધારી રાતના ગુણગાન કરતું એક મહાકાવ્ય લખી નાખત.

મધરાતમાં સૂર્ય ઉગવાનો પ્રતાપ અને પ્રતિભાભર્યો દેખાવ

મ્હારા ઘડીઆળને મ્હેં સેન્ટપિટસબર્ગ ( રૂશિયન રાજનગર )ના સમય પ્રમાણે ફેરવીને ગોઠવ્યું હતું. તે નોર્વેના વખતથી ૭૫ મીનીટ અને લંડનના વખતથી ૫૫ મીનીટ આગળ હોય છે. એ હિસાબે ખરેખરી રાત અને દિવસ માટે ગુંચવાડો ઉભો થતો હતો. તેમાં અધુરામાં પૂરૂં સૂર્યની ગતિ પણ વિચિત્ર હતી. હવે રાતના દશ વાગ્યા હતા. સૂર્યને મધ્યરાત્રી અને પ્રભાત વચ્ચે પસાર થતાં આકાશ પર જે જે રંગો બદલાતા જતા હતા, એ કુદરતના અવનવા રંગોથી રંગાતી રંગભૂમિ નિહાળીને જ વખત પસાર કરવાનો ઠરાવ કરી ડેક ઉપર આવી જાગતો બેસી રહ્યો, અર્ધી રાત થતાં સૂર્ય નીચે થઈ પાછો ચઢતો હોય તેમ લાગ્યું. એ વખતે તખ્તે જમીન-ને આસમાન પર જે ઘડીવારમાં નહિ જોયા હોય એવા રંગો પલટાતા દેખાયા. છતાં હું ખ્યાલ આપવા કંઈક વર્ણન કરીશ. પહેલાં સુંદર લીલા રંગની પ્રભા છવાઈ રહી હતી. તે પછી કંદીલ માફક ઝબકઝબક થતાં બ્લુ રંગમા ફેરવાઈ ગયું. તે પછી સોનેરી પીળા રંગની પછી કંઈક આછી ગુલાબી સુરખી છવાઈ રહી. જાણે ઇશ્વરના ગેબી તખ્ત પાસે આપણે આવીને ઉભા હોઇએ, તેમ એની કુદરત જોઈને મનમાં તેનાં ગુણગાન કરતાવેંત વાહવાહ પોકરાઈ જવાતુ અને હું પણ આ દેખાવ જોઈ મ્હારી જાતને ધન્ય માની રહ્યો અને ધીમી બંદગી ઉચ્ચારી રહ્યો. "રે જગનિયંતા, મ્હારા જેવા એક પામર માનવીને ત્હારી આ કુદરતનો અદ્દભૂત ખજાનો નિહાળવાની મહા અમોલી તક આપીને ધન્ય કર્યો; તે માટે હે પરવરદિગાર, ત્હને મ્હારા હજારો હજારોવાર વંદન હજો."

અહેશાનથી ઝૂકાઇ જતું જીગર



ખરેખર, હું નસીબવંતો છું. આ બધું નિહાળવાનું હિંદના તેત્રીસ કરોડ માણસોમાં કેટલા જણના ભાગ્યમાં સર્જાયું હતું, એવા વિચારથી મ્હારૂં અંતર ઉમળકાથી ભરાઈ આવ્યું.

લાઇલ્લાહાઇલ્લિાહ ખરેખર અલ્લાહ શિવાય બીજો કોઈ અલ્લાહ નથી. જે જલજલ્લાલ વલઈકરામ છે. એ તો મહાપ્રતાપી છે. એનો પ્રતાપ અને મહીમા અગાધ છે.

એ બધા દેખાવની છબી મ્હારા જીગરના ઉંડાણમાં ફોટોગ્રાફના કેમેરા વગર સચોટ કોતરાઈ ગઈ છે.

આપણા દેશમાં ઉગતો સૂર્ય પણ નિહાળતાં આંખે ઝાંખ ચઢી આવે છે. ત્યારે અહીં તો સૂર્યને ઉગતો સ્પષ્ટ અને બરાબર કોઈ જાતની હરકતવગર જોઈ શકાય છે. આ બધી વાતની નોંધ મ્હેં મારી આ ચોપડીમાં લીધી; ત્યારે મધરાત પસાર થઈ, રહવારનો ૧॥ કલાક હતો અને સૂર્ય પોતાની પ્રભા ફેલાવતો દરીયાની સપાટીથી આશરે ૧૨ ફીટ ઉંચે આવેલો જણાતો હતો. અને તેનો તડકો પણ લાગવા માંડયો હતો. બીજી રાતે પણ એવી જ રીતે આવીને બેસીને વખત પસાર કર્યો હતો. હજી મ્હારી સ્ટીમરની મુસાફરી પૂરી થઈ નહોતી.



# કોલાદ્રીપ કલ્પ

## પ્રકરણ ૯ મું

નવું વસાયેલું બંદર અલેકઝાન્ડ્રોવસ્ક

જુલાઈ તા. ૨૫ મીના દિવસે કોના પેનીન્સુલાની ખાડીના મુખ પાસે આવી પહોંચ્યા, ત્યા આવેના એલેકઝાન્ડ્રોવસ્ક (Alexandrovask) નામના નવા બંદર પાસે એક ગામ ત્રણ જ મહીના થયા રૂશિયન સરકારે વસાવેલુ છે અને હાલમા તેમા ફક્ત ૨૫૦ (બસોપચાસ) માણસોની વસ્તી છે ૨૫ થી ૫૦ ફુટ સખ્ત પત્થરના કાળા કાળમીટ પત્થરના ખડકની આ વાકીચુકી જતી ખાડી ઠીક દેખાવડી છે તેના ઉંચા સપાટ ખડક ઉપર મજકુર ગામ વસાવવામા આવેલુ છે તે અહિં એક દૂર ઉંચા ખડક ઉપર આવેલું દેવલ આબાદ મુસલમાનોના મકબરા જેવા દેખાવનું છે અહિં ચારથી પાચ દુકાનો છે, દુકાનદારો સારી કમાણી કરતા જણાય છે એક વાત જાણવા જેવી જણાઈ છે. રગુનના બ્રાઉન ચોખા અહિં ૨૭ થી ૨૮ શીલીંગના ખરતાન ભાવે વેચાય છે તેમજ બીજી ખોરાકીની જણસો પણ ઠીક નફાકારક ભાવે ચાલતી જણાય છે

અત્રેનો ગવર્નર અમારી જ સ્ટીમરમા હતો, તે અહિં ઉતરી પડયો ઘણો સાદો અને સરલ આદમી લાગ્યો તેનું કુટુબ પણ સાથે હતું

વાર્ડો છોડયા પછી ચાલુ માખી જેવડા મ્હોટા ડાસ ખૂબ ત્રાસ ઉપજાવી રહ્યા હતા, તે આ ગામ સુધી ચાલુ રહ્યા હતા

ઠેરઠેર દેખાતાં ધર્મચિન્હો

અલેકઝાન્ડ્રોવસ્ક છોડી આગળ વધતા અમો કોલા પેનીન્સુલાના ઘણા કાંટાઓ આ વાકાચુકા અખાતમા પસાર કર્યા, જે દેખાવમા પણ ઠીક ધ્યાન ખેંચી રાખે છે, તેમા દરેકે દરેક ખડક ઉપર ✝ ક્રાઈસ્ટના પવિત્ર ક્રોસના આકારના લાકડાના ક્રોસ ઉભા કરવામા આવેલા છે એ બધુ અહિંની પ્રજા કેટ ધર્મપર વધારે આસ્થા રાખનારી છે તે ઠેર ઠેર ઉભા કરેલા એ ધર્મચિન્હ ચિન્હ ઉપરથી લાગે છે નઝદીક આવતા ખેડૂત જેવા વર્ગના રૂશિયનો ઘડી બે ઘડી પોતાના અંતર નમાવી માથું ઝૂકાવીને ચાલ્યા જાય છે આગળ વધતા સીનો પ્રદેશ પણ ઠીક લીલોતરીવાળો જણાયો

# કોલા લાપલાન્ડ

લાપલાન્ડ ભૂમિનો બીજો છેડો

બીજે દિવસે સ્હવારે અમારી સ્ટીમર કોલા પેનીન્સુલા ઉપર આવેલા કોલા ગામથી આશરે બે માઈલ દૂર ઉભી રહી, ગામ નદીના તટપર વસેલું હોઈ નદીનું પાણી ઉંડું નહિ હોવાથી સ્ટીમર આગળ વધીને દાખલ થઈ શકે તેમ નહોતું.

અહિં મ્હને લાગે છે કે કોલાનું વર્ણન લખતી વેળા મારે લાપલાન્ડ વિષે પણ જે કાંઈ કહેવું હોય તે અત્રે જ કહી દેવું. કારણ કે નોર્વેના ગોમઝો બંદરથી આ કોલાના દ્વીપકલ્પનો તમામ મુલક લાપલાન્ડ નામે ઓળખાય છે અને તેમાં કોલાપેનીન્સુલા અસલમાં રૂશિયન લાપલાન્ડ નામે ઓળખાતું હતું.

આગળની મ્હારી રૂશિયાની મુસાફરી દરમ્યાન જે ભાગ જોવાના બાકી રહી ગયા હતા તે બધા ભાગો આ વખતે પૂરેપૂરા નિહાળવાની તક લેવાનો વિચાર હતો. " પૃથ્વિની પ્રદક્ષિણા " ભાગ ૧ લો જે વાચકોએ વાંચ્યો હશે તેઓ યાદ કરશે કે તે વખતે ફિનલેન્ડ તરફથી પસાર થતાં તેની ઉત્તરે આવેલો લાપલેન્ડનો અદ્ભુત મુલક જોવાની ઘણી ઉત્કંઠા હોવા છતાં તે બાકી રહી ગયો હતો. આ મ્હારી મુસાફરીમાં નોર્વેસ્વિડન અને રૂશિયા–ત્રણે ઉત્તર તરફના મુલ્કોમાં ફરતાં હું તમામ લાપલાન્ડમાં પણ ફરી વળ્યો. ગણાઈશ ! કારણ કે આ બરફની વિશાળ ભૂમિ આશરે ૧૫૩૨૦૦ ચોરસ માઈલ સુધી ફેલાયલી છે, જેમાં આશરે ૧૬૦૦૦ માઈલનો વિસ્તાર નોરવેના હાથમાં છે. ૪૯૦૦૦ સ્વિડનને, ૨૬૫૦૦ ફિનલેન્ડને, ૬૧૬૦૦ રૂશિયાને હસ્તક વ્હેંચાઈ ગયો છે. આમ એક ભૂમિપર ત્રણ રાજ્યકર્તાઓ હકુમત ચલાવે છે.

તેથી ગોમઝો હતો ત્યારથી જ લાપલાન્ડ સાથેનો મ્હારો સબંધ ચાલુ થાય છે અને અત્રે કોલા પહોંચ્યો; ત્યારે એનો છેડો આવે છે.

લાપનામની ઉત્પત્તિ

" લાપ " નામ કેમ પડ્યું હશે એ વિષે પ્રથમ પૂછપરછ કરવાની ઉત્કંઠા થઈ, તેથી જે બાતમી મળી તેની અહિં ટુંક નોંધ લઈશ. પ્રથમ તો લાપ લોકો પોતે આ ભૂમિને " સાબ્રમ " અથવા " સામ " નામથી સંબોધે છે અને પોતાને " સામેલાત " નામથી ઓળખાવે છે, જે શબ્દનો તેમની પોતાની ભાષામાં " કાળુ " અથવા " કાળો " અર્થ થાય છે. હવે એમની



ચામડીનો અસલ રંગ કંઈ કાળો નથી. એટલે સ્હમજી શકાતું નથી કે એ કાળા નામના ધોળા લોકો કેમ અને શા માટે કહેવાતા હશે. આવી રીતે પોતાનો સંબંધ કેમ દેખાડવા માગતા હશે કે બીજા કોઇએ તેઓને મશ્કરીમાં નામ આપ્યું હશે તે તો ખુદા જાણે; બાકી પોતાના પાડોશીઓ કરતાં એ લોકો વધારે એકાંતવાસી હોવાથી સુધારામાં પણ પછાત રહી ગયા છે. તેથી સ્વભાવિક અજ્ઞાનના અંધકારમાં ગોથાં ખાય છે. બીજી પણ એક માન્યતા પ્રસરેલી જણાય છે. તે આ "લાપ" નામ "ફિનિશ" યાને ફિનલેન્ડની ભાષામાં "લાપુ" શબ્દ ઉપરથી નીકળ્યો છે, જેનો અર્થ "લેન્ડ એન્ડ ફોક" એટલે લેન્ડ એટલે જમીનના કિનારાના રહેવાસી એવો થાય છે. અર્થ વધારે બંધબેસ્તો લાગે છે. કારણ કે લાપલાન્ડ આગળ જ યુરોપની જમીનનો છેડો તો આવી જાય છે. આગળ આ લાપ લોકોના કદ વિષે વિચિત્ર ખ્યાલ ધરાવવામાં આવતો હતો. અને લોકો તેને સાવ વ્હેંતીયા જેવા સમજતા હતા, એવી જ કેંક બાતમી મ્હારી જાણમાં આવી હતી. અલબત્ત, એ લોકો કદે વામન ( ઠીંગણા ) તો છે જ; પણ એટલા બધા નથી, જેને છેક જ વ્હેંતીયા જેવા કહી શકાય, આ લોકોને જોતાં મ્હને લાગ્યું કે મ્હારી જન્મભૂમિ કાઠીઆવાડમાંની એક અતિ ઠીંગણા કદની જાત છે. અહીંના મ્હોટા લોકોનું કદ પણ આપણા દેશના બારતેર વરસના છોકરા જેવું લાગે છે. પણ શરીરે એકદમ સબળ અને કદાવર છે. ખામી એટલી જ કે તેઓ ઉંચાં નથી.

એટલું તે સ્પષ્ટ લાગે છે કે આ લોકો મૂળ યુરોપીઅનો તો નથી. મંગોલીઅન અથવા તો ઉત્તર સાઈબીરીયાની એક જાત તરફથી ઉતરી આવેલા તેઓ ગણાય છે. તેઓ રંગે સફેદ નથી. તેમ જ કાળા પણ નથી. ચીનાઓ અને જાપાનીઓને મળતા કંઈક પીળા રંગના છે. ખાસ કરીને દક્ષિણ યુરોપના લોકોની ચામડીનો તેઓ વર્ણ ધરાવે છે. તેઓ મ્હોટે ભાગે ધર્મે ખ્રિસ્તી પ્રોટેસ્ટન્ટ ( લ્યુથર્ન ) પંથના છે. તે નોર્વે અને સ્વિડનના મિશનરીની મારફતે શિખ્યા છે.

**કાઠીઆવાડી પોષાક સાથે અજબ મળતાપણું**

વળી કદમાં તેઓ જેમ મ્હને કાઠીઆવાડના લોક સાથે મળતા આવતા લાગ્યા છે તેમ તેમના પહેરવેશમાં પણ સરખાપણું તો જણાઈ આવે છે. તેમાં મુખ્ય કરી ઓરતોનો લેબાસ વધારે મળતો આવે છે. કાઠીઆવાડની ગરીબ



કોલણો જેવા ઘાઘરા પહેરે છે અને તે ઉપર શોભા માટે જેવી કાંગરાવાળી મગજી મૂકે છે તેવા કાઠીઆવાડી દેશી ઘાઘરાઓ તેઓ પહેરે છે અને પુરૂષો રંગીન કપડાંની બંડી પહેરે છે. અને માથે પાઘડી કે ટોપી પહેરતા નથી. પણ આશરે બે ફુટ જેટલો રૂમાલ લપેટે છે. જેમ કાઠીઆવાડમાં ગરીબ કોલી વાઘરણ ઓરતો ચાંચ્યા જોડા પહેરે છે, તેવા ઘાટના ચાંચ્યા જોડા એ લોકો પણ પહેરે છે. મરદો માફક ઓરતો પણ રૂમાલ લપેટે છે. અથવા તો કુચલી જેવી ટોપી પહેરે છે.

**રેન્ડીઅર નામના હરણોની માયામુંજી**

આ બધા લોકો આગળના જુના જમાનાના અરબ લોકો જેમ પોતાના પશુઓ લઇને એક ગામથી બીજે ગામ ભટકતા હતા. કેમકે રેન્ડીઅર નામનું સાબર જે-હરણને મળતું આવતું એક જાતનું પ્રાણી છે એજ લોકોનું મુખ્ય ધન છે. ઢોર ઉછેરવા અને તેમને પોષવા એ લોકોના જીવનનું એક મુખ્ય અંગ ગણાય છે. કેમકે રેન્ડીઅર પ્રાણી ઉપર જ એ લોકો જીવે છે, એમ કહીયે તો ખોટું નથી. ખાવામાં રેન્ડીઅરનું માંસ, પહેરવા માટે તેનું રૂંવાટીદાર હુંફાળું ચામડું, પીવા માટે તેનું દુધ, ટુંકમાં કહીએ તો તેઓની સર્વે માયામુંજી પણ આ રેન્ડીઅરો જ. એ લોકોનું સાચું જીવનધન છે.

કોઈની પાસે ૩૦૦, તો કોઈની પાસે ૫૦૦, વળી કોઈની પાસે હજાર; બે હજાર, જેટલી સંખ્યામાં આ હરણો જેવા રેન્ડીઅર પ્રાણી હોય તેઓ વધારે તવંગર ગણાય છે.

**પાપથી દૂર રહેતી પ્રજા**

જેમ એ લોકો સુધરેલી દુનિયાના સુધારાથી દૂર છે, તેમ સુધરેલી દુનિયાના કુછંદોથી પણ તેઓ દૂર રહી શકયા છે. તેઓના જીવનની જરૂરીઆતો બહુ ઓછી છે. તેથી સાફ દિલના અને પ્રમાણિક આદમીઓ તેઓ ગણાય છે. કાવાદાવા એ કઈ ચીજનું નામ છે, એ તેઓ ભાગ્યે જ જાણતા હશે, એ લોકો ગુન્હો કરતા હોય તો તે પણ એક જ-ગમે તે કોઈ આસામીના રેન્ડીઅરને સપાટામાં લઇને કાપીને ખાઈ જવું. એ ગુન્હા શિવાય બીજા પાપથી તો તેઓ હજી ઘણા દૂર છે. બીજું કોઈ કલંક એ લોકોને કપાળે હજી ચોંટયું નથી. છતાં રૂશિયાના વેપારીઓ સાથે સંબંધમાં આવનારા વેપારી લાપ લોકોને એ લોકોનો કઈ ચેપ લાગ્યો છે ખરો, તેથી એમ કહેવાય છે કે રૂશિયા તરફના લાપ લોકો કે ચપળ, ખંધા ખરા !



સુરમન અને મોર્મન જાત ક્યાંથી આવી?

રૂશિયા તરફના લાપ લોકો વિષે બોલતાં તેઓના પોષાક તેમજ બીજી હાજતો ઉપર લખવાની સ્હેજે ઇચ્છા થાય છે. આ લોકો કોલામાં મ્હારા જોવામાં આવ્યા હતા. ત્યાં એ લોકો મુરમન નામે ઓળખાય છે. પહેલાં આ નામ સાંભળતાં હું અજબ થયો, શું આ લોકો ઉત્તર અમેરિકામાં નિમકના શહેરમાં જે મોર્મન લોકો જોવામાં આવ્યા' હતા તે જ કે! (તેમના વર્ણન માટે જૂઓઃ "પૃથ્વિની પ્રદક્ષિણા પાન. ૧૬૪ ની ઉપર) ખરી રીતે એ લોકો અસલ યુરોપના વતની નથી; પણ તેઓ એશિયામાથી આવી વસેલા માનવામા આવે છે. તેમ પેલા મોર્મન લોકો પણ પોતે એશિયામાંથી અમેરીકામાં આવ્યા હોય એમ જણાય છે. ત્યારે એ લોકોનો એક ફાટો અમેરિકા ગયો અને એક અહિં આવીને વસ્યો હશે! આ બરફસ્તાનના મુલ્કમાં ભટકતા રહેવાની જીંદગી પસંદ કરી હશે! ગમે તેમ હોય; પણ તે બન્ને પ્રજાના કદમાં જબરો ફેરફાર જણાઈ આવે છે. આ ઠીંગુજીઓ ક્યાં અને ક્યાં આ લોકોથી બમણા કદાવર અને ગભરૂ અમેરીકન મોર્મનો !

પૂછપરછ કરતા મ્હને કૈં ખુલાસો મળ્યો નહિ. ખુદ અહિંના મુરમનોને તેમના મોર્મન ભાઈબંધો વિષે પૂછતાં એ લોકોને અમેરિકા કયા આવેલું છે, તે કંઈ ખાવાની ચીજનું નામ છે કે જનાવરનું નામ છે તેનીયે ખબર નથી. અને નિમકના સરોવરો કોણ જાણે કેવો આકાશનો રંગ ગણાતો હશે!

લાપ લોકોના બે વર્ગો

પણ મ્હને ટુંકી તપાસ કરતાં જે માલમ પડયું છે તે ઉપરથી લાગે છે કે મુરમનો અને પેલા તેમના નામરાશિ ભાઇઓ મોર્મનો બન્ને સાથે સગો કે સાવકો કોઈ જાતની ભાઈબંધીનો સંબંધ નથી. વધુ તપાસ કરતાં જણાય છે કે રૂશિયાના લાપ લોકો બે વર્ગમાં વ્હેંચાઈ ગયા છે. એક મુરમાન્સકીથી આવેલા મુર્મનો અને બીજો વર્ગ તે તરસ્કીથી આવી વસેલો અસલ તેરિયન જાતના લોકોનો અને એજ કારણથી કોલાદ્વીપને કેટલાકો "મુરમન શોર" કહે છે. તો કોઈ "ટરસ્કી શોર" પણ કહે છે.

આ મુરમનો રંગે તાતાર લોક જેવા સફેદ છે—તેઓના વાળનો રંગ યુરોપીઅનોના રંગને ઘણો મળતો આવે છે. તેઓને હું ત્રણ ભાગમા વ્હેંચી નાખું છું. પહેલો ભાગ તે મૂળ રહેવાસીઓ, બીજો ભાગ તે અંદરના ભાગના ગામડાંઓમાં વસનારાઓ, ત્રીજો ભાગ તે કિનારાપર રહેનારા અને આરચેન્જલ



જીલ્લામાંથી આવેલા રૂશિયનો. આ ત્રીજા વર્ગના લોકો ઉપલા વર્ગ કરતાં વધારે નખરાંબાજ અને તીસમારખાં હોય છે. તેઓ યુરોપીઅન પોષાકમાં જ ફરે છે. જ્યારે અસલ ગુરમનોનો પોષાક લાંબા ડગલા જેવા કુડતાં, પાટલુન તથા ટોપીનો બનેલો છે. જ્યારે તેઓની ઓરતો રંગીન છીંટ કે કાળા કપડાના ઘાઘરા ઉપર કુડતાં પહેરે છે. ઉપર અરબ લોક સદરીયા પહેરે છે તેવી બંદીઓ ચઢાવે છે અને માથે પારસી ઓરતો જેવું માથાબાનુ પણ બાંધે છે. પછી તે ઉપર ૨૪ થી ૩૦ ઈંચની રૂમાલ જેવડી પછેડી ઓઢે છે. કોઈક મ્હોટી સાલ પણ ઓઢે છે.

લાપ લોકોના ત્રણે વર્ગોનો પહેરવેશ

આ લાપ લોકોનું વર્ણન ખતમ કરતાં પહેલાં મ્હારે એક વાત ભૂલી જવી ન જોઈએ. તે એ કે રૂશિયન લાપ લોકો બાદ કરતાં બીજા જેટલા અજ્ઞાન છે તે બધા સીધા અને સાદા માણસો છે.

જાદુમંતરમાં ભારે આસ્થા

આ લોકોમાં એક વાત ભારે અજાયબીભરેલી લાગે છે. તે એ કે દેખાવે ભોળા, ભલા અને અજ્ઞાન લોકો જાદુ કરવામાં અને ભવિષ્ય વર્તવામાં મશહૂર ગણાય છે. હમણાં ખ્રિસ્તી ધર્મપ્રચારથી જાદુનું જોર કમી થયું છે. છતાં આગળ તો જાદુના પ્રયોગોમાં આ પ્રજા વિખ્યાત ગણાતી હતી. પહેલી નજરે આ વાત કોઈના માનવામાં આવે તેમ નથી, છતાં એન્સાઈક્લોપિડીયા બ્રિટાનીયામાં પણ આ વાતને ટેકો મળે એવી વાત લખેલી છે. આ વાતમાં કૈં ચચ્ચાઈ હોવી જોઇએ; તેથી અંગ્રેજી ભાષામાં બિહામણી વાતને "Lapand Witches" યાને લાપલાન્ડની ડાકણ જેવી એવું વાકય પણ બોલાય છે. વળી જ્યારે "લોહીની કટારીવાળો એરિક" નામે સન ૯૨૨ ની સાલમાં લાપલેન્ડની મુલાકાતે આવ્યો; ત્યારે તેણે ત્યાંના અસુર લાપની બેટી ગનહીલ્ડને લાપ લોકો સાથે વસ્તી દીઠી, ગનહીલ્ડના બાપે તેને ખાસ જાદુ અને મંત્રવિદ્યામાં પ્રવિણતા મેળવવા મોકલી હતી. વળી રૂશિયાના ભયંકર ગણાતા રાજા "ઈવાન ધી ટેરીબલ" વિષે પણ એક વાત મશહૂર છે કે જ્યારે પુંછડીયા તારાના અચાનક દેખાવથી રૂશિયામાં ભય ફેલાયો; ત્યારે એનું સાચું કારણ અને ફળાદેશ જાણવાને છેક લાપલાન્ડથી સન્માનપૂર્વક પારંગત જાદુગરોને બોલાવવામાં આવ્યા હતા. તેઓ પવન ફુંકતો કરી તોફાન કરવાની અને વરસાદ વરસાવવાની હિકમતો પણ જાણતા હતા. એક વાત સ્હમજાતી નથી કે

લાપલાન્ડથી બોલાવેલા જાદુગરો



અજ્ઞાનના અંધકારમાં પડેલી સાદી, ભોળી પ્રજા જાદુનો મેલો ઈલિમ કયાથી શિખી લાવી હશે ? કદાચ આગળ ઉપર એ પ્રજા સમૃદ્ધિવાન હોય અને તેની પાછળ તેનો ગૂઢ ઈતિહાસ છૂપાયલો હોય. પણ એવું કંઈ જણાતું નથી; છતાં ઈતિહાસકારો માટે આ એક અણખેડાયલો વિષય ખરો.

કોલો બંદર સુધીના મથકોનો વેપાર

હવે હું સાથોસાથ કોલો શહેર માટે પણ કંઈક જણાવીશ. આ એક ૩૦૦ થી ૪૦૦ વરસનું પુરાણું ગામ છે. હાલમા તો ૫૦૦ માણસોની વસ્તી ત્યાં ગણાય છે. રૂશિયન લશ્કરોના અનેક મથકોમાં આ શહેરને પણ એક મથક તરીકે પસંદ કરવામાં આવ્યું છે. મકાનો તો અહિ નોર્વેનાં મકાનો જેમ બધાં જ લાકડાંનાં બાંધેલાં છે. લશ્કરી મથક હોવાથી અહિ ટપાલ, તાર, ઓફિસ, ક્લબો અને બીજી સગવડ પણ ઠીક છે.



# કોલોથી આરચેન્જલ

## પ્રકરણ ૧૦ મું

આબાદ ગામડાંઓનો દેખાવ

કોલો છોડી અમો પાછા એલેકઝાન્ડ્રોવરક ગામ છોડીને ખાડીમાં થઈને બહાર નિકળ્યા. આરચેન્જલ સુધી જેટલાં ન્હાના બંદરો આવેલાં છે તેટલાં બંદરોમાં માલ અને ઉતારૂઓની ચઢઉતરની ધમાલ ઠીક જામી હતી. અહિં પણ મચ્છી અને શિંગડા વિગેરેની નિકાશ થાય છે, બદલામાં ખોરાકીની વસ્તુઓ ખરીદી લેવાય છે. સાંની માછલીઓ ટરસ્કી મચ્છી નામે ઓળખાય છે. વળી મગરનું ચેલ ને રેન્ડીઅર હરણના ચામડાંની નિકાશ મુખ્ય હોય છે.

જેમ જેમ અમ્હારી સ્ટીમર પૂર્વ તરફ જવા માંડી તેમ તેમ ઠંડી પણ કમતી થતી ગઈ. દરીઓ પણ વધારે અને વધારે શાંત અને સ્થિર દેખાય છે. વખતો વખત મછવા જેવી ન્હાની રૂશિયન જાલીબોટો દેખાવ દે છે અને કિનારે કિનારે જયાં જોઈએ ત્યાં ન્હાનાં ન્હાનાં ઝુંપડાં જેવાં લાકડાનાં ઘરો જોવામાં આવે છે. એ ન્હાનામાં ન્હાનાં ગામડાં હિંદનાં ગામડાં જેવા કંગાળ નથી; પણ દરેક ગામમાં ટેલીગ્રાફ ઓફીસો, પોસ્ટ અને નિશાળનાં સાધનો હસ્તી ધરાવે છે. તેમાં ખાસ કરીને ધર્મ સંબંધી કેળવણી આપવાની વધારે કાળજી રખાય છે. વળી પ્રાર્થના કરવા માટે ગ્રીક ઢબનાં દેવળ વગર એકે ગામ ખાલી નથી. દેવળો મુસ્લીમ મકબરાનાં ઘાટનાં છે, તેમનાપર લગાડેલા લીલા રંગથી દેવળો દૂરથી પણ જૂદાં તરી આવે છે. ખાસ ધર્મચિન્હો માટે લીલો રંગ પસંદ કરવામાં આવ્યો હોય તેમ લાગે છે. પોલીસ પણ આ ગામડાંની સલામતી માટે ઠીક સંખ્યામાં મોજુદ છે. કેટલેક સ્થળે મસ્જીદ જેમ ચાર મિનારા પણ દેખાય છે. ઠેર ઠેર ✝ ક્રોસ ( ધર્મચિન્હ ) ટેકરે ટેકરે ઉભાં કરેલાં છે. આ બધા દેખાવ ઉપરથી રૂશિયન લોકો ક્રાઈસ્ટ અને ખુદા ઉપર યુરોપની બીજી કોઈ પણ પ્રજા કરતાં વધારે આસ્થાવાળી હશે એમ સ્હેજે અનુમાન થઈ શકે છે.

આસ્તિક પ્રજાની નિશાનીઓ



# સફેદ સમુદ્ર

સોમવાર તા. ૨૮ મી જુલાઈએ અમ્હારી સ્ટીમર સફેદ સમુદ્રના મુખ પાસે પોનોઈ ગામ પાસે આવી પહોચી. કિનારો લીલા ઘાસથી સુશોભિત બન્યો છે. પહાડ કે ખડક નથી. સઘળે સપાટ છે. આગળ વધતાં સફેદ સમુદ્રની લ્હેરો કૈં અજબ લાગવા માડી. રાત્રિએ પણ એ મોજ ચાલુ હતી. જ્યારે કલાક દોઢનો સૂર્ય ઉગવાનો સમય થયો; ત્યારે હમેશ મુજબના આતશીયા રંગનો રાતો દેખાવ સપાટ જમીન પાસે અજબ મોહક લાગતો હતો. અહિં બહાર ડેક ઉપર જ જાગતા બેસી રહીને મ્હારી નોંધ લખવાની લાલચ હું થોભાવી શકયો નહિ. મ્હારા મનમા જાણે એમ થઈ આવ્યું કે ઉંઘવાનુ તો રોજનું છે. એક વખત એવો આવશે કે જ્યારે હમેશને માટે સુઈ જવાની ફરજ પડશે; તો ઉંઘ્યા કરતા જાગવું ભલું અને જીવ્યા કરતા જોયું ભલું. થાક જેવી કોઈ ચીજ છે જ'નહિ. આખો વખત તૂતક ઉપર બેસીને આસપાસના ગામડાંની વસ્તીની રકઝક અને ધમાલ તેમજ ન્હાના પ્રકારના દેખાવો દિલભર જોવાની તક લીધી. આ વખતે કુદરતનો દેખાવ પણ રંગેરંગ પલટાતો હતો જ.

જીવ્યા કરતાં જોયું ભલું.

હળવે હળવે અમ્હારી સ્ટીમર દ્વિ નદિના મુખ પાસે આવી પહોચી. હું ધારતો હતો, બરફને લીધે અહિં પણ લીલોતરી ઝાઝી નહિ હોય. પણ કિનારા તરફ નજર દોડાવતા આખો ય પ્રદેશ લીલોછમ અને રળીયાળો લાગ્યો. અહિં કોઈ ગાતું હોય એવા મીઠા સંગીતના સૂર સંભળાવા માડયા. આમ અચાનક આ મીઠા સરોદો આવતા સાભળી એ કયાથી આવતા હતા તે જાણવાની ઉલટ થઈ, તપાસ કરતા જણાયું કે સ્ટીમરમાં લાકડાં ભરવા રૂશિઅન મજુર ઓરતોનું ટોળું આવેલું. એ આપણા દેશની મજુરણો જેમ કામ કરતા કરતા ગાતું હતું. ઘડીભર તો એમ લાગ્યું કે મ્હારા વતન કાઠીઆવાડની મજુર સ્ત્રીઓ અહિં તો નહિ આવી પહોચી હોયને ? ઓરતો બધી રૂશિઅન પોષાકમાં સફેદ અને ઘાટીલા અંગવાળી હોઈ શોભી રહી હતી. આપણા દેશની સ્ત્રીઓ કરતાં એ સ્ત્રીઓ ઠંડા મુલ્કની હોઈ શરીરે પણ કૈં વધુ સ્ફુતિવાન જણાતી હતી, ગીતની ધૂન સાથે કામ કરતા કરતાં અંગમરોડનો લ્હેકો પણ કરતી હતી. આમ સંગીતમા એ લોકોએ પોતાના જીવનને પરોવ્યું હોય એમ લાગતું હતું.

સંગીતપ્રિય રૂશિઅન મજુરસ્ત્રીઓ

પાઇન લાકડાની નિકાશ



અહિં વેપાર ધમધોકાર ચાલતો હતો. સ્ટીમરના કિનારા પર લાકડાના કઠેરા પણ બાંધેલા દીસતા હતા. પાસે જ લાકડાનું કારખાનું હતું. ત્યાં જ પડેલા મશીનમાંથી જાતજાતના ઘાટમાં કપાઈને બહાર પડતા હતા. લાકડું પાઈન જાતનું હોઈ રૂશિયા ઉપરાંત જર્મની ને ઈંગ્લેંડ સુધી નિકાશ કરવામાં આવે છે. પાઈન લાકડાનાં ઝાડ એ રૂશિયન પ્રજાને ઈશ્વર તરફની એક વધુ બક્ષીસ છે.

દ્વિવ નદિ માટે ખાસ લખવા જેવું કાંઈ નથી. આ એક મ્હોટી નદિ છે, એના બે ફાંટા, ઉત્તર અને દક્ષિણ ભાગમાં વ્હેંચાઈ ગયા છે. એના પાણીના પ્રવાહનો વેગ ધીમો લાગે છે:

## આરચેન્જલ

જકાતખાતાના અમલદારોની પજવણી

મંગળવાર તા. ૨૯ મી જુલાઈએ અમારી સ્ટીમરે આરચેન્જલથી બે માઈલ દૂર આવીને લંગર નાખ્યું; તરત જ ન્હાની સ્ટીમલોંચમાં કસ્ટમખાતાના અમલદારોને આવતા જોઈ હવે પછી થનારા ત્રાસને લીધે સ્વભાવિક અસ્વસ્થતા અને ગભરાટ ફેલાયાં. થયું પણ તેમજ. કસ્ટમ અમલદારોની ધમ્માચકરીથી થોડીવાર પછી આખી સ્ટીમર ગાજી રહી. એ ભૂખ્યા વરૂ જેવા અમલદારોને જકાત રૂપી ટુકડા નાખવામાં થર્ડ ક્લાસના લોકોને કોણ જાણે કેટલો ત્રાસ થતો હશે? આપણે પડ્યા ફર્સ્ટ ક્લાસના ઉતારૂ અને સામાન તરીકે મ્હારા જેવા રખડપટ્ટી કરનાર મુસાફરને કૈં ઝાઝાં ગાસડાંપોટલાં રાખવાં ફાવે નહિ. મ્હારી પાસે ફક્ત બે બંડલ હતાં-એક ચામડાના કોથળામાં પહેરવાનાં લુગડાં-અને બીજો સુવાનો તરત ઉપાડી શકાય એવો બીસ્તરો અને ઓવરકોટ, એટલે આટલા પર તે જકાત શેની હોય? મારા સામાન પર તો તરત ચાકથી "પાસ"નો શેરો મારવામાં આવ્યો. પણ મ્હારા જોડીદાર કસાન મુલર પાસે એક ન્હાનો ફોટોગ્રાફ લેવાનો કેમેરા હોવાના પાપથી તેને ફક્ત એક રૂબલનો ચાંદલો થયો. એ માટે પણ એ મિયાં ખૂબ બડબડયા; પણ સત્તા આગળ શાણપણ ન ચાલે એટલે લાચાર!

હોટલ તરસ્કી

તે બાદ અમ્હે બન્ને જણા કિનારે ઉતર્યા, ઉતરતાં જ ગાડી કરીને આબરૂદાર ગણાતી હોટલ તરસ્કી તરફ હંકારી ગયા; ત્યાં પહોંચતાં જ અમને રમુજ સાથે અજાયબી થઈ, અમ્હારા બીજા બિરાદર પોખોરોફ ત્યાં મોજુદ હતા.



તેઓ અમ્હારી પહેલાં પહોંચી જઈ નાસ્તાથી પરવારી ટાંટીયા લાંબા કરી ફરાગત ચિત્તે સિગારેટ ફુંકી રહ્યા હતા. એમની મુલાકાતથી અમ્હને એક પ્રકારની નિરાંત તો થઈ. એ બડેભાઈ અમને રૂશિયન ભાષાના ગોટાળામાં મ્હોટા મદદરૂપ થઈ પડવાનો મોટો સંભવ હતો.

આ હોટલ આબરૂદાર વર્ગનું ખાસ મથક હોઈ, જાણીતા રાજમાર્ગ " ટરોઇશિધીપરોશપેક "માં આવેલું છે: વળી તેમાં રાચરચીલું અને ઓરડા વિ૦ ની વ્યવસ્થા પણ સારી છે.

ઠેરઠેર મૂકાયેલાં ધર્મચિન્હો

અજાયબી, ઓ અજાયબી! એક વસ્તુ તો મ્હને ખાસ અજાયબીભરી લાગી. તે દરેકે દરેક રૂમમાં ઈસા પયગંમ્બર હજરત અને મરીઅમની મૂર્તિ હતી. તેની પાસે જૈતુનના તેલનો દિવો આછો પ્રકાશ પ્રકટાવીને એક જાતની પવિત્રતાભરી ગંભીરતા ફેલાવી રહ્યો હતો. ઉપરના મ્હોલ્લામાં ફરવા નીકળતાં ચૌટે ચૌટે જ્યાં નજર કરો; ત્યાં ક્રાઇસ્ટ ( હ. ઈસા ) અને મેરી ( હ. મરીયમ )ની મૂર્તિઓ નાકેનાકે દેખાતી હતી. ધર્મ પ્રત્યે તો એ લોકોની ઉંડી ભાવના તરી આવતી હતી. પોતાના પયગમ્બરનાં ફરમાનો પર અમલ કરતા હોય કે ન હોય, આચરણમાં ધર્મને ઉતારી શક્યા હોય કે ન હોય; છતાં તેની તરફ અચૂક ભક્તિભાવ તો છે જ:

આરચેન્જલ શહેર-સ્થાપનનો વિચિત્ર ઇતિહાસ

આ શહેર સ્થાપનારની તવારીખ પણ જાણવાજોગ છે. ઉત્તરના વ્યાપારીઓ માટે અત્રે સગવડભર્યું બંદર હોવાથી છેક દશમી સદીથી આ મુલ્કને નોર્વેના લોકો સાથેનો સંબંધ ચાલતો આવે છે. જ્યારે શહેરની ખરેખરી સ્થાપના તો ફક્ત સોળમી સદીમાં કરવામાં આવી છે અને તે પણ એક અકસ્માતને જ આભારી છે.

આજથી ચારસો વરસ પહેલાં ચેન્સેલર નામે એક અંગ્રેજ મુસાફર ૧૫૫૩ ની સાલમાં પવન અને બરફના તોફાનભરી ઋતુને લીધે, અનિચ્છાએ કુદરતના હડસેલ્યાથી અહિં ઘસડાઈ આવ્યો અને તે પછી તેણે સેન્ટ નિકોલસના મથકની મુલાકાત લીધી, ત્યારે એ ચકોર અંગ્રેજ વાણીયાએ જોઈ લીધું કે આ બંદર પર ધીકતો વેપાર ચલાવી શકાય તેમ છે, તેથી તે તે વખતના રાજા ઈવાન ( બીજા ) પાસે ગયો, વેપાર કરવાની પરવાનગી લઈને તરત હિંદુસ્તાનમાં બનેલું તેમ ઈસ્ટ ઇન્ડીઆ કંપની જેવી એક કોઠી તેણે ઉભી કરી



અને બીજે જ વરસે એક કિલ્લો પણ બાંધી દીધો. ધીમે ધીમે તેની આસપાસ શહેર વસવા પામ્યું, જેને શરૂઆતમાં "આરચેન્જલ ક્વાગેરોડ"નું નામ અપાયું. આમ ચેન્સલ નામ ઉપરની આર-ચે-જલની ઉત્પત્તિ થઈ. વળી બીજું કારણ એ કે અહિં આર ચેન્જલ માઈકલને અર્પણ થયેલો એક મઠ પણ આવેલો હોવાથી આ નામ પડયું હશે. વળી રૂશિયન સરકારનું આ એકલું અને પહેલવહેલું દરિયાઈ બંદર થઈ પડવાથી, જાહોજલાલીમાં કુદકે અને ભૂસકે તે આગળ વધવા માંડયું. વળી આ શહેરમાં કોઈ પણ દેશની પ્રજાને વેપાર કરવાની છૂટ આપવાનો કાયદો રાજાએ સારે નસીબે ઘડી કાઢયાથી જર્મની હોલેન્ડ વિ. ના રહેવાસીઓ પણ આવી વસ્યા અને શહેરને સમૃદ્ધિવાન કરવામાં અચ્છો ફાળો તેમણે આપ્યો. આ શહેરનો વ્યાપાર કેટલો વિશાળ ખિલ્યો હતો અને કેટલું પ્રગતિમાન નગર તે હતું એનો ખ્યાલ એક વાત ઉપરથી આવી શકશે. અહિંનું મ્હોટું બજાર "ગોસ્તી નોયગોરોડ" સન ૧૬૬૮ ની સાલમાં બાંધવાની જ્યારે શરૂઆત કરવામાં આવી; સારે હજારોની સંખ્યાના ટારટર કેદીઓને રોજીંદા કામે લગાડવામાં આવેલા; તે છતાં આ રાજમાર્ગને તૈયાર કરતાં ફક્ત સોળ વરસ લાગ્યાં! આ વખતે રાજનગર મોસ્કો હતું. તેની વચ્ચે આ શહેર સાથેનો સીધો સંબંધ હોઈ વ્યાપારની પણ છૂટ હતી.

ચઢતી-પડતી

રાજા, વાજાં ને વાંદરાં કદિ એકસરખાં રહેતાં નથી. રૂશિયાના ઝારનો વિચાર ફર્યો અને મોસ્કો છોડીને સેન્ટપિટર્સબર્ગને રાજધાની બનાવવાની ઈચ્છા થવાથી તેને આબાદ બનાવવા માટે કેટલાક કાયદા ઘડી કાઢવામાં આવ્યા, આરચેન્જલને ભોગે પણ નવું રાજનગર સેન્ટપીટર્સબર્ગને ખિલવવાની ઈચ્છા થવાથી, નવી રાજધાનીમાં વ્યાપારીઓ આવી વસે માટે આરચેન્જલના વ્યાપાર ઉપર જબરી જકાત નાખવામાં આવી. આથી આરચેન્જલનો વેપાર પડી ભાગ્યો; પણ રૂશિયાના સારા નસીબે આ રાજનીતિ ઝાઝી ચાલી નહિ; તેથી પાછું સને ૧૭૬૨ માં આરચેન્જલને પાછું સેન્ટ પિટર્સબર્ગ જેવું જ છૂટાપણું મળ્યું. તેથી તે પાછું આબાદ થતું ચાલ્યું અને ધંધોરોજગાર પણ ધીકતો થયો. તે આજસુધી એક મુખ્ય વ્યાપારી બંદર તરીકે પોતાની નોક જાળવી રાખી શકયું છે.

ઋતુ તો બરફના મુલકમાં હોય તેવી સખ્ત ઠંડીભરી છે અને તે ઠંડી



ત્યાંના જાયુકના રહેવાસીઓ ખમી શકે છે. અહિં સપ્ટેમ્બર માસથી બરફ પડવાનું શરૂ થાય છે. તેથી બધી નદીઓ ભરાઇને બંધ થઈ જાય છે. તે છેક જુલાઈ માસ આવે છે; ત્યાં સુધી બરફ પીગળ્યા વિના એમનો એમ ઠરેલો જ રહે છે. તેથી અત્રેની સર્વથી સુંદર ને સરસ ઋતુ જુન માસથી તે ઓગસ્ટ માસ સુધીની જ ગણાય છે. આખો આરચેન્જલનો મુલક વિશાળ હોઈ, મ્હોટા મ્હોટા લાકડાંના જંગલોથી ભરાયેલો છે. તેથી તે લાકડાંના વેપારનું મુખ્ય મથક થઈ પડયું છે. તેમજ તેમાં વ્હાણ બાંધવાની જણસોનો તોટો નથી. તે સાથે ચામડાં કેનવાસ, સુતરાઉ કાપડનો ધંધો પણ ઘિકતો ચાલે છે. વળી કોલા તરફ સોનું પણ મળી આવે છે. બીજે સ્થળે નખતેલ ( નેફ્શા ) મીઠું, કોલસા અને તાર, ડામર વિ૦ની પેદાશ પણ ઠીક છે. શહેરમાં ગ્રીક અને પ્રોટેસ્ટન દેવળો પણ ઝાઝાં દીઠામાં આવે છે. કેળવણીખાતાંઓમાં ધર્મગુરૂઓની નિશાળ, વ્હાણવટી અને ઈજનેરી કળા શિખવનારી કોલેજો તેમ જ કસરતશાળાઓ પણ છે. તેમજ એક સરકારી બેંક નાણાંબજારની ઠીક સગવડ કરી આપે છે, એક દરિઆઈ ખાતાના માણસોને આરામ આપવાની હોસ્પીટલ પણ આવેલી છે.

**ઋતુ અને વ્યાપાર-વણજ**

**તારીખોમાં ફેરફાર**

રૂશિયાના લોકોની દિવસોની ગણત્રી કૈંક વિચિત્ર લાગે છે. અહીંના વસવાટ દરમ્યાન મ્હને એ લોકોની રીતભાત અને પોષાક તેમજ વ્યવહારનાં કેટલાંક અંગોનો અનુભવ મળ્યો. તેમાં આ તારીખની વાત મ્હને જરા ગમ્મતભરી અને મુંઝવનારી થઈ પડી હતી. શહેરો વચ્ચે ટાઈમનો ફેર પડે તે સ્હમજી શકાય તેમ છે. અહિં તો તારીખનોયે ફેર પડે છે. દાખલા તરીકે ૨૯ મી જુલાઈની અંગ્રેજી તારીખ હોય, ત્યારે રૂશિયન તારીખ ૧૬ મી જુલાઈ હોય. રૂશિયન તારીખનો હિસાબ કાઢવો હોય તો આપણા ચાલુ કેલેન્ડરમાં ૧૩ દિવસો બાદ કરવા જોઈએ, તો રૂશિયન તારીખ નક્કી કરી શકાય.

**એક જ લીપીના મરોડ અને ઉચ્ચારનો ફરક**

તારીખ ઉપરાંત ભાષામાં પણ એ લોકો જુદા પડે એ તો સ્હમજી શકાય. પણ તેઓ પશ્ચિમના લોકોની લીપીનો ઉપયોગ કરે છે; છતાં તેમાં રૂશિઅન તત્વ જાળવવા સારૂ નીચલો ફેરફાર પણ કરવામાં આવ્યો છે. પશ્ચિમના લોકોની ભાષામાં એક જ લેટીન લીપી હોવા છતાં વ્યાકરણ, જોડણી તેમજ

ઉચ્ચારમાં ફેરફાર હોય છે. ત્યારે અહિં હરફોમાં પણ ફેરફાર જણાઈ આવે છે. દાખલા તરીકે આપણે RUSSIA લખીયે છીએ; ત્યારે રૂશિયન ભાષામાં એ જ ઉચ્ચાર POCCIR આમ લખાય છે. એ રીતે આરનો ઉચ્ચાર P ને P નો ઉચ્ચાર R માં બદલાવી નાખવામા છે. વળી અંગ્રેજીમા SARATOF આમ લખાય; ત્યારે આજ ઉચ્ચાર રૂશિયન બારાખડીમા CAPATObb કરીને લખાય છે. અભ્યાસથી આ લોકોની ભાષા સ્હેલાઈથી શિખી શકાય છે. મ્હેં પણ મ્હારા ચાલુ કામ માટે કામચલાઉ શબ્દો અને વાકયો પોકેટ ડીક્ષનેરીની મદદથી બનાવીને તૈયાર કર્યાં; તેમ કરતા મ્હને ઝાઝી મુશ્કેલી નડી નહિ.

અંગ્રેજ પ્રજા તરફનો ખુલ્લો અણગમો

રૂશિયન યુનિવર્સીટીમા દેશભાષા ઉપરાત ફ્રેન્ચ અને જર્મન ભાષા શિખવાની પણ સગવડ કરવામા આવી છે. અંગ્રેજી ભાષા તો કોઈક જ શિખે છે. કારણ કે સાધારણ રીતે આખો સમાજ અંગ્રેજ પ્રજા માટે એક પ્રકારની ધિક્કારની લાગણી ધરાવતો જણાય છે.

રૂશિયન લોકોનો પહેરવેશ

અહિંના ગાડીહાકનારાઓ આપણા દેશના પઠાણ લોકો જેવા લાગે છે. તેઓ ખભાથી ઘુંટણ સુધી એક લાબો ઝભ્ભો પહેરીને કમ્મરે પટો બાધે છે. પઠાણના જેવા જ મ્હોટા જબરા પોખાલ પાયજામા પહેરે છે. ઉભા હોય ત્યારે જાણે ઓરતોના ઘાઘરા પહેરીને આવેલા હોય તેવા દેખાય છે. એ લોકોના ઘાઘરા જેવા પાયજામા અને પોષાકો જેટલા પહોળા છે તેટલીજ ગાડીઓ સંકુચિત અને એ માણસો ભારે અગવડ સાથે સંકોચાઈને બેસી શકે તેવી હોય છે. લોકો કદાવર અને મજબૂત બાંધાના છે ખરા; પણ સુઘડાઈમાં તો ખુદા ખેર કરે. વેપારીઓ અને તવંગરો બાદ કરતા બાકીના લોકો બહુ ફુવડ અને મેલા છે. સાધારણ રીતે કપડા માટે એ લોકો બ્લુ રંગ પહેલો પસંદ કરે છે. પગમાં લાંબા બુટ પહેરે છે, તેઓની દોડધામ પર નજર નાખતાં જણાઈ આવે છે કે તેઓ ભારે મહેનતુ અને ખડતલ છે. તેઓ પશ્ચિમના લોકો જેટલા ભારે મોજીલા અને વિલાસીખોર નથી. અહિં ઉઘાડે પગે ભટકતા ભીખારીઓ ઝાઝા નજરે પડે છે ખરા. છતાં તે બધા શરીરસંપત્તિમા સુદૃઢ અને ખડતલ લાગે છે. જો આ લોકોને યોગ્ય કેળવણી આપવામા આવે, તો ભીખ માગવા કરતાં સ્વતંત્ર મહેનતથી ખરી કમાઈ મેળવવાનું બળ એ લોકો મેળવી શકે.



ઓરતોનો પોષાક સફેદ છીંટના રંગીન ઘાઘરા, બંડી, માથે રંગીન ફુલાવરની સાલ કે રૂમાલ વિગેરે હોય છે

મુખ્ય બજાર નદિકીનારા પાસે આવેલુ છે! તે અંદર તેમજ બહાર એમ બે વિભાગમાં વ્હેંચાયેલું છે. ખાસ ધ્યાન ખેંચનાર લાપલેન્ડમાથી મેળવેલી ન્હાનીમ્હોટી માછલીઓના ઢગલા, ભાજીતરકારી અને ઈંડા, પાંઉ, કેક અને સોય દોરો, કાપડ વિ૰ અનેકવિધ વસ્તુઓ છે વેચનારાઓમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે જણાય છે.

**સ્ત્રીઓએ ચોટલાની શોભા માટે શોધી કાઢેલી નવી વસ્તુ**

સ્ત્રીઓ પુરૂષો જેવી કદાવર નથી. પણ ઠીંગણા કદની છે. ગોળ ભરાવદાર ચ્હેરાથી, કાળા ભ્રમર જેવા વાળથી અને એકવડીયા વાને તેઓ વિચિત્ર લાગે છે. અહિ આપણા દેશમા આપણે છોકરાઓના પગમા ઘુઘરા પહેરાવીએ છીએ. એ લોકો પોતાના લાબા ચોટલાને છેડે બાધે છે, તે વાળ સાથે જ ગુંથાયલો હોય છે. દેખાવ જાણે ઘુઘરાવાળી 'નાગકન્યા હોય 'તેવો લાગે છે. હાલતાં ચાલતાં છમછમ વાગે છે.

**સેમોઆઇડ જાતના જંગલી લોકો**

બજારમાં ફરતાંફરતા એક બાજુ એક નવી જાતના લોકો મારા જોવામા આવ્યા, જેઓ આરટીક સમુદ્રમાં આવેલા નોવાયા ઝમલિયા નામના મુલ્કના વતનીઓ હોઈ સેમોઆઈડ નામે ઓળખાય છે. કહેવાય છે કે સ્પીટઝબર્ગન જેવી જ પહાડી ભૂમિના એ રહેવાસી છે. ભૂમિ બે ટાપુઓમાં વ્હેંચાઈ ગઈ છે. એ લોકો અસલ મંગોલિઅન જાતના છે. પણ એકદમ જંગલી હોઈ તેઓની રીતભાત અને પહેરવેશ પણ કંપારી છૂટે તેવા હોય છે. મરેલા બકરાના વગરકેળવેલા ચામડાથી તેઓ શરીરનું રક્ષણ કરે છે. ગુજરાન માટે કોઈ ખારવા મજુર જેવી ભટકતી જીંદગી ગુજારે છે. તેમની રહેવાની રીત ભારે કુથડ છે. હવાની આવજાની તેઓને કંઈ સ્હમજ નથી. પોતાના કંગાળ ઘરોના બારીબારણા બંધ કરી બેમે નહિ; ત્યાં લગી એ લોકો પોતાના ઘરમાં ખરેખર આવ્યા છે એમ એ લોકોને નથી લાગતું, બધુ બંધ કર્યા પછી સગડી સળગાવીને ચુલો કરે છે. કુદરતે તેઓને હવાપાણીવાળા મુલ્કની નવાજેશ કરી છે. છતા એ લોક કદી ન્હાતા હોય એમ લાગતુ નથી. પાણી તો પીવાના કામ શિવાય કશા ઉપયોગમાં લેતા નથી. વરસમા એક વાર ન્હાતા હશે કે કેમ તે તો ખુદાને જ ખબર



**મરણ પામેલા સંબંધીની છેલ્લી ક્રિયા કરવાની વિચિત્ર રીત**

પોતાના મરણ પામેલા સંબંધીઓની છેલ્લી ક્રિયા કરવાનો એ લોકોનો રિવાજ બહુ અજાયબીભર્યો અને જંગલી લાગે છે. મરણ પામેલાને પૈડા વગરની સ્લેડગાડી ઉપર સુવાડીને ટેકરીની ટોચ ઉપર તેઓ મૂકી આવે છે અને જે કંઈ મરનારના કપડાલત્તા હોય તે બધા એની સાથે જ ટેકરી ઉપર તેઓ મૂકે છે. આ ગાડીમા રેન્ડીઅરનું ચામડુ પાથરીને આ બધુ ઢગલો કરીને મૂકે છે. ખરાબ ભૂત જીન વિગેરેને ન્હસાડી મેલવા પાસે એક લાકડાનો ખુંટો દાટે છે. ચોરો એની મતા લુટી જાય એ વાતની એ લોકોને જરાબી પરવાહ કે ફિકર હોતી નથી. તેઓ ખાત્રીથી જાણે છે કે આ સ્થળે બધે પોતાની જાતના જ લોકો વસે છે, તેઓ એક મરનાર આદમીને લુંટી જાય તેટલા કઠણ હૈયાના અને હરામખોર તો નથી જ હોતા ' તે લોકોની એવી માન્યતા છે કે મરનારને હવે બીજી મુસાફરીએ જવાની તૈયારી કરવાની છે, એટલે બધા પ્રકારની ઉત્તમ સોઈ સગવડ વિ૦ કરી આપીને પોતે ભાગી જાય છે. કોઈ ભટકતો મુસાફર અહિં આવી ચઢે તો તેને એમ જ લાગે કે એક જંગલી સેમોઆઈડ થાકીને ઉંઘમા પડચો હશે.

અહિંના રસ્તા બધા ઠીક સગવડભર્યા અને પહોળા છે; છતા જ્યા જાઓ, ત્યા મ્હોટા મ્હોટા ડાસ નામના મચ્છર જેવા પ્રાણીનો ત્રાસ ખૂબ જ છે.

**પરવાના મેળવવાની ધમાલ**

અહિં હોટલમા ઉતર્યા પછી કોઈ પણ મથક જોના જવા પહેલા અમ્હે–હું અને કેપ્ટન મુલરે–સઉથી પહેલુ કામ અમારી મુસાફરી આગળ વધારવા માટે પાસપોર્ટ (પરવાના)ની સગવડ કરવાનું કર્યું પરવાના અહિંનો દરેક દેશનો વતની પોતાના કોન્સલ પાસેથી મેળવી શકે છે. તેથી મુલર દોડયો. પોતાના સ્વીડન નોર્વેના કોન્સલને અને હુ બ્રિટીશ કોન્સલને ખોળવા મંડયો, મ્હને બાતમી મળી હતી કે અત્રે અંગ્રેજ વાઇસ કોન્સલ સર કોપેલવુલઝલી " સલામબોલા "મા રહેતો હતો. તે આરચેન્જલથી બે માઇલ દૂર આવેલુ હતું. પણ મ્હને એક જણે અંગત સલાહ આપી હતી તે મુજબ હુ અહિંથી પહેલા અત્રે આવેલા એ દેવળમા ત્યાના ધર્મગુરૂની સલાહ લેવા ગયો· ઝાડપાનથી સજેલા ખુશનુમા કમ્પાઉન્ડમા આ ન્હાનું પણ મજબૂત બાંધણીનું દેવળ આવેલુ હતું· જેમ બધે હોય છે, તેમ અહિં પણ દરવાજા પર ✝ ક્રોસના આકારની નિશાની નજર ખેંચતી હતી. રીતસર ઘંટ વગાડીને હું અંદર દાખલ થયો.



મ્હારી નજર સ્હામે મ્હેં એક પાદરીને દીઠો, જેના ચ્હેરા ઉપર શાન્તિ છવાઈ રહી હતી, આંખો ઉપર દુનિયાના અનુભવની કરચલીઓ પડેલી જણાતી હતી. તેની શાંત પ્રતિભા જ બતાવી આપતી હતી કે એ અશરાફ આદમી એક નેકદિલ ઈન્સાન હતોઃ તેણે મ્હને યોગ્ય આવકાર આપી પોતાની પાસે બેસાડયો, શિષ્ટાચાર મુજબ યોગ્ય સમાચારો પૂછ્યા, પછી મ્હેં મારી મુશ્કેલી રજુ કરતાં જણાવ્યું કેઃ-રૂશિયા-તુર્કસ્તાનમાં મુસાફરી કરવાની મ્હારી ઉમેદ છે, અને તેમ કરતાં મ્હને કોઈ અટકાવે નહિ; માટે બ્રિટીશ કોન્સલને મળીને હું અરજ કરવા માગું છું કે એ મુસાફરી માટે મ્હને રૂશિયન સરકારની પરવાનગી મેળવી આપવાની તેઓ સેન્ટપિટસબર્ગના બ્રિટીશ કોન્સલ જનરલને ભલામણ કરે અને તે પરવાનો મળતાં મોસ્કોના કોન્સલને મ્હને મોકલી આપવા જણાવે. જેથી હું તેની પાસેથી મેળવી શકું. અને મ્હને છેક સેન્ટ-પિટસબર્ગ જવાનો નાહકનો ફેરો ન પડેઃ એ ભલા પાદરી રેવરંડ આર્થર રીડલે આ સાંભળી મ્હને કહ્યું. હાલ વરસાદ વરસે છે. એથી બે માઈલ દૂર આવેલા સલામબોલા મથકે જવાની પણ જરૂર નથી, એ કામ હું પોતે જ અહિંથી કરી શકશે. મ્હેં તેની આ ભલામણ માટે ઉપકાર માનતાં કહ્યું કે જે કાંઈ રસ્તો તેઓ સૂચવે તે મુજબ કરવા સેવક તૈયાર છે. એ ઉપરથી પહેલાં તેણે પોતાના હાથે જ એક રૂક્કો સેન્ટપિટસબર્ગના કોન્સલ ઉપર મારી મત-લબને અનુસરતો ઘડી કાઢયો અને મ્હને કહ્યું તે જ પ્રમાણે મેં મ્હારે પોતાના હાથે લખીને આપ્યું. ભલા ધર્મગુરૂએ એ રૂકો ધરને ઠેકાણે પોસ્ટ કરવાનું પણ પોતે જ માથે લીધું. તે પછી યોગ્ય આભાર માની હું છૂટો પડયો અને શહેરમાં ફરવા નિકળ્યો.

**નામદાર ઝારના મુસ્લીમ અંગરક્ષકો**

મ્હારી આ ટુંક મુલાકાત દરમ્યાન આ ભલા પાદરી પાસેથી રૂશિયાના અંગ્રેજો અને મુસલમાનો વિષે કેટલીક બાતમી મેળવી, જેમાં એ ભરોસાદાર ધર્મગુરૂએ કહ્યું કે હાલના ઝારના સઘળા બોડીગાર્ડો ( અંગરક્ષકો ) તેમ જ બીજા અંગત નોકરો બધા જ મુસલમાનો છે, કેમકે ખ્રિસ્તી નોકરો કરતાં મુસલમાનો પર નામદાર ઝારને વધુ વિશ્વાસ છે. વળી મ્હોટી રૂશિયન હોટલોમાં પણ મુસલમાન કામદારો જ રાખવામાં આવે છે. તેમના ઉપર ભારે વિશ્વાસ મૂકવામાં આવે છે.



આ દેવળ-પણ મુસલમાનોના મકબરા જેવો મ્હોટો ઘુંમટ ધરાવે છે. અને બીજાં દેવળો જેમ આની ઉપર પણ લીલો રંગ ચોપડવામાં આવે છે.

રસ્તામાં લટાર મારતાં એક દેખાવ ખાસ ધ્યાન ખેંચનારો લાગતો હતો, નાકે નાકે તેમજ અમુક સ્થળે મૂકવામાં આવેલ પવિત્ર ક્રાઈસ્ટ અને મરીયમના પૂતળાના ક્રોસ ચિન્હો, તેની પાસે જૈતુનના તેલથી સતત બળતી ન્હાની દીવી, એ પવિત્ર ચિન્હ પાસેથી જ્યારે કોઈ રૂશિયન પસાર થાય છે; ત્યારે ભારે અદબ અને આસ્થા સાથે પોતાનો હાથ છાતી પર એક પળવાર મૂકે છે. આમ કર્યા વગર તો કોઈ આગળ વધતું નથી.

સાંજે સાત વાગે [ ખરી રીતે તો દિવસના ૧૯ મે કલાકે, કારણ અહિં સૂર્ય આપણી રાત્રિના દશ કલાકે આથમે છે. તે પછી મગરીબને રાતનો વખત શરૂ થાય છે ] રેલ્વેગાડી મોસ્કો જવા માટે ઉપડનાર હતી, એટલે અમ્હે જોવાનું જોઈ લઈને સ્ટેશનનો રસ્તો લીધો, ગાડી આગળ હોટલના મુખ્ય નોકરો અહિંના રિવાજ મુજબ વળાવવાને આવ્યા હતા. તેને રીત મુજબ યોગ્ય બક્ષીસ આપી. અમ્હે આગળ વધ્યા, સ્ટેશન અહિંથી નદિને પેલે પાર આવેલું હોવાથી અને પુલની સગવડ ન હોવાથી નદિ ઓળંગવી પડે છે. તે માટે સ્ટીમલોચની રાહ જોતા અમે બેઠા હતા. સ્હામે પાઈનઝાડોથી શોભી રહેલા રળીઆમણા કિનારાની ખુબસુરતી બેઘડી જોતા અમે ઉભા હતા. મ્હેં આ કુદરતી દેખાવની પ્રશંસા કરી. તરત કપ્તાન મુલરનું લોહી એકાએક ઉકળી આવ્યું અને પોતાની દેશભક્તિથી છલોછલ ઉભરાઈ જતી વાણી ઉચ્ચારી તે બોલ્યોઃ-" આ સુંદર કિનારો, આ રળીયામણાં પાઈનનાં ઝાડોની કિંમતી ભૂમિ, લાંબો વખત સુધી અમ્હારા સ્વિડન દેશને તાબે હતી. પણ એ રૂશિયાનો જાલીમ ઝાર અમ્હારી પાસેથી તે ઝુંટવી ગયો! છતાં અમ્હે સુલેહના ચ્હાનાર છીએ, લડાઈની ખાનાખરાબીને અમ્હે વખોડીએ છીએ, તેથી એની સ્હામે લડાઈમાં ઉતરવાની અમ્હે દરકાર કરી નહિ !"

કેપ્ટન મુલરનો સ્વદેશ પ્રત્યેનો જુસ્સો.

અલબત્ત ! રૂશિયાના મહાન રાજ્યકર્તાનાં સાધનો આગળ સ્વિડન સરખા ન્હાના દેશનું કંઈ બળ ચાલે એમ નથી ! કેપ્ટન મુલરની વાતમાં વજુદ હતું. લડાઈ ન કરવામાં જ ડહાપણ હતું, એમ મ્હને પણ લાગ્યું.

આમ કરતાં કેપ્ટન સાહેબ લડાઈની વાતો ઉપર ઉતરી પડ્યા અને



અંગ્રેજ લોકોએ ટ્રાન્સવાલ સાથે જે પંજો મેળવ્યો તે માટે પણ અફસોસ કરવા લાગ્યા તેટલામાં અમ્હારા પુરાણ બિરાદર પોપોરોફ અહિં એકાએક ફુટી નિકળ્યા, તેની સાથે લાયોનેશોફ સ્ટીમરનો કેપ્ટન હતો. અમ્હેં ચારે જણા સાથે લોંચમાં બેસી પેલે પાર પહોંચ્યા. કિનારે પહોચ્યા પછી અમ્હને ગાડી સુધી હેતપૂર્વક વળાવીને પોપોરોફ તેમજ કેપ્ટન છૂટા પડયા અને અમ્હારી ગાડી જાતજાતનાં પાઇનનાં ઝાડોની ઘટા વચ્ચેથી મોરકોના માર્ગે સપાટાબંધ આગળ ને આગળ વધવા માંડી. બધે પાઇન અને ઓરીગનનાં ઝાડો જ હતાં. ક્યાંય ખેતર કે ગામડાંની નિશાની હતી નહિ. અહિં સૂર્ય આથંમ્યો, હું પાછો રાત અને દિવસની દુનિયામા દાખલ થયો.

મોસ્કો તરફ કૂચ, પાછા રાત ને દિવસની દુનિયામાં



## પ્રકરણ ૧૧ મું

રાત અને દિવસની ભૂમિમા ફરીવાર દાખલ થતા જ મેં આગગાડીમાં નચિંતે ઉંઘ ખેંચી કાઢી. બીજે દિવસે સ્હવારથી બપોર સુધી ટ્રેન જંગલમાંથી જ માર્ગ કાપતી જણાઈ. પણ બપોર પછી ગામડાના લોકો દેખાવા લાગ્યાઃ તેઓ ઘણા ગરીબ જણાતા હતા. મર્દો તેમજ ઓરતો ખેતરમાં ખભે કોદાળી લઈને જતા હતાં. નોર્વેના મકાનો જેમ અહિંના ગામડાંનાં મકાનો પણ લાકડાના જ બનાવેલા છે. ઘરો તો શું પણ આખું સ્ટેશન પણ લાકડાનું બનાવેલું જણાતું હતું. દિવાલ, ભોયતળીયું, છાપરૂં, બધે જ લાકડું વપરાય છે. જમીન સપાટ છે. લોકો પણ વિવેકી અને સાદા આદમીઓ લાગે છે.

આરચેન્જલ પછી પહેલું મ્હોટું સ્ટેશન વાલોગ્ડા

તા. ૩૦ મીની રાત્રે દશ કલાકે ગાડી વાલોગ્ડા સ્ટેશને આવી પહોચી. આ શહેરની વસ્તી આશરે ૨૦૦૦૦ માણસોની કહેવાય છે. આરચેન્જલથી ૨૭ કલાકની આ રેલ્વેમંજલમાં કોઈ ખાસ ધ્યાન ખેંચતું મથક ન હોતું. બધે કંગાળ અને ગરીબ ગામડાં જ હતાં. અહિંથી ટ્રેન જેમ આગળ વધવા માંડી કે તુરતજ શહેરી દેખાવના લોકો વધારે જણાવા લાગ્યા. વાલોગ્ડા એક પુરાણું શહેર છે. અને મોસ્કોની ઉત્તર-પૂર્વે ૩૦૨ માઈલ છેટે આવેલું છે. વસ્તી ફક્ત વીસ હજારની કહેવાય છે. છતા વેપારવણજમાં એણે છેક બારમી સદીથી નામ કાઢ્યું છે. અસલમાં એ નોવગોરોડ પ્રાંતને તાબે હતું; પણ મોસ્કો એને પોતાને કબજે કરવા આતુર હતું; તે માટે ભૂતકાળમાં કેટલીક લડાઈ અને ખૂના-મરકી પણ થઈ હતી. કહેવાય છે કે ચાર વાર મોસ્કો સાથે લડાઈ કરી તેણે ટક્કર ઝીલી હતી; છેવટે ૧૪૪૭ ની સાલમાં એ શહેર મોસ્કોને કબજે થયું. ત્યારે ૧૫૫૩ ની સાલમાં આરચેન્જલનું બારૂં એ બન્ને મ્હોટા શહેરોની વચ્ચે આવેલું હોવાથી વ્યાપારના વખતમાં ભારે આબાદી ભોગવતું હતું અને આવતા જતા માલની વખાર થઈ પડયું હતું. તેથી અહિં અનેક પરદેશીઓના વસવાટનું મથક પણ બન્યું હતું. પહેલવ્હેલો જે રૂશિયન એલચી બ્રિટન જવા માટે ચુંટાયો તે વાલોગ્ડાનો જ વતની હતો. જમાનાની ગિરદેશીથી આ શહેરને



પણ લીલીસુકી જોવાનો વખત આવેલો, કેટલીકવાર પરદેશીઓના હુમલાથી તે લુંટાવા પામ્યું હતું. સને ૧૬૪૮ માં મરકીથી તારાજ થયું હતું. છતાં આજ સુધી વ્યાપારની બાબતમાં એ પોતાની જુની પ્રતિષ્ઠા જાળવી શક્યું છે.

## જેરોસ્લવ

કેપ્ટન મુલરથી છૂટો પડયો.

જુલાઈ તા. ૩૧ મીની સ્હવારે અમ્હેં વોલગા નદીને કિનારે આવેલા ન્હાના વિસ્તારના છતાં વસ્તી અને ઉદ્યોગમાં આગળ પડેલા શહેરમા આવી પહોંચ્યા અને હોટલમાં ઉતર્યા ! મારો તથા કેપ્ટન મુલરનો અસલ વિચાર હતો કે અહીંથી આગબોટમાં બેસીને નિઝનીનવગોરોડ જવું. કારણ કે વચ્ચેનો દેખાવ ઘણો રળીયામણો અને મોહક હોય છે. તેમજ અહિંની આગબોટ પણ ઘણી સગવડતાભરી હોય છે. છતાં મ્હારો વિચાર પહેલાં મોસ્કો જઈ તુર્કસ્તાનની મુસાફરીનો પરવાનો મેળવવાનો હતો. તેમજ મ્હારા ખાનગી પત્રો પણ મોસ્કોના શિરનામે જ મંગાવેલા; એથી સ્વાભાવિક મોસ્કો જવાની આતુરતા વધતી જતી, સંબંધીના સમાચારપત્રોનો મોહ મ્હને લોહચુમ્બકની જેમ મોસ્કો તરફ ખેંચી રહ્યો હતો. વળી પાસપોર્ટ મેળવી નિરાંતે ફરવાની ઈચ્છા હતી. પછી ત્યાંથી નિઝની જવાનો વિચાર હતો. કેપ્ટને તેમજ 'ગાડીમાં ભાઈબંધીથી થયેલા નવા મિત્રોએ કેપ્ટન મુલર સાથે જ નિઝની જવાની બેહોશ કરતાં કહ્યું કે–પાસે જે પાસપોર્ટ હતો તે જ બસ છે. બીજા પરવાનાની કશી જરૂર નથી. પણ કોણ જાણે મ્હારૂં મન માનતું નહોતું. આ રૂશિયન સરકાર કહેવાય એટલે રહેવાય તેટલા સાવચેત અને સલામતીભર્યા રહેવાનો વિચાર કર્યો. એને લઇને મ્હારા જુના થઈ પડેલા ગોઠીયા કેપ્ટન મુલર પાસેથી ભારેખમ દિલે છૂટો પડયો. કેપ્ટન મુલર નિઝની તરફ કૂચ કરી ગયો. આમ અમે થોડા દિવસના મ્હેમાનો હમેશને માટે વિખૂટા પડયા, દુનિયાના આપણા સંબંધીઓ માટે પણ એક નહિ તો બીજી રીતે આમજ હોય છે.

વોલગા નદી વચ્ચે આવેલી હોઈ અહિં પણ સ્હામે પાર જવાને પૂલની સગવડતા હતી નહિ. તેથી ફરતી આગબોટમાં બેસીને સ્હામે પાર ગયો મુસાફરોનું રૂશિયામાં સૌથી વધારે ધ્યાન ખેંચે એવી વસ્તુ તે રૂશિયામા આવેલા લીલાં અને આસમાની બ્લુ રંગનાં દેવળો છે.

મ્હેં ઘણા મુલ્કોમા રખડપટ્ટી કરી અનેક પ્રકારના દેવળો, મદિરો અને પ્રાર્થનાઘર જોયા સર્વમા સોનેરી રગથી અદરની બાજુએ ઉત્તમ પ્રકારે રગેલા દેવળો બધા રૂશિયાના જ જણાયા હતા અને આ દેવળોમા સોનેરી રગનો ઝગઝગાટ જેમ વધુ તેમ ત્યાની પ્રજા પણ વધારે ભક્તિભાવવાળી હતી આ મકરબા જે ઢબના બાધેલા છે તે તેમજ લાબી દાઢીવાળા ભાવિક પાદરીઓને જોઈને મ્હારા જેવા મુસલમાન અને મ્હારા હિંદના જાતભાઈઓ સ્વાભાવિક રીતે યાદ આવી જતા, વળી મ્હારા જાણવામા આવેલુ કે મુસલમાન ભાઇઓની વસ્તી આ ન્હાના શહેરમા પણ છે માટે મ્હેં તે વિષે પૂછપરછ કરી, તેમ કરતા અતે સ્ટેશન ઉપર કાઝાન જવા માટે ટીકીટ લેતા મ્હને બે મુસ્લીમ ભાઈ બધ મળી આવ્યા, તેઓને મ્હેં સવાલ કર્યો —"આ શહેરમા મુસલમાન લોકો કેટલા હશે ?"

**મુસલમાન બિરાદરો સાથે મુલાકાત**

આ સાભળતા જ તેઓ ટગરટગર ટીકીને મ્હારૂ મોઢુ જોવા લાગ્યા મ્હારો યુરોપિઅન પોષાક અને અગ્રેજ ઢબની ટોપી જોઈને મ્હને તેણે સ્હામો પ્રશ્ન કર્યો "તમે કોણ છો ?" મ્હેં તેમને ખાત્રી આપી કે હુ પણ તેઓના જેવો મુસલમાન ભાઈ જ છુ અને હનફી ( સુન્ની ) મઝહબ પાળું છુ અને હિંદુસ્તાનનો રહેવાશી છુ

આ સધ્યારો મળતા તેઓએ જવાબ આપ્યો અને જણાવ્યુ કે તેઓ પણ મુસલમાન હતા, સુન્ની અને હનફી મઝહબ પાળનારા હતા તેમની સખ્યા આ શહેરમા ૧૮૦ હતી અને તેમણે મ્હને પૂછ્યું કે હિંદુસ્તાનમા મુસલમાનો કેટલા હશે ?

"તમે શુ ધારો છો, કેટલા હશે ?" મ્હેં અનુમાન કરવાને તેમજ તેઓ હિંદના મુસલમાનો વિષે શુ ધારતા હતા તે જાણવાને પૂછ્યુ

"સોબસો હશે અને ત્યા મસ્જીદો ખરી ?" જવાબ મળ્યો

**બન્ને મુસ્લીમ સમાજનું એકેક માટેનું અજ્ઞાન**

આ જવાબ અને સવાલ ઉપરથી મ્હને જણાયુ કે તેઓ બાપડા એમજ માનતા હતા કે મુસલમાનોની વસ્તી અરબસ્તાન, તુર્કસ્તાન, ઈરાન અને કાબુલમા જ હશે. તેઓનું એ વિષેનું અજ્ઞાન દૂર કરતા મ્હેં કહ્યુ:—"હિંદુસ્તાનમા સાત કરોડ મુસલમાનો વસે છે તેમા જોઈએ તેટલા, ગામો અને જોઈએ તેટલી મસ્જીદો હસ્તી ધરાવે છે દરરોજ પાચ વાર એની ગગન

સુભિત મિનારાવાળી મસ્જીદો પરથી અલ્લાહના નામની અઝાન (બાગ) પોકારવામા આવે છે: હિંદની ઘણી મસ્જીદો રૂશિયાના દેવળોને ઝાખી પાડે તેવી પણ છે."

તેઓ મ્હારો આ જવાબ ફાટી આખે અને ભારે અજાયબીથી સાભળી રહ્યા.

જેવી રીતે આપણે હિંદના ભણેલા મુસલમાનો રૂશિયામા વસતી વિશાળ મુસ્લીમ જનતાથી બીનવાકેફ છીએ તેવી રીતે અહિંની જનતા હિંદના મુસ્લીમોથી પણ બીનવાકેફ છે. આપણે જાણતા નથી કે છેક આરચેન્જલ, કાઝાન, કોકેસિઆ, આસાખાન અને રૂશિયાના દરેક ન્હાનામ્હોટા ગામડામા ઈસ્લામી ધર્મ પાળનારાઓની સંખ્યા અસ્તિત્વ ધરાવે છે. એ હિંદી મુસલમાનોને થોડી જ ખબર છે કે મુંબઈથી પગપાળા ચાલતા ઉત્તરે આરચેન્જલ જવા નીકળીએ તો રોજની આપણી મજલમા એક પણ દિવસ ભાગ્યે જ એવો આવશે કે જેમા આપણને એક પણ મુસલમાન ભાઈના દર્શન નહિ થાય. એવું દુનિયાભરમા એકે શહેર નહિ મળે; જ્યા એક પણ મુસલમાન વસતો નહિ હોય. વળી એ જ પ્રમાણે મુમ્બઈથી જાવામાર્ગે ચિન જવા નિકળો તો જેમ દિવસે સૂર્યની રોશની દેખાયા વિના નહિ રહે તેમ મુસલમાન-બિરાદરના દર્શન થયા વગર નહિ રહે. હિંદુસ્તાનની જનતા ભાગ્યે જ જાણતી હશે કે જેમ હિંદમા સાત કરોડ મુસલમાનો છે તેમ ચિનમા નવ કરોડ મુસલમાન ધર્મ માનનારાઓની સખ્યા છે હિંદમા ઈસ્લામી રાજ્ય હતુ, એટલે વિધર્મીઓ કહેવાની તક લે છે કે ઈસ્લામ તલવારથી ફેલાયો છે. જ્યારે ચિનમા કદી ઈસ્લામી રાજ્યસત્તા ફેલાઈ નથી છતા એ ખંડમા ૯ કરોડ મુસલમાનો કેમ છે? ઈસ્લામ તલવારથી નથી ફેલાયો, એ બાબતનો આ એક સચોટ પૂરાવાસાથેનો મજબૂત જવાબ છે. ઈસ્લામ તો એના ઓલિયા કિરામોની જ્વલંત પ્રતિભાથી ફેલાયો છે, ઈસ્લામના સિદ્ધાન્ત તો સર્વમાન્ય થઈ શકે એવા હોઈ ઈસ્લામ જ માનવધર્મના તત્વો વધુ ધરાવે છે. અહિં હું કોઈ ધર્મને ઉતારી પાડતો નથી, કે કોઈની ઠેકડી કરતો નથી. ફક્ત મ્હારા પવિત્ર ઈસ્લામ ધર્મની કેટલીક હકીકતો જ મૂકુ છુ એ વાચક ન ભૂલે'

દુનિયાભરમાં પથરાયેલો વિશાળ મુસ્લીમ સમાજ

ઇસ્લામના વિરોધીઓને મજબૂત જવાબ

ઈસ્લામના સેવકોની સામટી સંખ્યા આજે ૪૦ કરોડ કરતા વધારે છે. એ હિસાબે દુનિયાભરના લોકોનો ત્રીજો ભાગ ઈસ્લામ ધર્મ પાળે છે ક્યા



ઇસ્લામની જનસંખ્યાનો સબળ વધારો

ધર્મના પૂજારીઓ આ વિશાળ સંખ્યા સાથે ટક્કર ઝીલી શકે છે ? યુરોપીઅન જનતા પાસે કરોડોની ધનસંપત્તિ છે. લાખો પાદરીઓ દુનિયાને ખુણે ખુણે ભટકીને લોકોને વટલાવી રહ્યા છે. ત્યાં ઈસ્લામીઓ પાસે કાંઈ સાધન નથી, પ્રચાર કરવા માટેની કોઈ સબળ યોજના નથી, ફક્ત જે કૈં છે તે ' ઈમાન ' અને ' આદેશ '. ઇસ્લામને ખુદાનો આદેશ છે. એટલે એ એના અનેક વિરોધી તત્વો વચ્ચે મજબુતાઈથી પ્રસરતું ગયું છે, તેમ પ્રસરતું જશે.

દિલ્હીમા બહાર પડતું " તેજ " નામનું વર્તમાનપત્ર જે સ્વામિ શ્રદ્ધાનંદના પુત્ર પ્રો૦ ઈંદ્ર ચલાવે છે તેમણે આકડાવાર એક ટીપ પ્રગટ કરીને બતાવી આપ્યુ છે કે છેલ્લા દશ વરસમાં ફક્ત હિંદમાં જ મુસલમાનોની સંખ્યામાં એક કરોડ દશ લાખ માણસોનો વધારો થયો છે. તેમા સૌથી વધારેમા વધારે તો અછુત જાતિના નહિ પણ બ્રાહ્મણોએ જ વટલીને ઈસ્લામ સ્વીકાર્યો છે.

ઇસ્લામીઓના સુધારા અર્થે સંગઠનની જરૂર

ઈસ્લામીઓ જો દેશપરદેશ સાથે સંગઠનની એક યોજના ઘડી કાઢે, જે જન્મ, મરણ અને લગ્નને તેમજ અમુક પ્રકારના ધાર્મિક પ્રસંગે પ્રસંગે કયા મુલકમાં કેવા આચરણો રાખવામા આવે છે, કેવી રીતે વર્તવામાં આવે છે અને તેમાં કેવી સુવ્યવસ્થા અને કેવા સુધારા ઇચ્છવાજોગ હોય છે, તે માટેના વિચારોની આપલે કરે, ખાસ યોજનાઓ ઈસ્લામીઓ નક્કી કરે તો ઈસ્લામી આલમ ભાઈચારાની ગાંઠથી વધૂ મજબૂત થાય અને કેટલાક કુરિવાજો આશાપૂર્વક દૂર કરવાને તે શક્તિવાન બને; જેથી ઈસ્લામી ભાઈઓની સ્થિતિ વધુ સારી, વધુ સુંદર અને સંગીન રૂપ પકડે.

હું ગરીબ મુસાફર ઈસ્લામનું ભવિષ્ય બેશક ઉન્નત જોઉં છું. આ મ્હારા હૃદયનો હાલો ઉભરો નથી. પ્રેરણા સાથે થએલી ભવિષ્યવાણી છે. "અય ઈસ્લામી બિરાદરો, ખુદાએ પવિત્ર કુરઆનમા કહ્યું છે, જ્યાં સુધી કોઈ પણ કોમ પોતાની હાલત બદલવા માટે પ્રયત્ન કરતી નથી, ત્યાં સુધી ખુદા તેને તે જ માર્ગે રહેવા દે છે. માટે ઉઠો, પ્રયત્ન કરો, પ્રયત્ન કરો, પ્રયત્ન કરો !!! ત્હમારૂં ભાવિ ઉજળું છે જ. તેને બને તેમ જલદી નજદીક ખેંચી લાવવાને કમર કસી પ્રયત્ન કરો ! "

જેરોસલમ શહેર માટે કૈં ખાસ જાણવાજોગ લખવા જેવું નથી. અહિંના



લોકો પણ શાંત પ્રકૃતિના છે. કેટલાક યુરોપિઅન મુસાફરો બાપડા રૂશિઅનોને અનેક પ્રકારનાં વિશેષણોથી સંબોધતા ગયા છે. તેમાં હું કશું વજુદ જોતો નથી. મ્હને લાગે છે કે જેવા પરોણા તેવી મહેમાનગીરી તેમ જેવા પરદેશી મુસાફરો તેવી રૂશિઅનોની આગતાસ્વાગતા, આ શહેરની વસ્તી નેવું હજાર માણસોની છે.

રૂશિઅન રેલ્વેનો કાયદો

રૂશિઅન રેલ્વેનો એવો કાયદો છે કે જેમ દૂરના મથકથી ટીકીટ ખરીદો તેમ ભાડું કમી લેવામાં આવે, એટલા માટે મ્હેં અહિંથી જ નિઝની નોવગોરોડની ટીકીટ કઢાવી; જેથી માર્ગમાં મોસ્કો સ્ટેશને ઉતરી પડી, શહેર જોઈ, મુસલમાન ભાઈઓની સ્થિતિથી કૈં વધારે વાકેફ થઈ, આગળ જવાનો વિચાર કર્યો. તેમજ મ્હારા પત્રો વિ૦ પણ મ્હારી રાહ જોતા પોસ્ટખાનામાં પડયા હશે એવો મારા મનમાં વિચાર આવ્યો.



# મોસ્કો

## પ્રકરણ ૧૨ મું

જેરોસ્લવ છોડયા પછીની જમીનપર બધી બાજુએ ખેતી કરતા ખેડુતો દેખાતા હતા. જમીન પણ રળીયામણી અને કસદાર લાગતી હતી. જેમ જેમ ટ્રેન દક્ષિણ તરફ વધતી જતી હતી, તેમ તેમ ગરમીમા પણ વધારો થતો જતો હતો. રસ્તામા એકના એક જાતના પાઈનના ઝાડ જોતા હવે એક પ્રકારનો કંટાળો આવી ગયો હતો. હવે ઓક જાતના સુંદર ઝાડોનો દેખાવ કૈંક વધુ મોહક લાગવા માડયો અને રૂશિયાની જમીનપર નવી નવી લિલોતરી પણ વધારે છવાયેલી જણાવા લાગી. અહિં આજે તા. ૩૧મી જુલાઈએ વસંત ઋતુ ચાલતી હોવાથી ઝાડપાન અને ફુલો વધારે પ્રમાણમાં લીલાછમ લાગતાં હતા. મોસ્કો સ્ટેશન નજદિક આવતું હતું, તેમ તેમ આગગાડી શહેરી ઉતારૂઓથી ચિકાર ભરાતી જતી હતી; અહિં નવા આવનારા ઉતારૂઓ પોતાના દેશની અસલ રીતભાતથી જુદા પડીને યુરોપના લોકો જેવા જણાતા હતા, પહેરવેશ પણ છેલ્લી અપ-ટુ-ડેટ સ્ટાઈલનો જણાતો હતો. તેમજ સ્ત્રી વર્ગનો ઠઠેરો પણ તેટલો જ મોહક લાગતો હતો; પેરીસની છેલ્લી ફેશનમાં સજ્જ થયેલી સુંદરીઓને જોઈને સ્ત્રીઓના પળેપળ બદલાતા વિચારોની પ્રબળ અસરનો કૈંક ખ્યાલ આવતો હતો.

બરાબર સ્હાંજના સાડા ૭ વાગે ધમાધમ કરતી અમ્હારી ટ્રેન મોસ્કો નગરના વિશાળ રેલ્વે સ્ટેશનમા દાખલ થઈ; આજે હું અહિં બીજીવાર ઉતરૂં છું, આગળ દશેક વરસ ઉપર સને ૧૮૯૩ માં પહેલવહેલો આવી ગયેલો. અને ચાર દિવસ રોકાયો પણ હતો. તે વખતે જે કૈં મ્હારા જોવાજાણવામાં આવેલું તેની બધી વિગત મ્હેં પૃથ્વિની પ્રદક્ષિણાના ભાગ ૧લાના પૃષ્ ૨૬૪ થી ૨૭૪ સુધીમાં લખી છે. તેથી તેજ વાત ફરીવાર બીજા ભાગમાં રૂપાંતર કરવાની જરૂર નથી જોતો, આ મુસાફરીમાં તો ખાસ ઈસ્લામી ભાઈઓ અને



ઇસ્લામી મથકો જોવાને લગતી વિગતો મેળવવાની મુરાદ મેં રાખી છે. એટલે એ વિષે જ ખુલાસાવાર લખવાની તક લઇશ.

મોસ્કો વિષે એક લોકગીત

સો વરસ ઉપર મોસ્કો રૂશિયાનું પાટનગર ગણાતું હતું એટલે તે સુંદરતા અને સુઘડતામાં કોઈ પણ મોટા શહેરની હરોળમાં બેસી શકે તેમ છે. રૂશિયન દેવળોને ગામડાંમાં જેમ લીલા અને વાદળી રંગથી રંગવામાં આવે છે તેમ અહિં રાતા સોનેરી રંગથી રંગવામાં આવે છે; તેમજ દેવળોના મસ્જીદ જેવા મ્હોટા ગુંમજને માથે તાજ જેવો ક્રોસ મૂકવામાં આવે છે તે નક્કર સોનાના લાગે તેવી રીતે રંગવામાં આવે છે. એને લીધે એ જુના પાટનગરને આજના રૂશિયનો "પવિત્ર મોસ્કો" અથવા "વ્હાલી મા મોસ્કો" જેવા મીઠા અને ગંભીર નામે સંબોધે છે. ઉપરાંત મોસ્કો ઉપરથી રચાયેલું એક રૂશિઅન લોકગીત પણ મ્હને "લોમોનોફ્" સ્ટીમરના કેપ્ટન "પોસનીકફ" જ્યારે અમ્હને આરચેન્જલના સ્ટેશને વળાવવા આવ્યા હતા; ત્યારે ગાઈ સંભળાવેલું. આગગાડીમાં ઠરી ઠામ થવાની દોડધામમાં એ રૂશિયન લોકગીત ટપકાવી લેવાનું ભૂલી ગયો છું. પણ તેનો સાર મ્હને સ્હમજાવેલો, તે મ્હને યાદ રહી જવાથી અહીં બે બોલ ટપકાવી શકીશ અને તે આઃ– "તમે જે પવિત્ર નગર મોસ્કો જાઓ છો, તેનું સોનેરી તાજથી સજેલું માથું પોતાની પ્રતિભા સગર્વ ફુલાવી રહ્યું છે." ગીતના ઉચ્ચારને બન્ને છેડે "મોસ્કોફ્" "મોસ્કો" "મોસ્કફ્" કંઇક આવા શબ્દોની ગુંથણી રમી રહી હતી.

સભ્ય અને મિલનસાર રેલ્વેપોર્ટરો

મોસ્કોનાં દેવળોના ભવ્ય દેખાવથી મુસાફરોને મજાહ મળે તે પહેલાં મોસ્કોના રેલ્વે સ્ટેશનના ભલા પોર્ટરોની કાળજીથી આવનાર મુસાફરોને જે રાહત મળે છે તેની નોધ લેવાની પહેલી જરૂર હું જોઉં છું. ખરી રીતે મોસ્કો નહિ પણ રૂશિયાના તમામ સ્વ્વે સ્ટેશનોના પોર્ટરો ( હમાલો ) સભ્ય જણાયા છે.

હું દુનિયાનાં અનેક શહેરોનાં સ્ટેશનોમાં ફર્યો છું; તેમાં રેલ્વે હમાલો જેવા ભલા અને કાળજીવાળા હમાલો મ્હને ક્યાંય જણાયા નથી. ધર્મની ભૂમિ અને ધર્મના ઇજારદાર જેવા ગણાતા આપણા હિંદ દેશના હમાલોની તો વાત જ ન થઈ શકે, ટ્રેન જેવી સ્ટેશને દાખલ થાય કે બધા પોર્ટરો દોડતા આવીને આપણો સામાન કૈં પણ ઠેરવ્યા પૂછ્યા વગર ઉપાડી લે છે અને



•ટ્રેનના ડબ્બામાંથી કાઢીને સૌથી પહેલા વેટીંગ રૂમમાં લઈ જાય છે. જ્યાં હવે પછી શું કરવું તે માટે આજ્ઞા માગે છે. ગાડી ભાડે કરવી હોય તો તરત પોતે જ જઈને બોલાવી લાવે છે અને તેમાં બધો અવેજ સંભાળપૂર્વક મૂકી ગણીને પૂછે છે કે ભૂલી તો નથી જતા ને. અહિંથી બીજી ટીકીટ કઢાવીને ટ્રેન બદલવી હોય તો પોતે જ જઈને ટીકીટ દોડતા લાવી આપે છે અને ચોકસાઈપૂર્વક બધો લગેજ ડબ્બામા ગોઠવી આપે છે. તેમાં સારી જગ્યા પહેલેથી તપાસીને જ પછી મૂકવાની ગોઠવણ કરે છે. જેમ આવે તેમ ચડાવી દઈને વેઠ ઉતારતા હોય તેવો દેખાવ કરતા નથી. તેમજ બધું કામ પૂરૂં કર્યા પછી મજુરીવખતે પણ ચૂપ જ રહે છે. ઉતારૂ જે કંઈ આપે તે માનપૂર્વક સલામ કરી લઈને વિનય બતાવે છે. તે માટે કદી તકરાર કરતા જ નથી. જ્યારે આપણા દેશના હમાલોને જેટલુ આપીયે તેટલું કમતી જ લાગે, જુલમ કરીને વધારે મજુરી માટે હઠ કરી મૂકે, તેમજ ગ્રાહકો સાથે વિનયથી વર્તવું એ કયા પ્રકારની રીત છે, એ તો જાણે બાપજન્મારામાં તેઓ શિખ્યા જ નથી, એવું બતાવે. એવા હમાલોને ડબ્બામાં પેક કરી મોસ્કો ચઢાવી દેવા જોઈએ. વિનય અને પ્રમાણિકપણામા બીજા કોઈ પણ દેશ કરતાં રૂશિયા તેના હમાલોને લીધે ચઢી જાય તેમ છે. એવા એક ભલા પોર્ટરની મદદથી એક ગાડી ભાડે કરીને અમે હોટલ બરલિન તરફ હંકારી જવા માંડયું.

**હોટલ બરલિન અને પુરાણી પિછાણની યાદ**

આ હોટલમાં આજથી દશ વરસ પહેલાં હું આવી ગયેલો. તેનો માલેક ત્યાં ઉભો હતો; હું તો એને સ્હેજે ઓળખી શક્યો, પણ દરરોજના હજારો લોકોની આવજા જોનાર આ દશ વરસ ઉપરના ગ્રાહકને કયાથી ઓળખી શકે? છતાં મ્હેં આદરસત્કારના ઉત્તરમા પૂછવાની તક લીધીઃ–" મ્હને ઓળખતા હશો?"

"કેમ નહિ ઓળખી શકું?" સ્હામો સવાલ કરતો જવાબ મળ્યો. હું તો આભો થયો! આગળ હાંકે રાખ્યુંઃ–"આઠ–નવ વરસની વાત ઉપર તમે અહિં આવેલા?"

"બરાબર!"

"અહિં આવીને સીધા પોલેન્ડથી કાર્પેથિઅન પર્વત જોવા ગયેલા?"

"બરાબર છે. તમારા જુના ગ્રાહકને અચ્છી રીતે યાદ રાખી શકયા



છો" મેં એની તિવ્ર યાદશક્તિની પ્રશંસા કરતા કહ્યું.

"ત્હમને દૂરથી ગાડીમા જોતા જ હું પિછાની શક્યો કે આ ભાઈ પેલા જ ગૃહસ્થ અને શું ત્હમે હજી આમજ ભટક્યા કરો છો? હજી કેટલી દુનિયા જોવી બાકી રહી છે?"

ઉત્તરમા મ્હેં એને મ્હારી મુસાફરી વિષે ટુંક હકીકત કહી અને અહિં આવવાની મ્હારી મકસદ રૂશિઅન તુર્કસ્તાન માર્ગે કાશગર જવાની હતી તે માટે અંગ્રેજ કૌનસલ જનરલને મળવા માટે જ મોસ્કો આવવાની જરૂર પડી તે પણ જણાવ્યું. રાત્રે મોસ્કોમા લટાર મારીને સ્હવારે અહિંના વાઈસ કૌનસલ મી૦ ગ્રોવને મળવાને ઉપડયો. મકાન પાસે આવી પહોચતાં જ ત્યા દરવાજા-પર લટકાવેલા પાટીયા ઉપર કંઈક વાચ્યું.

**બ્રિટીશ કોનસલની મુલાકાતે**

એટલે મને વિચાર આવ્યો કે એ સાહેબને મળવાનો વખત દશથી બાર વચ્ચેનો હતો એટલે પાછા વળવા કરતા થોભી જવું ઠીક છે. પણ દશ, સાડાદશ, અગીયાર, બાર, થઈને આવવા અને જવાના બધા જ કલાકો પૂરા થયા. પણ કોનસલ સાહેબ તો આવ્યા જ નહિ; છેવટે કંટાળીને મ્હેં મ્હારા વિઝીટીંગ કાર્ડ સાથે પત્ર લખી, તેમાં મ્હારી મુઝવણ જણાવીને આવતી કાલે ફરીવાર ૧૦ થી ૧૨ વચ્ચે હાજર થઈશ એમ પણ ઉમેર્યું.

આજે શુક્રવારનો દિવસ હતો, જુમ્માની નમાઝ પડવાનો વખત હોવાથી તાતારસ્કી મહોલ્લા તરફ ગાડીવાનને હંકારી જવાને કહ્યું. આ મહોલ્લામા મુસલમાનો વસેલા હોવાથી ત્યાં મસ્જીદ આવેલી હતી. ગાડી મસ્જીદ આગળ આવી પહોંચી એટલે તેમાંથી ઉતરીને ખુલ્લા ચોગાનમા હું દાખલ થયો. મ્હને દાખલ થતો જોઈને એક તાતાર જાતનો મુસલમાનનો ન્હાની ઉંમરનો છોકરો દોડતો આવીને મ્હને હિંમતભેર અટકાવવા મંડયો મ્હારો યુરોપિયન પોષાક જોઈને બીજા શોખ ખાતર મસ્જીદ જેવા આવનાર યુરોપીયન મુસાફરોમાનો હું એક હોઈશ એમ તે સ્હમજેલો; તે બૂમ પાડીને કહેવા લાગ્યો કે હમણા નિમાઝનો વખત છે, બીજા ધર્મવાળા દાખલ થઈ શકશે નહિ. તે છતા હું મૂછમા હસતો હસતો આગળ વધ્યો; ત્યારે તે છોકરો પાસે પહેરો ભરતા મુસ્લીમ સિપાહીને બોલાવી લાવ્યો, મ્હારી પાસે આવી તે મ્હને અટકાવે તે પહેલા હું જોડા ઉતારી પાસે ઉભેલા મુસ્લીમ છોકરાને હવાલે કરી, ખીસામાથી તુર્કિ ટોપી

**તાતારસ્કી મહોલ્લાની મસ્જીદમાં જુમ્માની નમાજ**



કાઢી, તે પહેરી અને મસ્જીદમાં દાખલ થઈ ગયો. દાખલ થતાં મ્હને જણાયું કે લગભગ ૧૦૦૦ ઉપર મુસલમાન ભાઈઓથી મસ્જીદ ચિકાર ભરાઈ હતી. તે બધા જ મ્હારી જેમ સુન્ની પંથના હતા. અમ્હારી મેમણ કોમમાં જેમ સુન્નીમાં હનફી, શાફી, માલેકી અને હંબલી, એમ ચાર ફિર્કો છે, તેમાં મેમણ લોકો મુખ્ય કરીને હન્ફી પંથના હોય છેઃ એ જોતાં તેઓને મ્હારી વચ્ચે પંથભેદ પણ ન્હોતો, એટલે કોઈ પણ જાતની મુશ્કેલી વગર મ્હેં નમાઝ પૂરી કરી. ( પંથભેદને લીધે પ્રાર્થના અને નિમાઝમાં પણ થોડોક ફરક હોય છે. )

અહિંના ઈમામ ( નમાઝ પઢાવનાર મુખ્ય પુરૂષ ) ખૈરૂદદીન હાલમાં પોતાના સંબંધીઓને ભેટવાને પોતાને વતન ઓકા ( Oka ) ગામ ગયો હતો. તેની જગ્યા ઉપર મહમદ કરીમ નામના કામચલાઉ ઈમામની નિમણૂંક કરવામા આવી હતી. નમાઝ પહેલાં અઝાન પૂકારનાર બાગીનું નામ મહમદ મુબીન હતું.

અહિં મુસલમાનો સારી સંખ્યામાં ફેલાયેલા છે, તેનો ખ્યાલ નીચલી વાત ઉપરથી રહેજે આવી શકશે. ખૈરૂદદીનની જગ્યા ઉપર ઈમામ અઓઝુદ્દિન નામે એક જુનો ઈમામ હતો, તેની બદલી હાલમાં રીઆશક ( Riashk ) શહેરમાં કરવામાં આવી છે. જે શહેર ઠેઠ સાઈબિરીઆ, તથા કોકેશિયન રેલ્વે, તેમજ ક્રિમીઆનના શેરતાફ તથા બોલગા નદીને કાંઠે વસેલા સરેતોફ શહેર તરફ જતી રેલ્વેજોડાણનું મ્હોટું ( જંકશન ) સંગમ છે.

નમાઝ ખલાસ થયા પછી બધા મુસલમાન ભાઈઓ સાથે પિછાન થઈ. એ પળવારની પિછાનને લઈને તેઓમાંના કેટલાક મ્હને જમવા માટે મુસ્લીમ હોટલમાં ખેંચી ગયા, જે હોટલનું નામ પણ રૂશિઅન ઢબનું બાર હાથનું ચિભડુ ને તેર હાથનું બી જેમ લાંબુલચ્ચ હતું; તે છતાં અહિં ટપકાવી લઉં છું. તે નામ " નોવેવરવારકેપતવોરીઆ ". કોણ જાણે એ લોકો યાદ કેમ રાખતા હશે ? આટલો લાબો શબ્દ આપણી ભાષામાં મ્હને તો યાદ નથી આવતો. એ હોટલનો માલેક શરફુલ્લા અને અહિંના બીજા આગેવાન રહેવાસીઓ મહંમદ શફા, હાજી હુશનુદીન એ હાજી સાહેબ મક્કે હજ કરવા ગયેલા; ત્યારે મુંબઈ શહેરમા પણ આવી ગયેલા એમ વાત કરતાં જણાયું. અમ્હે બધા જમવા માટે હોટલ તરફ ઉપડી ગયા.



-સ્વાદિષ્ટ ,મુગલાઇ -પકવાન

જમતી વેળા જણાયું કે જમણની વાનગીઓમા પણ મુસ્લીમ ભાઇઓ હિંદના મુસ્લીમ જેવા જ સ્વાદિષ્ટ પકવાન પકાવી જાણતા હતા. જ્યારે ખ્રિસ્તી હોટલો અને ઘરોમા ગોરતના બાફેલા ઢીમચા, સુપને તીખાશ માટે મરી વપરાય છે, તેમ અહિં ન્હોતું. ઘણા દિવસ પછી જાણે દેશી ભોજન મળ્યું હોય તેમ ધરાઈને જમવાનું મળ્યું. પકવાન પણ હિંદુમુસ્લીમ પકવાનો જેમ મુરગી, બિરીયાન, પુલાવ, ઝરદા વિ૦ હતાં. અને આપણે રાંધીએ છીએ તેજ મુગલાઈ ઢબે રંધાયેલાં હતાં. જમ્યા પછી વાતે વળગ્યા; ત્યારે રૂશિઅન રાજ્યમાં ઈસ્લામીઓની હાલત વિષે પૂછવાની મ્હેં આ તક જોઈને મ્હારી વાત આગળ વધારી મુખ્ય મુદ્દા ઉપર આવ્યો; મેં જે પ્રશ્નો પૂછ્યા તેના જવાબો એ લોકો બહુ વિચારીને આપતા હતા, જાણે કદાચ હું રૂશિયન જાસુસ તો ન હોઉં? તેઓ દરેક પ્રશ્નનો ઉત્તર ટુંકાવીને જ આપતા હતા. આ જોઈને મ્હને સ્વાભાવિક અજાયબી ઉપજી. વાતવાતમા મેં કહ્યું–અમ્હે દર શુક્રવારે જુમ્મામસ્જીદમા નમાઝ બાદ તૂર્કીના નામદાર ખલિફા માટે પણ દુવા ગુઝારીએ છીએ અને નમાઝ પૂરી થયા પછી ખુતબો પઢીએ છીએ. તેમ અહિં કેમ કરવામા આવતું નથી? જવાબમાં મ્હને જણાવવામાં આવ્યું કે રૂશિયન સરકારનો તેમ કરવાનો હુકમ નથી. [ ત્યારે રૂશિયન અને તૂર્ક રાજ્યો એકેકના કટ્ટર શત્રુઓ હતા. આજે તો બન્ને જોહુકમી રાજ્યનો અંત આવી ગયો છે અને બન્ને સૌથી સરસ મિત્રો ગણાય છે. એ પણ પલટાતા જમાનાની બલિહારી છે. ] એની મનાઈ ઉપરાત મુસલમાનો ઉપર અનેક પ્રકારના જાપતા પણ રાખવામાં આવ્યા છે. એ જાપતા વિષે કૈંક વિગતવાર જાણવાની મ્હેં આતૂરતા બતાવી; પણ તેનો જવાબ આપવાને બદલે તેઓ એકેકનો ચ્હેરો જોવા મંડયા અને શંકાશીલ બનતા હોય એમ જણાયું. જાણે એ આફતમાં કોઈ ઉતરવા રાજી નહોતું. એક જણે કહ્યું:–"ભાઈ, ટુંકમાં રહમજી જાઓ, અહિં કોઈ બહારના મુસલમાન આલેમને પણ બોલાવવાની પરવાનગી નથી."

આ સાંભળીને મ્હને રૂશિઅન રાજનીતિ ઉપર ભારે અફસોસ થયો. એક બાજુએ બધા વિશ્વાસુ આદમીઓ તરીકે મુસલમાનો જ ચુંટાતા હતા. મુસલમાનોએ ઈમાનદારીની છાપ બેસાડી હતી; છતાં મુસલમાન પ્રજા તરફ આમ આટલી સખ્તાઈ કેમ કરવામા આવતી હશે?



**રૂશિઅન અને બ્રિટીશ અમલની સરખામણી**

મ્હને જ્યારે પૂછવામા આવ્યું કે બ્રિટીશ રાજ્યમા મુસલમાનોની હાલત કેવી છે, ત્યારે મ્હેં કહ્યું-" બ્રિટીશ સરકાર સાવકી સરકાર હોવા છતા ધર્મની બાબતમા જરાયે દખલગીરી કરતી નથી. જ્યારે રૂશિઅન સરકાર તમારી પોતાની જ છે, ફક્ત ધર્મભેદ છે; તેમા આ બાબત ખરેખર શોકજનક ગણાય વળી એક પરાધીન પ્રજા પણ પોતાની નેશનલ કોન્ગ્રેસ મારફત ગરમાગરમ ઠરાવો ઘડી કાઢે છે; છતા, જ્હોનબુલ ( બ્રિટીશ ગવર્મેન્ટ ) પોતાના પેટનું પાણી પણ હાલવા દેતી નથી. એ જોતા તમારા કરતા અમ્હારી સ્થિતિ બ્રિટીશ અમલ નીચે બેશક સારી છે. કોન્ગ્રેસ જે ઠરાવો પસાર કરે છે તે મુજબ બ્રિટીશ સરકાર અમલ ભલે કરતી ન હોય પણ ઉભરા કાઢવાનો અધિકાર તો અમ્હને મળ્યો છે જ ' જ્યારે ત્હમે જરા જેટલી વાત માટે ભારે બીકથી દબાયેલા અને ગુંગળાતા ફરો છો. આવા પ્રકારના જોહુકમી જાપતાથી અમ્હેં બેશક મુક્ત છીએ

**મુસ્લીમ સમાજ વિષે કૈંક વધુ**

બપોર પછી પણ મારે કેટલાક મુસલમાન ભાઈઓની પિછાન થઈ, તેઓ મ્હારા સમાચાર જાણી મને મળવા આવેલા, આ બધો બનાવ ઇસ્લામના ભાઈચારીના સંગીન પુરાવારૂપ દાખલો હતો. અને સ્હાજે હાજી હુશનુદ્દીનને ત્યા જમવાનુ આમંત્રણ પણ મળેલું જમણવેળાના પરોણામા મસ્જીદના મેનેજર મહંમદ રફાત અને કુલા ( તાતાર પ્રગણાના ) શ્રીમંત કરોડપતિ સાલેહ યુસુફ ચેરમીનના દીકરા અબુસાદેક સાલેહ હતા તેથી તેમની સાથે પણ પિછાન થઈ. એ શ્રીમત મુસ્લીમ કરોડપતિની કુલ પુજી સીતેર લાખ રૂબલ એટલે આશરે દોઢ કરોડ રૂપીયાની છે. તેમા જમીન, જાગીર વિગેરે ફક્ત દશ-બાર લાખના હોઈ બાકીની બધી રકમ નગદ પુજી છે એ ઉપરાત અહિંના જગાત કમિશ્નર સાલેહબિન મહમદ યુસુફ ચેરમીન કરીને છે, જેની સખાવતો ઇસ્લામી ભાઈઓમા મશહુર છે. તાતારસ્કી મોહલ્લામા આવેલી મજકુર મસ્જીદ આશરે સો વરસ ઉપર જમાતના લોકોએ ફાળો કરીને બંધાવી હતી પણ તે ન્હાની અને જુની ઢબની હતી વીસ વરસ પહેલા નવેસરથી તેમા સુધારો કરી મ્હોટી કરવા તેમજ વિશાળ હોઝ બનાવવા સાલેહ યુસુફે છૂટે હાથે નાણા આપ્યા હતા. અહિંના મુસલમાનો પણ સખીલા છે, ધર્મ ઉપર ભારે આસ્થા રાખનારા છે. મસ્જીદની પાછળના ભાગમા છોકરાઓને કુરઆન શિખવવા માટે મદરેસા ( પાઠશાળા ) પણ બધાવવામા આવી છે, અઝાન પુકારવા માટે ઉચો મિનારો પણ છે, ઉપરાત ઈદગાહ માટે વિશાળ અને ખૂલ્લું મેદાન પણ આવેલું



છે. મોરક્કો શહેરમાં ૫૦૦૦ કરતા વધારે મુસલમાનો વસે છે; તેમાં આશરે ૫૦ થી ૧૦૦ શિયા પંથના હશે. બાકીના બધા સુન્નિ છે. પુરૂષોનો પહેરવેશ કોટપાટલુનસાથેનો હોઈ, ખ્રિસ્તીઓને એટલો બધો મળતો આવે છે કે કોઈ પરદેશી મુસલમાન અને ખ્રિસ્તી વચ્ચેનો તફાવત પારખી શકે નહિ, પણ ઘણાખરા મુસલમાનો પઠાણો પહેરે છે તેવા આકાર અને ઘાટની ટોપી પહેરે છે. ટોપીને રૂશિયન ભાષામાં "સબકા" કહે છે અને તાતાર ભાષામાં "કલબક" અને "બુર્ક" પણ કહે છે. આ ટોપી સોગવ કેપ જેવી કાળી પણ ઉંચાઈમાં થોડીક ટુંકી અને ચામડાની બનાવેલી હોય છે. મેં પણ એક પાઉન્ડની કિંમત આપીને આવી એક ટોપી ખરીદી લીધી, યુરોપીઅન હેટને બાજુએ મૂકી એને પહેરી લીધી. અહિં પાઘડીઓ તો ફક્ત મુલ્લાઓ અને ધાર્મિક પુરૂષો જ પહેરે છે. જેવા કે બાગી (અઝાન દેનાર) અને ધાર્મિક પાઠશાળાના આલેમો બધા એક પ્રકારના લાંબા જાકીટ પહેરે છે અને પાટલુન નીચેથી સાંકડી અને ઉપરથી પહોળી એવા રૂશિઅન ઘાટની હોય છે જેથી નમાઝ વખતે કશી અડચણ આવતી નથી. અહિંની ઓરતો ઓઝલ (બુરખો) પહેરે છે. હાજી હુસેનદીનની મહેમાનગીરી ચાલતી વખતે યુસુફ કુટુંબની બે ઓરતો ગાડીમાં આવતા જતાં દેખાઈ હતી. તે પણ માથે બુરખો નાખેલી જણાઈ હતી.

રૂશિઅન મુસલમાનોનો પહેરવેશ

બીજી એક મુસલમાન ઓરતને મ્હેં બજારમાં પસાર થતાં જોઈ હતી. તેણે પણ મ્હોંઢા ઉપર બુરખાની જેમ ઓઢણી નાખેલી હતીઃ અહિંની મુસ્લીમ ઓરતોનો પહેરવેશ યુરોપીઅન બાનુઓ જેવો લાગે છે. પગમાં પણ ઉંચી એડીના પુલણુંડીવાળા બુટ તેઓ પહેરે છે. તેમજ તેઓ સુંદર ગ્રીક ભરતકામના પોષાક પહેરે છે. ચામડી પણ સફેદ અને ખૂબસુરત હતી. માથે ફુમાશદાર ઓઢણું પણ ઓઢેલું હતું.

બીજે દિવસે હું દશને બાર કલાકની વચ્ચે ફરીવાર કોનસલ સાહેબ મી૦ ગ્રાવની ઓફીસે ગયો, મુલાકાત ન થઈ, પણ નવા સમાચાર એ મળ્યા કે એ લાટ સાહેબ વળા અહિંથી પચીસ-ત્રીસ માઈલ આવેલા એક સુંદર બંગલામા વસે છે, છેવટે કંટાળીને મ્હેં તુર્કસ્તાનની મુસાફરી માટેના પરવાના માટે નાહી નાખ્યું. બધી આશા છોડી ચિડાતો, ફડફડતો હોટલમાં પાછો ફર્યો અને કેટલાક મિત્રો આગળ બળાપો કરતા અંતર ઠાલવવાની તક લીધી; ત્યારે એક જણે હસીને ટહૂકો કર્યો-"ત્હમારી અંગ્રેજ સરકારના તમે વખાણ કરતા હતા ને ? રૂશિયામાં તો બન્ને મામા-ભાણેજે સરખાં જ ગણાય છે.

ફરીવાર કોનસલની મુલાકાતે

# નિઝની નવગોરોડ

## પ્રકરણ ૧૩ મું

મોરકોથી નિઝની જવા માટે ઉપડતા મ્હેં જોયુ કે અહિં ઉતારૂઓની ગીરદી વધારે હતી અને તેમા મ્હારા મુસલમાન ભાઈઓ પણ દેખાઈ આવતા હતા. તેમજ દરેક સ્ટેશને કોઈને કોઈ મુસલમાન ચડઉતર કરતો દેખાતો હતો એ બધી ધમાલમા રૂશિઅન ઓરતોનો પોતાની અસલ એશિયાટીક ઢબનો પહેરવેશ ઘાઘરા, બદી શાલ વિગેરે યુરોપીયન પહેરવેશથી એટલો બધો જુદો તરી આવતો હતો કે મ્હારા જેવા મુસાફરને જાણે એમ જ લાગી આવતું કે તે કોઈ ગોરા એશિયાટીક પ્રાતમા વસે છે

*બે નદીઓના સંગમ વચ્ચે વસેલુ*

અમ્હારી ટ્રેન ૧૩ કલાકમા ૨૭૦ માઈલની મજલ કાપીને તા. ૩ ઓગસ્ટની સ્હવારે નિઝની સ્ટેશને આવી પહોચી. વોલગા અને ઓક નદીઓના સંગમ ઉપર આ શહેર વસેલુ છે. અહિં પણ સુશોભિત દેવળોના ઉંચા ગુંબજો સોનેરી બ્લુ અને લીલા રંગમા દીપી રહ્યા છે, તે મુસાફરની આખને ખેંચી રહે એટલા ગૈનકદાર હોઈ, શહેરમા પગ મૂકતા જ તેનું દસ્ય પહેલું ધ્યાન ખેંચી રાખે છે

*પુરાણી તવારીખ ધરાવતું નિઝની શહેર*

એક લાખ માણસની વસ્તીવાળું આ શહેર રૂશિયાના મુખ્ય નગરોમા એક અગત્યનું શહેર ગણાય છે ઉપરાત આ શહેર જાણવાજોગ ઐતિહાસિક તવારીખ પણ ધરાવે છે અસલ છેક સને ૧૨૧૯ મા સુઝદલના રાજાએ એની સ્થાપના કરી હતી અને તે સમયે એ પાટનગર ગણાતું હતું. ત્યાર બાદ એને તાતારના લોકોએ એક પછી એક એમ પાચવાર પોતાને કબજે કર્યું હતું આમ પાચ, પાચવાર રૂશિઅનો અને તાતારીઓ આ કિંમતી શહેર માટે ટગ ઓફ વોર ( ખેંચતાણ ) થયેલી. શહેર બે ભાગમા વ્હેંચાયેલુ છે. એક વોલગા ઉપર અને એક ઓકા નદીના જમણા કિનારે. બેની વચ્ચે નવાઈ પમાડે એવો ઝૂલતો પુલ આવેલો છે પાસે પાસે હારબંધ હોડીઓ મૂકીને ઉપરથી લાકડાનો રસ્તો બનાવેલો છે



એક વાત આ શહેરની ઉપયોગીતા પૂરવાર કરે છે. આ શહેર બીજા અનેક વેપારી શહેરોની મધ્યમા આવેલું હોઈ દરેક શહેર સાથે નજદીકનો સંબંધ છે. તે ચકોર વેપારી રૂશિઅનોએ વ્યાપારની સગવડતા અર્થે એક યોજના ઘડી કાઢી છે. તે મુજબ દર વરસે તા. ૧ લી જુલાઈથી એક જબરજસ્ત ગંજાવર મેમાની રચના અને શરૂઆત કરવામાં આવે છે; જેથી આસપાસનાં શહેર અને ગામડાંમાથી અનેક પ્રકારની વિવિધ વસ્તુઓ લઈને દુકાનદારો અને વ્યાપારીઓ આવી પહોચે છે. કહેવાય છે કે દુનિયા-ભરમાં ભરાતા મેળાઓમાં કોઈ એની તોલે ન'જ આવી શકે. આસપાસના પરગણામાંથી લગભગ એક લાખ માણસો મેળામાં ભાગ લેવા ઉતરી પડે છે. તેથી આ શહેરની વસ્તી બમણી થઈને બે લાખ થઈ જાય છે. ઉપરાંત ૮૦૦૦ મ્હોટા વ્યાપારીઓ કાયમનો વસવાટ કરી રહ્યા છે. આ મેળો છેક નવમી સદીથી એટલે આજે હજાર વર્ષ થયાં એકધારો ભરાતો આવ્યો છે, વધતી જતી લોકસગવડ ખાતર ચાર વખત આ મેળો ભરવાની જગ્યા બદલવામાં આવી હતી. તેમાં આજે ભરાતી જગ્યા સન ૧૮૧૮ માં શહેનશાહ એલેક્ઝાન્ડ્ર પહેલાએ નક્કી કરી હતી. તે પહેલાં આશરે પચાસ માઈલ દૂર માકારીફમાં મેળો ભરાતો હતો. એક વાર મ્હોટી આગે પણ ભારે ખરાબી કરી હતી. આ મેળામાં ભાગ લેવાને આસપાસનાં ગામો ઉપરાંત છેક યારકંદ કાશગર, તુર્કસ્તાન અને ઈરાનથી પણ સાહસિક વેપારીઓ આવે છે. આ પચરંગી દેશના અનેક ભાષા જાણનારા લોકો પોતાના જુદા જુદા પોષાકથી આ મેળામાં જે નવિનતા આણે છે એનો તો એ જોનારાને જ ખ્યાલ આવી શકે. આ મેળામાં જે કરોડો રૂબલની ઉથલપાથલ થાય છે એનો ત્યાં ગોદામ જેવા ભરવામાં આવતા કોઠાર જોનારને જ ખ્યાલ આવી શકે. આ બજાર માટે વાચનાર રખે એમ માને કે કોક વિશાળ ઉજ્જડ મેદાનમાં તંબુ તાણીને તે ભરવામાં આવતો હશે. ના, એમ નથી. એ મેળામાં આવતા જોખમદાર માલ માટે ખાસ મજબૂત પથ્થરનાં મકાનનાં સાઠ બ્લોકો (મ્હોટાં મ્હોટાં મકાન) બાંધવામાં આવ્યા છે. જેમાં બધી મળીને ૨૫૦૦ દુકાનોનો સમાવેશ થાય છે. વળી વખારોની હારાહાર લંબાઈ હોય તે તો જુદી. ઉપરાત બહારના ભાગમાં ન્હાની ન્હાની તંબુ તાણીને બનાવેલી દુકાનો જુદી. ટુંકમાં કહીએ તો એ જોતા મેળા

**દુનિયાભરમાં અજોડ ગણાતો મેળો**

**મેળાના વેપારીઓ માટે બાંધવામાં આવેલી વખારો અને દુકાનો**



કરતાં એક વિશાળ સંગ્રહસ્થાન કે મારકીટનો ખ્યાલ મળતો હતો. આ દુકાનોની વચ્ચોવચ બે મજલાની સુંદર બાંધણીની ઈમારત આવેલી છે, તે પણ ન્હાના બંગલા જેવી નહિ પણ ૨૦૦×૨૦૦ ચોરસ ફીટની છે, મેળા વખતે બધો ખજાનો ખુલ્લો મૂકવામાં આવતો હોય તેવો દેખાવ થઈ રહે છે. ઝરઝવેરાતથી માંડી સાઈબિરીયા પ્રાંતમાંથી આવેલા લાકડાં, બાજુના પ્રદેશનું ૨, લાપલેન્ડની માછલીઓ, ઈરાન દેશના ગાલીચા રેશમી વણાટકામ અને કીનખાબના એકેક કરતાં સરસ નમુનાઓ આવેલા હોય છે. યુરોપથી લોખંડ તેમ બીજા દેશથી શિંગડા. આફ્રિકાથી હાથીદાંત, અને શીપ પણ આવેલા જણાય છે. આ મેળા વખતે દુનિયાના તવંગર શહેરોમાનું એક આ નિઝની શહેર ગણાય છે. કારણ કે ૨૫ થી ૫૦ કરોડ રૂબલનો માલ આવે છે. આને લીધે ગમે તેવો ન વેચાતો માલ પણ અહિં વેચાઈ જવાનો સંભવ હોય છે. અહિં આવેલા દેશપરદેશના વેપારીઓ ઉપરથી જ પૃથ્વિની પ્રજાનો કૈંક ખ્યાલ આવી શકે છે. અહિં ઝવેરાતની દુકાન ઉપર બાનુઓનો દરોરો ઝાઝો જણાય છે, આ ફેશનેબલ બાનુઓના પગના બુટ પણ સોનાના ભરતકામ જેવા સૂર્યપ્રકાશમાં દિપતા હતા. વળી હિંદુસ્તાનના મેળાઓ જેમ અહીં પણ ફીરકા, ચિચોડા, નાટક આદિ મનોરંજનનાં સાધનોનો પણ તોટો નહોતો. ખાવાપીવાની હોટલો અને નાટકશાળાની પણ ગોઠવણ કરવામાં આવી હતી.

**દેશપરદેશથી આવતા માલનો અંદાજ**

**જોવાલાયક મથકો**

આ શહેરમાં જોવાલાયક વસ્તુઓમાં એક અહિંનો ઝુલતો પૂલ, જમીન નીચે આવેલી ચિત્રગેલેરીઓ અને અર્ધગોળ આકારમાં બનાવેલી પાણીની નહેર છે, અહીં ઈલેક્ટ્રીક ટ્રામવે પણ હોઈને સુધરેલી દુનિયાના નવા સાયન્સનો લાભ લેવાને પણ આ પુરાણું શહેર ચૂક્યું નથી.

આ મેળાના સંબંધમા એક વાત જાણવાજોગ છે. હાલમાં રૂશિયામાં વધતી જતી રેલ્વેશાખાઓને લીધે વેપારીઓને જે સગવડતા મળતી થઈ છે, તેથી હવે આગળના જેટલા વેપારીઓ આ મેળામાં આવતા નથી. એની પુરાણી ઝળક હવે કૈંક ઓસરતી જાય છે, એમ મ્હારા સાંભળવામાં આવેલું. હવે દૂરદૂરના પ્રાંતો સાથે સીધો સંબંધ બંધાઈ જવાથી, નિઝની શહેરમાં બધાને એકઠા થવાની જરૂર જણાતી નથી. વળી સાઈબિરીઆના વેપારીઓને મોસ્કો સાથે સીધો વહેવાર ચલાવવાની સગવડ પણ રેલ્વે કંપનીએ કરી આપી છે,

**રેલ્વેના ખિલતા વેપારથી કરમાતું નિઝની**



જેથી નિઝનીનોવગોરોડના મેળાની ઉથલપાથલ હવે કમતી થતી જ જશે એમ અનુમાન કરી શકાય છે.

**મકારીઆમાં આવેલી મુસ્લીમ હોટલ**

શહેરના જે ભાગમાં મેળો ભરાય છે તેની પાડોશમાં જ મુસલમાનોની વસ્તી સારી છે. પૂછપરછ કરતાં ૨૦૦૦ ની સંખ્યા જણાઈ છે; એ મુસલમાન લત્તાના બે ભાગ હોઈ એક ભાગને "મકારીઆ" કહે છે તથા ત્યાં "હુશેનવ" નામની હોટલ આવેલી છે. સાથે મ્હોટું મુસાફરખાનું પણ છે. જ્યાં ઉતારાના ભાડાના રોજના બે રૂબલ આપીને મ્હેં ઉતારો કર્યો. આ ભાડું મ્હને તો સ્હેજ વધારે લાગ્યું, કારણ કે રૂશિઅન હોટલમા કિફાયત ભાડે રહી શકાય તેમ હતું. પણ આ ભાગની મુસાફરી મ્હેં મુસલમાન ભાઈઓની હાલતથી વાકેફ થવા માટે જ કરી હતી. એટલે અત્રે રહીને યોગ્ય વાતોની નોંધ કરવી સુગમતાભર્યું થઈ પડશે એમ મ્હને લાગ્યું.

**ઇસ્લામી મસ્જીદ**

હોટલના મેનેજર તૈમુરશાહ બીન શલાવતુલ્લા એક અનુભવી અને ઠરેલ આદમી જણાતો હતો. શરૂઆતમાં એ મ્હારી તરફ કૈંક શંકાશીલ નજરે જોતો, પણ જ્યારે એની ખાત્રી થઈ કે હું મુસલમાન છું, કોઈ મુસ્લીમ વેશે આવેલ ખ્રિસ્તી નથી; ત્યારે તે મારી સાથે ઠીક મળી ગયો અને મ્હને યોગ્ય મદદ અને સગવડ કરી આપવા તત્પર બન્યો. તે મ્હને મસ્જીદમાં લઈ ગયો, મસ્જીદનું મકાન ૨૦૦x૨૦૦ સમચોરસ હતું. તેની બાંધણી મજબૂત હોઈ દરેક દિવાલ ત્રણ ફુટ જાડી હતી. તેમજ એક ખાસ ઉંચો મિનારો પણ હતો. સાથે કુરઆનના પાઠ શિખવવા મકતબ (પાઠશાળા)ની પણ વ્યવસ્થા કરવામા આવી હતી. મ્હને અહીં અનેક વ્યક્તિઓ સાથે પિછાન થઈ. તેમાં એક ઈમામ મહંમદ ખલિલ ઈબ્ને અબ્દુલ ગુલામ સુલેમાની હતો, જે અરબ્બી, ફારસી ઉપરાંત તુર્કી ભાષા ઉપર અચ્છો કાબુ ધરાવતો હતો. ધાર્મિક જ્ઞાનમાં એ પ્રખર આલેમામાં એક ગણાતો. ઉપરાંત બાંગી મહમદ ફાતેહ ઉપરાંત કુરઆને શરીફ શિખવનાર અનેક મોલવીઓ પણ હતા. જેમાં કેટલાંક હાફીઝ (આખું કુરઆન મોઢે હોય તે) પણ હતા. એ બધાંની નિમણૂંક કોણ અને કેવી રીતે કરતું એ વિષે પૂછતાં જણાયું કે ખુદ રૂશિઅન સરકાર તેમનો દરજ્જો નીચે પ્રમાણે વ્હેંચી આપતી હતી.

**ધર્મગુરૂઓ ઉપર રૂશિઅન સરકારનો અંકુશ**

૧. નમાઝ પઢાવનાર સાદો ઈમામ.



૨. ,, ,, તેથી ચઢતો ઈમામજમેઆ.
૩. તેથી ચઢતો ઈમામખતિબ.
૪. ,, ,, ઈમામ મુદરરિસ.
૫. સર્વેનો ઉપરી અખુનમુફતી.

એ પ્રમાણે નિમણુંક કરીને રૂશિઅન સરકાર તેમનું સાલિયાણું નક્કિ કરી આપતી. હાલના મુફતી રૂશિઅન સરકાર તરફથી ૧૦૦૦૦ રૂબલનું વાર્ષિક સાલીયાણું મળે છે. તેનું નામ મહંમદ યાર છે. જેનું મુકરર કરેલું મથક સાયબિરીઅન રેલ્વે ઉપર આવેલા યુફા નામના શહેરમાં છે.

યુફા શહેરમાં આવેલા મુસ્લીમોનું વસ્તીપ્રમાણ

યુફા શહેર ૪૭,૧૧૨ ચોરસ માઈલના વિસ્તારવાળું શહેર છે. વસ્તી ૩,૦૦૦,૦૦૦ છે; જેની અડધી વસ્તી મુસલમાનોની કહેવાય છે. આ શહેરમાં મુસ્લીમ આગેવાનને વસાવી એને સુન્ની મુસલમાનોના મધ્યબિંદુ તરીકે બનાવવાની રૂશિઅન સરકારની નેમ હોય એમ લાગે છે. મ્હારો વિચાર પહેલાં એમ હતો કે આ શહેરમાં થઈને સાઈબિરીયન રેલ્વે માર્ગે છેક ચિનના પાટનગર પેકિન સુધી જવું, મુસલમાન ભાઈઓની રહેણીકરણી, હાલત વિ૦ નો અભ્યાસ કરવો. સંજોગવશાત્ તેમ થઈ શક્યું નહિ. છેવટે મધ્ય એશિયાની ટ્રાન્સ કાસ્પિઅન રેલ્વે ઉપર મ્હારે ઉતરી જવું પડયું.

યુફા શહેરમાં વસતો એ મુફત (મુખ્ય ધર્મગુરૂ) ધર્મને લગતા દરેક નિયમના ગુંચવાડામાં છેવટનો ફેંસલો કરે છે; તે બધા ધર્મગુરૂઓને મંજુર હોય છે. હિંદના મુસ્લીમ ઉલમા અને આલેમો જેમ મક્કા કે ઈસ્ટમ્બોલના મુખ્ય કાઝીનો મત મંગાવે છે, તેમ અહિંના રૂશિયન મુસલમાનોને આ સરકાર તરફથી મુકરર થયેલા મુફતીના અભિપ્રાયને જ છેવટનો માનવાની ફરજ પાડવામાં આવે છે. એમ મ્હને આસાખાનની મુસાફરી વેળા મ્હોટી મસ્જીદના હાફેઝ ઝેનુનબિન અબદુલ રહીમે જણાવ્યું. આ હાફેઝ પણ કુરઆનના અભ્યાસમાં પ્રવીણ હોઈ અહિંની મદ્રેસાનો મુખ્ય શિક્ષક છે.

અહિંના રૂશિઅન ધર્મગુરૂઓની નોંધ સાથે મુસ્લીમ આલમમાં ઉદાર હાથે નાણાં વેરનાર સખાવતી મુસ્લીમ ભાઈની સખીસેવાની નોંધ પણ લેવી અસ્થાને ન જ ગણાય.

હું જે મુસાફરખાનામાં ઉતર્યો છું, તેને બંધાવનાર માલેક વિષે પૂછ-



પરચ કરતાં, એ સખાવતી નર હાજી અહમદ હુશેનફ વિષે કંઈક સંક્ષિપ્ત બાતમી મેળવવા સફળ થયો.

મુસ્લીમ કરોડપતિ હાજી હુસેનફ

એ કરોડપતિ હાજી અહમદે પોતાની બધી દોલત પ્રમાણિક મહેનત, વેપાર અને જહેમતથી મેળવી હતી, એમના વડીલ મહંમદ ગલ્લી હુસેનફ એક ગરીબ તાતરી મુસલમાન હતો. અને ચુટલ નદીને કાંઠે વસેલા ઓરેનબર્ગ પ્રગણાની સ્હામે કિનારે આવેલા શાઇદ નામે ગામનો રહેવાશી હતો. (કેટલાક એ ગામને સીમબીટ પણ કહે છે.) એ પોતાના ઝૂંપીમાં ત્રણ પુત્રો મૂકીને જન્નતનશીન થયો, હાલમા ત્રણે પુત્રો વૃદ્ધ થયા છે. તેમાં વડો છોકરો તે આ મુસાફરખાનાનો બંધાવી આપનાર. વીસ વરસની વાત ઉપર ત્રણે ભાઈઓ બાપના જેટલા જ કંગાળ અને ગરીબ હતા. ન્હાના ન્હાના અનેક પ્રકારના ઉદ્યોગો કરીને, જાતમહેનતથી પ્રયત્નો કરતા અંતે નસીબદેવીની પ્રસન્નતાથી આજે ૨૦ લાખ રૂબલની પુંજી ધરાવતા થયા છે. એ મ્હોટાભાઈને કોઈ વંશવારસ નહિ હોવાથી પોતાની તમામ દોલત લોકસેવાને માર્ગે ખર્ચવાનો ઈરાદો કર્યો છે. એની જાહેર અને ગુપ્ત અનેક સખાવતો આજે મશહૂર છે. એ પોતાના મરણ પછી પોતાની સ્થાવરજંગમ મિલકત પણ લોકસેવા માટે જ અર્પી જવાના છે: આમાં-એની સખાવતોમાં પણ ઉંડી વિચારશીલ નજર જણાઈ આવે છે. સદાવ્રતો નિભાવીને લોકોને હરામ હાડકાના નહિ બનાવતાં, લોકોની દરિદ્રતા દૂર કરનાર વિદ્યાનો પ્રકાશ ફેલાવવા પાછળ જ એણે પોતાની દોલતનો મુખ્ય ભાગ ખર્ચ્યો છે. છતાં ધર્મશાળા અને ઉપયોગી આશ્રમો માટે પણ એ ભૂલ્યો નથી. લોકોને જમાડવા એ ગરીબી દૂર કરવાનો સાચો ઉપાય નથી. આજે જમનારા કાલે ભૂખ્યા થશે, પણ વિદ્યાધન મેળવનાર કદિ એ સાચું ધન ગુમાવનાર નથી. કારણ વિદ્યા ચોર ચોરી જનાર નથી. એ જ્યાં જશે ત્યાં એનો માલીક એનો ઉપયોગ કરી શકશે, જેમ એ ઉપયોગ કરશે તેમ તે વધશે, એ માટે એણે જ્ઞાનપ્રચાર પાછળ નાણાં છૂટે હાથે વેર્યાં છે.

દોલતનો સાચો ઉપયોગ

આ મુસાફરખાનામાં હું ઉભો છું, તેનું ત્રણ મજલાનું મકાન પણ ગંજાવર છે. એક બાજુ મુસ્લીમ હોટલ આવેલી છે. નીચે ગોદાઉનો તેમ જ દુકાનો આવેલી છે. એ ભાડાની વાર્ષિક ઉપજ ૧૭૦૦૦ રૂબલ આવે છે, એ પણ



મજકુર સખાવતી ખાતાના નિભાવઅર્થે આપવામાં આવે છે. એના કારભારીએ મ્હને જણાવ્યું કે ઓરેનબર્ગ શહેરમાં સાત મસ્જીદો અને ત્રણ મદ્રેસાઓ આવેલી છે. તેના નિભાવઅર્થે આ ભાડાની રકમ તે ઓરેનબર્ગ પહોંચતી કરે છે. એ ત્રણે મદ્રેસાઓ

મદરેસે ઝદીદી હુસેનફ
મદરેસે મુઝફર હુસેનફ
મદરેસે મોઅનસ હુસેનફ

નામે ઓળખાય છે. આટલી બધી મદ્રેસાઓ ઉપરાંત બીજાઓની બંધાવેલી મદ્રેસાઓ પણ આવી છે. તે બધી ત્યાં નભે છે. તેનું કારણ આખા ઓરેનબર્ગ જીલ્લામાં આશરે ૧૭ લાખ માણસો છે. તેમાં તાતાર કે કિરઘીઝ જાતના મળીને સાડાચાર લાખ મુસલમાનો વસે છે. ત્યાં ઓરેનબર્ગ શહેરની વસ્તી એકાદ લાખની છે. તેમાં કેટલા મુસલમાનો વસે છે અને મદ્રેસાઓનો લાભ કેમ લેવાય છે વિ૦ ત્યાં જઈને જોવાની મ્હારી ઈચ્છા હતી. પણ રુસા સાથે આ મુસાફરી પણ મારે માંડી વાળવી પડી. કેમ તે કારણ આગળ ઉપર જણાવીશ.

**સંસારસુધારક વિચારના મશહૂર ઇસ્લામી આગેવાન**

વળી આ ઓરેનબર્ગ શહેરમાં એક પ્રસિદ્ધ મુસલમાન આલેમ ફતેહ અફેન્દી બીન ગિલયાન કરીમુફ નામે વસે છે. એની વિદ્વત્તા, ઉદાર વિચારો અને બુદ્ધિના તેજ વિષે જ્યાં ત્યાં ખૂબ સાંભળ્યા પછી તેની રૂબરૂ મળવાની પણ ભારે ઉત્કંઠા થઈ. તેના એક ઓળખીતા મિત્ર પાસેથી મ્હેં તેની ઉપર એક ઓળખાણપત્ર પણ લખાવી રાખેલ. જેથી તે વખત આવે ઉપયોગી થાય. પણ કમનસિબે એ કાબેલ આદમીની મુલાકાતના પ્રસંગથી વંચિત રહેવું પડ્યું. આ આલેમ અરબ્બી, તુર્કી, ફારસી, ફ્રેન્ચ, ભાષા પણ જાણે છે. ફ્રેન્ચ ભાષાનો અભ્યાસ એણે ફ્રાન્સના રાજનગર પારીસમાં પાંચ વરસ વસીને કરેલો. તેમ જ સંસારસુધારામાં એના વિચારો ઘણા આગળપડતા અને ઉદાર ગણાય છે. જેમ હિંદુસ્તાનમાં મુસ્લીમ સુધારક તરીકે સર સૈયદ અહમદનું નામ મશહૂર છે, તેમ રુશિઆમાં આ ફત્તેહ અફેન્દી મશહૂર છે.

**બડેખાંઓની ટેકરી—હાઇ હિલ**

હવે સ્હામે પાર આવેલા કેટલાક પુરાણા કિલ્લાઓનો પરિચય આ પુસ્તકમાં કરાવીશ. જેમ મુંબઈ શહેરમાં કેટલાક શ્રીમાન બડેખાંઓ મલબાર



હીલ અને માઉન્ટ પ્લેઝંટની ટેકરી ઉપર વસે છે, તેમ અહિંનો પણ શ્રીમાન વર્ગ "હાઈ હીલ" ઉપર સુંદર બંગલાઓ બાંધીને વસે છે, આ હિલ કૈંક વધારે ઉંચી છે, ઉપર અને નીચે જવાઆવવા માટે ઈલેક્ટ્રીક ટ્રેનની વ્યવસ્થા કરવામા આવી છે. એ ટ્રેન ૧૫ મીનીટમા ઉપર પહોચાડે છે, આ ઉંચી ટેકરીથી છેક નીચે સુધી આ પુરાણો કિલ્લો લમાયેલો છે. છેક દશમી સદી પહેલા તે બધાયો હશે, કારણ કે ૧૦૪૪મા એનો વિસ્તાર વધારવામા આવ્યો હતો અને ૧૧૧૬મા આસપાસ પત્થરની મજબૂત દિવાલ કરવામા આવી હતી. એ કિલ્લાનો વિસ્તાર એટલો ગંજાવર છે કે આગલા વખતમા સખ્યાબંધ દેવળો, દુકાનો પોતપોતાના વિશાળ ચોગાન સાથે આ કિલ્લામા આસાનીથી ગોઠવાઈ ગયા હતા. અદર કેટલીક ઐતિહાસિક ઈમારતો પણ આવેલી છે. તેમા એક સેન્ટ સોફીયાનું દેવળ છે. જે આગળ લાકડાનું બાંધવામા આવેલું દેવળ બળી જતા સને ૧૦૪૫મા ફરીવાર બાંધવામા આવેલુ તે સમયે તાતરી અને કોન્ટીટનોપલના લોકો બાંધકામની કળામા પ્રવિણ ગણાતા; તેથી છેક કોન્ટીટનોપલથી એને માટે કારીગરો અને શિલ્પીઓને બોલાવવામા આવેલા. આ શિલ્પીઓ કેટલા બધા પારંગત હોવા જોઈએ એ વાતનો ખ્યાલ આટલા ઉપરથી મળી શકશે કે આજ હજાર વરસો થયા છતા દેવળની દિવાલો જેવી ને તેવી અભેદ્ય છે. ફક્ત બારીબારણાનો સ્હેજસાજ ફેરફાર શિવાય આજ સુધી એ જુની ઈમારતમા કૈં પણ ફેરફાર કે સમારકામ કરવાની જરૂર જણાઈ નથી.

પુરાણા કિલ્લામાં આવેલું વિખ્યાત દેવળ

બીજુ જોવાલાયક સ્થાપત્ય અને યેરોસ્લાફનો મિનારો (Yarosallaf's Tower) છે તે આમની સભા (common council)ના વિશાળ ચોગાનમા આવેલો છે. આ કાઉન્સીલ આગળ મુનસીઓનો દરબાર હતો.

યેરોસ્લાફનો મિનારો

પુરાણો કિલ્લો જોયા પછી મ્હને લાગે છે કે આ કિલ્લો અસલ મુસલમાનોનો બાંધેલો હશે અને પાછળથી તેમા રૂશિયન દેવળો અને રૂશિયન કલાનો કૈંક ઉમેરો થયો હશે કેમકે આ આખો કિલ્લો, ખાનોના બનાવેલા કાઝાન શહેરના પુરાણા કિલ્લાને આબાદ મળતો આવે છે.

કિલ્લાની બહાર પણ કેટલાક જુના યાદગીરીના, સ્થંભ, દેવળો



અને મહો આવેલા છે. આ બધામાં રૂશિયન રાજ્યની સ્થાપનાના હજારમા વરસના ઉત્સવ વખતે ઉભો કરેલો સને ૧૮૬૪નો મિનારો જોવા જેવો છે.

રાજ્યસ્થાપનાનો હ-જાર વરસનો ઉત્સવ

અભ્યાસીઓએ આ એક અચ્છો પદાર્થપાઠ લેવા જેવો છે. એ સ્થળને મથાળે એક ગ્લોબ આવેલો છે, તેની આસપાસ ચઢતાઉતરતા એવી રીતે બાવલાંઓ મૂકવામાં આવ્યાં છે. જે રૂશિઅન તવારીખના એક પછી એક બનતા ઐતિહાસિક પ્રસંગો ખરી પડતા હોય તેવાં લાગે છે. અને જોનારની નજરે જુનો ઈતિહાસ તાજો કરે છે.

એ રીતે નિઝનીનોવગોરોડ કળા-કૌશલ્ય અને કેળવણી બાબતમાં પ્રગતિ કરતું આગળ વધેલું છે. પબ્લીક લાયબ્રેરી અને મ્યુઝીઅમ પણ છે. બીજી ન્હાનીમોટી અનેક લાયબ્રેરીઓ તો છે જ. વળી દર વરસે ભરાતા મેળાથી આ શહેરને એક પ્રકારનો ટેકો મળે છે. ઉપરાંત કાંઠે આવેલી નદીઓમાગ વેપાર પણ ખિલેલો છે. અહિંનાં વહાણો અહિંથી તે કાસ્પીઅન સમુદ્રના બંદરો અને સ્હામે પાર આવેલા ઠેઠ ક્રાસનોવોડસ્ક સુધી ફરે છે અને

નદીમાર્ગે થતો વેપાર

વોલગા નદીને કિનારે વસેલા શહેરોમાં પણ માલની આવજા પણ ધમધોકાર ચાલે છે. વળી નોવગોરોડનાં પરાંઓમાં ઉતારૂઓને એક કાંઠેથી બીજે કાંઠે લઈ જવા ન્હાનીન્હાની બોટો અને મચ્છવાઓ પણ દોડે છે. એક મોટરલોંચ પંદર-પંદર મીનીટે આવજા કર્યા કરે છે. તે જ પ્રમાણે મ્હોટી આગબોટો કચ્છથી કાઠીઆવાડ જવા માટે ઉપડે છે, તેમજ મુકરર થયેલા નિયમો મુજબ ઉપડયા કરે છે. આમાં ટપાલ લઈ જનારી સ્ટીમરો પણ છે. તે કારૂ-કાશ-મિરકુરી નામે ઓળખાય છે. કારૂ-કાશ-મિરકુરી એટલે કોરેકાર તરફ મંગળના સિતારાની જેમ દોડતી સ્ટીમરો, આવું વિચિત્ર નામ છે.

કાઝાન તરફ મુસાફરી

આ કારૂકાશ મરકયુરી લાઈનની "વલીજીમનમાખ" સ્ટીમરમાં તા૦ ૪ થી ઓગસ્ટની સ્હાંજના કાઝાન જવા ઉપડયો. આ સ્ટીમર નોંધવાલાયક રીતે સગવડભરી હતી. આ સ્ટીમરમાં પહેલો અને બીજો વર્ગ ઉપર હોય છે અને ત્રીજો વર્ગ નીચે હોય છે. વળી બીજા વર્ગના મુસાફરોને એકએક છૂટો ઓરડો મળે છે. ઓરડાની ચાવી તેને સોંપવામાં આવે છે. અંદરની વ્યવસ્થા આપણી બોટો જેટલી સાંકડી નથી હોતી. અંદર બેસવા માટે સોફા, લખવાનું મેજ, મોઢુ ધોવાનું વોશીંગ સ્ટેન્ડ, વિ૦ બરાબર ન્હાના રમકડા



જેવા ઓરડામાં રીતસર ગોઠવાએલાં હોય છે. રૂશિયામાં જેમ સ્થળે સ્થળે ક્રૉસો આવેલા છે તેમ અહિં ઓરડામાં પણ ક્રાઈસ્ટ અને મેરી વરજીનની મૂર્તિઓ દરેક ખુણામાં મૂકાયેલી છે. ખાવાનો સેલુન જુદો છે. તેમા પણ આપણે માંગીએ તે રાંધી આપવાની સગવડ રાખી છે. દરેક ભાગમા વિજળીક બત્તી અને નોકરને બોલાવવા માટે વિજળીક ઘંટ તૈયાર જ હોય છે. નોકરો પણ નમ્ર જણાયા છે. આટલી બધી સગવડ સાથે વોલ્ગા નદીમા મુસાફરી શરૂ થઈ. પાણી કૈંક ગંદું અને ઝાખુપીળું લાગતું હતું વચ્ચે વચ્ચે ન્હાના ન્હાના ટાપુઓ દેખાતા હતા. અહિં પણ મુસલમાનોની વસ્તી દેખાય છે. ઉત્તર નોર્વે પ્રદેશમાં તો રાત્રે સૂર્ય અસ્ત થતો નથી; ત્યારે અહિં રાત થાય છે, એટલે વખંત ખુશનુમા રીતે આનંદમા પસાર થાય છે.

**દરેક પ્રકારની સગવડથી ભરેલી કેબિન**



# કાઝાન

## પ્રકરણ ૧૪ મું

સ્ટીમર કાઝાન શહેરની નઝદીક આવી પહોંચતાં જ સૌથી પહેલાં મુસાફરની નજર સુલતાના શમબિકાખાનમનાં પાંચ તબક્કાવાળા ગગનચુમ્બિત મિનારા પર પડે છે.

તારતારી શહેનશાહતનું અમોલું સ્મારક

સ્ટીમર હજી કાઝાનથી સાત માઈલ દૂર હતી. મ્હારી નજર તો એ જ દશ્ય ઉપર ચોંટી ગઈ હતી. જેમજેમ શહેર તરફ સ્ટીમર ધસતી જતી હતી તેમતેમ મિનારો અને તેની આસપાસના મકબરાઓનો ભવ્ય દેખાવ વધારે અને વધારે સ્પષ્ટ થતો હતો. એ મિનારો તાતાર શહેનશાહતની પુરાણી મગરૂરીના સ્થાપત્યરૂપે હજીયે સગર્વ માથુ ઉંચું રાખીને જોનારને જુનો ઈતિહાસ સંભળાવી રહ્યો છે. એને જોતાં જ દુનિયાની ચડતીપડતીના અનેક પ્રસંગોના વિચારો મ્હારા મગજમાં પસાર થવા માંડયા, આ ક્ષણભંગુર સંસાર અને તેમાં રાજ્ય કરી ગયેલા મ્હોટા મ્હોટા મહિપતિઓ, એ બધા આજે કયાં છે?

"ખવાબો ખ્યાલ હો ગઈ સારી હિકાયતે
પુરાના જમાના નરહા ન વોહ ઈનસાન ભી."

આ બધા દેખાવથી મ્હારા અંતરમાં કૈંક નવી લાગણી પ્રગટતી હોય તેમ લાગ્યું અને મ્હારાં ચક્ષુમાં આગળ ઈસ્લામી જાહોજલાલી અને મહોજ્જ્વલતાભર્યો પુરાણો ઈતિહાસ તરી રહ્યો. પેલા ઉંચા મિનારા ઉપર પાછો ઈસ્લામ ધ્વજ ફરકતો દેખાવા લાગ્યો. મ્હારે કાને કોઈ અનન્ત પ્રદેશમાંથી કાઝાનના છેલ્લા ઈસ્લામી મરહૂમ ખાનના શબ્દો પોકાર કરતા જણાયા કેઃ–

પુરાતન જાહોજલાલીનું લાગણીભીનું સ્મરણ

"ઓ મ્હારા ભટકતા ઈસ્લામી બિરાદર! અનેક દેશોની મુસાફરીની રખડપટ્ટી પછી મ્હારા પુરાણા રાજનગરમાં તું આવી પહોંચે છે. પણ ત્યાં નથી આજે મ્હારી શહેનશાહત કે નથી અનેક દેશોને જીતનારા મ્હારા બહાદુર સૈનિકો, ફક્ત અમ્હારા પુરાતન ગૌરવની શાખપુરતી નિષ્પ્રાણ ઈમારતો ખડી છે. સને



કાઝાનનો મુસલમાનોથી વસેલો લત્તો

દેવળમાં બદલાયેલી મસ્જીદ

૧૫૫૨ની સાલમાં, મ્હારી પુરાણી શહેનશાહત ખાકમાં મળી ગઈ. છેલ્લી લડાઈમાં તસુ તસુની જમીન માટે અમ્હેં લઢ્યા હતા. બહાદૂરી અને શૌર્યમાં અમે કોઈ રીતે કમ નહોતા, પણ ઈશ્વરના સંકેત આગળ અમ્હેં પણ લાચાર થયા, ચડતીપડતીના ઈશ્વરના ઘડેલા નિયમમાંથી કોઈ છટકવા પામ્યું નથી કે અમ્હેં છટકી શકીયે, મોડા કે વ્હેલા ચડતી પછી પડતી આવવાને જ સર્જાઈ છે. આજે સાડા ત્રણુસો વરસ થયાં અમ્હારી એ સલ્તનતની રૂશિયન સરકાર માલેક થઈ પડી છે. ત્હારા જેવા એક ભટકેલ મુસાફરને આવકાર દેવા અને પુરાતન રાજનગરની મહોજ્જવળતાનો ખ્યાલ આપવા પૂરતુંયે કાંઈ જ બાકી રહેવા પામ્યું નથી. ફક્ત મ્હારી પ્યારી સુલતાના શમબિકાખાનમનો મિનારો કુદરતના કર્તાએ હજી જાળવી રાખ્યો છે. એટલા હું એના શુક્ર અદા કરૂં છું, પ્યારા હમદીન બિરાદર, જો આ ત્રણ તબક્કાવાળો ગુંબજ દેખાય છે. એ આગળ મુસલમાન મદ્રેસા હતી અને તેની બાજુમાં આવેલા પ્રતાપવંતા ગુંબજો દેખાય છેને, એ વિષે તું શું ધારે છે ? જો, જો, પેલું પુરાતન ગ્રીક ઢબનું ખ્રિસ્તી દેવળ દેખાય છે, આહ ! આજે એ ખ્રિસ્તીઓનું દેવળ થઈ પડયું છે; પણ ગઈ કાલે, ઓ૨ અહલેઈસ્લામના માનનારાની એ આપણી પવિત્ર મસ્જીદ હતી. તેમાં પાંચે વાર તે કિરતારના આદેશને ઝીલવા માટે મુસલમાનભાઈઓ ભેગા મળતા હતા. તેની પાડોશમાં આવેલી ભપકાબંધ વિશાળ ઈમારતપર જરા નજર નાખ, એ તો મ્હારો પોતાનો કમનસિબ આદમીનો મહેલ હતો. અને પાસે ફરતો વિશાળ કિલ્લો દેખાય છે, તેમાં ઈસ્લામી સૈનિકો વસતા અને અમ્હેં બધા અમનચમન અને મોજ ભોગવતા હતા. આજે, ક્યાં ગઈ એ બધી જાહોજલાલી, જેના બધા પ્રતાપવંતા દિવસો, પડતીના ચક્રમાં રોળાઈ ગયા છે. ઓ પ્યારા બિરાદર, જે દિવસે પ્યારી સમબિકાખાનમના ઉંચા મિનારા ઉપરથી ઈસ્લામી ધ્વજ નીચે પડયો, તે દિવસથી રૂશિયન રાજ્યના બે મોઢાવાળા ગરૂડ ચિન્હ સાથેનો ધ્વજ બિરાજે છે. તેના બળવાન પંજામા ખ્રિસ્તી ધર્મનો ક્રૉસ આપવામાં આવેલો છે."

આ બધા પોકારો અને એક પછી એક સપાટાબંધ પસાર થતા વિચારોના વમળમાં હું લપેટાયલો હતો. ત્યાં સ્ટીમર કિનારા પાસે આવી એનું પણ મ્હને ભાન રહ્યું નહિ. મ્હારા કાનમાં આજે પણ એ છેલ્લા ખાનના કરૂણ શબ્દો રગી

રહ્યા છે. આસપાસના ઉતારૂઓના કોલાહલથી હું મ્હારા સ્વપ્નમાંથી જાગૃત થયો અને કિનારે ઉતરવાની ધમાલમાં પડયો.

કિનારે ઉતર્યો; ત્યારે સ્હવારના આઠ વાગ્યાનો અમલ હતો. છતાં સૂર્યનો તાપ કૈં વધારે ઉન્હો લાગતો હતો. કિનારાથી શહેર બે માઈલ દૂર આવેલું હોવાથી ગાડી કરીને ગાડીવાનને શહેર તરફ ગાડી હાંકવા કહ્યું. શહેર છત્રીએક ટેકરી ઉપર આવેલું છે. તેની પહેલી ચઢણ ઉપર પહોંચતાં જ મુસલમાન મહોલ્લો આવે છે, જેને રૂશિઅન ભાષામાં **શીન**નોયા કહે છે અને **તાર**તરી ભાષામાં પીશાન-બઝાર કહે છે, હું પણ આ મહોલ્લામાં આવેલી એક હોટલમાં ઉતર્યો; જેથી મુસલમાન ભાઈઓ સંબંધી યોગ્ય હકીકતોની નોંધ લેવી સુગમતાભરી થઈ પડે.

કાઝાન શહેરની વસ્તી

કાઝાનના પણ બે ભાગ છે. એક તેની મ્હોટી રાજધાની અને બીજો આ મુસલમાનોથી વસેલો કસબો, જે વાલગા નદી અને જૂના કાઝન શહેરની પૂર્વે અડધા માઈલ ઉપર આવેલો છે; સ્ટીમરથી શહેર સુધીનો બે માઈલનો માર્ગ લગભગ ઉજ્જડ જેવો જ છે. શહેરની વસ્તી ૧૩૦૦૦૦ માણસોની છે, તેમાં ૩૫૦૦૦ તો મુસલમાનો જ વસે છે; તેમાં લગભગ બધાં જ સુન્ની અને હનફીમઝહબને અનુસરે છે. આ શહેરમાં ઘોડાની ટ્રામ દોડે છે.

અહિં આવેલી મદ્રેસા અકના સંચાલક હાફેઝ હાજીમુબારકને ભોમીયા તરીકે સાથે લઈને ગામમાં ફરવા નીકળ્યો. આ શહેરમાં ૧૬ મસ્જીદો અને ૧૫ મદ્રેસાઓ આવેલી છે. તેમાં છોકરાંઓને કુરઆન શરીફની શરૂઆતથી માંડી ધર્મની હદીસો ( સ્મૃતિ ) તેમ જ બીજી સહીસ બાબતોને લગતું જ્ઞાન આપવામાં આવે છે. મ્હારા ભોમીયા હાજીમુબારક પોતે કુરઆનના હાફેઝ હતા. ( કુરઆન આખું મોઢે હોય તે હાફિઝ ગણાય. ) તેમ અરબ્બી અને ફારસી ભાષા માદર જબાન જેમ સરળતાથી બોલી લખી શકતા હતા; મ્હારા જોવામાં આવેલી બધી મસ્જીદો અને મદ્રેસાઓ સંગીન અને સારી હાલતમાં હતી. મકાનની બાંધણી પણ ૨ થી ૩ ફીટની મજબૂત દીવાલોથી ચણાયેલી હતી, અહિં મસ્જીદ પાસે હિંદમાં હોય છે તેવો મિનારો પણ છે અને બધેથી મુઆઝઝીન (બાંગી) પાંચ વખત નમાઝ માટે અઝાન ( બાંગ ) પોકારે છે:

મસ્જીદોની બાંધણી, હોઝ માટે અગવડ

હિંદની મસ્જીદો કરતાં અહિંની મસ્જીદોમાં એક વિશેષતા જણાય છે. તે એ કે અહિંની મસ્જીદોની આસપાસ કમ્પાઉંડ અને બગીચાની ગોઠવણ છે; પણ



વૉલ્ગા નદીને સુરમ્ય તટે આવેલો સુલતાના સંમ-
બિકાખાનમનો પાંચ તળક્કાવાળો ઉચ્ચો મિનારો આ
ભવ્ય મિનારો આઠ માઇલ દૂરથી પણ જોઈ શકાય છે



વૉલગા નદીના કાંઠા ઉપરથી દેખાતો કાઝાન શહેરનો રળીયાંમણો દેખાવ. સુલ-તાના સંમબીકાખાનમનો ઉંચો મીનારો તેમજ આસપાસની પુરાતન ઇમારતો.



સૌથી વધારે જરૂર તો પાણીના હોઝની હોય છે; જે કોઈ માણસને વઝુ (એક પ્રકારની હાથપગ ધોવાની ક્રિયા) કરીને નમાઝ પઢવી હોય તો સુગમતાથી થઈ શકે. મસ્જીદમા હોજની સગવડ નહિ હોવાથી અહિંના બધા લોકો ઘરથીજ વઝુ કરીને નમાઝ પડવા જાય છે. એથી અહિં એવો રિવાજ પડી ગયો છે.

એટલું જ નહિ પણ હોઝ ઉપરાત સંડાસ કે પાણીના નળની પણ સગવડ ક્યાં રાખવામા આવતી નથી? અહિંની ૧૬ મસ્જીદોમા લગભગ બધી જ બે મજલાની બાંધેલી છે અને મદ્રેસા પણ ઘણીખરી બે મજલાની જ છે.

લાકડાંના ઘરોને આગનો ભય

અહિંના મુસલમાનોના ઘરો ઘણાખરા દેશના રિવાજ મુજબ લાકડાના જ બાંધવામા આવેલા છે. ઘરોની બારીઓ બધી રગીન અપ-ટુ-ડેટ પરદાથી બધ રાખવામાં આવેલી દેખાય છે. બહાર ફૂલના કુંડા અને બીજા શણુગારને લીધે આ લોકોની સુઘડતા અને કલાપ્રિયતાની ઝાંખી થાય છે. એટલે આગનો ભય તો ખરો જ. લાકડાંના ઘરો બળી જતાં વાર ન લાગે. બળે અને સાથે પાડોશીના ઘરોને પણ ભેગા ખેંચતા જાય. આ વાત મ્હેં મ્હારા બોમિયાને કરી એટલે તેણે એક નિસાસો નાખીને આઘાત કબૂલ કરતા કહ્યું કે થોડા જ મહીના ઉપર અહિં આગથી એક મસ્જીદ પાસે આવેલા મુસ્લીમ લત્તાઓની પાયમાલી થઈ હતી પણ અહિંના મુસલમાનો વીમાકંપનીના ફાયદા સમજતા હોવાથી લગભગ દરેક ઘરનો વીમો ઉતારેલો હોય છે. તેથી ઘરો વીમા કંપની પોતાને ખર્ચે પાછા તૈયાર કરાવી આપે છે મ્હારા હાફિઝ બોમિયાની મદ્રેસા પણ આજ લત્તામા આવેલી હોઈ તે પણ આગના સપાટામા આવીને લગભગ પાયમાલ થઈ હતી. પણ એનો વીમો ઉતારેલો હોવાથી હું ગયો; ત્યારે પાછી બાંધવાની તૈયારીમા હતી. અહિં આપણા દેશની જેમ મસ્જીદોનો વીમો ઉતારવામાં આવતો નથી. બાકી ઘરનો વીમો તો દરેક જણ ઉતારે છે. હિંદી મુસલમાનો એટલા દીનહીન થઈ પડ્યા છે કે આસમાની સુલતાનીથી સાવચેત થઈને પોતાની જીંદગીનો વીમો વગરઢીલે ઉતારવાના ફાયદા સ્હમજતા થાય તો સારૂં. આગ આ નુકશાનકારક બનાવ જોયા પછી મ્હને ખ્યાલ આવ્યો, આપણા દેશમા કુટુંબના એકના એક આધાર જેવા માણસને

વીમાના ફાયદા



મરી જતા અને તેની પાછળ તેના કુટુંબને પારકી દયાપર નીભતા વખતો વખત આપણે બધી જીંદગીમાં જોઈએ છીએ. છતાં આપણા લોકોની ઉંઠી વિચારશક્તિ કોણ જાણે કયાં મરી ગઈ છે?' જેથી વીમાના ફાયદા હજી આપણે બહુ જ ઓછા માણસો રહમજીને અમલમાં મૂકીએ છીએ.

યાજુજ અને માઅજુજ નામની ત્રાસ વર્તાવતી કોમ

એક રમુજી પ્રસંગ નોંધવાની તક લઉં છું, એક સમયે અનેક મુસ્લીમ મિત્રોથી ઘેરાયલો હું બેઠો હતો. ત્યાં એક જણે સવાલ કર્યો કે તમે આખી દુનિયા ફરી વળ્યા છો તો યાજુમ અને માઅજુજ કયાંય દીઠાં છે ખરાં? [ આ યાજુજ અને માઅજુજ વિષે એક મુસ્લીમ ધર્મની દંતકથા છે કે આ કોમ કદમાં અતિ ઠીંગણી હોઈને તેના કાન ખૂબ લાંબા છે, જે ઘણું કરી કોહેકાફની પેલી મેર આવેલી છે. આગળના યુગમાં સિકંદર કરીને એક બાદશાહ થઈ ગયો છે. તેણે આ કોમને એક કિલ્લામાં પૂરી કહેવાય છે. આ કોમ ઈનશાન જેવી છે; છતાં હેવાનિયતભર્યાં કામો કરી આદમ જાતને વખતોવખત હેરાન કરતી હતી. તેથી સિકંદરે એનાપર જય મેળવીને કોમને એવા સ્થળે પૂરી છે કે જયાંથી તે કદિ પાછી બહાર આવી ન શકે.] જવાબમાં મ્હેં કહ્યું-તમે માનશો? આ કોમ મ્હને લાગે છે કે તમે પોતે જ છો, આ જવાબથી સાંભળનાર ટોળું કંઈક ચકિત બન્યું. પણ મ્હેં મ્હારી વાત આગળ હાંકે રાખતાં દલિલ કરી કે:—તમે તુર્કિ, એશિયા, ઈરાન અને અફઘાનિસ્તાન તેમ જ હિંદુસ્તાનમાં ઉતરી નહિ પડો; માટે ત્હમારી આસપાસ કુદરતે એક મ્હોટા પહાડરૂપી દિવાલ ચણી લીધી છે; તેથી એક બાજુ કોકેશીયન પર્વત, બીજી તરફ એલ્બર્ઝ પર્વત, ત્રીજી તરફ હિંદુકુશ પર્વત, ચોથી બાજુ કારાકોરમ પર્વત અને પાંચમી બાજુ હિમાલય પર્વત આવેલો છે, આથી તમે બહાર નીકળી દુનિયા ઉપર વિજય મેળવી શકતા નથી, કેમ ખરૂંને? બધા એકસામટા આ મ્હારી દલીલ ઉપરથી હસી પડયા અને કંઈક અજબ થયેલા જણાયા.

મુસ્લીમ મરદો અને ઓરતોનો પહેરવેશ

હું આગળ ઉપર કહી ગયો છું તેમ કાઝાન શહેરના બે ભાગ છે. એક ન્હાનો, બીજો મ્હોટો, ન્હાનકડા કાઝાનને તેઓ પોતાની દેશભાષામાં નોવીસુલુબદા કહે છે; એમાં બધા મુસલમાનો જ વસે છે. અહિંના મુસલમાનો જેઓ સુધરેલા કહેવાય છે, તેઓ યુરોપિઅન ઢબનો પોશાક પહેરીને ભપકા-



બંધ ફરે છે. જ્યારે દેશના લોકોના અસલ પહેરવેશમાં પણ મુસલમાનો અને ખ્રિસ્તીઓ વચ્ચે "સબ્બકા" ટોપીથી ફેર જણાઈ આવે છે. તેઓ તુર્કો જેવી ઢીલી ઇજાર અને લશ્કરી હોલબુટ જે છેક ગુંઠણ સુધી આવે છે તે પહેરે છે. છાતી ઉપર બદન જેવી પકાણી જાકીટને મળતો આવતો વાસ્કુટ પહેરે છે. જ્યારે અહીંની ઓરતોનો પહેરવેશ ખ્રિસ્તી ઓરતોના પહેરવેશને લગભગ મળતો આવે છે. ફરાક અંદર પેટીકોટ અને ગાઉન પહેરે છે અને માથે પારસીઓ અને મેમણ સ્ત્રીઓની જેમ માથાબાનુ બાંધે છે. અહિં સ્ત્રીઓ બુરખો ઓઢે છે. પણ કૈંક ટુંકો અને મોઢું અને છાતી ઢંકાય તેટલા પૂરતો જ તે પહેરે છે. તે કૈંક મિસરી ઢબને મળતો આવે છે, પણ ટુંકો; અહીંની સ્ત્રીઓના જોડામાં એક વિશેષતા લાગે છે. ઠંડો મુલ્ક હોવાથી પગના રક્ષણ માટે પુરૂષો મ્હોટા હોલબુટ પહેરે છે; ત્યારે સ્ત્રીઓ એક જાતના ડબલબુટ પહેરે છે. ઘરમાં પહેરવા માટે સપાટ જેવા બુટ હોય છે, તે જ બુટ ઉપર એ લોકો બીજા બુટ પહેરી લે છે. જેમ આપણે મોજાં પહેરીએ છીએ તેમ, ઘરમાં આવતાં તેઓ મ્હોટા બુટ કાઢી નાખે છે અને ન્હાના બુટ સપાટને બદલે પહેરી રાખે છે. આ બુટ મોજાંનાં જેટલા જ સાફ હોવાથી નમાઝ વખતે પણ પગમાથી ઉતારતા નથી.

બુરખાનો ઉપયોગ ફેવકોમ માટે જ કરવામાં આવે છે.

એક વાત મ્હને જરા વિચિત્ર લાગી હતી. જ્યારે હું અંગ્રેજી હેટ પહેરીને ફરવા નિકળતો; ત્યારે સ્હામે મળતી મુસ્લીમ સ્ત્રીઓ, મ્હને ખ્રિસ્તી સ્હમજીને બુરખામાંથી મ્હોઢું ઢાંકી નહિ દેતાં બેદરકારીથી પસાર થઈ જતી; પણ જ્યારે હું અને મ્હારા હાફેઝ ભોમિયા ફરવા નિકળતા; ત્યારે હું પણ "સબ્બકા" ટોપી પહેરી લેતો. એ વખતે ઇસ્લામી ઓરતો પસાર થતી તે બધી જ અમ્હારાથી લાજ કાઢવા બુરખાનો છેડો ઉંચો કરી લેતી, એટલે સુધી કે અહિંની ગરીબ પનિહારીઓ પાણી ભરીને બેડું માથે લઈ જતી હોય; છતાંયે પોતાની પછેડીથી તેઓ મોઢું ઢાંકી દેતી. આ વાત મ્હેં મ્હારા હાફેઝ ભોમિયા આગળ કાઢતાં તેણે અફસોસ કરતા કહ્યું કે એ ધર્મથી અધૂરી કેળવણી અને જાહેલિયતનું પરિણામ છે.

અહિંનાં મુસ્લીમ ઘરો હિંદના મુસલમાનોનાં ઘરો જેટલાં સાદાં અને જીંદગીની ઓછામાં ઓછી જરૂરીઆતનાં રાચરચીલાવાળાં નથી, પણ લગભગ



દરેક ઘર:ભપકાબંધ યુરોપીઅન ઢબે સુઘડતાપૂર્વક શણગારેલું. જણાયું હતું. અંદર મરદો અને ઓરતો માટેની બેઠકો જુદી છે. કેટલાંક ઘરોમાં બહારના આવનારાઓ માટે યુરોપીઅન ઢબના ઓરડા પણ છે.

મરદો રંગે યુરોપીઅન જેવા ગોરા અને કેટલાક પીળા રંગનાં છે. બધા મહેનતુ અને ખંતીલા લાગે છે. જ્યારે સ્ત્રીઓ સફેદ છે, તેઓના નાકનો ઘાટ અણીઆળો અને ફૂટડો છે. તે લગભગ આરમેનિયન ઓરતોના ચહેરાને મળતો આવે છે. ભુરા, સોનેરી વાળ અને ચકચકિત આંખો, ગુલાબી ટુંકા હોઠ અને સફેદ ચામડીમાં આ ઘાટ ઘણો મોહક લાગે છે.

**ધાર્મિક દખલગીરી**

અહિ બધાં ઘરમાં તારતરી ભાષા બોલે છે, જ્યારે હિસાબકીતાબ અને ખતપત્રો બધાં રૂશિઅન ભાષા રાજભાષા હોવાથી તેમાં જ રાખવામાં આવે છે. અહિ કેટલાકો રૂશિયન ભાષા પણ જાણતા નથી. દરેક દુકાને, દુકાને આપણા દેશમાં દેશભાષા અને રાજભાષામાં પાટીયાં લટકાવવામાં આવે છે; તેમ અહિં પણ તાતરી અને રૂશિયન લીપીમાં પાટીયાં લખાયેલાં નજરે પડે છે.

હું મ્હારા ભોમિયા સાથે અહીંના એક છાપખાનામાં ગયો હતો, જ્યાં બન્ને ભાષામાં છાપકામ થતું હતું; ત્યાં છપાતા મુસ્લીમ પંચાંગ ઉપર તેઓ હમેશાં ઈસ્લામી મહોજ્જ્વળતાની યાદ રૂપે પ્યારી સુલતાના શમબિકાખાનમના મિનારાનું ચિત્ર છાપે છે.

અહિં સુન્ની અને હનફીમઝહબ પાળનારા ૩૫૦૦૦ મુસલમાનો વસે છે. છતાં રૂશિઅન સરકારની ધાર્મિક દખલગીરી ચાલુ જ છે: દર જુમ્માની નમાઝ બાદ નામદાર ખલીફા સુલતાન અબદુલ હમીદખાન માટે દુવા કરવા દેવામાં આવતી નથી. તેમ જ ધર્મગુરૂની નિમણુંક વિ૦ અનેક બાબતની ધાર્મિક દખલગીરી છતાં ઈસ્લામી ભાઈઓ પોતાના ધર્મપર ચુસ્ત રહીને તે પાળ્યા જાય છે.

**દોલતમંદ મુસ્લીમો**

વેપાર અને દોલતમાં કેટલાક આગળ વધેલા મુસ્લીમોની પણ ટુંક નોંધ ન લઉં તો એટલી ઉણપ રહી જશે. માટે ઈસ્લામીઓની હાલત પર અજવાળું નાખતી હકીકતમાં એકનો જરૂરી ઉમેરો ટપકાવી લઉં છું.

૨૨॥ લાખ રૂબલનો આસામી સાલેહ ગુબેદુલ્મીન, ૧૫ લાખ રૂબલનો



આસામી હાજી અહંમદ હુસેફ, ના લાખ રૂબલનો આસામી મહંમદજાન ગલરૂ, ૩ લાખનો આસામી મહંમદ સાફીર કઝાદુક, ઉપરાંત એક લાખથી બે લાખની મતા ધરાવનાર આશરે બીજા ૨૦ આસામીઓ છે અને અડધાથી એક લાખની મતા ધરાવનાર ૫૦ આદમીઓ છે. ઉપરની રકમનો મુખ્ય ભાગ વેપાર માટે વપરાતી મિલ્કતમાં રોકાયેલો કહેવાય છે.

ન્હાનીમ્હોટી દુકાન ધરાવનારાઓ તો અનેક છે. ઉપરાંત ફેરી કરનારાઓ અને ગાડી ભાડે ફેરવનારાઓની સંખ્યામાં પણ મુસલમાનો વધારે દેખાય છે.

કાઝાનની બજારો.

કાઝાન શહેર જોવા માટે હું ટ્રામગાડીમાં ચઢી બેઠો. વોલગા નદીની સપાટીથી ૨૦૦ ફીટ ઉંચે આવેલી ટેકરી ઉપર આવેલી તેની મુખ્ય બઝારોમાં થઈને ફરતાં ફરતાં પશ્ચિમના છેડા તરફ આવેલા કાઝાનના પુરાણા કિલ્લાના દરવાજા પાસે આવી પહોચ્યો. આ ભવ્ય કિલ્લાની પત્થરની અભેદ દિવાલો જોઈ ને મારા દિલમાં કિસ્મતના ફરતા ચક્રની યાદ તાજી થઈ. આ કિલ્લા ઉપર ઈસ્લામના શૂરવીર નરોની હારમાળામાં બિરાજતા મંગોલીઅન લડવૈયા ચંગીજખાને શહેર જીત્યા પછી તેરમી સદીમાં પોતાનો વિજયધ્વજ ફરકાવ્યો હતો. એ વીરનરના વીર પૌત્ર બાતુખાને ૧૨૩૭ની સાલમાં રૂશિયાના મ્હોટા ભાગને કબજે કર્યો હતો. સો વરસ સુધી ઘડીકમાં સુલેહ અને ઘડીકમાં ખુનરેજી વચ્ચે ડોલતા સિંહાસનપર એનો વંશ રાજ્ય કરી રહ્યો હતો, ત્યા હિંદપર સ્વારી કરનાર પ્રખ્યાત શહેનશાહ તૈમુરલંગના પ્રજારા આગળ એ ટકી શક્યો નહિ. ત્યારથી ચંગીઝખાનની ઓલાદની પડતી થઈ, નવા ખાનનો સિતારો ચમકવા માંડયો, તે પછી વરસો સુધી એ ખાનનો ઝૂંડો અનેક નગરો સાથે કાઝાનપર ઉડતો રહ્યો, ત્યાર પછી રૂશિયાના પ્રખ્યાત રાજા ઇવાન–જેને મુલ્કો જીતી રાજ્યનો વિસ્તાર વધારવાની મહેચ્છા હતી–તેણે અનેક મુલ્કો જીત્યા હતા. તેથી ઈતિહાસ ઘડનારા એને ટેરીબલ ઇવાનના નામે સંબોધે છે. નસીબ દેવીના એ રાજા ઈવાન ઉપર ચારે હાથ હતા. એ જ્યાં જતો ત્યાં એના કંઠે વિજયદેવી વરમાળા આરોપતી હતી. તે ૧૫૫૨ની સાલમા કાઝાનના કિલ્લા ઉપર પોતાની અપરિમિત ગણાતી સેનાને લઈ વંટોળાયાની પેઠે ફરી વળ્યો, મુસલમાનો આ હુમલા સ્હામે ઈતિહાસમાં સોનેરી અક્ષરે લખી શકાય તેવી મજબૂતાઈથી ટક્કર ઝીલી રહ્યા. પણ ઘણા વખતની લડાઈ પછી ખાનોના રાજ્યનો સિતારો

રૂશિયા ઉપર મુસલમાનોની સ્વારી



માનો દિવસમાં પાંચ વખત નમાઝ પઢે છે. એક સ્હવારે સૂર્ય ઉગતાં પહેલા, બીજી મધ્ય બપોરે, ત્રીજી સ્હાંજે, ચોથી સંધ્યાકાળે (મગરીબના) પાચમી રાત્રે. એવી રીતે પહેલા તબક્કા ઉપર સ્હવારની, બીજા ઉપર બપોરની, ત્રીજા ઉપર સ્હાંજની, નમાઝ વખતે અઝાન (બાંગ) દેવામાં આવે, એવી સુલતાનાની ઇચ્છા હોવાથી આ મિનારો એ પ્રમાણે યોજના અનુસાર બાંધવામાં આવ્યો હતો. મિનારો લાલ ઈંટથી બાંધેલો હોઈ ઉપલા સર્વ તબક્કા ઉપરાંત આઠ તબક્કા આપેલા છે. મિનારાની સલામતી માટે રૂશિઅન સરકારે થોડીક મરામત કરાવીને લોઢાના સળીયાથી ટેકો આપ્યો છેઃ એની ટોચ ઉપર ગરૂડ ચિન્હ સાથે તેના પંજામાં ક્રૉસ મુકી ગઈ કાલનો અઝાન પોકારવાનો મિનારો આજે વિધર્મીઓના કબજામાં છે, એવો પોકાર કરતું ચિન્હ મૂકવામાં આવ્યું, એ મિનારા પાસે ઇલ્મ શિખવાની એક મદ્રેસા પણ આવેલી છે. એ મિનારા અને મદ્રેસા વચ્ચે ૭૫ × ૭૫ ફીટની જગ્યાને સ્હેજ ઉંડી ખોદવામાં આવેલી છે. તે પહેલાના વખતમાં નમાઝ પહેલાં વઝૂ કરવા માટે બનાવવામાં આવેલ હોજ હશે એમ તેની અંદર ઉતરવાનાં ૧૧ પગથીઆં ઉપરથી જણાઈ આવે છે. મદ્રેસા મજબૂત ઈંટની બાંધણીથી અને જમીનથી ૬ થી ૭ ફીટ ઉંચા પુસ્તા ઉપર ખડી કરવામાં આવી છે. એનો ઘેરાવો ૧૫૦ થી ૧૬૦ ફીટનો છે. જ્યાં આગળ કુરઆનના પાઠ કરવામાં આવે છે, ત્યાં આજેહ, ઈસા મરીઅમ, અને બીજા ખ્રિસ્તીઓમાં પવિત્ર મનાતા સેન્ટપીટર અને પોલ વિ૦ મહાત્માઓનાં પૂતળાંઓ મૂકવામાં આવ્યાં છે. આ ઇમારતને હમેશાં તાળું મારી બંધ જ રાખવામા આવે છે. એને સાફ રાખવાની કોઇ દરકાર કરતું નથી.

ખાનનો પુરાણો રાજમહેલ

પાસે આવેલા ખાનનો પુરાણો રાજમહેલ, બે મજલાનો પત્થરના મજબૂત બાંધકામથી તૈયાર કરેલો છે. હાલમાં રૂશિયન સરકારના અમલદારોનું રહેઠાણ હોવાથી અંદર જવાની તક મળી નહિ. એ પુરાણા મ્હેલ અને મદ્રેસા વચ્ચે એક પત્થરનો ઉંચો માર્ગ બનાવવામાં આવ્યો છે. ત્યાંથી પાછલા ભાગ ઉપર જવાય છે; ત્યાં હાલમાં ઘોડાના તબેલા આવેલા છે અને મ્હેલની જમણી બાજુએ ન્હાનો બાગ આવેલો છે અને તેના મુખ ઉપર એક ખુલ્લો ચોક છે. અહિંથી પાછા ફરતા માર્ગમાં અનેક રૂશિઅન દેવળો આવે છે. આ ગ્રીક ધાટનાં દેવળોને અત્રેના મુસલમાનો "કનીશા" કહે છે. જુના વખતની અહીં



અસ્ત થયો અને ઇવાનની બે માથાવાળા ગરૂડની ધ્વજા ફરકવા માંડી. એ રાણી શમબિકાખાનમના ભવ્ય મિનારાપર આજ લગી ઉડતો રહ્યો છે. ખ્રિસ્તીઓ અને મુસલીમોને ભૂતકાળમાં જબરૂં વૈર હતું, તેથી અનેક મસ્જીદો દેવળોમાં ફેરવી નાખવામાં આવી અને મુસલીમો પરાધીન રૈયતની જેમ અનેક કાયદાઓ નીચે ચગદાયેલા બન્યા.

**ખાનનો પુરાણો ઐતિહાસીક કિલ્લો**

કિલ્લામાં દાખલ થનાર મુસાફરને દરવાજામાં દાખલ થતાં જ એ ચડતી અને પડતીના ચમત્કાર અને આખો ઈતિહાસ જાણે પોતાની નજર આગળ ઉઘડી જતો હોય તેમ દેખાય છે. કિલ્લાના ભવ્ય દરવાજા આગળ ઝાર એલેકઝાન્ડ્ર બીજાનું કાંસાનું બનાવેલું ગંજાવર કદનું બાવલું મૂકવામાં આવ્યું છે. તેના ચ્હેરાનો મરોડ એવી રીતે વાંક આપીને ઘડવામાં આવ્યો છે કે જાણે તે સ્હેજ માથું ફેરવીને આ જીતાયેલા કિલ્લાને સગર્વ જોઈ લેતો હોય અને તેવી રીતે તેના ચ્હેરા ઉપર પણ મગરૂરીની છાપ પડેલી દેખાય છે. આ બાવલું ઘડનાર શિલ્પી પોતાની કલ્પનામાં આત્મા ઉતારવા શક્તિમાન થયો હોય તેમ લાગે છે. બહાર રૂશિઅન સિપાઈઓ પહેરો ભરે છે અને અંદરના ભાગમાં લશ્કરી અમલદારો અને ઓફીસરોના વહીવટને લગતી અનેક ઓફીસો આવેલી છે. દાખલ થતાં જ મ્હોટો એક વિશાળ રાજમાર્ગ આવે છે, જે શમબિકાખાનમના મિનારા તરફ

**પુરાણા કિલ્લામાં આવેલાં મથકો**

જાય છે. વચ્ચે એક મ્હોટું દેવળ આવે છે, જે પહેલાંના વખતમાં ખાનોની મુખ્ય મસ્જીદ હતી. અહિં થોભી જઈને અંદર જવાની મ્હને ઉત્કંઠા થઈ અને મ્હારૂં મન રાણી શમબિકાખાનમના એ ગગનચુમ્બિત મિનારાને દિલભર જોઈ લેવા તલપાપડ બન્યું હતું. દરવાજા પાસે આવી પહોંચતાં પહેરો ભરનાર રૂશિઅન સિપાઈને ચાંદીના એક સિક્કાની બક્ષીસ આપતાં જ તેણે આ દરવાજાને લગાડેલું તાળું ઉઘાડીને મ્હને દાખલ થવાની સગવડ કરી આપી. દાખલ થતાં મ્હેં જોયું કે ૧૦૦ ફુટ લાંબી અને ૭૫ ફુટ પહોળી જમીન ઉપર દરવાજો બાંધી તે ઉપર પાંચ તબ્બકા ગોઠવીને આ ભવ્ય મિનારો ચણવામાં આવ્યો હતો, પહેલા તબકકાને પહોંચવા ૪૬ પગથીઆં બનાવવામાં આવ્યાં છે. બીજા

**સુલતાના શમબિકાખાનમનો મિનારો**

તબક્કાને પહોંચવા ૨૪, ત્રીજાને માટે ૨૪, ચોથાને માટે ૬૪ અને પાંચમા માટે ૫૮ પગથીઆં બનાવવામાં આવ્યાં છે. બધાં મળીને કુલ ૨૨૨ પગથીઆં ચઢવાં પડે છે. આ પાંચ પગથીઆં બાંધવાની નેમ એ છે કે સુન્ની મુસલ-



માનો દિવસમાં પાંચ વખત નમાઝ પઢે છે. એક સ્હવારે સૂર્ય ઉગતાં પહેલાં, બીજી મધ્ય બપોરે, ત્રીજી સ્હાંજે, ચોથી સંધ્યાકાળે (મગરીબના) પાચમી રાત્રે. એવી રીતે પહેલા તબક્કા ઉપર સ્હવારની, બીજા ઉપર બપોરની, ત્રીજા ઉપર સ્હાંજની, નમાઝ વખતે અઝાન (બાંગ) દેવામાં આવે, એવી સુલતાનાની ઈચ્છા હોવાથી આ મિનારો એ પ્રમાણે યોજના અનુસાર બાંધવામાં આવ્યો હતો. મિનારો લાલ ઈંટથી બાંધેલો હોઈ ઉપલા સર્વ તબક્કા ઉપરાંત આઠ તબક્કા આપેલા છે. મિનારાની સલામતી માટે રૂશિઅન સરકારે થોડીક મરામત કરાવીને લોઢાના સળીયાથી ટેકો આપ્યો છેઃ એની ટોચ ઉપર ગરૂડ ચિન્હ સાથે તેના પંજામાં ક્રૉસ મુકી ગઈ કાલનો અઝાન પોકારવાનો મિનારો આજે વિધર્મીઓના કબજામાં છે, એવો પોકાર કરતું ચિન્હ મૂકવામાં આવ્યું, એ મિનારા પાસે ઈલ્મ શિખવાની એક મદ્રેસા પણ આવેલી છે. એ મિનારા અને મદ્રેસા વચ્ચે ૭૫ × ૭૫ ફીટની જગ્યાને સ્હેજ ઉંડી ખોદવામાં આવેલી છે. તે પહેલાના વખતમાં નમાઝ પહેલાં વઝૂ કરવા માટે બનાવવામાં આવેલ હોજ હશે એમ તેની અંદર ઉતરવાનાં ૧૧ પગથીઆં ઉપરથી જણાઈ આવે છે. મદ્રેસા મજબૂત ઈંટની બાંધણીથી અને જમીનથી ૬ થી ૭ ફીટ ઉંચા પુસ્તા ઉપર ખડી કરવામાં આવી છે. એનો ઘેરાવો ૧૫૦ થી ૧૯૦ ફીટનો છે. જ્યાં આગળ કુરઆનના પાઠ કરવામાં આવે છે, ત્યાં આજેહ, ઈસા મરીઅમ, અને બીજા ખ્રિસ્તીઓમાં પવિત્ર મનાતા સેન્ટપીટર અને પોલ વિ૦ મહાત્માઓનાં પૂતળાંઓ મૂકવામાં આવ્યાં છે. આ ઈમારતને હમેશાં તાળું મારી બંધ જ રાખવામા આવે છે. એને સાફ રાખવાની કોઇ દરકાર કરતું નથી.

ખાનનો પુરાણો રાજમહેલ

પાસે આવેલા ખાનનો પુરાણો રાજમહેલ, બે મજલાનો પત્થરના મજબૂત બાંધકામથી તૈયાર કરેલો છે. હાલમાં રૂશિયન સરકારના અમલદારોનું રહેઠાણ હોવાથી અંદર જવાની તક મળી નહિ. એ પુરાણા મ્હેલ અને મદ્રેસા વચ્ચે એક પત્થરનો ઉંચો માર્ગ બનાવવામાં આવ્યો છે. ત્યાંથી પાછલા ભાગ ઉપર જવાય છે; ત્યાં હાલમાં ઘોડાના તબેલા આવેલા છે અને મ્હેલની જમણી બાજુએ ન્હાનો બાગ આવેલો છે અને તેના મુખ ઉપર એક ખુલ્લો ચોક છે. અહિંથી પાછા ફરતાં માર્ગમાં અનેક રૂશિઅન દેવળો આવે છે. આ ગ્રીક ઘાટનાં દેવળોને અત્રેના મુસલમાનો "કનીશા" કહે છે. જુના વખતની અહીં



દેવળમાં ફેરવાયેલી મસ્જીદ કાબાનઓન્ઝટ

આવેલી પુરાણી મસ્જીદ જે હાલમાં દેવળમાં ફેરવી નાખવામાં આવેલી છે, ત્યાં આવી પહોંચતાં હું અંદર દાખલ થઈ શકયો નહિ. કેમકે મારા શરીર ઉપર તાતરી મુસલમાનનો પહેરવેશ અને માથે સબકા ટોપી હતી: આ મુખ્ય દેવળને રૂશિઅનો કાબાન ઓઝટ નામે સંબોધે છે. કાબા શબ્દ કદાચ મુસલમાનોના કાબા શરીફ ઉપરથી લેવામાં આવ્યો હશે. તેનો અર્થ કિબલો અથવા મસ્જીદે જામીઆ એવો થતો હશે. એમ હું માત્ર અટકળ કરૂં છું. જો મ્હારી સાથે મ્હારો હફિઝ બોમિયો હોત, તો હું તેને પૂછત અને કેટલોક ખુલાસો મેળવત. પણ એ બાપડો અહિં આવીને મ્હને બતાવતાં અને સમજાવતાં બ્હીતો હતો. તેથી હું જાતે ફરીને જેટલી માહીતી મેળવી શકયો છું તેટલી જ લખી શકીશ. આ વીગત મ્હેં મ્હારી સાથે ફરનાર રૂશિઅન સિપાઈ પાસેથી મેળવી છે.

ખાનોનું ગૂમ થયેલું પુરાણું કબરસ્તાન

મ્હારા જાણવામાં આવ્યું કે અહિં પુરાણા ખાનોનું કબરસ્તાન પણ આવેલું હતું; ત્યારે શહેરમાં ફરવા નીકળતાં ત્યાં જઈ પહોંચ્યો; તે વખતે કબરસ્તાનને બદલે એક રૂશિઅન દેવળ અને કોલેજની મ્હોટી ઇમારત જોવામાં આવી, જે જોતાં હું તો દિંગ થઈ ગયો, કબરસ્તાનની નોકથી નિશાની હતી નહિ. પૂછપરછ કરતાં ખબર પડી કે રૂશિઅન રાજ્ય શરૂ થતાં આ પુરાણું કબરસ્તાન પણ ફના કરવામાં આવ્યું અને ત્યાં આ ઇમારતો ચણવામાં આવી છે. આમાં ખરૂંખોટું ખુદાને ખબર, હાલમાં મુસલમાનોનું નવું કબરસ્તાન છે. ખ્રિસ્તી દેવળો આ શહેરમાં લગભગ ૫૦ છે. કેળવણીખાતાંઓ પણ ઠેરઠેર આવેલ છે. ઉપરાંત એલેકઝાન્ડ્ર પહેલાએ ૧૮૦૪ માં એક યુનીવર્સીટી સ્થાપી હતી. જેમાં ૧૦૦૦ કરતાં વધારે વિદ્યાર્થીઓ કેળવણી લે છે. સાથે સાથે એક લાયબ્રેરી અને મ્યુઝીઅમ પણ આવેલાં છે.

## કાઝાનથી સમરા

સમરા જવા માટે ઉપડયો

બુધવાર તા. ૬ ઠ્ઠી ઓગસ્ટને દિવસે કાઝાનથી સમરા જવા બપોરના બાર કલાકે સખ્ત ગરમીમાં બેતાબ થએલા જીવે સમાલુન કંપનીની સ્ટીમરમાં બેઠક લીધી. આ સ્ટીમર વોલગા નદીના તટ પાસેથી પસાર થાય છે તે વખતે પુરાણી ઇમારતો અનેક સ્થળે દેખાય છે. પણ કાઝાન છોડયા પછી છથી સાત માઈલ સુધી સુલતાના શમબિકાખાનમના ગગનભેદી મિનારાની



રોચ તો દેખાયા જ કરે છે. રસ્તે કામા નદીનો સંગમ થાય છે, જે વોલગા નદીની જ એક શાખા છે. માર્ગમાં મીઠું, લોખંડ, વિ૦ ભરીભરીને ઠેઠ સાઈબિરીઆથી વ્હાણો આવતાં મળે છે. નદીમાં આગબોટો એટલી ફરતી રહે છે કે ભાગ્યે જ એક કલાક થતો નહિ હોય કે તુરત જ સ્હામેથી બીજી આગબોટ અને તેની પાછળ બાંધેલા માલભરેલા મછવાઓની હારેહારનો કાફલો આવતો મળે છે. કિનારાપરની જમીન કૈંક કાળી રસાળ અને ખેતી માટે લાયક જણાય છે. લીલા હરીઆળા ઘાસપર ચરતાં ગાય, ઢોર વિ૦ દેખાવનાં ન્હાનાં ન્હાનાં ગામડાંઓ પણ વખતોવખત દેખાય છે, ગામડાંઓમાં પણ મુસલમાનોની વસ્તી હોવી જોઈએ; કારણ કે ગામડેગામડે મુસલમાન ભાઈઓ સ્ટીમર પર ચઢઉતર કરતા દેખાતા હતા. સ્ટીમર પર મૂકવા આવેલાં સગાંસંબંધીઓની આંખમાંથી તેમનાં પ્રેમનાં ઉન્હા આંસુઓ સરી પડતાં જોઈને મ્હને પણ મ્હારૂં કુટુંબ રહેજે યાદ આવી ગયું.

**ઓરેનબર્ગ જવાના માર્ગમાં સખ્ત ગરમીનો અનુભવ**

ગુરૂવાર તા. ૭ મી ઓગસ્ટે સમરા બંદરને કિનારે ઉતર્યો. અહિં પણ રૂશિઅન દેવળોના સોનેરી ગુંબજ આખા શહેરમાં દેખાતા હતા. સૂર્યના કિરણમાં પ્રકાશતા ગુંબજો એક પ્રકારનો ઝળકાટ ફેલાવી રહ્યા હતા. અહિંથી મ્હારો વિચાર ઓરેનબર્ગ જવાનો હતો, જેને લગતી દરેક તૈયારી મ્હેં છેક નિઝનીનવગોરોડથી કરી રાખી હતી. પણ યા અલ્લાહ! અહીં સૂર્યના તાપની ગરમી એટલી તો સખત પડતી હતી કે આપણું નક્કર શરીર પણ પરસેવાથી ઝેબેઝેબ થઈ અડધું થઈ જતું હોય તેમ લાગતું. નોર્થકેપમાં લાપલેન્ડની મુસાફરી વેળા હું ગરમીની ખૂબીઓ સંભાળીને તેનાં ગીત ગાતો. અહીં તો આ બધુ ક્યાંયે ગૂમ થઈ જતું. આ તો બળતી ભઠ્ઠી જેવા તાપમાં ભૂંજાઈને કવાબ થઈ જવાનો સોદો હતો. પાણી પીવા માટે મ્હેં એક નિયમ ઘડેલો, તેથી મ્હને આ ગરીબનો ત્રાસ અસહ્ય લાગતો. દેશની મુસાફરી કરતાં તેના પાણીની અસરથી માંદા પડવાનો વખત ન આવે; માટે દરેક વખતે પાણી ગરમ કરીને જ હું પીતો હતો અને આ સખ્ત તાપ સુકાઈ જતાં ગળામાં ઠંડા પાણીની એક જાતની રાહત મળતી, તે મ્હારા બાંધેલા નિયમથી હું મેળવી શકતો નહિ. ગરમ અને ઉકાળા જેવું પાણી ગળામાં ઉતારવું વસમું લાગતું. જ્યાં મળે; ત્યાં હું કોઈવાર સોડાવોટર જેને અહીં રૂશિઅન ભાષામાં શેલ્ટર-



શીવેલા કેહે છે તે પી લેતો; પણ મ્હને જ્યારે ખબર પડી કે ઓરેનબર્ગમાં તો આના કરતાંયે વધારે સખ્ત તાપ પડે છે, ત્યારે તો તોબા! તોબા! મ્હારો ઇરાદો નછૂટકે રાજીખુશીથી મ્હેં ફેરવ્યો! જો ત્યાં હું માંદગીથી પટકાઈ પડું તો મ્હારા એકલાઅટૂલા આદમીનું શું થાય? એટલે હવે સમરા જોઈને જ સંતોષ પકડ્યો, ન ખમાય એટલી સખ્ત ગરમીમાં મ્હારા જેવા એકલાઅટૂલા મુસાફર માટે આગળ વધવું ઉચિત નહોતું. સમરા પણ વોલગા નદીને કિનારે વસેલું છે. તેમજ તે ટ્રાન્સ-સાઈબિરીઅન રેલ્વે અને ઓરેનબર્ગ રેલ્વેના રસ્તા ઉપર આવેલું છે. એક તરફની લાઈન ઠેઠ મોસ્કો નગર જાય છે; ત્યારે બીજી તરફનો છેડો ઓરેનબર્ગ સાથે જોડેલો છે. એ રીતે તે બન્ને મ્હોટા શહેરો વચ્ચે આવેલું હોવાથી વ્યાપારના એક મુખ્ય મથક તરીકે એની ગણના થાય છે. રૂશિઅન સરકાર દેશને ખૂણે ખૂણે રેલ્વે કેમ વધારતી જાય છે તે વિષે ખ્યાલ મેળવવાની તક મ્હને અહિં સાંપડી હતી. એ વિષયનું કૈંક લખાણ લખું તે પહેલાં આ શહેરમાં જાણવાજોગ જે કંઈ જણાયું તેની ટુંક નોંધ કરી લઉં છું.

**બે મુખ્ય શહેરો વચ્ચે આવેલું સમરા**

**ઝાર બીજા એલેકઝાન્ડરનું બાવલું**

આ શહેરમાં રૂશિયાના રાજ્યકર્તા બીજા એલેકઝાંડર ઝારનું બાવલું આવેલું છે. બાવલાની આસપાસ બીજાં ન્હાનાં પૂતળાંઓ મૂકીને એક પ્રકારનું ભવ્ય વાતાવરણ ખડું કરેલું છે. બાવલા પાસે મૂકેલા પૂતળાંમાં બે મર્દનાં અને બે ઓરતનાં છે. તેમાં એક ઓરત લોઢાની સાંકળથી બંદીવાન થઈ હોય તેમ ઉભેલી છે. જ્યારે બીજી ઓરતના હાથમાં શહેનશાહી તાજ છે. ત્રીજે ખૂણે ઉભેલો મર્દ ગુસ્સાથી પોતાની તલવાર ઘુંટણ ઉપર મુકી ભાંગી નાખી સગર્વ જોઈ રહ્યો છે. પાસે જ રૂશિઅન ભાષામાં એક તખ્તી ઉપર લેખ જણાય છે; પણ એ હું સ્હમજી શકયો નહિ તેમ જ મ્હારી સાથે મ્હને સ્હમજાવે એવો કોઈ ગોઠીયો હતો નહિ, લાગે છે કે સમરા નગર જીતવા પછી ઝારે પોતાના શત્રુઓ ઉપર ફત્તેહ મેળવી તેના એંધાણ તરીકે આ સ્મારક ખડું કર્યું હશે.

**ફીણચઢાવેલું ઘોડીનું દુધ**

શહેરના રસ્તાઓ યુરોપના મુખ્ય રાજનગરો જેટલા વિશાળ અને પહોળા બનાવવામાં આવ્યા છે. લોકોની વસ્તી આશરે ૩૦૦૦૦ માણસોની કહેવાય છે. ઘોડીના ફીણ ચઢાવેલા દુધ માટે આ સમરા શહેર ખાસ જાણીતું



ગણાય છે કહેવાય છે કે આ દૂધથી ઘણા ભયંકર રોગો નાશ પામે છે તેથી આ નવા પ્રકારની ચિકિત્સા માટે દૂરથી માણસો આવે છે ફીણ ચઢાવેલું ઘોડીનુ દૂધ આ કારણથી અહીંના લોકોનું માનીતું પીણુ થઈ પડયુ છે

અમ્હારી સ્ટીમર થોડા વખત માટે જ થોભી તરતમા આસાખાન તરફ ઉપડી જવાની હતી, એટલે સમરા શહેર જોવા જેટલો વખત હાથમા નહિ હોવાથી અહીં આવેલા પબ્લીક ગાર્ડન તરફ એક લટાર મારીને રહાજ પડતા હું સ્ટીમરમા ચઢી બેઠો

ટ્રાન્સ સાઇબિરિઅન રેલ્વે

શહેરમા ફરતા રેલ્વે વિષે જે કૈં મ્હને જાણવાજોગ ખબરો મળી તે ઉપરથી મ્હને રૂશિયન સરકાર રેલ્વેની ખિલવણી પાછળ કેટલો બધો ખર્ચ કરે છે તેની ઝાખી થઈ. આ રેલ્વેવહેવારથી વ્યાપારની સુગમતા ખૂબ થઈ છે એમા ટ્રાન્સ સાઈબિરીઅન રેલ્વે, જે મોસ્કો (રૂશિયાના જૂના પાટનગર) થી શરૂ થાય છે તે રીઆઝાક જંકશનથી આ સમરા નગર સુધી લબાય છે અને અહિંથી યુફા શહેર જેમા મુસલમાનોની જ વસ્તી હોઈ તેના મુખ્ય ધર્મગુરૂ શેખનું રહેઠાણ આવેલુ છે, ત્યાથી ઓમ્સક શહેર પસાર કરી ઓબ અને યેનીસી નદીઓ વટાવી છેક બાઈકલ સરોવરના દક્ષિણ ભાગની પ્રદક્ષિણા કરતી આગળ આવેલી વિશાળ આમુર નદીના તટ પાસે આવી પહોચે છે.

બે મહારાજ્યોના પાટનગરો વચ્ચે દોડતી ટ્રેન

આ નદી ઉત્તર મનચુરિઆ પ્રાંત જે ચિન દેશનો ભાગ છે અને જે રૂશિઅન સરહદ પાસે આવેલો છે તે અહિંથી ચિન દેશના અનેક નગરો વટાવતી ધસમસતી જાય છે તે છેક ચિનના પાટનગર પેકિન શહેર સુધી પહોચે છે આનું અતર જોવા માટે વાચક નકશા તરફ નજર કરશે તો બે ઘડી થભી જશે બે મહારાજ્યો-રૂશિઆ અને ચિનના પાટનગર સુધી પહોચાડતી એ રેલ્વે જાણે રૂશિઆ મેલ અને ચિન મેલ જેમ સળગ દોડયા કરે છે મુબઈથી કલકત્તા, મદ્રાસ કે કરાચી જવા માટે આપણે ત્રણ દિવસની મુસાફરી કરીએ એટલે હદ આવી ગઈ લાગે પણ અહિં તો આ સળગ રેલ્વે,છેક ૨૦ દિવસની મુસાફરી કરતી દોડે છે વાચનારને આ ઉપરથી સ્હેજે ખ્યાલ આવશે કે બે નગરો વચ્ચે કેટલે દૂર સુધીની આ રેલ્વેમુસાફરી છે દુનિયાભરમા મ્હોટામા મ્હોટુ અતર કાપનાર આ રેલ્વે અજોડ છે આ ટ્રેનનો ડબ્બો જોવા જતી વખતે ટ્રેનમા મળતી સગવડ જોઈને મ્હારૂ મન તેમા જવા લલચાયુ

ટ્રેનના દર અને બીજી સગવડ



જમવા માટે ડાઇનિંગરૂમ અને ન્હાવા માટે બાથરૂમો, તેમ જ ડ્રોઇંગ રૂમ વિગેરે જોતાં સ્ટીમરમાં સગવડ અનેક પ્રકારની છે એમ કહી શકાય તેમ હતું. રૂશિઅન સરકાર રેલ્વેપદ્ધતિ અનુસાર જેમ દૂર મુસાફરી કરવી હોય તેમ રેલ્વેના દર પણ ઓછા લે છે. આટલા સસતા રેલ્વે દર દુનિયાના કોઈ પણ શહેરની રેલ્વેના નથી, અમેરિકાના દર સસ્તા ગણાય છે. છતાં આટલા તો નહિ જ, દાખલા તરીકે મારે સમરાથી પેકિંગ જવા માટે પહેલા વર્ગના ફક્ત ૨૧ પાઉંડ આપવા પડે.

ચિનના પાટનગર પેકિંગ જવાની લલચાવનારી સગવડો

આ ઉપરથી પ્રિય વાચક, તું સ્હેજે સ્હમજી શકશે કે દુનિયા ભટકવા નીકળેલા મ્હારા જેવા શોખીન મુસાફરને આ ટ્રેનની સગવડ અને દર લલચાવનારા હતા. મ્હારો વિચાર ટ્રાન્સ કાસ્પિઅન રેલ્વે માર્ગે તાશકંદ અને ખોકંદ ફરી વળીને પછી કાશગર જવું એવો હતો. પેકિંગ ચિન માર્ગે જતી ટ્રેનથી જુદા જ રસ્તાપર આવેલ હતું, એટલે ડામાડોળ થતા મનને પટાવવા માંડ્યું કે ધાર્યા પ્રમાણે ટ્રાન્સ કાસ્પિઅન રેલ્વેમાં મુસાફરી કરી લઈ પછી આગળ ઉપર સગવડ પ્રમાણે જોઈ લઈશું.

ઓરેનબર્ગ રેલ્વે

હવે રેલ્વેની મ્હારી મુસાફરીની વાતપર આવી પહોંચ્યું. તે પહેલાં ટ્રાન્સ સાઈબિરીઅન અને ટ્રાન્સ કાસ્પિઅન રેલ્વેને જોડનાર ઓરેનબર્ગ તથા બીજી રેલ્વે જે રૂશિઅન સરકાર હાલમાં બાંધી રહી છે, તે વિષે કંઈક નોંધ રજુ કરવાની તક લઈશ. તમામ રૂશિઅન રેલ્વે ગાડીઓમાં ત્રણથી વધુ વર્ગ હોતા નથી. પણ ઓરેનબર્ગમાં ત્રીજા વર્ગ ઉપરાંત ચોથો વર્ગ પણ મૂકવામાં આવ્યો છે. તેનું કારણ એમ બતાવવામાં આવે છે કે આ રેલ્વે ઉપર કિરઘીઝ જાતના મુસલમાનોની ચઢઉતર ઝાઝી થાય છે. એ કિરઘીઝ જાતના લોકો લગભગ જંગલી જેવા જ છે. તેઓ ઘેટાં ચરાવનાર ભરવાડો અને દૂર જંગલમાં વસ્તી જાતોમાંના જ વધારે હોય છે. જંગલી પડાણો જેટલા જ બલ્કે તેઓ કરતાં પણ વધારે ગંદા હોય છે, તેઓ ચોથા અને સસ્તા વર્ગના જ ડબ્બામાં બેસે છે. ત્રીજા કે બીજા વર્ગના લોકો સાથે કોઈ જાતની ખટપટ જગાડીને પોતાની ગંદી રીતભાતથી તેઓ ત્રાસ ન આપે, માટે તેઓને ચોથા વર્ગમાં જ મુસાફરી કરવાની આ રીતે લાલચ આપવામાં આવે છે.

ત્રીજા ઉપરાંત ચોથા વર્ગનો રેલ્વે ડબો

તેથી ચોથા વર્ગના રેલ્વેદર ત્રીજા વર્ગ કરતાં પણ બરાબર અડધા

નાખવામાં આવ્યા છે. આમ ત્રીજા અને ચોથા વર્ગના બમણા તફાવતને લીધે તેઓ ભાગ્યે જ ત્રીજા વર્ગમાં મુસાફરી કરે છે.

ઓરેનબર્ગથી તુર્કસ્તાન થઈને છેક તાશકંદ

ઓરેનબર્ગથી તાશકંદ જવા ૧૨૮૦ માઈલનું રેલ્વેજોડાણ આજે ત્રણ વરસ થયાં શરૂ કરવામાં આવેલ છે. તે થોડા વખતમાં સંપૂર્ણ થઈ જશે. જેથી તાશકંદથી હાલના રૂશિઆના રાજનગર સેન્ટપિટસબર્ગ જવાનો માર્ગ ટુંકો અને વેગીલો બનશે. આ રેલ્વેનો લાભ સરદારીયા નદી ઉપર આવેલાં ગામડાઓની પ્રજાને પણ મળી શકશે. આ રેલ્વે ઓરેનબર્ગથી ઓરસ્ક થઈને ૧૧૦૦ માઈલ કાપતી છેક તુર્કસ્તાન જશે. તુર્કસ્તાનથી ચીમકેન્ટ થઈને તાશકંદ સુધીના બીજા ૧૮૦ માઈલ વધુ પૂરા કરશે. કોણ જાણે રેલ્વેની સગવડ વધારતી રૂશિઅન સરકાર જાણે ધરાતી જ ન હોય તેમ બીજી એક નવી રેલ્વે ઓરેનબર્ગથી ઓરસ્ક થઈને એરલ સરોવરના માર્ગે આવેલાં શહેરોમાં જવાની અગવડતા હોવાથી ઉમેરવાની વાતો થાય છે. તે એરલ સરોવર સાથે મળતાં આમુ દારાયા નદીના તટપર વસેલાં નગરોમા થઈને ખીવા માર્ગે ચારજુઈ પાસે ટ્રાન્સકાસ્પિઅન રેલ્વેને મળીને શાખારેલ્વે બનશે, ઓરેનબર્ગથી ખીવા ૮૬૬ માઈલ છે અને ખીવાથી મર્વ ૩૫૦ માઈલ છે. આસ્કાબાદ ૨૮૦ માઈલ છે. તેમજ બુખારા પણ ૨૮૦ માઈલ થાય છે. ઓરેનબર્ગથી સમરકંદ ૧૪૭૮ માઈલ દૂર છે. એ બધા મથકો શાખા રેલ્વેથી જોડી નાખવાની યોજના રૂશિઅન સરકાર ઘડી રહી છે. કરઘીઝ લોકોના મુલકમાથી એ શાખા રેલ્વે પસાર થશે. જેથી ત્યાંના માલ ઉન, કોલસા, કાંસા, સોનું, રૂપુ, વિગેરેના વેપારની સારી ખીલવણી થશે. આ તરફના કરઘીઝો તરકોમાન કહેવાય છે; જ્યારે પૂર્વ તરફના કરઘીઝો સાઈબિરીઅન કરઘીઝ કહેવાય છે.

## કરઘીઝ મુસલમાનો

કરઘીઝ જાતના મુસલમાનોનો મુલક અને તેની જનસંખ્યા

આગળ જણાવી ગયો છું તેમ કરઘીઝ લોકો તરકોમાન અને સાઈબિરીઅન એમ બે જાતમા વ્હેંચાઈ ગયા છે. ધર્મે બધા મુસલમાન જ છે. મ્હારી ટ્રેનની મુસાફરી દરમ્યાન આ જાતના લોકોના સમાગમમા હું આવેલો; તેથી જે કંઈ હકીકત હું મેળવી શક્યો છું તે જણાવીશ. એ બન્ને જાતના કરઘીઝો વળી કારા અને કાઝક ગણાય છે. કારા એટલે અમુક જ ઠેકાણે



વસવાટ કરીને ઠરી ઠામ પડેલા, કાઝક એટલે ભરવાડ જેમ ભટકતી જાત, અને વધુ લડાયક અને કૈંક ઝનૂની જાતઃ એ સઘળા કરધીઝોની જનસંખ્યા આશરે ૨૦૦૦૦૦૦ ની ગણાય છે. એ લોકો ચિનની ઉત્તરે, પશ્ચિમે આવેલા કુલજા શહેર અને વોલગા નદીની નીચે આવેલા મુલ્કોમાં વસેલા છે. જ્યારે બીજી તરફ સાઈબિરીઅન ઓબ નદીથી છેક દક્ષિણે પામીર અને તુર્કસ્તાન સુધીના મુલકોમાં ફેલાઈ ગયેલા છે.

**આસમાની સુલતાની વચ્ચે વસતા કરધીઝો**

પહેલા વર્ગના તરકોમાન કરધીઝો, જેમના મુલ્કને કરધીઝ સ્ટેપ કહેવામાં આવે છે તે એક વિશાળ પહાડી મેદાન જેવો મુલ્ક છે. તેમાં ખારાં પાણીનાં સરોવરો મળી આવે છે, જ્યારે મીઠા પાણીના વાખા છે. ખેતીલાયક ફળદ્રુપ જગ્યા તો જવલ્લેજ જોવામાં આવે છે. ઉનાળામાં એ મુલ્ક ધગધગતી ગરમીથી જાણે ભૂંજાઈ જાય છે. નિરસ અને સુક્કો પવન ફુંકાય છે. માણસનું લોહી સુકવી નાખવા માટે આટલું બસ ન હોય તેમ અધૂરામાં પુરૂં મચ્છરના

**દુનિયામાં સરી પડેલો દોઝખનો એક ભાગ**

ટોળાંનો ત્રાસ જબરો જણાય છે, માણસનું લોહી ચૂસી લેવા માટે મચ્છરો પૂરતા છે. ગરમીની મોસમમાં નદીઓ અને સરોવરોનાં તમામ પાણી સુકાઈ જાય છે અને તેની હસ્તી જ ભૂંસી નાખે છે. ત્યારે પાણી માટે માણસો ટળવળતા ફરે છે. જ્યારે શિયાળામાં એથી ઉલટી રીતે જુદી જ આફતથી બાપડા કરધીઝો ઘેરાઈ જાય છે. હવા પુષ્કળ ઠંડી બને છે. પવનના સખ્ત ઠંડા સુસવાટમાં થરથરતા દિવસો ગાળવા પડે છે; તેમાંયે અધુરામાં પૂરૂં બરફનાં વાદળાં અને વાદળાં તૂટી પડે છે. ત્યારે તેના ઝપાટામાં ઘેટાં, ઘોડા અને તેના માલેકોને પણ ખેંચી જઇને દાટી દે છે. આવા જીવતા દોઝખમાં આ કરધીઝો કેમ આટલી મ્હોટી જનસંખ્યામાં જીવતા હશે તે ખુદા જાણે. બાકી અહીંના મુસાફરને એમ જ લાગી આવે કે દોઝખનો કોઈ ટુકડો સરીને દુનિયામાં પડ્યો હોય તો એ કરધીઝોનો જ મુલ્ક હોવો જોઈએ.

**ગુફા અને કોતરોમાં વસતી ભટકતી જ-નૂની જાત**

આવા મુલકમાં વસતા કરધીઝો ખાસ કરીને ભરવાડો છે, તેઓ આજે અહિં તો કાલે બીજે એમ ભટકતા જ ફરે છે. એ લોકો આખા દેશને ખુદાનો આપેલો મુલ્ક ગણે છે. તેના એ લોકો આપખુદને એકલા રાજ્યકર્તા હોય તેમ સાધારણ મિલકત તરીકે તેને લેખે છે. ભટકતા ટોળાના હોવાથી પોતાની ઓળખાણ માટે દરેક ટોળું અમુક કબિલાનું ગણાય છે; જેથી ભટકતી જાતી



પણ પોતાના કબિલાને પિછાનીનો યોગ્ય વ્યવહાર આદરી શકે, દુશ્મનનું કબિલું હોય તો જ્યાં મળે ત્યાં માથાફોડ કરી શકે. દરેક કબિલો પોતાનાં ગાય, ઢોર અને કુટુંબની જનસંખ્યા જેટલી જમીન જોઈએ તેટલી રોકી શકે. તેઓનાં ઘરો બે જાતનાં હોય છે. ઝુંપડાં અને તંબુઓ. તંબુઓ ઉપરની ટોચપર અણીઆરા અને ઉંચા હોય છે. તે લોકો ખડક ઉપર જ્યાં ફાવે ત્યાં તંબુઓ ઉભા કરે છે અને સંકેલી લે છે. એ તંબુઓ ઠંડીની મોસમમાં બરફમા દટાઈ ગયેલા માલમ પડે છે. દરેક જાતની હાડમારી માણસની શોધક બુદ્ધિ ખિલવે છે. તેમ એ લોકો હવે પહાડ અને જમીનના કોતરોમાં ગુફા ખોદીને રહેઠાણ કરતા શિખ્યા છે; જેથી તેઓ અસલના જમાનાના પહેલા યુગના લોકો જેવા કદાવર અને જંગલી લાગે છે. કાયદો શું ? કબજો શેનો, સરકાર અને સત્તા કઈ ખાવાપીવાની વસ્તુનું નામ છે, કોઈ કાગડા ચલ્લીનું તે તેઓ સમજતા જ નથી. જેટલી જગ્યા જોઈએ તેટલી લેવા માટે એ લોકો ગમે તો આસમાનજમીન એક કરવાના.

પોતાની ઇચ્છા એજ કાયદો

તેઓ કદમા મધ્યમ ઉંચાઈના હોય છે. ઠીંગણા કે લાંબા નહિ એવા, તેઓની આંખોનાં ભવાંઓ-પોપચાં ચીનાઓ કરતાં વધારે ઉપસેલાં અને સપાટ હોય છે. નાકનો દેખાવ એટલો તો ચપટો હોય છે કે નાકની દાંડી જેવું તો કંઈ જણાતું જ નથી. આંખો મ્હોટી હોય છે; છતાં કદી પૂરેપુરી તો ઉઘડતી જ નથી, હમેશાં અર્ધમીંચેલી હોય તેમ લાગે છે. કપાળ આંખનાં ભવાં પાસે ઉપસી આવેલું દેખાય છે; જ્યારે ઉપરનો ભાગ એકદમ પાછળ હઠી જતો લાગે છે. તેઓ ઉરાંગ, ટુરાંગ, કે ગોરીલા વાંદરાને વધારે મળતા આવે છે. ફરક એટલો જ કે તેઓના શરીરે રૂવાંટી નથી; પણ ધોળી ચામડી છે. દાઢી કે થોભીડાના વાળ તો મ્હેરા પર ઉગતા જ નથી. જ્યારે ગાલ એટલા બધા ઉપસી આવેલા હોય છે કે ઉપર ચીરા પડી ગયેલા દેખાય છે. ડારવિનની થીઅરી માનનારાઓ માટે જોઈએ તેટલા નમુનાઓ જડી આવે તેમ છે.

માનવજાતના બાપદાદાને મળતો ચ્હેરો

પોષાકમાં શરીરે રૂના ડગલા ઉપરાંત તેઓ બકરાના ચામડાનો એક વધુ ડગલો ચઢાવે છે; પઠાણ જેવા મ્હોટા પાયજામા પહેરે છે. ચામડાના મ્હોટા પોખાલ બુટ પહેરે છે. શરીર ઉપર કોલાહ નામનો ઓવરકોટ પહેરે છે. ઓવરકોટ ઉનાળામાં ઉન અને શિયાળામાં રૂંવાટીદાર ચામડાના ઓવરકોટ

જંગલી કબીલાઓનો પોષાક

જેવો બનાવેલો હોય છે. જ્યારે ઓરતોનો પોષાક ઘણે ભાગે મરદોના પોષાકને મળતો આવે છે. તેઓ માથાના વાળના ત્રણ ચોટલા વાળે છે. માથા પર સુતરાઉ કપડાનો બુરખો ઓઢે છે, કમ્મરે પટો પહેરે છે, જેમ મરદો કમ્મરે પટો લટકાવે છે તેમ બન્નેના કમરબંધ કિંમતી પત્થરા, રૂપા અને સોનાથી શણગારેલા હોય છે. છોકરાઓના પોષાક માટે વર્ણન કરવાની તસ્દી લેવાની કંઈ જરૂર જેવું નથી. શરીર એકદમ નગ્ન, અને માથું પણ કલીગંડ જેવું સફાચટ બોડાવી કલઈ કરાવેલું હોય છે. તેના પર કોઈ પણ ઘાટની ટોપી ઓઢાવવામાં આવતી નથી.

**કરઘીઝ લોકોના પોષાક અને ખોરાક**

ખોરાકમાં બકરાં તથા ઘોડાનું માસ, ચાહ અને ઘોડીનું દૂધ એ મુખ્ય વસ્તુઓ છે. બાકી અહીંતહીં ભટકતા કદાચ લીલોતરીમાં જે કંઈ મળે તે. નાણાંચલણ તરીકે ચલણી સિક્કા જેવું તેઓ પાસે કશું જ નથી. ઢોરને ઉછેર્યાં પછી કાપડ, રૂ વિ૦ જોઈતી વસ્તુ સાથે તેનો બદલો કરે છે. તેઓના ઘોડા ઉંચા અને કદાવર નથી. કદે ઠીંગણા છતાં ભરાવદાર અને મજબૂત હોય છે. ઉનના વાળ જેવી રૂંવાટીદાર અને લાંબી પૂછડીવાળા હોય છે, દુનિયામાં માણસો માટે જનાવર આદિ બધી પેદાશ છે. પણ અહિં તો જાણે જનાવરો માટે માણસો હોય તેમ તેમના મેંઢા, બકરાં વિ૦ને તેઓ કદિ દોરવતા નથી. પણ મેંઢા બકરાં વિ૦ તેઓને દોરવે છે. એટલે જ્યાં ઘાસ મળવાની આશા હોય; ત્યાં જનાવરોને જવાની પ્રેરણા થાય છે. એમ એ લોકો માને છે અને જાનવરો ઉપર જ તેઓ જીવતાં હોવાથી તેઓ જ્યાં જાય ત્યાં પડછાયાની જેમ તેમની પાછળપાછળ ભટક્યાં કરે છે. આમ કૈંક મુલ્કોના મુલ્ક પસાર કરી નાખે છે અને તારનતાસ નામે ઓળખાતા ધંટીના પડ જેવા પૈડાવાળાં ગાડાં વાપરે છે.

**જાનવરો ખાતર જીવતાં માણસો**

રખડતી જીંદગી છતાં સુન્ની મુસલમાનનો હનફી મઝહબ ભારે શ્રદ્ધાપૂર્વક પાળે છે. ટુંકમાં કહીએ તો ધાર્મિક ઝનૂન તેઓમાં પઠાણોની જેમ ખૂબજ છે. તેઓની મસ્જીદો પણ છે. બાળકોને કુરઆને શરીફની કેળવણી આપવા માટે તેઓ ઘણાં ઉલટમંદ હોય છે. છતાં કેળવણીનું તો તેઓમાં નામનિશાન નથી. કોઈ જવલ્લે જ ભણેલો માણસ મળી આવે છે. કેટલાક યુરોપિઅન મુસાફરો જેઓ આ કરઘીઝ લોકોના મુલ્કમાં ફરી વળ્યા છે. તેઓ લખે છે

કે એ લોકોને મુસલમાન ગણવા કે મૂર્તિપૂજક તે કૈં સ્હમજાતું નથી. તેઓમાં ઘણા લોકો એક ખુદાને માને છે; ત્યારે કેટલાકોએ બીજા ખુદાની શોધ કરી છે અને તેઓ બે ખુદાને માને છે. એક દયાળુ અને બીજો ઘાતકી. પણ મ્હારી મુલાકાત દરમ્યાન મ્હને એવું કશું જણાયું નથી. કદાચ બીજા પ્રદેશમાં આવું કૈં મનાતું હોય તો તે જુદી વાત છે. બાકી એ લોકોને ધર્મનું ખરૂં જ્ઞાન તો નથી. પણ એક જ ખુદાને માનનારા ઇસ્લામીઓ છે ખરા ! કરઘીઝો એકદમ જંગલી જેવા હોવાથી મેલી વિદ્યામાં પણ ખૂબ માને છે. ભલા અને બુરા આત્માઓ, જીન્નાતો, પરીઓ, અને ભૂતો, ભલાબુરાની કિસ્મતની તાસીર વિ૦ માને છે. આ જંગલી લોકોની એવી વાતો તો આપણા સુધરેલા હિંદીઓ પણ માને છે. પણ આ જંગલી લોકો તો આ અને આવી વાતોમાં હૃદયહીન રીતે ચુસ્ત છે. ધર્મના ખરા પ્રકાશથી હજી તેઓ વંચિત છે. ઇસ્લામને માનનારો, ઇસ્લામનાં ફરમાનો માટે આતુરતાથી તલસતો આ વિશાળ માનવસમાજ અંધકારમાં સબડે છે. મુસલમાન ભાઈઓ જેમની પાસે દોલત અને ઈલમ છે તેઓ આ જંગલી સમાજને સુધારવા, તેમને ઇસ્લામના ફરમાનોથી વાકેફ કરવા, તેમને સાચા અને ચુસ્ત ઇનસાનો બનાવવા મહેનત કરતા નથી. હજી સુધી કોણ જાણે ક્યાં સુધી આ ટોળું અંધકારમાં સબડતું રહેશે ? મ્હારા જેવા મુસાફરને ઈસ્લામી બિરાદરોની પોતાના આ જંગલી ભાઈઓ તરફની સુસ્તી મનમાં ખૂબ સાલે છે. હું પરવરદિગારની હજૂરમાં દુવા ગુઝારૂં છું કે શક્તિમાન ઇસ્લામી બિરાદરોનાં હૈયામાં એ લોકો પ્રત્યે પ્રેમ અને માયા પ્રગટ કરે અને એ જંગલી જાતને સંસ્કાર અને સુઘડ મુસલમાન જેવા બનાવવા માટે પ્રેરે !

ઘાતકી અને દયાળુ એમ બે ખુદાને માનનારૂં ટોળું

ઇસ્લામીઓની પોતાના જાતભાઇઓ તરફની બેદરકારી



# પહેલું બંદર સેરેતોફ

**પ્રકરણ ૧૫ મું**

આસાખાન તરફ જવા માટે અમ્હારી સ્ટીમર શામલુન ઉપડી; ત્યારે સાંજનો વખત હતો, નદીપર આવેલા ૧૩ તાકના ઉંચા ગંજાવર પુલ નીચેથી અમ્હારી સ્ટીમર સ્હેલાઈથી પસાર થઈ ગઈ. એ ગંજાવર પુલ ઉપર સેન્ટ પિટસબર્ગથી ઓરેનબર્ગ જતી રેલ્વે ટ્રેનની લાઈન આવેલી છે. સફર દરમ્યાન કિનારે કિનારે ઘેટાંના ટોળાં નજરે પડતાં હતાં. જમીનપર કેટલાક સફેદ પત્થરા જણાતા હતા. જમીન પણ સપાટને બદલે ન્હાની ન્હાની ટેકરીઓ જેવી જણાતી હતી, બીજે દિવસે બપોરના ૧૨ વાગે સ્ટીમર સેરેટોફ બંદરે આવી પહોંચી; શહેર કંઈ શોભાયમાન અને મોહક જણાયું નહિ, તે છતાં મ્હને અંદર લટાર મારી ફરી આવવાની લાલચ થઈ, ઘરો બધાં લાકડાંનાં જણાય છે. આ શહેરમાં ઘોડાની ટ્રામ છે. આશરે ૨૦૦૦ મુસલમાનોની વસ્તી છે. એક મસ્જીદ અને એક કબરસ્તાન પણ આવેલું છે. આ શહેરની કસવાળી જમીન જોઈને ચકોર જર્મન વેપારીએ અહિં એક ન્હાનું સંસ્થાન વસાવ્યું છે અને ત્યાંની જમીન ઉપર સુધરેલી ઢબના છેલ્લા ઓજારથી તેઓ ખેતી કરી રહ્યા છે, રૂશિઅન ખેડુતોની આંખ આગળ નવી ઢબે નફાકારક કામ ચલાવી રહ્યા છે; છતાં કોણ જાણે અહિંના ખેડુતવર્ગની આંખ ઉઘડતી નથી.

**ચકોર જર્મન વેપારીએ વસાવેલું સંસ્થાન**

ઓગસ્ટની તા. ૯ મીના બપોરે અમ્હારી સ્ટીમર ઝારીટક્ષીન શહેર આગળ આવી. માર્ગમાં કંઈ જાણુવાજોગ બન્યું નહિ. અત્યારે એ રેલ્વેનું છેલ્લું સ્ટેશન છે. રૂશિઆમાં કૂચકદમ આગળ વધતી જતી રેલ્વે લાઈનો ૧૦ વરસમાં કેટલી પલટાઈ જશે તે કંઈ કહી શકાય તેમ નથી, અહિંથી કૉકેસ પર્વતના ઉત્તર ભાગ અને ક્રિમીયા પ્રાંત તરફ રેલ્વે દોડે છે. આ કસબામાં જોવાલાયક કૈં નથી. બજારના મુખ્ય ચોકમાં તડબુચ અને ચિભડાની ગાડીઓ હારોહાર ઉભેલી છે, આ વસ્તુઓ એકદમ સસ્તી અને જોઈએ તેટલી મળે છે, જ્યારે બીજો કોઈપણ જાતનો મેવો ઝાઝો મળતો નથી. આ શહેર પછી સ્ટીમર આગળ વધતાં હરીયાળી થતી જાય છે. આગળ વધતાં નહિ જ જેવી દેખાય છે.

**છેલ્લું રેલ્વે જંક્શન**



આગળ વધતાં ગરમ દેશ આવતો હોય તેમ તાપ ખૂબ જ પડતો હતો. જીવ ગભરાઈ જતો હતો. કોઈ પણ ગામ આવે કે કિનારે ઉતરવાની જરાય ઇચ્છા થતી નહિ; સ્ટીમરની ઉંચી ડેક ઉપર પવનની લ્હેરીમાં બેસીને આજુ નીરમાં ધસી આવતાં મોજાં જોયા કરવાં એ જીવનની મુખ્ય મોજ લાગતી. કોઈ ભૂખ્યા માણસને સુકી રોટલી જેટલી મીઠી અને મધુર લાગે, તેટલી મીઠીને મધુરી મોજ આ ડેક ઉપર બેસી રહીને આસપાસ નિહાળવામાં લાગતી. નીચલા પ્રદેશની વધતી ગરમી

હવે પછી વધારે નીચાણવાળો આવતી હોવાથી જમીનમાં અનેક ફાંટા દેખાતા. આ ફાંટાઓ–આગળ દૂર જતાં મળીને એક થઈ જાય છે. કોઈ વખત એક જ જગ્યાએ ત્રણચાર ફાંટા જોઈને આપણને બે પળ વિમાસણ થાય કે સ્ટીમર માર્ગ તો નહિ ભૂલે ને? વળી કેટલેક ઠેકાણે આવેલા ખડકો કુદરતી રીતે સોપારીની ફાડો જેમ અનેક ફાંટામાં કપાઈ ગયેલા દેખાતા હતા. તેની કુદરતી લીટી એવી લાંબી ફેલાયેલી હતી કે જેઓ ભૂસ્તરવિદ્યાના શોખીન હોય તેઓને જરૂર કંઈક જાણવા અને શિખવા જેવું મળી આવે. એ લીટીઓ અને તેની નીચે જુદો રંગ પકડતી લીટીઓને કેટલાં વરસો; સદીઓ, કે જમાના વહી ગયા હશે, એમ જોનારને સ્હેજે વિચાર થાય. અહિં નદીનું પાણી કોઈકવાર દરીઆની જેમ ઉછાળા પણ મારે છે. અહિંનું પાણી જેરૂસલેમ કે નિઝનીનવગોરોડના પાણી જેવું ગંદુ અને મેલું નથી. ભૂસ્તરવિદ્યાના અભ્યાસીઓ માટે જાણવાજોગ મથક

આગળ વધતાં પાછો લીલોતરીવાળો પ્રદેશ જણાય છે. અહિંની વિશાળ સ્વચ્છ નદીમાં માછલાં નથી. જે કંઈ છે તે બહુજ જૂજ છે અને તે પણ કદે એક ફૂટ કરતાં મ્હોટાં નથી. અંતે કાઝાન પછીના ન્હાનામ્હોટાં મળીને ૩૪ સ્ટેશનો પૂરાં કરી તા. ૧૦ મી ઓગસ્ટની સ્હવારે દશ કલાકે ૩૫મા બંદર આસાખાનમાં અમે આવી પહોંચ્યા. ૩૫મું બંદર આસ્ત્રાખાન

આ સફર દરમ્યાન મ્હને અનેક દેશના વતનીઓ સાથે મુલાકાતનો પ્રસંગ મળ્યો, તેમાં યુરોપિયનો અને મુસાફરીના શોખીન અમેરીકનો તો ખાસ હતા, એ બધા ચકોર, ચંચળ અને મહેનતુ જણાતા હતા, વિશેષ કરીને જુદી જુદી અનેક ભાષા શિખવાનો એ લોકોને જબરો શોખ હતો, તેમજ તેઓ અનેક ભાષાના જાણકાર પણ હતા. આ જોઈને મ્હને પોતાને ખેદ થતો કે હું વધારે ભાષા કેમ શિખ્યો નહિ. આપણા દેશના લોકો બીજી ભાષા તરીકે



પણ પર્શિઅન કે ફ્રેન્ચ નહિ લેતાં પોતાના દેશની સંસ્કૃત ભાષા જ શીખી લે છે; જેનો તેઓ જીંદગીમાં કોઈ ખાસ ઉપયોગ, ભૂલી જવા શિવાય કરતા નથી, ફ્રેન્ચ અને જર્મન ભાષા શિખવાનું તો બાજુએ રહ્યું. પણ આપણા પોતાના દેશમાં બાજુના પ્રાંતની ભાષા માટે પણ આપણે દરકાર રાખતા નથી. એક ગુજરાતી ભાગ્યેજ બંગાળી કે મરાઠી કે કાનડીનો અભ્યાસ કરે છે. પોતાના દેશના બીજા પ્રાંતના લોકોની ભાષા માટે દરકાર કરતા નથી. તેથી તેઓને પોતાના જ ધર્મના પોતાના જ દેશના લોકો પારકા લાગે છે. આપણા લોકોએ ફ્રેન્ચ, જર્મન અને બીજી ભાષાઓ શિખવા માટે હોંશ રાખવી જોઈએ. આપણા દેશ પાસે આવેલા ચિનના લોકોના ચિનાઈ સાહિત્યમાં આપણા પુરાણા ગૌરવ વિષે ઘણી વાતો લખાઈ છે. છતાં આપણા ૩૦ કરોડ માણસોમાં ચિનાઈ ભાષાનો એક પણ અભ્યાસી નથી. વિદ્યા પ્રત્યે આપણી બેદરકારીની કંઈ હદ જ નથી.

પરભાષાના શોખીન યુરોપિઅન મુસાફરો

## આસ્ત્રાખાન

અહિં આવીને જાણીતી હોટલ મોશકોવસ્કી નુમેરા અર્થાત મોસ્કો હોટલમાં ઠરી ઠામ થયો. આ હોટલ શહેરના વચલા ભાગમાં આવેલા જાણીતા લત્તામાં આવેલી છે. તે અહિંના મુખ્ય બગીચા સ્હામે છે, જ્યાં હું મ્હારી હોટલની બારીમાંથી બગીચાના ખુશનુમા દેખાવ વચ્ચે ઝાર એલેકઝાન્ડ્ર બીજાનું બાવલું અને દિલપઝીટ ફુવારો જોઈ શકતો હતો, અહિં દર રવિવારે સ્હાંજે બેંડ વાગે છે–અને જાણીતા બડેખાંઓ મોજ કરવા ઉતરી પડે છે.

સ્ટર્જીઅન અને સ્ટર લેટ માછલીઓની ગંજાવર નિકાશ

આ શહેરની વસ્તી આશરે ૭૫૦૦૦ ની કહેવાય છે. તેમાં મુસલમાનો ૧૦ હજારથી વધારે છે. આ શહેર કાસ્પિઅન સમુદ્રને કિનારે આવેલું હોવાથી એક મુખ્ય વેપારી મથક ખરૂં ! શહેર વિષે કૈં ઝાઝું જાણવાજોગ નથી. અહિં દરીઆમાં સ્ટર્જીઅન ( Sturgeon ) નામે માછલી થાય છે. તેને પકડવાનું આ મુખ્ય મથક છે. તેથી અહિં આ કામમાં હજારો માણસોને રોજી મળે છે. આ માછલીની લંબાઈ ૧૯ ફીટ હોય છે અને તેનું વજન એક હજાર રતલ કરતાં પણ વધારે હોય છે. આથી વાચનાર આ માછલીની કિંમત અને ગંજાવર કદ વિષે ખ્યાલ કરી શકશે, આ માછલી રૂશિઅનોને ઘણી પ્રિય



છે. તેમાં એક ન્હાની જાત આવે છે, જેને સ્ટરલેટ (Sterlet) કહે છે. તેને માટે તો પડાપડી થાય છે. આ સ્ટરલેટ માછલી ખાસ પકવાનની વાનગી તરીકે ગણાતી હોવાથી રૂશિઅન લોકોની કોઈ પણ મુખ્ય મિજબાની સ્ટરલેટ માછલીના સુપવગરની હોતી નથી. આ માછલી વગર મિજબાની અધૂરી જ ગણાય છે. આ માછલીને જીવતી પકડીને જાળમાં જ વ્હાણ સાથે બાંધી, વોલગા નદીના પાણીમાં ઘસડતાં, ઘસડતાં છેક સેન્ટપીટર્સબર્ગ લઈ જવામાં આવે છે, જ્યાં એક જ માછલીની ફક્ત રૂ. ૩૦૦ જેટલી કિંમત ખુશીથી ઉપજે છે.

આગાખાનની મુસલમાનોની વસ્તી

અહિંની દશ હજારની સુની મુસલમાનોની વસ્તીમાં ફક્ત ૧૧ ઘર જ શિયા મુસલમાનોનાં છે, સુન્ની મુસલમાનોની ૧૪ મસ્જીદો આવેલી છે. તેટલી જ મદ્રેસા પણ છે. આ બધે સ્થળે હું અહિંના મ્હારા ભોમીઆ હાફેઝ મૈનુદિન સાથે ફરી આવ્યો. મહોલ્લામાં ફરતી વેળા મ્હેં જોયું કે બધા મુસલમાન લોકોનો પહેરવેશ તેમ જ રાહરસમ તારતર મુસલમાનોને મળતો જ આવે છે. એટલે એ વિષે ફરીવાર વિવેચન કરવાની જરૂર જોતો નથી. એ લોકોની નાણાં સંબંધી હાલત વિષે તપાસ કરતાં જણાયું કે એ લોકોમાં ઝાઝા પૈસાપાત્ર આદમીઓ નથી. અહિંના ફક્ત ત્રણ મુસલમાનો એક લાખ રૂબલના આસામી કહેવાય છે. તેમ જ દશેક અડધા લાખના ધણી હશે. બાકી બીજા બધા આમવર્ગના છે. તેમનું ગુજરાન મુખ્યત્વે ખેતીવાડી ઉપર જ ચાલે છે. કેટલાકો ટોપીના દુકાનદાર અને અનાજ તેમ જ ખોરાકીની જણસો વેચનાર દુકાનદારો છે. ગાડી હાંકનારાઓમાં ઘણાખરા મુસલમાનો જ વધારે જણાયા છે. અહિંના શિયા મુસલમાનોનાં ઘરો પણ સુન્નિ મુસલમાનોના જ લત્તામાં આવેલાં છે. મ્હેં ભારે સંતોષ સાથે જોયું છે કે એ બે પંથના લોકો વચ્ચે અહિં ઘણો મીઠો અને સારો એખલાસભર્યો સંબંધ છે. શિયા મુસલમાન ટોળાને રૂશિઅન સરકારે મસ્જીદ માટે જમીન આપવા ઉપરાંત ૨૦૦×૨૦૦ ફુટનો પત્થરનો ઓટલો પણ પોતાને ખર્ચે બાંધી આપ્યો છે. ભરબપોરના સખ્ત તાપમાં પણ અહિંના લત્તામાં લટાર મારતાં એ શિયા મસ્જીદ જોવાની ઉત્કંઠા હું દબાવી શકયો નહિ. કમ્પાઉન્ડ વટાવીને હું ઉપર બીજા માળ ઉપર ગયો. જ્યાં કુરઆન શિખવવાની મકતબ (પાઠશાળા) આવેલી હતી; ત્યાં ન્હાના

શિયા મુસલમાનોને સરકારે બંધાવી આપેલી મસ્જીદ



દશબાર વરસના છોકરાઓ પાઠ તૈયાર કરી રહ્યા હતા અને શિખવનાર ઉસ્તાદજી વયે ઝૈફ હોવાથી બપોરના સખ્ત તાપથી આઝેઝ થઈ ઉંઘમાં ઝોકાં ખાઈ રહ્યા હતા. તેને ધીરેથી જગાડીને મ્હેં અરજ કરી કે મસ્જીદના મુખ્ય ઈમામ આગળ મ્હને લઈ જાઓ. ઉંઘમાંથી જાગતાંજ આંખ ચોળતા ચોળતા એ ઝૈફ આદમી ઉઠીને મ્હને ઈમામ મુલ્લા અબદુલ રહીમના રૂમમાં લઈ ગયા. એ ભલા ઈમામે મ્હને સારો આવકાર અને માન આપી મારી યોગ્ય પૂછપરછ કરી. વાત કરતાં જણાયું કે શિયા મુસલમાનોની બહુ જુજ સંખ્યા હોવાથી મસ્જીદમાં કોઈ નમાઝ માટે આવતું નથી. છતાં દરરોજ રીતસર અઝાન (બાંગ) દેવામાં આવે છે.

આસ્રાખાનના ગંદા અને કંગાળ રૂશિઅનો

આસ્રાખાન જાણે એક બેટ હોય તેમ તેની ચારે કોરે નદીનું પાણી વહ્યા કરે છે: આ પાણીની બેશુમાર છૂટ છતાં અંહિના મુખ્ય રૂશિઅન લોકો એટલા બધા ગંદા હોય છે કે બસ તૌબા. જાણે જન્મભરમાં ન્હાવું એ પાપ હોય અથવા ન્હાવાની ક્રિયા તેઓ જાણતા જ ન હોય તેટલા તો તેઓ મેલા હોય છે. ગંદા અને ચિથરે હાલ જણાય છે. અહીંના રૂશિઅન લોકોની ગરીબાઈનો મ્હને આ ઉપરથી ખ્યાલ આવ્યો. તેમાં ઘણાં લોકોને તો રહેવાનાં મકાનની પણ સગવડ નથી. બંદર ઉપરનાં પત્થરની પ્લેટફોર્મ જ એ લોકોનું બિછાનું હતું. તેઓ રહાંજ પછી ત્યાંજ પડ્યાપાથર્યા રહેતા હતા.

મંગળવાર તા. ૧૨ મી ઓગસ્ટ ૧૯૦૨ના દિવસે સ્હવારના નવ કલાકે આસ્રાખાનને છેલ્લી સલામ કરીને મેં કારૂકાશ મરકયુરી કંપનીની સ્ટીમર ક્રિશ્નાવસ્કીમાં જગ્યા લીધી.

જુદાઇની ઘડી–લાગણીવશ થવાના પ્રસંગો

બંદરપર છૂટા પડતા મિત્રો અને સંબંધીઓની આંખમાંથી દડદડ ખરી પડતાં આંસુ જોતાં જ મારા હૃદયમાં મ્હારા ઘરનાં સંબંધીઓનો સ્નેહ ભરાઈ આવ્યો. આવો અનુભવ મ્હને દરેક સ્ટેશને મળતો હતો; છતાં આ બંદરના લોકોના વિયોગની વસમી પળે જે અકથ્ય લાગણીભર્યો દેખાવ જણાયો તેથી તે ટપકાવી લેવાની સ્હેજે ઈચ્છા થઈ. આ દરરોજના અનુભવને વારંવાર ટપકાવી લેતો નથી. આ દેખાવ તો મ્હારે સારૂ હવે સાધારણ હતો.

રૂશિઅન સ્ટીમરોની સગવડ અને સુવ્યવસ્થા માટે આગળ ઉપર લખી ગયો છું, તેટલી વ્યવસ્થા આ સ્ટીમરમાં પણ હતી. તેથી પાંચ કલાક આસાનીથી



પસાર થઈ ગયા. અમે કાસ્પિઅન સમુદ્રના મુખ આગળ આવી પહોંચ્યા. વોલ્ગા નદીના આડાઅવળા પ્રવાહથી આ સમુદ્રના મુખ પાસેનો ભાગ મટોડીથી ભરાઈ ગયો છે. તેથી મ્હોટી આગબોટો નદીના મુખ સુધી આવી શકતી નથી. બીજા ચાર કલાકનો માર્ગ કાપ્યા પછી ઉંડાં પાણીમાં અમે આવી પહોંચ્યા. જ્યાં મ્હોટી સ્ટીમર અમ્હારે માટે ખોટી થતી હતી, તેમાં સઘળા ઉતારૂઓએ જગ્યા લીધી. રાત અંધારી હતી; છતાં આસપાસ કંઈક ૭૫ સ્ટીમરો ઉભેલી હતી, એમ આછા અજવાળામાં જણાઈ આવતું હતું. આખી રાત માલની અદલાબદલી કરવામાં જ સમુદ્ર ગાજી રહ્યો હતો. આટલી બધી ધમાધમી જોઈને મ્હેં પૂછપરછ કરવા માંડી; ત્યારે જણાયું કે આ રસ્તે ઈરાન, તુર્કસ્તાન, ખોકંદ, અને કાશગરથી તે ચીન સુધી માલ લઈ જવામાં આવે છે. ઉપરાંત રૂશિઅનો એ માર્ગે ખોરાસાન, હિરાત, બલ્ખ, આટલે ઠેકાણે માલ પહોંચાડે છે. ઉપરાંત બાલે, બાટુમ, કાંકેશિઆ, ફારસ, એર્ઝરૂમ, ક્રિમિયા તરફ ચાલુ આયાતનિકાશ થયા કરે છે. નિકાશમાં મુખ્ય વસ્તુ ઇમારતી લાકડું છે. તે તુર્કસ્તાન, બોખારા, સમરકંદ, તાશકંદ, ખોકંદમાં ખૂબ જાય છે. ચાલુ માંગ રહ્યાં કરે છે. બીજી જણસોમાં અનાજ, તેલ, ઉન, ચામડાં, ડામર વિ૦ મુખ્ય જણાય છે.

ધમધોકાર વ્યાપારને અંગે આખી રાત કરવામાં આવતી માલની અદલાબદલી

કાસ્પિઅન સમુદ્ર લંબાઈમાં ૭૬૦ માઈલ અને પહોળાઈમાં ૨૧૦ માઈલ ગણાય છે. વોલ્ગા તથા યુરલ નદીના પાણીને આ સમુદ્ર શિવાય બહાર જવાનો એકે માર્ગ નથી. મહાસાગરની તળેટીથી આ પ્રદેશ બહુ નીચાણમા આવેલ છે. પણ એની ઉંડાઈ હજી માપવામાં આવી નથી. જો કે આટલું તો નક્કી છે કે એની સપાટી કાળા સમુદ્રની સપાટી કરતાં ૮૪ ફીટ નીચે છે. આ ઉપરથી વાચક સ્હેજે સ્હમજી શકશે કે અત્યારે મ્હારી મુસાફરી ધરતીના અતી નીચે આવેલા મુલકમાં ચાલુ હતી.

ભૂસ્તર-વિદ્યાના અભ્યાસીઓ માટે જોવાજોગ ચમત્કારો

જેઓ ભૂતળવિદ્યાના રસિયા હોય તેઓને માટે પૃથ્વિની સપાટીપર થતા ન્હાનામ્હોટા ચમત્કારી ફેરફારોનો આ એક જીવતોજાગતો જોવા જેવો દાખલો કાસ્પિઅન સમુદ્ર છે; જ્યાં આજે જમીન છે, ત્યાં આગળ સમુદ્ર હતો, જ્યાં આજે ગાડી અને મનુષ્યવ્યવહારની ધમાધમી અને ગડબડ ગાજી રહી છે; ત્યાં આગળ એક વિશાળ મહાસાગર ઘુંઘવાઈ રહ્યો હતો. તેમજ જ્યાં

પૃથ્વિની અસ્થિરતા



આગળ મહાસાગરનાં મોજાં ગર્જના કરી રહ્યાં હતાં, ત્યાં આજે લીલાંછમ ખેતરો અને વિશાળ જમીન આવેલી છે. આ પૃથ્વિપર થતા ફેરફાર કંઈ પાણી અને જમીનમાં જ અટકયા નથી. ખડકો અને પર્વતો, નદીઓ અને ઝરણાંમાં પણ બહુ જ ધીમા, ચાલુ ફેરફારો થતા આવ્યા છે.

જમાનાના બદલાતા રંગો

કારિપઅન સમુદ્રમાં મુસાફરી કરનારને ઉપર જણાવેલા આ કુદરતના ચમત્કારિક ફેરફારો સ્પષ્ટ જણાય છે. આ સમુદ્ર અત્યારે વિસ્તારમાં કંઈ ન્હાનો ન ગણાય. પણ આગળ ઉપર એનો વિસ્તાર ઘણો વધારે હતો. આજે આ મહાસાગર કપાઈ જઈને છૂટો પડી ગયો છે. છતાં આગળ એ સમુદ્રને મહાસાગર સાથે સીધો સંબંધ હતો, એ ચોક્કસ હકીકત, ભૂસ્તરવિદ્યાના અભ્યાસીઓ શોધી કાઢી શકયા છે. જો કે આજે તેના સુકાઈ જતા નીરને લીધે મહાસાગરની સપાટીથી અતી નીચાણમાં તે આવી ગયો છે. ઘણી બારીક વીગતોના અભ્યાસ પછી ભૂસ્તરશાસ્ત્રીઓ એવા મત ઉપર આવેલા છે કે આજનો એ છૂટો પડી ગયેલો કારિપઅન સમુદ્ર પહેલાં એક મ્હોટો ભૂમધ્ય સમુદ્ર હતો, જેનો ન્હાનો બાકી રહેલો આ એક ભાગ માત્ર છે. તે વખતે આ સમુદ્રની ઉંચાઈ આજના કરતાં ૨૨૦ ફુટ વધારે હોવી જોઈએ. તેમજ આ પાણીને ઉત્તર ધ્રુવના મહાસાગરના પાણી સાથે સંબંધ હોવો જોઈએ. એમ માનવામાં આવે છે કે જ્યારે ઉત્તર આટલાન્ટિક મહાસાગરનો પ્રવાહ ઉછાળો મારીને અમેરિકા ખંડથી સાઈબિરીઆ તરફ ફરી વળ્યો; ત્યારે આ એશિયાટીક મેડિટરેનીઅન મહાસાગરથી કપાઈને છૂટો પડી ગયો હશે. તેમજ જ્યારે બોસ્ફરસની સામુદ્રધુની ખુલ્લી થઈ ત્યારે જે ફેરફારો થયા; તેથી એશિઆટીક મેડીટરેનિઅન ત્રણ ભાગોમાં વ્હેંચાઈ ગયેલો હોવો જોઈએ, તેમાં સર્વથી મ્હોટો કારિપઅન સમુદ્ર હોવાથી તેની અસલ ઉંચાઈ એ વ્હેંચણીને લીધે ઘટી જાય એ તો કુદરતી જ છે.

ઉત્તર ધ્રુવના મહાસાગર સાથે સીધા સંબંધની નિશાનીઓ

છ નદીઓનાં પાણીથી ભરાતો સમુદ્ર

આજે એ સમુદ્રનું પાણી સૂર્યના તાપથી વરાળ થઈને ઘટતું જાય છે. તેની પૂરવણી કરવાને વરસાદ થતાં વોલ્ગા, યુરલ અને બીજી ૭ નદીઓનાં પાણી પૂરતાં થઈ પડે છે. આમાં એક વાત વિચારવા જેવી છે. બીજી ૭ નદીઓનાં પાણી આ સમુદ્રમાં સતત ભરાયાં જ કરે છે, છતાં કોઈ સપાટી વધતી નથી. તેટલી ને તેટલી જ રહે છે. ઉલટી કોઈવાર ઘટતી માલમ પડે



છે. એ બધું મીઠું પાણી ચાલુ ભમતું રહેવા છતાં, આ કાસ્પિઅનનું પાણી તો ખારૂં જ જણાય છે. અને આ બાબત તેનો જૂના કાળમાં મહાસાગર સાથેનો સંબંધ સિદ્ધ કરી આપે છે. વળી આ સમુદ્રમા જે માછલાઓ તરતાં જણાય છે તેની જાત કાળા સમુદ્ર અને એરલના દરીઆના માછલા સાથે એટલી બધી મળતી આવે છે કે આ જાત આગળ એક સમુદ્રની હોવી જોઈએ એમ સ્હેજે અનુમાન કરી શકાય છે. હાલમાં એનો વિસ્તાર સંકોચાઈ જવાથી અને પાણીની અસલ ખારાશીયતમાં ફેર પડતો હોવાથી, કહેવાય છે કે આમાં માછલાં હવે જીવી શકતા નથી. અને દિનપરદિન કમતી થતા જાય છે. એ વાત મ્હને ખરી લાગે છે. મ્હારી મુસાફરી દરમ્યાન નવ કે બાર ઈંચ કરતા વધુ મ્હોટી માછલીઓ મ્હારા જોવામા આવી ન હતી.

એ આખા સમુદ્રકિનારે–તેમાયે મુખ્ય કરીને ઉત્તરપશ્ચિમે અને પશ્ચિમે ખાડીઓ અને ન્હાની છૂટીછવાઈ ટેકરીઓની હારમાળા આવેલી છે. તે એક બીજાથી એટલી છૂટી છે કે જાણે ઈશ્વરે મ્હોટા મ્હોટા પત્થરા છૂટા-છૂટા મૂક્યા હોય તેમ લાગે છે. કૅાકેસસ પર્વતની કબીર યલમા (Kabair Yalma) નામની પહાડી શાખા પશ્ચિમ તરફ છેટની નઝદીક આવેલી જણાય છે કે જાણે સાકડો દુર્ઘટ માર્ગ બની રહ્યો હોય, જેને આગળ ઘણા વખત પહેલાં કિલ્લાથી ઘેરી લેવામાં આવેલ છે. તેથી આજે તે Pass of Derbend ડરબન્ડની ખીણુ નામે ઓળખાય છે.

કુદરતનો બનાવેલો કિલ્લો અને ખીણુ

પૃથ્વિના અદ્ભૂત ફેરફારની વાતોમાં સ્ટીમરના ઉતારૂઓ અને મુસાફરીની મૂળ વાતથી હું વેગળો પડી ગયો છું તે પાછો મૂળ વાત પર આવીને વાચકની આતુરતા તૃપ્ત કરીશ.

રૂશિઅન સ્ટીમરોમાં બધે હોય છે તેટલી સુવ્યવસ્થા આ સ્ટીમરમાં હતી, પણુ ડેકના ઉતારૂઓની હાલત અતિ દયાજનક અને સારડીન માછલીની જેમ સંકોચાઈને બેઠેલા મર્દ, ઓરત અને બાળકો ભારે અગવડ વેઠી રહ્યા હતા. એક તસુ જગ્યા માટે વખતોવખત પાડોસી મુસાફર સાથે વઢી પડના અને તેના ઉપર હુમલો કરતા હતા. આ ગરીબ વર્ગના ઉતારૂઓથી સ્ટીમર કંપની સંગીન કમાણી કરે છે; છતાં ઉતારૂઓને વધુ સારી સગવડ આપતી નથી અને આ લોકોની દાઝ હૈયે ધરી કોઈ મરદ બચ્ચો આગળ આવીને ચળવળ કેમ

જ્યાં જૂઓ, ત્યાં ગરીબોની જ કમાઇ; છતાં તે વર્ગને જ હાડમારી ખમવી પડે.



કરતો નથી, એવા વિચારો એ લોકોની હાડમારી જોઈને આવતા.

બીજા વર્ગમાં મ્હારી સાથે ફક્ત એકજ ઈરાની મુસાફર નામે આગા હાજી મહંમદ હુમજા નામે પોતાના કુટુંબસહ હતો. જે આસાખાનમાં ત્રીસ વરસ રહીને અત્યારે પોતાના કુટુંબ સાથે અસલ વતન બાકુ તરફ જતો હતો. મુસાફરીમાં એનાં ન્હાનાં બાળકોનો એ ખરો માબાળુ પિતા હતો. કોઈ રડતું, કોઈ ઉલટી કરતું, તે બધાંની એ ભલો આગા યોગ્ય બરદાસ્ત કરતો અને પોતાની પરદાનશીન બાનુને કોઈ જાતની અગવડ વેઠવા દેતો નહિ. એશિયાટીક લોકોના સ્ત્રીસન્માનનો આ એક અચ્છો નમુનો હતો. તેમાં આ પાંચ બાળકોને રમતમાં પણ પોતપોતાની ફોડી લેવાને ગમે તેમ ભટકવા દેતો નહિ. વાત કરતાં કરતાં પણ આગા સાહેબની ચકોર નજર તેનાં બાળકો ઉપર જ ઠરેલી રહેતી. જમતી વેળા તે બધાને કાળજીપૂર્વક જમાડતો, જમ્યા પછી બધાને ઉમ્મરપાર હારબંધ બેસાડીને નીતીના સબક પઢાવી યોગ્ય શીખામણ અને નાસિયત કરતો. એ એક ભલો બાપ હોવા ઉપરાંત સંસ્કારી શિક્ષક જેવો હતો. આ સંસ્કારી આદમી અને તેનાં બાળકોના સહવાસથી મ્હને લાગતું કે દુનિયાભરમાં જે બુરાઈ અને અનીતી પ્રસરી રહેલી છે તે બધી ન્હાનપણમાં આદર્શ માબાપ અને સારા શિક્ષકની યોગ્ય કેળવણીના અભાવે જ છે. જો આગા હુમજા જેવા પિતા હોય તો ઘણા સુચરિત્રવાન નાગરીકો નિવડી શકે.

બાકુ તરફ જતો મ્હારો આગા ગોઠીયો

આપણે સ્ત્રીઓ તરફ અને બાળકો તરફ કેટલા બધા બેદરકાર રહીએ છીએ તેનો ખરો ખ્યાલ આવા સંસ્કારી આદમીના સહવાસથી જ આવી શકે. એક પતિ, પિતા અને દેશનાગરિક તરીકે આપણી અપૂર્ણતા જાણવાને આપણે કેટલા બધા બેદરકાર છીએ ? એવો પ્રશ્ન હૃદયપર હાથ મૂકી ઓ વાચક, તું જરૂર કરજે, જે પાઠ આ આગાના સહવાસમાં મ્હને મળ્યો છે તે હું અહિં ટપકાવી લઉં છું.

સ્ત્રીસન્માનની લાગણી ખિલવવાની જરૂર

૫૦૦ ફુટ ઉંચા ડુંગરો ની ટોચપર વસેલું શહેર

## પેગોવસ્કી

બુધવાર તા. ૧૩ મી ઓગસ્ટે અમ્હારી સ્ટીમરે પેગોવસ્કી બંદરે લંગર નાખ્યું. આ બંદર ૫૦૦ ફુટ ઉંચી ડુંગરાની ધાર ઉપર આવેલું છે. અહિં જાણવાજોગ મથકોમાં દૂર એક લીલા રંગના ગુંબજવાળું દેવલ



આવેલું દેખાય છે. તેમજ છેક ઉંચાણમાં ટોચ ઉપર રૂશિઅન સરકારે બંધાવેલી જેલ ( કેદખાનું ) આવેલી છે; જેમાં દૂરના મુલકના લાબી સજા પામેલા કેદીઓ પોતાની કરણીનાં કડવાં ફળો ચાખતા પડેલા છે.

અહિં સ્ટીમરની ડોકની લગોલગ રેલ્વે આવેલી હોવાથી આગગાડીમાં માલની અદલાબદલી કરવાનું કામ વધારે ઝડપ અને સરળતાથી થઈ શકે છે.

આ રેલ્વે અહિંથી રૌસ્ટોફ શહેર તરફ જાય છે, જે એઝોફ દરીઆની ઉત્તર-પૂર્વે ઓકા નદીના મુખ પાસે વસેલું છે; જ્યાંથી રીઆશકને રસ્તે થઈને મોસ્કો જવાનું ટ્રેન જંકશન આવેલું છે. અત્રે પડતા સખ્ત તાપ વિષે તો પૂછવું જ નહિ. સ્ટીમરની કેબીન તો જાણે પાઉ બનાવવાની ભઠ્ઠી હોય તેટલી ઉન્હી લાગે છે. તેથી સ્ટીમરની ઉપર છત્રીપર જ વખત પસાર કરવો પડે છે. અહિં વસ્તા મુસલમાનો લગભગ બધા જ શિયા પંથના છે. એ પંથ પણ ચુસ્ત મુસલમાન હોઈ ફક્ત ખિલાફત અને ખલીફ બાબતની માન્યતામાં સુન્નીઓથી જુદા પડે છે.

અહિં આવેલું જંકશન

આ બંદરપર સ્ટીમરમાં નવા મુલકના નવા જ ઘાટના આદમીઓનો ઉમેરો થયો. તે બધા જ ઈરાનીઓ હોઈ બાકુ અને મઝંદરાન જનાર ઉતારૂઓ હતા. સાથે બુરખો ઓઢેલી ઓરતો પણ હતી. તે બીચારી સખ્ત તાપમાંથી બચવા છાયડાંમાં બેઠી હતી. છતાં એ ધગધગતા તાપની અસર તેના બુરખામાં સંતાયેલા ચહેરાપર કેટલી બધી થતી હશે એ વિચાર જ જોનારને મુંઝવતો હતો. અહિંના લોકોના રીતરિવાજમાં એક વિશેષતા જણાય છે. અહિંના મરદો પણ ઓરતોની જેમ હાથે મેંદી ચોપડે છે, જેથી હાથની ખુબસુરતી વધે છે, તેઓના ગોરા હાથો લાલ હીરાના રંગથી કંઈ જુદા પડીને આગળ તરી આવતા હતા. અહિં મજુરો પણ આ સસ્તી ખુબસુરતીના શોખીન જણાતા હતા. ઉપરાત તેઓ હજામ પાસેથી માથાના વાળ એવા લપેટાથી કપાવતા કે જે શોભી ઉઠતા અને નવાઈ પમાડે એવી રીતે ચહેરો ખુબસુરત દેખાતો હતો. છતાં મ્હારી દૃષ્ટિએ આ વાળ કાપવાની સ્ટાઈલ તો કંઈ વિચિત્ર પ્રકારની જ જણાતી હતી. મ્હારા જેવા મુસાફરથી એ આગા સ્ટાઈલના વાળની કટ જોઈને સ્હેજે હસાઈ જવાતું હતું. આ માટીની કાયાને શોભાવવા ઈરાનના વિચિત્ર ફાંકાંમા એ એક ઉમેરો હતો. એક દેશમાં જે વસ્તુ શોભાસ્પદ હોય

શિયા પંથના લોકોથી વસેલું શહેર

સસ્તી ખુબસુરતીના શોખીન પુરૂષો

ઇરાનની ફેશનની હજામત



છે તેજ વસ્તુ બીજા મુલ્કમાં હાસ્યાસ્પદ ગણાય છે. આમાં રહેલો લોકોની દષ્ટિનો ફેર દુનિયાભટકનારા મારા જેવા મુસાફરને નવું શિખવે છે.

રૂશિયન કાફલાનું મુખ્ય મથક

સ્ટીમર ઉપડતાં, પશ્ચિમનો સુકો કિનારો પસાર કરતાં, બીજે દિવસે બપોરના ચાર કલાકે રૂશિઅન કાફલાનું મુખ્ય મથક અને આતશખાનાઓથી ગાજી રહેલું, આતશના પૂજારી પારસીભાઈઓનું જાત્રાનું ધામ થઈ પડેલું પ્રખ્યાત શહેર બાકુ આવી પહોંચ્યું.

## બાકુ

પહાડના ઢળાણ ઉપર આ ઘોડાની નાળના આકારનું શહેર એક કિલ્લા સાથે આવેલું છે. તે પંદરમી સદીમાં બાંધવામાં આવેલું કહેવાય છે.

રૂશિયાની કિંમતી મિરાસ જેવું બાકુ નગર

આ શહેરનો કિનારો સુક્કો અને સપાટ છે. તે વ્યાપારનું મુખ્ય મથક હોઈ નફ્તેલ, લોખંડ અને શણ તેમજ ઉન પુષ્કળ જથ્થામાં બહારગામ ચઢાવવામાં આવે છે; ત્યારે ખાસ કરીને રૂ, અનાજ તથા ફળફળાદિની આયાત કરવામાં આવે છે. નફ્તેલના ખાસ કુવા આવેલા હોવાથી બાકુ રૂશિઆની એક કિંમતી મિરાસ ગણાય છે. કૈં જમાનાની વાત ઉપર એકાએક સળગી ઉઠે એવી ગેસ સાથે ભભૂકાદાર રોશની નીકળતી હતી; ત્યારે અહિં ભાવિક આતશપૂજકોના ટોળેટોળાં આ સ્થાનને પવિત્ર માનીને તેની આરાધના કરવાને ઉતરી પડતા. પણ હાલમાં કોઈ એ આતશની દરકાર કરતું જણાતું નથી. ચડતી-પડતીના અનેક ચમતકારો તેમજ પાડોશી રાજ્યના હુમલાઓથી બાકુ શહેરને અનેકવાર વેઠવું પડેલું. એ રાજદ્વારી ફેરફારોથી પારસી ટોળું અહિંથી વિખરાઈ ગયું અને આતશપૂજાની મહત્તા પણ રફતે રફતે કમી થઈ ભૂલાઈ ગઈ છે. સન ૧૫૦૯ માં ઇરાનીઓના હાથમાંથી તુર્ક લોકોએ ચઢાઈ કરી છીનવી લીધું. તે પછી તે ઇરાનના પ્રખ્યાત શાહ અબ્બાસના હાથમાં પાછું આવ્યું. આજે પણ એ શાહ અબ્બાસનો મકબરો સારી હાલતમાં જળવાઈ રહ્યો છે. ફરી [૧૭૨૩ માં રૂશિઅનોના હુમલા સામે લાઈલાજ થઈ એ બાકુને ઇરાનીઓએ ગુમાવ્યું. પછી બારમે વરસે ૧૭૩૫માં જૂનું વેર વાળવા ઇરાનીઓએ હુમલો લઈ જઈ રૂશિઅનોના હાથમાંથી બાકુ ફરીવાર જીતી લીધું. તે પછી છેક ૧૮૦૬ માં રૂશિઅનો હુમલો લઈ આવ્યા; ત્યાં લગી

પારસી ટોળાનું ગઇ કાલનું પવિત્ર શહેર

બાકુની ટુંક તવારીખ

ઈરાની અમલ હેઠળ એ ઠીક ફાવ્યું હતું. સને ૧૮૦૬ માં ફરીવાર રૂશિઅનો ઝૂંટવી ગયા તે આજ સુધી રૂશિઅનોના કબજામાં સવાસો વરસ થયાં પડયું છે.

મ્હને અહિંથી રૂશિઅન તુર્કસ્થાન એટલે બોખારા, સમરકંદ, તાશકંદ થઈને કાશગર જવું હતું અને મ્હારી મુસાફરી દરમ્યાન આપખુદ અમલ ચલાવતા રૂશિઅન અમલદારો તરફથી મ્હને કંઈ ખમવું ન પડે માટે અંગ્રેજ વાઈસ કોનસલ મી૦ ચાર્લસ હાઉડનને હું મળવા ગયો. તેણે મ્હને ખાત્રી આપી કે મ્હારી પાસે લંડનની તા. ૧૯ મી જુન ૧૯૦૨ ની જે પાસપોર્ટ છે તે રૂશિઆમાં બધે જ ફરવા માટે પૂરતી હતી. એ સધ્યારો મળતાં હું સ્ટીમરપર પાછો ફર્યો. તુર્કસ્તાન ફરીને પાછો બાકુ આવનાર છું, એટલે જાણવાજોગ નોંધ અત્રે નહિ લેતાં ફરીવારની મુસાફરી સાથે જ મુકીશ. જેથી વાચકને સ્હમજવા માટે સુગમતાભર્યું થઈ પડશે. રાતના સાત કલાકે સ્ટીમર બંદર છોડીને દરીઆ તરફ હઠવા માંડી; ત્યારે અનેક દીવાબત્તીથી ઝગમગી રહેલા બાકુના કિનારાનો દેખાવ એ ઉદ્યોગી શહેરના શ્રમી જીવનનો ખ્યાલ આપી રહ્યો હતો. કાસ્પિઅન સમુદ્ર હજી શાંત હતો અને કોઈક સ્થળે હળવા ધસારા સાથે મોજાં ધસી આવતાં જણાતાં હતાં.

બ્રિટીશ કોન્સલે આપેલો સધ્યારો

## ક્રિસ્ના વોસ્કી

રૂશિઆનું એડન જેવું હોય તો, આ શહેર દરેક વાતે એડનને મળતું આવે છે. આ ટ્રાન્સકાસ્પિઅન રેલ્વેનું પશ્ચિમનું મુખ્ય સ્ટેશન છે, અહિંથી તાશકંદ, અંદીજાન, અને કુશક સુધી જવા માટે દરરોજ ત્રણ ટ્રેનો ઉપડે છે. તા. ૧૫ મી ઓગષ્ટની એક સુંદર સમીસ્હાંજે હું તાશકંદ જવા માટે ઉપડયો.

રૂશિયાનું એડન જેવું શહેર

આ તરફની આખી ટ્રાન્સકાસ્પિઅન લાઈનનો ભાગ એકદમ સુક્કો અને કુદરતની હરીઆળીવિહાણો જણાય છે અને તેમાં ક્રિસ્નાવોસ્કીમાં ઘાસનું એક પણ લીલું તણખુંયે દેખાતું નથી. સૂર્યના પ્રબળ તાપથી બળી ગયેલા ડુંગરાનો દેખાવ અરબી મહાસાગરમાંથી રાતા સમુદ્રમાં દાખલ થતી વખતે એડન આગળ ઉજ્જડ નજરે પડે છે, તેવોજ આબાદ દેખાવ આ બંદરનો પણ છે, સૂર્યનો સખત તડકો અને મીઠાં પાણીની તાણ જેમ એડનમાં



**પાણીની હાડમારી**

છે તેમ અહિં પણ છે. એડનના રહેવાસીઓ માટે પાણી બનાવવાનું કારખાનું છે તેમ અહિં પણ પાણી "ડીસ્ટીલેશન" કરવાનું મથક આવેલું છે. થોડા વખત સુધી દરીઆના કીનારા પાસે જ રેલ્વે માર્ગ કાપતી હતી. ત્યાં લગી દરીઆના સુંદર સ્વચ્છ પાણીનો દેખાવ વિ૰ મનને કંઈક રાહત આપતો હતો; ત્યાર પછી ૧૭૦ માઈલનો રસ્તો કાપતાં ટ્રેન કિઝીલ અરવત સ્ટેશને આવી ઉભી. આ પ્રદેશ પણ સુક્કો અને વેરાન લાગે છે. સુક્કી રેતી અને ધૂપથી ખારાકુમ જંગલ જાણે મુસાફરોને વધાવી લઈને આવકાર આપતો હોય તેમ લાગતું, અહિં ૧૦૦૦ સિપાઈઓની લશ્કરી ટુકડી પડી રહે છે. આવા જંગલમાં કોણ જાણે શા શા વિતકો સહન કરતી પડી રહી હશે?

**તરકોમાન મુસલમાનો**

આ આખો મુલક તરકોમાન મુસલમાનોથી વસેલો નજરે પડે છે. ઈતિહાસની વાતોમાં હું જે લડવૈયાઓની વાતો વાંચતો તે પ્રરાક્રમી લડવૈયા તુરકોમાનના મુલકમાં હું આજે જઈ ચઢયો હતો, એ કોમનો ઈતિહાસ વીરનરોની હારમાળાથી છવાયેલો છે. વિખ્યાત રોમન શહેનશાહતને પાયમાલ કરી એની જાહોજલાલીને નાબુદ કરનાર તેમજ એક પછી એક એમ અવિશ્રાંત હુમલા લઈ જઈ પુરાણી ઈરાન શહેનશાહતને હંફાવનાર એ શૂરવીર તૂર્કોમાનની પુરાણી વાતો વાંચનાર આફ્રિન પોકાર્યા વગર રહી શકતો નથી.

**અજેય લડવૈયાઓ-ની વીરભૂમિ**

એ જંગલી અને ઝનૂની કોમે છેલ્લી ઢબની તાલીમ પામેલા રૂશિઅન લશ્કરને પણ હાર આપેલી, લડાઈના તોપખાના રહામે મરણીયા થઈને ધસી જવું એ કામ તુર્કોમાનને મન જાણે બચ્ચાંની રમત હતી. આવી રીતે ધસી આવીને તોપખાનાને પણ લાચાર કરી નાખનાર એ કોમ દુનિયાભરમાં એક અજોડ વીર પ્રજા તરીકે પોતાનું નામ ઈતિહાસને પાને ચઢાવી ચૂકી છે. તુર્કોમાનના મુલકનો ખ્યાલ આપવા, ઉત્તર ખિવા નગરથી કાસ્પિઅન સમુદ્ર લગી એક લીટી દોરતાં બીજી અમુદારાયા સુધી, ત્રીજી અફગાનિસ્તાન પાસે આવેલા બલખ શહેરથી કાસ્પિઅનના અગ્નિ ખુણા સુધી દોરીએ તો આ ત્રિકોણ આકારમાં જે સ્થાન આવે, એ આ તુર્કોમાનની વીર ભૂમિ સમજવી. એનો વિસ્તાર ૨૪૦૦૦૦ ચોરસ માઈલ ગણાય છે. એટલે અંગ્રેજી યુનાઈટેડ કિંગ્ડમ જે ઈંગ્લેંડ, સ્કોટલેંડ, આયરલેંડનું બનેલું છે તેના કરતાં તુર્કોમાન ભૂમિનો વિસ્તાર બમણો છે! એમ માનવામાં આવે છે કે આગળ આમુડારાયા નદીથી



**તુર્કોમાન દેશનો વિસ્તાર**

આ જમીનને પાણી મળતું હતું. કારણ તે વખતે આ નદી કાસ્પિઅન સમુદ્રમા પોતાનું પાણી ખાલી કરતી હતી. એમ ભૂસ્તરશાસ્ત્રીઓ અનુમાન કરે છે. દુનિયામા થતા અતિ ધીમા ફેરફારના પરિણામે આજે ડારાયા નદીનું પાણી એરલ સમુદ્રને મળે છે, જેથી તુર્કોમાનોને નદીના પાણીની ખોટ પડી છે. તો પણ જ્યા પાણી મળી શકે; ત્યાં કુવા ખોદાયા છે. એ પાણી ખેતીના કામમાં પણ લાવીને તેઓ કામ ચલાવી શકયા છે.

**કુદરત સાથે સતત ટક્કર ઝીલતી કોમ**

દુશ્મનોનો મુકાબલો તો તુર્કોમાનને વખતોવખત કરવો પડે; પણ કુદરત સાથે તો હમેશ. તેમાં ડીસેમ્બર અને જાનેવારીમા અહિં એટલી સખ્ત ટાઢ પડે છે કે કોઈવાર પારો "ફ્રીઝીંગ પોઈન્ટ"થી પંદર ડીગ્રી નીચે ઉતરી જાય છે. જ્યારે ઉનાળામાં એટલી તો સખ્ત ગરમી પડે છે કે ન પૂછો વાત; તેમાં પણ આ કુદરત તરફથી વખતોવખત રેતીનું સખ્ત તોફાન ઉપડે છે, જેની પાસે એ શૂરવીર તુર્કોમાનો પણ કૈંક આજેઝ અને લાચાર થઈ જતા હોય તેમ લાગે છે; કેમકે જે પ્રદેશમાં રેતીનું સખ્ત તોફાન ઉપડે છે; તે પ્રદેશમાં તેમણે વસવાટ કરવાનું છોડી દીધું છે. અત્યારે કાસ્પિઅનની દક્ષિણપૂર્વે તેમને આબોહવા વધારે માફક આવતી જણાય છે. તેથી મ્હોટો ભાગ ત્યા જઇને વસ્યો છે. એવા તોફાની મુલકના એ બહાદુર વતનીઓની મૂળ તવારીખ વાચવાલાયક છે.

**તુર્કોમાન કઇ પ્રજાની ઓલાદ ?**

તેઓ પૂર્વ મધ્ય સાઈબિરીઅન પ્રદેશના ચેનીસી અને ઇરતીશ નદીની ઉપર આવેલા મુલકમા વસતી તુર્કી લોકની ઓલાદના મનાય છે. કેટલાકો કહે છે કે અસલ દંતકથા મુજબ એ તુર્કી નામ પુરાણા ઇરાનના આતશ પરસ્ત શહેનશાહ ફરીદુનના દીકરા "તુર"ના નામ ઉપરથી પડયું છે જેને તેના બાપે આ ટ્રાન્સ કાસ્પિઅન મુલકની હકુમત આપી હતી. જ્યારે એક બીજી વાત પણ લોકોમાં મનાય છે કે "જાફેત"ના વડા પુત્ર "તુર્ક" ઉપરથી આ નામ પડયું છે. આ વાતમા જે હોય તે ખરૂં; પણ તેઓ ઉત્તર સાઈબિરીઆમાં આવેલા બરફના મુલકમાથી આવેલી તુર્કી કોમના વંશજો છે, એટલી વાત તો સાચી.

**તુર્કોમાનની ટુંક તવારીખ**

એ લોકો પોતાની વસતીના વધારા તેમજ જાનવરોની સગવડ માટે એક વખત દક્ષિણ તથા પૂર્વ તરફથી ફેલાઈ કાસ્પિઅન સમુદ્રથી હિંદુકુશ પર્વત સુધીના મુલ્કોમાં પથરાઈ ગયા હતા. આથી થોડા વખત ઉપરથી તેઓએ જોયું કે તેઓ ઓલામાંથી ચુલામા આવી પડયા હતા. કારણ

કે જે મુલ્ક તરફ તેઓ વધ્યા હતા તે મુલ્કની આબોહવા સાઈબિરીઆ કરતાં તેમની મહેમાનગીરી કરવામાં કોઈ રીતે ચઢીઆતી કે સારી હતી નહિ. એવા વિકટ પ્રસંગોમાં જંગલી જનાવર જેવી હાલતમાં લુટફાંટ કરવા ઉતરી પડનારા બનવાનો તેમને માટે પ્રસંગ આવે તો તેથી કશું અજબ થવા જેવું નથી. આથી પાસે આવેલા આબાદ શહેર ઈરાન જ્યાં જીંદગીનાં દરેક સાધન અને સુખથી મુલ્ક ભરપૂર હતો તેની તરફ એ લોકોની ભૂખી નજર દોડતી, તેથી સદીઓ સુધી તેઓ વખતોવખત ઈરાનની સરહદ ઉપર હુમલો લાવી ખાદ્યખોરાકી, તેમજ જે કિંમતી વસ્તુઓ હાથમાં આવતી તે લઈને ન્હાસી જતા, તેમજ કંઈ જમાનાઓ સુધી ઈરાની લશકરે તેઓની પુંઠ પકડીને નસિહત બેસાડવા હારજીતના પાસા રમાડયા, પણ જેનું નામ તુર્કોમાન બચ્ચાં જે કદિ, જેર થયાં કે થાકયાં જ નહિ. જેમજેમ ઈરાનના રાજકર્તાઓની વંશાવળી બદલાતી ગઈ, સદીઓ સમાપ્ત થતી ગઈ, જમાનાઓથી અનેક રંગો પૂરાતા અને ભૂસાતા ગયા પણ લુટારા કહો કે લડવૈયા કહો, એવા એ તુર્કોમાન બચ્ચા થાકયા કે નમતું આપ્યું નહિ. ૧૮૩૧ની લડાઈ જેમાં તુર્કોમાનોએ ઈરાની લશ્કર ઉપર સખ્ત સપાટો લગાવ્યો હતો, જેમાં ઇરાનીઓ બહાદુરીથી લડયા, છતાં તુર્કોમાનના ધસારા આગળ તો તેમને હાર ખાવી પડી. એ લડાઈમાં તુર્કોમાનોનો ધસારો એટલો સખ્ત હતો કે ઇરાની પાયદલ લશ્કરના એકેએક સિપાઈઓ કપાઈ ગયા અથવા બંદીવાન થયા. ફક્ત ઇરાની ઘોડેસ્વારોજ માંડમાંડ ન્હાસી છૂટયા. આ બધા કેદીઓના ગળામાં દોરડું નાખી, તેમને હારોહાર વિજયી તુર્કોમાનો પાછા ફર્યા અને ખીવા અને બોખારાના બજારમાં ગુલામ તરીકે વેચવા મૂકયા. એક સારા ગુલામની કિંમત તે વખતે ૭૦૦ થી ૧૦૦૦ રૂપીયા ઉપજતી, પણ આ વખતે ઈરાની ગુલામ એટલા બધા પકડઈ આવેલા કે માગો તેવો સરસ ઈરાની ગુલામ ફક્ત પંદર રૂપીઆમાં મળી રહેતો. આ પછી સખત સપાટો લગાડી નસિહત પોકારવા અને દાખલો બેસાડવાનું ઇરાની શહેનશાહત તો ભૂલી જ ગઈ. ત્યારે તુર્કોમાનોને એટલો મદ ચઢયો કે ઇરાન તો શું પણ અફઘાન અને રૂશિઅન સરકાર પણ એ તુર્કોમાનના હુમલાથી ત્રાહેત્રાહે પોકારવા માંડી. આ વખતે રૂશિઅન સરકાર સહુથી વધારે ધનવાન અને સબળ ગણાતી હતી. તેણે આ ઝનૂનિ મુસલમાનોને જીતવાનો પક્કો

**લુંટારૂ જાતનાં ભાડ કાર્યો**

**ઝનૂની જાત પાસે આજેજ થએલા ઇરાની લડવૈયાઓ**

**૧૫ રૂપીયે વેચાયેલા ઇરાની ગુલામો**



ઠરાવ કર્યો અને સને ૧૮૭૩ માં બળવાન લશ્કર લઈને ખિવા નગર પર હુમલો કર્યો. તુર્કોમાનો જીવપર આવી બહાદુરીથી લડયા ખરા, પણ રૂશિઅનોના લશ્કરની બહોળી સંખ્યા આગળ નમતું આપવાનો વખત આવ્યો; તેથી પાછા હઠયા અને ખિવા પર રૂશિઅન વાવટો ઉડવા લાગ્યો. ત્યાર પછી ઉત્તર અને પશ્ચિમે ગંજાવર દિવાલો ચણાવીને એ લુટારૂ તુર્કોમાનોને તેમના જ દેશમાં કેદ કરવાનો ઠરાવ કર્યો; જેથી તુર્કોમાનોને એ દિવાલ પાસે જ અટકાવી શકાય. તેમજ ખીવા અને બોખારામાં ગુલામો વેચવાની મનાઈ કરવામાં આવી; જેથી તુર્કોમાનો કોઇને કેદ કરવાની ઉલટ્ઠાં રાખે નહિ. રૂશિઅનોની આ રાજ્યનીતી તુર્કોમાનોને ખૂંચતી હતી જ; પણ રશિઆનાં વિશાળ સાધનો આગળ એ પ્રજા લાચાર હતી, અંતે તુર્કોમાનોની એક મુખ્ય જાત જે "તેક" નામે ઓળખાય છે, એણે ઈરાનના શાહને અરજ કરી કે આ પરદેશી ગોરાઓ સ્હામે રક્ષણ આપવા કૈંક કરવું. બીજી તરફ રૂશિઅનોના વેપારી સંઘને માર્ગમાં લૂંટીને પાયમાલ કરતાં, જેથી રૂશિઅન સરકારને ઓરેનબર્ગ નગર સાથેના વેપારમાં બીલકુલ લાભ રહ્યો નહિ. તેથી તે વખતના ઝાર બીજા એલેકઝાન્ડ્રે વિચાર કર્યો કે રૂશિઆના વેપારની સલામતી અર્થે તમામ મધ્ય એશિયાનો મુલક રૂશિઅન ઝુંડા હેઠળ લાવવો.

**ખિવાની લડાઇ**

**રૂશિઅનો સાથે બાંધેલું વેર**

અંતે ૧૮૭૭માં જનરલ લોમાકીની સરદારી હેઠળ લડાઈ શરૂ થઈ. કિઝીલ અર્વટના કિલ્લા ઉપર તોપખાનાનો મારો શરૂ થયો. આથી તુર્કોમાનો મુઝાયા, શરણ થવાની લગભગ તૈયારીમાં હતા કે રૂશિઅનો અને તુર્ક સરકાર સાથે "રૂશો-ટરકીશ" લડાઈ જાગી. અને રૂશિઆના ચુનંદા અમલદારો બધા નવી લડાઈમાં રોકાયા; જેથી તુર્કોમાનોને થોડા વખત સુધી રાહત મળી. પણ વળી બીજે વર્ષે રૂશિઅન અમલદારોએ એ લોકોની પૂંઠ પકડી. સને ૧૮૭૮ માં જનરલ લોમાકીએ તુર્કોમાનોની છાવણીપર મજબૂત હુમલો કર્યો ત્યારે તુર્કોમાન છાવણીમાં ૫૦૦૦ ઓરતો અને બાળકો હતાં. એ લોકોને જોઈ તુર્કોમાનો કંઈ વધુ ધૂનપર ચઢયા, તે રૂશિઅનો સાથે ટક્કર ઝીલી, અંતે એવો સપાટો લગાવ્યો કે જનરલ લોમાકીએ પોતાના લશ્કર સાથે ન્હાસી છૂટવામાં જ સલામતી માની. તુર્કોમાનો જીત્યા !!! આ સમાચાર વીજળીના વેગે આખા મધ્ય એશિયામાં ફરી વળ્યા, મશહુર રૂશિઅન સરકારની અજીત કીર્તિ ઉપર

**રૂશિયન મહારાજ્યને આપેલી હાર**



રૂશિયાની રાજ્ય-રમત

તુર્કોમાનોની ફત્તેહથી ડાઘ લાગ્યો. આ વખતે માઇકલ ડેમીગીઆવીચ સ્કોબેલેફ નામે એક મશહુર ચુનંદો ગણત્રીબાજ અને અનુભવી લડવૈયો રૂશિઅન સેનાને દિપાવી રહ્યો હતો. એ જ્યાં જતો, ત્યાં ફત્તેહ મેળવતો. સાથે દરેક સિપાઈને જીતી લેવા અને ઉશ્કેરવા જેટલો એ વ્યહવારકુશલ આદમી હતો. એની સરદારી હેઠળ નવું રૂશિઅન લશ્કર તુર્કોમાનોને જીતવા રવાના કરવામાં આવ્યું. આજે જાપાન સાથેની લડાઈમાં વિખ્યાતી પામેલો જનરલ કુરોપેટકીન સ્કોબેલેફનો લેફ્ટેનંટ હતો, એ વિખ્યાત સેનાનાયકનો વિખ્યાત ચેલો પણ આ લડાઈમાં સાથે હતો અને એનો ગુરૂ સ્કોબેલેફ તો લડાઈનો દેવ જ ગણાતો.

આ ચકોર લડવૈયાએ આસપાસની બધી પરિસ્થિતી જોઈ તો તેને જણાયું કે તુર્કોમાનના મુલકમાં ખાધાખોરાકી લાવ-લઈ જા કરવાની મુસીબત પારાવાર હતી. ખચ્ચરો આ ધમાલને પહોંચી શકે તેમ નહોતું માટે સુડાનને ફત્તેહ કરતી વેળા જેમ અંગ્રેજ સરકારે રેલ્વે લાઈન તૈયાર કરી હતી તેમ લડાઈનો સરંજામ લઈ જવાને લશ્કરને થાક વગર પહોંચાડવા માટે રેલ્વે લાઈનની જરૂર હતી. જેથી લડાઈ કર્યાં પહેલાં તેણે રેલ્વે લાઈન નખાવી અને ક્રિસ્નાવરકીમાં પાણી તૈયાર કરવાનું મથક બનાવ્યું. જેથી લશ્કરને રોજ ૭૫૦૦૦૦ ગેલન પાણી બરાબર મળતું રહે, એ રીતે બહાદૂર તુર્કોમાનોને

ગ્યોકટેપનો ઘેરો અને છેલ્લી લડાઇ

આઝેઝ કરવા માટે વરસોની પૂરતી તૈયાર કર્યાં બાદ તેઓના "ગ્યોક ટેપ" કિલ્લાને ઘેરો નાખવામાં આવ્યો અને લડાઈ પૂરબહારમાં જાહેર થઈ. એક તરફ સાધનસંપન્ન રૂશિઅનો હતા, બીજી તરફ અધુરાં હથીઆરો સાથે લડનારા તુર્કોમાનો હતા. બધી તૈયારી પછી જનરલ કુરોપેટકીનના જણાવવા મુજબ તુર્કોમાનોને કહેવામાં આવ્યું કે તમારી છાવણીમાં જે ૭૦૦૦ સ્ત્રીઓ અને બાળકો છે તેઓને સલામતી ખાતર બીજી સલામત જગ્યાપર મોકલી દેવો; રૂશિઅનોની જબરી તૈયારી આગળ તમારૂં હવે ચાલવાનું નથી. ઝનૂની જીદી તુર્કોમાનો કયે દિવસે આ વાત માનવાના હતા ? તેઓએ જવાબ મોકલ્યો કે અમ્હારી સ્ત્રીઓ અને બાળકોને હાથ લગાડવા પહેલાં ત્હમારે અમારા મૃત શરીરોપરથી ચાલીને જવું પડશે. પરિણામે રૂશિઅનોનો હલ્લો શરૂ થયો. તુર્કોમાન સૈનિકો લાચાર થયા, પણ હટ્યા નહિ, ભાગ્યા નહિ. કપાઈ મર્યા. બાકીનો મુલક



રૂશિઅન ઝુંડા હેઠળ ઉમેરવામા આવ્યો.

**તુર્કોમાનોની રહેણી, કરણી અને પહેરવેશ**

એ સિનાબાજ અને કદાવર તેમજ હિંમતવાન લુંટારા જેવું જીવન ગાળતા તુર્કોમાનોનું જીવન અસ્થિર અને વિચિત્ર હતું. વળી તેઓ કદાપિ એક જ રાજા કે સરદારના હુકમનો અમલ કરનાર, આજ્ઞાપાલન કરનાર અનુચર જેવા નહતા. ઈસ્લામે જગતને પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ આપી તે મુજબ એ લોકો પોતે જ મિજલસ બોલાવીને સુચરિત્રવાન અને બહાદૂર આદમીને પોતાના નેતા તરીકે ચૂંટી કાઢતા, પછી જ્યારે કંટાળી જતા અથવા આ ચુંટાયેલા નેતા કરતાં કોઈ માણસ વધુ પ્રજાપ્રિય કે બુદ્ધિમાન જણાતો તો તેને મુખ્ય પદ આપી, જુના નેતાને ઉડાવી મૂકતા. એ લોકો પોતાને ચુસ્ત મુસ્લીમ તરીકે ઓળખાવા ચૂકતા નથી. છતાં એ લુંટારૂ જાત વળી કુરઆનના ફરમાનનો અમલ બરાબર રીતે તો નજ કરી શકે, એ દેખીતી વાત છે. મ્હને લાગ્યું કે એ નામના જ સુન્ની મુસલમાનો છે. એ લોકાનો સ્વાતંત્ર્યપ્રિય સ્વભાવ આટલા ઉપરથી જણાઈ આવશે કે એ લોકો મુલ્લાં અને મોલવીઓની પણ દરકાર કરતા નથી. પોતાની મરજીના માલેક જેવા, સંપીલા, લડાઈનો પ્રસંગ આવે તો મરણીયા થઈને લડનારા, એ લોકોને બહાદૂર ગણવા કરતાં જુલમગાર અને ઘાતકી ગણવા વધારે ઠીક પડશે. યુદ્ધપ્રસંગે નીતિ જેવું કશું તેઓ સ્હમજતા જ નથી. સુતેલા આદમીઓપર હુમલો લઈ જવો, બાળબચ્ચાંઓને ઉપાડી જઈ ગુલામ તરીકે વેચવા, જોખમ ખેડી વ્યાપાર કરતા વેપારીઓની વણઝારો લુંટવી, શત્રૂપર અણચિંત્યો હુમલો કરવો, વિ. હીચકારા આદમીઓને જ છાજે એવું જંગલીપણું એ બહાદુર જાતની રગેરગે દોડી રહ્યું છે, એથી એ લોકોને બહાદુર ન કહેતા જુલમગાર ગણીયે તો અસ્થાને ન જ ગણાય; છતાં એ જાતને ન્યાય આપવા માટે એટલું ભૂલી જવું જોઈતું નથી કે જમાના થયાં એ ભટકતી જાત છે, કેળવણી અને ધર્મના સાચા પ્રકાશથી દૂર રહેનારી ભટકતી જાત લુંટફાટ કરે જ અને પોતાની આસપાસના સંજોગોને અનુસરી લાલચવશ થાય, જંગલી બને તેમાં અજબ થવા જેવું કૈં નથી. એ લોકોની સફેદ બાજુ તપાસવા બેસીએ તો પરોણાની મહેમાનગીરી કરવામાં તો તેઓ પાછું જોતા જ નથી, તેઓ પરોણા માટે પોતાની છેલ્લી પાઈ લુંટાવી દેવા તૈયાર રહે, ગાળ કે અપશબ્દ કદિ તેઓના મોઢામાથી બહાર પડે જ નહિ,

રહામાવાળા ઉપર પોતાના તિરસ્કારનો ઉભરો ખાલી કરવા માટે એ લોકો ખરાબમાં ખરાબ ગણાતો શબ્દ "હીચકારા" નું સંબોધન કરીને અટકે છે. ફક્ત આ એક જ શબ્દ ઉપર ઘણીવાર તો ખૂનો થાય છે અને લોહી રેડાય છે. એ લોકોની ઓરતો બુરખા વગર જ ફરે છે. છતાં ઈતિહાસકારો જણાવે છે કે એ જંગલી સ્ત્રીઓનું જીવન બહુધા નીતિમાન જ હોય છે. ધર્મ કરતાં, ઓરત કરતાં, દોલત કરતાં, તુર્કોમાનોને મન અધિક પ્રાણપ્રિય વસ્તુ તે ઘોડો છે. પોતાના ઘોડા માટે એ જંગલી લોકોને હૈયે કૈંકૈં કોડ હોય છે. પ્રેમ અને માયા બધી પોતાના પુત્રો જેમ તેઓ ઘોડા ઉપર જ ઢાલવે છે. જીવનભરનો એ લોકોનો ઘોડો એ જ સાચો અને વફાદાર સાથી હોય છે. સુંદર જંગલમાં કે મુસાફરી વેળા જ્યારે એક બટકુ રોટલી ખાઈ લેવા જેટલી તીવ્ર ભૂખ લાગે; ત્યારે કૈં હોય તે પોતાના ઘોડાને ખવડાવીને પછી જ પોતે ખાય, સખ્ત તાપમાં તપતા બપોરે તરસથી પ્રાણ કંઠે આવી ગયા હોય; છતાં છેલ્લું પાણીનું ટીપું પણ તેઓ ઘોડાને જ પીવડાવે અને પછી બચે તો જ તેમાંથી પોતે પીએ. દુનિયાને મુગ્ધ કરે એવો અશ્વપ્રેમ એ જંગલી જાતના હૈયામાં વસેલો છે.

**સૌથી વ્હાલામાં વ્હાલી ચીજ તે ઘોડો**

એ કોમ ઘણા વિભાગોમાં વ્હેંચાઈ ગઈ છે. છતાં કેટલાકો જાયુક એક જ જગ્યાપર વસવાટ કરી રહેવાનું શિખ્યા છે. હજીયે ભટકતી જાતનો પણ તોટો નથી. એકંદરે એ લોકોનું જીવન ભારે ઉદ્યોગી ખરૂં. સ્ત્રીઓ પરોઢીએ ઉઠીને ઘરકામમાં ગુંથાઈ જાય, મરદોની અને બચ્ચાંઓની દરેક સગવડ સાચવે અવકાશ મળે ત્યારે શેતરંજી ગુંથે અને રેંટીયો લઈને બેસી જાય. તુર્કોમાન સ્ત્રીઓના મુલાયમ હાથે ગુંથાયેલી શેતરંજીઓ સારાયે એશિયામાં મશહૂર ગણાય છે. દૂરના દેશમાં એની સારી જેવી રકમ ઉપજાવી શકાય છે. લગ્ન કરવાની રીત મુસ્લીમ વિધિ અનુસાર એકદમ સ્હેલી જ છે, નિકાહની મુખ્ય ક્રિયા અને ખાણીપીણી કરે છે, પણ તેની પાછળ આંખ મીંચીને ધૂમ ખર્ચ કરવાનું તેઓ શિખ્યા નથી, અને સાદાઈ અને સુગમતાથી જ બધી ક્રિયાઓ કરે છે. બુરખાનો રિવાજ ન હોવાથી યુવાન પોતે જ પોતાની ભવિષ્યની માશુક શોધી કાઢે છે. પછી તેના માતપિતા આગળ જઈ ઈચ્છા જાહેર કરે છે. ગુંજાશ અનુસાર ૬૦૦ થી ૧૨૦૦ સુધીની રકમ પહેરામણી માટે આપે છે. ત્યાર પછી મોલવી સાહેબ આવી નિકાહની ક્રિયા કરી જોડું ગોઠવી આપે છે અને વરરાજા વાજતેગાજતે કન્યાને

**તુર્કોમાનના ગૃહ-સંસારની વાતો**

**વિચિત્ર લગ્ન-ક્રિયા**



પોતાને ત્યાં લઈજાય છે. બાળકોના જન્મપ્રસંગે–તેમાંયે મુખ્ય કરીને–પુત્રજન્મ વેળા મિત્રોને મિજબાની આપવાનો નિયમ છે. છોકરો પાંચ વરસનો થાય છે કે તેને સૌથી પહેલી કેળવણી ઘોડેસ્વારીમાં પાવરધા થવાની આપવામાં આવે છે. ૭–સાત વરસના છોકરાને ઘોડેસ્વારી કરતો જોઈ મુસાફરોને સ્હેજે અજાયબી થાય છે. મરદો બધા મુસલમાન ધર્મની શરીઅતના કાનૂન અનુસાર દાઢી રાખે છે, તેમની મૂછો મોઢામાં ન આવે એવી રીતે કાતરેલી હોય છે, પહેરવેશમાં ખાસ કરીને એક વાતમાં તુર્કોમાનો જુદા તરી આવે છે. તેઓ મ્હોટી, ભવ્ય, ઉંચી બકરાના વાળવાળી રૂંવાંટીદાર ટોપી પહેરે છે. એ ટોપીનો રંગ કાળો હોઈ ઉંચાઈમાં તુર્કી ટોપી કરતાં પણ ચારગણી વધારે દેખાય છે. દેખાવે ભારે દમામદાર અને એક લડવૈયાને દીપાવે તેવી તેની પ્રતિભા જણાય છે. શરીર ઉપર લાંબો ગોદડી જેવો કુડતો પહેરે છે, જે ઓવરકોટને ઘણે ભાગે મળતો આવે છે. ઈજાર પહાણોને મળતી આવે તેવી પહોળી હોય છે. તેઓ પગ ખુલ્લાજ રહેવા દે છે. રૂશિયન રાજ્યમાં સખ્તાઈપૂર્વક કાયદાનો અમલ કરવામાં આવતો હોવાથી એ ગઈ કાલના લડવૈયા આજે ખેતીવાડી અને મજૂરી કરતા દેખાય છે. કેટલાકો ગાય, ઢોર, ઉંટ, આદિ જનાવરો ચરાવવા લઈ જતા જણાય છે. આમાંનો મ્હોટો ભાગ લશ્કરી નોકરીમાં રોકાયો છે. અત્યારે પાણીની સગવડ સારી હોવાથી ઘણા તુર્કોમાનો ખેડૂત બન્યા છે. જ્યાં પાણી મળી શકે, ત્યાં નહેર બનાવી તેનો પૂરતો લાભ લેવાય છે. શરીરે ખડતલ હોવાથી તેઓ સખ્ત તાપમાં મજૂરી કરતા જણાય છે. ખાસ કરીને સંધ્યાસમયે આછા અજવાળામા પોતાના ઢોરઢાખર લઈને પાછા ફરતા ખેડૂતો સંધ્યાકાળ થતાં નમાઝ માટે થોભી જાય છે અને અલ્લાહની હજૂરમાં નમ્રતાપૂર્વક શીર ઝૂકાવી નમાઝ પઢે છે; ત્યારે તેમના ઉંટો પોતાના માલીકની નમાઝવેળા હાથની ઉંચેનીચે થતી ક્રિયા સાથે પોતાની ગરદન પણ યંત્રવત ઘડીકમાં ઉપર ઘડીકમાં નીચે કરે છે. એ દેખાવ એટલો બધો ભક્તિરસમાં તરબોળ કરે એવો ભાવનામય હોય છે કે જો હું ચિત્રકાર હોત તો જરૂર આ દેખાવ કાગળ પર ઉતારી લેત.

તૂર્કોમાન લોકોનો પહેરવેશ

જંગલી, ઝનૂની છતાં ભક્તિમાન

એક રમ્ય દેખાવ

રૂશિઅન અમલમાં પણ સ્વભાવે નમ્ર થઈ ગયેલા દેખાતા તુર્કોમાનો એટલા જ ગરમ મિજાજના હોય છે, એટલા જ સ્વતંત્ર પ્રિય હોય છે કે એનો તાજો દાખલો ૨૫ વરસના રૂશિઅન અમલ છતાં ગયા ચાર વરસ ઉપર



બુરખા વગરની ઓરતો

થયેલો બળવો એની સાક્ષી પૂરે છે. કેટલીક તુર્કોમાન સ્ત્રીઓ બુરખા સાથે પણ દેખાય છે. કેટલીક કોમમાં બુરખાનો રિવાજ નથી. છતાં આ દેખાવ ઉપરથી લાગે છે કે જેઓ ધર્મની કેળવણીમાં વધારે ઉંડા ઉતર્યા છે તેઓજ બુરખો પહેરતા હશે. રૂશિયન અમલ છતાં હજી બધા જ અભણ અને અજ્ઞાન લાગે છે, કેળવણી ન મળે; ત્યાં લગી એ લોકો છે તેવા જ જંગલી રહેવાના.

## ગ્યોક તેપ

આસ્કાબાદ તરફ કૂચ

વધુ જાણવાજોગ કંઈ ન હોવાથી વધારે નહિ રોકાતાં મ્હેં મ્હારી મુસાફરી ચાલુ રાખી અને તા૦ ૧૬ મી ઓગસ્ટને દિને ગ્યોક તેપ નગરના સ્ટેશને હું આવી પહોંચ્યો. અહિંથી આસ્કાબાદ બહુ દૂર નથી. માર્ગમાં એક ઇરાની મુસલમાન સાથે પરિચય થયો. વાતે વળગતાં એણે જણાવ્યું કે આજથી ૨૩ વરસ ઉપર આખો ટ્રાન્સકાસ્પિઅન મુલ્ક ઇરાનના શાહના અમલ હેઠળ હતો. રાજ્યકારોબાર તુર્કોમાન જ ચલાવતા, છતાં ઈરાનના શાહને ખંડણી ભરતા અને તેનું વડીલપણું કબૂલ રાખતા. જેમ મિસર તુર્કીને તાબે હતું અને અમલ ખેદીવ ( મીસરનો રાજ્યકર્તા ) ચલાવતો. પણ રૂશિયા સાથેની છેલ્લી મ્હોટી લડાઈ પછી આખો મુલ્ક તેમજ ઇરાનના શાહનું વડીલપણું પણ જતું રહ્યું. છેલ્લા યુદ્ધમાં વતન ખાતર મરી ફીટનાર તુર્કોમાન સૈનિકો તો કપાઈ ગયા, પણ આ મુલ્ક જીતનાર બહાદૂર રૂશિયન સૈનિકોની યાદગીરીના સ્મારક તરીકે એક સ્તંભ ઉભો કરવામાં આવ્યો; તેની નીચે યાદગીરીનો એક લેખ પણ તખ્તી પર કોતરવામાં આવ્યો છે, જે વાંચનારને આંગ્લકવિ ગ્રેના શબ્દોની યાદ આપે છે—" કીર્તિનો માર્ગ કબર તરફ જ લઈ જાય છે."

કીર્તિનો માર્ગ ક્યાં લઇ જાય છે ?

સ્મારક મંદિરની મુલાકાત

મ્હારા ઈરાની મિત્ર સાથે હું પણ આ સ્મારક સ્તંભ જોવા ગયો. લડાઇ વખતે જે જે તોપો વાપરવામાં આવી હતી તે તે તોપો અહિં મૂકવામાં આવી છે. પાસે કિલ્લો પણ છે. એ ધૂળના કિલ્લામાં બહાદુર તુર્કોમાનો કેવી રીતે મોરચા માંડતા તે જોનારને સ્હમજાય છે. આસપાસ પાણી માટે એક ઉંડો ખાડો ચોતરફ જાય એવી રીતે ખોદવામાં આવેલો છે. જે રૂશિયન સિપાઇઓ માર્યા ગયા તેમની કબર આસપાસ એક મ્યુઝીઅમ ઉભું કરયામાં આવ્યું છે,



તેમાં તે વખતે વપરાયેલાં હથીયારો, લડાઈના ફોટા–ચિત્રો, રૂશિયન ઉપરાંત તુર્કોમાન સરદારોના ફોટો-ચિત્રો વિગેરે મૂકવામાં આવ્યાં હતા. એ સંગ્રહમાથી મ્હેં બે ચિત્રો ખરીદ્યાં. આ બે ચિત્રો હું વાચકની સેવામાં રજુ કરવાની તક લઉં છું. પહેલા ચિત્રમાં આજનાં છેલ્લી ઢબનાં હથીયારોથી સજ્જ થયેલું રૂશિઅન લશ્કર લાંબા બુટ, શરીરનું બારબર રક્ષણ કરે એવો કોટ, છેલ્લી ઢબની રાઈફલ (બંદુક), માથે ધારદાર અણીઆળી બેયોનેટથી સજ્જ થયેલો રશિઅન સ્હામે ઉભેલા તુર્કોમાનને બેયોનેટથી વિંધી નાખતો નજરે પડે છે. જ્યારે બીજી બાજુ માદરપાટનો કુડતો અને પહોળી ઈજાર પહેરેલો ખુલ્લા પગે તલવાર ખેંચીને લડતા તુર્કોમાન નજરે પડે છે. વાચક રખે એમ ન ધારી લે કે આ ચિત્ર રજુ કરવાનો ઉદ્દેશ તુર્કોમાનો કેટલાં જંગલી હતા તે બતાવવાનો હશે. ના, છેલ્લી ઢબનાં વૈજ્ઞાનિક સાધનો સ્હામે તુર્કોમાનો કેવાં અધૂરાં સાધનોથી ઝઝૂમતા હતા, એ લોકોની શૌર્યકલ્પના રૂશિયનોનાં વિશાળ સાધનો જોઇ એ લડાયક પ્રજા થીજી ન ગઈ, ડરીને તાબે ન થઈ, પણ છેવટ સુધી પોતાના બાહુબળથી કિસ્મતની કસોટીમાં પાર ઉતરવા મથતી હતી. બીજા ચિત્રમાં હારેલા તુર્કોમાનો જ્યારે તાબે થયા; ત્યારે બન્ને ભેગા મળીને બેઠા, તે વખતનો દેખાવ છે.

**નવાં, અને જુનાં સાધનોથી લડાયેલી લડાઇ**

## આસ્કાબાદ

થોડી વધુ સુકી અને ઉજ્જડ જણાતી જમીન પસાર કરીને રહવારના ૧૦ કલાકે આસ્કાબાદ સ્ટેશને આવી પહોચ્યો. અહિંથી ખુરાસાન જવા માટે ઘોડા, ગાડી, ટાંગા તથા ટપાલની ગાડી મળે છે. તેમજ અહિંથી છેક મશહદ સુધી પાકી સડક બાંધવામાં આવી છે. તે પગરસ્તે પાંચથી સાત દિવસની મુસાફરી પછી મશહદ પહોંચાડે છે.

મશહદમાં શિયા મુસલમાનોના વિખ્યાત ઈમામ રઝાનો રોઝો આવેલો છે. આ ઈમામની કરામતો મશહૂર છે. હઝરત પયગંબર મહંમદ સલ○ ની બેટી હઝરત ફાતેમા ઝોહરાનો એ વંશજ છે, તેમજ ઈસ્લામના વિખ્યાત ખલિફા હઝરત અલી સલ○ નો પણ વંશજ છે. હઝરત અલી સલ○ હઝરત મહંમદ પયગંબરના કાકાનો દિકરો ભાઈ થાય. હઝરત અલી સલ○ નો એ આઠમો વંશજ છે, એની પહેલાની બધી પેઢીઓના પુરૂષો કરામતો અને ભક્તિ માટે

**મશહદ નગરની મહત્તા**

વિખ્યાત છે. તેઓ શિયા પંથના ખાસ ઇમામો ગણાય છે, તેથી છેક હિંદ વેરથી ઝીયારત ( તીર્થ ) કરવા ભાવિકોનાં ટોળેટોળાં આવે છે.

તેમજ જે શિયા મુસલમાનો કરબલામાં ત્રીજા ઇમામ હઝરત હુસેન ( અલ૦ ) તેમજ હઝરત અબ્બાસ અલમદારની જ્યારત કરવા આવે છે તેઓમાંના કેટલાકો કરબલાથી કેરમાનશાહ અને તહેરાનને રસ્તે ઊંટના કાફલા સાથે કૂચ કરતા મશહદ શરીફ આવે છે, જે દોઢથી બે મહીનાનો પગરસ્તો કહેવાય છે; ઇમામના રોઝાને લીધે મશહદને મહત્તા પ્રાપ્ત થઇ છે; બધા એને મશહદ શરીફ અર્થાત પવિત્ર મશહદ નગર કહીને સંબોધે છે: મ્હારી આગળની પહેલી મુસાફરી વખતે હું કરબલા ગયો હતો; ત્યાંથી મ્હારા શિયા મુસલમાન મિત્રો મશહદ જવા તૈયાર થયેલા; ત્યારે તેમની સાથે મશહદ જવા મ્હારૂં મન પણ લલચાયું હતું. પાછળથી વિચાર કરતાં મુસાફરી માટે ઘડેલી યોજના અધવચમાં પડી ભાગવી ગમી નહિ. તેથી અંતે વિચાર માંડી વાળ્યો હતો.

**હઝરત ઇમામ રઝા સાહેબની સમાધિ**

આરકાબાદમાં સુન્ની કરતાં શિયા પંથના મુસલમાનોની વસ્તી વધુ જણાય છે. બન્ને પંથની મસ્જીદો દીઠામાં આવે છે, અત્રેથી થોડાક માઇલ પર પારસીઓના આતશખાના અને દોખમા તેમજ પુરાણી ઇમારતો આવેલી છે, મારી ઇચ્છા તે જોવા માટે ત્યાં જઈ આવવાની થઈ; પણ અવકાશના અભાવે અને મુસાફરીનો કાર્યક્રમ તેમજ જોખમદારીનો વિચાર કરતાં, તે માંડી વાળવું પડ્યું. આ લખાણ વાચનાર કોઇ પારસી બિરાદરને જુની શોધખોળનો શોખ હોય તો તે આ તરફ એક ફેરો મારી જશે; તો તેને ઘણું નવું જાણવાનું મળશે. હાલમાં આ તરફ પારસી વસ્તી બિલકુલ રહી નથી. તેથી આ ખૂણે પડેલા ઐતિહાસિક સ્મારકોમાંથી નવું જાણવાનું ખૂબ મળવાનો સંભવ છે. વળી અહિંના રેલ્વે મથકથી પોણો માઇલ દૂર એક બીજુ ખંડીયેર આવેલું છે. તે અસલમાં તુર્કોમાન મુસલમાનોનું ગામ હોય એમ ત્યાંની મસ્જીદો અને મદ્રેસા વિગેરે જોતાં લાગે છે. દૂરથી જોનારને ઉંચાં ઉંચાં કંગુરા, રંગેલી દીવાલવાળી ઇંટો દેખાય છે, પાસે જતાં આખુંયે ગામ સ્વપ્નવત્ વસ્તુ હોય તેમ શૂન્ય ભાસે છે. માણસની વસ્તી બિલકુલ નથી. રૂશિયા સાથેની છેલ્લી લડાઈનું આ પરિણામ હોવું જોઇએ.

**પારસીઓ માટે શોધખોળને લાયક ખંડીયેરો**



લડાઇની યાદમાં મ્યુઝીઅમમાં મૂકાવલા બે પુતલાઓ એક તરફ અધુરા હથીયારે લડતો તૂર્કોમાન સેપાહ બીજી તરફ છેલ્લી ઢપના સાધનોથી સજ્જ થયલો રશિયન સોલ્જર.



રશિયન લડાઇ પછી સુલેહ માટે ભેગા થયેલા
તૂર્કોમાન નામની લડાયક કોમના નાયકો.

શહેરમાં તેમજ આસપાસનાં ગામડાંની તમામ જમીનમાં લીલોતરી ઝાઝી દેખાતી નથી; લગભગ બધે જ ચાલુ ધૂળ ઉડ્યા કરે છેઃ ફક્ત પાણીની નહેરથી ખેતીવાડી કરી શકાય છે. તેમજ અહીં ૧૦૦૦ માણસોનું રૂશિયન ગેરીસન લશ્કર પડાવ નાખીને રહ્યું છે.

રૂશિયા અને હિંદુસ્તાન આવવાના રસ્તા

આરકાબાદ શહેરની ઉપર એક ઉડતી નજર ચોપાસ નાંખતાં મ્હારા મગજમાંથી અનેક કલ્પનાના તરંગો ઉછળવા લાગ્યા, મધ્ય એશિયાની વિશાળ ભૂમિ ઉપર ચઢાઈ કરી તુર્કસ્તાનના એક ભાગને જોડી દઈ, તેને રૂશિયન તુર્કસ્તાન તરીકે ઓળખાતો કરી રૂશિયાવાસીઓ શો ફાયદો હાંસલ કરી શક્યા ? ગંજાવર ખર્ચથી અને માણસોનો ભોગ આપી મેળવેલા એ ઉજ્જડ પ્રાંત ઉપર આજે અનેક રસ્તાઓ, પોસ્ટ, ટ્રામ વિ૰ ની સગવડ કરી, ટ્રેનને દોડતી કરી, લશ્કરોની છાવણી અને ગવર્નરોના રસાલાના દમામ વધારી, રૂશિયન અમલ કાયમ કરતાં જે ભોગ આપવામાં આવ્યો છે તેને બદલે રૂશિયનો આ પ્રાંતમાંથી કૈં ફાયદો હાંસલ કરી શક્યા હોય તેમ લાગતું નથી.

તુર્કોમાન મુલ્ક જીતવા પાછળ રૂશિયાનો ઉદ્દેશ શો હતો ?

બોખારા, ખીવા, તાશકંદ અને સમરકંદ, તેમજ ટ્રાન્સકાસ્પિયનનો વિશાળ તુર્કોમાન મુલ્ક મેળવ્યા પછી આજે રૂશિયાને કૈં નવી આવક લાવી આપવા બદલ આ મુલ્કો ઉલટા માથે પડ્યા છે, રૂશિયાને ખર્ચનાં મ્હોટા ખાડામાં ઉતારી મૂક્યો છે. હજી વધારે ખર્ચ કર્યા પછી આ મુલ્કની ખિલવણી થશે; ભારે વરસો પછી આ મુલ્કની આમદાનીમાંથી રૂશિયન સરકાર કૈં મેળવી શકશે.

ત્યારે શું રૂશિયન સરકાર એટલી બધી મૂર્ખ હતી કે આ જંગલી જેવા તુર્કોમાનોને જેર કરવા પાછળ પોતાનું લશ્કર અને નાણાંનો ભોગ તેણે આંખ મીંચીને કર્યો ? અથવા રૂશિયનોને પહેલેથી ખબર ન હતી કે તુર્કસ્તાન જેવા હુન્નરઉદ્યોગવગરના બેકાર મુલ્કને જીતીને શો લાભ મેળવવાનો હતો ? ખરું પૂછો તો આવું કૈં નહોતું, ચકોર રૂશિયનો આ બધું જાણતા હતા. પણ તેની એ ચડાઈઓ પાછળ એક મહારાજ્ય સ્થાપવાની મ્હેચ્છા રમી રહી હતી, આ જંગલી જાતના મુલ્કને જીતીને રૂશિયનો સંતોષ ધરતા ન હતા. પણ તે પછી વધારે આગળ ચડાઈ લઈ જઈ એક વખત હિંદુસ્તાનનો કેટલોક ભાગ



**રૂશિયન મહારાજ્ય વિશાળ કરવા મથતા રૂશિયનો**

જીતવાની પણ આશા રાખતા હતા. હિંદ જીતવાનાં સ્વપ્નાં કંઈ જમાના થયાં રૂશિયનો સેવી રહ્યા હતા. આ ઉપરથી વાચક સ્હેજે સ્હમજી શકશે કે હિંદ જીતવાની શેતરંજમાં મધ્ય. એશિયા તો માત્ર એક પ્યાદુ હતું. એ જાનમાલની ખુવારી તો રમતની એક મુખ્ય સોગઠી અને જીતવા પહેલાં થોડાક પ્યાદાનો ઇચ્છાપૂર્વક અપાયલો ભોગ હતો. એ પછી અફ્ઘાનીસ્તાનમાંથી માર્ગ કાઢીને પંજાબ તરફ હુમલો કરી શકાય તેમ હતું.

**મહાન નેપોલીઅન સાથે મળીને ઝારે ગોઠવેલી બાજી**

એ ઉપરથી મ્હારા વિચારો હિંદુસ્તાન તરફ રૂશિયનો પગ લંબાવે તો કયા માર્ગે જઈ શકે તે તરફ ઢળ્યા. આજે હું કયાં ઉભો હતો? આસ્કાબાદ શહેરમાં જેની સ્હામે માજનદરાન સરહદ ઉપર આસ્ત્રાબાદ બંદર આવેલું છે, ત્યાં આજથી એકસો વરસની વાત ઉપર મહાન વિરહાક ગજાવતા જમાનામાં ફ્રેન્ચને મહારાજ્ય તરીકે સ્થાપવા મથતાં રૂશિયન લશ્કરો ભેગા થઈ કૂચ કદમ કરતાં હિંદુસ્તાન તરફ ધસી જાય તેવી બાજી ગોઠવાઈ હતી. તે સમયે બે મહાન સૈન્યોને હિંદ તરફ મોકલવા માટે રૂશિયનોએ મહાન નેપોલીઅન સાથે યોજના ઘડી કાઢી હતી કે બધા લશ્કરને બે વિભાગોમાં વ્હેંચી નાખવામાં આવે. એક ખીવા તથા બોખારા થઈને સિંધુ નદીના મુખ આગળ આસ્રાબાદ આગળ ભેગું થાય અને સિંધુ નદીનાં મુખ આગળ પહોંચી જાય, અને બીજું ૩૫૦૦૦ રૂશિયન અને ૩૫૦૦૦ ફ્રેન્ચ સિપાહ બચ્ચાઓનું આસ્ત્રાબાદ આગળ ભેગું થાય અને ત્યાંથી હેરાત અને કંદહાર થઇને હિંદુસ્તાનની સરહદ તરફ સામટો હુમલો લઈ જઈ શકાય. તે જમાનામાં આ કાચી યોજના ઘડાઈ તે વખતે ઝારનું ખૂન થયું અને બધી યોજના ભાંગી પડી. આજે આસ્કાબાદમાં રહેતાં મ્હને એ વિચાર આવે છે કે હવે જો ફ્રેન્ચ અને રૂશિયનો સાથે ભેગા થવા માગે તો તેમને ઈરાન થઈ અફ્ઘાનિસ્તાન માર્ગે પસાર થવાની જરૂર રહે નહિ. ક્રિસ્નાવોસ્કીના બંદરે આવી લાગતા ફ્રેન્ચ લશ્કરને આસ્કાબાદ રેલ્વે માર્ગે લઈ જઈ શકાય.

**હિંદુસ્તાનની સરહદ તરફ જવાનો ટુંકો માર્ગ**

ત્યાંથી હેરાત જવા માટે ફક્ત ૩૬૮ માઇલનો રસ્તો છે. આ રસ્તે મશહદ થઈને હેરાત જવાય છે, તેમ રૂશિયન સરહદ વટાવી સરખ્સ આવી, ત્યાંથી પણ હેરાત આવી શકાય છે, તે બાદ હેરાત થઈને કંદહાર જવા માટે



ફક્ત ૩૮૯ માઈલનો માર્ગ છે. ત્યાથી ક્વેટા ૧૪૪ માઈલના રસ્તાપર આવેલુ છે. તેમજ આરકાબાદથી ૩૬૮ માઇલનો આ ટુકો માર્ગ આજે પગ યા ઘોડા ઉપર કાપવાની જરૂર પડતી નથી. અહીંની ટ્રેનમા ૧૩ કલાકમા મર્વ જઈ શકાય છે. ત્યાથી ૧૯૦ માઈલ દૂર આવેલા કુશક શહેરનો માર્ગ પણ ટ્રેનમાર્ગે કાપી શકાય છે. ત્યા ૧૨૦૦૦ માણસોનું રૂશિયન લશ્કર કાયમી છાવણી નાખીને પડયુ છે. અહીંથી અફઘાન સરહદ ફક્ત પાંચ માઈલ દૂર છે, જ્યારે હેરાત ફક્ત ૮૦ માઈલ દૂર છે. ત્યાથી કુશક તરફ રેલ્વે લંબાવવાનો રૂશિયન સરકાર વિચાર ચલાવે છે ત્યાથી વળી અફઘાનિસ્તાનના અમીર સાથે મૈત્રી કરીને કદહાર, ખીલાત અને સોનમીઆની સુધી આગળ વધારવાની વાતો સંભળાય છે. આમા એક વાત સ્પષ્ટ તરી આવે છે કે અરબી સમુદ્રના કિનારા સુધી ફક્ત કરાચીથી ૬૦ માઈલ દૂર, સુધી રૂશિયન સરકાર પોતાની રેલ્વે લંબાવે. તેમ કરતા બલુચીસ્તાન જેવા બ્રિટિશ લાગવગ હેઠળના મુલકને પોતાના પજામા મજબૂત કરવાની તક મેળવે એ કદિ અંગ્રેજ સરકાર સાખી શકે ખરી ?

કરાંચી સુધી પહોંચી જવાની રૂશિયન યોજના

રાજદ્વારી બાબત ઉપર હું મિસ્કીન મુસાફર કંઈ મત આપવા ઈચ્છતો નથી, તેટલી લાયકાત મ્હારામા હોય એમ હું માનતો નથી ફક્ત આરકાબાદ આવતા મ્હારા ખ્યાલમાં જે વિચારો આવ્યા તેની આ ટુંક નોધ લઉં છુ. હું ખાત્રીપૂર્વક માનું છું કે હેરાત થઈને હિન્દમા પેસવાનો ખ્યાલ રૂશિયા કદિ છોડનાર નથી કુશક સુધી રેલ્વે લબાવવાની તેની રાજ્યનીતિ આ વાતને ટેકો આપે છે.

બે હરિફ મહારાજ્યોની રાજ્યરમત

ખરેખર એમજ હોય તો રૂશિયનો વખત જતા અફઘાનિસ્તાનમા લાગવગ વધારીને છેવટે પોતાનું લશ્કર ઉતારવા ચૂકશે નહિ. રૂશિયન શહેનશાહતનો ભૂતકાળનો રાજ્યસત્તા વધારવાનો લોભ જોતા આ અનુમાનને ટેકો મળે છે એટલે આ રાજ્યશેતરંજ પર ગમે તેટલુ ન્હાનું પ્યાદુ પણ રૂશિયન સરકાર આગળ વધારે તો અગ્રેજ પ્રજાને ભારે સાવચેત રહેવુ પડે અને મક્કમતાથી પગલા ભરવાની જરૂર પડે આવી બે મહાન રાજ્યોની ધુરકાધુરકી કયા સુધી ચાલ્યા કરશે એ એક સવાલ છે. ભૂતકાળનો ઈતિહાસ જોતા બે મહાન સત્તાલોભી રાજ્યોએ કદિ પણ એકાદ ન્હાના રાજ્યને સલામત રહેવા દીધુ

નથી, તેમજ એવી ધરકાધરકી લાંબો સમય સુધી ચલાવી નથી. વ્હેલેમોડે માર્ગ લેવાના જ, તે માટે તે તકની વાટ જુએ છે: અહીં બે મહાન રાજ્યોની રમતનો અંત કેવી રીતે આવે છે તે ભવિષ્યકાળમાં જણાશે; અત્યારે તો કાં તો રૂશિયાને પોતાની લાગવગ વધારવા દેવી કે કાં તો રૂશિયનોએ મહારાજ્ય વધારવાની યોજના પડતી મૂકવી—આ બે માર્ગો ખૂલ્લા છે. બન્નેમાંથી એક પણ જણ નમતું મૂકે તેમ નથી લાગતું. રૂશિયાની પાછલી તવારીખ જોતાં જણાય છે કે જબરી હાર મળ્યા વગર રૂશિયા પોતાની યોજના બદલશે નહિ!

## કા હ કા

કાહકા શહેરમાં

આરકાબાદથી ઉપડી ૪ કલાકની મુસાફરી કરતો હું કાહકા શહેરમાં આવી પહોંચ્યો. અહીંથી પવિત્ર મશહદ નગર જવાનો ઘોડેસ્વારી માર્ગ ફક્ત ત્રણ દિવસનો કહેવાય છે.

આ માર્ગ પહાડી હોવા ઉપરાંત લુંટારાના ભયને લીધે ધાસ્તીભર્યો ગણાય છે.

હું હરીરૂદ નદીનાં મીઠાં જળ પાસે મ્હારી પ્રતિજ્ઞા ભૂલ્યો.

આ પ્રદેશ પણ ઉજ્જડ છે. છતાં ઠેકાણે ઠેકાણે આવેલા બાગબગીચા અને ખેતરોની લીલોતરી ઘડીભર આંખને ઠારે છે. આ બધી પ્રાચીન હરીરૂદ નદીમાંથી બનાવેલી નહેરના પાણીની બરકત છે. આ નદી હિન્દુકુશ પર્વતના ખોળામાંથી દોડતી રૂશિયન સરહદ પર આવેલા સરખ્સ કિલ્લા પાસેથી થઈને વહે છે. તેનો એક ફાંટો આ તરફ આવે છે, તે પછી તે તુર્કોમાન પ્રદેશના જંગલમાં આવેલા ટ્રાન્સકાસ્પિઅન રેલ્વેના ઉત્તર ભાગમાં લીન થઈ જાય છે.

હું આગળ જણાવી ગયો છું તેમ હું મુસાફરીમાં પાણી ગરમ કરીને જ પીવાની સાવચેતી રાખતો આવ્યો છું. પાણીને બદલે ચાહ કે સોડાથી હું મ્હારી તરસ છીપાવતો રહ્યો છું, પણ આ હરીરૂદ નદીનાં નિર્મલ નીરને જોતાં જ ઘડીભર મ્હારો આ ઠરાવ વિસરી જઈને એના શીતળ જળથી તરસ છીપાવવા આતુર બન્યો છું, પુરાતન કાળના લડવૈયાઓ આ નદીનું પાણી પીતા, તે યાદ લાવીને એનું ઠંડુ મીઠું જળ હું ઘુંટડે ઘુંટડે પેટમાં ઉતારી ગયો. એ જ નદીમાંથી



નહેર બનાવીને કાહકા દેશના લોકો પોતાની ખેતીવાડી આબાદ બનાવી શકયા છે.

## મ ર્વ

પુરાતન મર્વ નગર

પ્રાચીન તવારીખમાં મશહૂર થયેલા મર્વ નગર તરફ મુસાફરી લંબાવી ને તા૦ ૧૭ મી ઓગસ્ટે મર્વ પહોંચ્યો. એ પુરાતન નગર એક વાર કીર્તિની ટોચ પર હતું અને આજે તે રૂશિયન સત્તાના પગ તળે છુંદાઈ રહ્યું છે. ફક્ત કેટલાક પ્રાચિન ખંડિયેરો તેની જુની જાહોજલાલીની શાખ પૂરતાં રહ્યાં છે, તેને જોતાં જ મ્હને શેખસાદીની નીચલી બેત યાદ આવી ગઈ.

નબરબાદ રફતી સહરગાહો શામ,
સરીરે સુલેમાં અલ-ઉસ-સલામ,
બઆખર નદીદી કે બરબાદ રફત.

હજરત સુલેમાનની મ્હોટાઇ

" હુઝરત સુલેમાન બાદશાહનું તખ્ત શું દરરોજ સ્હવાર ને સ્હાંજ આકાશ પર ઉડતું ન હતું ? પણ આખરે શું દીઠું ? તેની સત્તા અને એ મહાન તખ્ત પણ ફના ન થયાં ? "

અય રફિકો ! પૃથ્વિ પર પ્રવાસ કરતી વેળા આવાં અનેક મહારાજ્યોનો નાશ થયેલો જોઈ મ્હને દુનિયાની નાપાયાદારીનો ખ્યાલ આવે છે. નવા સાથે મિત્રતા બાધવી અને જુનાને તોડી પાડવું, એ જ જગતનો નિયમ લાગે છે.

પુરાણાં મર્વ શહેરના પુરાતન ખંડીયેરો

પુરાણું મર્વ શહેર આજે પણ અનેક પુરાતન ખંડીયેરો ધરાવે છે. બેહરામઅલી નામના સરદારે ૧૭૮૪ માં બનાવેલો એક કિલ્લો આજે દુશ્મન નહિ પણ જમાનાની ગીરદેશ રહામે આઝેઝ થઇને ખંડીયેર જેવો થઈ પડયો છે. તેની આસપાસ ઉંચી, મક્કમ, પત્થરની દિવાલ ૨૫૦ ચોરસ વાર જેટલા વિસ્તારમાં ચણી લેવામાં આવી છે. વચમાં એક ઘોર આવેલી છે. તેમજ એક માઈલ દૂર બીજી બે કબરો આવેલી છે, જે બ્લુ ઇનેમલની ઈંટથી દીપાયમાન કરવામાં આવી છે, જે પયગમ્બર સાહેબના બે નિશાનદારોની કબર કહેવાય છે. આજે તો આ બે કબરો અને એક કુવો જ અસલી ચીજોમાં બાકી રહેવા પામ્યાં છે.

બાકી બધુ તારાજ થઈ ચૂકયું છે. ખલીફ ઓમરના સૈનિકોએ છેક



સાતમી સદીમાં જમીનદોસ્ત કરાયેલો ગયાઉર નામનો કિલ્લો સદંતર તારાજ થયો; છતાં હજીયે તેની જૂની પડુપડુ થઈ રહેલી જમાનાની ધુળમાટીથી દટાયેલી દીવાલોની કાંઈક નિશાની બાકી રહી ગઈ છે. તેમજ એક ધર્મશાળા અને એક મસ્જીદ પણ આજે ઉપયોગમાં લઈ શકાય તેવી સ્થિતિમાં ટકી રહેવા પામ્યાં છે, જેની બાજુમાં જ પ્રખ્યાત સુલતાન સન્જરની કબર આવેલી છે, જે મશહદમાં આવેલી ફિરદોશીની કબરની ઢબે બાંધવામાં આવી છે. રૂશિયનો આ મુલક જીત્યા પછી પોતાના નિયમ મુજબ જૂના શહેરની પડખે નવું શહેર વસાવે છે તેમ, અહિં પણ નવું મર્વ શહેર વસાવવામાં આવ્યું છે. નવા શહેરના રસ્તા કુશાદે પહોળા બાંધી બન્ને બાજુએ ઝાડો રોપવામાં આવ્યાં છે. જેમ આસ્કાબાદમાં છે તેમ અહિં પણ જાહેર બગીચા અને વાડીઓની વ્યવસ્થા જોવામાં આવે છે. તેનું પાણી મુર્ગાબ નદીમાં નળ નાખીને મેળવવાની યોજના કરી છે. આ નદી હરીરૂડ નદીની જેમ મર્વની આસપાસ વ્હેતી વ્હેતી કારાકુમના જંગલમાં લીન થઈ જાય છે. આજે મર્વ તરફ મુસાફરોની આંખો ખેંચાઈ રહી છે, તે તેના પુરાતન ખંડીયેરો માટે, તેની આગલી તવારીખ, તેની લીલા માટે નહિ. ફક્ત આજે તે રેલ્વે જોડાણનું મ્હોટું જંકશન થઈ પડ્યું છે. માટે જ. તે વિષે આગળ લખી ચૂક્યો છું. અહિંથી કુશક થઈને રૂશિયન લશ્કરને અફગાનિસ્તાનમાં જવાનો માર્ગ મળી શકે છે: આ ઉપરથી વાચક એટલું જાણી શકશે કે જો ભવિષ્યમાં લડાઈ જાગે તો મર્વ એક અગત્યનું મથક થઈ પડે તેમ પણ છે. વળી હાલમાં રૂશિયન સરકાર કુશકથી હેરાત સુધીનો રસ્તો બાંધવા માંગે છે, એમ પણ સંભળાય છે. મારો વિચાર હતો કે અહિંથી હેરાત પણ થતો જાઉં, જેથી મ્હેં કુશક જવાની ખ્વાહેશ દેખાડી; પણ મ્હને અંગ્રેજ રૈયત જાણીને ત્યાંના સત્તાવાળાઓએ મ્હને કુશક જવાની ના પાડી.

નવું મર્વ શહેર અને તેની સુઘડ વ્યવસ્થા

અંગ્રેજ રૈયત હોવાને લીધે મ્હારી ઉપર મૂકેલો અટકાવ

આ મનાઈનું કારણ મ્હને લાગે છે કે ત્યાં હેરાત જવાની નવી સડક બાંધવાની યોજના ઘડવામાં આવી છે તે હશે; જેથી હું ત્યાંની કોઈ વાતો જાણીને જાહેરમાં પ્રગટ કરી શકું નહિ. એ જ બીકને લીધે મ્હારી ત્યાંની મુસાફરી સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યો હશે:

મર્વમાં ૭૦૦૦ માણસોનું લશ્કર છાવણી નાખી પડ્યું રહે છે, કુશક જે



અહિંથી ૧૯૦ માઈલ દૂર આવેલું છે, ત્યા પણ ૨૦૦૦ સિપાઇઓનું લશ્કર છાવણી નાખી પડયુ છે, જ્યા સુધી મુર્ગાબ નદી ફેલાઈ છે ત્યા સુધીના ભાગમા લીલોતરી છવાઈ રહી છે. બાકીની જગ્યા તો લગભગ વેરાન જ છે. આ પ્રદેશમા પવન એટલો સખ્ત ફુકાય છે કે ધૂળના સખ્ત વંટોળીયાથી અનેક જગ્યાએ ધૂળના ન્હાના ટેકરા થઈ જાય છે. બીજી કોઈ જગ્યા પર પવનના એકસરખા સુસવાટથી ખાડા પણ પડી જાય છે ધૂળ એટલી ઉડે છે કે જેથી બારીમાથી બહાર જોવુ પણ ગમતુ નથી. એ કટાળાનો તેમજ ધૂળ કેટલી સખ્ત ઉડતી હશે, તેનો ખ્યાલ એક વાત ઉપરથી સ્હેજે મળી શકશે ધૂળથી રેલ્વે લાઇન દટાઈ ન જાય માટે રેલ્વેના પાટાની બન્ને બાજુએ ઝાડોની ડાખળીઓ ઉભી રોપવામા આવે છે, જેથી ધૂળનો ઝપાટો ટ્રેનના પાટા ઉપર પડે નહિ અને ટ્રેનના પાટાને રક્ષણ મળી શકે.

ધૂળ અને રેતીના સખ્ત તોફાનને સેવતો પ્રદેશ

## ચારજુઈ (આમુદરીઆ)

ધૂળ અને રેતીના તોફાનો સહન કરતા હવે કંટાળો આવી ગયો હતો; ત્યા દૂરથી લીલોતરી દેખાતા એ પ્રકારનો આનંદ થયો. આ આમુ દરિયા (આર્યાસ નદી) નો પ્રતાપ હતો. તવારીખમા મશહૂર થએલી એ નદીના પાણીના તટથી ચાર પાચ માઈલ સુધીનો પ્રદેશ લીલોછમ રહે છે. તેમજ ખેતરો બધા ભાજીપાલા અને તડબૂચથી ઝૂમી રહેલા દેખાય છે. આ વિશાળ નદીને અમારી ગાડી તા ૧૭ મીએ એક ગંજાવર લોખંડી પુલ ઉપરથી ઓળગી ગઈ ત્યારે ધૂળથી બેઝાર બનેલી અમ્હારી આખોને એક પ્રકારની તાજગીભરી રાહત મળી. અત્યારે હું આ પ્રદેશ વિષે વધારે ઉંડો ઉતરીશ નહિ. મ્હારી અહિંની વળતી મુસાફરીમા હું આ ભાગ ઉપર પાછો આવીશ, ત્યારે એ વિષે ઘટતું લખીશ. હાલમા તો તાશકંદની કૂચમા જે કૈં આગગાડીમા બેઠા બેઠા જોઈ શકાય છે, તેની માત્ર ઉડતી નજરનોધ ટપકાવી લઈશ.

ચારજુઈ પ્રદેશને મળતી આબાદી

ચારજુઈ પછી આખો દેશ બદલાઈ જતો જણાય છે અને આપણે નવા મુલકમા આવી પહોચ્યાયે છીયે. અહિં બોખારાશાહી પાઘડીઓ નજરે પડે છે. તુર્કોમાન જાત અહિં દેખાતી બંધ પડે છે. બોખારા અને સમરકંદનું વર્ણન પણ મ્હારી વળતી મુલાકાતમા જ આપીશ આ બન્ને પુરાતન શહેરો

તુર્કોમાન અને તાતરી લોકોને જુદા પાડતી નદી



પાસેથી પસાર થતાં મ્હેં જોયું કે આમુદરિયાસીરમાથી રૂશિયન સરકારે નહેરો ખેંચી કાઢીને આ સુક્કા પ્રાંતની યોગ્ય ખિલવણી કરવાનો ભારે પ્રયત્ન કર્યો છે.

રાતે દશ કલાકે સમરકંદનું સ્ટેશન પસાર થયું. રાતના ચાંદરણાના આછા પ્રકાશમાં એ મુસ્લીમ નગરનાં સફેદ મકાનો અને મસ્જીદો કોઈ ચિત્રકારે કાળા કેનવાસપર સફેદ રંગથી દોર્યા હોય તેવા ચિત્રવત્ લાગતાં હતાં. મધરાત્રે ટ્રેન ખ્વાસ્ત જંકશન પર આવી પહોંચી. અહિંથી ટ્રેનનો એક ફાંટો ખોકંદ, મરગલાન થઈને અંનડીજાન સુધી જાય છે. ત્યાં જનાર ઉતારૂએ અહિં ઉતરી પડયા. બીજી સ્હવારે આઠ વાગે અમ્હેં સીર દરિયાના પાણી જોઈ શકયા. તે ઉપર આવેલો લાકડાનો પુલ પસાર કરી, સ્હવારે દશ વાગે ટ્રેન તાશકંદના સ્ટેશને આવી પહોંચી.

## તા શ કં દ

તાશકંદ

રૂશિયન તાતરીના મુખ્ય પાટનગર તાશકંદમાં સોમવાર તા. ૧૯ મી આગસ્ટ ૧૯૦૨ ના દિને આવી પહોંચ્યો. કાસ્પિઅન સમુદ્રથી છેક ચિન દેશ અને હિંદુકુશ તેમ જ કુવેનલુન પર્વતોથી ઉત્તરે સાઈબીરીયા સુધી ફેલાયેલા એ પુરાણા તારતરી મુલ્ક જેને ચંગીજખાન અને તૈમુરલંગ જેવા મહાન વિજેતાઓએ દુનિયાની તવારીખમાં અમર કર્યું છે, તે મુલ્ક આજે જુદા જુદા નામ સાથે કટકા થઈને વ્હેંચાઈ ગયો છે. છતાં આજે પણ તે મુલ્કમાં પ્રવાસ કરતાં તમે જ્યાં જોશો ત્યાં મુખ્ય ભાગે સુન્ની મુસલમાનો જ વસતા નજરે પડશે અને તાશકંદમાં પણ તેમ જ છે. તે તે દેશોમાંથી ઈસ્લામી રાજ્ય સત્તા નાબુદ થઈ છે; છતાં ઈસ્લામી વસ્તી વધતી જ ગઈ છે.

તાશકંદ શહેરની સુંદર રચના અને ખુબસુરતી

રૂશિયન સરકારની રાજનીતિ પ્રમાણે દરેક જીતાયેલા શહેરના બે ભાગ કરવામાં આવે છે; તેમ આ પુરાતન તાશકંદ પાસે નવું તાશકંદ વસાવવામાં આવેલું છે.

નવા તાશકંદ શહેરના કુશાદે રસ્તાઓ તેમજ બન્ને બાજુએ રોપાયેલાં ઝાડોની ગીચ ઘટા, તેમાંથી ડોકિયું કરતી મુસ્લીમ ઘાટની ઈમારતો શહેરની ખુબસુરતીમાં ઓર વધારો કરતી હતી. જાણે આખું શહેર એક વિશાળ બગીચો



હોય તેમ જોનારને ઘડીભર લાગી આવતું. આ બધું જોઇ મ્હારા મુખમાંથી આફ્રિનના ઉદ્‌ગારો નીકળી પડ્યા. મ્હને લાગ્યું કે મ્હારા મુસ્લીમ બિરાદરો બેશક બાગે બહેસ્તના એક ભાગમાં જ વસતા લાગે છે.

ઇરાની મેવાને ઘડી ભર ભૂલાવે એવો તાશકંદી મેવો

કહેવાય છે કે ઈરાન દેશના લીલા મેવા જેવો મેવો કોઈ સ્થળે પાકતો નહિ હોય, તેમ ઈરાનના મેવા માટે થતી અનેક તારીફો બધાએ સાંભળી હશે. પણ તાશકંદનો મેવો જોયા પછી મ્હને લાગ્યું કે ઈરાનના મેવાની તારીફ કરનારા ભૂલ કરતા હતા. સેબફળ, પેર, અંજીર, રંગબેરંગી દ્રાક્ષ, જરદાલુ, તરબુચ, ખરબુચ, વિગેરે ફળો એવાં તો લ્હેજતદાર જણાય છે કે બસ ખાયા જ કરીયે. તે પણ બધાં પાકેલાં અને અતિ મનોહર રંગબેરંગી દેખાવનાં હોય છે. એક રકાબીમાં પાંચેક જાતના મેવાને મૂક્યા હોય તો એક ચિત્ર જેટલા જ સુંદર લાગે. ભાજીપાલો પણ પુષ્કળ થાય છે અને તે બજારમાં ખૂબ સસ્તે ભાવે વેચાય છે. માંસ પણ સસ્તું છે. તેમજ દુધ, ઘી, માખણ પણ સોંઘાં ભાવે વેચાય છે. પાણી પણ ઠંડું ને ગુણકારક છે. એકંદરે જીંદગીની જરૂરીઆતનાં બધાં સાધનો ઓછા ભાવે મોજુદ છે. પરવરદિગારની આ દેશ પર એક પક્ષપાતભરેલી અમી દષ્ટિ હોય એમ મુસાફરી કરનારને લાગી આવે છે. નવા તાશકંદની બજારમાં ફરીને હું હોટલ પર પાછો ફર્યો. અહિંની બધી હોટલોમાં એક વાત જરા નવાઈ જેવી લાગે છે. આ દેશમાં ચ્હા બનાવવા માટે એક જાતનું પીત્તળનું વાસણ આવે છે, તેને રૂશિયન ભાષામાં "શમાદાન" કહે છે, તે દરેકે દરેક ઉનાળના ઓરડામાં મૂકવામાં આવે છે. એ પીત્તળના શમાદાનમાં એવી સગવડ હોય છે કે તેની વચલી ભૂંગળીમાં કોલસા નાખ્યા પછી તુરત જ ચ્હા તૈયાર થઈ જાય છે. તેમજ હોટલના દરેક રૂમમાં નોકરને બોલાવવા માટે ઈલેક્ટ્રીક ઘંટીની સગવડ રાખવામાં આવી છે જેથી બટન દાબતાં તરત જ નોકર હાજર થાય છે.

ચ્હા બનાવવાની તાશકંદી શમાદાન

## પુરાણું તાશકંદ

તાશકંદની તવારીખ

ખીવા અને ખોકંદના લોકોની હાર પછી રૂશિયનોની નજર તાશકંદ ઉપર ગઈ. થોડાક બળવાખોર ખોકંદીઓ તાશકંદમાં ભરાઈ બેઠા છે, એ બહાના હેઠળ રૂશિયન સેનાપતિએ તાશકંદ પર ૧૮૬૪ માં હુમલો કર્યો. પણ



**રૂશિયનોની હાર પછી જનરલ ચેરનેફની રાજ્યરમત**

તાશકંદના પુરાણા મજબૂત કિલ્લા આગળ રૂશિયનોનું ચાલ્યું નહિ અને તેમને મ્હોટી ખુવારી સાથે પાછા હઠવું પડયું. રૂશિયન જેવા મહારાજ્યને એક થપ્પડ ખેંચી કાઢયા પછી તાશકંદી અને ખોકંદીઓને શૂર છૂટયું. તેઓ વખતોવખત રૂશિઅન મુલકમાં છાપો મારવા મંડયા; જેથી જનરલ ચેરનેફે મક્કમ ઠરાવ કર્યો કે હવે તાશકંદને પણ રૂશિયન ઝુંડા હેઠળ લાવી મૂકયા પછી જ જંપીનો બેસવું. તે વખતનો રૂશિયાનો ઝાર બીજો એલેકઝાન્ડ્ર સુલેહ ચાહનારો હતો. છેલ્લી લડાઈમાં રૂશિયનોની મ્હોટી ખુવારી જોઈ, તેણે જનરલ ચેરનેફને શાહી ફરમાન મોકલ્યું કે લડાઈની બધી તૈયારીઓ માંડી વાળવી. તે છતાં જાણે શાહી ફરમાન હજી મળ્યું ન હોય તેવો ડોળ કરી તેણે તાશકંદ પર ચઢાઈ કરી, આ બીજી ચઢાઈમાં ખાસ મંગાવેલી તોપોનો મજબૂત મારો ચલાવી તેણે તાશકંદનો કિલ્લો કબજે કર્યો. તે ફત્તેહ પછી જ તેણે શાહી ફરમાન વાંચી જોયું અને ઝારને લખી જણાવ્યું કેઃ-"આપ નામદારનો હુકમ મ્હને ત્યારે મળ્યો કે જ્યારે હું તાશકંદ જીતીને આપના વિશાળ મહા રાજ્યમાં તેનો ઉમેરો કરી ચૂકયો હતો અને તે શહેરની કુંચીઓ આ સાથે આપ નામદારના પગ પાસે રજુ કરૂં છું."

**રૂશિયન અમલની શરૂઆત**

ઈતિહાસકારો લખે છે કે શાહી ફરમાનની અવગણના કરવા માટે જનરલ ચેરનેફ પર નામવર ઝાર ખૂબ ગુસ્સે તો થયા, પણ આ જીતનો લુમકો ખુશીની સાથે ગળી ગયા. સન ૧૮૬૫માં રૂશિયન અમલની શરૂઆત થઈ. પુરાણા તાશકંદને અહીંના વતનીઓ "ઇશતારી તાશકંદ" કહે છે. નવું તાશકંદ પુરાણા શહેરથી બે માઇલ દૂર વસાવવામાં આવ્યું છે. પણ બન્ને શહેર વચ્ચે સંબંધ નિભાવી રાખવા ટ્રામને દોડતી કરતામાં આવી છે.

**સાત વરસમાં તાશકંદની વસ્તીમાં થયેલો વધારો**

એક સવારે શમાદાનમાં ચ્હા ગરમ કરી, પીને હું લટાર મારવા ઉતરી પડયોઃ ટ્રામમાં ચઢી બેઠોઃ તમામ મુસલમાનોથી વસાયેલો એ મુલક આખો લીલોછમ લાગે છે. મેવો બધો જુના તાશકંદમાંથી જ નવા શહેરમાં જાય છે. અહિં પણ નહેરની સગવડ છે. જુના શહેરના રસ્તા બધા ગુજરાત–કાઠીઆવાડમાં પોળ અને ખાંચા અને ડેલા બનાવવામાં આવે છે તેમ અહીં છે. બધી પોળો એકદમ સાંકડી છે. મુસ્લીમ સ્ત્રીઓમાં પરદાનો રિવાજ હોવાથી બારણાં ખાસ કરીને બધાં બંધ રાખેલાં છે. બન્ને શહેરોની કુલ વસ્તી



૧,૯૩૭૦૦ માણુસોની ગણાય છે. જેમાં ૧૬૭૦૦ તો ફક્ત મુસલમાનો જ છે. બાકીના રૂશિયન અને બીજી કોમના લોકો છે. ૧૮૯૫માં તાશકંદની વસ્તી ૧૫૬૦૦૦ની ગણાઈ હતી. ફક્ત ૭ વરસમાં ૩૭૦૦૦ની વધી છે. હજી પણ વધતી જશે. આગળ જતાં આ શહેર એક મુખ્ય શહેર થઈ પડશે.

મારા સાંભળવા મુજબ મુસલમાન બિરાદરોની બધી મળીને ૪૨૪ મસ્જીદો આવેલી છે. તે બધી જ સુન્ની મુસલમાનોની છે. તેમ જ કુરઆને શરીફનું ધાર્મિક શિક્ષણ આપતી ૨૬૭ મદ્રેસાઓ આવેલી છે. તે ઉપરાંત આઠ સરકારી સ્કુલો આવેલી છે. તેમા રાજભાષા રૂશિઅન શિખવવામાં આવે છે. ઉપર જણાવેલ ૪૨૪ મસ્જીદોમાંથી કેટલીક મુખ્ય પ્રખ્યાત મસ્જીદોનાં નામો નીચે રજુ કરૂં છું. ૪૨૪ મસ્જીદો અને ૨૬૭ મદ્રેસા

૧ જામીઆ આહરાર.
૨ „ હઝરત ઈમામ.
૩ „ શેખઅનંત હુર.
૪ „ શારફી.
૫ „ રિગસ્તાન.
૬ „ કિલ્લે ખાન.
૭ „ અબુલ કાસીમખાન.
૮ „ આહમદ મકઝુમ.
૯ „ ખાનકહા.
૧૦ „ ઈબ્રાહીમ ખાજે

મ્હને જરા નવાઈ પડતું એ લાગ્યું કે બધી મસ્જીદોમા પાણીના હોજ જેવું કૈં હતું જ નહિ. વઝુ ઘરથી જ કરી આવવાનો નિયમ છે. મદ્રેસાઓ ખાસ કરી મસ્જીદ સાથે જોડાયેલી હોય છે.

બધી મસ્જીદોમાં જામીઆ અહરાર સૌથી પુરાણી અને બુલંદ મસ્જીદ છે. એ મસ્જીદ સ્હામે એ જ નામથી ઓળખાતી મ્હોટી મદ્રેસા આવેલી છે.

હું જ્યારે આ મસ્જીદ જોવા માટે દાખલ થયો; ત્યારે ત્યાંના ઈમામ મુલ્લા લુત્ફુલ્લા ખાજે મ્હારી ઘણી આગતાસ્વાગતા કરી, અંદરના ભાગમાં આલેમની આસપાસ વાયેજ સાંભળવા બેઠેલા મુખ્ય માણુસો પાસે મ્હને

લઈ ગયો, અને વાયેજ પૂરી થવા પછી ખતીબ નુરૂદદીને મારદજીમ તેમજ બીજા આગેવાન મુસ્લીમો સાથે ઓળખાણ કરાવી. ત્યાર પછી મસ્જીદના મુખ્ય મિનારા ઉપર અમે ચઢયા. અહિંથી આખા તાશકંદ શહેરનો દેખાવ નજરે પડે છે. ચોમેર બાગબગીચાથી છવાયેલા એ નગરનો દેખાવ એટલો બધો મોહક અને રળીયામણો હતો કે આજેયે હું મ્હારી આંખ મીંચી લઉં છું કે મ્હારી નજર સ્હામે સ્પષ્ટ તરતું દેખાય છે. નીચે ઉતર્યાં પછી અહિંના ઈસ્લામી બિરાદરોએ હિંદના મુસલમાનો વિષે પૂછપરછ કરી. મ્હારો ટુંકો જવાબ એટલો જ હતો કે હિંદના બિરાદરો ધર્મની સાચી કેળવણીથી હજી ઘણા દૂર છે. એક દિવસ હતો કે જ્યારે ઈસ્લામનો સૂર્ય એશિયાના મધ્ય આકાશમાં તપી રહ્યો હતો. ઈલ્મ અને હુન્નરનું મુખ્ય ધામ એશિયા હતું અને આજે તમામ એશિયામાં અંધકાર છવાઈ ગયો છે.

મીનારા ઉપરથી એક ઉડતી નજર

મદ્રસે અહરાર ઉપરાંત બીજી બે ગંજાવર મદ્રેસાઓ જોઈ; એક બીગલરબીગે, બીજી મદ્રસે કોકલદસ હતી. બીજી અનેક મદ્રેસાઓ હતી, પણ ફરી વળવા જેટલો વખત મ્હારા હાથમાં નહોતો.

અસલી ઢબની બજારો

અહિંની બજારો કુમસક, બગદાદ, બસરા, શિરાઝ, ઇસ્તમ્બુલ વિ૦ પુરાણા મુસ્લીમ શહેરોની ઢબ ઉપર બાંધવામાં આવી છે. તે મ્હારી ઉપલા દેશોની મુસાફરીમાં મ્હેં જોઈ હતી. તેવી જ ઢબે આ ઈશતારી તાશકંદની બજાર ચણવામાં આવી છે. પણ આબાદીમાં બગદાદની બજાર કરતાં બેશક ઘણી વધારે આગળ વધેલી છે. મારા ધારવા મુજબ અહિંનો ઉદ્યોગ હજી બંધીમાં છે. તે આગળ જતાં ખૂબ ખીલી નીકળશે; જો કે દીસ છે તે રેલ્વે લાઈન જોડાણ વધારવાનીઃ રેલ્વેજોડાણ વધતાં, આ શહેર કુદકે ને ભૂસકે આગળ વધીને એશિયાના મુખ્ય બજારોમાંનું એક થઈ પડશે. અહિંના બજારમાં એક ખાસ વિશેષતા દેખાય છે કે એવું એક પણ બજાર આપણા હિંદના કોઈ પણ સ્થળમાં આવેલું નથી. હા! કલકત્તામાં ન્યુ માર્કેટ છે; પણ બહુ જ ન્હાનું છે. આ બજાર અનેક ફાંટાઓમાં વ્હેંચાઈ જાય છે. એક ગલીમાં બધી જ કાપડની દુકાનો, બીજીમાં બધી જ બુટની દુકાનો, ત્રીજીમાં વિલાયતી ખોરાકીની, ચોથીમાં બધી જ દવાની, પાંચમીમાં કંસારા અને એલ્યુમીનીયમના સામાનની, છઠ્ઠીમાં કાચકામ અને કોડીકામની સાતમીમાં ફરનીચરની.

એક આદર્શ ભવ્ય બજાર



પુરાણા તાશકંદમા આવેલી પુરાણી
મદ્રસે બિગલરબીગિની પૂર્વ બાજુ.



પુરાણુ ખોકંદઃ અઢારમી
સદીના ખાનોનુ શહેર

'કેલક' નામના હોડીને બદલે વપરાતાં તરાપા. જુઓ પાન ૨૧૧.



આઠમીમાં ચોપડાના સામાનની, નવમીમા પુસ્તકોની, દશમીમા કાગળની, અગીઆરમીમા ગોસ્ત મચ્છીની, બારમીમા ફળ મેવા તરકારીની દુકાનો. આ વિશાળ બઝારથી દેશની આબાદી અને વેપારનો ખ્યાલ આવે છે. તેમજ મુસાફરને જોઈતી વસ્તુ માટે બહાર અનેક સ્થળે ભટકવાની જરૂર પડતી નથી. બધી જ દુકાનો મુસલમાનોની હતી. અહિંના મુસ્લીમ બિરાદરો વેપારના ફાયદા બરાબર સ્હમજે છેઃ કામ કરવાની સાહસવૃત્તિ પણ તેમનામા ખૂબ છે. જેમ સાઈકલપર ફરવું એ સામાન્ય છે, તેમ અહિંના લોકોમા ઘોડેસ્વાર થઈ કામે જવું સાધારણ છે.

**દરેક વેપાર માટે ઇજારો મેળવવાની રૂઢિ**

કોઈ પણ ધંધો કરવા માટે રૂશિઅન કાયદા મુજબ પરવાનગી લેવાની જરૂર પડે છે. ધંધો શરૂ કર્યા પહેલા સરકારને રીતસર અરજ કરી ધંધાની બારીક વીગતો આપવી પડે છે, તેમજ છૂટક માલ વેચનાર જથ્થાબંધ વેપાર ન કરી શકેઃ જથ્થાબંધ માલ વેચવાનો પરવાનો જુદો હોય છે. પરવાનગીની ફી ૧૫૦ રૂબલ આપવી પડે છે.

**હિસાબ કરવાની ચીનાઇ પદ્ધતિ**

અહિંના વેપારીઓ હીસાબ કરવા માટે સ્લેટ, પેન કે હિંદના મારવાડીઓ જેમ પાટીયું રાખતા નથી. પણ લાકડાના પાટીયા પર લોઢાની સળીમા લાકડાની રીંગ જેવું ગોઠવી હીસાબી પાટીયું બનાવવામા આવે છે. તે રીંગ ચપ દઈને ફેરવવાથી તે ઝડપથી સરવાળા બાદબાકી કર્યા કરે છે.

**ભાષા**

અહિંની મુખ્ય ભાષા તૂર્કી છે. તે પછી રૂશિઅન ભાષા રાજભાષા તરીકે બોલાય છે. અરબી ફારસી જાણનારા આલેમો પણ ઘણા છે.

**વિલાયતી માલ પ્રત્યે રૂશિયન સરકારનો સખ્ત અણગમો**

અહિંના બજારમા અંગ્રેજી માલનો ઉઠાવ ખૂબ થઈ શકે તેમ દેખાય છે. ટુંક મુદ્દતથી સારો નફો મેળવી શકાય એમ લાગે છે. વિલાયતી રંગીન કાપડ અને કુમાશદાર છીંટ માટે બઝાર છે. ગ્લાસગોના લોઢાના સામાન માટે પણ સારૂં બઝાર છે છતા અંગ્રેજી માલ બઝારમા દેખાતો નથી. મ્હારી એ અજાયબી વચ્ચે મ્હને ખબર પડી કે ઈંગ્લેંડનો માલ આ મુલકમા પેસવા નહિ દેવાનો રૂશિઅન સરકારનો ખાસ હુકમ છે. જો વેપારની યોગ્ય સ્વતંત્રતા આપવામા આવે તો લોઢાની જણસો અને વિલાયતી કાપડના સારા બઝાર હોવાથી એ ઉપર રૂશિયન સરકાર સારી જકાત મેળવી શકે તેમ છે.



મ્હારી અજાયબી વચ્ચે મ્હેં અહિં શિકારપુર સિંધના હિંદુ વેપારીઓને પણ વેપાર ચલાવતા દીઠા. તેઓ ખાદ્ય ખોરાકીની વસ્તુઓમાં ખાસ કરીને અનાજનો વેપાર કરે છે.

**હિંદુ વેપારીઓ અને વૈદ્ય**

એ શિકારપુરી હિંદુઓમાંના એક સાથે મ્હારી પિછાન થઈ. તેનું નામ મગન હકીમ છે. આ ભાઈએ અત્રે વૈદ્ય તરીકે સારી નામના મેળવી છે અને મુસલમાન ગ્રાહકોની સારી સંખ્યા સંપાદન કરી શકયા છે. તેઓમાં એ મગન હકીમ તરીકે ઓળખાય છે. પોતાનો વૈદકનો ધંધો ચલાવવા માટે સરકારને ૬૦ રૂબલ લાઈસન્સ ફીના ભરે છે. ઉપર જણાવેલા હિંદુ ભાઈઓ અંગ્રેજ રૈયત હોવાથી ઘર, દુકાન, વાડી, ખેતર, કે જમીનનો ટુકડો તેમના નામપર ચઢાવવાની મનાઈ છે. પરંતુ તેઓની ઓરતો અહિંની મુસલમાન અથવા રૂશિયન હોય તો ઓરતના નામપર ચઢાવી શકાય તેમ છે. જમીન અહિં ખૂબ સસ્તી હોવાથી તે ઉપર નાણું રોકનાર પોણોથી એક ટકો ખુશીથી નફો કરી શકે છે. તેમ જ ભવિષ્યમાં વધુ નફો કરી શકવાનો સંભવ છે. પણ આપણા હિંદીભાઈઓ માટે બ્રિટીશ રૈયત તરીકે કાયદો અગવડકર્તા છે.

**બ્રિટિશ રયત તરફ રૂશિયન સખ્તાઇ**

**ઉંટની વણુજારો**

અસલ એશીયાટીક દેશની જાહોજલાલીની કૈંક ઝાંખી કરવી હોય તો તે ઝાંખી તાશકંદની બજારોમાંથી પસાર થતી ઉંટોની હારની હાર જોનારને થાય છે. ઉંટના ગળામાં બાંધેલી ઘંટડીનું પોતાનું ટન, ટન, ટનન, ટનન, ટન કરતું એકધારૂં સંગીત કંઈ નવીન કલ્પના જગાડે છે. એક કલાક પણ એવો નહિ જતો હોય કે જ્યારે બજારમાંથી એકાદ ઉંટનો કાફલો પસાર ન થતો હોય. આ વફાદાર પ્રાણી પોતાના ધણીને કિરગીઝ સ્ટેપ તથા પૂર્વ ચિનાઈ તુર્કસ્તાન તરફ માલની લાવ લઈજા કરવામાં ઠીક કમાવરાવે છે. તેમ જ કીઝીલકુમ અને ગોબી જેવા ભયંકર રેતીના રણોમાં પોતાના માલેક સાથે સખ્ત રખડપટ્ટી કરી મોટા પ્રમાણમાં નાણું પેદા કરાવી આપે છે. અહિંની ખચ્ચરોથી ખેંચાતી ગાડી રાહદારીઓનું ધ્યાન ખેંચે છે. કારણ કે ગાડીનાં પૈડાં ૭ થી સાત ફુટ જેટલી અસાધારણ ઉંચ્ચાઈનાં હોય છે.

અહિંના લોકોના ચહેરાનો ઘાટ મંગોલીઅન ચિનાઈ જેવો છે. કેટલાકો હિંદી મુસલમાનોને મળતા આવે છે. પહેરવેશ કાઝાનના લોકો (આગળ ઉપર લખી ગયો છું)ના પહેરવેશને લગભગ મળતો આવે છે.



બઝારમા ભટકતા, સખ્ત તાપથી કંટાળીને હું પાછો ફરી રહ્યો હતો, તેમજ સખ્ત ભૂખ પણ લાગી હતી. તેટલામા એક ભટીયારની દુકાનપર નજર પડી. શુક્રે ખુદા! ત્યા બંદાને સૌથી વધુ ગમતી વાનગી મોજુદ હતી. ગરમાગરમ સમોસા જોઈને હું ભટીઆરખાનામા જવા આકર્ષાયો અને ગયો. સમોસા તૂર્કી જબાનમાં સમોસા જ કહેવાય છે. તેની માગણી થતા, મારે માટે ચટ્ટાઈ બિછાવવામા આવી. મારા હાથ ધોવડાવવામા આવ્યા અને એક લાકડાના બાજઠપર સમોસાથી ભરેલો થાળ મૂકવામા આવ્યો, તેમ જ એક રકાબીમા લીંબુ અને ગરમાગરમ મસાલો અને કચુંબર તૈયાર મૂકાયા. આ બધુ એક જ તડાકે હજમ કરી જતા મ્હને વાર ન લાગી, તરત બીજી પ્લેટની માગણી કરી, પેટ ભરીને જમ્યો: પેટ ભરાઈ ગયું હતું: હજી પણ ખાવાનું મન હતું.

લ્હેજતદાર તાશકંદી સમોસા

એ સમોસા એટલા લ્હેજતદાર હતા કે ખાધા પછી તેનો સ્વાદ દાઢમા રહી ગયો હતો. સ્વાદનું વર્ણન કરવાની મ્હારામા શક્તિ નથી, જો હું એની લ્હેજતનું વર્ણન કરી શકું તો ઓ વાચક! ફક્ત એ સમોસા ખાતર જ તું તાશકંદની મુસાફરીએ જવાને તૈયાર થઈ જાય!

જમ્યા પછી સખ્ત તાપમા બહાર ભટકવાનુ ગમ્યુ નહિ. હુ શાન્તિની શોધમાં હતો; ત્યા એક મ્હાખાના ( હોટલ ) આગળ આવી પહોચ્યો: અહિંના હોટલવાળાઓ પોતાના ગ્રાહકોને ખેંચવા માટે ખાસ ગવૈયાઓને રોકે છે, તેઓની બેઠક જુદી બનાવવામા આવે છે, તે મુજબ આ મ્હાખાનામા તાશકંદી સંગીત ચાલતુ હતું. ત્યા તમારો સેવક આમંત્રણ વગર અંદર ઘુસ્યો અને ગયો સીધો ગવૈયા પાસે. માનની દરકાર કર્યા વગર તેની બાજુમા બેસી ગયો, જ્યા જમીનપર સેતરંજી ગોઠવેલી હોય છે, ત્યા જ થાક્યો પાક્યો બેસી ગયો; મ્હાવાળો નિયમ મુજબ કપ અને ન્હાની કીટલી મુકી ગયો. ત્યા હું આરામથી પડયો. આસપાસના લોકો મ્હને ધારીધારીને જોવા મંડયા, સંગીતપર ખુશ થઈને મ્હેં એક ન્હાનો રૂપાનો સીક્કો પાસેની ટોપલીમા નાખ્યો. આ ટોપલીમા આવતારા બધા ત્રાબાનો સિક્કો નાખતાં હતા. સિતાર, તાઉસ કે કે દિલરૂબા જેવા વાજીંત્રો ઉપર તાલસૂર સહિત તેણે ગાવાનું ચાલુ રાખ્યું હું તાશકદી સંગીત રહમજી શકતો નહોતો; પણ એક પછી એક બદલાતી રાગણીથી મારા જુસ્સો પણ બદલાવવા લાગ્યો હતો. ઘડીકમા ઉદાસીનતા, ઘડીકમા શૌર્ય,

મ્હાખાનામાં સુલાયમ સંગીત

અજાણી ભાષાની રાગણીઓના પ્રતાપથી બદલાતી લાગણીઓ

ઘડીકમાં પ્રેમવિરહ, ઘડીકમાં મુલાયમ ઇશ્કની લાગણીઓ વચ્ચે સંગીતના સૂર સાથે મ્હારૂં હૈયું હીલોળા લેતું હતું. આ બધી રાગણીઓ ઉપર ગાનાર એકધારો કાબુ ધરાવતો હતો અને ગાનારના કંઠનો સૂરીલા સાદનો માત્ર પ્રતાપ જ બેસતો હતો. જબાન (ભાષા) હું રહેજ પણ જાણુતો ન હતો તે જ ભાષાના રાગથી મ્હારી લાગણીઓ બદલાતી જોઈ મ્હને મહાકવિ તુલસીદાસજીનો એક દોહરો યાદ આવી ગયો.

રાગ હરે સબ રોગ કો, કાયર કો દે સૂર
સુખીયા કો સાધન બને, દુઃખીયા કો દુઃખ દૂર.

## ખોકંદ

### પ્રકરણ ૧૬ મું

બુધવાર તા૦ ૨૦ મી ઑગસ્ટ ૧૯૦૨ ના દિવસે તાશકદને મ્હેં છેલ્લી સલામ કરી હું ખોકદ જવાને બપોરના ચાર કલાકે ઉપડયો સૂર્ય અસ્ત થાય તે પહેલા માર્ગમા સિરદરિયા નદી પાસે આવી પહોચ્યો સધ્યાના આથ મતા ઉજાસમા નદી ઉપર આવેના પૂન પાસેનો દેખાવ ખૂબ મનોહર લાગતો હતો તે પછી ખવાસ્ત જકશન આવી પહોચતા હું ઉતરી પડયો અત્યાર લગી જે ગાડીમા મુસાફરી કરતો હતો તે ગાડી સીધી સળગ સમરકદ, બોખારા મર્વ તથા આસ્કાબાદ થઈને કાસ્પિઅન સમુદ્રના કિસ્નાવોસ્કી બદરે જતી હતી બીજી ટ્રેન મ્હને સ્હવારે મળે તેમ હોવાથી બાકીની રાત્રિ એ જંકશનના વેટીંગ રૂમમા જ વીતાડી અને સ્હવારે બીજી ટ્રેન જે ખોકદ તથા અદીજાન જાય છે તેમા મ્હેં જગ્યા લીધી

મુસાફરી દરમ્યાન એ આખોયે પ્રાત લીલોછમ અને હરિયાળો જણાતો હતો મુલાયમ લીના કજર જેવા ઘઉં તથા જુવાર ખેતરોમા ઠડા પવનથી રમી રહ્યા હતા તમાકુ અને કપાસનું વાવેતર થયેલા ખેતરો વધારે જણાતા હતા તેમા યે વ્હેતા પાણીના ઝરા અને ન્હાના ન્હાના વિસ્તારમા આવેલા ખેતરો કુદરતના ઘડેલા બગીચા જેવા લાગતા હતા એના મુસ્લીમ માલેકો સ્હવારે આત્તમના પરવરદિગારની નમાઝ માટે માથુ ઝૂકાવી બદગી કરતા અને વઝુની તૈયારી કરતા તેના દેખાવો જોનારના મન ઉપર કઈ ઓર જ છાપ બેસાડે તેમ લાગતુ હતુ ગાય, ઢોર આદિ પશુઓ પણ એ ખેતરોમા છૂટાછવાયા સુખી દેખાતા હતા ખેતરો વચ્ચેની ટ્રેનની કૂચ મુસાફરો માટે ખરેખર એક આનદદાયક તાઝગી આપનારો દેખાવ હતો સ્હવારે ૭ વાગે હું હિંદુસ્તાનમા મોગલ શહેનશાહતના સ્થાપક મહાન લડવૈયા બાબરના પાયખ્ત શહેરમા ખોકદના સ્ટેશને આવી પહોચ્યો બહાર ઉભેલી ગાડીઓમાથી એક પસદ કરીને " હોટેલ સ્પાનીઆ " તરફ હકારી જવા કહ્યુ, જે અહિં " નુમેરા સ્પાનિઆ " નામે ઓળખાય છે



ખોકંદની તવારીખ

ખોકંદ પણ તાશકંદની જેમ બે છે. એક નવું અને એક જુનું. રૂશિયન રાજ્યના ચઢતા સિતારાને મળતી ઉપરાઉપરી ફત્તેહ વખતે આ શહેરની કિસ્મતમાં પણ પરાધિનતા સર્જાયેલી જોવામાં આવી હતી. તે વખતના આપખુદ હાકેમના જુલ્મી અમલથી લોકો ત્રાસી ગયા હતા. તે વખતના છેલ્લા રાજકર્તા ખાન ખોદાયાર ભારે આપખુદ હતો. તમામ રૈયત એને ધિક્કારની નજરથી જોતી હતી. એના રાજ્યકાળમાં કાવત્રાં અને હુલ્લડો ખૂબ થતાં. સને ૧૮૭૪ માં, ચોક્કસ વધારાનો કર તેની લડાયક કરઘીઝ પ્રજાએ આપવાની ના પાડવાથી ખાને લશ્કર મોકલી એ ભોળી લડાયક જાતને એમ સ્હમજાવ્યું કે ત્હમારા આગેવાનોને મ્હારા દરબારમાં મોકલી ત્હમારી હકીકત રજુ કરો; જેથી તાકીદે ઘટતું કરવાનું બની શકે. આમાં ખાનની રાજ્યરમત એ લોકો સ્હમજી શક્યા નહિ. ખાનની આજ્ઞા મુજબ આગેવાનો મસલત કરવા દરબારમાં જઈ પહોંચ્યા એટલે સંકેત મુજબ તુરત જ બધાને બળવાખોર આગેવાનો ગણી પકડીને કતલ કરવામાં આવ્યા. આ દગાબાજી કરઘીઝો સહન કરે તેમ નહોતું. એના લોહીના બદલામાં લોહી તરીકે ખુલ્લો બળવો ફાટી નીકળ્યો. ઝનૂની કરઘીઝોની લડાઇ આગળ ખાનનું સિંહાસન ડોલવા માંડ્યું. એણે રૂશિયન શહેનશાહની મદદ માગી. પરિણામે ખ્રિસ્તીઓ સ્હામેની લડાઈ ઉભી થવાથી, મુલ્લાંઓએ જેહાદ (ધર્મયુદ્ધ) માટે પડકાર કરી લોકોને ખૂબ જ ઉશ્કેર્યાં; પરિણામે ખાનની સત્તાનો અસ્ત થયો અને ખોકંદને સંપૂર્ણ રીતે કબજે કરવાની રૂશિઅન સરકારને તક મળી. એટલે જનરલ સ્કોબેલેફે આખો મુલક કબજે કર્યો. તેથી હવે ખોકંદ પણ રૂશિઅન તુર્કસ્તાનનો એક ભાગ ગણાય છે.

ફરીવાર બળવો

મ્હારી આ દેશની મુલાકાતનાં ફક્ત ચાર વરસ પહેલાંની વાત છે. ત્યારે મુલ્લાંઓ હજી લોકોને ઉશ્કેરી રહ્યા હતા. એ પરાધીન મુસલમાનોનાં અંતરમાં હજીયે સ્વાધિનતાની અખંડ જ્યોત પ્રજળી રહી હતી. તેને મુલ્લાંઓ ઉશ્કેરીને સતેજ રાખતા હતા. પરિણામે ૧૮૫૭ ના બળવાની જેમ અહીં ભડકો થયો. જેમ હિંદમાં બન્યું તેમ અહિં પણ રૂશિઅન અમલદારોને એ કાવત્રાંની ગંધ આવવાથી પહેલે જ ફટકે કઠોર અને સખત અમલ અને ખૂનરેજી કરી બળવો દાબી દેવામાં આવ્યો. આ ફત્તેહ પછી રૂશિયાએ પોતાના નિયમ મુજબ નવું ખોકંદ વસાવ્યું. તેના રસ્તા પણ તાશકંદની જેમ પહોળા



અને કુસાદે બનાવવામાં આવ્યા છે. એ નવા ખોકંદમાં હું જે હોટલમાં ઉભો હતો તે આવેલી છે. સત્તાવાલા નવા શહેરને આબાદ કરવા ખાઇ પીને મંડયા છે. છતાં તાશકંદ જેટલું હજી તે આબાદ થઈ શક્યું નથી. વખત જતાં એ પણ છેલ્લી ઢબના નવાં શહેરોની હરોળમાં બિરાજી શકે તેવું સુંદર અને આબાદ બનશે.

પુરાણું ખોકંદ

નવા ખોકંદની પાસે જ પુરાણું ખોકંદ આવેલું છે. કુલ વસ્તી ૮૨૦૦૦ માણસોની ગણાય છે. એ બધી જ મુસલમાનો હોઈ પોતાના ધર્મપર જાન પાથરનાર બહાદૂર પ્રજા છે. વિધર્મી રાજ્ય છતાં ધર્મની કેળવણી માટે ઉલટમંદ પ્રજા છે. અહિં આવેલી સુલતાન ઉમરખાનની પુરાણી રૌનકદાર મસ્જીદના મુખ્ય અધ્યાપક નામીચા મુલ્લાં કર્તાર ઈમામ અબ્દુલ વાહબ બીન અબદુલ ગફુર સાથે મુલાકાત વેળા જે બાતમી મળી હતી તે ઉપરથી જણાય છે કે અહિં ૨૦૦ મસ્જીદ અને ૫૦ મદ્રેસાઓ (ધર્મપાઠશાળાઓ) આવેલી છે. તેમાં મુખ્ય મસ્જીદોની ટીપ આ સાથે ટપકાવી લેવાની તક લઉં છું.

જોવાલાયક મુખ્ય મસ્જીદો અને મદ્રેસા

| | | | |
|---|---|---|---|
| ૧ | જામીઆ કબીર | ૨ | જામીઆ નરબુતાખાન |
| ૩ | „ હસ્તરખાનચી | ૪ | „ સાહેબજાદે |
| ૫ | „ ખીસચીન | ૬ | „ દીંગરીશ |
| ૭ | „ હાજીબીક | ૮ | „ તલાકચી |
| ૯ | „ ગાઝી આગલક | ૧૦ | „ મહંમદઅલીખાન |

તેમજ મુખ્ય મદ્રેસાઓની ટીપ પણ આપું છું:—

| | | | |
|---|---|---|---|
| ૧ | મદ્રસે આલા | ૨ | મદ્રસે જીમબરદાર |
| ૩ | „ મહંમદ અલીખાન | ૪ | „ સુલતાન મુરાદબીગ |
| ૫ | „ મીગ આયેમ | ૬ | „ હુકમચંમ |
| ૭ | „ તકરચી | ૮ | „ હુકીમતુરા |
| ૯ | „ મશઉલ | ૧૦ | „ ખાંખોચા |
| ૧૧ | „ મીરઝા યાદગાર | ૧૨ | „ આખુનદીવાન |
| ૧૩ | „ ચલપક | ૧૪ | „ ખાંમતમાં |
| ૧૫ | „ તુકતર | ૧૬ | „ હરપનાહ |

એ બધી જ મસ્જીદોમા હું ફરી વળ્યો છું, દરેકે દરેક મસ્જીદ અમુક પ્રકારમાં જુદી ભાત પાડતી અને પુરાણી મુસ્લીમ મહોજ્જવળતા અને દમામ

યાદ કરાવે છે. બધી જ મજબૂત પથ્થર અને ઇંટથી ચણાયેલી પહોળી દીવાલો અને મજબુત બાંધકામથી તૈયાર કરવામાં આવી છે. કેટલીક મસ્જીદો ઉપરનો સૂજનજુનો કાળો અને લીલો રંગ તો હજી સુધી જળવાઈ રહ્યો છે; કેટલીક પુરાણી મસ્જીદોનું બાંધકામ તૂટી ગયું છે. છતાં એની બેનમૂન કારીગરી જોનારને જાણે પોકારી રહી હોય કે-" અય મુસાફર, જરા તો જો, અમ્હને બાંધનાર ત્હારા મુસ્લીમ બાંધવો હુન્નર અને કાબેલિયતમાં કેટલા પાવરધા અને મશહૂર હતા અને આજે—"

વાહ પોકરાવે એવી બેનમૂન કારીગરી

એક વખત ખોકંદની મદ્રેસાઓ પણ બુખારા અને સમરકંદની જેમ વિખ્યાત હતી. ઓકસ્ફર્ડ અને કેમ્બ્રિજની યુનિવર્સીટીઓ કરતાંયે મશહૂર હતી. એ ઉજ્જડ પડેલી ભવ્ય મદ્રેસાઓના વેરાન જણાતા ઓરડાઓ! એક મદ્રેસા લગભગ ૨૦૦ બસો ઓરડાઓ ધરાવે એટલી વિશાળ છે. ને આજે તે જ ઓરડાઓ તેજ વિનાના ઓલવાયેલા દીવા જેવા દેખાય છે. એક વખત એવો હતો કે જ્યારે પગપાળા મુસાફરી કરતા સાઈબિરીયા તો શું પણ હિન્દુસ્તાન જાવા અને ચીનથી તેમજ મીસર ને મોરોક્કોથી અભ્યાસીઓ નવું શિખવાને માટે આવતા. અહિંના આલેમો પણ એટલા પારંગત અને વિદ્વાન હતા કે જેની જોડી દુનિયાભરમાં મળવી મુશ્કેલ હતી. તત્વજ્ઞાન સાથે ઈલ્મેરૂહાનીના પણ અનુભવી અભ્યાસીઓથી આ વિદ્યાપીઠો ઉભરાઈ જતી હતી અને આજે જ્યાં જુઓ ત્યાં અંધકાર જ ફેલાએલો છે. છતાં હજી પણ મુસ્લમાન ધર્મને લગતા કેટલાક વિષયોને લગતું, જાણવા જેવું અહિં ખૂબ મળી રહે છે. આ બધી જ બાબતોની શોધખોળ કરવા બેસું તો ફક્ત "ખોકંદ" ઉપર જ આખું એક પુસ્તક ભરાય. હાલમાં તો અહિંની મુખ્ય મસ્જીદ જામીયા કબીર વિષે જ કેટલીક હકીકત રજુ કરવાની તક લઈશ.

ગઇ કાલનો ઇલમનો પ્રકાશ આજે કયાં ગૂમ થયો છે?

જામીયા કબીર

આ ગંજાવર મસ્જીદનો ઘેરાવો લગભગ ૬૦૦×૬૦૦ ફીટ છે. તેમજ વચમાં બગીચા માટે વિશાળ જમીન છે; ત્યાં અનેક મ્હોટાં મ્હોટાં ઝાડો આવેલાં છે. તેમજ આ મસ્જીદમાં વજુ કરવા માટે વચમાં પાણીની એક નહેર વહે છે. આ મસ્જીદમાં દાખલ થતાં જ મ્હેં એ મસ્જીદના ઇમામ અબદુલ વહાબ બીન અબદુલ ગફુરની મુલાકાત લીધી. તે વયોવૃદ્ધ અને પહોંચેલ આસામી છે. તે વયોવૃદ્ધ સાથે જ્ઞાનવૃદ્ધ પણ જણાયો. મુલાકાતમાં મ્હેં સવાલ કરવાની તક લીધી :—



"મુસલમાનો માટે રૂશિયાની રાજ્યનીતિ કેવી છે?" કારણ કે રૂશિયાની મારી રખડપટ્ટી ખાસ કરીને ઇસ્લામી બિરાદરોની હાલતથી વાકેફ થવા માટે જ હતી.

ઇસ્લામી બિરાદરોની હાલત વિષે એક વૃદ્ધ પુરૂષ સાથે ચર્ચા

"તું સઘળું જાણે છે." તે વૃદ્ધ પુરૂષે મક્કમતાથી ઠંડે પેટે જવાબ આપ્યો.

"ના! હું નથી જાણતો." એટલો ટુંકો ઉત્તર આપી હું હવે પછીના જવાબ માટે જરા થોભ્યો.

"ના, ના, તું બરાબર જાણે છે!" વધારે મક્કમતાથી તેણે ફરીવાર વાત ટુંકાવી નાખતાં કહ્યું. આ વાતમા સીધો જવાબ નહિં મળે એવી આશાથી મ્હેં આ ચર્ચા પડતી મૂકી અને બીજો સવાલ કર્યો.

"ઓ પીરમર્દ, તું એટલું તો બોલ કે હાલમા મુસલમાનોમાં ઇલ્મ કેટલો અને કેવો છે. આશા છે કે આ સવાલનો જવાબ તું સાચો જ આપશે." ઉત્તરમા એ પહોચેલ ઇમામે સ્હેજ હસીને કહ્યું:—"આજે સ્હવારે મ્હેં તને સુલતાન મુરાદ બીકના મદ્રસા ઉપર ચ્હડતાં જોયો, તે પછી એક પછી એક અભ્યાસીઓની ખાલી પડેલી કોટડી જોતાં ત્હારા ચ્હેરા ઉપર છવાયેલી ઉદાસીનતા પણ મ્હેં નિહાળી હતી. બસ! એજ ત્હારા સવાલનો પૂરતો જવાબ નથી શું?"

આ ન ધારેલો જવાબ સાંભળી હું આશ્ચર્યથી ખુલ્લી આંખે જોઈ, તે સાંભળી રહ્યો. તે વૃદ્ધ પુરૂષે વધુમા ઉમેર્યું:—

"શું હજી તું મ્હારી જબાનથી આ વાત કઢાવવા માગે છે?"

ઇલ્મ પ્રત્યેની મુસ્લીમોની વધતી જતી બેદરકારી વિષે અફસોસ કરતાં અમ્હે નિરૂત્તર થઈ જોઈ રહ્યા. ત્યા ઝોહર (બપોર) ની નમાઝની અઝાન (બાંગ) થતા હું ઉઠી પેલી વિશાળ નહેરમાથી વઝુ કરીને આ પુરાણી જામેઆ—કબીરમા બીજા મુસ્લીમ ભાઈ સાથે ખભેખભો અડોઅડ મેળવી નમાઝ માટે તૈયાર થઇ ગયો. અહિં જોવાલાયક જગ્યાઓમા અસલના સુલતાનોની બંધાવેલી ઇમારતો છે, જેને "ઉરદા અથવા ઉરદતગીર" કહી સંબોધવામા આવે છે. આ બધી ઇમારતો હાલમા રૂશિયન સરકારની દેખરેખ નીચે એકદમ ખીસ્માર હાલતમા પડી છે. એને જાળવી રાખવામા સ્હેજ પણ કાળજી રાખવામા આવતી નથી; દિન પર દિન નાશ થતો જાય છે. આજે પણ

પુરાણી ઇમારતો અને સુલતાન ઓ દાયારખાનનો મહેલ



એ જોવાલાયક ઈમારતોનો ચોથો ભાગ પણ સલામત રહેવા પામ્યો નથી. આગળના સુલતાન ખોદાયારખાનનો રાજમહેલ રેલ્વેમાર્ગે શહેરમાં દાખલ થઈએ તે પહેલાં જ દૂરથી નજરે પડે છે અને તેની કેટલીક દિવાલો–૪૦૦–૧૫૦ ફીટ બ્લ્યુ અને લીલા રંગના ભીણાકારી ઘાટની બુલંદ દિવાલો એની પુરાતન જાહોજલાલીનો અચ્છો ખ્યાલ આપે છે.

આ મહેલ, મ્હારો ઉતારો જે હોટલમાં હતો તેની નઝદીકમાં જ એક મ્હોટા ચોગાનમાં આવેલો હતો અને તેની ભવ્ય ઈમારત જ શાખ પૂરતી હતી કે આ કોઈ રાજવંશી રહેઠાણ છે. આ મહેલની પાછળના ભાગમાં મ્હોટો જાહેર બાગ છે. આજે આ મહેલમાં રૂશિયન લશ્કરી અમલદારો અને સિપાઈઓ વસે છે. આશરે ૨૦ થી ૩૦ ફીટ ઉંચો ઓટલો બનાવી તેની ઉપર આ મહેલ ઉભો કરવામાં આવ્યો છે. તેમજ દિવાલમાં ઝીણા રંગીન મોઝેક પથ્થરની મનોહર તખ્તીઓ બેસાડી અનેક પ્રકારના ઘાટ બનાવવામાં આવ્યા છે. દરવાજો નકશી કામથી ભરપૂર છે. ઝીણવટ એટલી છે કે કોઈ ચિત્રકાર એની નકલ જ ન ઉતારી શકે. બારીઓમાં લોઢાની જાળીઓ ગોઠવવામાં આવી છે, અંદર આવેલા મહાલયો ( દીવાનખાનાં ) જોવાલાયક છે. સ્પેન મુલ્કમાં આવેલાં ગ્રેનેડા શહેરના વિખ્યાત રાજમહેલ 'અલહેમબ્રાં' જે ઈસ્લામી મુર લોકોએ જ્યારે યુરોપમાં રાજ સ્થાપ્યાં હતાં ત્યારે ચણાવેલો તે રાજમહેલ અને આ મહેલની કેટલીક કારીગરી એક બીજા સાથે મળતી આવતી હતી. દિવાલોમાં જુદા જુદા રંગની બારીક કટકીઓ ગોઠવી દઈ જે સફાઈદાર નકશીકામ અને ચિત્રકામ કરેલું તેવું અહિં પણ નજરે પડે છે. રાજમહેલની શીલીંગ પણ જુદા જુદા રંગનાં ચિત્રોથી શણગારવામાં આવી છે. આમાં 'અલહેમબ્રા' અને મિસરી ઇમારતોની નક્કલ આબાદ તરી આવે છે સંભવિત છે કે રાજમહેલ ચણવા માટે ખાસ મુર કારીગરોને લાવવામાં આવ્યા હોય ગોખ ને ઝરૂખા પણ એવા સુંદર ઘાટના મનોહર બનાવવામાં આવ્યા છે.

નકલ ન થઇ શકે એવી ઝીણવટભરી કારીગીરી

કુદરતનો ખેલ–ગઇ કાલે અને આજે

શો કુદરતનો ખેલ છે! આ બધું જોઈ મ્હારૂં હૈયું પોકાર કરી ઉઠયું. જે મહેલમાં સુલતાન પોતાની મુલાયમ રાજવંશી મસનદ પર હોકો ગડગડાવતો ખુશાલ પડયો રહેતો, જે મહેલ સદા ખુબસુરત નાઝનીનોના મુલાયમ પગોમાં પહેરેલા સોનેરી ઝાંઝરના ઝણકારથી ઝણઝણી રહેતો, તે આજે જમાનાની તાસીરથી ઝારના અમલદારો અને સિપાઈઓના લોખંડી બુટની એડીથી ધમધમી રહ્યો છે.



**પુરાણી ઇમારતો તરફ રૂશિયન અમલની ઇરાદાપૂર્વકની બેદરકારી**

ક્રાઇસ્ટ અને મેરીની પવિત્ર મૂર્તિઓ ઠેરઠેર અને ખૂણેખૂણે ગોઠવી દેવામાં આવી છે. મ્હારી રૂશિયાની આખી મુસાફરી દરમ્યાન જોતો આવ્યો છું કે જે જે મુલ્કો રૂશિયન અમલ હેઠળ લાવવામાં આવ્યા છે તે બધાં જ દેશની પુરાતન ઇમારતોને સાચવવાને તેમનો ઇતિહાસ જાળવવાની જરા પણ દરકાર કરવામાં આવી નથી. ઉલટું ઘણે ઠેકાણે ખાનોના રાજમહેલ ઇરાદાપૂર્વક તોડીને ભોંય-ભેગા કરી દેવામાં આવ્યા છે અથવા તો દેવળોમાં ફેરવી નાખવામાં આવ્યા છે; જ્યાં આજે તેના ગુંબજ પર સોનેરી ક્રોસ મૂકી દેવામા આવેલ છે અને અંદર ક્રાઇસ્ટ અને મેરીની મૂર્તિઓ વિરાજે છે અને બહાર ઘંટનાદ્ થયા કરે છે, એવા જ હાલ ખોકંદના એક બીજા સુલતાન મલ્લાખાન જેને અહિંના રહીશો આદેલ સુલતાન નામે સંબોધે છે તેના રાજમહેલના થયા છે. તેવા જ હાલ સમરકંદના બીબી ખાનમના મીનારા અને મસ્જીદના પણ થયા છે. જ્યાં આજે કાપડબજાર અને તબેલા ઉભા કરવામાં આવ્યા છે તેની પાસે આવેલા આ ખદીપેરં મદાલયનો દેખાવ કૈં ઔર અદ્‌ભુત લાગે છે. જોનારને દુનિયાની ફનાગીરીનો ખ્યાલ આપે છે. અંગ્રેજ સરકાર હિંદના ઐતિહાસિક ઇમારતો નિભાવવાની કાળજી રાખે છે; ત્યારે રૂશિયનો તેની તલભારભી પરવાર કરતા નથી; છતાં એક વાત અહિં ટાંકાવી લેવાની તક લઇશ, જે. સ્ટાઇન રોસની "હાર્ટ ઓફ એશિયા"માં આપવામાં આવી છે. તે કહે છે કે આગળના એક વાઇસરોયે સૂચના કરી હતી કે આગ્રાનો પ્રખ્યાત તાજમહેલ તોડીને તેના બધા સંગેમરમરો ખણી કાઢવામાં આવે; પણ કેટલાક સમજદાર અંગ્રેજ અમલદારો એ વાતથી જુદા પડ્યા અને દુનિયાને બ્રિટીશ રહમજ-શક્તિ માટે માન રહી ગયું. "આજની દુનિયાની થોડી શરમ નહિ રહેત તો જેમ હીરામાણેક દરિયાને પેલે પાર પહોંચી ગયા, તેમ શાહજહાંનના એ અમર અશ્રુબિન્દુરૂપ એ તાજમહાલ અને એ કબરોના પત્થરો પણ ખોદાઇ સમુદ્રને પેલે પાર પહોંચી જઇ ત્યાં પરદેશીઓના બંગલા બંધાયા હોત! દૌલતના લોભીને બીજું શું સૂઝે?"

**આગ્રાના તાજમહેલ વિષે એક વાત**

મજકુર મહેલની મુલાકાત વખતે ત્યાં વસતા એક રૂશિયન અમલદારે સભ્યતાથી મ્હને એ મકાન દેખાડ્યું. અંતે તેની ભલાઇ માટે આભાર માની ચડતીપડતીના ચમત્કારનો ખ્યાલ કરતો ભીની લાગણી સાથે હું હોટલ તરફ

પાછો ફર્યો; ત્યાં હું ચાહ પીતો બેઠો હતો. તેટલામાં ઉત્તર તરફથી આવેલા નમાગાન કસબાથી એક લશ્કરી ટુકડી સરદરિયા નદીને કાંઠે કાઠે મુસાફરી કરતી આજે ખોકંદ આવી પહોંચી. લાંબી લાંબી બેલગાડીઓમાં લશ્કરી સરસામાન ભરેલો હતો. હિંદુભાઈઓ જેમ કિર્તન કરતાં મંજીરા વગાડે છે તેવા પ્રકારના મંજીરા જેવા અવાજ સાથે સંગીત કરતી રૂશિયન સિપાઈઓની પલટન આવી પહોંચી. આ ટુકડી મારી હોટલ આગળથી પસાર થઈ અને ખુદાયારખાનનો મહેલ જેને હાલમાં લશ્કરી બરાખ કહેવામાં આવે છે તેમાં દાખલ થઈ. ખોકંદમાં ૧૦૦૦ લશ્કરનું ગેરીસન વસે છે. નમાગાનમાં પણ એટલું જ લશ્કર પડ્યું પાથર્યું રહે છે: અહીંનું મુખ્ય થાણું મરગેલાન છે કે જ્યાં ૫૦૦૦ સિપાઈઓની છાવણી છે: તે ઉપરાંત પાસે જ આવેલા ખોજંદમાં ૧૦૦૦ ની ટુકડી છે કે જ્યારે તાશકંદમાં ૯૦૦૦ માણસોની ટુકડી કાયમ રહેઠાણ કરી રહી છે. ખોકંદથી ફૈઝાબાદ ૨૫૦ માઇલ છે અને ત્યાં પગરસ્તો બનાવેલો છે અને ફૈઝાબાદથી ચિત્રાલ ૧૨૦ માઈલ છે. એટલે ખોકંદ અને ચિત્રાલ વચ્ચે ફક્ત ૩૭૦ માઇલનો તફાવત રહ્યો. વળી સમરકંદ તો ચિત્રાલથી વધારે નઝદીક આવેલું છે, કારણ કે આ બે જગ્યા વચ્ચે ફક્ત ૨૮૦ માઇલની મંજલ છે. આમ જો કદાચ આવતી કાલ ફરીવાર બળવો થાય તો તેને દાબી દેવા માટે મજબૂત પગલાં તરત લઈ શકાય માટે રૂશિયન સરકારે દરેક વ્યવસ્થા તૈયાર કરી રાખી છે.

ઠેકઠેકાણે રૂશિયનોએ વસાવેલી લશ્કરી છાવણીઓ

ત્રણ શહેરો વચ્ચે બંધાવેલો માર્ગ

ખોકંદ દરેક વાતે ઠીક છે, છતાં હજી ટ્રામવે કંપની સ્થાપવામાં આવી નથી: બજાર તાશકંદના જેવું જ છે. મેવો તાશકંદ કરતાં કંઈક વધારે પ્રમાણમાં પેદા થતો લાગે છે. ખોકંદી સફેદ મોટા અંજીર જે લ્હેજતદાર ગુલકંદ જેટલી ખુશ્બો ધરાવે છે, તે અંજીરની પેદાશમાં કુદરતનો ખાસ એ દેશ તરફ પક્ષપાત લાગે છે. આવાં અંજીરો આખી દુનિયાના કોઈ પણ મુલકમાં થતાં નથી. વળી તરબુચ અને ચિભડાં પણ એવા દિલપઝીર છે કે ન પૂછો વાત. બાદશાહ બાબરે એ ફળની તારીફમાં જે કૈં લખ્યું છે તેમાં જરાયે અતિશયોક્તિ નથી કરી: એમ આ દેશમાં જોયા પછી લાગી આવે છે.

જુદીજ ભાત પાડતી મ્હાની હોટલો

અત્રેની ન્હાની હોટલો મુસાફરોનું ખાસ ધ્યાન ખેંચે છે. સરદરિયા નદીમાંથી પાણીની જે મ્હોટી નહેર આ શહેર માટે ખેંચવામાં આવી છે તે

નહેરના રળીયામણા તટ પર જ આ ચ્હાખાના ( હોટેલો ) ઝુંપડા રોકી ને સારી સુવ્યવસ્થા કરી બનાવેલાં છે.

નહેરનું નીતરતું નીર ખળખળ કરતું એ ચ્હાખાના નીચેથી વહી જાય છે અને ઉપર લીલાં ઝાડોની છાયા પડે છે. આ ચ્હાખાનાંમાં સાદી ચ્હા ચટ્ટાઈ પર બેસીને જ પીવાય છે. પાસે નહેરનું પાણી વહી જતું હોય, લીલો છાંયડો પડતો હોય, કુદરતનો મુલાયમ પવન વેગથી પ્રસરી રહ્યો હોય, ત્યારે ચ્હાના શોખીનો ચ્હાને ઘુંટડે ઘુંટડે અમૃત ઉતારતા હોય; આ ચ્હાના શોખીનો માટે ખાસ સ્વર્ગ સરખું સુખી વાતાવરણ છે. અહિં ચ્હામાં દૂધ ઉમેરવાનો રિવાજ નથી. પણ ખાંડવગરની ચોખ્ખી ચ્હા એક ચિનાઈ ઢબની ન્હાની પ્યાલીમાં નાખી આપવામા આવે છે. છતાં ચ્હા મનગમતી અને પીવાની ઇચ્છા થાય એવી સરસ બને છે. આવી હોટેલો કોઈ વરલી પર હાજી અલીની દરગાહ પાસે દરિયાકીનારે બનાવે, ત્યાં આટલી સુઘડતા પણ હોય તો મુંબઈ શહેરમાં વસતા કવિરાજોનું ધામ થઈ પડે ખરૂં !

ખોકંદી પાણીથી નીકળતી ગાંઠો

આ શહેરનું પાણી કોણ જાણે એટલું બધું નુકશાનકારક તત્ત્વોથી ભર્યું છે કે અહિંના પાણી કરતા ઉકાળેલા પાણીની ચ્હા પીવી જ વધુ આવકારદાયક ગણાય. સિરદરીયા નદીનું પાણી પીવાથી ગળામાં એક પ્રકારની મ્હોટી ગાંઠ થાય છે. આખા શહેરમાં સૂજેલી ગરદનવાળા ખોકંદીઓ ઠેરઠેર જોવામાં આવે છે. આ બધા ખોકંદી પાણીના લોખંડી પ્રતાપ છે. આથી ખોકંદમાં વસવું પીડાકારક થઈ પડે છે,

તાઝીમ તવાઝોમા આ ખોકંદી લોકો આપણા દક્ષિણ હૈદ્રાબાદી લોકો કરતા જરાયે ઉતરે તેવા નથી. અહિંની ઓરતોમાં પરદાનો રિવાજ વધારે સખ્ત લાગે છે. દરેક દેશના ગરીબ મુસ્લીમો ઘણે ભાગે પરદો કરતા નથી. જ્યારે અહિંની દરેક ઓરત બઝારમાં પરદા સાથે જ દેખાય છે અને ભીખારી ઓરત પણ બુરખો પહેરીને જ ભીખ માગે છે. પુરૂષવર્ગ ઉંચ્ચા કદનો અને ખડતલ બાંધાનો છે. તે રહેણીકરણીમાં સુઘડતા સાચવે છે. ઘરનું રાચરચીલું પણ સાદું ઓછી જરૂરીઆતવાળું અને સફાઈથી ગોઠવેલું હોય છે. હિંદના મુસ્લીમો જેમ ઘરોઘરમાં મક્કા મદીના, ઈસ્તમ્બોલ ને મુસ્લીમ લડાઈના ચિત્રોથી ભીંતો શણગારે છે. એ લોકોના પોષાકમા જે વસ્તુ મારૂં ધ્યાન ખેંચી

બુરખાનો સખત રિવાજ



**ખોકંદી ઢબનો ફેંટો કે કાઠીઆવાડી ગાડીવાન સ્ટાઇલ ?**

રહી હતી તે તેઓની ઘરમાં પહેરવાની ગોળ અને ઉંચી ચાંચના આકારની ટોપીઓ. કાઠીઆવાડી ગાડીવાનો એવી ટોપી ઉપર જે પ્રકારે સાલ વિંટાળે છે તેવા જ ઘાટનો ફેંટો એ લોકો બહાર નીકળતી વેળા બાંધે છે. કોણ જાણે આ અજબ મળતાપણું કયાંથી આવ્યું હશે ? એ કયા દેશનો રિવાજ હશે ? કયાં ફેલાયો હશે ? બજાર વિષે મ્હારે કૈં ખાસ લખવા જેવું નથી. જેટલું તાશકંદ વિષે લખી ગયો છું તે લગભગ દરેક વાતે અહિં મળતું આવે છે. અંગ્રેજી માલ આ દેશમાં ખપે તેમ છે. પણ રૂશિયન કાયદાને અંગે અહિં લાવી શકાય તેમ નથી. હિંદમાં જેમ લીલો પોપટ પાળવાનો શોખ હોય છે, તેમ અહિંના લોકોનું માનીતું પક્ષી તીતર છે, જેને તૂર્કી ભાષામાં 'બેદાનમ' કહે છે અને અરબીમાં સલવા કહે છે. આ પક્ષી લગભગ દરેક ન્હાખાનામાં તેમજ કેટલાં ઘરોમાં પીંજરામાં લટકતું દેખાય છે. પીંજરાની આસપાસ કપડું વિંટી લેવામાં આવે છે; કહે છે કે આ સ્થિતિમાં રાખવાથી પક્ષી વધારે અને સરસ રીતે બોલી શકે છે.

**તીતર પાળવાનો શોખ**

**સેવક ઉપર ઉતરેલી રૂશિયન પોલીસની કરડી નજર**

અત્યાર સુધી બંદાને મુસાફરી દરમ્યાન ફરવાહરવાનું તમામ છૂટાપણું હતું. પણ તા. ૨૧ મી ઑગસ્ટની સ્હાંજે હું જ્યારે ખોકંદની બજારમાં લટાર મારી રહ્યો હતો, ત્યારે એક રૂશિયન પોલીસ અમલદારે મ્હને આગળ વધતો અટકાવ્યો અને મ્હારી સાથે એકધારી પ્રશ્નોત્તરી ચલાવી લપ્પા લેવા માંડ્યા. કોણ છું ? કયાં આવ્યો છું ? કયા દેશની રૈયત છું ? કયાં જવાનો છું ? વિ૦ અનેક સવાલો પૂછ્યા, તેમના ઘટતા ઉત્તરો હું તરત આપતો રહ્યો. છેવટે મ્હારી પાસપોર્ટ જોવા માંગી, તે બાબતમાં મ્હેં જણાવ્યું કે તે હોટલના માલિક પાસે સલામત પડી હતી.

સંધ્યાકાળે હું હોટલમાં પાછો ફર્યો; ત્યારે થોડે દૂર મ્હેં બે રૂશિયન અમલદારોને ઉભેલા જોયા, જેઓ મ્હારી હિલચાલ પર દેખરેખ રાખી પહેરો ભરતા હતા. બીજો આદમી મ્હારા ચ્હેરાની ઉડતી તપાસ લઇ પસાર થઇ ગયો. મ્હને ખાત્રી થઇ કે મ્હારી પાછળ જાસુસો મૂકવામાં આવ્યા છે. ખુદા ખેર કરે ! આથી મ્હારા પેટનું પાણી હાલે તેમ નહોતું. હું એક અદના મુસાફર હતો. મ્હારે જાસુસી કરી કંઇ ઉકાળવાનું નહોતું. તેઓ બીચારા મને જાસુસ સ્હમજી જીવ પટકી રહ્યા હતા; એથી મ્હારાથી હસાઇ જવાતું હતું.

**રૂશિયન સત્તાવાળા મ્હારી પાસપોર્ટ ઉપાડી ગયા**



હોટલમાં દાખલ થતાં જ હોટલવાળાએ મને ખબર આપી કે:-" ભાઈ! ત્હમારી પાસપોર્ટ અહિંના સત્તાવાળા ઘટતી તપાસ કરવા લઈ ગયા છે." ત્યારે મ્હને લાગ્યું કે કેં નવી આપદામાં કદાચ ફસાવું પડે. છતાં 'આગલ દેખા જાયગા' કરી મ્હેં ફરવાહરવાનું ચાલુ રાખ્યું. મ્હારી પાછળ રૂશિયન છૂપી પોલીસ ઓળા ભીસાલ ફરતી હતી, એમ હોટલની બહાર ડોકિયું કરતાં લાગ્યું. હોટલમાં આવી બારી બહાર ડોકિયું કર્યું તો બે અમલદારો પોતપોતામાં મસલત કરતા હતા.

મદ્રસે મહમદઅલી ખાનના મુલ્લાં સાહેબની ભલાઇ

બીજી સ્હવારે રાબેતા મુજબ શહેરમાં, ફરીને હું મદ્રસે મહમદ અલીખાનને ફરીવાર જોવા ગયો કારણ કે સર્વે કરતાં વધુ દબદબા અને ભોભા ભરેલો આ મદ્રસા જ છે. બધે દેખાય છે તેમ આ મદ્રેસા પણ ઇલમના ઓછા અભ્યાસીઓને લઇને કંઇક બિસમાર હાલતે આવી ગઈ છે. કેટલીક ઓરડીઓ ઇલમના શોખીન વગર ખાલી પડેલી જણાય છે. તે આગલા જમાનામાં ઇલમના શોખીનોથી ભરચક રહેતી હતી. અત્યારે થોડાક અભ્યાસીઓ ઇલમ પઢતા હતા અને ન્હાનાં છોકરાંઓ કુરઆનનો સબક (પાઠ) કરી રહ્યાં હતાં. આ ગંજાવર મકાનની અસલી કારીગીરી હું ફરીવાર ધરાઈ ધરાઈ ને જોઈ રહ્યો હતો. ત્યાં મ્હને એક અભ્યાસીએ આવીને કહ્યું કે મુલ્લાં સાહેબ મ્હને મળવા આતુર હતા. મ્હેં તરત ખુશીથી મુલ્લાં સાહેબ અબદુલકાદરની અખસુમની મુલાકાત લીધી. એ મુલ્લાંજી તુર્કી ઉપરાંત અરબ્બી અને ફારસીમા પારંગત હતા તેમજ જુની તવારીખના પણ સારા અભ્યાસી હતા. તેમજ નેક દીલના અને ભલા આદમી લાગતા હતા. અહીં મુલ્લાં તેમજ મુદરીસની પદની ધરાવતા હતા.મ્હારો યોગ્ય આદરસત્કાર કરીને તેમણે પૂછ્યું કે હું કોણ હતો, કોઈ રાજવંશી કે કોઈ પ્રોફેસર, લેખક કે શાએર ( કવિ ) હતો? ઉત્તરમા મ્હેં નમ્રતાપૂર્વક કહ્યું કે હું એક અદના આદમી છું. ઇસ્લામની પુરાણી ઝલક નિરખવા દેશપ્રદેશ ભટકતો અહિં આવી પહોંચ્યો છું. અને હજુ બીજા ઇસ્લામી મુલ્કો નિહાળવાની આતુરતા રાખું છું. હું ચિરાઈ જતે હૈયે દુનિયાની ચડતીપડતી જોઈ રહ્યો છું. ઇસ્લામીઓમાં ઇલમનો ઘટતો જતો શોખ જોઈ મ્હારૂં અંતર રોઈ રહ્યું છે. આ સાંભળી એ ભલા મુલ્લાં સાહેબે મ્હને જણાવ્યું કે તેને લાયક કંઈ કામસેવા હોય તો નિસ્સંકોચ જણાવવું; ત્યારે મ્હેં અહિંના પુરાણા સુલતાનો અને મુસલમાનોનું કબ્રસ્તાન જોવાની ઉત્કંઠા બતાવી. અને

દખમે સુલતાન ઉ-મરખાન

મુલ્લાં સાહેબ તવારીખના પણ અભ્યાસી હોવાથી મ્હને સરસ રીતે સ્હમજણ આપી શકશે એવી મ્હેં આશા બતાવી. ખાસ કરીને ખોકંદના આગળના સુલતાનોના રોજા જોવાની મ્હારી આતુરતા જોઈ તેઓ મુલ્લા અબ્દુલ ગફુરને મ્હારી સાથે જવાની આજ્ઞા કરતાં બોલ્યા કે મ્હને "દખમે સુલતાન ઉમરખાન" બતાવવું. "દખમે" શબ્દ સાંભળી હું અજબ થયો. શું સુલતાનને કબ્રસ્તાન બદલે દખમે લઈ ગયા હશે? મ્હેં કહ્યું, "હિંદમાં પારસીભાઈઓનું દખમું છે તેમ અહિં સુલતાનોનું દખમું છે કે?" જવાબમાં મુલ્લાં સાહેબે હસીને કહ્યું:–"દખમું શબ્દ આરામગાહ તરીકે વપરાય છે. તેથી કોઈની પણ કબર માટે અહિં દખમે ફલાણા, એમ બોલાય છે." તે પછી મુલ્લાં અબ્દુલ મ્હને એક આલીશાન અને ભવ્ય દરવાજામાંથી બગીચામાં લઇ ગયા. એ દરવાજા પાસે આવતાં જ બહારનું નકશીકામ જોઈ આવનારને એમ લાગ્યા વગર રહે જ નહિ કે એ ભવ્ય દરવાજા પાછળ કોઈ સુંદર અને વિશાળ ઇમારત આવેલી હશે. પણ અંદર દાખલ થતી વખતે ભારે અજાયબી વચ્ચે મ્હેં જોયું તો અંદર ગુંબજ કે છત્રી જેવું કશું બાકી રહેવા પામ્યું નહોતું. એટલું જ નહિ પણ અંદર આવેલી ઘણીખરી કબરો પણ ફના કરવામાં આવી હતી. બહારના આબાદ દરવાજા પાછળ અંદરના ભાગની તારાજી જોઈ મ્હેં મુલ્લાં સાહેબને પૂછ્યું:– "એમ કેમ?" મ્હારા અચાનક પ્રશ્નથી મુલ્લાં સાહેબ ધ્રૂજવા મંડયા અને કાન પાસે મોઢું લાવી ધીમેથી બબડયા કે:–રૂશિયન સરકારના હુકમથી આ બધું ફના કરવામાં આવે છે." એમ કહી મ્હને ચૂપ રહેવા ઈશારત કરી. એ વિષે હું મ્હારી નોંધપોથીમાં નોંધ કરવા મંડયો કે મુલ્લાં સાહેબ બ્હીતા ધ્રૂજતા મ્હારાથી છૂટા પડી થોડે દૂર જઈ ઉભા. ગરીબ બિચારો મુલ્લાં! એની હાલત જોઈ મ્હને ખ્યાલ આવ્યો કે એ વાઘ જેવી બહાદુર પ્રજાને ડારી દેવા રૂશિયન અમલનો સત્તાવાહી કોરડો બહુ સખ્તાઈથી ફરતો હતો. સાંભળવા મુજબ માત્ર શક ઉપરથી સખ્ત અને લાંબી કેદ જેટલી સજા ઠોકી દઈ રૂશિયન સરકાર પોતાની જુલમી આણ વર્તાવી રહી હતી. અસલ આ મકાન આબાદ હાલતમાં કેવું હશે તેનો ખ્યાલ કરતાં નજર દોડાવી તો જણાયું કે આશરે ૨૦૦×૨૦૦ ફીટ જેટલી વિશાળ ઇમારત હશે. વળી દરવાજા આગળ અસલી કારીગરીથી રંગીને કોતરેલો આશરે ૯ ફીટ ઉંચી દીવાલનો એક ભાગ

આબાદ દરવાજા પાછળ છૂપાયેલી ફનાગીરી

જુલમી રાજકારો-બારની આણ વર્તી રહી હતી

ગઇકાલની મહોલાત આજે ધૂળભેગી–



સલામત રહ્યો હતો, તે ઉપરથી આખા મકાનની બાંધણી કેવા પ્રકારની હશે તેનો કંઈક ઝાંખો ખ્યાલ આવતો હતો. બરાબર તપાસી જોતા મ્હને ખાત્રી થઈ કે આ બધી ફનાગીરી માટે જમાનો જવાબદાર નહોતો; પણ રૂશિયન સરકારનું ઈરાદાપૂર્વક આદરેલું વર્તન જ હતું. આગળના બધા શહેનશાહોમાં સુલતાન ઉમરખાનને પ્રજા અતિ પ્રેમ અને ઉમળકાથી આજે પણ યાદ કરે છે. એ વિદ્વાન ઉપરાંત અચ્છો શાયર હતો, દિલ્હીના બાદશાહ બહાદુરશાહ ઝફરા જેમ એની શાયરી પણ પ્રખ્યાત છે ઉપરાત એનો દરબાર સુફી અને સત પુરૂષોથી ભરેલો જ રહેતો હતો, આજે બીજી બધી જ કબરો બરબાદ કરવામાં આવી છે, ત્યારે એ પ્યારા સુલતાનની કબર સાથે અડપલું કરતા રૂશિયન અધિકારીઓ રહેજ ખંચાયા છે ખરા. કદાચ ઝનૂની ખોકદીઓ એકાદ ભડકો કરી બેસે એવો ડર રહે છે. જ્યારે આસપાસની બધી ઈમારતો અને કબરો નાબુદ કર્યા છતાં એ પ્રજાપ્રિય સુલતાનની કબર ધૂળથી ન ભરાઈ જાય માટે ૧૨ ફીટ પહોળુ ૧૦ ફીટ લાબુ અને ૮ ફીટ ઉંચું એક છાપરૂં બાંધી આપવામા આવ્યું છે અને ઈંટની દીવાલ ચણી લેવામા આવી છે અને કબર ઉપર યાદી તરીકે એક ૭ ફીટ જેટલો મ્હોટો પત્થર રાખવામા આવેલ છે. જ્યા બધી જ કબરો ફના કરવા બેઠા છે, ત્યા આ કબર ફના કરીને પછી આટલી મરામત કરી આપવી પડી છે. વળી તેની પડોશમા જ એક બીજી કબર આવેલી છે, તે, " વાલેદેન " ( મા સાહેબ ) નામે ઓળખાય છે, જે સુલતાન ઉમરખાનની માતાની છે. તે એક કદરદાન અને સખીદીલ ઓરત હતી. એની પાસે એક સાત ફીટ ઉંચો સંગેમરમરનો પત્થર જોવામા આવે છે. તેની ઉપર તુર્કી ભાષામાં કંઈ લેખ કોતરાયલો છે, જે હજી જાળવી રાખવામા આવેલ છે તેમજ એ પુરાણા કબ્રસ્તાનમા બીજી સાદી બાંધણીની ૩૨ કબરો આવેલી છે, જે બધી જ રાજવશી કુટુંબીઓની ગણાય છે. સુલતાન મહમદઅલીખાનની કબર વિષે મુલ્લા સાહેબને પૂછતા તેણે આગળી ચીંધીને એક ધૂળનો ઢગલો બતાવ્યો અને કંઈ ન સમજાય એવા પ્રકારે મ્હારી તરફ જોયુ. એનું મૌન જ એનું દુ:ખ કહી રહ્યું હતું. એ ધૂળના ઢગલાને જોતા તેની અંદર સુતેલા સલ્તનતનો પાયો નાખનાર સુલતાનના શરીરને સંભાળતા એક આહની સનસનાટી મ્હારા હૈયામાથી પસાર થઈ ગઈ; એક વખત એની કબર પણ કિંમતી સંગેમરમરની

ન્યાય અને પ્રજા પ્રિયતા એજ ખરૂં બળ છે.

સુલતાના વાલેદનની કબર

સુલતાન મહમદ-અલીખાનનો મક-બરો (?)



બનાવેલી હતી. ઉપર એક કલામય ઈમારત ચણાયેલી હતી અને આજે—અફસોસ!!!

**અમીરોની કબરનો ફકીર રખેવાળ**

બાદશાહી કબ્રસ્તાનની બાજુમાં બીજું એક મ્હોટું કબ્રસ્તાન આવેલું છે. તેની નજદીક "મદ્રસે સુલતાન ચલપક" અને "મદ્રસે સુલતાન ખાનતમા" પણ આવેલ છે. તેમજ બીજા સુલતાનોની કબરો મળીને બધો વિસ્તાર આસરે ૧૫૦×૧૫૦ ફીટ હશે. એની આસપાસ આઠ ફીટ ઉંચી દીવાલ ચણી લેવામાં આવી છે; અને બાજુમાં એક ન્હાની ઝુંપડીમાં એ શહેનશાહી કબરોનો ફકીર મુઝાવર રહે છેઃ બીચારો સાવ મુફલીસ આદમી લાગે છે. અંદર ૩૪ કબરો આવેલી છે, તેમાંની આઠ સુલતાનોની છે; બાકી બધી શાહી કુટુંબના નબીરાઓની ગણાય છે. આજે જુમ્માનો દિવસ હોવાથી હું મુલ્લાં ગફુર સાથે જુમાની નમાઝ માટે પાછો સુલતાન મહમદ અલીખાનની મસજીદ તરફ પાછો

**રશિયન અમલદારોના પંજામાં સપડાયો.**

ફર્યો. બજારમાં પહોચતાં જ મ્હને પોલીસના અમલદારોએ ઘેરી લીધો. આ બનાવ જોઈને મુલ્લાં બાપડો ધાસ્તીનો માર્યો વંજો માપી ગયો. એ ઠીક જ કર્યું! તે બાદ પેલા બે પોલીસ અમલદારો ફરીવાર ઉલટ તપાસ જેવા સવાલો પૂછવા મંડયા. એનો સાર એ જ હતો કે એ મ્હને અંગ્રેજ સરકારનો જાસુસ ધારી બેઠા હતા, એમ લાગ્યું. બે માંહેલો એક મ્હને અટકાવી ઉભો; જ્યારે બીજો અરબી અને ફારસી જાણનાર દુભાષીયો શોધવા દોડયો. લોકોનું ટોળું ભેગું થઈ ગયું. આ બધો દેખાવ જોઈ મ્હારી અકળામણ વધી, એક તરફ ચીડ ચઢતી હતી કે એ લોકો મ્હને નાહક હેરાન કરવા માટે સતાવતા હશે,

**દુભાષિયાની શોધમાં**

જ્યારે બીજી તરફથી મારા પેટમાં ધ્રાસ્કો પડયો હતો કે એ રાજ્ય પડયું રૂશિયાનું; જ્યાં અમલદારો જ કાયદો ખીસ્સામાં લઈને ફરે ત્યાં કદાચ શકને લીધે સાઈબીરીયાની સજા ઠોકી દેશે તો સિતમે સાઈબિરીયાનો અનુભવ લેતાં જ જીંદગી પસાર થઈ જશે! આ પરદેશી રાજ્યમાં એકલો અટૂલો હું કંઈ જ કરી શકું તેમ નહોતું. અંતે પેલા ભાઈ દુભાષીયાને શોધી લાવ્યા તે જોઈને જરા ખોળીયામાં પ્રાણ આવ્યા. તેના પ્રશ્નોના બધા જ ઉત્તરો આપી

**રૂશિયન અમલદારે કરેલી અટકાયત**

મ્હેં સ્હમજાવીને કહ્યું કેઃ—"બાપુ! હું કોઈ અંગ્રેજ સરકારનો જાસુસ નથી, તેમ કોઈ રાજદ્રોહી આદમી નથી, તેમ સરકાર સાથે મ્હને વેપાર કે કોન્ટ્રેકટની કંઈ લેવડદેવડ નથી, તેમજ કોઈનો શિખવેલો હું અહીં આવ્યો નથી. ફક્ત દુનિયા જોવાના શોખથી ફરતોફરતો હું અહિં આવ્યો છું."



"વારૂ ! તો હવે પછી કયાં જવા માંગો છો ?"

"અહિંથી મરગલાન થઈને કાશગર અને ત્યાંથી પાછો કાશગર થઈને અહિં આવીને કુશક થઈને હેરાત જવાનો છું." મ્હેં મ્હારો પ્લાન ખુલ્લો મૂકતાં કહ્યું.

"ના ! તેમ કંઈ બનશે નહિ, અહિંથી તમને મરગલાન નહિ જવા દેવામાં આવે, તેમ જ હેરાત કે કુશક પણ જવાશે નહિ !" અમલદારે પોતાની સત્તાથી છેવટનો હુકમ સંભળાવતાં કહ્યું.

"પણ મ્હારી પાસે આખા રૂશિયામાં ફરવાનો પાસપોર્ટ છે." મ્હેં હક અને હિંમત બતાવતાં કહ્યું.

"એ પાસપોર્ટથી તમે કોકેશિયન અને કાસ્પિયન સમુદ્રને પેલે પાર સઘળા રૂશિયન મુલકોમા ફરી શકો છો; પણ આ તુર્કસ્તાનમા ફરવા માટે તો તમારે સેન્ટપીટર્સબર્ગના કોન્સલની શાખ જોઈએ." અમલદારે કાયદાનો ઘટતો સ્ફોટ કર્યો.

ભલે ! તેમ તો તેમ. આવા આપખુદ અમલદારો સાથે માથું ઝીકવામા કૈં ફાયદો ન હોવાથી તરત ગાડી ભાડે કરી સીધો હોટલપર ગયો; ત્યાંથી બીલ ચુકવી સ્ટેશન તરફ હંકારી ગયો. જોવાનું બધું લગભગ જોઈ ચૂકયો હતો. વળી સમરકંદ તરફની ટ્રેનનો ટાઇમ પણ થયો હતો; એટલે મેં બનતી ઉતાવળ કરવા માડી.

પ્લાન ફેરબ્યો. આગળની મુસાફરી માંડી વાળી

# સરદરિયા નદી

## પ્રકરણ ૧૭ મું

ખોકંદ છોડયું, સર દરિયા નદીનો દેખાવ

આ વાસ્ત જંકશન થઈને સમરકંદ જવા માટે તા. ૨૨ મી ઓગષ્ટના દિને ખોકંદથી ઉપડયો. આશરે ચાળીશ માઈલનો રસ્તો કાપ્યા પછી સરદરિયા નદી દેખાઈ, જેને કાંઠે કાંઠે આશરે ૨૫ માઈલ સુધી ટ્રેનનો માર્ગ ગોઠવાયેલો છે. નદીના પ્રતાપથી નજદીકનો કીનારો લીલો છે ખરો, પણ બાકી દૂર દૂર તો બધું જ વેરાન દેખાય છે. પહાડો ઉપર ઘાસનું એક તણખલું પણ દેખાતું નથી. આગળ વધતાં થીઆનશાન અને નાનલુનો પહાડી માર્ગ આવે છે, જેઓ પૂર્વ તુર્કસ્તાન ને રૂશિયન તુર્કસ્તાનને છૂટાં પાડે છે. એની પહાડી હારમાળા પૂર્વ અને પશ્ચિમ તરફ લંબાયેલી નજરે પડે છે. એ ગગનચુમ્બિત પહાડોની હારમાળાને જુદાં જુદાં પહાડોનાં નામો આપ્યાં છે. એ પહાડી ભેખડ વચ્ચે ચારથી પાંચ માઈલ પહોળી પટી અંદર સરદરિયા નદી અને રેલ્વે પસાર થાય છે. તે વખતનો ભવ્ય દેખાવ અતિ રમ્ય લાગે છે. સરદરિયા નદી ઈતિહાસમાં એટલી મશહૂર છે કે તે વિષે કૈંક વધુ લખવાની લાલચ હું રોકી શકતો નથી. ૧૫૦૦ માઈલના વિસ્તાર સુધી એની લંબાઈ છે. ઘણા વખત સુધી એ નદિનું મુખ કયાં આવેલું છે, એ નક્કી કરવું જ મુશ્કેલ થઈ પડયું હતું. કેટલી તપાસ પછી માંડ એટલુ શોધી શકાયું કે તર્સકી-અલા-તાઉ પર્વતોના દક્ષિણ ઢળાણ તરફ ફેલાયેલા વિશાળ થિયાનશાન પર્વતોની હારમાળાના પેટામાં વ્હેતી નરીન નદી આગળ સરદરિયા નદીનું મુખ આવેલું છે, જે જાક-તાસુ નામથી ઓળખાય છે, એ રીતે તેના લાંબા વિસ્તાર દરમ્યાન જુદે જુદે ઠેકાણે જુદા જુદા નામે તારાગાઈ અને નરીન નદીને મળે છે. અને અહિં આવતા ફાંટાનું નામ સરદરિયા નદી પાડયું છે; તેનો અર્થ બેવડી નદી થાય છે. કારણ કે અહિંની ભાષામાં સર એટલે નદી અને દરિયા એટલે પણ નદી જ કહેવાય છે. અહિંથી એ ગંજાવર નદીનું પાણી ધોધબંધ પ્રસરી જઈ અનેક નહેરોમાં વહીને આખા પ્રાંતને ખુશનુમા બાગમાં ફેરવી નાખે છે.

થીઆનશાન અને નાનલુનો પહાડી માર્ગ

સરદરિયા નદીનું મુખ



ખોકંદ, મરઘલાન, અને નમગાન શહેરોના લાખો આસામીઓનો આધાર ફક્ત આ એકલી નદીના પાણી ઉપર જ અવલંબે છે. ઉપરાંત તે એટલા ઉંડા છે કે જો બીજી કેટલીક અડચણો ન હોય તો સ્ટીમરો આ નહેરમાં આસાનીથી ફરી શકે. એ નદી તરફ ટ્રેન સપાટાબંધ આગળ વધતી હતી, ત્યારે એનો અજબ દેખાવ, એ વિશાળ નદીનો છલોછલ ભરાયેલો પટ જોઈ દુનિયામાં દેખાતા ઉલટાસુલટા અનેક ચમત્કારો જોઈ જીવન અને નાશના સુજનજૂના પ્રશ્નમાં મ્હારૂં મન ઘડીભર લીન થયું. કુદરતના ખેલ

## સમરકંદ.

બીજી સ્હવારે સૂર્યના ઉગવા સાથે જે અમ્હારી ટ્રેન ઇરાનમાં વિખ્યાત કવિ હાફેઝની અમર પંકતિયોમાં સ્થાન પામેલા સમરકંદ શહેરમાં આવી પહોંચી. તરત જ શાયર હાફેઝની મશહૂર પંક્તિઓ યાદ આવી ગઇ. કવિ હાફેઝની મશહૂર સમરકંદની ભૂમિ ઉપર

**અગર આં તોર્કે શિરાઝી બંદસ્ત આરદ દેલે મારા.**
**બખાલે હેન્દુયશ બખશમ સમરકંદો બુખારા રા.**

માશુકના વાળની લટપર મહાકાવ્ય ઉકેલનાર મશહૂર હાફેઝ કહી ગયો છે કેઃ—જો મ્હારી શિરાઝી માશુક મારો પ્યાર કબુલ રાખે તો તેના ગાલ પર આવેલા તલ ઉપર હું સમરકંદ અને બુખારાને સાર કરી નાખું!

એ સમરકંદ શહેરના ખુબસુરત દીદાર જોવા માટે હું ભારે આતુર હતો. મ્હારા સદ્‌ભાગ્યે આજે જીવનની એક ધન્ય પળે સમરકંદની ભૂમિ ઉપર પગ મેળવવાને ભાગ્યશાળી થયો; એથી મ્હને જે ખુશાલી પેદા થતી તે કંઇ જેવી તેવી નહોતી. કદાચ વાચક પૂછશે. કે સમરકંદ જેવું એક શહેર કે જેની કોઇ ઘેલો શાયર ગમે તેવી તારીફ કરી ગયો હોય; તેથી ત્યાં પહોંચતાં મ્હને વળી ખુશાલી શેની ઉપજતી હશે? હાફેઝ જેવો પ્રેમઘેલો કવિ આવું ગાઇ જાય તેમાં શી નવાઇ? પણ જેઓ કાવ્યનાં પુજારી હશે, તેઓ હાફેઝના જીવનથી વાકેફ હશે. તેઓ એ પુરાણા મહા કવિની મહત્તા અને પ્રતિભા સહમજી શકયા હશે. તેઓ માટે આ પ્રશ્ન ખડો થતો નથી. માત્ર જેઓ હાફેઝ જેવા કવિ માટે જે કંઇ અધુરૂં જ્ઞાન ધરાવે છે તેઓ પાસે જ આ પ્રશ્ન મ્હારી ખુશાલીનું કારણ



જુની ખખ ઇમારતો પાછળ ભવ્ય ઇતિહાસ ધરાવતું શહેર

બેડો થાય છે. તે માટે કંઈ અજબ થવા જેવું નથી. એ ઉપરાત એ પુરાતન નગરમા પગ મૂકવાનું સદ્ભાગ્ય એની પુરાણી તવારીખ ભારે ઝળકતી હોવાથી પણ એક કારણ છે. ઇસ્લામના ઓલીયા ફીરામોની જ્વલંત ખાકથી આ નગરને પવિત્રતા અને મહત્તા પ્રાપ્ત થાય છે, એ ઇસ્લામના અભ્યાસીઓથી છાનું નથી. જો કે અસલી મસ્જીદો આજે જમાનાના ચક્ર નીચે ચગદાઇ ને વેરાન થઈ પડી છે, તેથી શું દીનદાર આલેમોને ઇશ્વિર ભક્તોથી પાવન થએલી એ નગરી પોતાની મહત્તા ઇસ્લામી તવારીખમા હમેશ માટે જાળવી રાખે તેમ છે? આજે એની મસ્જીદો પડુંપડું થઈ રહી છે, એના ઇલિમનો પ્રકાશ ફેલાવતી વિદ્યાપીઠો (મદ્રેસાઓ) વેરાન છે. એના આલેમો જૂની ખખ થયેલી કબ્રમા આરામ લેતા હમેશગીની નિંદમા સૂતા છે. છતા એનો ભવ્ય ભૂતકાળ એ જૂની ઇમારતો પાછળ ઉભેલો છે, તેની પ્રતિભા કોઇને પણ અંજાવે તેવી છે. નાશ અને મોત તો દરેકે દરેક વસ્તુ પાછળ છે. આપણે અને આપણો સુધારો પણ એકવાર ખાકમા મળી જવાના છીએ, ત્યારે ઇસ્લામના સુધારા અને જ્ઞાનના પ્રકાશનું મુખ્ય ધામ અને સામાનિયાન વશના સુલતાનોની હકૂમતની ભૂમિ; જેને ખોળે બેસી યુરોપની પ્રજા ઇલિમ અને હુન્નરનો પાઠ શિખતી હતી તેવા એક ઇસ્લામી નગરમા આવી પહોચતા એક મુસલમાન તરીકે, ઓ વાચક, શા માટે મ્હારૂં અંતર ગજગજ નહિ ઉછળે? ઉપરાત એ મુલ્કની તવારીખ ઇરાની શહેનશાહત સાથે પણ સંબંધ ધરાવે છે. આજે પણ એ શહેર રૂશિયન હકુમત હેઠળ હોવા છતા વેપારના એક મુખ્ય મથક તરીકે પોતાની કીર્તિ જાળવી ઉભું છે. આ જગ્યાના ઇતિહાસમા ઉતરવુ પ્રસંગોપાત ઠીક થઇ પડશે.

અનેક વાર ચડતી-પડતીના ચમત્કારો જોવાનું એની સરજતમાં લખેલું હતું.

પુરાતન કાળમા આ શહેર મરકન્દ નામથી ઓળખાતું હતું. દુનિયા જીતવા નીકળેલા અજીત મહારાજા સિકંદરે એને જીતી લીધુ તે બાદ વરસો પછી "આકાશી મુલ્ક" ના ચિનાઇ પાડોશી રાજાના કબ્જામા તે જઇ પડ્યું, જે ચિનાઇ શહેનશાહતના પશ્ચિમના મુલકના છેલ્લા શહેર તરીકે ઓળખાતું થયું અને તેનું નામ બદલીને ચિનાઓએ **સા-મો-કિન** પાડ્યું. એ પછી મુસલમાન વીરોની ગર્જનાથી એશિયા છવાઇ જતું હતું; ત્યારે સમરકંદ મુસલમાન અમલ હેઠળ આવ્યુ, ત્યારે સામોકીન નામ



બદલી સમરકંદ પાડવાના કારણુ તરીકે કહેવાય છે કે સમર નામે રાજાએ એને છતી લઇ ફરીવાર પગભર કર્યું; ત્યારે એની યાદ તરીકે સમરકંદ નામ અપાયું. તે પછી આરબ લોકોની ફત્તેહના યુગ શરૂ થતાં આરબોને તે કબજે ગયું. પણ થોડા વરસો બાદ સામાનિયન વંશના શહેનશાહોના અમલ હેઠળ આવતાં એ નગર કીર્તિની ટોચે પહોંચ્યું. તે વિદ્યાપ્રિય સુલતાનની હકુમત હેઠળ અનેક વિદ્યાપીઠો સ્થાપવામાં આવી, ત્યારે કાબેલ આલેમો અને મહાત્માઓથી એ નગર ગાજી રહેતું હતું. વળી પાછો ચંગીઝખાનનો હુમલો થવાથી આ અજીત વીરને પનારે પડયું અને પાયમાલ થયું. તે પછી તૈમુરલંગના વખતમાં તેની શહેનશાહતનું મુખ્ય પાટનગર ગણાવા લાગ્યું. તે ફરીવાર કીર્તિની ટોચે ચ્હડયું અને તૈમુરની કૃપાદષ્ટિથી અનેક ઇમારતોથી શોભી રહ્યું. આજે સમરકંદની જે કંઈ પુરાતન ઈમારતો બાકી રહી છે તે બધી તૈમુરલંગની કલાપ્રિયતાને આભારી છે, જેનું વર્ણન આગળ ઉપર આપીશ; ત્યાર પછી એ બધી કીર્તિનો કોટ મશહુર લુંટારા ઉઝ બેગોના હુમલાથી જમીનદોસ્ત થયો. હિંદ ઉપર નાદીરખાને સ્વારી કરી હતી તે કરતાં યે વધારે ઉઝબેગોના હુમલાથી આ શહેરને ખમવું પડયું, ત્યારથી પાયમાલીની પનોતી બેઠી. ગઈ સદીમાં ફરી એક વાર ચિનાઈ શહેનશાહતને તાબે થવાનો વખત આવ્યો, તે બાદ બુખારાના અમીરનું નસીબ જોર કરવાથી તેણે ચીનાઓના હાથમાંથી છીનવી લીધું, અને ફરી એક વાર ઇસ્લામી ઝુંડો ફરકતો થયો. એની આબોહવા સુંદર અને ખુશનુમા હોવાથી ગરમીની મોસમમાં બુખારાના અમીરોનું મુખ્ય ધામ થઈ પડયું. ફરી વાર જાહોજલાલીના દર્શન થવા માંડયાં; પણ તે થોડાં વરસો માટે જ હતાં; ત્યાર પછી તે રૂશિયન રીંછના પંજામાં સપડાયું. સને ૧૮૬૮ માં રૂશિયન ઝુંડો ઉડતો થયો. તે વખતે અમીર મુઝફ્ફરદીનની સરદારી હેઠળ તુર્કો ભારે બહાદુરીથી લડયા છતાં રૂશિયાના વિશાળ સાધનો આગળ લાચાર થયા. આમ જુદી જુદી સલ્તનતો હેઠળ પમાર થઈ આજે તે રૂશિયાને તાબે છે. તેથી ચડતીપડતીની તવારીખથી લાગી આવે છે કે કદાચ એક સેકા બાદ બીજા કોઈ રાજ્યને શરણે જાય કે સ્વતંત્ર થાય તો નવાઈ નહિ. પણ મ્હારી મુસાફરી દરમ્યાન હું એટલું જોઈ શકયો છું કે રૂશિયન અમલની સખ્તાઇને લીધે તુર્કસ્તાનનો ઈસ્લામી મુલ્ક આજે પરાધીન દશામા પડેલો છે, તેનો આત્મા

**ચિનાઇ શહેનશાહતે છત્યું.**

**ચંગીઝખાનને પડાવ્યું.**

**તૈમુરલંગનું પાટનગર બન્યું.**

**ઉઝબેગે લૂંટયું.**

**બુખારાના અમીરે છત્યું.**

**રૂશિયન રીંછના પંજામાં**

હણાઈ રહ્યો છે. તેથી તરતમા કે સદીઓ સુધી માથુ ઉચકી શકે તેવાં ચિન્હો આજે તો દેખાતા નથી. એકવાર ઈસ્લામી જાહોજલાલી ભોગવતું મશહૂર સમરકંદ જે " દુનિયાની આરસી ", " ચોથુ બહેસ્ત ", આદિ અનેક ઉપનામો મેળવી મશહૂર થએલુ શહેર ખુદા કરે ને ફરી એકવાર પોતાની પુરાણી સ્વતન્ત્રતા પ્રાપ્ત કરે! પછી તો ભવિષ્યના ભેદ તો સર્જનહાર જ જાણે!

**દુનિયાની આરસી અને ચોથું સ્વર્ગ**

**મ્હારો ઉતારો**

મ્હારી મુસાફરી દરમ્યાન હું અહિંની જાણીતી રૂશિય હોટલ " વાર શારશકી નુમેરા "મા ઉતર્યો હતો મુલ્ક જીત્યા પછી રૂશિયનો જેમ કરતા આવ્યા છે તેમ અહીં પણ જુના શહેરની પડખે નવુ સમરકંદ વસાવ્યુ છે, જ્યા પહોળા રાજમાર્ગો અને વનઘટા જેવા ઝાડોની હારોહાર ગોઠવી છે ફુટપાથો બનાવી છે. તેમજ પાણીની નહેરો વિસ્તારી છે. વેપારધંધો આબાદ ચાલે છે. નવા સમરકંદમા રૂશિયન યુરોપીઅનોની વસ્તી ઝાઝી દેખાય છે. મુસલમાનો થોડા છે. નવા અને પુરાણા સમરકંદ વચ્ચે એક પાણીનું ઝરણું વહે છે. તેની પાસે રૂશિયન લશ્કરની છાવણી આવેલી છે. જેમા ૬૦૦૦ માણસોનું લશ્કર જાથુક માટે ધામો નાખી પડ્યું છે. બહાર રૂશિયન ગોરૂ લશ્કર બેયોનેટની ખુલ્લી સંગીન સાથેની બંદુક લઈને પહેરો ભરે છે અને કિલ્લા ઉપર તોપો તૈયાર હાલતમા મૂકેલી હોય તેમ દેખાય છે.

**નવું સમરકંદ**

**વિજેતા અમીર તૈયમુરલંગનો રોજો**

કિલ્લા પાસે જમણા હાથપર જ થોડે દૂર અમીર તૈમુરલંગની કબરનો પુરાણો મકબરો નજરે ચઢે છે આ કબરને અહિંના લોકો અમીર તૈમુરલંગનો રોજો કહે છે અત્રેના જોવાલાયક મથકોમા મ્હેં પહેલા આ હિંદપર એકવાર સ્વારી લાવનાર વીર તૈમુરલંગનો રોજો જોઈ આવવાનું પસંદ કર્યું. કાળની ગતિથી આજે એના મકબરાની લાલ ઇંટની મજબૂત દીવાલો પણ જર્જરિત હાલતે આવી પહોચી છે. જેનું નામ સાભળી સલ્તનત કંપી ઉઠતી તે વીર નર આજે હમેશના ખ્વાબમા સુતો છે તેને થોડે દૂર દૂર દેશથી આવેલા વિજેતા રૂશિયનોના સૈનિકો સંગીન લઈ પહેરો ભરી રહ્યા છે. ગુંબજની ઉંચાઈ આશરે ૧૫૦ ફુટ છે અને અંદરનો ઘેરાવો આશરે ૭૫x૭૫ હશે તેમા તૈમુરલંગની કબ્ર ઉપરાંત નીચે મુજબ બીજા નવ આસામીઓની કબરો આવેલી છે.

**એકજ મકબરામાં આવેલી નવ કબ્રો**

૧. અમીર તૈમુરલંગની કબર જે પીળા ઝાંખા તપખીરીયા રંગના પત્થરની બનાવેલી છે



તૈમરલંગના રોજાની ઇમારત જે
ગુર અમીર નામે ઓળખાય છે



તૈમુરનગના રોજાનો દેખાવ બોખારા



તૈમુરનગની ભોંયરામા આવેલી અસલ કબરનો દેખાવ

૨. સૈયદ મીર બરકા
જે તૈમુર લંગના પીર સાહેબ થાય.

૩. સુલતાન મહંમદ

૪. મીરઝા ઉલગબેગ
જે તૈમુરના વંશનો હોઈ પ્રખ્યાત ખગોળવેત્તા તરીકે ઈતિહાસમાં નામના મેળવી ગયો છે.

૫. વઝીર મિરઝા ખીમાલી

૬. સુલતાન મીરાનશાહ

૭. ઇમામ સૈયદ ઉમરબીન
સૈયદ મીર કુલાલ

૮. સૈયદ મીર બરકાનો એક પૂત્ર

૯. સૈયદ મીર બરકાનો બીજો પૂત્ર

એક પ્રસંગ અહિં ટપકાવી લેવાની લાલચ થાય છે. આ વીર પુરૂષોની કબરો હું નિહાળી રહ્યો હતો ત્યારે મ્હારા અંતરમાં એક પ્રકારની ગંભીરતા છવાઇ રહી હતી. પૃથ્વિ ઉપર આજે અનેક રાજ્યો આવ્યાં છે, ગયાં છે. પણ આ વિરહાક ગજાવતા તૈમુરના આંગળીના ઇશારા પાસે જ અનેક રાજ્યો હતાં ન હતાં થઇ જતાં. અનેક માણસોનાં જાણે તકદીર બદલાઇ જતાં.

**રૂશિયન છાવણીમાં બાજેલું બ્યુગલ**

આવા વિચારોમાં હું તલ્લીન હતો, ત્યાં પાસેના કિલ્લાપરથી રૂશિયન સિપાઇઓને ચેતવણી આપતું બ્યુગલ વાગવા માંડયું, એના રણભેરી નાદથી મ્હારાં રૂંવાટાં ઉભાં થઇ ગયાં, ઓ મહાન તૈમુર, કાળચક્રથી આજે ત્હારાં સમરકંદ અને બોખારા ઇસાઈ હકુમતની લોખંડી એડી નીચે ચગદાયેલાં છે, ક્રૂર રૂશિયન ઝારના અમલનો કોરડો ફરે છે. અને તેના કિલ્લાપર વાગતા બ્યુગલનો નાદ ત્હારી આરામગાહની શાંતિમાં દરરોજ ખલેલ કરે છે. મ્હારા અંતરે પોકારીને કહ્યું કે ધીરજ ધર, જેવી રીતે તૈમુરશાહી નાશ પામી, તેવી રીતે આ ઝારશાહીના જુલ્મી દોરદમામ પણ વખત જતાં માટીમાં મળી જશે. [ ઓ વાચક ! આજે તૈમુરને સુવા માટે સુંદર મકબરો છે ; જ્યારે મહાન રૂશિઅન રાજકર્તા ઝારની લાસના ટુકડે ટુકડા કરી બાળી નાખવામાં આવ્યા છે, એ એની ખાક પણ કોણ જાણે કયાં વિખરાઈ પડી હશે ! ]



દરેક મજલે બનાવેલી પોકળ કબ્રો

જેમ આગ્રામાં તાજમહેલની રૌનકદાર ઈમારતમાં દરેક મજલા પર બનાવટી કબરો ચણાવેલી છે અને એ પોકળ કબરો નીચે છેક ભોંયરામાં સાચી કબરો આવેલી છે, તેમ અહિં પણ એવા જ પ્રકારની રચના કરવામા આવી છે. દરેકે દરેક મજલા ઉપર કબર બનાવવામાં આવી છે, તેની બરાબર નીચે અને ઉપરના મજલા ઉપર તેવા જ ઘાટ, આકાર અને માપસર બીજી કબરો ચણાવેલી છે. તેથી ખરેખરી અસલ કબરો જોવા માટે હું છેક ભોંયરામાં ગયો. એ રોજાનો હાલનો મુતવલ્લી મુલ્લા અબ્દુલ સલ્લામ મખસુમ બહાર ગયેલો હતો; તેથી મુલ્લા ઝકરખુજાએ મ્હને બધું ફરી વળીને દેખાડવાની તસ્દી લીધી. તૈમુરની કબર અહિં વચમા છે, જે ઝાખા, પીળા અને તપખીરીયા રંગના રૌનકદાર પત્થર અને સંગેમરમરથી બાધેલી છે. લંબાઇમાં ૪॥ હાથની, અને પહોળાઈમાં ૧॥ હાથ જેટલી લાગે છે. ઉપર અરબ્બી ભાષામા સફાઈદાર અક્ષરોએ તખતી મૂકવામા આવી છે. એ કબરના પત્થર ઉપર જ મ્હારી આ

ભોંયરામાં આવેલી અસલ કબ્રની મુલાકાત

નોધબુક રાખીને હું આ રોજાને લગતી નોધ લખી રહ્યો છું. અને એ અંધકારમા ઝાખી રોશની પ્રગટાવતી મીણબત્તીઓ લઈને મુજાવર મુલ્લા ઝકરખુજા અને અબ્દુલ્લાહ મ્હારી બન્ને બાજુ ઉભા છે, એ વીર પુરૂષની ફત્તેહો જેણે અનેક મુલ્કોને ધ્રૂજાવ્યા હતા તેની યાદ મ્હારી આખ પાસેથી સીનેમેટોગ્રાફની ફિલમ જેમ સરી જતી હતી.

એ ભોયરામાં થઈને હું ઉપર ગયો; ત્યા એ કબરની આબેહૂબ બીજી નકલ હતી અને આસપાસ ૧૬ હાથ જેટલી લાબી અને ૯ હાથ જેટલી પહોળી સંગેમરમરની કલામય સુંદર કોતરકામવાળી જાળી હતી. ભોંયરાની બહાર નીકળતાં જુદી જુદી ચાર જગ્યાઓ પર તૈમુરના ૨૫ સંબંધીઓની કબરો આવેલી છે. તે બધી જ એક જ મકાનના વિશાળ ગુંબજ હેઠળ સમાઇ જાય છે.

પુરાણા સમરકંદની ઉડતી મુલાકાત

તૈમુર લંગની પુરાણી કબ્રને જોયા પછી પાણીનું નાળું ઓળંગી હું પુરાણા સમરકંદમાં દાખલ થયો. અત્યારે આ પુરાણુ શહેર લગભગ તારાજ થઈ ચુક્યું છે. ફક્ત હુરની મ્હોટી મદ્રેસાના પડી ગયેલા ગુંબજો અને બાકી રહેલી બુલંદ દીવાલો તે પર ગોઠવેલા બુરજો અને ખંડીયેર જેવા કંગુરા અને મીણાકારી ઘેરા બ્લુ અને લીલા રંગની ઇંટો અસલ તારતરી મુસલમાનોની જાહોજલાલીનું સ્મરણ કરાવતી બાકી છે. બાકી તો જે કૈં રહ્યું તે તેનો ઇતિહાસ.



આજે એની વસ્તી ફક્ત ૫૫૦૦૦ માણસોની છે. બધા સુન્ની પંથના ઇસ્લામી ફીરકાના છે. અહીંની મ્હોટી મસ્જીદો કરતાં પણ પુરાણી મદ્રેસા વધારે ભવ્ય અને દમામદાર છે. તેમાંની પાંચ મદ્રેસાઓ વિશેષ ધ્યાન ખેંચનારી અને જોવા જેવી છે.

જોવાજોગ મુખ્ય મદ્રેસાઓ

૧. મદ્રસે તિલાકાર.
૨. ,, સીરદાર,
૩. ,, મિરઝા,
૪. ,, બીબીખાનમ,
૫. ,, આરેફજાનબાઈ

આ બધી મદ્રેસાઓ સાથે મસ્જીદો પણ જોડાયેલી છે. તેમા આજે પણ મુસલમાન બીરાદરો નમાઝ પઢે છે અને એ બધી મદ્રેસાઓમાં કુરઆન અને ફારસી તેમજ તુર્કી ભાષાનું શિક્ષણ આપવામાં આવે છે. લગભગ બધી ઇમારતો બિસ્માર હાલતમાં આવી છે. તેમજ ખોકંદ કરતાં અહિંની ઇમારતોની હાલત કે વધારે સારી નથી. આજે એ મદ્રેસાઓમાં ઇલિમનો શોખ બહુ જ કમી થઈ ગયો છે. ફક્ત કેટલાક અભ્યાસીઓ હદીસનો પાઠ કરતા જણાયા હતા. આ બધી મદ્રેસાઓમાં ફક્ત બીબીખાનમની મદ્રેસાનું જ વર્ણન લખી શકાય તેવું છે.

મદ્રસે બીબીખાનમ

આગ્રાનો તાજમહેલ જેમ શાહજહાંનની ગુમાયેલી રાણી મુમતાઝના પ્રેમ સ્મારકરૂપે બંધાયેલ છે, તેમ આ મદ્રેસો તૈમુરે પોતાની વ્હાલી બેગમ મરહૂમ બીબીખાનમની યાદમાં બંધાવેલ છે. તેની નીચે આ બાનુની કબ્ર પણ આવેલી છે, જેમાં તે સદાની શાંતિમાં હમેશગીની ભરઉંઘમાં સુતી છે. એ ખુબસુરત રાણી ચીન દેશના રાજાની કુંવરી હતી. આ ગંજાવર ઇમારત જોતાં જોનાર સ્હેજે કલ્પના કરી શકે છે કે આગળ પુરાતન કાળમાં એ ઇમારત કોઈ અજબ અને ભવ્ય હશે. જો કે આજે તે તદન ખંડીયેર હાલતમાં છે. એમાં દાખલ થવાનો મુખ્ય ગંજાવર દરવાજો ભવ્ય અને વિશાળ છે. અંદર દાખલ થતાં મ્હોટો બગીચો આવે છે; જેની બન્ને બાજુએ મદ્રેસાના અભ્યાસીઓ માટેના ઓરડા આવેલા છે જેના ઉંચા બુલદ આરકા સાથેના તાક જે લગભગ ૨૦૦ ફુટ ઉંચા અને આશરે ૧૮ ફુટ જાડી મજબુત દીવાલના

બાંધેલા દેખાય છે, આટલી મજબૂતી છતાં બરાબર સંભાળ નહિ લેવાથી ગુંબજ તૂટી ગયો છે. એ જાડી દીવાલોમા ફાટ પડી ગઈ છે. વચમાં એક વિશાળ જગ્યા આવેલી છે, જ્યાં આગળ એક સંગેમરમરની ગંજાવર કુરઆન મૂકવાની રેહેલ મુકવામા આવતી હતી, તેના ઉપર એક કુરઆન મુકાતુ જે ઉઘાડતા ચોપન ચોરસ ફીટ જગા રોકાતી હતી. એ કુરઆન વિષે એવી કથા સંભળાય છે કે એ સખાવતી અને ધર્મિષ્ટ બીબીખાનમ એક ખાસ બનાવેલી બારી પાસે બેસીને એ કુરઆનનો પાઠ કરતી હતી. મદ્રેસા ઉપરાત અનેક સખાવતી ખાતા સ્થાપ્યા હતા. એવું એક સુદર ઐતિહાસિક મકાન રૂશિયન સરકારની બેદરકાર રાજનીતિ લઈને છેક જ બીસમાર હાલતે આવી પહોચ્યું છે જો રૂશિયન સરકારે એને જાળવી રાખવાની દરકાર કરી હોત તો આજે પણ અનેક મુસાફરો માટે ભારે નવાઈ પમાડે એવી એક ઈમારત કૈં વધારે સારી હાલતમાં હસ્તી ધરાવતી હોત.

જુના યુગની નવાઈ; ગંજાવર કુરઆન

**પીર મુરશિદોને પયગમ્બરોના પવિત્ર રોજાઓ** હજી પણ સમરકંદની ખાકને પાવન કરે છે. તેમા નીચલા રોજાઓ ખાસ જોવાલાયક છે —

૧. વલી શાહઝીંદાનો

૨. પયગમ્બર દાનિયલ નબીનો

૩. પયગમ્બર જરઝીસનો

૪. પયગમ્બર હઝરત સુલેમાનના બેટા અબુલ હસ્નાનો

૫. મખદુમ દિવાનનો

૬. મહમ્મદ બિન ઈસમાઈલનો, જે બરદીઝબર નામના પારસી વંશનો આદમી હતો; જેના પુત્ર મુગીરહે ઈસ્લામ ધર્મ સ્વીકાર્યાં પછી એવું નામ બદલાઇને અબુ અબદલા રાખવામાં આવ્યું હતું, તેણે પવિત્ર પયગમ્બર હઝરત મહમદ સાહેબના વચનો અને ફરમાનો એકઠા કરી એક કિતાબ લખી છે, એ કિતાબ સુન્ની મુસલમાનોમા ખાસ વજનદાર ગણાય છે. તે **સહી બુખારીની** હદીસોનો કર્તા.

હઝરત વલ્લી શાહ જીંદાનો રોજો

ઉપલા રોજાઓમા **શાહ જીંદાની** કબ્ર અને આસપાસની ઈમારત વધારે આબાદ છે. એ શાહઝીંદા કંઈ અસલ નામ નથી. એમનું અસલ નામ કાસમ ઈબ્ને અબ્બાસ છે. તે હઝરત મહંમદ સાહેબના પહેલા ખલીફા અબુબકર



અતિ પૂરાણા મર્વ નગરના ખંડિયેરો.

સુલતાન સંજરની સમાધી (રોઝો) મર્વ.

સિદ્દિકના વંશજ હોઈ ઇસ્લામના ઓલિયા ફીરાઓમાં એ મહાત્માનું સ્થાન બહુ જ ઉંચું છે. લગભગ તેરસો વરસ થવા આવ્યા છતાં આજે પણ એ ઓલિયા અલ્લાહની કરામતો ચાલુ છે. તેથી એમને અમર જીવન જીવતા માનવામાં આવે છે. તેમજ શાહઝીંદાના લકબથી પોકારવામાં આવે છે, જેનો અર્થ 'જીવતો પીર' જીવતો કુતુબ, જીવતા અવલીયા, તેમજ હાજરા હજુર, અમર ગુરૂ વીગ થાય છે. તેના કારણમાં એવી દંતકથા પ્રચલિત છે કે ઇસ્લામનો આદેશ લઈ ખંડે ખંડ ઇસ્લામના અવલિયાઓ વિચરી રહ્યા હતા, ત્યારે એમને સમરકંદના આતશને પૂજનારા પારસીઓને ઇસ્લામનો સંદેશ આપવાનો હુકમ મળ્યો હતો. તે વખતે પોતાની ફરજ બજાવતાં એમનો શિરચ્છેદ કરવામાં આવ્યો; ત્યારે પોતાની કરામતથી માથું ધડથી છૂટું પડયા પછી ઉચકી લઈ ધડપર ગોઠવી ફરીવાર સજીવન થઈને ( ખરી રીતે જીવતા જ હતા ) એક કુવામાં ગાયબ થઈ ગએલા. તે હવે પછી આદેશ મળતા પાછા ફરી એકવાર બહાર આવશે, એમ મનાય છે. તે જગ્યા ઉપર એમનો રોજો બાંધવામાં આવ્યો છે. મહાત્માની કબરની આસપાસનો બધો કઠેરો વિ. તૈમુરલંગે બંધાવેલ છે, જેનો હાલનો મુજાવર મુદરીસ મુલ્લાં સૈયદ આલાખુજા છે. પણ હું ગયો ત્યારે આ મુજાવર હાજર નહોતો; તેને બદલે સૈયદ અકરમખુજા અને સૈયદ શમસુદ્દીન ખુજાએ જીઆરત કરાવવાની તસ્દી લીધી. ડુંગર ઉપર વચ્ચોવચ્ચ રોજો આવેલો હોવાથી ૪૯ પગથીઆં ચઢવાં પડે છે, પહેલાં દશ પગથીઆં પૂરા કરતાં ૭ કબરો દેખાઈ, મુજાવરે કહ્યું કે એ બધી તૈમુરની ઔલાદની હતી. તેમજ નઝદીકમાં બીજી બે કબરો એકમેકની સ્હામે આવેલી જે 'શીરીનબીકા' અને 'ચુકબીકા' નામે બાનુઓની હતી, છેક ઉપર પહોંચતાં પહેલાં ઓરડામાં કુરઆને શરીફનું એક મ્હોટું જબરદસ્ત પુસ્તક જોવામાં આવ્યું. તે સમરકન્દના અમીર નસરૂલ્લાખાનના વખતમાં મુલ્લાં જૈનુદ્દીનના હાથે લખાવવામાં આવ્યું હતું. પુસ્તક મ્હારા સવા ત્રણ હાથ જેટલી લંબાઈ અને બે હાથ જેટલી પહોળાઈનું હતું. દરેક પાના પર કુરઆનનો એક એક જુઝ લખાયેલો હતો. આ કુરઆનની પાસે જ હઝરત શાહઝીંદાવલી સાહેબની કબર આવેલી છે. અને આસપાસ પીતળની જાળી છે. કબર ઉપર રેશમી કીનખાબ વિગેરે શાલગલેફ નાખવામાં આવ્યા છે. બીજી કબરો કરતાં આ રોજાની હાલત હજી ઘણી જ

પહાડ ઉપર આવેલો રોજો.



સારી છે. અને એ રોજા ઉપર ભાવિક મુસલમાનો કુરબાન છે. એ વલીની કરામતો પણ મશહૂર હોઈ આજે પણ દૂરદૂરથી અરજદારો મુરાદ માગવા આવે છે.

અહિં બાજુમાં આવેલા ડુંગરમાં ગુફા છે. તેની અંદર પહેરગીર સાધકો સાધના (બંદગી) અને મુરાદ માગવાનો ૪૦ દિવસનો ચિલ્લો કરે છે. મારા સાથીઓએ બત્તીની રોશનીથી મ્હને એ ગુફા દેખાડયો. આવી રીતે ૪૦ દિવસની એકાંત ને કઠણ સાધના (બંદગી) સાધકના આત્માને ઉન્નત કરનાર બને તેમાં કશી નવાઇ જેવું નથી, વળી પાસે આવેલ મહાત્મા શાહજીંદા વલી સાહેબનો રોજો, એવા સાધકોને સાધના પર મજબુત રહેવા અને આગળ વધવાને નવું બળ અને પ્રેરણા આપે છે એ દેખીતું જ છે. હું મ્હારા ગોઠીયાઓ સાથે એ પવિત્ર દરગાહમા ફાતેહા પઢી, તેમજ જ્યારત કરીને બહાર નીકળ્યો.

પયગમ્બર દાનિયલ તથા જરજીસના રોજા

મ્હારી સિંકદરીઆની મુસાફરી વેળા મ્હેં ૯૦ દાનિયલ નબીની કબ્ર જોઈ હતી, એ વિષે ટુંક નોધ પૃથ્વિની પ્રદક્ષિણાના ભાગ પહેલાને ૪૧મે પાને આપી ગયો છું. તેમજ એ જ પયગમ્બરની કબર મોસલ શહેરમા પણ જોવામાં આવી હતી. તે વિષે પણ પૃથ્વિની પ્રદક્ષિણાના ભાગ પહેલાને ૪૬૧મે પાને લખી ગયો છુ. વળી ભારે અજાયબી વચ્ચે સમરકંદમાં પણ એજ પયગમ્બરની કબર હોવાનું સાંભળી મ્હને વિચાર થયો કે આ ત્રણે કબરમાથી ખરેખરી અસલ કબર કઈ હશે ? એ જ પ્રમાણે નબી જરજીસની કબર પણ મોસલ શહેરમા જોવા વિષેની હકીકત પહેલા ભાગમાં ટપકાવી ગયો છું. તે પછી બીજીવાર સમરકંદમા પણ હોવાનું સાંભળી બન્ને કબરોની જ્યારત કરી આવ્યો.

વસ્તી રોજગારવાળાં પુરાણાં શહેરો

હાલના સમરકંદના વતનીઓ મ્હને ભારે ખબરદાર અને વ્યવહારકુશળ જણાયા છે. પૈસા લેવા ઈંતેજાર, લાલચુ મુલ્લાઓ સાથે જરા હુશીયારીથી વર્તવાની જરૂર છે. નહિતર એ લોકો મુસાફરો પાસેથી સારી જેવી રકમ પડાવી લે છે. તેઓનો બાધો ખડતલ અને આંખો તિક્ષ્ણ છે. ફક્ત ભેજુંજ કાટ ખાય છે. ઈલિમ અને હુન્નરની પાલીસ તેઓના મગજને મળી ન હોવાથી આજના સુધારાથી તેઓ અજાણ્યા છે. તેઓ બઝારમા ઘોડા અને ગધેડા ઉપર સ્વારી કરતા દેખાય છે. વેપારરોજગાર કંઈ વધારે મંદ લાગે છે. એવી રીતે પુરાણા સમરકંદનો અનુભવ મેળવી હું હોટલમા પાછો ફર્યો. રસ્તે ચાલતાં



મ્હને વિચાર થયો કે તાશકંદ, ખોકંદ અને સમરકંદ એ પુરાણા નગરો પાસે નવું શહેર વસાવવામાં આવે છે; તેથી એ અસલી ઢબના શહેરની જે દિનપરદિન ખરાબી થતી દેખાય છે, તે રૂશિયન સરકારની ઈરાદાપૂર્વકની બેદરકારીને પરિણામે હવે આગળ જતાં એ જુના શહેરોનું નામનિશાન પણ મટી જશે; જ્યારે બીજી તરફ વસાવેલા નવાં શહેરોમાં રસ્તાની સુઘડતા ઉપરાંત જે કાળજીપૂર્વક દિનપરદિન સુધારાવધારા કરવામાં આવે છે તેથી એ શહેરો વખત જતાં કુદકે ને ભૂસકે આગળ વધતાં જશે અને જૂના શહેરના રહેવાસીઓ પણ રફતે રફતે નવા શહેરમાં આશ્રય ખોળતાં આવશે, જેથી જૂનું શહેર જલદી ખંડીયેર બનશે, તેની જમીનના ભાવો ગગડી જશે. અને નાબુદ થતાં પ્રજાની પાયમાલી પણ કરતાં જશે. દુનિયાનો એવોજ નિયમ છે. કુરઆને શરીફની સૂરએ ઇમરાનની ૨૬ મી આયાતમાં લખ્યું છે કે :— જુના શહેરના ભોગે નવાની ખિલવણી

**તુલે જુલ્લલૈલા ફિન્નહારે -વ- તુલ્લે જુનનહાર ફિલ્લલૈલે વ તુખરે જુલ હૈયા મિનલ મૈયેતે, વ તુખરેજુલ મૈયેતા. મિનલ હૈયે વતરજુકુ મનતશાઓ બે ગેરે હિસાબ.**

અર્થાત : ( હે પરવરદીગાર ) તું રાતને દિવસમાં લાવે છે અને દિવસને રાતમાં લાવે છે અને તું જીવવાળાને નિર્જીવમાંથી બહાર કાઢે છે. અને નિર્જીવને જીવવાળામાંથી બહાર કાઢે છે. અને જેને તું ચાહે છે તેને બેહદ રોજી આપે છે.

હું હોટલમાં પહોંચ્યો કે તરતજ રૂશિયન લશ્કરી અમલદાર મ્હારી વાટ જોતો બેઠો હતો એવા સમાચાર હોટલવાલાએ આપ્યા, આ સાંભળી મ્હને લાગ્યું કે નક્કિ કૈં નવી મોહકાણ જાગી લાગે છે. એ માટે હજી વિચારની ગડમથલમાં હતો; ત્યાં એક ઉંચા કદનો સિનાબાજ લશ્કરી અમલદાર મ્હારી આગળ સત્તાવાહી અડગ પગલાં ભરતો આવી પહોંચ્યો, તેની તીક્ષ્ણ ચકોર આંખો પૂર ગંભીરાઈથી મારી તરફ નિરીક્ષણ કરી રહી હતી. મ્હારા હોટલવાળાએ ફારસી ભાષામાં તેની ઓળખ આપી કે:—" આ અહિંના નામવર હાકેમ છે." તરત જ મ્હેં નમીને શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો; જે તેણે પોતાના હાથ સાથે મેળવીને પૂછ્યું:—" તમે કોણ છો ? અહિં શા માટે આવ્યા છો ? તેમજ ક્યાં જવાનો ઈરાદો છે ? " મુખ્ય અમલદાર સાથે મુલાકાત

જવાબમાં મ્હેં હસીને કહ્યું:—" હું અંગ્રેજની રૈયત છું. અત્રેનાં પુરાણાં



શહેરો તેમજ ખંડિયેરો જોવા માટે આવેલો છું. અને હાલ અમીર તૈમુર તેમજ હઝરત શાહજીંદાવલીનો રોજો તેમજ બીજી પુરાણી ઈમારતો જોઈને પાછો ફર્યો છું." આ સાંભળી તેણે મ્હારા હોટલવાળા સાથે રૂશિયન ભાષામાં કંઈક વાતચીત કરી. તે ઉપરના ટોનથી મ્હને લાગ્યું કે તે મ્હારા રેલ્વે તેમજ મુસાફરીને લગતા રસ્તાઓના પ્લાનો જે મ્હારા મેજ ઉપર પડેલા હતા તે ઉપરથી કંઈક બોલતો હતો. પછી તેણે પૂછયું:–"તમે હવે અહિંથી ક્યાં જવાના છો? આ મુસાફરી કોના હુકમથી કરો છો?" જવાબમાં મ્હેં કહ્યું કે:– "આવતી કાલની ટ્રેનમાં હું બોખારા જવાનો છું. હું મ્હારા પોતાને ખર્ચે શોખ ખાતર જ મુસાફરી કરૂં છું. કોઇનો શિખવેલો કે ભલામણથી મુસાફરી કરતો નથી, ફક્ત દુનિયા જોવાના ખ્યાલથી જ આજે બે વરસ થયા મુસાફરી કરૂં છું." મ્હારા આ જોસભેર આપેલા નિડર જવાબથી તેને સંતોષ થયો અને મારી સાથે તુરત શેકહેન્ડ કરી ચુપચુપ ચાલ્યો ગયો. એના ગયા પછી હોટલના માલેકે ગંભીરાઈથી ફાટેલ ડાચું રાખીને મ્હારી તરફ જોઈને કહ્યું:–"ભાઈ, ત્હારી-પર ખુદાની કરમ બક્ષેસ લાગે છે. આ માણસ અહિંનો વડો લશ્કરી અમલદાર છે. એની સત્તા અહિંના હાકેમ બરાબર છે. છતાં ત્હારી સાથે આટલી સભ્યતાપૂર્વક વર્તીને ચાલતો થયો. મ્હને પણ બીજા હલકા અમલદારોની તોછડાઈનો તાશકંદનો અનુભવ જોતાં એમ જ લાગ્યું અને તે માટે ખુદાનો શુક્ર અદા કરી છૂટકારાનો દમ ખેંચી, હું બોખારાની મુસાફરીએ જવા તૈયાર થયો.

વડા અમલદારની નમ્રતા

બોખારા તરફ કૂચ

## બોખારા

સમરકંદથી બોખારા તરફની મારી મુસાફરી મારે મન ઓક્ષફર્ડથી કેમ્બ્રીજ તરફની મુસાફરી હતી. એક વખતે મુસલમાની જાહોજલાલીના સમયે સમરકંદ અને બોખારા ઈસ્લામની ઓક્ષફર્ડ અને કેમ્બ્રિજ બરાબર હતા. ઉપરાંત ઓલિયા કિરામો અને મહાત્માઓના જ્ઞાનતેજથી એની મહત્તા વધી જતી હતી. ઈસ્લામનાં કેટલાંક મુખ્ય ધર્મપુસ્તકોના પ્રણેતાઓ અહિંનાં જ હતાં. ઘણાં પુસ્તકો અને દિનીકિતાબો આ બે મુલ્કોમાં જ વધારે લખાઈ છે. જાણીતા મહાકવિ શાયર હફીઝની જન્મભૂમિ સમરકંદ અનેજાણીતા મહાકવિ રૂદકીની જન્મભૂમિ બોખારા. આ તરફની મુસાફરી દરમ્યાન એ મહાન આત્માઓની યાદ મ્હારા હૈયામાં

બોખારા એટલે ગઇ કાલનું વિશ્વવિદ્યાલય



સમરકંદમા આવેલો હઝરત વની શાહ
ઝીંદાના રોઝામા દાખલ થવાનો માર્ગ

બોખારામ વસતા હિંદુ અને હિંદી
મુસલમાન વેપારીનો ભેગો ગ્રુપ



ચોપાન ચોરસ ફીટ જગા રોકે એવા ગંજાવર કુરઆને શરિફ
મુકવાની રેહેલ જેની ઉપર કુરઆન મુકની બીબીખાનમ એક
ખાસ બનાવેલી બારી પાસે બેસીને પાઠ કરતી હતી



તાજી થતી હતી, એ વિષે એક વાત નોંધી લઉં છું. તે એ કે આપણા કાઠીઆવાડના ભાટ અને ચારણ જેટલી નિડરતા અને કુનેહપૂર્વક કાઠી રાજાઓને તેમની ફરજોનું ભાન કરાવતાં તેવી જ રીતે આ શાયરો અલંકારી ભાષામાં રાજપુરૂષોને તેઓનો કર્મમાર્ગ યાદ દેવડાવતા. જ્યારે બોખારાનો અમીર નસર પોતાના પાટનગરને વિસરી જઈ હેરાતની ખુશનુમાં ઋતુમાં અને નવી આબોહવામાં ગુલતાન બન્યો હતો; ત્યારે અમીરની ગેરહાજરીથી મુંઝાયેલા ઉમરાવો અને રાજપુરૂષોએ વિખ્યાત શાયર રૂડકી પાસે જઈ કંઈ માર્ગ શોધી કાઢવાની અરજ કરી. એ કવિરાજે બિડું ઝડપ્યું અને જ્યારે અમીર–ઉમરાવો સાથે નસરલાખાન મહેફીલ જમાવી શરાબની જામ નોશ કરી રહ્યો હતો; ત્યારે એ કસીદો (સોરઠો) ગાઈ સંભળાવ્યો, જેમાં બોખારાને આસમાન સાથે સરખાવીને અમીરને ચંદ્રમા સાથે સરખાવી કહ્યું હતું કે ચંદ્રમાનું સ્થાન આકાશ જ હોય જમીન નહિ. વળી બોખારા બુસ્તાન અને અમીર સરોવરનાં ઝાડ જેવા છે. સરોવર બુસ્તાનમાં જ શોભે, જેવી રીતે અમીર બોખારામાં શોભે. તે સાંભળતાં અમીરની શરાબની જામ હાથમાં જ રહી ગઈ. તે તરત જ ઘોડેસ્વાર થઈ મારતે ઘોડે બોખારા તરફ દોડયો અને પાછળ બધા અમીર ઉમરાવો ગયા બાકીનું જામ બોખારાની મિજલસમાં જ નાશ કરવામાં આવ્યું. આવા કૈંક જોશ અને ભક્તિભાવથી તરબોળ થતો હું બોખારા તરફ દોડયો જતો હતો. તા. ૨૩ મી ઓગસ્ટના દિને બપોરના એક કલાકે ગાડી બોખારા સ્ટેશને આવી પહોંચી. અહિં પણ નવું બોખારા વસાવવામાં આવ્યું છે. જ્યારે પુરાણું બોખારા નવા શહેરથી ચાર માઈલની મંજલ પર આવેલું છે. બન્ને શહેરો વચ્ચે દિવસમાં પાંચ, ૭ વખત ટ્રેન દોડે છે: મુખ્ય સ્ટેશન નવા બોખારામાં હોવાથી મારી ટીકીટ નવા શહેરની જ હતી. અહીં પણ રસ્તાની બાંધણી અને ઝાડોની હારો હારની ગોઠવણી રૂશિયનોએ વસાવેલા નવા શહેરોને મળતી આવતી હતી. નવા શહેરમાં વસ્તી રૂશિયનો તેમજ યુરોપિયનોની છે. તે પણ ઝાઝી નથી. આ નવા શહેરની એક હોટલ, “ હોટલ ફ્રાન્સ ”માં ઉતારો લીધો જેને રૂશિયન ભાષામાં “ ફ્રાન્સકી નુમેરા ” કહેવામાં આવે છે; અહિં જોવાલાયક કંઇ જણાયું નહિં; તેથી હું પુરાણા બોખારા તરફ લટાર મારવા નીકળી પડયો. તે વચ્ચે આવેલો માર્ગ ચાર માઈલનાં નાનાં ખેતરો અને ઝાડોથી છવાયેલો રમણીય દેખાવથી ભરપૂર હતો. અહિંના આબાદ ખેતરો ખેડુતોની સફળ મહેનતની સાક્ષીરૂપ દેખાતાં હતાં.

શાયર રૂડકીએ ઝડપેલું બીડું

નવું અને જુનું બોખારા



# બોખારા

પવિત્ર બોખારા નગરની મહત્તા

ઈસ્લામના અવલીયા અલ્લાહ, અને આબીદોની હારમાળાથી ઈતિહાસને સજીવ રાખતું, અવલિયા ફીરામોની જ્વલંત ખાકથી પવિત્ર ગણાતું બોખારા, બોખારા નામ સાથે જ સહીસ હદીસોના કર્તા બુખારી શરીફની યાદ પણ હૃદયમાં સ્હેજે તાજી કરે છે.

જેમ મક્કા અને મદીના શરીફથી કોઈ મુસલમાન અજાણ્યો નથી, તેમ "બુખારા શરીફ"થી પણ કોઈ મુસલમાન અજાણ નથી.

ઇસ્લામનો આદેશ લઇ દુનિયામાં છવાયેલા મહાત્માઓ

જે સમયે ઈસ્લામનો સૂર્ય મધ્યાકાશમા પ્રખર તાપથી તપતો હતો, તે વખતે પોતાના પવિત્ર નબી સાહેબના ફરમાનને માથે ચઢાવી અનેક ઓલીયા ફીરામો, પહાડો, ટેકરાઓ અને નદીઓ તેમજ રેતાળ પ્રદેશ પર પગપાળા મુસાફરી કરતાં. રંજ ને જહેમત ઉઠાવના ઈસલામનો દિવ્ય સંદેશ લઈ, ઈરાન, અફગાનીસ્તાન હિંદુસ્તાનથી ઠેઠ આસામ થઇને ચીન સુધી ઇસ્લામનો આદેશ લઈ જતા હતા. બોખારાની પવિત્ર ભુમિ પર પગ મૂકતાં જ તે પ્રસંગો સૃજનજૂના થયા છતા ગઈ કાલની જ યાદી હોય તેમ હૈયાને હલાવી મૂકી આંખોને આંસુથી તર બનાવે છે. એક વખત એવો હતો કે બોખારા પવિત્ર, ઓલીયા અને સંતપુરુષોથી ભરપૂર હતું. તેનાં કદમોની પવિત્ર ખાકથી બોખારાને મહત્તા પ્રાપ્ત થઈ છે. તેથી આજે એ જુના જ્વલંત કાર્યોની ભૂમિ તરીકે લોકો તેને "બુખારા શરીફ" એટલે પવિત્ર બોખારાને નામે વદે છે.

મુંબઇમાં આવી વસેલા બુખારાના પીર સાહેબ

પોતાના પ્યારા નબીનો ઈસ્લામનો પવિત્ર સંદેશ લઇને હિંદ તરફ પણ અનેક ઓલીઆ ફિરામો આવી વસ્યા હતા. તેની થોડીક નોધ અહિં લઉં તો અસ્થાને નહિ જ ગણાય, મુંબઈમા માહીમ પાસે પીર મખદુમનો મ્હોટો મેળો દર વરસે ભરાય છે; તેમજ અમદાવાદમાં જાણીના વલી શાહ આલમનો રોજો આવેલો છે; તે બન્ને પીરો બુખારા શરીફથી આવેલા હતા, એવા અનેક ઓલિયા ફીરામો ઇસ્લામનો આદેશ સંભળાવતા હિંદના અનેક સ્થળે તેમજ આલમભરમાં ફેલાઈ ચૂક્યા છે. એ વલીયો આજે સદેહ હયાત નથી. છતાં તેઓ અમર છે અને આજે પણ પોતાના મુરીદોને ઈસ્લામની સજીવ કરામતો દાખવે છે.



તુર્કીના એશિયા માઈનર પ્રદેશમાં, એક વખતના પુરાણા અને સરી જતી જાહોજલાલીવાળા પાયખત બરૂશા(Brusa)માંએક પ્રખ્યાત અવલીયા પીર અમીર સુલતાન કરીને વલીનો મ્હોટો વિશાળ અને પ્રતિભાશાળી રોઝો આવેલો છેઃ જ્યાં પોતાની હાજત માટે તેમજ માનતા અદા કરવા ઠેઠ દૂર દૂરથી અનેક યાત્રીઓ આવીને ભારે સન્માન અને આસ્થાપૂર્વક શિર ઝૂકાવે છે : જે અનેક ભકતોના તારણહાર તરીકે વિખ્યાત છે. એ પીર સાહેબ પણ બુખારાના જ હોઈ એમ અનેક વલીઓ બોખારાને ઇસ્લામના ઇતિહાસમાં અમરતા અને સજીવતા ભર્યું સ્થાન આપી ગયા છે. જાણીતા આલેમ જે " સહીહ બુખારી "ની હદીસોના કર્તા જેની હદીસો ઈસ્લામના સુન્નિવર્ગમાં સૌથી વધારે સપ્રમાણ લેખાય છે. તે પણ એ બોખારા નગરના જ હતાઃ ટુંકમાં એટલું જ કે બોખારા નગર આગલા વખતમાં, ઈલ્મ વિદ્યા ને સંતપુરૂષોનું ધામ હતુંઃ તેથી ઈસ્લામધર્મના ઇતિહાસ પ્રકરણોમાં એને મહત્વનું સ્થાન અપાયેલું છે તે બરાબર છે, એમ એની શાખપુરતી ઇમારતો, ઓલિયા કિરામોની પવિત્ર મઝારો વિગેરે જોઇને કહ્યા વગર રહેવાતું નથી. એની એ પવિત્ર ફરજને બજાવનાર એના પુત્રો (નગરવાસીઓ ) એ એને પવિત્ર બોખારા ( બુખારા શરીફ ) નામ મેળવી આપ્યું છે.

બુસાના અમીર સુલતાન બુખારી

ઇલ્મ અને વિદ્યાનું મુખ્ય શહેર

## " પ્રાચીન બોખારા "

અસલી બોખારાનો ઈતિહાસ કંઈ અનોખી જ ઉજ્જ્વળતાભર્યો છે. એ પ્રખ્યાત પુરાણા નગરે તખ્તે જમી પરના સેંકડો રંગો નિરખ્યા છે. અનેક યુદ્ધો અને અનેક ધર્મોઓના ઐતિહાસીક બનાવો સાથે આ નગરનું નામ સંકળાયેલું છે તે સદાય સંકળાયેલું રહેશે. " તખ્તે જમી પર કુચ્ચે સેંકડો આયે ચલે ગયે " જેવા અને ઉજ્જવળ કાર્યો કરનારા અનેક વીર પુરૂષો માટે તો અનોખુંજ પ્રકરણ લખી શકાય તેમ છે. પણ તે બાબતમાં વધુ ઉંડા નહિ ઉતરતા હું મ્હારી મુખ્ય બાબત મુસાફરી અને તેમાં મ્હેં જાતે જે નિહાળ્યું અને અનુભવ્યું છે તે જ લખીશ. છતાં વાંચકના રસ ખાતર એની ટુંક વિગત પણ કહેતો જઈશ.

બોખારાની વસ્તી, આબાદી અને તવારીખ

હાલમાં એ પવિત્ર નગરની વસ્તી ૭૦૦૦૦ સીતેર હજાર માણસોની છે. તેમાં લગભગ બધા સુન્ની મુસલમાનો જ વસે છે. આટલી વસ્તીમાં સાંભળવા મુજબ ૩૬૦ મુસ્લીમ મસ્જીદો અને ૩૬૦ મદ્રેસાઓ ( ધર્મશિક્ષણ આપતા

વર્ગો ) છે : એ મસ્જીદોને શોભાવતી પાણીની વિશાળ હોજ પણ દરેક મસ્જીદ સાથે હોઈ લગભગ એટલી જ હોજો છે. જેમાંની મુખ્ય અને પ્રખ્યાત મસ્જીદો જોવા જેવી હોઇ ભવ્ય અને ભારે આકર્ષક છે. તેની ટુંક નોંધ નીચે મુજબ છે:-

જોવાલાયક પુરાણી ઇમારતો

૧. જાર્મીઆ—કલાન.
૨. જાર્મીઆ—ખ્વાજા.
૩. જાર્મીઆ—શેખસાના.
૪. જાર્મીઆ—ગાઝીઆન.
૫. જાર્મીઆ—ખલીફા હુસયન.
૬. જાર્મીઆ—બૈ અંદા.
૭. જાર્મીઆ—મગોત. ( વિગેરે )

" મદ્રેસાઓ "

| | | |
|---|---|---|
| ૧ | મદ્રસે | મિર અરબ |
| ૨ | ,, | કોકનદાશ |
| ૩ | ,, | તુરસનજોન. |
| ૪ | ,, | અબ્દુલ અઝિજખાન. |
| ૫ | ,, | દિવાન બેગી. |
| ૬ | ,, | કલાબાદ. |
| ૭ | ,, | ફતહુલ-લકશ બેગી. |
| ૮ | ,, | કુકી. |
| ૯ | ,, | શાદમંમી. |
| ૧૦ | ,, | ગોશકુદ. |
| ૧૧ | ,, | મુલ્લા-ઈ-નજર. |
| ૧૨ | ,, | મોહંમદ અલીખાન વિ૦. |

વળી કેટલાક વિખ્યાત પાણીના હોજ પણ જીવનમા આનંદનો આસ્વાદ આપે તેવા મનોહર હોઈ જોવાજોગ છે. તેનાં નામો.

| | | |
|---|---|---|
| ૧ | હૌજે | દિવાન બેગી. |
| ૨ | ,, | લેસક. |
| ૩ | ,, | મિરકુસતુંન. |



૪ „ મિર સુલેમાન.

૫ „ બાલા. (વગેરે)

હોજ તો ત્યાં ઘણા આવેલા છે પણ ખાસ જોવાજોગ અને વિશાળ હોજનાં નામોની અહિં ટુંક ટીપ આપી છે. અહીંની મુસાફરીએ આવનાર માણસો એ જોયા વગર જાય તો તેઓ આટલી જહેમત ઉઠાવી આવેલા છતાં કંઈ નહિ જોયા જેવું જ ગણાશે. કેટલાક હોજો બહુ પુરાણા હોઈ કૈંક બીસમાર હાલતમાં છે; છતાં હજી પોતાનું પુરાતન ગૌરવ જેતુ ને તેવું બતાવતા સુદૃઢ ને ટટાર ઉભા છે.તેમ-જ અનેક રોજાઓ છતાં તેમાં મુખ્ય અને જોવાજોગની ટીપણુ પણ અત્રે આપું છું.

**મુખ્ય રોજાઓ** [ મુસલમાનોના ]

**જોવાલાયક મહાપુરૂષોની કબરો**

૧ હઝરતે બાઉદદીન. [ એ મહાન પ્રતાપી પુરૂષનો રોજો વધારે કલામય હોઈ ઇસ્લામની આલમમાં મશહૂર છે. ]

૨ ઇમામ હુરજે કબીર.

૩ નબી અય્યુબ-નોકદમ.

૪ પાદશાહ ઇસમાઈલ શમાની.

૫ હઝરત ઇમલા.

૬ બાબા તુરખ જન્દી.

૭ બાબા પરદેશ.

૮ ઇમામ કાઝેખાન. [ બુખારાનો મશહુર કિલ્લો બાંધનાર ]

૯ ફતેહ સેખુલ આલમ. [ ખરૂં નામ શેખ સૈફુદ્દિન બાખરજી ]

૧૦ ઇમામ બાકરે-હોમીદ.

૧૧ ઇમામ બકરી તરખાન.

૧૨ ખાજે ઇશહાક કલ્લાબાદી. વિ૦

મદરસે મિર અરબ અને મશજદે કલાંન પાસે આશરે ૨૫૦ ફીટ ઉંચો મીનારો આવેલો છે. એ પુરાતન મીનારાની કોઈ બાજુ નકશી કામથી ખાલી નથી. તેના દરેક ભાગ ઉપર જુદા જુદા પ્રકારની જીવતી કલા નિરખનારને ઇસ્લામની પુરાતન મહોજ્જવળતાનો સચોટ ખ્યાલ આવે છે.

**પુરાણી જાહોજલાલીના અવશેષો**

[ જુઓ ચિત્ર ], એની એક બાજુ મશજદે કલાન અને બીજી તરફ મદરસે મિર અરબની ભવ્ય દિવાલ અને ગુંબજ દેખાય છે. બન્ને વચ્ચે



સગર્વ માથું ઉંચું રાખીને આખા બોખારાના રખવાળ જેવો એ મિનારો ટટ્ટાર ઉભો છે. બોખારાના દૂરદૂરના ભાગમાથી મીનારાની દિશા તરફ જોતા ઝાડીની ગીચ ઘટામાથી પણ તેનું ડોકયું કરતો આગળની આગાશીવાળો ભાગ દેખાય છે. મશજદે કલાન ને મદ્રરસે મિર અરબની ઈમારતો પ્રાચિન ભવ્યતા ને તે વખતોનો દમામ સંભારે છે. જોવા આવનાર રસિયો મુસાફર તેની અંદર ભૂતકાળના ભવ્ય સ્વપ્ના રહેજે નિરખે છે. એની બુલંદ બાંધણી મનોહર છે. એની સ્હામે જ મદરસે મિર અરબની ઈમારત છે. બન્ને ઈમારતો પોતાના ઉચ્ચા ગુંબજથી વધારે મોહક અને ભવ્ય દેખાય છે. આજે પણ મદરસે મિર અરબમાં મ્હોટી ઉમરના ઈલ્મનો શોખ રાખનારા તાલએ-ઈલમ, અરબી, ફારસીનો અભ્યાસ કરે છે. તે બન્ને જુદા જુદા ખંડોમા વ્હેંચાયેલી છે. એની ભવ્ય દિવાલો પર નાજુક મીનાકારી કામના કારીગરીભર્યા મરોડદાર હરફે કુરઆને શરીફની આયાતો લખાયેલી છે. હાલમા કયાંક કયાક એ જુનું મોહક મિનાકારી કામ સરી ગયુ અને ઉખડી ગયેલુ છેઃ અત્યારે સલ્તનતની પડતી સાથે એ પરાધીન થયેલા બોખારાની પણ પડતી જાહોજલાલી હોઈ એ ભાગી જતા ઈમારતી કામ તરફ કોઈ લક્ષ આપીને મરામત કરાવતું નથી. કોઈ કોઈ સ્થળે અર્થવગરના કામચલાઉ પ્રયત્નો તરીકે ચુના અને હલકી સીમેંટથી મરામત કરવામા આવી છેઃ એ ગરીબ પ્રયત્નોમાં આજે યે અહિંની ગરીબીનું જ દર્શન થાય છે. એ દીવાલોના અસલ મજબુત બાધકામથી જ એ હજી દુનિયાની નાશવંત વસ્તુઓ સ્હામે જમાના થયાં જવાબ આપતી ખડી છે. ને હજી યે લાંબા વખત સુધી જવાબ આપશેઃ ઈસ્લામની જુની ભવ્ય શહેનશાહતની જાણે એ કબરો છે. એના અંગે અંગમાં ને પાયામાં જુનાં ઐતિહાસિક પ્રસંગો ઘડાયેલા છે. મુસ્લીમોની શહેનશાહત ગઈ તેની ભવ્ય દરબારો અને આલેમો પણ ગુમ થયા, અરેબીયન નાઈટસના કહાણી કિસ્સા મીસાલ ફક્ત તેની હિકાયતો રહી ગઈ છે.

આજની પરાધીનતા અને ગરીબીનાં દર્શન

ખ્વાબો ખ્યાલ હો ગઈ સારી હિકાયતે,
અબ ન વોહ જમાના રહા; ન વોહ ઈનિશાન રહે.

એના સંભાળ વગરના ને ધણી વિહોણા અટૂલા, પડેલા એ મીનારા અને કાંગરાઓમાં કબૂતરોએ પોતાની માલેકી જમાવી નચિંતે માળા બાંધ્યા છે.



અહિંનો અમીરવર્ગ તો પરાધીન હોઈ રૂશીઅન સરકારની રજા વગર તો કૈં જ કરી શકે તેમ નથી, એટલે હવે ઇલમ અને આલેમોનો કોઈ કદરદાન રહ્યો નથી.

બોખારાનો આજનો વડો હાકેમ

બોખારાનો હાલનો અમીર સૈયદ અબદુલ આદમદખાન છે. તેની ઉમ્મર ૪૫ વરસની કહેવાય છે. તે રહમદીલ આદમી હોઈ એક દિલસોઝ મુસ્લીમ હકિમ કહેવાય છે. છતાં તે આપખુદ રૂશિઅન ઝારશાહીના દોર રહામે એક યંત્રવત પૂતળા જેવો હોઈ ફક્ત નામનો જ અમીર છે, જ્યારે કોઈ પણ સલ્તનતની ચડતીનો વખત આવે છે, ત્યારે તેને આત્મભોગ આપનાર વિશાળ દીલનો રાજ્યકર્ત્તા મળે છેઃ ત્યારે કોઈ પણ પ્રજા ધનવાન અને સાધનસંપન્ન બને છે, તેની પડતીની શરૂઆત થાય છે, ત્યારે મોજશોખ ને અયશોઅસરતમાં તમામ પ્રજા મશગુલ બને છે. એ મોજશોખમાં જ પોતાનું વ્યક્તિત્વ અને પદ ગુમાવે છે. ત્યાર પછી પરાધીનતા આવતાં જ ત્હેની સર્વે શક્તિઓ હણાઈ જાય છે. આ અમીર પણ ભલો છતાં મોજીલો, અને સ્વછંદી કહેવાય છે. હિંદમાં જેમ મહારાજા અને નવાબો ઉપર રેસીડન્સીનો જાપ્તો છે, તેમ અહિં પણ રૂશીયન સરકારની પરવાનગી વગર એ અમીર બોખારા કે કોઈ જગાએ જઈ શકતો નથી. અને કરમીના નામના ન્હાના પણ રળીયામણા શહેરમાં વસે છે. એ શહેર બોખારાથી ફક્ત પચીસ માઈલ દૂર આવેલું છે. તેમજ તેનો પાટવી કુંવર કડછી નામે ગામમાં વસે છે. આમ દૂર-દૂર વસેલા સગા બાપદીકરા પણ રૂશિયન સરકારની પરવાનગી વગર પોતાનું રહેઠાણ છોડી શકતા નથી.

બોખારાની કમનસીબી અને પરદેશી અમલની સખ્તાઇ

રૂશિયાની રાજરમત

રૂશિયન સરકારની હાલની રાજ્યનીતિ વિષે અનેક જાતની વાતો મ્હેં મુસાફરી દરમિયાન સાંભળી છે. અને તેમાંની કેટલીક બાબતો પ્રતિષ્ઠિત અને ભરોંસેદાર વ્યક્તિઓ પાસેથી સાંભળેલી હોઈને તે હું સાચી માનું છું. એ રાજદ્વારી વાતો છાપીને મ્હારી ઉપર આફત વ્હોરી લેવાની મ્હને હિંમત થતી નથી. આવી નજીવી બાબતોથી ભડકો થઈ ઉઠે તેમ છે, તો તે વખતે આવી વાતોમાં મ્હને સલામતી જેવું કશું લાગતું નથી. તેથી ચૂપ રહું છું.

એ અમીર સાહેબનો વઝીર વળી ત્રીજે જ ગામ રહે છે; જેને કાઝી કુલાન કરીને કહે છે. મુખ્ય નગર બોખારામાં એ પોતાનો આપખુદ દોર ચલાવે છે. અમીર બદલ પ્રતિનિધિ તરીકે કામ કરે છે. મુસાફરી દરમિયાન



તેને નજરોનજર જોવાની મ્હને સુભાગ્યે તક મળી હતી. તે એક સાદો આદમી છે. સ્વભાવે હસમુખો અને રમુજી છે. નવી નવી અને ઉડતી વાતો જાણવાને બહુ ઈંતેજાર રહે છે. આધેડ વયનો ૪૦-૪૫ વર્ષનો લાગે છે, આપણા દેશી

**ગોરાંગ દેવો પર મરી ફીટનારા દેશીઓ**

રાજાઓ જેમ બડી સરકારની મહેરબાનીના ભુખ્યા બાગના ગોરાંગ દેવ જેવા યુરોપીયન સહેબો પર મરી ફીટે છે તેમ એક સાદા જેવા દેખાતા રૂશિયન જવાન માથે રેશમનો અરબ્બી જેવો સાફો પહેરી દરેકની સાથે સારે હાજી 'હા' કરતો ફરતો દેખાય છે. આ દેખાવ મ્હારી નજરોનજર મેં જોયો છે, તેથી અહિં ટપકાવી લઉં છું.

ટ્રાન્સકાસ્પીઅન રેલ્વેના બોખારા સ્ટેશનથી આ પુરાણા બોખારા વચ્ચે ટ્રેનમાર્ગ શરૂ થયાને ફક્ત ૭ જ મહીના થયા છે. એટલે કામની સગવડ તો કયાંથી હોય ? પાસે બોખારાનો ભવ્ય કિલ્લો આવેલો છે. તે કિલ્લાના દરવાજા ઉપર તારના ૯ નવ દોરડા મૂકવામાં આવ્યા છે, તેમાં દૂર દૂરથી

**પુરાણો કિલ્લો અને કબ્રસ્તાન**

ખબરો અને લશ્કરી હુકમો આવી જાય છે. પાસે જ પુરાણું કબ્રસ્તાન આવેલું છે. બોખારાની જમીન સપાટ છે અને રસ્તા સાંકડા છે. સરકારનું બધું ધ્યાન નવા શહેર તરફ હોવાથી આ જુના શહેરની કોઈ ઝાઝી દરકાર કરતું નથી. તેના રસ્તા બધા ખાડાટેકરાવાળા અને ધૂળભરેલા દેખાય છે. છતાં આ શહેરની ઝલક કૈં ઔર જ લાગે છે. રસ્તા પર પુષ્કળ સ્ત્રીપુરૂષો પસાર થાય છે. સ્ત્રીઓ બુરખો પહેરે છે. પૈસાદાર માણસો બધા ઘોડા અને ગરીબ માણસો બધા ગધેડા પર સ્વાર થયેલા જણાય છે. કેટલાક તવંગર આદમીઓ પણ ગધેડા પર સ્વારી કરે છે. આ શહેરમાં એ કંઈ એબ ગણાતી નથી. હું બજારમાંથી પસાર થતો

**બજારમાં જોયેલું વિચિત્ર દૃશ્ય**

હતો, ત્યારે એક ઘોડેસ્વાર થયેલા એક યુવાન પાછળ તે જ ઘોડા ઉપર બુરખો નાખેલી સ્ત્રી બેઠેલી જોવામાં આવી હતી, બન્ને કયાંયે જતા હતા. આવો દેખાવ હિંદમાં નજરે પડે તેમ ન હોવાથી મ્હને આ દેખાવ સિનેમાફિલ્મ જેટલો મોહક અને કંઈક વિચિત્ર લાગ્યો. આ શહેરની વચ્ચોવચ્ચ એક નહેર આવેલી છે અને આ નહેરમાંથી અનેક ફાંટા ખેંચીને પાણીના હોજો બનાવવામાં આવે છે. આ

**અસુખાકારીભરી નહેરના પાણીથી થતો રોગચાળો**

મ્હોટી નહેરમાં માણસો ન્હાય છે. સ્ત્રીઓ લુગડાં ધુવે છે. તેમજ ઘોડા અને ગધેડાને પણ નવરાવવામાં આવે છે. એથી આ એમની એક નહેરમાં ખુબ ગંદકી ભેગી થાય છે, તેથી આ નદીનું પાણી વધારે મેલું જણાય છે. તેને



ઉપર

બોખારા નગરનુ દૂરથી રમ્ય દ્રશ્ય

નીચે

મીનાર કતન બુખારા



'હૌજે દિવાન બેગી' અથવા 'હૌજે નાદિરઝન બેગી' નામે ઓળખાતી જગપ્રખ્યાત હૌજ અને તેની પાસે આવેલી મસ્જીદ. બોખારા.

સુધારીને સાફ કરવાની કોઈ દરકાર કરતું નથી. એશિયા ખંડના વતનીઓ બધું "ચલતા હય હોતા હય" જેમ નભાવ્યા જાય છે. આની અસર લોક સુખાકારી પર ધારવા મુજબ ખરાબ થાય છે. મેલેરીઆ અને બીજા તાવનું તો ધામ થઈ પડયું છે. તે ઉપરાંત નાસુરનો કાતીલ રોગ જેમાં પગમાં ગુમડાં થઈ રસી નિકળ્યાં કરે છે. એ રોગથી અનેક લોકો પીડાતા જણાય છે, અહિંની બજારો તાશકંદ અને ખોકંદની બજારોને મળતી આવે છે, તેનું વર્ણન હું આગળ લખી ગયો છું, તેથી ફરી વાર લખતો નથી. અમદાવાદની જેમ અહીં પોળો ખાંચાઓ અને ડહેલાંઓ આવેલાં છે, એ બધાનો દેખાવ કંઈ અજબ સ્વમવત શહેર જેવો લાગે છે બોખારી લોકોના પહેરવેશમાં મ્હોટા આડા અવળા આંટા બાંધેલી પાઘડીઓ મુખ્ય છે. લાંબો ઝભ્ભો અને ઓરતોમાં બુરખાનો રિવાજ વધારે સખ્ત છે. રંગે તેઓ શામળાં રંગ કરતાં કે વધારે સફેદ પારસી બાનુઓને મળતી આવે છે. કોઈ ઘોડે કે ગધેડે સ્વારી કરતા છૂટથી બહાર જતા જણાય છે. અહીંના મધ્યમ વર્ગના લોકોની પાઘડીઓ આપણા હિંદના મુસલમાનોની પાઘડીઓને મળતી આવે છે એ મ્હને અજાયબીભર્યું લાગ્યું. અહીંના દેશ પછીનો હિંદ સુધીનો આખો મૂલ્ક પાઘડી પહેરે છે.

**પુરૂષ અને સ્ત્રી વર્ગનો પહેરવેશ**

બોખારાનો અમીર જ્યારે આ શહેરમાં આવે છે, ત્યારે બહાર આવેલા ધૂળીઆ કિલ્લામાં વાસો કરે છે. કિલ્લામાં આવેલા બાદશાહી ઝરૂખામાં બેસીને લોકચર્યા નિહાળે છે, તે વખતનો દેખાવ કોઈ જુના નાટકને મળતો આવે છે. આજે કિલ્લાની દીવાલો ઉપર લગભગ ૪૦-૫૦ તોપો કાટ ખાતી પડી છેઃ આ શહેરમાં આપણા હિન્દુસ્તાનના લગભગ ૪૦૦ થી ૫૦૦ માણસો વસે છે, એવી વાત જ્યારે મ્હેં સાંભળી, ત્યારે મ્હને એ લોકોની હાલત જાણવાની અને તેમને મળવાભેટવાની સ્વાભાવિક આતુરતા થઈ. હું તેઓની શોધમાં નિકળી પડયો, તેમાં અર્ધો અર્ધ હિન્દુ ભાઇઓ અને બાકીના મુસલમાનો છે. હિન્દુઓ મુખ્ય કરીને બધા શિકારપુર સિંધના જણાય છે, એ લોકો ખાસ કરીને અનાજ અને વ્યાજવટાનો ધંધો કરે છે, મુસલમાન લોકોના ધર્મમાં વ્યાજ ખાવું હરામ હોવાથી એ લોકોને અહીં ફાવતું થઈ પડયું છે. ટુંક પુંજી લઇને આ દેશમાં આવે છે. અહીંના ગરીબ ખેડુતોને નાણાં ધીરે છે, બદલામાં અનાજ સસ્તે ભાવે મેળવવાની લેખીત કબૂલાત

**બોખારામાં વસતા હિંદી ભાઇઓ**

**હિંદુ ભાઇઓની મુલાકાતે**



કરાવી લઈ એક કાંકરે બે પક્ષી મારે છે ઘણીવાર આ રસ્તે ભાવે પડાવેલુ અનાજ એક હાથ કરી ભાવ ચડાવી સારે નફે વેચી મારે છે આમાના થોડાક હિંદુસ્તાનથી માલ મગાવે છે અને અહીંનો માલ ત્યા વેચે છે હું તપાસ કરવા નિકળ્યો, ત્યારે મ્હને એ લોકોનુ એક મ્હોટુ ડેલુ બતાવવામા આવ્યુ, જ્યા ન્હાની ન્હાની અનેક ઓરડીઓ આવેલી છે જેમા જુદા જુદા વસે છે આમા વાધુ પેરૂ અને કમરુદ્દીન નામના બે હિંદુ ભાઈઓએ હિંદના વતની તરીકે મ્હારો આદરસત્કાર કર્યા અને ચાહપાણી આપી ઠીક ખાતરબરદાસ્ત કરી એ લોકો પાસેથી હિંદી મુસલમાન ભાઈઓનો પત્તો મેળવી હું ત્યા દોડ્યો આ મુસલમાનોમા પીશોરી અને પંજાબી લોકો વધારે છે મુસલમાનોની કુલ સખ્યા ૨૦૦ થી ૨૫૦ હશે, આટલી ન્હાની સખ્યા છતા આ લોકોમા સપ નથી પાંચ તડા પડી ગયા છે અને તેમા હીંદુ ભાઈઓમા તો પણ મુદ્દલ સપ નથી એક એકને તોડી પાડવા એક પણ તક જતી કરવા આ લોકો રાજી નથી અહીંનો મ્હારો પંજાબી મિત્ર હકીમ અબ્દુલ હમીદ હાજી અબદુલ અઝીઝને મોઢે આપણા હિંદી ભાઈઓના કુસંપની વાત સાંભળી મ્હને ખુબ લાગી આવ્યુ એક સર્દ હાય સાથે હું મ્હારૂ કપાળ કુટવા મડ્યો, મ્હને લાગ્યુ કે યા ખુદા હસદ (અદેખાઈ)ની આગ દુનિયામા જ્યા પહેલા પ્રગટી હશે તે મુલ્ક હિંદુસ્તાન જ હોવો જોઈએ તે પછી જ બીજા મુલ્કોમા ફેલાઈ હશે હિંદના પાડોશી ચિનમા પણ કુસપ છે આખા એશિયાટીકો સામાન્ય રીતે સપથી રહી શકતા નથી તેમા હીંદીઓએ તો હદ જ કરી છે આફ્રિકાના હિંદીઓમા પણ સપ નથી, આના માટે આપણે કોને દોષ દઈએ ? હું તો કપાળ કુટી તકદીરની વાત સ્હમજી રહ્યો છુ કુસપથી આપણું રાજ્ય ગયુ, છતા હજી આપણી આંખો ઉઘડતી નથી કદિ ઉઘડશે કે કેમ એ એક મુઝવનારો સવાલ છે ' આ પંજાબી મિત્રે મ્હારા ખૂબ આદરસત્કાર કર્યો પણ જાણે કોઈ ગુન્હેગાર કે ચોર ઘરમા આવ્યો હોય તો તેને બ્હીતા બ્હીતા ખુશ કરતો હોય તેના જેવો દેખાતો હતો આથી મને અજાયબી ઉપજી અને મ્હને જે લાગ્યુ તે ખુલ્લા દિલે કહી દીધુ ત્યારે તે ગળગળો થઈ બોલ્યો પ્યારા બિરાદર' શું કહું ? ત્હારી જેમ હું પણ અંગ્રેજની પ્રજા છુ થોડા વખત પહેલા એક અંગ્રેજ અહિં આવેલો તેણે અમ્હને અંગ્રેજ રૈયત જાણી ઉમળકાભેર કહ્યુ

**જ્યાં જુઓ ત્યાં હિંદીઓમાં કુસંપનો રોગ દેખાય છે**

**મુસલમાન બિરાદરે બ્હીતાંબ્હીતાં કરેલી આગતાસ્વાગતા**



હું પણ એક અંગ્રેજ રૈયત છું આપણે એક રાજાની પ્રજા છીએ તેથી અમ્હેં તેને ખુરશી આપી સારો આદરસત્કાર કરી ખુશ કર્યો. તેના ગયા પછી અમ્હારામા જે પાંચ તડ છે, તેમાંના એક અહિંના રૂશિયન કોનમલ પાસે ચાડી કરી કે અમ્હેં ખાનગી રીતે અંગ્રેજોને અમ્હારા ઘરમાં બોલાવીયે છીયે. રૂશિયાના કટ્ટા દુશ્મન અંગ્રેજને ? બસ થઈ ચૂક્યું. તે દિવસે અહિંના અમલદારે અમ્હારી ઉપર સખ્ત નોટીસ કાઢી અમ્હને હેરાન કર્યો. તે દિવસથી તે અમ્હારી ઉપર કરડી નજર રાખવા લાગ્યો. તેથી મ્હને બીક લાગે છે કે કદાચ કોઈ ત્હને મ્હારે ત્યાં જોઈ જાય ને કંઈ ખબર આપી આવે તો હું નાહક હેરાન થાઉં. આમાં આપણા હિંદી ભાઈઓની નાલાયકી અને અદેખાઈની પરિસીમાનાં દર્શન થતાં હતાં. મ્હારા પહેરવેશ ઉપરથી એ મ્હારો પંજાબી દોસ્ત મ્હને કોઈ અંગ્રેજ સરકારનો નોકર જ સ્હમજતો હતો. મ્હેં એને ખાત્રી આપી કે હું સરકારનો નોકર નથી તેમજ સરકારી ખાતા સાથે મ્હને કંઈ લાગતુંવળગતું નથી. છતાં મ્હારા સિનાબાજ પંજાબી મિત્રના દિલમા જે બીક પેઠી હતી તે કોઇ રીતે ગઈ નહિ. છેવટે એના ખુલ્લા દિલની વાત સાંભળી મ્હારા આવવાથી કદાચ મ્હારી મીઠી મહેમાનગીરી કરનાર મ્હારો દેશભાઈ રખે આફતમાં આવી પડે, એ ખ્યાલથી ચિરાતા હૈયે હું પાછો ફર્યો.

**ચિરાતાં હૈયે પાછો ફર્યો**

ઇસ્લામના વિખ્યાત ઓલિયા હઝરત બાવદદીન સાહેબનો રોજો આ પવિત્ર બોખારા શહેરમાં આવેલો છે. આ વલી મહાત્મા આખા હિંદમાં જ નહિ; પણ તુર્કસ્તાન તેમ દૂરદરાજના ઈસ્લામી મુલ્કોમા મશહૂર છે, એ મહાત્માની કરામતો એટલી મશહૂર છે કે આજે પણ બુખારા, તુર્કસ્તાન, ખોકંદ અને સિરદરીઆ નદીને પેલે પાર આવેલા મુલ્કો તેમજ હિન્દના મુસલમાનો મુસાફરીએ જતી વેળા કે ઘોડેસ્વાર થતી વેળા પ્રથમ "યા બાવદદીન" નામ પૂકારીને શરૂઆત કરે છે. તેમજ મુશ્કેલી કે આફતના વખતે પણ "યા બાવદદીન" કરી યાદ કરે છે. જેમ ઈરાનમાં વિખ્યાત મહાત્મા હઝરત અબ્બાસ અલમબરદારની કરામતો એટલી મશહૂર છે કે એમનું નામ લઈ કોઈ કદી ખોટા સોગંદ ખાતા નથી. કોઇ એમના સોગદ ખાય એટલે બસ હદ થઇ ગઈ, તેમ એ મહાત્મા હઝરત અબ્બાસ સાહેબના ઉદાર દિલની વાતો પણ એટલી બધી મશહૂર લોકવાયકા છે કે એક પૈસા માત્રની પણ મન્નત

**હઝરત બાવદદીન સાહેબ કરામત ધરાવનાર પ્રખ્યાત મહાત્માનો રોજો**



કરનાર ઉપર પણ એ મહાત્મા ભારે કૃપા કરી તેનો મુશ્કેલીમાંથી સત્વર ઉદ્ધાર કરે છે. તેટલીજ આસ્થા ઘણા લોકો આ વલી હઝરત બાવદદીન સાહેબ ઉપર ધરાવે છે.

**બોખારાની વિખ્યાત હૌજે દિવાન બેગી**

બોખારામા આવેલી ગંજાવર હોજ ખાસ જોવા જેવી છે. આ હોજ બે નામે ઓળખાય છે. હૌજે દિવાન બેગી અથવા હૌજે નાદીરજ્ન બેગી. એ ચાર ખુણાવાળી મ્હોટી જબરદસ્ત હોજ છે. એની લાંબી લાંબી પગથીઓ પર બેસીને સેંકડો આદમીઓ નમાઝ માટે વઝુ (હાથ મ્હોં ધોવાની ક્રિયા) કરે છે. એ વખતનો દેખાવ ભારે અસરકારક હોય છે, આ હોજ પાસે જ એક મ્હોટા વિશાળ ઓટાપર મસ્જીદ આવેલી છે. તેના વિશાળ ચોગાનમાં અંગ્રેજીમાં જેને ' વિપીંગી વેલો ' કહે છે તેના ઝાડોની ઘટા આવેલી છે. એ મસ્જીદના ચોગાનમાં ધર્મગુરૂઓ વાએજ (પ્રવચન) કરે છે. હું પણ બુખારી ભાઈઓ સાથે બેસી વાયેઝ સાંભળવા લાગ્યો.

**રૂશિયન રાજ્ય સ્થાપ્યા પછી પહેલા પરદેશી ગવર્નરનો અમલ**

રૂશીઅન અમલ શરૂ થયા પછી ૧૮૭૬ માં વાન કોફમેન પહેલો ગવર્નર જનરલ નીમાયો : એલેકઝાંડ્ર બીજાનો એ પ્રીતિપાત્ર હતો : એ કાળ જરા સ્વતંત્રતાનો હતો : આ ગવર્નર એ સ્વતંત્રતાનો માનનારો હતો. જીતાયેલા દેશમાં એ બેવડું રાજ્યતંત્ર ચાલતું: રૂશીયન અમલદારો રૂશીયન સત્તાની પદ્ધતિથી કામ લેતા. જ્યા રેમૂળ વતનીઓ જુના ખાનોના નિયમોને વળગી રહેતા. હવે ચુંટણીને લગતી થોડી વાત કહી દઊં.

મૂળ વતનીઓ પ્રજામાંથી મત મેળવીને ચુંટાઈ આવતા : એ લોકો

મે મારી મુસાફરી સને ૧૯૦૨ માં કરી છે. તે પછી સંજોગવશાત્ આ પુસ્તક સને ૧૯૨૯માં પા સદી પછી પ્રગટ કરી શકયો છું. આજે તાશકંદ, સમરકંદ અને બોખારા, ખોકંદ વિગેરે પ્રાંતોને યાદ કરતાં ઘડીભર મ્હારો આત્મા જગતની બીજી જંજાળોમાંથી ખસી જઈ આરામ અને અત્યંત શાંતિ પામે છે. એ પરાધિન મુલ્કો, ઝારશાહીની લોખંડી બુટની એડી નીચે કચડાતી સ્વતંત્રતા માટે વલખા મારતી ઈસ્લામી પ્રજા આજે આઝાદ થઈ છે અને દુનિયામા ૧૩૦૦ વરસ પછી ખલીફા હઝરત અબ્બાસના કાળ પછી આજે ફરીવાર રશિયા તુર્કસ્તાનની આઝાદ ભૂમિપર પ્રથમ ઈસ્લામી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું છે.



રૂશીઅન અમલદારોથી હલકી પાયરીના ગણાતા અને જે ભાગમાંથી ચુંટાઈ આવે તે ભાગના જવાબદાર લેખાતા : આ રીતથી લાંચરૂશ્વત વધી ગઈ. આ નવી રીતથી મુખ્ય શહેરીઓએ કમાવાનો ધંધો શોધી કાઢ્યો. ચુંટણી વખતે પુષ્કળ લાંચ અપાતી અને લગભગ પૈસાથી જ મતો મેળવાતા. પણ આ કંઈ ચુંટાવા માટે પૂરતું ન હતું. દરેક પ્રાંતમા રૂશીઅન અમલદાર રહેતો; ચુંટણીમાં આવેલ માણસને એ ગમે ત્યારે નાલાયક ગણી કાઢી નાંખી શકતો; હવે તો ખરેખર કસોટી જેવી જ વાત થઈ ગઈ, એક બાજુ પૈસા આપી મત ખરીદે; બીજી બાજુ રૂશીયન અમલદારને પૈસા આપી પોતા તરફ વાળી લે એટલે સાધારણ રીતે ખર્ચ થાય જ; જ્યારે તે ચુંટાઈને સભામાં આવે; ત્યારે રાંકડી પ્રજાપર જુલ્મ કરી બધું જ વળતર વાળી લે; અને આપખુદ વહીવટદાર બની જાય; કાઝી પણ આમ જ થવાય; આખી પ્રજાને ન્યાય ન મળે : તે દુઃખી થાય. વહીવટદારો મનમાન્યા કર ઉઘરાવે; પ્રજાથી રૂશીયન ઓફીસરો પાસે ન જવાય ! છેવટે બહુ જ કંગાળ સ્થિતિએ વાત આવીને અટકી: લોકોના સૂર ગુંગળાવા લાગ્યા તેઓ બહાર નીકળવાની વાટ ગોતવા લાગ્યા :

**ચુંટણી વખતે ચલાવવામાં આવતી બેશુમાર લાંચ-રૂશ્વતો**

પણ રૂશીઅન અમલદારો ચાલાક હતા. એ લોકોએ પ્રજા સામે થોડું નમતું આપી દીધું અને વાત ટુંકામા પતાવી. પણ લોકોએ તો જરા વધારે ડહાપણુ વાપર્યું હોત તો જરૂર તુર્કસ્તાન જલદી ઉન્નતિને માર્ગે વળત; પણ જ્યારે સઘળા જ લાંચરૂશ્વત અને જોરજુલમ આદરે ત્યાં શું થાય ? પરિણામ બહુ જ શોષવા જેવું આવે ! આ રીતનો કારભાર ચારે કોર હતો. લોકોને ગમે એ કારણે પકડી જેલમાં પુરી દેવામાં આવતા. પંદર પંદર વર્ષ નિર્દોષની સાબીતી સાથે છૂટેલ માણસો વિષે મેં સાંભળ્યું છે ! તથા ખૂન કરીને લાંચ આપીને છુટકી જનારાઓ વિષે પણ સાંભળ્યું છે.

**કેદની સજાઇ-પંદર વરસે નિર્દોષ ઠરેલાં માણસો**

હવે આપણે બીજી તરફ દૃષ્ટિ દોડાવીએ : પાણીની નહેરો ઉપર તુર્કસ્તાનની ખેતીનો આધાર છે. અને પાણીની વ્હેંચણી ઉપર જ ખેડુતના જીવનમરણનો આધાર છે. અમલદારો આ પ્રયોગોને પણ જુલ્મમાં ફેરવી શકે એવી સગવડ છે. જ્યારે ખેડુતો ભાગ આપવા ગમે એ કરે; ત્યારે એ લોકો અમલદારો કાં તો પાણીના ધોધ વહાવે અથવા તો પાણી મુદ્દલ ન જ આપે, આથી ખેડુત સરકારી ભાગ આપવામાં બહુ જ નિયમીત રહે છે.



**પૈસાના લોભી અને ભૂખ્યા ગવર્નરે ભોળા લોકોને ઠગવા શોધી કાઢેલી યુક્તિ**

કર્નલ-ઔરન-નોક. માટે અને તેના એક ભયંકર જુલ્મ માટે મારાથી લખ્યા વિના ન રહી શકાય! એક વેળા મુખ્ય નદિના મુખ પાસે કંઇ કચરો ભરાયો અને બરોબર મોસમટાણે એ જ લોકો પાણી માટે બૂમો પાડવા લાગ્યા. એવામા એક દિવસ અચાનક વાદળા ચડી આવતા આ અમલદારે જોયા. બેરોમીટરનો કાંટો પણ નીચે પડી ગએલો હવા પણ રોજ કરતા વધારે ઠંડી થયેલી. અને વરસાદના કોઇ દિવસ નહિ ને આજે ચિન્હો દેખાયા ગર્વનરને રમત આદરવાનો વિચાર થયો. તેણે જાહેર કર્યું કે જો દરેક ખેડુત પાચ પાચ રૂબલ આપે તો અમારો ધર્મગુરૂ પ્રભુપ્રાર્થના કરીને તમારા દેશમા વરસાદ લાવશે લોકોને પણ નવાઈ લાગી; એ અંગેજ પાચ-પાચ રૂબલ ધર્માધ્યક્ષ તથા અમલદારના ખીસ્સામા ભર્યા અને ખરેખર એ સાંઝના વરસાદ પણ વરસ્યો : બીજા એવા કટોકટીના પ્રસગે વળી લોકો ગવર્નર પાસે ગયા. અને અગાઉ માફક પ્રાર્થના માટે કહ્યુ. આ તક શા માટે ખુવે ? વળી તેણે પૈસા ભેગા કરી લીધા; પણ વરસાદ તો ન આવ્યો આવો પ્રયોગ એ પછી પણ બે વાર કરવામા આવ્યો. લોકોની શ્રદ્ધા ઉઠી ગઇ. લોકોએ પૈસા પાછા માગ્યા. પરિણામ કશુયે ન આવ્યુ. લોકોએ જરમીન પાશાને અરજી કરી, ગવર્નરે વચમા જ ન્હાના ન્હાના અમલદારોના મ્હો ભરી અરજી ગેરવલ્લે પાડી.

દરમ્યાન જરમીન પાશા મુસાફરીમા ફરતા ફરતા ત્યા આવી ચડયા.

**જરમીન પાશાને કેમ થાપ આપી શકયા ?**

પૂર ભપકાથી એમનુ સ્વાગત કરાયુ: એમના દુભાષીયા કર્નલ બેચ-ટૅકોફ હતા એ કીરગઝના હતા તે ગવર્નરના અંગત મિત્ર હતા એણે પોતાના મિત્રને બચાવી લીધો : એણે ગરીબ પ્રજાની અરજીને સાવ ફેરવી નાખી અને જરમીન પાશાને સમજાવ્યુ કે, એ લોકો રૂશીયન સત્તા નીચે સ્વતત્ર અને સુખી છે. જરમીનપાશાએ એમના સામા વખાણ કર્યા : દુભાષીઆએ જવાબ આપતા લોકોને સમજાવ્યુ કે, પાશા આવી અરજીથી ઘણા નાખુશ થયા છે, અને ફરી ભવિષ્યમા આવુ બનશે તો લોકોને ફાંસી સિવાય બીજી સજા નહિ થાય' પણ આ તરકટ લાંબો સમય ન ચાલ્યુ, સત્ય એની મેળે જ ફુટી નીકળ્યુ રૂશીયન-ચર્ચ ખાતર ગવર્નરે આ ધમાલ મચાવી હતી. એ કારણે એ મજામાથી છટકવા પામ્યો : આટઆટલુ અધેર રૂશીયામા ચાલતુ એનો માન આ દાખલો જ પૂરતો જ લેખીએ તો વાંધો નહિ.



બુખારાને છેલ્લી સલામ

બીજે દિવસે તા. ૨૫ મી આગસ્ટ ૧૯૦૨ ના મંગળવારે બપોરના બે વાગે બોખારાને છેલ્લી સલામ કરી ચારજુઈ Charjui on River oxus જવાની ટીકીટ લેવા ગયો, સ્ટેશન પર ટીકીટ આપનાર ટીકીટ માસ્તરણો કોઈ અજબ સુસ્ત લાગે છે. થંડે કલેજે ટીકીટ શોધી આપી લેનારનો ટાઇમ ગુમાવે છે. આ ઓરતો રૂશિયન પ્રિન્સી છે, બોખારાથી ચારજુઈ ફક્ત ૬૬ માઈલ પર આવેલુ છે આટલો રસ્તો કાપતા ટ્રેન ૪ કલાક લે છે બરાબર રહાજના ૬ વાગે આમુદરિયાનો પુલ પસાર કરી ટ્રેન ચારજુઈને સ્ટેશને આવી પહોંચી, ઉતરીને સીધો ગાડી ભાડે કરી હોટલ "મોસ્કોફ" પર હકારી ગયો આ હોટલ રૂશિયન યુરોપીયન લતા પર આવેલી છે રાત્રે સુતી વેળા બધી જ બારીઓ ખુલ્લી રાખી હતી હવા બિલ્કુલ નથી ઝાડોનુ એક પાંદડુ પણ હાલતુ નથી ગરમીને લીધે મ્હારી હાલત એવી છે કે જાણે જીવતો તંદુર (ભઠ્ઠી) મા પુરાયેલો હોઉ

ચારજુઇમાં ફસાયો

ચારજુઈ ખીવા જવાનુ જંક્શન હોવાથી હુ અહીં આવેલો છુ. બાકી અહિં જાણવાજોગ કે જોવા જેવું કંઈ જ નથી હુ જે દિવસે ચારજુઈ આવ્યો તેજ દિવસે ખીવા જવાની સ્ટીમર ઉપડી ગઈ હતી હવે બીજી સ્ટીમર પાચ દિવસ સુધી મળે તેમ નહોતુ, એટલે એક ડિમ ગોડો આવીને ફસાયો, પાચ દિવસો આ એકાંત ગામમા ગુમાવવા બહુ વસમુ લાગ્યુ ખીવા જવા માટે એક માર્ગ ફક્ત ઊંટ પર સ્વાર થઈ રખડપટી કરીને ડેગન થતા જવ નો હતો. પણ આટલુ જોખમ ખેડવુ મ્હને ગમ્યુ નહિ. વળી ખીવા જનારી આગબોટ અહિંથી સીધી ખીવા બંદર જતી નથી, પણ એલેક્ઝાન્ડ્રવસ્ક જાય છે. એ બંદર પણ ખીવાનું છે. ત્યાથી ઊંટ ભાડે કરી ખીવા જવાય છે, એટલે ખીવા કંઈ આમુદરીઆપર આવેલુ નથી, પણ એ નદીમાથી પાણીની નહેર ખીવા સુધી લેવાગા આવી છે એટલે ચારજુઈ થઈને જ ખીવા જવુ હતુ. છેવટે લાચાર થઈ પાચ દિવસ ગુમાવવા કરતા મ્હારો પ્લાન ફેરવવો ઠીક લાગ્યો અને વીચાર થયો કે આમુદરીઆથી ખોજાસાલાર થઈ, બલ્ખ થઈ કાબુલ જાઉં, ત્યાથી પેશાવર માર્ગે મુંબઈ જાઉ અથવા મર્વથી કુશક થઈ હેરાત માર્ગે કંદહાર થઈ હિન્દુસ્તાન જાઉ; છેવટે લાગ્યુ કે કુશકથી હેરાત ૮૦ માઇલ દૂર છે જ્યા હાલમા રૂશિયન સરકાર નવી સડક બાંધે છે, એટલે

મ્હારી ગડમથલ. છેવટે પ્લાન ફેરવ્યો



અંગ્રેજ રૈયત તરીકે મ્હને જવા દે શેની ? છેવટે આ વિચાર પણ પડતો મુકયો. જે ચારજુઈમા મ્હારી હોટલ આવેલી છે તે ભાગમા નવુ અહિં ખાસ જોવા જેવું કૈં નથી, જે બઝાર છે તે બહુ જ ન્હાનું હોઈ તેમા તરબુચ ને ભાજીપાલો કાકડી વિ૦ ફ્રુટ વેચનારાઓની જ છે

## આમુદરીઆ

આમુદરીઆના તટ-પર રખડપટ્ટી

નાછૂટકે મ્હેં મ્હારો આજનો આખો દિવસ આ મહાન નદીના તટપર અહીંથી તહીં ભટકવામા જ પસાર કર્યો આજે ત્રણ સ્ટીમરો ઉપડેલી : પણ એ સ્ટીમરો ખીવા બંદર જવાની નથી આ ત્રણે સ્ટીમરો જુદા જુદા ત્રણ બંદરો ખડકી Kerki અને એજા સાલાર Kheja Salar થઈને પોર્તાકેશર સુધી દક્ષિણ તરફ હંકારી જવાની હતી, જ્યારે ખીવા બંદર ઉત્તર તરફ આવેલુ છે. ખીવા કરતા ઉત્તર તરફના ગામો માટે માલ તથા ઉતારૂઓ ઘણા હોય છે. જ્યારે ખીવા તરફ એટલા પ્રમાણમા હોતા નથી. છતા સરકારે પોસ્ટ માટે એક ખાસ આગબોટ મોકલવાની ગોઠવણ કરી છે તેમા પોસ્ટ તથા લશ્કરના માણસો માટે ખાસ સગવડ રાખવામા આવે છે હું ઉપર જણાવી ગયો તેમ તેનું બંદર નદીકીનારે નથી ; પણ પેટ્રો એલેકઝાન્ડ્રો વસ્ક છે. ત્યા ઉતરીને ખીવા તરફ પગરસ્તે જવાય છે. અહિં રૂશિયન સરકારે પોતાના જાથુકના ૩૦૦૦ માણસોના લશ્કરનું થાણુ રાખ્યું છે. જેથી ખીવામા સુલેહ જાળવી શકાય

ડેરડેર રૂશિયનોએ ગોઠવેલી લશ્કરી છાવણી

ઉત્તર તરફની આમુદરીઆ નદી દિન પર દિન છાયકી થતી જાય છે. કારણ કે અહિં પુષ્કળ ધૂળ ઉડે છે અને આ ઉડની ધૂળથી નદી ભરાઈ જાય છે. તેથી આ નદી એરલ દરીઆ Aral sea તરફ આવતા બહુજ છાલકી થઈ જાય છે. તેમા નવાઈ જેવુ કશુ નથી, જ્યારે દક્ષિણ દેશ તરફ નદી ખૂબ ઉંડી છે અને તે અફગાનિસ્તાન સાથેનો વેપાર ખીલવવામા ભારે મદદ રૂપ થઈ પડી છે તેથી ખડકીમા રોજગાર ધીકતો ચાલે છે ત્યા પણ રૂશિયન સરકારે ૪૦૦૦ માણસોનુ જાથુકનુ લશ્કર વસાવ્યું છે. આમ ઠેરઠેર છાવણીઓ નાખી ચકોર રૂશિયનોએ આવતી કાલના બનાવ માટે એકદમ તૈયારીઓ કરી રાખી છે. એજાસાલાર જ્યા આગબોટનું બંદર છે, ત્યાથી બલ્ખ



શહેર જવાનું છેટું ફક્ત ૯૦ માઇલનું છે. જ્યારે ચારજુઇથી ખેજા સાલાર ૧૮૦ માઇલ છે અને ખેજા સાલારથી બલ્ખ પણ ૯૦ માઇલ છે; જ્યારે ચારજુઇથી બલ્ખ ૨૭૦ માઇલ છે. આપ રસ્તાની અડચણોને લીધે જુદો જુદો આડોઅવળો માર્ગ કોતરી કાઢવામા આવ્યો છે.

આ એક વખતનું પ્રાચિન બલ્ખ શહેર આજે તદન ખંડીયેર હાલતમા આવી પડ્યું છે. ફક્ત પારસી શહેનશાહતની પુરાણી જાહોજલાલી બતાવતા આતશકદેહના કેટલાક કિંમતી ખંડીયેરો સાવ જર્જરિત હાલતમા આવેલા પડ્યા છે એજ ઇતિહાસના શોખીન અભ્યાસીઓ માટે જોવા જેવી વસ્તુ બાકી રહી છે. હાલમાં કાળચક્રની કરામતથી બલ્ખથી છેટે નવું વસેલું ગામ મઝારે શરીફ દિનપરદિન આબાદ થતું જાય છે. અને એણે જ આજે બલ્ખની જગ્યા લઈ લીધી છે. આગબોટ આ બંદરથી પણ આગળ ઠેઠ પાતીકેશર સુધી જાય છે. ખેજાસાલારથી આમુદરીઆ પૂર્વ તરફ નદી રૂશિયન અને અફ્ગાન સરહદોને છૂટી પાડે છે. અને તે ઠેઠ પામીરના ગગનભેદી પહાડોમાથી વેગપૂર્વક ધસતી આવે છે. એમ એ દક્ષિણ તરફનો નદીનો ભાગ વ્યાપાર માટે ઘણો અગત્યનો ગણાય છે. કહેવાય છે કે અફ્ગાનિસ્તાનનો બધો વેપાર તે ખેંચી લાવે છે. આ સઘળી ખબરો તે જ દિવસે ઉપડનારી ત્રણ આગબોટોની મુલાકાત લેતા ત્યાંના કેપ્ટન અને મુખ્ય અમલદારો પાસેથી મેળવી છે. આ અમલદારો બધાજ રશિયન નહતા; પણ ફ્રેન્ચ પણ હતા. એ ફ્રેન્ચ પ્રજા મિલનસાર અને વિવેકવાળા હોય છે,

સ્ટીમરના અમલદારો પાસેથી મેળવેલી હકીકત

આ નદીમાં ફરતી આગબોટો કંઈ વોલ્ગા નદીમાં ફરતી આગબોટો જેવડી ગંજાવર હોતી નથી. આ બધી નોંધ હું જે આગબોટ ઉપર લખી રહ્યો છું તે આજે મુલાકાત લીધેલી આગબોટમાંની એક છે. જે બીજી બે કરતાં કંઈ વધારે સારી છે. ને ૧૫૦ ફીટ લાંબી અને ૪૦ ફીટ પહોળી છે. એટલે વોલ્ગા નદીમાં ફરતી આગબોટોની સરખામણીમા અતિ કંગાલ ગણાય. અહિ નદી-કીનારે જ આગબોટો બાધવામા આવે છે. અત્યારે બંધાતી આગબોટ ૧૭૫ ફીટ લાબી જણાય છે. ઉપર લોઢાના પતરાં જડી લેવામાં આવ્યાં છે. બીજી આશરે ૫૦ ફીટ જેટલી લાબી છે. આ ઉપરથી આટલુ સ્હમજી શકાય છે કે રૂશિયનો પોતાની છેલ્લી જીત પછી આળસુ થઇ બેઠા નથી; પણ હળવે હળવે પોતાનાં પગલાં મજબૂત કરવા તરફ ખાઈ પીને મંડયા છે.

સ્ટીમર બાંધવાનું કારખાનું

ચકોર રૂશિયનો પગ મજબૂત કરતા જાય છે.



રૂશિયન ટ્રેન અને સ્ટીમરોનું ઘણું સસ્તુ ભાડું

ચારજુઈથી ખેજાસાલારને પાતીકેશર સુધીની લાંબી મુસાફરીના પહેલા વર્ગની ટીકીટનો ભાવ ફક્ત ૧૭ રૂબલ એટલે લગભગ ૨૧ રૂપીઆ આપવા પડે. આ રકમ જરાબી વધારે નથી અલબત્ત, ખાવાપીવાના ખર્ચની રકમ જુદી આપવી પડે છે. રૂશિયામાં મુસાફરી કરવાને રેલ્વે અને સ્ટીમરોનું ભાડું જરા પણ વધારે નથી. ફક્ત હોટલો જ મોંઘી હોય છે, જે યુરોપીઅન હોટલો જેટલો જ મોંઘો ભાવ રાખે છે, એ સૌ મુસાફરોને ચુપચુપ આપી દેવાનું જ હોય.

આ આમુદરીઆ નદીનું પાણી ખાસ તંદુરસ્ત ગણાય છે. તે પાચનશક્તિ વધારનારૂં હોઇ કોઇ પ્રકારના રોગને પેદા કરતું નથી. આમુદરીઆનું પાણી ખાસ ગુણકારક હોવાથી રેલ્વે વેગન ભરી ભરીને દૂર દૂરનાં સ્ટેશનો પર લઈ જવામાં આવે છે, જ્યાંની ટાકીઓમા ભરવામાં આવે છે. મ્હારી મુસાફરી દરમ્યાન નોર્થ કેપ છોડયા પછી રૂશિયન મુલકમાં દાખલ થતાં જ જ્યા ત્યાંનું પાણી પીવાનું બંધ કરી સોડાવોટર, ચાહ કે ગરમ પાણી થંડુ કર્યા પછી જ લેવાનો આગ્રહ સાચવતો હતો. સખ્ત તરશ લાગી હોય અને ગરમ પાણી કે સોડાની સગવડ ન હોય; છતાં જેવું તેવું થંડુ પાણી પી લઈને આ નિયમનો ભંગ નહિ કરતાં મોઢામાં ન્હાનો લોખંડનો ટુકડો રાખી ચાહ કે સોડાની સગવડ થાય ત્યાં લગી ધીરજપૂર્વક વાટ જોયા કરતો. મ્હારી હોટલ પાસે જ રેલ્વે સ્ટેશનની ટાંકી મારફત આ પાણી મ્હારા રૂમમાં નળ મારફત આવતું હતું. જે ખાસ આમુદરિઆના ગુણકારક પાણી પાસે આ નિયમનો ભંગ કરી નળમાંથી ઘુંટડે ઘુંટડે હોશભેર છૂટથી પાણી પી લઇને મ્હારી તરસ છીપાવતો. મેસોપોટેમીઆ દેશમાં આવેલી બે નદીઓ યુફ્રેતીસ અને તાઈગ્રીસ પણ આમુદરીઆ જેટલું જ ગુણકારક તત્વ ધરાવે છે. છતા યુફ્રેતીસનું પાણી હલકું અને પાચક છે; જ્યારે તાઇગ્રીસનું પાણી કંઈ વધારે ભારી ને પીધા પછી પેટમાં ભારી લાગે તેવું છે. તે કોઇવાર ગરદનમાં ગાંઠ પણ પેદા કરે છે. આ બન્ને નદીઓ એકએકની જોડે આવેલી હોવા છતા અકેક ઘણા જુદા પ્રકારના ગુણો ધરાવે છે.

ઓક્સ નદીનું પાણી ઝાંખા લાલ રંગની મરોડી જેવું છે. જ્યારે બીજી નદીનું પાણી ખાકી રંગના જેવું દેખાય છે.



અહીંની નદીમાં ખલાસીઓ તરાપા 'કલક' બાંધે છે, જેવી રીતે મોસલ શહેરની નદીપર કરવામાં આવે છે. આ તરાપામાં મુસાફરી કરવાનો અહેવાલ હું પૃથ્વિની પ્રદક્ષિણા ભાગ ૧ લાને ૪૬૮–૬૯ મે પાને આપી ગયો છું. આગબોટ કરતાં આ "કલક" તરાપા ઉપર માલનું નૂર બહુ જ કમતી હોય છે. આ તરાપા મ્હને નવાઈભિર્યા લાગ્યા, એની આસપાસ વાડ જેવું કૈં હોતું નથી. છતાં પણ દરીઆનું પાણી આ તરાપા ઉપર ધસી આવતું નથી; આગબોટ વેગપૂર્વક ધસતી જાય છે, સાથે ઉંચી હોવાથી પાણીના મોજાં અથડાઈને ઉંચે ઉડે છે, જ્યારે આ "કલક" ઉપર આમ બનતું નથી. યુરોપીઅનોની ટેવ મુજબ રૂશિયન ખલાસીઓ બધાંની સ્હામે તદન નાગા થઇને ખુશહાલ ન્હાય છે. એવી રીતે ન્હાતાં જરાયે સંકોચ થતો નથી. દેશેદેશે નીતિ બદલાય તેનો આ એક નમુનો છે. પૂર્વ અને પશ્ચિમની નીતિ વચ્ચે પણ આટલો આસમાનજમીનનો ફેર છે. હું ભટકતો ભટકતો અંતે આમુદરીઆ નદી પર રેલ્વે માટે બાંધેલા ગંજાવર પુલ પાસે આવી પહોંચ્યો. આશરે ૨૫ લોખંડી કમાનો બાંધી આ પુલ ઉભો કરવામાં આવ્યો છે. જે નદીના પાણીથી લગભગ ૪૦ ફીટ ઉંચો જણાય છે. તે નર્મદા અને વસઇ પાસે બંધાયેલા ગંજાવર રેલ્વે પુલને મળતો આવે છે. આ ૨૫ વિશાળ કમાનો નીચે ધોધમાર ભરાયેલા પાણીનો દેખાવ એટલો મોહક અને રળીયામણો લાગે છે કે ન પૂછો વાત. અત્યારે હું પાણી પાસે પુલના છાંયડામાં બેઠો છું. એ વ્હેતા પાણીનો રમ્ય દેખાવ અને ઠંડો પવન, એકાંતનો સમય, આ બધાથી મ્હારા મગજમાં અનેક વિચારો પસાર થાય છે. હું કયાં હતો, કયાં ગયો, ને આવ્યો, કયાં જઇશ ? અને ઝીંદગીનું પણ એમ જ–બાલ્યકાળ, યુવાવસ્થા પસાર કરી ચુકયો છું. તેમ આ નદી પણ એક વાર જમાનાનો રંગ જોતી જોતી નાશ પામશે તો હું પામર માનવી કોણ ? આ વિચારોની ગડમથલમાં ફરતો ફરતો પુલ ઉપર ગયો, પુલના આગળના ભાગમાં એક લોખંડની તખ્તી મૂકવામાં આવી છે. તે પર રૂશિયન ભાષામાં સન ૧૮૯૮–૧૯૦૧ કોતરેલું છે. તેમજ રૂશિયન રાજચિન્હ ગરૂડ પક્ષિ અને ક્રુસ ✝ આકાર પણ કોતરવામાં આવેલ છે. જ્યાં જુઓ ત્યાં રાજચિન્હને ધર્મચિન્હ સામટા રૂશિયનો જ્યાં ત્યાં મૂકતા આવે છે. ત્યાંથી પાછો હોટલમાં આવ્યો.

નવાઇ પમાડે એવા તરાપા 'કલક'

આમુદરીઆ નદીના તટ ઉપર ઉપજેલા તરંગો

એક વાતની નોંધ લીધા વગર ચાલતું નથી કે યુરોપમા-પછાત ગણાતી રૂશિયન પ્રજા જે જે દેશો જીતીને પોતાનું મહારાજ્ય વિશાળ કરતી જાય છે તે ખેતીપ્રધાન દેશોની ખેતીવાડી માટે નહેરો બાધવામા એણે કંઈ મણા રાખી નથી. આપણો હિન્દુસ્તાન ખેતીપ્રધાન દેશ છે, છતા આટલી નહેરો કોઈ ભાગમા નથી જ્યારે રૂશિયનોએ બાધેલી નહેરોથી પાણીની સગવડ ઉપરાત માલ લાવલઈજા કરનાર વહાણવટીના ઉદ્યોગને અને વેપારને પણ ઠીક ઉત્તેજન મળ્યુ છે. દૂરના ઘણા દેશો વચ્ચે લેવડદેવડનો સારો સંબંધ બધાયો છે અને હજારો માણસો પોતાની પ્રમાણીક રોટલી મેળવવાને શક્તિમાન થયા છે. જો હિંદમા આટલી નહેરો ઠામઠામ હોય તો આપણા દેશની અડધી દરિદ્રતા કમી થઈ જાય. તુર્કસ્તાનની જમીન સુક્કી, ખડબચડી અને ધૂળથી ભરેલી છે, જ્યારે આપણા વતન હિન્દુસ્તાનની જમીન રસાળ અને કસવાળી છે. જ્યા પાણીની સગવડ હોય, ત્યા ઓછી મહેનતે ખૂબ પેદાશ કરી શકાય. તુર્કસ્તાનમા ફક્ત ખોકંદ અને તાશકંદ તરફની જમીન જ સારી અને કસદાર છે. સમરકદ અને બોખારાની જમીનનો અહીં તહીંનો કેટલોક ભાગ સારો છે, બાકી બધી ખેતીવાડીના ખપની નથી. આ પ્રાંત એટલો બધો ખરાબ છે કે કીઝીલકુમ અને કારાકુમની ઉડતી ઝીણી રેતી જેવી ધૂળથી ઘણો ભાગ દટાઈ ગયો છે તે જોવો પણ ન ગમે એવી રીતે તે છતા આ ભાગમા નહેરો બાધવાની રૂશિયન સરકારે હામ ભીડી છે, જે પ્રશંસાને પાત્ર છે. આટલું કરીને રૂશિયન સરકારે ગરીબ ખેડુતોના આશિષ મેળવ્યા છે, અને કેટલાક પ્રાતો આબાદ કર્યા છે. આવી રીતે મુરઘાબમાથી પણ પાણી લઈને મર્વ પ્રાતની ૫૦૦ માઈલ જેટલી આસપાસની જમીન લીલીછમ બનાવી છે; વળી હરીરૂદની રેલ્વે લાઈન પાસે લાવીને આ દેશના ઉદ્યોગને ખીલવ્યો છે. આવી રીતે ન્હાની મ્હોટી નદીઓમાથી અને નહેરો ખેંચીને રૂશિયન સરકારે ઈજનેરી કળાનો નમુનો ખડો કર્યો છે. પાણી આમ વહી જવાનું તો હતું જ; તેનો સરસ ઉપયોગ કરી લઈ જીતાયેલા દેશને આબાદ કરવાની રૂશિયન યુક્તિની મુક્તકંઠે પ્રશસા કર્યા વિના રહેવાતુ નથી. આખો દિવસ ચારજુઈમા આમુદરીઆ નદીના તટપર રખડપટ્ટી કરી ગુજાર્યો, તા. ૨૬ મી ઓગસ્ટ ૧૯૦૨ ના બુધવારે ૭ વાગે ચારજુઈને છેલ્લી સલામ કરી કાસ્પિઅન સમુદ્ર તરફ ઉપડયો.

ખેતીપ્રધાન દેશોને આબાદ કરવા ઠામ ઠામ નહેરો ખોદાવી.

તુર્કસ્તાનની આ ટ્રાન્સ કાસ્પિયન રેલ્વેના અહીંના સ્ટેશનો પર દરેક રેલ્વે ટીકીટ પાછળ પાંચ પૈસાનો ધર્માદો લાગો ફરજીઆત લેવામાં આવે છે. દરેક ટીકીટ પાછળ ૫ કોપીકનો આ ધર્માદો લાગો, રૂશીયન અને ગ્રીક દેવળોના લાભ માટે નાખવામાં આવેલો છે. ટીકીટ લેનાર ખ્રિસ્તી હોય, મુસલમાન હોય, કે યાહુદી, છતાં આ ધર્માદો લાગો તો ભરવો પડે જ છે: તે જ ટીકીટ પાસે લાગાની રસીટ રૂપે "5 K. +" ની ધર્મછાપ મારેલી હોય છે. એક રૂશિયન રૂબલનો ભાવ એક રૂપીયો નવ આના બરાબર છે. એક રૂબલની ૧૦૦ કોપીક થાય. એ હિસાબે બરાબર પાચ પૈસા થાય છે. લાગો ને ટ્રેનફેર ચુકવી કિસનાવરકીની ટીકીટ લીધી અને તા૦ ૨૮ મી આગસ્ટ શુક્રવારે પ્રભાતે પ્હેલા પ્હોરમાં હું કિસનાવરકી પહોંચ્યો. આ કાસ્પિયન સમુદ્રના કિનારા પરનું છેલ્લું રેલ્વે સ્ટેશન છે. અહિં ઉતરીને હોટલમા નહિ જતા, માર્ગમાં તપાસ કરતા સમાચાર મળ્યા હતા કે બાકુ જનાર સ્ટીમર આ ટ્રેનમાં આવનાર માલ ને ઉતારૂઓની વાટ જોતી ઉભી હોય છે. તેથી સીધો ગાડી ભાડે કરી "કાકૂકાસ મરકયુરી" સ્ટીમર પર હંકારી જવા કહ્યું. રૂશિયન પોર્ટરો બીચારા ઘણા ભલા હોય છે. તેઓએ મ્હને સગવડ કરી આપવા દરેક વ્યવસ્થા કાળજીપૂર્વક કરી આપી સામાન બધો કેબીનમાં મૂકાવ્યો, ગરમી સખ્ત હોવાથી, જરા આરામ અને રાહત શોધવા હું સ્ટીમરની સૌથી ઉપલી ડેક છત્રી ઉપર જઈ પહોંચ્યો; ત્યા એક ડેક ચેર તૈયાર પડી હતી; તેને અઢેલીને પવનની લ્હેરકીમા આગળ ઉપરની મુસાફરીનો ખ્યાલ કરતો બેઠો, બે કલાકમાં બીજા ઉતારૂઓ ને માલ, તેમજ પોરટથી આખી સ્ટીમર ચિકાર ભરાઈ ગઈ અને ૧૧ વાગે કિસ્નાવરકીનો કિનારો છોડી બાકુ તરફ ચાલવા માંડી, બીજી સ્હવારે ૫ વાગે બાકુ આવતા તરત કિનારે ઉતરી પડયો. ત્યાં ઉભેલી ગાડી ભાડે કરી "હોટેલ કોહકાસ" તરફ હંકારી જવા કહ્યુ. આ હોટલ અપટુડેટ-અને યુરોપીઅન ઢબની છે. હાલમા ઘણા સુધારાવધારા કરી ખૂબ ગંજાવર અને મ્હોટી કરવામાં આવી છે. સુંદર બાંધણી ઉપરાંત દરેક પ્રકારની સારી સગવડથી ઉતારૂઓને રાહત આપે છે. હોટલમાં ઠરી ઠામ થયા પછી બાકુના અંગ્રેજ એલચી મી૦ ચાર્લસ હાઉડનને મળવા ગયો અને તુર્કસ્તાનની મ્હારી મુસાફરી વેળા રશિયન

દેવળોના લાભમાટે રેલ્વેટીકીટ પાછળ લેવાતો લાગો

બાકુ તરફની મુસાફરી અને હોટેલનો આશરો



સરકારના અમલદારોએ ખોકંદથી કાશગર અને મર્વથી હેરાત જતાં મ્હને અટકાવી હેરાન કરેલા તેની સવિસ્તર હકીકત રજુ કરી.

**સુકા ડુંગરા ઉપર વસેલું બાકુ શહેર**

તે પછી શહેરમાં ફરવા નિકળ્યો, બાકુ શહેર સુક્કા ડુંગરા ઉપર વસાયલું છે. દરીઆ પાસે આવેલા ઉચાં ડુંગર ઉપર વસેલા શહેરનો દેખાવ કંઈ નવા જ પ્રકારનો લાગે છે. ડુંગરા પર એક પુરાણો કિલ્લો આવેલો છે. જે આજે પણ અભેદ્ય હોય એવો મજબૂત દેખાય છે. તેના પર આવેલો ઉંચો બુર્જનો દેખાવ કૈં વધારે પ્રતાપી લાગે છે, આસપાસનો રસ્તો બધો સુક્કો અને વેરાન છે. તાપ સખ્ત પડે છે. કયાંય ઝાડ પાન કે લીલોતરી દેખાતી નથી. નીચે એક ન્હાનો બગીચો બનાવવાની મિથ્યા કોશીષ કરવામાં આવી છે. સખ્ત તાપને લીધે બગીચો પણ કરમાઈ જતો દેખાય છે; તેમ બગીચામાં કૈં દમ જેવું પણ નથી. આ સુકકું શહેર ફક્ત પારસીન તેલને લીધે એક આબાદ શહેર થઈ પડયું છે એની વસ્તી હાલમાં ૧૧૨૦૦૦ એક લાખ બાર હજાર માણસોની છે. એ બધો પ્રતાપ તેલના કુવાનો જ છે. બાકી શહેરમાં કંઈ દમ નથી. બાકુની ભૂમિ જોવી ગમે તેવી નથી. ફક્ત તેલના ઉદ્યોગને લીધે આબાદી ભોગવે છે. આ કૉકેસ પર્વતની હારમાળાનો મુલ્ક જેના દક્ષિણ ભાગમાં બાકુ એરિવાન Erivan અને ઠેઠ તિફ્લીસ Tiflis સુધીનો મુલ્ક એક જમાનામાં એટલે ફક્ત આજથી ૮૦ વરસ પહેલાં ઇરાનના શાહને તાબે હતો. તેથી આ મુલ્ક શિયા પંથના જ મુસલમાનોથી ભરેલો છે. તેલના ઉદ્યોગને અંગે આ શહેરોમાં મજુરવર્ગ વધારે જોવામાં આવે છે. અહિંના ઈરાની ભઠીઆરખાનામાં ઈરાની કવાબ અને શીખો એટલી બધી લ્હેજતદાર હોય છે કે બસ ખાયા જ કરીએ. મુગલાઈ રોટલીઓ સાથે ખાતા ઔરબી વધારે સરસ ટેસ્ટ આવે છે. ઈરાની હમામખાના વિષે મ્હેં ખૂબ સાંભળેલું એટલે એકાદ વાર ઈરાની હમામખાના ( ન્હાવાની દુકાનો ) નો અનુભવ લેવાનો વિચાર થયો. અહિંના એક હમામખાનામાં દાખલ થયો. દાખલ થતાં જ ઈરાની આગા સાહેબે ખુબ તાઝીમતવાઝથી આવકાર આપ્યા પછી એક લાંબા બાંકડા ઉપર સુવાને કહ્યું. બધાં લુગડાં ઉતારી એક ન્હાની લુંગી પહેરી હું બાંકડા ઉપર સુતો કે બફેણાની બરણી જેવા આગા સાહેબે સાબુના પાણીથી આખું શરીર ઘસી ઘસીને આટો લસન એક કરતા હોય તેમ ધમાધમ

**ઈરાની હમામખાનાનો ખાટોમીઠો અનુભવ**



હળવી મુક્કીઓ ઠોકી ઠોકીને આખું શરીર એક પ્રકારની ઈરાની ચંપી સ્ટાઈલથી હલકુ કરી નાખ્યું સાથે સાથ સાબુના ફીણથી આખું શરીર ભરાઈ ગયું. તે પછી ગરમ પાણીથી ન્હવરાવ્યો, ન્હાયા પછી શરીર હલકું થયું હોય એમ લાગ્યું. પણ ન્હવડાવવાની આ રીત મ્હને જરા જંગલી જેવી લાગી, ત્યાં બીજા કેટલાક ઈરાનીઓ બેમહલાજાપૂર્વક ન્હાતા હતા. એ પણ મ્હને ગમ્યું નહિ. આમ કડવોમીઠો અનુભવ લઈ સેવક હમામખાનામાંથી બહાર નીકળ્યો.

અહિંના પેરેફીન તેલના કુવાને બાકુના રહેવાસીયો પોતાની ભાષામાં બલ્લાખાની કહે છે. તેમજ બીજી એક જગ્યા છે કે જેની અંદરથી કાયમ બળતા અગ્નિના ધુમાડાના ગોટેગોટ જ્વાળામુખીની જેમ નિકળ્યા કરે છે, જેને તેઓ સુરાખાની કહે છે. એ બે જ સ્થળો બાકુમાં ખાસ જોવાલાયક કહી શકાય. આ બે જ સ્થળો જોવા માટે ખાસ દૂરદૂરના મુસાફરો અહીં ખેંચાઈ આવે છે.

જોવાલાયક બલાખાની અને સુરાખાની

હોટલના ગાઈડ મી૰ કિઓરગીને સાથે લઈને રેલ્વેમાર્ગે પહેલાં બલાખાની જોવા રવાના થયો. આ ટુંકી મુસાફરીમાં જ આગળ આવનાર ગંજાવર ઉદ્યોગનો ખ્યાલ આપતા લાંબા લાંબા ગંજાવર લોઢાના પાઈપોની લગભગ ૮–૧૦ હારોહાર ગોઠવાયેલી દષ્ટિ પડે છે. જે બલાખાનીથી બાકુ સુધી લંબાવવામાં આવી છે. તેમજ તેલની જબરદસ્ત ટાંકીઓ હારોહાર ગોઠવાયલી નજરે પડે છે જે જોનારને બાકુના તેલના ઉદ્યોગનો ખ્યાલ આપે છે. સ્ટેશન આવતાં જ અમે ઉતરી પડયા. મ્હારા ગાઈડે એક ગાડી કલાકના હિસાબે ઠેરવી રાખી હતી, તેમાં અમે ચઢી બેઠા અને પારફીન તેલના કુવાઓ તરફ ગાડી હંકારી મૂકી. જેમ જેમ ગાડી આગળ વધતી જતી હતી, તેમ તેમ એ કુવાઓનો દેખાવ વધારે ને વધારે સ્પષ્ટ થતો જતો હતો. વાંચક એમ ન કલ્પના કરી લે કે ગામના કુવા જેવો એકાદ કુવો હશે ને પનીયારીઓ તેલ ખેંચી બેડલાં ભરી ભરીને ચાલી જતી હશે, ના, એમ નથી. ઉલટો એનો દેખાવ ઇજીપ્તના પીરામીડ જેવો ઉંચો છે. એટલે કુવાની પાળ લગભગ ૧૦૦ સો ફીટ ઉંચે ખડી કરવામાં આવી છે તેમજ આ ૧૦૦ ફીટની દીવાલ કંઈ એકદમ સળંગ નથી. પીરામીડ જેવા આકારની બાંધણી છે ને લગભગ ચારે બાજુ ૧૦૦ પગથીયાં બાંધીને આ કુવાની પાળ ચણવામાં આવી છે. કોઈ

આ તે કુવા કે તેલના ડુંગરા?

કુવા ૧૨૫ ફીટથી પણ વધારે ઉંચા છે. બધાના આગળનો ભાગ ગોળ નહિ પણ ચોખુણો હોવાથી ને પગથીયા ચારે તરફ ગોઠવાયેલાં હોવાથી દૂરથી આબાદ પીરામીડ જેવા લાગે છે. છેક ઉપર લોઢાની તેલ ખેંચવાની ગરેડી મૂકવામા

**પીરામીડ આકારના તેલના કુવા**

આવે છે, એ ગરેડીને ચલાવનાર મશીન ગોઠવાયેલું હોય છે. જેથી કુવાના સાંકડા મ્હોંમાં ધસાગબંધ ગરેડી ચઢે, ઉતરે ને ફર્યા કરે છે; જે છેક જમીન અંદર ખોદાયલા કુવામા જાય છે. ગરેડીનો ખ્યાલ આપવા કંઈ થોડું વધારે લખીશ, જેથી વાચકને સ્હમજવાની સુગમતા થશે દરેક ગરેડીને તારનાં દોરડા હોય છે એ તારના દોરડામાં નવ ઇંચની લંબાઈ જેટલો પતરાનો ભુંગળો અથવા પોકળ નળ હોય છે. અને ઇન્જીનના ફરવાથી આ નવ ઇંચ પહોળો અને ૩૦ ફીટ લાંબો નળ ધસારાબંધ નીચે ઉતરે છે; ત્યાથી તેલ ભરી લાવીને ટાંકીમા ઠાલવે છે. આ ક્રિયાકામ ઇન્જીનના ફરવાથી ઝપાટાબંધ થાય છે. આ મ્હોટી ટાંકમાં અનેક નળ જોડેલા હોવાથી તેમાં થઇને બીજી અનેક ટાંકોમાં ફેલાઈ જાય છે. આ તેલ એકદમ મેલું અને કાળી મટોડીથી ભેળાયલું ગંદા અને મેલા પાણી જેવું હોય છે. આપણે બજારમાં જે એકદમ ચોખ્ખું નીતર્યું "વાઈટ રોઝ બ્રાન્ડ" ના ડબાઓ ખરીદીએ છીએ તેવી બીલ્લોર જેવી સાફ હાલતમાં લાવવા માટે તો બીજી અનેક ક્રિયાઓમાંથી એને પસાર થવું પડે છે. ગળવા અને ગરમ કરવા, મેલ છણવાની મશીનરીમાંથી પસાર થઈ છેવટે તૈયાર માલની ટાંકમાં ભરાય છે. આ વિશાળ કારખાનાના ખ્યાલની

**લાખો આદમીઓને રોજી આપનાર ઉદ્યોગનો ઝાંખો ખ્યાલ**

બારીક વીગત અહીં લખી શકાય તેમ નથી. એની કરોડો ગેલનની પેદાશથી લાખો માણસો રોજી મેળવે છે. આવા હજારો કુવા આવેલા છે. રૂશિયન સરકાર આ કિંમતી જમીનનો ઉપયોગ કરી પૂરેપૂરો લાભ ઉઠાવી રહી છે. એટલો લાભ મેળવવાની ઈરાનના શાહમાં આવડત નહોતી. આ બધા નવા જમાનાની કેળવણીના પ્રતાપ છે. બલાખાની એટલે પારફીન તેલના કુવા બાકુથી ૬–૭ માઈલ દૂર હોવાથી મ્હોટી ટાંકોને નળ જોડી આ તેલ બાકુના મુખ્ય કારખાનામાં લઈ આવવામાં આવે છે; મારો ગાઈડ અહીંની મશહુર યુરોપીઅન હોટલનો હોવાથી એની લાગવગ સારી હતી; તેથી કારખાના અને તેલના બીજા વિભાગોમાં મ્હને છૂટથી તે લઈ જતો હતો, આ રખડપટ્ટીમાં જ્યાં જોઇએ, ત્યાં બધું તેલ તેલ ને તેલ જ દેખાતું હતુઃ ફરી હરી રેલ્વે



સ્ટેશન પર આવી પહોચ્યા અહિંથી સુરાખાની જવાની ટ્રેન તૈયાર હતી. ગાડીવાનને કલાકને હીસાબે વાઘા વરતી વીના ભાડુ ચૂકવી સુરાખાની જવા ઉપડયા. જે આસરે પાચ માઈલ દૂર આવેલું છે. તે વળી રેલ્વે સ્ટેશને ઉતર્યા પછી થોડે દુર વસેલું હોવાથી ત્યાં ઉતાવળે પહોચવાનો વખત જોઇએ. અહી પારસીઓનું પુરાણું આતશખાનું છે; જેમા જમીન અંદરથી કુદરતી અગ્નિના ભડકા અને ધુમાડાના ગોટેગોટા નીકળે છે. આ પુરાણુ ચમત્કારીક આતશખાનું રેલ્વે સ્ટેશનની અનિ નઝદીકમાં જ આવેલું છે. તે ખાસ જોવાલાયક હોવાથી હું મ્હારા ગાઈડ સાથે ગયો અને જોયા પછી મ્હારી અજાયબીનો પાર ન રહ્યો. આ કહેવાતું આતશખાનું, કહેવાતું શબ્દ કેમ વાપર્યો તે વાચકને આગળ ઉપર જણાવીશ ત્યારે મ્હારી સાથે સાદ્યાશ્ચય સંમત થયા વિના રહેશે નહિ. આ જોવાલાયક કારીગરીવાળુ હોવાથી હાલમાં એની રખેવાલી કરવા એક ખ્રિસ્તી બુઢ્ઢાને રૂશિયન સરકાર તરફથી રાખવામાં આવેલ છે.

બલાખાનીથી સુરાખાની

આ કહેવાતા આતશખાનાની મુલાકાત

હું ત્યાં પહોંચ્યો. અંદરના ભાગમાં ફરી વળતાં મ્હને દીવાલે દીવાલે હિંદની કારીગરીના દર્શન થયા, બરાબર જોયા પછી મને ખાત્રી થઈ કે આ પારસીઓનું આતશખાનું નથી; પણ મ્હારા હિંદુ ભાઈઓનું શીવનું મંદિર છે. ફરતા ફરતાં ત્યાં બાળબોધ લીપીમા મૂકવામા આવેલી તખ્તીઓ જોયા પછી મ્હને જરાયે શંકા ન રહી, ઉલટી પાકી ખાત્રી થઇ ગઇ કે આ હિંદુ ભાઇઓનું મંદીર જ છે. એ વાત અજ્ઞાનતામા અટવાયા કરતા મ્હારા ગાઇડ ને તેમજ મંદિરના ખ્રિસ્તી રખેવાળને જણાવ્યું પણ તેઓને ગળે મારી વાત ઉતરી નહિ. હવે આ મંદીરનું વર્ણન કરીશ, ત્યારે મ્હારા હિંદી ભાઇઓને ખાત્રી થશે કે મ્હારી આ અચાનક શોધ બરાબર અને સાચી છે. આ લંબચોરસ મંદિર આશરે ૫૩૦ ફીટ ગોળાકાર હશે આ ગણત્રી હું મ્હારા પગલાના માપ ઉપરથી ગણો છું. એક ભાગની લંબાઈ મ્હારા પગલાની ૬૩ કદમ છે. બીજા ભાગની લંબાઈ ૬૯ કદમ છે. ત્રીજા ભાગની લંબાઈ ૫૩ કદમ થાય છે. ને ચોથા ભાગની ૨૭ કદમ છે. આ કદમનો સરવાળો ૨૧૨ થાય. તેને ૨॥ એ ગુણતા ૫૩૦ ફીટ થશે. આ મારી ગણત્રીમાં, કદાચ ૫ થી ૧૦ ફીટનું અંતર આવે તો ભલે. મ્હેં મ્હારી મુસાફરી દરમ્યાન અનેક પુરાણી ખંડીયેર ઈમારતોને

અજાયબી

ભારતની પુરાતન કલાનાં દર્શન



મ્હારી આ રીત મુજબ માપી છે. અને અંતે આ ગણત્રી આબાદ સાચી નીવડી છે. આ ગણત્રી મુજબ હું બાબીલોન અને નિનીવેહના પુરાતન ખંડીયેરો ગણી આવ્યો છું. તેમ જ ઈમારતોની લંબાઈ પહોળાઇ માપવાનો મ્હારી અદના અક્કલ મુજબનો મ્હને સારો અનુભવ છે. આ મંદિરમાં દાખલ થતાં જ દરવાજાપર કાળા પત્થર ઉપર બાળબોધ લીપીમાં श्री गणेशायन: એવું લખેલું છે. તેમજ આખી તખ્તી બાળબોધ હરફોમાં લખાઈ છે. તેવો આ એક જ લેખ નથી. આવા અનેક લેખો અંદર આવેલા છે. તેમજ અંદરના ભાગમા ૨૨ ઓરડીઓ આવેલી છે, તેઓના દરવાજા ઉપર બીજા ૧૩ લેખો કાળા પત્થર ઉપર બાળબોધ લીપીમા લખેલા છે. છતાં આ ૧૩માં ફક્ત એક પત્થર ફારસી ભાષામાં લખેલો છે. જ્યારે બીજા બે થી ત્રણ તો બરાબર વંચાતા નથી. તે ભાષા કદાચ પાલી ભાષામા હોય. અથવા પુરાતન સંસ્કૃત હોય. હું બાળબોધ લીપી વાચી શકું છું; પણ ઉપર કોતરેલી ભાષા સ્હમજી શકયો નથી, મ્હને સંસ્કૃત આવડતું નથી, તેમ માગ્ધી કે પાલી ભાષાનો મ્હને અભ્યાસ નથી. શરૂ થતું મથાળું હું મ્હારી ડાયરીમાં ટપકાવી લાવ્યો છું, જે નીચે મુજબ છે:—

હિંદુ ભાઇઓનું મંદિર

श्री गणेशाय नम. श्री रामजी सत. श्री नु. श्री ता. श्री सारा सवंत १२०)॥.

(લેખ બહુ લાબો છે હું ફક્ત બે લાઇન લખી લાવ્યો છું.) તે ઉપરથી લાગે છે કે સવંત ૧૨૦ વર્ષે એટલે આજથી લગભગ બે હજાર વરસનું પુરાણું મંદિર છે.

આ બધું જોયા પછી તખ્તી વાંચ્યા પછી કોઇ પણ હિન્દુસ્તાનીને શંકા થાય જ નહિ કે આતશખાનું છે; પણ ખાત્રી થઇ જાય કે આ હિન્દુ ભાઇઓનું મંદિર છે. ભારે અજાયબી એ છે કે હિન્દુ ભાઇઓનું મંદિર અહિં કયહાંથી? મુસલમાન ભાઇઓ પોતાના રાજ્યકાળમાં પુરાતન ઇમારતોનો નાશ કરતા નહિ હોવાથી આ મંદિર આબાદ રહ્યું છે; જ્યારે રૂશિયનો મુસલમાન કાળની સુંદરમાં સુંદર તાજમહાલ જેવી ઇમારતો ફના કરતા જાય છે. આ ઉપરથી એટલું તો સ્હમજી શકાશે કે આગળના જમાનામાં હીંદુ ધર્મ માનનાર કોઇ શ્રીમંત અહિં વસતો હોવો જોઇએ. અફસોસ કે મ્હારા



હીંદુ ભાઇઓ કૂપમંડૂકની જેમ આજે હિંદમાં પુરાઇ બેઠા છે. કોઇવાર દુર દેશાટન કરતા નથી. ને યુરોપીઆન મુલકમાં જતા નથી, તો પાડોશના ઇસ્લામી મુલકોમાં તો ક્યાથી જાય ? આજના નવગુજરાતને મ્હારી અરજ છે, આજના ઇતિહાસપ્રેમી હિન્દુ કે મુસલમાન ભાઇને મ્હારી અરજ છે કે તરત જ ઇતિહાસિક જાણકારોનું એક ન્હાનું મંડળ બાકુ પાસે આવેલા આ મંદિરની તપાસ કરવા મોકલવું. હજી ત્યાંની તખ્તીઓ બધી ઉકલે એવા અક્ષરો સાથે સલામત છે. તેથી આસપાસની શોધખોળ કરતા જરૂર નવું જાણવા અને મગરૂરી લેવા જેવું મળી આવશે. અજાયબી તો એ છે કે આજ સુધી અહીં કોઇ હીંદુભાઇના પગલા નથી પડયાં, હું હિન્દનો વતની હોઇ મુસલમાન હોઇ અચાનક જઈ ચડયો, તેથી મ્હારી આ હકીકત જાહેર કરૂં છું. અને વધુ શોધખોળ માટે કોઇ ઇતિહાસપ્રેમીને મોકલવા ઉદાર હાથે નાણાં ખર્ચવા હિંદના શ્રીમાનોને અપીલ કરૂં છું. જો મ્હારો આ અવાજ ઉપાડી લેવામા આવે તો મ્હને ભારે આનંદ ને સંતોષ થશે.

**ઇતિહાસપ્રેમીઓ અને શ્રીમાનોને મ્હારી નમ્ર અપીલ**

આ દેવળના બધા ઓરડા ગુફા જેવા નહિ પણ ખુલ્લા છે. વચમાં એક ચાર ફુટ ચોરસ ખાડો છે. હું ધારૂં છું કે તે યજ્ઞકુંડ હશે. અથવા ત્યાં કોઇ મૂર્તિની બેઠક રાખવામાં આવી હશે; કેમકે આ ખાડા ઉપર એક ઘંટ ટાંગેલો છે, આ સ્હજજૂનો ઘટ હાલમાં કાટથી સદંતર લીલો થઈ પડયો છે. મંદિરની બાંધણી કિલ્લા જેવી છે. આશરે ૧૦ ફીટ દૂર જમીનમાંથી કુદરતી ચમત્કારીક વરાળ નીકળે છે. હાલમા આ વરાળની જગા પર બે ફીટ પહોળા મોઢાની પાઇપ જડી લેવામા આવી છે; જેમાથી શેષનાગ ફુંફાડા મારતો હોય તેવી રીતે જોશબંધ વરાળના ગોટેગોટા નીકળે છે. અને આ મદિરથી ૨૦૦ ફીટ દૂર કુદરતી અગ્નિ બળે છે, જે કદી બુઝાતો જ નથી. આજે જમાના થયાં એ અગ્નિ દેવતાનું દર્શન અખંડ રીતે ચાલુ છે. આ જમીનની ચમતકારીક તાસીર લઈ ને પુરાણા પારસીઓ આતશની આરાધના કરવા અહિ આવતા હશે. તેથી તે આતશખાના નામે પ્રસિદ્ધ થયું છે. આ દેવળ કોણે બંધાવ્યું ? ક્યારે બંધાયું ? વિ૦ ખરેખરી હકીકત જાણવાજોગ થઈ પડશે. તેમજ એની તખ્તીઓ બધી સલામત હોવાથી શોધ માટે આવનાર ભાઈઓ કંઈ નવું જાણ્યા વિના ખાલી હાથે તો પાછા નહિ જ ફરે એવી મ્હને ખાત્રી છે.

**પુરાણું ઘંટ**

**ચમત્કારિક અને અખંડ અગ્નિદેવતાના દર્શન**

સાજનો સમય થવાથી હું પાછો ફર્યો અને તા. ૩૦ મી ઓગસ્ટ ૧૯૦૨ ના રવિવારે ૪ વાગે તિફ્લીસ જવા ઉપડયો

આખી રાત રેલ્વેમા જ ઉંઘ ખેંચી કાઢી. બીજે દિવસે તા. ૩૧ મી ઓગસ્ટની સ્હવારે નવાજ મુલકમા આવી પહોચ્યો હતો. ટ્રેનના ડબ્બામાથી બહાર ડોકિયુ કાઢતા સુકકા ઘાસના તણખલા વગરનો વેરાન મુલ્ક પસાર કરી લીલીછમ ભુમિપર આવી પહોચ્યો હતો. અહીં હવા પણ બદલાઈ ગઈ હતી. દમ લેતા લીલા ઘાસની ઉલ્લાસમય સોરમ આવતી હતી અને ઝાડપાન પોતાની જુદી જુદી ઘટા બતાવી રહ્યા હતા જેમ જેમ તિફ્લીશ નજદીક આવતું જતુ હતુ તેમ તેમ સુદરતા વધતી જતી હતી. ચરતા ઢોરો અને ખેડુતો વધતા જતા હતા. આ શહેરની વચ્ચોવચ કુરા નદી વહે છે એનું પાણી ગંદુ નથી, પણ નીતર્યું લાગે છે. આપણી કાઠીઆવાડની ભાદર નદી જેવડી મ્હોટી અને વિશાળ હોઈ તેનો પ્રવાહ પણ અતી વેગસાથે જોશબંધ વ્હયો જાય છે. અમારી ટ્રેન દશ વાગે તીફ્લીશ સ્ટેશને આવી પહોચી. અહીં એક કલાક ઉભી રહેવાની હોવાથી હું ગામમા લટાર મારવા ઉતરી પડયો. ઉડતા પક્ષીની જેમ ઉડતી નજર નાખી જે ઝપાટાબંધ જોઈ સાભળી આવ્યો છુ તે અહિં રજુ કરૂ છુ એક ખુશનુમા અને મનોરમ શહેર કેવું હોય ? કેવી જગ્યા પર વસાવી શકાય, એ જાણવાની ઉત્કંઠા હોય તેણે આ કોકેસ માઉન્ટની છાયામા વસાયેલા ટ્રાન્સ કોકેશીયાના તીફ્લીસ શહેર સુધી આંટો મારી જવો જોઈએ. એ ધકકો અફળ તો નહિ જ જાય. પહાડ અને ડુંગરાના ઢગલા પર જ આ આખુ શહેર વસાયલુ છે. ઢયાણુ એકધારી ઉચી હોવાથી આખું શહેર ભીનાશથી મુક્ત છે. દરેક ઘર પર આવેલા લાલ નળીયાનો દેખાવ મોહક અને રળીયામણો લાગે છે રેલ્વે સ્ટેશન પહાડની ટોચ પર આવેલું છે. આ ઉડતી નજરે શહેરનો દેખાવ જેટલો સુદર છે તે કરતા ગામમા દાખલ થતા વધારે મોહક લાગે છે. આ શહેરની વસ્તી ૧૬૧૦૦૦ માણસોની ગણાય છે. તેમા ૫૦૦૦૦ તો મુસલમાનો જ વસે છે, બાકીના ખ્રિસ્તી અને યહુદી લોકો છે. અહિંના મુસલમાનો લગભગ બધા જ શિયા પંથના છે. હું કોકેસમાઉન્ટ એટલે ટ્રાન્સ કોકેસ બાકુથી ઠેઠ "Sea of Azof" સુધી પૂર્વથી પશ્ચિમ સુધી ફરી વળ્યો છુ એ કોકેસ પર્વતની છાયામા વસતા લોકો બધા જ ખુબસુરત ચ્હેરાવાળાં

ખુશનુમા તિફ્લીશ શહેરમાં

અને ઘાટીલા બાંધાનાં જોનારેને મોહ પમાડે એવી સુંદર જાતનાં છે. આ લોકોની જાત " ગુર્જન " નામે ઓળખાય છે. કદમાં પહાડ જેવા મજબુત છતાં તેટલા જ રૂઆબદાર અને અમીરી વંશના કોઈ ઉચ્ચ ખાનદાન લોકો હોય તેવા, દેખાવમાં પ્રતિભાશાળી લાગે છે, સ્વભાવમાં મિલનસાર અને માયાળુ છે. તેઓ ઉપકારની કદર કરનારા ગણાય છે. મર્દોનો પોષાક પાટલુન ઉપર લાંબો મર્દાની ઝભ્ભો જે ઠેઠ પગની પીંડલી સુધી લંબાય તેવો. એના ખભા અને બાંયો પડાણુ ફેશનની ખૂબ પહોળી હોય છે. ઉપર સોનેરી રીત મૂકવાથી જરા અજબ વિચિત્ર દમામભર્યો લાગે છે. પગમાં લાબા લશ્કરી હોલ બુટ પહેરે છે, માથે ચામડાની રૂવાંટીદાર મ્હોટી ટોપી જે એ લોકોના સુંદર ચ્હેરાને ઓરણી વધારે દામામદાર બનાવે ને શોભી રહે છે. તેના મથાળે × ચોકડી જેવા આકારની જરીની પીત, કમરે પટા ઉપર રૂપેરી ખંજર કે કટારને મળતું આવે એવું જંબીઆ નામે હથીઆર લટકાવીને તેઓ ફરે છેઃ આ પ્રજા લડાયક ખમીર ધરાવનારી હોવાથી મુખ્ય કરીને રશિયન સરકારની નોકરીમાં જ જીવન ગાળે છે, તેમાંના કેટલાક ખેતીવાડી કરે છે. વાણીયાગત અને વેપારીબુદ્ધિથી એ લોકો ઘણા દૂર રહે છે. તેઓ મળતાવડા સ્વભાવના અને એક ચણાની બે ફાડ જેવી તડફડ વાત કરનારા જણાય છે : હું નાનપણમાં કહાણી કથાઓમા સાંભળતો આવ્યો છું કે કોહેકાફના પહાડમાં પરી ને અપ્સરાઓ જ વસે છે. આજના સુધરેલા વીસમી સદીના વૈજ્ઞાનિક યુગના માણસો જીન અને પરીઓની વાતોને હંબગ માનનારા હોય તો ભલે; પણ હું તો આજે મારી નજર સ્હામે સાચે જ અપ્સરાઓને ઉભેલી જોઉં છું. કેટલીક મ્હારી બાજુમાં જ બેઠી છે. કેટલીક ચાલે છેઃ કોઈ શિલ્પીએ રાજરાણીના બગીચા માટે સંગેમરમરનું પુતળું ઘડી કાઢ્યું હોય તેવી તો એ નાજનીનો સુંદર લાગે છે.

ખુબસુરત ગુર્જન જાતના મર્દો

પુરૂષોનો પહેરવેશ

એ રૂપાળી નાજનીનો જન્નત સમા એ દેશને ખરેખર સુખી ને સુંદર બનાવે છે. અહિં રહેનારાઓની પણ અદેખાઈ આવ્યા વગર રહેતી નથી : શું એ સ્ત્રીઓની બદામી સુંદર આંખો અને તાજા ગુલાબ સમો પમરતો ચ્હેરો ! તે હસે છે, ત્યારે જાણે ગજબ કરે છે ! દાડમસમી દંત પંક્તિઓ અંધકારમાં ફાટતી વિજળી જેવી અથવા મોતીની સેર જેવી લાગે છે. લાંબી મોહક સરોવરના ઝાડ જેવી ગરદન ઉપર સુન્હેરી વાળોની લટ ફરકી રહી છે. જાણે

અપ્સરા સમી ફૂટડી નારીઓ



દુનિયાભરની સુંદરતા એ અપ્સરા સમી ગુર્જન નારીની ગુલબદન દેહલતામાં કુદરતે ઢાલવી ઢાલવીને ભરી છે ! નાક કંઈ ચપટું નથી, સુંદર મોહક અને અણીયાળું છે, એની ગોરી પીઠ ઉપર સુંદર સોનેરી વાળના લાંબા ચોટલા લટકે છે અને માથા ઉપર દુનિયાનું તાજ ઝૂકતું હોય તેમ એક ઇંચ દીવાલની ઉંચી ઉપરના સાધા વગરની ગોળ મોટી રીલ જેવી ટોપી પહેરે છે. એ ઉંચી મખમલ કે લાલ લીલા અને પીળા રંગના ચળકાટ મારતા રેશમની હોય છે. ઉપરનું જીક કસબનું ભરત કામ અથવા બનાવટી હીરા મોતીથી ગુંથેલું હોય છે, જેમ ગુર્જન પુરૂષોના માથા પર મર્દાનગીભરી મ્હોટી રૂવાટીદાર ટોપી તેનો ભપકો વધારે છે, તેમ પુરૂષોના અંતર પર રાજ કરતી રાજરાણી થવા જન્મેલી એ સ્ત્રીઓના માથા પર બનાવટી તાજ જેવી એ ટોપીઓ ખરેખર મોહક લાગે છેઃ એક ઇંચ દીવાલની એ ટોપી નીચે સફેદ ઝીણાં મુલાયમ નેટના લુગડાનો રૂમાલ મુકેલો હોય છે. પહેરવેશમાં ગરદનથી તે પગ સુધી સુંદર ઝભ્ભો અને બદીઆન, પગમાં સુંદર જરીબુટીવાળા રમકડા જેવા લાગતા બુટ :

સુંદરીઓની સિફ્તમાં મહાકાવ્ય ઉકેલનાર કવિની જરૂર છે

એ સ્ત્રીઓની સુંદરતાનું ખરેખરૂં વર્ણન તો કોઈ કવિ જ કરી શકે; હું તો એટલું જ કહીશ કે એ સ્ત્રીઓ ખરેખર કોહેકાફની પરીઓ જ છે. દેવીઓને ( પરીઓને ) જેટલી ઉન્નત કલ્પી શકાય તેટલી એ ઉન્નત છે. એક નજરે મનુષ્યનું હૃદય પલટાવે એવા સજીવન ચમકારા તેઓની આંખમાં ચમકતા દેખાય છે એના ગૌર અને ઘાટીલા મુખ ઉપર એક જાતની અજબ મોહકતા રમે છે. એના કંઠમાં બીનતા હલકને મહાત કરે એવો સુરીલો અવાજ છેઃ એ સુંદરીઓની સિફ્તમાં કુદરત નીરખનાર કોઈ ગાંડો કવિ હોય તો જરૂર મહા કાવ્ય રચી શકે. સુંદર ને બહાદુર પુરૂષો, કુદરતની ખુબસુરતીના નમુના રૂપ નાજનીનો અને હરીઆલો દેશ જોઇને એમ જ લાગી આવે છે કે પરવરદીગારે પોતાની બધી જ ખુબસુરતી કોહેકાફની તળેટીમાં છૂપાવી રાખી હશે. આબોહવા પણ ખુશનુમા હોઈ, પાણી પણ ગુણકારક હોઈ જીવન જરૂરીઆતની ચિજો તરકારી ફ્રુટ આદિ દરેક વસ્તુ સસ્તી છે. ઓ વાચક ! ત્હારો વિચાર દુનિયામાં જન્નત જોવાનો હોય તો એક વખત અહીં આવી જજે.

અહિંની આ કોકેસ રેલ્વે તબ્રીઝ અને તહેરાન સુધી જઈ શકે માટે ગયા નવેમ્બર માસમાં જ રશિયન સરકારે ૯૦ નેવું લાખ રૂબલની ગંજાવર



રકમ મંજુર કરી છે. તેમજ જોઈતા માલનો ઑર્ડર પણ રૂશિયન પેઢીઓને અપાઈ ગયો છે. જો આ રેલ્વે તહેરાન સુધી પહોંચી તો પછી ત્યાંથી ઇસ્ફહાન સુધીનો માર્ગ સપાટ છે. નદી નાળાં કે ટેકરાની ગુરફેલી વગરનો હોવાથી ટ્રેન માર્ગ આગળ વધારવાની લાલચ થયા વગર રહેશે નહિ. કૂચ કદમ રેલ્વે લાઇનો વધારતી જવાની રૂશિયન રાજનીતિનું થોડા વરસો પછી સુંદર પરિણામ આવ્યા વગર રહેશે નહિ. આવી સગવડ થયાં પછી ઓ વાચક! આવા એક અપ્સરાઓના મુલકમાં વસવા જઈ તું પાછો ફરવા ચાહશે ખરો, જવાબમાં હું જ કહીશ કે ના, ના, કદી નહિ! હરગીઝ નહિ!

૯૦ લાખને ખર્ચે નવી રેલ્વે લાઇનં નખાશે

તરત ટ્રેન ઉપડવાની સીટી થઇ અને હું પણ ઉપડવાની દોડાદોડમાં પડ્યો. ટ્રેન તો ચાલી પણ એ મનોરમ શહેરની કુદરત જોઇને દિલ ધરાતું નહોતું. તેમ આ મુલકની પુટઠી ઓરતોના સુંદર ચહેરા પણ વિસરાતા નહિ. ટ્રેનની મુસાફરી પહાડી મુલકમાંથી જ ચાલતી હોવાથી આગગાડીમાં બેઠાં બેઠાં આસપાસની મનોહર કુદરત હું નિહાળી રહ્યો હતો. ઠેરઠેર પહાડી દરોળ વચ્ચે આવેલા ખંડીયેર કિલ્લાઓ દેખાતા હતા. આવા અનેક કિલ્લાઓ જોઇને મ્હને એમ લાગ્યું કે આ બેકાર કિલ્લાની દિવાલો પાછળ તેનો ભવ્ય ભૂતકાળ છૂપાયેલો હશે. એ શૂરવીર જાતના ખાંડાના ખેલો, એ વીરોત્તમ વીર પ્રજાનો શૌર્યભર્યો ઇતિહાસ પણ ખરેખર જાણવાજેવો હોવો જોઈએ. આ પહાડની તળેટી પર કેટલી આબાદ ખેતીઓ દેખાય છે! ઠેરઠેર રેલ્વે સ્ટેશનો પર પેર, અંજીર, પીચીસ, ને અંગુર ખખડીવકડી જાય છે, ને એટલા તો સસ્તા હોય છે કે ન પૂછો વાત.

એક ખુશનુમા મુસાફરી

પુરાતન કિલ્લાઓ

આ રેલ્વે કારસ સુધી જાય છે. કારસનો કિલ્લો આજ સુધી રૂશિયન સરકારે મરામત કરી જાળવી રાખવાની દરકાર કરી છે અને તેમાં લશ્કરી છાવણી સ્થાપી છે. કારસથી અર્જરૂમ જવાનો માર્ગ છે. તેમજ ત્રેબીઝોન્ડથી પણ અર્જરૂમ જવાય છે. કારસ જવા માટે માર્ગમાં ટ્રેન બદલવી પડે છે. પણ હું જે ટ્રેનમાં બેઠો છું તે સીધી બાટુમ જવાની છે.

રૂશિયન લશ્કરની છાવણી

ટુંકમાં તિફલીશથી બાટુમ જવાનો રસ્તો કુદરતના એકએકથી સરસ રમણીય દેખાવોથી ભરપર છે.

આખી મુસાફરી થાક ભૂલાવી તાઝગી બક્ષે એટલી દિલપઝીર છે.

**કુદરતને ખોળે હું પણ મ્હારૂં દુઃખ વિસર્યો.**

પહાડી ચઢાણ, પહાડોની હાર હાર પાસે વ્હેતી કુરા નદી અને જમીનપર લીલાછમ ઘાસ જેવી હરીયાળી ચાદર બીછાવવામાં આવી હોય તેવી લીલોતરી જોતાં જોતાં મુસાફર થાકતો જ નથી. વળી ટ્રેન કુરા નદીની લગોલગ તટ પર જ મુસાફરી કરે છે ત્યારે એનો જોશબંધ વ્હેતો પાણીનો વેગભર્યો દેખાવ એટલો બધો દુઃખ ભૂલાવનારો હોય છે કે હું હમેશાં મ્હારા કેપટાઉનમાં વસતા કુટુંબને યાદ કર્યા કરૂં છું તે જો આખી મુસાફરીમાં કોઈ વાર ઘડીભર ભૂલી શકયો હોઉં તો આ મનોહર દેખાવ જોઇને જ. એટલું આ તરફની કુદરતને ન્યાય આપવા હું કબુલ કરૂં છું. કોઇ વાર કુરા નદીમાં રેલ આવી ટ્રેનના પાટાને જોખમમા નાખી ના જાય માટે કિનારે કિનારે સફેદ પથ્થરના બંધ બાંધીને મજબુત બાંધકામ કરવામાં આવેલ છે. ઉંચા નીચાં મરોડમાં સર્પ ગતિથી વાંકી ચુકી જતી ટ્રેન તેમજ વચ્ચે આવતા બે ત્રણ બુગડાઓ, મુસાફરીમાં ગમત આપે છે. બુગડા લાંબા અને અંધકારમય હોવાથી ટ્રેનમાં દીવા પ્રગટાય

**કૉકેશીઅન પહાડોની હારમાળામાં દોડતી ટ્રેન**

છે. સરસમાં સરસ દેખાવો મ્હારી મુસાફરીમાં જોવામાં આવ્યા છે, તેમાં આ દેખાવનો એક વધુ ઉમેરો થાય છે. હું કુદરતના પાલવમાં શાંતિ શોધવા ભટકતો મુસાફર છું; એથી આવા એકાંત સ્થળો જોઈ મ્હારા હૈયામાં ઉલ્લાસની છોળો ઉડે છે. જાણે આવા જ સુંદર દેખાવો જોતાં જોતાં હું મ્હારી તમામ જીંદગી પુરી કરૂં. આ બાટુમ, તીફ્લીસ ને બાકુ રેલ્વે લાઈનની લંબાઈ ૫૬૦ માઈલની છે વચ્ચે ટ્રાન્સકાસ્પિઅન રેલ્વે લાઇનનું જંકશન પણ આવે છે. અંતે આ ખુશનુમા મુસાફરીનો પણ છેડો આવ્યો ને હું બાટુમ આવી પહોંચ્યો અને હૉટેલ ઈમ્પીરીઅલમાં ઉતર્યો.

**બાટુમની વસ્તી અને મુસલમાનો**

આ બાટુમ બંદર કાળા સમુદ્ર પર આવેલું હોઇ એની વસ્તી ૩૦૦૦૦ માણસોની કહેવાય છે. તેમાં ૧૫૦૦૦ એટલે તે અર્ધો અર્ધ મુસલમાનોથી વસાયલું છે. આમાં ફક્ત ૨૦૦૦ બે હજાર મુસલમાનો જ શિયા પંથના હોઇ બાકીના બધા હનફી પંથના છે. આ બંદરમાં ત્રણ મુખ્ય મસ્જીદો આવેલી છે જેમાંની એક જામીઆ આજીજીઆ અમ્હારી હોટલ પાસે નઝદીક આવેલી હોઈ બંદર પણ પાસે જ છે. તેથી પહેલી મુલાકાત આ મસ્જીદની જ લીધી. આશરે ૨૦૦ x ૨૦૦ ફીટ જેટલી જગા તે રોકે છે. અંદર દાખલ થતાં વચ્ચોવચમાં જામીઆ ( પાઠશાળા ) આજીજીઆ બાંધેલી છે. આસપાસ બગીચા માટે



**જામીઆ આજીજી-આની મુલાકાતે**

ખુલ્લી જગા પણ છે અને ૧૭૫ ફીટ ઉંચાઈ ધરાવતો મિનારો પણ બંધાવેલો છે. ઉપર ચંદ્રરોકુ તુર્કી ધાટની નીશાની છે. કારણ કે જ્યારે તુર્કી રાજ્યના અમલ હેઠળ આ મુલક હતો; ત્યારે આ મસ્જીદ બંધાઇ હતી.

એના હાલના ઈમામ હાજી અબદુલા બીન હાજી મહમદ મુદરરીશ ખુબસુરત ગુર્જન જાતના છે. તે ધર્મે સુન્ની મુસલમાન છે. આ બુઢ્ઢા ગુર્જન ગૃહસ્થે એક દૂર દરાજ વસતા ઈસ્લામીભાઇ તરીકે મ્હને હરખભેર આવકાર આપ્યો હતો. અહિં બંદરના કિનારે આવેલા કાવાખાનામાં તુર્કી મુસલમાનો ચા પીએ છે અને દામ રમે છે. બાટુમમાં ફરતાં મ્હને જણાયું કે બાટુમનો કિનારો બેશક રળીયામણો હોઇ બીજના ચાંદ આકારનો છે. એનો આખો કિનારો રેતી કે મ્હોટા મ્હોટા પત્થરાથી નહિ પણ સફેદ ન્હાના ન્હાના કાંકરાઓથી છવાયેલો હોઇ ભરતીના વખતે ધોવાઈને પાછા સફેદ થતા કીનારાને જોઈ જાણે ચાવલ કે ઘઉં ભરાયલા પડયા હોય તેવો ભાસ થાય છે. આખા કિનારે આવેલી ઝાડોની ઘટા એની મોહકતામાં અનેકગણો વધારો કરે છે. બંદર ઉપર આવેલી સ્ટીમરો ઉપર રૂશિયન તુર્ક અને ઈટાલીયન તેમજ ઇંગ્લીશ વાવટા ફરકી રહ્યા છે. તેમજ બાટુમનું બંદર તેમજ રસ્તાઓ પણ સફાઇદાર અને મોહક છે.

**બાટુમનો રળીયામણો કિનારો**

ફક્ત આજથી ૭૫ વરસ ઉપર આ સોહામણો દેશ તુર્ક સરકારને તાબે હતો. છેલી તુર્ક રૂશિયન લડાઈ પછી સન ૧૮૭૮ માં સમાધાની માટે જર્મનીના પાટનગર બર્લીન ખાતે મળેલી રાજદ્વારી કોન્ફરન્સે બાટુમ, અર્દાહન અને કારશ ત્રણે ખુબસુરત ને હરીયાળા મુલ્કોનો કબજો રૂશિયાને અપાવ્યો. અને વળી એવા કરારનામાં ઘડવામાં આવ્યાં હતાં કે જેથી તુર્કી સરકાર કદીજ માથું ઉચકવા પામેજ નહિ. એ બર્લીનનો નાશકારક કબાલો તેમજ તુર્કીના સુલતાન અને બ્રિટીશ રાજ વચ્ચેનો કબાલો જે તા. ૪ જુન ૧૮૭૮ માં ઘડવામાં આવ્યો છે તેમાં લખ્યું છે કે—

**બરલીન કોન્ફરન્સમાં ઘડાયેલો કરાર**

England undertaking to Protect the Sultan's Asiatic Empire by force of arms if need be, the Sultan Promising to introduce all necessary reforms in the Government of his Asiatic Villay gets and to assign the island



of Cyprus to be occupied and administered by England as long as Russia should continue to hold Batum, Ardahan and Kars. The Promised reforms are yet to come the British occupation and administration of Cyrups.

કમનસીબ તુર્ક શહેનશાહત.

પૂર્વ તરફનો ઇરાનના શાહનો મુલક અને બાજુમાં આવેલો તુર્ક શહેનશાહનો મુલક એ બન્ને શિયા સુન્ની મુસ્લીમ રાજ્યોની સરહદો એક જમાનામાં જોડાયેલી હતી. તેમાં આ કરારથી વચલા ત્રણ દેશો બાટુમ, અર્દોહન અને કારશ રૂશિઅન રીંછ પચાવી બેઠો એથી બે મુસ્લીમ રાજ્યોની સરહદો દુર ખેંચાઈ ગઇ અને વચ્ચે ખ્રિસ્તી રાજની સરહદ ઠોકાઈ ગઈ. બેની લડાઈમાં ત્રીજો ખાય તે આનું નામ, ખૈર હું કંઇ તવારીખ લખવા નથી બેઠો. પણ જે જે પ્રાંતમાં હું દાખલ થયો છું તેની ટુંક રૂપરેખા આપું છું એક દિવસ મુસલમાનોનો મુલક કેવો હતો ને આજે કેવો છે?

આવા ખુબસુરત મુલ્કો તુર્કીએ ગૂમાવ્યા છે, તે ખરેખર તુર્કી રાજ્યની મ્હોટામાં મ્હોટી કમનસીબી જ લેખાશે. અને હજી પણ તુર્કીની વધતી જતી કમનસીબી તેને કયાં ઘસડી જાય છે એ જોવાનું છે.

બ્રિટીશ કોનસલની મુલાકાતે

અહિં બ્રિટીશ કોનસલનું મથક હોવાથી હું તેમની મુલાકાતે ગયો. અહિંના અંગ્રેજ કોનસલ મી. પેટ્રીક, ડબલ્યુ, સ્ટીવન્સ છે, એ અંગ્રેજ સીધો સાદો હોઈ ખરેખર ભલો અને માયાળું આદમી લાગે છે. તુર્કસ્તાનની મુસાફરીમાં એક અંગ્રેજ રૈયત તરીકે મ્હને જે અનુભવ મળ્યો તેની વાત તેમની આગળ કરી. તેમજ એમનો મિલનસાર સ્વભાવ જોઈ મ્હારે હવે ક્રિમીઆ જવું કે ત્રેબીઝોન્ડ થઇને સંતમ્બુલ જવું એ માટે એમની .સાથે મસલત કરી. એ ભલા કોનસલે મ્હને સલાહ આપી કે જ્યારે તમે મુસલમાન મુલ્કોની નોંધ એકઠી કરવા નિકળ્યા છો ત્યારે ક્રિમીયા જવું સૌથી વધારે સરસ થઈ પડશે. એથી તમે આખા કોકેશીઅન પર્વતની તળેટીએ વસેલા ખુબસુરત મુલ્કો જોઈ શકશો. વળી અસલમાં રૂશિયન શહેનશાહતમાં સમાઈ ગયેલા ચાર મુસ્લીમ ખાનાટોમાં ત્રણ તો તમે જોઇ આવ્યા છો, તો આ ચોથો ખાનાટ પણ જોઈ લ્યો, આ સલાહ મ્હને ખરેખર બરાબર લાગી ને મ્હારો ક્રિમીયા જવાનો વિચાર ઢચુપચુ હતો તે મજબુત થયો.

એ ભલા કોનસલે આપેલી સલાહ



વાચક ! એ ચાર ખાનાટ કયાં તે હું ગણાવીશ અસલમાં તારતરી મુસલમાનના વિજય કાળમાં—

તારતરી શહેનશાહતના ચારે મુખ્ય ખાનટ

૧ ખાનાટ ઑફ સૈબેરીયા.
૨ ખાનાટ ઑફ કાઝાન.
૩ ખાનાટ ઑફ આસ્રાખાન.
૪ ખાનાટ ઑફ ક્રિમીયા.

આમ ચાર ખાનાટ રચવામાં આવ્યા હતા. આમાંના ત્રણ હું ફરી આવેલો, એટલે ચોથું જોવાની સ્વાભાવિક ઉત્કંઠા થઈ. એથી સંતમ્બુલ constantinople જતી ૭ બંદરો કરતી સ્ટીમરમાં નહિ જતાં આખા કૈકેશિયન પ્રાંતની પ્રદક્ષિણા કરી શકાય; ને ક્રિમીયા તરફના મુસલમાનોની રાહ રસમનો અભ્યાસ કરવાની લાલચથી ૭ ને બદલે ૨૨ બાવીસ બંદરો કરતી સ્ટીમરની ટીકીટ મેળવવાની ગોઠવણમાં પડયો. તપાસ કરતાં રૂસ્કોએ ઓબસેસ્તવા નામની કંપનીની કશેનીઆ નામની સ્ટીમર જે ખાસ રૂશિયન સરકારી મહેલ સ્ટીમર ગણાય છે, તેના બીજા વર્ગની ટીકીટ મેળવી. આ મહેલ સ્ટીમરમાં ચાર ક્લાસ (વર્ગ) હોય છે. તેમાં પહેલા અને બીજા વર્ગની ડેક એકજ હોઈ ફક્ત સુવાની કેબીન જુદી જુદી હોય છે. મ્હને હમેશાં ઉપરની છત્રી પર બેસવાનું મનગમતું થઇ પડે છે. સેકંડ કલાસની ટીકીટમાંજ ઉપલી છત્રીનો લાભ મળતો હોવાથી ફર્સ્ટ કલાસની ટીકીટ લેવાની જરૂર રહી નહિ. તા. ૧ આગસ્ટ ૧૯૦૨ ના સાત વાગે હું સ્ટીમર પર ગયો. એ સ્ટીમર રાત્રે બે વાગે ઉપડી. આ રૂશિયન મેલ સ્ટીમર અતિ નિયમીત ચાલનારી હોઈ બરાબર વખતસર બંદરે પહોંચે છે. આ લાઈન બાટુમથી છેક ઓડેસા સુધી જાય છે, જે ૨૨ બંદરો પર ઉભી રહે છે, તેની ટીપ નીચે આપું છું.

પ્રોગામ ફેરવીને સ્ટીમરમાં ચઢી બેઠો.

૧ બાટુમ. ૨ પોટી. ૩ ઓચમેચરી. ૪ સુખુમ. ૫ ઓફોન. ૬ ક્રુદાઉન. ૭ કાગરી. ૮ આલદર. ૯ સચ્ચા. ૧૦ તુવાબસે. ૧૧ જુબ્બા. ૧૨ ગલેનજીક. ૧૩ નોવોરોશીશક. ૧૪ અનાપા.

બાટુમથી ઓડેસાની લાઇનમાં આવતા બાવીશ બંદરો

ઉપલા ૧૪ બંદરો કોહેકાફ પર્વતની પાતાળ તળેટીમાં આવેલા છે. જ્યારે નીચલા ૭ સાત બંદરો ક્રિમીયા પ્રદેશમાં સમાઈ જાય છે.

૧૫ કરચ. ૧૬ ફ્રેઓદોશીઆ. ૧૭ સુદાક. ૧૮ આલુસ્તા. ૧૯ યાલતા. ૨૦ સ્વાસ્ટંપોલ. ૨૧ યેવાતોરીઆ. ૨૨ ઓડેસા.

પોર્ટીબંદર

તા. ૨ સપ્ટેમ્બરના બુધવારે સ્હવારે ઉઠીને કેબીન બહાર આવીને જોઉં છું, તો સ્ટીમર પોર્ટીબંદરમા આવી પહોચી હતી. આ બંદર અને બાટુમ વચ્ચે રેલ્વે ચાલે છે. ઝટ નાસ્તો કરી પોર્ટીબંદર પર ઉડતી નજર નાખવા, ડેકની ઉપલી છત્રી ઉપર જઈ બેઠો. અત્યારે સ્ટીમર ચાલવા માંડી હતી. અને કિનારે કિનારે જ ચાલતી હતી. થોડા કલાક બાદ અમ્હે ઓમચેરી જે ફક્ત ન્હાનકડું છે ત્યાં આવી પહોચ્યા.

ન્હાનકડુ ઓમચેરી

ઉપલા બન્ને બંદરોમા મુસલમાનોની વસ્તી સારી સખ્યામા હોય એમ અનુમાન કરી શકાય છે. અહિંયા ફતેહમારી જેવા ન્હાના ન્હાના વ્હાણો દેખાય છે, જેની ઉપર તુર્કી વાવટો ફરકી રહ્યો છે. તે પછી આવ્યુ સુખુમ બંદર, આ બંદર પાસેથી કોકેશિઅન માઉન્ટનો અતિ મનોહર દેખાવ શરૂ થાય છે. એ બંદર એક બાગેબહેશ્ત જેવો સુદર દેખાય છે. એની મનોહર કુદરત નિહાળવા સ્ટીમરના ઘણા ઉતારૂઓ બહાર ડેક ઉપર આવીને જોઈ રહ્યા હતા એના મનોહર દેખાવના ફોટોચિત્રો વેચાય છે. કાશ્મીર જેવા સુંદર મુલક માટે જેટલી તારીફ કરવામા આવે છે, તેટલી આ કસબા માટે પણ કરવામા આવે છે. એના સુંદર ફોટા ચિત્રો તેમજ સ્ટીમર પરથી દેખાતો ભવ્ય પહાડી દેખાવ જોઈને કહ્યા વગર રહેવાતું નથી કે આ તારીફમા બેશક વજુદ છે. રૂશિયાના તવગર લોકો હવાફેર કરવા માટે આ ગામમા આવે છે. લીલાછમ ઘાસથી છવાયેલા મેદાનો પહાડી ટેકરા અને ઉંડી ખાણો પાણીના ઝરા અને ડુંગરાની હારોહાર સાથે દરીઆની તળેટીનો મોહક દેખાવ ખરેખર મનોરંજક છે. તવંગર આસામીઓનું હવાફેર માટેનું માનીતુ મથક હોવાથી દૂર દૂર અનેક ન્હાના રમકડાં જેવા બંગલાઓ આવેલા છે. તેમ જ ૫ થી ૭ કુશાદે ભપકાદાર સગવડવાળા હોટલો પણ છે. તેમ જ હવાફેર માટે આવતા સ્હેલાણીઓની મોજ માટે અનેક રેસ્ટોરા ખખડી વકડી જાય છે. લીલોતરી સસ્તી છે. અંજીર, અંગુર અને તાજા પીચ ને પેર વેચનારા તો ઠેઠ સ્ટીમર પાસે પણ ખકડી વકડી જાય છે. અહીં ખાસ જોવાલાયક કૈં નથી. દરીઆના કીનારા પાસે એક પુરાણો સાવ ખંડીયેર કિલ્લો આવેલો છે. પણ તેમા જોવાલાયક કૈં સલામત રહ્યું નથી.

સુખુંમ બંદર એક સુંદર કસબો છે.

તવંગરો માટે હવા ખાવાનું મથક

હોટલો અને રેસ્ટોરાંઓ

સુખુંમ છોડયા પછી થોડા કલાકમા જ સ્ટીમર ઓફેન બંદરે આવી



પહોંચી. આ બંદર અનેક ન્હાના ન્હાના ગામડાઓથી વસાયલું છે. દુનિયામાં મ્હારી જેમ તમે શાન્તિની શોધમાં હો તો તે શાંતિ આ ગામડામાં તમને જડશે. ગામડું હરીયાળુ અને લીલુછમ છે; પણ સ્મશાન જેવી શાંતિ છવાઈ રહી છે. અહિં ખ્રિસ્તી સાધુઓ માટે મઠ સ્થાપવામાં આવ્યું છે. તેથી જોવાલાયક ફક્ત અહિંનું અતિ ગંજાવર ચર્ચ, જે આખું સફેદ પત્થરનું ગંજાવર દેવળ બંધાવેલું છે. એની બાંધણી સાદી છે; છતાં એટલીજ શોભાયમાન છે. અંદર લાંબી લાંબી દાઢીવાળા જુવાન તેમજ વૃદ્ધ સાધુઓ લાંબો કાળો ઝભ્ભો, ઉપર જાડા રેશમના દોરડાની રસી કમર આસપાસ વિંટાળીને ગળામાં + આકારનો ક્રોસ ભેરવીને અતિ દમામથી ફર્યા કરે છે: મઠ માટે આ ગામની પસંદગી તદ્દન બરાબર જ કરવામાં આવી છે: રૂશિયામાં એક વાત પર મુસાફરનું હમેશાં ધ્યાન ખેંચાય છે. જ્યાં જુઓ ત્યાં ચર્ચમાં કે દુકાનોમાં, કે હોટલમાં, સ્ટીમરની કેબીનમાં મા મેરી અને બાળ ક્રાઈસ્ટની મૂર્તિ કે ફોટો ફ્રેમ મુકેલી હોય એટલું જ નહિ, પણ રસ્તામાં નાકે નાકે ખુણામાં ક્રૉસ નીચે ક્રાઈસ્ટની મૂર્તિ મૂકેલી હોય અને એ બધાં પાસે એક ન્હાની પ્યાલી આકારનો જૈયતુનનો તેલનો દીવો અહોરાત્ર સતત બળતો જ હોય છે. આ ઓફેન બંદર પાસે આવેલા ડુંગરની ટોચ પર એક કિલ્લો આવેલો છે; જે દેખાવમાં કંઈક સુંદર લાગે છે. અહિંનાં મર્દો ઉંચા કદના છે. અને ઓરતો પણ કોહેકાફની પરી સુરત નાજનીનો જેવી જ છે; તેઓનાં વસ્રોની પસંદગીમાં એક ફેરફાર સ્પષ્ટ જણાઈ આવે છે, પોષાક ખાસ કરીને કાળો પસંદ કરે છે; તેની ઉપર નેવીબ્લુ રંગનો બદીઆન જેવો વેશ પહેરે છે. એ લોકોની ધોળી મુલાયમ ચામડી ઉપર આ બન્ને રંગો એકદમ દીપી ઉઠતા લાગે છે. માથાના વાળ સોનેરી ચળકતા નારંગીયા રંગના છે. સ્રીઓની વેણી અને અંબોડાની ગુંથણી અતિ મોહક લાગે છે: આ ગામમાં ગુલાબના ફુલો સારા પ્રમાણમાં થતાં હોવાં જોઇએ. અહીંની સ્રીઓને બાળકોના હાથમાં ખાસ કરીને મ્હોટા કદના ગુલાબનાં ફુલો દેખાય છે. આ લોકોની એ નિર્દોષ પસંદગી આનંદ આપે છે. અહીંના કેટલાક ખુશનુમા સ્થળના મનોહર દેખાવના ફોટોગ્રાફ સ્ટીમર ઉપર વેચાય છે. આ પ્રાંતના મુસલમાનો વધારે ગરીબ વર્ગના હોવા જોઇએ; કેમકે જેટલા આવે છે તે બધા જ ત્રીજા વર્ગના ઉતારૂઓ છે. સાઇપ્રસનાં સુંદર ઝાડોની ઘટા ઓફેન ગામની શોભામાં સંગીન વધારો કરે છે:

**શાન્તિની છાયામાં આળોટતું ઓફેન-બંદર**

**જ્યાં જુઓ ત્યાં મેરી અને ક્રાઇસ્ટની પ્રતિમા નીચે અખંડ દીવો બળે છે.**

**ઓફેનની પરી શહેર ઓરતો કાળા અને નેવી બ્લુરંગ પરજ ફીદા લાગે છે.**



સુખુમ અને ઓફેન

સુખુમ અને ઓફેન વચ્ચે ખડકો આવતા હોવાથી એક ન્હાની ભૂશિર ઉપર ૧૦૦ ફીટની ઉંચાઈ ઉપર એક દીવાદાંડી મૂકવામાં આવી છે; જે ખાસ ધ્યાન ખેંચી રહી છે, બીજી ન્હાની દીવાદાંડીઓ તો અનેક સ્થળે દેખાય છે: અહિં કેટલાક છુટા છવાયા બંગલાઓ આવેલા છે. એ એકાંત ગામડાંમાં નિતરી શાન્તિની શોધમાં આવેલા સુખવાસી આદમીઓના જીવનની ઘડીભર અદેખાઈ આવ્યા વગર રહેતી નથી.

તુવાબસે બંદર

આજે તા. ૩ સપ્ટેમ્બર ગુરૂવારના સ્હવારે તુવાબસે બંદરે સ્ટીમરે લંગર નાખ્યું. ગઈ કાલના ન્હાના ન્હાના કસબાઓથી ભરાયેલા ગામથી આ કંઈ વધારે મ્હોટું લાગે છે: આ મુલ્ક પણ સુંદર છે. ખરેખર કેકેશિયન પહાડોની છાયામાંજ શાન્તિ અને સુંદરતા વીરાજે છે, એમ મુસાફરને લાગ્યા વગર રહેતું નથી.

એમાં દરીઆની લગોલગ કિનારા પર આવેલા પહાડની હારમાળા તેમાં જાણે સોપારીના બે ફાડચાં કરેલા હોય તેમ દરીઆની સપાટી પર સીધા કાપેલા દેખાય છે. એ દેખાવ તો જોયાં જ કરીએ, એટલો મનોરંજક લાગે છે, જ્યારથી બાટુમથી મુસાફરી શરૂ થઇ છે, ત્યારથી સ્ટીમર કિનારે કિનારે જ હીલોળા લેતી ચાલ્યા કરે છે; રૂશિયન લશ્કરી સિપાહીઓ હું દરેક સ્થળે

રૂશિયન લશ્કરી પોષાક

જોતો આવ્યો છું તેમ અહિં પણ દેખાય છે. અમ્હારી આગબોટ પર પણ રૂશિયન સિપાહીઓ છે. એ લોકો લશ્કરી પહેરવેશ યુરોપીઅન લશ્કરોથી તદ્દન જુદા જ પ્રકારનો હોય છે. એ લોકો હાફકોટને બદલે ઓવરકોટ જેવા લાંબા ઝભા અને અરબો જેમ કમરે પટો વીટાંળી ઉપર સોનેરી યા રૂપેરી ઝુમ્મીઆ કમરે બાંધે છે તેવો હોય છે, દેખાવમાં પુરાતન લડવૈયા જેવા બહાદુર ખમીર ધરાવતા હોય એમ લાગે છે.

જુબ્બા બંદર

આ પછી આવનાર ગામ જુબ્બા છે. આ ગામ પાસે આવતાં જણાયું કે ફક્ત ૧૦ થી ૧૨ ખોરડાઓની વસ્તી છે. એની પછી આવેલું ગામ

ગલેન્જીક ગામ

ગલેન્જીક પણ એટલું જ ન્હાનું હતુ, બે ડુંગરા વચ્ચે વસેલું હોઇ દેખાવે રળીઆમણું લાગતું હતું. આ પછી જે નોવોરોશિશક બંદર આવે છે, એ એક મ્હોટું શહેર છે. આ શહેરમાં રેલ્વે જોડાણનું એક મ્હોટું જંકશન

નોવોરોશિશક શહેરમાં

હોવાથી, દેશ પરદેશના લોકોના સબંધને લીધે વેપારવણજમાં આગેવાન ભાગ ભજવે છે. તેથી આ બંદર બધા બંદરોમાં એક આગેવાન અને અગત્યનું



ગણાય છે. આ કોકેશીઅન પ્રાંતનું મુખ્ય બંદર હોઇ અપ-ટુ-ડેટ ડૉક બાંધવામાં આવી છે જેથી સ્ટીમર સીધી બંદરમાં દાખલ થઇ પત્થરની પ્લેટફોર્મને અડોઅડ લાગી ઉભી રહે છે. તેમજ માલની ચ્હડઉતર પણ ખુબ થાય છે. મોસ્કો અને સેન્ટપીટર્સબર્ગથી પરદેશ ચઢાવવામાં આવતો બધો માલ અહિં જ આવે છે. તેમજ કોકેશીઅન માઉન્ટના દક્ષિણ ભાગને બ્લેકનો વિભાગ, કહેવામાં આવે છે, તેમ તેના ઉત્તર ભાગને શીરકાસિઆ કહે છે. આ ભાગ પણ ખુશનૂમા દેખાવોથી ભરપૂર છે. આ શહેરમાં ૧૦ મ્હોટા કારખાનાઓ આવેલાં હોઇ મજુરોની વસ્તી પણ વધારે છે. આ શહેરમાં મુસલમાનોની વસ્તી સારી જણાય છે, તેમાં શિયા અને સુન્ની બન્નેની સંખ્યા લગભગ સરખી જ છે. ટુંકમાં દુનિયાભરના મુસલમાનોની વસ્તી ગણવામાં આવે તો શિયાઓનું ટોળુ સુન્નીઓના આઠમા ભાગ જેટલું હોવું જોઇએ. જેથી દરેક મુલકમાં શિયાઓની વસ્તી ઓછી હોય છે. કાબુલ, તુર્કસ્તાન, મિસર વિ૦ ના રાજ્યકર્તાઓ સુન્ની છે જ્યારે ફક્ત ઇરાનના શાહ શિયા છે ને આખું ઇરાન પણ શિયા મુસલમાનોથી જ ભરેલું છે. હું પોતે સુન્ની છું.

અહિં શિયા અને સુન્નીઓ લગભગ સરખી સંખ્યામાં છે.

અમ્હારી સ્ટીમરે લંગર કરતી વેળા કેપટને બ્હાર નોટીસ બોર્ડ માર્યું હતું કે ફલાણા વખતે ઉપડશે. તેથી જુજ વખત હાથમાં હોવાથી હું શહેર જોવા ઉતરી પડયો. મ્હને પોતાને તો કંઈ દમ જેવું લાગ્યું નહિ. જો કે રૂશિયાનાં મુખ્ય બંદરોમાંનો એક હોવા છતાં વેપારવણજમાં કસ જેવું કૈં દેખાતું નથી. તેમ જ જોવાલાયક ઐતિહાસિક સ્થળો પણ ખાસ નહિ હોવાથી વ્હેલો જ પાછો ફર્યો. ત્હાંજે સ્ટીમર ઉપડી, ત્યારે પાસે આવેલી દીવાદાંડી તરફ ઉત્તર દિશામાં માર્ગ ખોળતી ચાલી, અહીંથી હવે કોકેશિયન પર્વતનો ખુશનુમા દેખાવ બંધ થાય છે ને હવે સપાટ જમીન આવવા માંડે છે અને છેક મોડી રાત્રે અનાપા બંદર આવ્યું. એ કોકેશીઆ પ્રાંતનું છેલ્લું બંદર ગણાય છે. હવે અમ્હે સિધા "Kertch or Yenikale"માં દાખલ થયા. કે જે "Sea of Azov" અને Black Sea વચ્ચે સામુદ્રધુની કહેવાય છે.

કોકેશિયા પ્રાંતનું છેલ્લુ બંદર

# ક્રિમીયા

સાસુદ્રધુનિના મુખ-પર આવેલું કરચ બંદર

સપ્ટેમ્બર તા. ૪ થીની સ્હવારે ૭ વાગે કરચ બંદરે આવી પહોંચ્યા આ બંદર Sea of Azov ની સામુદ્રધૂનીના મુખ પર આવેલું છે. આ બંદરની ગોદીથી સ્ટીમર ખુબ દૂર ઉભી રહે છે. કારણ કે દરીયામાં ખરાબા આવેલા હોવાથી પાયલેટને ભારે સંભાળપૂર્વક સ્ટીમરને આ બંદરમા દાખલ કરવી પડે છે. જગેજગ ખરાબા આવેલા હોવાથી ન્હાની બોટો સાવચેતીપૂર્વક માર્ગ લઈ શકે માટે નિશાનીઓ ઉભી કરવામા આવી છે. અહિં બધાં ઉતારૂઓને ન્હાની સ્ટીમર બોટ મારફત ઉતરીને બંદર પર જવાનો ત્રાસ વેઠવો પડે છે. તેમજ પાસે ત્રણ ચાર ન્હાના બેટો આવેલાં છે. દુશ્મનોનું નૌકાસૈન્ય Sea of Azov માં દાખલ ન થઇ શકે માટે જુના વખતમાં અહિં ધુળીયો કિલ્લો બાંધવામાં આવેલો, જેમાં આજે પણ રૂશિયન લશ્કર મજબૂત કિલ્લે બંધી કરીને પડ્યું છે. તેમજ કિલ્લા ઉપર બહારના કોઇપણ જોઇ શકે એવી રીતે તોપોના મોરચા મૂકી સરલ ગોઠવણ કરવામાં આવી છે. આ કરચ બંદરમાં ૫૦૦ થી ૧૫૦૦ ટનની ૧૨ આગબોટો ઉભી છે. અહિંની ઔરતોનું ભરત કામ રૂશિયા ભરમાં વખણાય છે. આજ સુધી જોયેલા મુલ્કોમાં આ બંદરની સ્ત્રીઓ કંઇક વધારે છુટી લાગે છે. મુસ્લીમ ઓરતો તો અહિં પણ પરદેનશીન દેખાય છે.

આજે પણ મજબૂત કિલ્લેબંધી રાખ-વામાં આવે છે.

ક્રિમીયા દ્વિપકલ્પ અને તારતરી લોકોના જુદા જુદા વિભાગો.

ક્રિમીયા દ્વિપકલ્પ વિષે લખતાં, તારતરી લોકોના ચાર ખાનત વિષે થોડીક સ્હમજણ વાચકવર્ગને આપીશ. એ લોકોના ચાર ખાનાત તે શૈઇબિરીઆ, કાઝાન, આસાખાન અને ક્રિમ તારતરી; ચોથામાં હું અત્યારે પગલા માંડી રહ્યો છું. ઉપરાંત તારતરી લોકોની જાતના પણ ચાર ભાગ પાડવામાં આવે છે. ૧ કાઝાનના તાતાર. ૨ બરકાના તાતાર. ૩ મેસેરિયકના તાતાર અને ૪ થા તે નમે અથવા શગે તાતાર, જ્યારે તૂર્ક લોકો તે કોકેશિયન પ્રજાની ત્રીજી શાખા કહેવાય છે. તેઓની ભાષા પણ જુદીજ હોઇને તૂર્કી ભાષા કહેવાય છે; જે તારતરી ભાષાને કેટલેક ભાગે મળતી આવે છે. જેમ ગુજરાતી હિંદીને તેમજ મરાઠી સાથે કંઇ અંશે મેળ ખાય છે તેમ આ બે મહાન પ્રજાની ભાષાનાં મૂળ પણ એકજ લાગે છે.



મ્હારી મુસાફરી દરમ્યાન કાઝાનના તાતારો મ્હને વધારે કેળવાયલા અને સુધરેલા લાગ્યા બશ્કી લોકો ઊરાલ પર્વતની પેલી મેર વસે છે.-તેમા મેસેરિયેકો તારતારીયન અને બશ્કી લોકો ભેગા જ રહે છે. અને મ્હોટે ભાગે ભરવાડનો ધધો કરી જનાવરો સાથે ભટકયા કરે છે. જ્યારે નગે તાતાર ક્રિમીયાના મુલકમાં અને તેને કાઠે કાઠે વસવાટ કરી રહ્યા છે, તે છેક ઍાઝફ સમુદ્ર અને કોકેશસ પહાડના મૂળ સુધી ફેલાઈ ગયા છે.

ચાર ખાનાત અને ચાર જુદી જુદી જાત

આમારી સ્ટીમર ૭ કલાક સુધી કરચ બંદરે ઉભી રહી ત્યા માલની ચડઉતરની ધમાલ પણ ૭ કલાક સુધી ચાલુ હતી. તેમ જ પેસેન્જરોનું આવવુંજવું ઠીક પ્રમાણમા હતું. હવે પછી સ્ટિમર ક્રિમીયાને કિનારે ચાલવા માંડી. આ ઉગમણા તરફનો કિનારો તદ્દન સુક્કો દેખાય છે. થોડા વખત પછી અમ્હે કર્ટટ સમુદ્રને છોડીને બહાર નીકળ્યા. દરિઆ પણ હવે વધારે તોફાની દેખાતો થયો અને સુક્કો કિનારો તો અલોપ થયો હોય એમ જણાતું હતું.

કરચ અંદર

એક દિવસ હતો-જ્યારે તારતરી કોમની તિક્ષ્ણ સમશેર નીચે અનેક રાજ્યો છાયા શોધતા હતા. અને તેમનો વિજય અને કીર્તિનો સૂર્ય મધ્યાન્હાકાશમા પ્રખર તાપથી તપી રહ્યો હતો. એ મહારાજ્યની શરૂઆત કેમ થઈ, અને અંત કેમ આવ્યો તે હવે પછી જણાવીશ



# તારતરી મહારાજ્યનો યુગ

## પ્રકરણ ૧૮ મું.

તારતરીઓનો મહાવીર અને મહાન લડવૈયો ચંગીઝખાન

તારતરીઓના વિશાળ મહારાજ્યનો સ્થાપક ચંગીઝખાનનો ટુંક ઇતિહાસ અહિં લખવો ઠીક થઈ પડશે. એનો બાપ યુઝુગાય મોંગોલ ટોળાનો વડો હતો. એની મૂળ અટક તામુજીન હતી, એનો જન્મ હિજરીસન ૫૪૯ એટલે ઈ. સન. ૧૧૫૪ માં થયો. મહાન અકબર બાદશાહ જેમ એના બાપના મરણ પછી ફક્ત ૧૩ વરસની બાળ વયે પોતાના ટોળાનો એ ઉપરી બન્યો. તે વખતના રાજકિય કાવાદાવાને લીધે તેને ન્હાસી જવાનો વખત આવ્યો; ત્યારે અવન્તખાન નામના એક સરદારને આસરે તે છુપાઈ રહ્યો અને તેની જ બેટી સાથે પરણ્યો, સસરો-જમાઈ બન્ને મહત્વાકાંક્ષિ હોવાથી બન્ને વચ્ચે અણબનાવ થયો. એથી એણે વિશાળ પૃથ્વિ ઉપર પોતાને માટે જુદું રાજ્ય ખોળી કાઢવાનો વિચાર કર્યો. અને પોતાના વિશ્વાસુ માણસોનાં લશકર સાથે તે આડખે પડખે આવેલાં રાજ્યો જીતવા નિકળ્યો. એનો સિતારો ચમકતો હતો તેમજ એ યુદ્ધનિપૂણ અને કુશળ લડવૈયો હોવાથી જ્યાં જતો ત્યાં વિજયને પામતો; જ્યાં જતો ત્યાંના રાજ્યો હારીને તેને આધિન બનતા. જેમ જેમ એ જીતતો ગયો તેમ તેમ રાજ્ય વધારવાનો તેનો લોભ પણ વધતો ગયો. મહાન સિકંદર અને મહાન નેપોલીઅન બોનાપાર્ટ જેમ એ પણ એક મહાન અને અજેય લડવૈયો હતો. મુસલમાનોના ઈતિહાસના ઇસ્લામીઓમાં આજ સુધી કોઈપણ ચક્રવર્તી રાજા કહી શકાય એવો અજોડ પુરૂષ જો કોઇ હોય તો એ હતો. પોતાની ૪૯ વરસની વયે એ અજેય ગણાયો. જાણે જગતમાં જીતવા માટે હવે કોઈ જમીન એને માટે બાકી ન રહી હોય તેમ એને અંજીક ને ખાકાનનો ઇલ્કાબ અપાય છે. સન ૧૨૦૬ માં જ્યારે ૭૬ વરસની વયે એ મરવા પડયો. ત્યારે એના વિશાળ મહારાજ્યમાં ચીનનો કેટલેક ભાગ કોરિયા સિથીયા સમાઈ ગયો હતો તેમજ રૂશિયન મહારાજ્યનો મ્હોટો ભાગ પણ તેણે જીત્યો હતો; ને ૨૭૦૦ માઈલ લાંબું અને ૧૫૦૦ માઈલ પહોળું મહારાજ્ય સ્થાપી ચૂકયો હતો. એણે પોતાની હયાતીમાં જ પોતાની બાવીસ વરસો સુધી સ્વારીઓના પરીણામે

મહાન ચક્રવર્તિ મહારાજ્યનો સ્થાપક

૧૫૦૦ માઇલ પહોળું અને ૨૭૦૦ માઇલ લાંબુ પહેલુ મુસ્લીમ મહારાજ્ય



જીતાયલાં મહારાજ્યો ચાર ભાગોમાં વ્હેંચી નાખીને તેણે પોતાના ચારે પુત્રાને વ્હેંચી દીધાં. એ તારતરી ઇસ્લામીઓના ચાર મુખ્ય ખાના'તો જેના ઉપર હું આગળ લખી ચુકયો છું તે જે તેના ચાર પૂત્રો જુજી, ઓકતય, ચધતાય, અને તૂલીઆનને વહેંચી દીધાં.

મહાન ચંગીઝખાનના ચાર પૂત્રો

ચંગીઝખાનનો મુખ્ય પાટવી કુંવર ચધતીખાન એકમાર્ગી અને પરહેઝગાર આદમી હતો. એને ત્રાન્સ કોકેશિયા, બલખ, અને કાશગરનો હાકેમ બનાવવામાં આવ્યો હતો. એનું મરણ સન ૧૨૪૧ માં નીપજ્યું હતું. એ મહા પુરૂષના વંશમાંથી જ હિંદુસ્તાનના રાજ્યકર્તા મોગલ શહેનશાહો થયા હતા.

સન ૧૨૨૩ માં તાતારવંશી ચંગીઝખાનનો પૂત્ર તોશીએ પાંચ લાખ તાતાર મુસલમાનોનું સૈન્ય લઈને રૂશિયામાં પગલાં માંડયા. અને એઝાફ સમુદ્રને કાંઠે કાંઠે લડાઇઓ કરી રશિયન રાજ્વંશને હરાવ્યો તે પછી તીડના ટોળા પ્રસરે તેવી રીતે તારતારો રૂશિયામાં ફેલાઈ ગયા.

૧૨૨૭માં ચંગીઝખાનના મૃત્યુ બાદ ત્હેણે અને ત્હેના બેટાઓએ જીતેલ રાજ્યપટ એટલો વિશાળ હતો કે પીળા સમુદ્રથી યુક્રાઇન સુધીના વિસ્તાર ઉપરાંત ત્હેમાં ચાઇના લોકો પાસેથી ઝુંટવી લીધેલ સંપત્તિ અને તાન્ગરો, અફઘાનો, ઇરાનીઓ તથા તુર્ક લોકોની ટુકડી પણ હતી. જે એના દીકરા વચ્ચે તે વખતના ધારા અનુસાર વ્હેંચી દેવામાં આવી. આવી આવી જાતની પદ્ધતિ ઈતિહાસમાં ' ખાનાત 'ને નામે મશહૂર છે.

ચંગીઝખાનના મરણ પછી ફેલાઇ ગયેલા તારતાર ખાનો

ટ્રાન્સોકઝીઆનલ કારધારના ભાગ સાથે, બદખ્શાન, બલખ અને ગઝની એ સહુ ચંગીઝખાનના બીજા બેટાને મળ્યું. ખાનાત પદ્ધતિના સ્થાપક આ બેટાનું નામ ચધતાઇ હતું. અને આ રાજ્યપદ્ધતિ તૈમુર સુધી ચાલી. *૧૪૬ વર્ષ પછી ૧૩૭૦ માં તૈમુરે જ એનું મૂળ કહાડી ફેંકી દીધી.*

ચધતાઇએ અલમાલીધને પોતાનું પાટનગર–પાયતખ્ત બનાવ્યું. એના મંગોલ પ્રધાનોને સમરકંદ અને બોખારા કરતાં આ શહેર વધુ પસંદ આવ્યું. અને ૧૨૪૧માં ઓગદાઈ અને ચધતાઈ મંગોલીઅન સામ્રાજ્યના બન્ને ખાનો મરણ પામ્યા અને ચંગીઝખાનના ગાદીનશીન થનારા વારસો માંહોમાંહે લડવા લાગ્યા. પછીથી છેવટે કારા ખીતાઈ વંશને ગાદી મળી. એ લોકો બહુ સંસ્કારી ન્હોતા; છતાં કંઈ પણ ફેરફાર કર્યા વિના રાજ્યની લગામ માંડમાંડ હાથમાં ઝાલીને રહ્યા.

અન્તમા ૧૩૨૧ માં ચઘતાઈ ખાનાતનો છેલ્લો હપ્તો વિદ્યમાન થયો. ટ્રાન્ઝોકરતઆનાનોખાન તથા મોગલ સ્તાનનોખાનઃ આ લોકોએ ત્હેમના પચ્ચાસ વર્ષના રાજ્યકાળમાં ઇતિહાસમાં કૈં પલટાય એવું સાહસ કર્મ કર્યું નહિ. છેવટે તૈમૂરલંગ આ વંશમાથી ઉતરી આવ્યો. ત્હેણે પોતાના ભૂજબળથી ખરી ભાગ્ય-પરીક્ષા કરી, વિશાળ રાજ્યની સ્થાપના કરી. એની પૂર્વે લગભગ પંદરેક ખાનો થઇ ગયા. પણ એને વિષે નોંધવાલાયક કૈંજ નથી. એટલો બધો સમય અરાજકતામા ગયો.

**ચઘતાઇના વંશ પછી ખાનોના વંશની વિશાળશાખા**

હીજરી ૭૩૩ માં પાશ્ચિમાત્ય ચઘતાઇ વંશજોમાથી કાઝાનખાને ગાદી ઉપર જગ્યા લીધી. એ બહુ જ ઘાતકી અને જુલ્મી હતો. એમ તે વેળાના ઇતિહાસવેત્તાઓ જણાવે છે. તે વખતે અંદરઅંદરની લડાઇ સિવાય કૈં ખાસ જાણવા જેવો રાજ્યપલટો થયો જ નથી. અને છેવટે કેટલીક લડાઇઓ બાદ લોકોના ગુસ્સાના ભોગ થઈ એને કુન્દુઝની એક બાજુએ કાપી નાખવામાં આવ્યો હતો. જુના કાળમાં જેમ બનતું આવ્યું છે તેમ બળવાન અને વ્યહવાર કુશળ આદમીઓના હાથમા શાહોનું તાજોતખ્ત એક રમકડું માત્ર હતું. આ ચારે ખાનાતમાં અનેક ખાનોની વંશાવળી થઇ ગઈ. તેઓ અરસપરસ લડાઈઓ કરતા તેમજ વખત મળે ત્યારે પાસેના રાજ્યોમાં પોતાની સત્તા વિસ્તારતા. એ બધી ખટપટ અને કાવાદાવા બાદ કરતાં દરેક ખાનોએ પોતાના રાજ્યના પાટનગરોને આબાદ કરવા, અને ઇમારતો ને મસ્જીદો ચણવા તેમજ ઇલ્મને ઉત્તેજન આપી ઓલમાઓને રિઝવી દરબારને શોભાવવા કશી મણા રાખી નહોતી. આ ઇસ્લામી રાજ્યઅમલનો સૌથી સરસમા સરસ જમાનો હતો, જે વખતે ઇલ્મ અને હુન્નરની કદરનો યુગ હતો. અનેક ઓલીયા કિરામો અને આલીમો પોતાના પ્રખર જ્ઞાનતેજથી એ યુગને વધારે ઉજ્જ્વળ બનાવતા હતા, ખાનોની મુલ્કમશહૂર સખાવતોનો પણ એ કાળ હતો. તે વખતે અમીરોમા પણ ખેરાત કરવા માટે એક પ્રકારની જાણે હરીફાઈ ચાલતી હતી. કાઝાનના એક ખાનની બીબીએ વરસાદમા ભીંજાતા સીંગ- વેચનાર પર દયા આણી જેટલા માપ ભારે સીંગ હતી, તેટલા માપથી વાસણને ભરીને સોનાની અશરફીઓ આપી હતી. એજ વાતની જ્યારે તેના એક હરીફને ખબર પડી, ત્યારે ખાલી ટોપલી લઇ આનંદથી મલકાઈ જતાં એ ગરીબ કડીઆરાને

**ઇલ્મ અને હુન્નરની કદરનો યુગ**

**એક સીંગ વેચનાર પર પીગળેલુ અમીરી હૃદય**

બોલાવીને કહ્યું, તેની પાસે થોડીક સીંગો બાકી હોય તો આપે, એ ખરીદવા તૈયાર છે. પણ હવે એની પાસે સીંગો બાકી નહોતી. તેમજ હોય તો તેને વેચવાની પરવાહ નહોતી, છતાં અમીરના આગ્રહથી તપાસી જોતાં ટોપલીના ખુણામાંથી એક સીંગ જડી આવી. જેના બદલામાં એટલે ફક્ત એક સીંગના બદલામાં તેણે આખી ટોપલી ભરીને સોના મહોરો આપી; જેથી તે ગરીબ કઠીઆરો પોતાના હરીફની પ્રશંસા ન કરે. અને તોયે એની ઉદારતાની વાત પાસે તેના હરીફની ઉદારતા સાવ ઝાખી પડી જાય. એજ કાળમાં પોતાની પ્રશંસાની એકાદ બયત ઉપર હરીયાળા બગીચાઓ ખેરાત કરનારા ખાનો પણ વસતા હતા, આવી સમૃદ્ધિ વચ્ચે એ તારતરીઆનો સોનાની અશરફીઓ ને હીરાઓમાં જ આળોટતાં હોય એમ આખો ઈતિહાસ ચોંકાવનારી હકીકતોથી ભર્યો છે.

હરીફ કરતાં વધુ ઉદારતા બતાવવાની તક

હાતમદિલ તારતરી અમીરો

## તારતરીખાનોનો મધ્યકાળ

નઝદીક બે સદી સુધી તારતારોની આણ ફરતી રહી. એ ઈસ્લામી રાજ્ય કાળમાં અનેક નવાં શહેરો સ્થાપીને તેમજ મ્હોટી મ્હોટી મદ્રેસા અને મસ્જીદો અને આલીશાન ઈમારતો ચણાવી પોતાનો દમામ અને ઈસ્લામની મહોજ્જવળતામાં વધારો કરનારાં અનેક સુંદર કાર્યો કર્યાં. તેમણે પૂર્વ તરફના દમામને મ્હોટીની રીત મુજબ રાજ્ય કરતાં, રાજ્યકાળમાં તાઝીમ તવાઝોમાં પણ નવો ઉમેરો કર્યો. જે તાતારના ખાનોની મહત્તા અને વિજય સૂચવનારા હતા. જેમકે તે વખતે કોઈ તારતાર એલચીને રશિયન શાહજાદા તરફ સંદેશો લઈને મોકલવામાં આવતો, ત્યારે એ તારતરી એલચીને શાહી આવકાર આપવા ઉપરાંત રૂશિયન શાહજાદાને તારતરી એલચી તરફથી સંદેશો સાંભળવાની વેળા એક ફેંસટીદાર મુલાયમને કીમતી વસ્ત્ર જમીન ઉપર પાથરવું પડતું; જેની ઉપર તાતારખાનનો હણહણાટ કરતો ઘોડો પોતાની શૈળદાર અદાથી ઉભો રહેતો અને આવનાર એલચીના ઘોડા સ્હામે રૂશિયન શાહજાદાને ઘુંટણીયે પડવું પડતું તેમજ તે જે હુકમ લાવ્યો હોય તે ધ્યાનપૂર્વક સાંભળવા તેના ઘોડાના પગ પાસે ઘુંટણીયે પડીને નમ્રતાપૂર્વક માથું ઝુકાવવું પડતું. ઉપરાંત તેને આવકાર આપતી વેળા શાહજાદા તરફથી જ દૂધનું પ્યાલું એલચીને આપવામાં આવતું. તે પીનાં પહેલાં ઘોડાના હાસવાથી

ઇસ્લામી વિજય કાળ

પૂર્વ તરફના તાઝીમતવાઝનો અમલ કે અપમાન ?



કે કોઈ પ્રકારના આચકાથી તે દૂધ થોડુંક પણ એલચીના ઘોડાની ગરદન ઉપર પડતું, તો તે શાહજાદાને ચાટી જવાની ફરજ પડતી.

રાજ્યનગર સીરાઇ

કાપસ્યક શહેર ઉપરાંત ખાનોએ સીરાઈ નામે એક પાયખ્ત શહેર વોલગા નદીના નીચલા ભાગ તરફ બંધાવ્યું હતું. જોકે હાલમાં આ શહેરની કાંઈ પણ નિશાની બાકી રહેવા પામી નથી. તેઓના રાજ્યકાળમાં અનેક દબદબાભરેલી મસ્જીદો અને સુંદર પહોળા રાજ્યમાર્ગો બંધાવ્યા હતા.

તારતરીખાનોની ધાર્મિક ઉદારતા

ઉપરાત તેઓના રાજ્યકાળમા ધાર્મિક બાબતમા દરેક છૂટછાટ આપવામા આવતી હતી; તેઓની ધાર્મિક સહનશીલતાનો એક દાખલો આટલા ઉપરથી મળશે કે તેઓએ પોતાના મહેલ નઝદિક ખ્રિસ્તીઓનું એક દેવળ બાધવા દીધું હતું. ઉપરાત કેટલાક ખાનો ખ્રિસ્તી ધર્મક્રિયામાં પણ સામેલ થતા. એમ ધાર્મિક બાબતોમા તારતારો ખ્રિસ્તીઓ તરફ ઉદાર અને માયાળુ રહેતા હતા. સન ૧૧૫૭ મા રૂશિયાનું વિખ્યાત કિફ શહેર તારતાર લોકોએ હાથ કર્યું. આથી રશિયન લોકોનો યુરોપ સાથેનો કેટલોક વ્યાપાર ખોરવાઈ ગયો. અને રૂશિયન શાહજાદાઓનો બીજા ખ્રિસ્તી રાજ્યો સાથેનો વહેવાર પણ તૂટી

રૂશિયન રાજધાની કિફ શહેર

પડયો. અને ચારે તરફ તારતરીખાનોના ડંકાનિશાન વાગવા માંડયા. ખૂણે ખૂણે અલ્લાહો અકબરની અઝાન પોકારાતી હતી. આમ રૂશિયનોનું પહેલું પાટનગર કિફ તારતારોના હાથમા જવા પછી રૂશિયાના રાજા પહેલા ઇવાને ૧૩૨૮ મા નવું પાટનગર મોસ્કો સ્થાપ્યું. સન ૧૩૨૮ માં તારતારોએ મોસ્કો પર ચઢાઈ કરી, અને શહેરમાં ગંજાવર લુંટ મેળવી અનેક નગરજનોને કાપી નાખ્યા.

કિફ પછી મોસ્કો

ઉપરાંત શહેરને સળગાવી દીધું. આટલું કરી તારતારો જતા રહ્યા; છતાં ચુપ બેઠા નહિ. ફરી વાર સન ૧૩૯૫ માં તેમરલેનખાન નામના તારતારી

બીજી વાર મોસ્કો લુંટયું.

સરદારની આગેવાની હેઠળ ફરી એક વાર ચઢાઈ કરી, ફરી વાર લુંટ મેળવી; પણ પોતાનો અમલ ત્યાં સ્થાપ્યો નહિ. તારતારોના વિજયકાળમાં રશિયન શાહજાદાઓ ખાનોને હરેક પ્રકારે રાજી રાખતા. કેમકે ખાનોની ઇચ્છા માત્ર ઉપર એ શાહવંશના નબીરાઓની સરજત લટકતી હતી, ખાનોની એક વિચારવંત ભ્રૂકુટી સ્હામે કાંઈક લોકો પાયમાલ થતા અને પાછા આબાદ થતા.

ખાનોની એકહથ્થુ રાજ્યસત્તા

તેમજ કેટલાક ખાનો રૂશિયન શાહજાદીઓ સાથે પરણતા. એ વખતે પોતાના હરીફ રાજ્યો કે શાહજાદાઓને પાયમાલ કરવા રશિયન રાજવંશીઓ ખાનોની



મૈત્રી સાધતા અને તેઓને હરકોઈ પ્રકારે રીઝવીને પોતાના હરીફને નાબુદ કરતા.

ઈ૦ સ૦ ૧૪૬૨ સુધી તારતરોએ નિરવિઘ્ને રાજ્ય ચલાવ્યા પછી તે વખતના રશિયાના મહત્વાકાંક્ષી રાજા ઇવાને તારતરીઓનાં અપમાનો અને એના શાસનકાળ દરમ્યાન રાજવંશના અનેક આદમીઓની હીણપત જોઈ અનેક શાહજાદાઓનો સહકાર સાધ્યો. ને પોતાના નામ પાછળ ઝાર ( એટલે પિતા ) શબ્દ મૂકાવીને ઝાર પહેલાના નામે ઓળખાવવા માંડયો. જ્યારે ખરેખર એ ઇવાન ત્રીજો હતો. એ ગ્રીક વંશના એક શાહજાદાની બેટી સોફીયાને પરણ્યો હતો. જેના ખાનદાનને કોન્સટાનટિનોપલમાંથી ટર્કોએ હાંકી કાઢ્યો હોવાથી એ મુસલમાનખાનોની કટ્ટર વિરોધી હતી. કહેવાય છે કે એ સંસ્કારી ને શૂરવીર સુંદરીની હિંમત અને પ્રેરણાથી ઇવાને અનેક ફત્તેહો મેળવી હતી, એણે પોતાના ધણીને ઉશ્કેર્યો અને સન ૧૪૭૦ માં એક મ્હોટી ફોજ ઉભી કરીને તારતારોના મુખ્ય શહેર કાઝાન પર તેઓ હલ્લો લઈ ગયા. આ છૂપી અને મ્હોટી તૈયારી પાસે તારતારો બહાદુરીથી લડયા; છતાં ટકી શકયા નહિ અને રશિયનો પાસેથી ખંડણી લેતા હતા તે છોડી દઈ ઉલટાં ખંડણી આપીને કાઝાન શહેરનું રક્ષણ કરવાની તેમને ફરજ પડી.

ઝારનો ઇલકાબ લેનાર ઇવાન ત્રીજો

તાતારખાનોની પહેલી હાર

લગભગ ૪૩ વરસ સુધી સુંદર રાજ્યઅમલ ભોગવી સન ૧૫૦૫ માં ઇવાન ત્રીજો મરણ પામ્યો. ઇવાને પોતાના રાજ્યઅમલ દરમ્યાન ન્હાના ન્હાના શાહી વંશના અનેક રાજ્યકર્તાઓ સાથે ઉદાર અમલ ચલાવ્યો હતો તેમજ જર્મન, વેનીસ, પોલાંડ, રોમ, તેમજ યુરોપના કેટલાંક ભાગના એલચીઓ પહેલવ્હેલા રશિયામાં એના જ રાજઅમલ દરમ્યાન આવ્યા હતા. પણ એ શૂરવીર રાજાનો બેટો બાપ જેવો કુશળ ન હતો. તે એક નબળા મનનો રાજા હોઈ બાપથી જુદા જ સ્વભાવનો હતો. એના અમલ દરમ્યાન તારતાર લડવૈયાઓ ફરી વાર રશિયાના મુખ્ય ભાગમાં ચઢી આવ્યા અને છેક પાટનગર મોસ્કોના બારણા ખડખડાવવા માંડયા. એટલે એ ગભરાયો અને ખાનો સાથે સલાહ શોધવા માંડી અને એક મ્હોટી રકમ દંડ તરીકે આપીને તારતારોને પાછા ફેરવ્યા. પાછા ફરતી વેળા તારતારો અનેક રશિયન

૪૩ વરસનો સુંદર રાજ્ય અમલ

મોસ્કો પર ચઢાઇ-અનેક રશિયનો ગુલામ તરીકે વેચાયા

પુરુષો અને સુંદરીઓને બંદીવાન તરીકે પકડી ગયા હતા, એને તૂર્ક લોકો પાસે ગુલામ તરીકે વેચી માર્યા.

ચોથો ઇવાન—ધી ટેરીબલ—ભયંકર રાજા

"બાપ બડા કે બેટા"ની કેહેવત અનુસાર ઇવાન ચોથો પોતાના દાદા જેવો મહત્વાકાંક્ષી હોવા ઉપરાત તેનાથી એ ચાર ચાસણી વધે તેવો હતો. એણે પોતાના રાજ્યઅમલ દરમ્યાન કેટલાક સુંદરમાં સુંદર અને કેટલાક ભયંકરમાં ભયંકર કાર્યો કર્યા. આથી એ ઇવાન ધી ટેરીબલ એટલે ભયંકર ઇવાન નામે ઓળખાવવા માડયો. છત્રીસ વર્ષો સુધી એણે ભારે જુલમ સાથે રાજ્ય ચલાવ્યું. પછી ૧૫૬૬ મા પોતાના પાપના ભારથી ગભરાઈને એણે એકાંતવાસ પકડયો, અને એક ગાઢ જંગલમાં આવેલા આલેકઝાન્ડ્રિઆવસ્કીના કિલ્લામાં તે ભરાઈ બેઠો. ને ઢંઢેરો પીટાવ્યો કે રાજા ઈવાન હવે ગાદી છોડે છે.

ઇવાને લીધેલો એકાંતવાસ

આથી નગરજનો ગભરાયા, જો રાજા અમલ છોડશે તો ફરીવાર અમલદારોના જુલ્મો ચાલુ થશે અને મુલકમાં અંધેર ફેલાઈ જશે; આથી લોકોએ તેને અરજ કરીઃ આપ ગમે તેવા હો પણ ઝાર (પિતા) છો, સર મુખત્યાર છો, તમારા બધા જુલ્મો અમ્હે સહન કરીશું; પણ ફરીવાર રાજ્યની લગામ લ્યો. આથી ઈવાન પાછો આવ્યો ખરો, પણ તેનો જુલ્મ હદ બહાર વધી ગયો. તે ગુસ્સાના આવેશમાં અનેક ઉમરાવોને પાયમાલ કરતો, સેંકડો લોકોને સામટા બંધાવીને ફક્ત શક ઉપરથી જ કપાવી નખાવતો; ગુન્હેગારો ઉપર તો તે હદબહાર સખ્ત થતો. એણે સખ્ત થંડીમાં અનેક કેદીઓને નવસ્ત્રા કરાવી એક મહિના સુધી બંધાઈ ગયલા નદીના સખ્ત પડને ફોડાવી તેના પાણીમા હોમાવી દીધા હતા. ફક્ત શક ઉપરથી જ, તેણે પોતાના છોકરાને મારી નાખ્યો, તેના આવા જુલ્મો જોઈ પ્રજાએ તૌબા તૌબા કરવા માડી. ત્યારે

ભયંકર આદમીના ભયકર કાર્યોનો અંત

આગળ ઉપર તેના અમલની શરૂઆત દરમ્યાન પાછા હઠાવેલા તારતારખાનો તક સાધીને ફરી વાર ચઢી આવ્યા, આ વખતે એ ભયંકર ગણાતો રાજા કાંઈ ન કરી શક્યો. એના અમલ દરમ્યાન ઇંગ્લાંડ અને રૂશિયા વચ્ચે સારી મિત્રાચારી સ્થપાઈ હતી. અને તેની શહેનશાહતના જુદા જુદા ભાગોમાં અંગ્રેજો પથરાઈ ગયા હતા. એના મરણ પછી ધારવા મુજબ ખરેખર રુશિયામાં ભારે અંધાધુધી અને આપખુદીનો દોર પથરાઈ ગયો.



# ખાનોના વિલાસ પછીનો પતનકાળ

**ઝારનાં સાળા, બંધા બોરીસની ચતુરાઇ**

આ વખતે ઝારનો સાળો બોરીસ ગોદુનૉફ તારતાર વંશથી ઉતરી આવેલો એક ઉમરાવ હતો. તેણે અનેક ખટપટી કાવાદાવા કરીને પોતાના હરીફોને પાયમાલ કરી રાજ્યની લગામ હાથમાં લીધી. રાજ્ય થીઓદોરનું ચાલતું ખરૂં, પણ પડદા પાછળનો ખરો સત્તાવાન રાજા આ બોરીસ જ હતો. આ વખતે ક્રિમીયાના તારતારો ફરી એક વાર ચઢી આવ્યા. છેલ્લાં બસો વરસ તારતારો રશિયાના મુખ્ય ભાગ પર હાકેમી ભોગવતા હતા જ. છતાં પોતાની સત્તા ઔરબી વધાર્યે જવાની તેઓને હોંશ હતી. જે વખત જાય તેમાં તેઓ ફરી ત્રીજી વાર મોસ્કો તરફ ધસી આવતા હતા. આ વખતે લોકોએ બોરીસને સરદારી લેવાનો આગ્રહ કર્યો. બંધા બોરીસે પ્રજાને નમ્રતાપૂર્વક સધ્યારો આપ્યો અને કહ્યું કે " હું કોણ ? જે અમર અને પવિત્ર આત્માઓએ રશિયાને બચાવ્યું છે તેઓ જ ફરી વાર બચાવશે." અને છેવટે સરદારી તો લીધી જ. એ તારતાર વંશનો જ હતો. એમાં તારતરી ખમીર હતું. એણે જ પહેલી વાર ખરેખરી રીતે તારતરીઓને મોસ્કો તરફ આગળ વધતા અટકાવ્યા, એટલું જ નહિ પણ ભારે ખુવારી સાથે નસાડયા પણ ખરા. એના અમલ દરમ્યાન એક ધારો સન ૧૫૯૩ માં ઘડવામાં આવ્યો તે ગુલામ તરીકે લેવડદેવડ કરવાની પ્રજાને સત્તા આપતો હતો. તે ધારો છેક ૧૮૬૩માં એટલે આજથી ૬૫ વરસ ઉપર નાબુદ કરવામાં આવ્યો, ત્યાં લગી ગુલામી વેપાર કરવાની રશિયામાં છૂટ હતી. એ નબળો રાજા થીઓદોર ૧૫૯૮ માં મરણ પામ્યો. રશિયામાં પહેલવહેલું રાજ્ય સ્થાપનાર રાજા રૂરીકના વંશનો એ છેલ્લો ચિરાગ હતો. એ વંશના રાજાઓએ રશિયાના તખ્ત ઉપર ૭૩૬ વરસ સુધી અમલ કર્યો. એનો શાહજાદો અકસ્માતથી માર્યો ગયો હોવાથી તેના પછી કોઈ વંશવારસ ન્હોતું. ખરી રીતે તેને બોરીસે જ મારી નખાવ્યો હતો.

**તારતારીઓનો મોસ્કો તરફ ધસારો અને હાર**

**શાહી વંશ રૂરીકનો અંત**

કહેવાય છે કે થીઓદોરને ઝેર આપીને મારી નાખવામાં આવ્યો હતો. તેની છેલ્લી ઘડી ચાલતી હતી; ત્યારે પોતાની આસપાસ ઉભેલાં સગાંઓને તેણે રાજદંડ (જે સત્તાના ચિન્હ તરીકે અપાય છે) એક પછી એક એમ અનેક શાહ વંશના કુટુંબીઓને આપવાની કોશિષ કરી; પણ કોઈ એ



**દુનિયાની તખ્ત જમી ઉપર એક નાટકી બનાવ**

લેવા તૈયાર થયું નહિ. અંતે ન્હીડાઇ કંટાળીને એ મરતા રાજવીએ જમીન ઉપર ફેંકી દીધું. જે તરત જ બોરીસે ઉપાડીને સંભાળી લીધું, તેના મરણ પછી તેના વસીયતનામાની રૂએ રાજ્યની લગામ રાણીને આપવામાં આવી; જે બોરીસની બ્હેન થતી હતી. લોકોએ તેને તખ્તનશીન કીધી; પણ અંતે

**ધૂળમાં રગડાતો રાજદંડ કોણ ઉપાડે?**

પોતાના ભાઇ બોરીસના કાવાદાવાનો ભોગ થઈ મઠમાં ગઇ અને બાકીનું આયુષ્ય ત્યાં જ બંદગી કરતાં વિતાડવાનો ઈરાદો જાહેર કર્યો. આથી રશિયન તખ્ત ઉપર કોઈ મજબુત આદમીને બેસાડવાની જરૂર જણાતાં ઉમરાવોએ બોરીસને બેસાડવાનો ઠરાવ કર્યો; પણ ખંધા બોરીસે સાફ ના પાડી. જો કે અંદરથી તે આતુર હતો જ ને તે માટે સતત ખટપટો કર્યા જ કરતો હતો. છેવટે જુદા જુદા

**રાણીજી જોગણ બન્યાં અને રાજાનો સાળો જોગી બન્યો.**

શહેરના એલચીઓ, ધર્માધ્યક્ષો, અને ભદ્ર પુરૂષોએ તેને રાજા ઠરાવવાની દરખાસ્ત મુકવાને સભા બોલાવી અરજ કરી; પણ બોરીસભાઇ જેનું નામ તે એકના બે ન થયા, છેવટે બોરીસ જ ગાદી પર બેસે એવી સદ્બુદ્ધિ ખુદા બોરીસને આપે, ને એ રશિયાનો તાજ કબૂલ રાખે; માટે બે દિવસો જાહેર બંદગી કરવા માટે ઠેરવવામાં આવ્યા અને તેમ થયું : ત્યાં એ ખંધો બોરીસ પહાડ પર આવેલા એક એકાંત મઠમાં ભરાઇ બેઠો; અને લોકોને જણાવ્યું કે હું બાવો

**બોરીસ માટે જાહેર પ્રાર્થના**

બન્યો છું; મારે રાજદંડનો કાંઈ ખપ નથી, ઈ. સ. ૧૫૯૮ ની તા. ૨૦ મી ફેબ્રુવારીએ જાણીતા મુખ્ય ઉમરાવો અને પાદરીઓએ પહાડ પર આવેલા એકાંત મઠ પાસે જઈ બોરીસને અરજ કરી કે રાજદંડ તમે જ ઉંચકયો હતો. તે ઉમરાવો વિ૦ કબૂલ રાખે છે, માટે તમારે ઝારની પદવી સંભાળી લેવી. પણ ભાઇસાહેબે મનમાં ભાવે ને મુડી હલાવે તેમ ડોકું ધૂણાવ્યું અને લોકો

**લોકહઠ અને રાણીની પ્રાર્થના**

નિરાશ થયા. અંતે તેની બ્હેન રાણીએ રોઈ રોઈ ને અરજ કરી, મુખ્ય નાયકોને પેટ્રીઆર્ક (ધર્મનો વડો) વિ૦એ ઠરાવ કર્યો કે જ્યાં લગી બોરીસ રાજા થવાનું કબૂલ નહિ કરે ત્યાં લગી આવનાર મંડળ મઠ પાસેથી ખસવાનું નથી. એટલે ખંધો બોરીસ છેલ્લી સોગઠી પર દાવ મારી જીતી લેતો હોય તેમ

**"કબુલ છે! એક શરત કરો તો કબુલ છે!"**

ચતુરાઈ વાપરી બોલ્યો કે એક શરતે રાજગાદી કબૂલ રાખીશ તે–"તારતાર લોકો રશિયા ઉપર હુમલો લાવવા ટાંપી રહ્યા છે; તેને હરાવવા બધાંએ ખરા દિલથી સહકાર કરવા કબૂલ થવું." આ સાંભળી લોકો હર્ષઘેલા થઈ કબૂલ કબૂલના પોકારો કરી રહ્યા ને બોરીસ રાજા થવા કબૂલ થયો. તાજ પહેરતી



વેળા પણ તે ખધાઈ વાપરી માર્મિકતાથી બોલ્યોઃ-"તે કિરતારની ઈચ્છા પાર પાડજો." લોકોએ હર્ષના પોકારો કરી તેને વધાવી લીધો. ગાદીએ બેઠા પછી તેણે તરતજ એક મ્હોટું લશકર લઈને તારતારખાન તરફ કૂચ કરી. અને ખાનને એવી હાર ખવડાવી કે તે આગળ વધતો અટકયો. છતાં બોરીસનું રાજ્ય લાંબા વખત સુધી ટક્યું નહિ. જેટલા વખત સુધી ચાલ્યું: ત્યાં લગી એ ઠીક દિપ્યો. જુના કાળમાં એ નવા વિચારનો સુધરેલો આદમી હતો. ઉમરાવોના છોકરાઓ માટે એણે પાઠશાળા ઉઘાડવાની તજવીજ કરી; તે પાદરીઓને ગમી નહિ. છેવટે ૧૬૦૩ માં આ ખંધા આદમીનો એક શેરને માથે સવાશેર જેવો ખંધો દુશ્મન ફુટી નીકળ્યો. તેણે ચોથા ઇવાનનો પુત્ર શાહજાદો દીમીત્રાઇસ હું પોતે છું એવો દાવો જાહેર કર્યો, અને કહ્યું કે બોરીસે મ્હને મારી નાખવા જે વૈદના હાથમાં આપ્યો હતો તેણે મ્હને જીવાડયો અને નસાડયો, તથા મારે બદલે એક ગુલામના છોકરાને મારી નાખી દફનાવ્યો હતો. એણે કેટલીક એવી વાતો પણ કરી અને એવી શાહી નીશાનીઓ પણ બતાવી, જેથી પ્રજા ભરમાઇ ગઇ. તેથી કેટલાક લોકો બોરીસના જુલમથી કંટાળ્યા હતા તે રહામેલ થયા; છેવટે બોરીસને તા. ૧૩ મી એપ્રીલ ૧૬૦૫ મા ઝેર ખાઈને આપઘાત કરવાનો વખત આવ્યો. આમ કરીને તેણે પોતાની જીંદગીનો અંત પણ આણ્યો.

ચોરને ત્યાં ચોર પરોણો-શેરને માથે સવાશેર

એ અઠંગ ચોરે આખા રાજ્યની ચોરી કરી પચાવી પાડયું; પણ શાહી વંશના ઝુયુઇસ્કી નામે એક ઉમરાવે બળવો કરાવી તેનો અંત આણ્યો ખરો; ત્યાં બકરૂં કાઢતાં ઉંટ પેઠું એમ એક બીજા ચપરખંધા ચોરે શાહજાદા દીમીત્રીઆસની વિધવા પાસેથી જોરજુલમથી કબૂલ કરાવી લીધું કે તેનો ધણી મરણ પામ્યો નથી; પણ તે તેનો ધણી જ છે; એથી ૪ વરસ સુધી રશિયામાં અંધેર અમલ સાથે નવો રાજા રાજ કરવા મંડયો; અંતે ૧૬૧૦ માં એક તારતાર સરદારે એને મારી નખાવ્યો; તે પછી રોમોનોફ વંશના એક સત્તર વરસના જુવાન છોકરાને જે પોતાની માતા તરફ રૂરીકવંશ સાથે લોહીનો સબંધ ધરાવતો હતો તેને અમીર ઉમરાવોએ એકમત થઈને ગાદીપર બેસાડ્યો, જેના વંશજોમાં હાલનો ઝાર ગણાય છે.

બકરૂં કાઢતાં ઉંટ પેઠું.

અંત રોમોનોફ વંશની સ્થાપના થઇ

દરેક પ્રજાની ચઢતી વખતે તેને ઉદાર મનના, આત્મભોગ

**મહારાજ્યોની ચઢતી પછી પડતી ક્યારે આવે છે**

આપનારા સંસ્કારી નેતાઓ મળે છે. તે વખતની પ્રજા પણ નાયકોના સારા સંસ્કારો ઝીલનારી મહેનતુ અને ખડતલ હોય છે. એના શ્રમિત જીવન પાછળ એ પ્રજાનો ભવ્ય ઈતિહાસ અને ઉજળુ ઘેરૂં નસીબ છૂપાયલું હોય છે. જેથી એ મહેનતુ અને સંસ્કારી પ્રજા ઇશ્વરના આશિર્વાદ મેળવતી ઉન્નતિને પગથીયે કૂચકદમ આગળ વધતી જાય છે. તે પછી આબાદી, સત્તાને મોજ શોખનો કાળ આવે છે, છેવટે મોજશોખ એટલો બધો વધી જાય છે કે જેથી પ્રજા ફક્ત વિલાસમા જ રચ્યાપચ્યી રહે છે. વિલાસ પછી અધોગતિની ઉંડી ખાઈમા ગબડી પડે છે. ધર્મ અને નીતિના કેટલાક સાદા સિદ્ધાતો પણ એ ભૂલતી જાય અને જેમ રોમના ઇતિહાસમા બન્યુ અને રોમન મહારાજ્યનો અંત આવ્યો છે તેમ આ તારતાર ખાનોના ઈતિહાસમા પણ એમ જ બનેલુ; છેવટે વિલાસ અને સત્તાના મદમા, ખાનો ડોલી રહ્યા હતા; ત્યારે અંગત ઇર્ષા અને વેરની જ્વાળા ખૂબ વધી ગઈ હતી. પરિણામે તેઓ કુસંપથી નબળા પડયા અને આજે ફક્ત તેમની મહાન ઈમારતો, રાજભવનો, મસ્જીદો, અને બીજી સર્જાનિકાખાનમના ગગનચુંબિત મીનારાઓ ફક્ત એ મીટી ગયેલી તાતારી શહેનશાહતના ખંડીયેરો તરીકે બાકી છેઃ

આટલી વાત મ્હારી મુસાફરીના વિષયથી વેગળી જતી લાગશે. છતાં મ્હારી રશિયાની મુસાફરી દરમ્યાન રશિયા અને તારતાર પ્રજાનો ઈતિહાસ ન જણાવું તો હકીકત અધુરી જ લેખાશે. આથી આટલી હકીકત લખ્યાથી તે અસ્થાને ન જ ગણાય પણ દુનિયાની તખ્તે જમીન ઉપર પામર માનવીની મ્હોટી મ્હોટી આશાઓ પાછળ કિરતારનો મહાન સંકેત શો છે તે કંઈક સ્હમજાશે

પ્રકરણ ૧૯ મું

# ક્રિમીયા ખાનાત

તા૦ ૪ થી સપ્ટેમ્બર ૧૯૦૨ના કાફાની સુંદર હારબરનાં દર્શન થયાં અને થેઓડોસીઆ જેને તારતરીઓ કાફા શહેર કહેતા તેના બારામાં અમ્હારી સ્ટીમર દાખલ થઈ, બંદરમાં તેલ માછલીના આકારની સાત રશિયન મનવારો ઉભેલી હતી. એ ફક્ત ૧૦૦ x ૧૩ ફીટની રશિયન લડાયક બોટો છે. પાસે જ એક પુરાણો કિલ્લો આવેલો દૂરથી દેખાય છે. ઉપલી મનવારો ઉપરાંત ૧૫૦૦ થી ૩૦૦૦ ટનની નવ સ્ટીમરો ઉભી હતી. અહિંથી ક્રિમીયાના દક્ષિણ તરફના લીવાડીઆ ગામ સુધી સુંદર લીલોતરી છવાયેલી દેખાય છે. સ્ટીમર કેટલોક વખત થોભવાની હતી. તેટલા વખતમાં શહેરમાં લટાર મારી આવવા માટે હું નીચે ઉતરી પડ્યો, ઉતરીને નઝદીકમાં ઉભેલા ઉસમાન અને મુરાદ નામના બે મુસ્લીમ બીરાદરો સાથે ઓળખાણ પાડી લીધી. વાતચીતમાં ઉસમાન મ્હને ઇસ્લામનો એક ફીદાઇ જણાયો. ધર્મની બુલંદી અને અભિમાનની કેટલી વાતો કર્યે જતો હતો. હાથમાં એનો ધર્મપ્રેમ બતાવતી ૧૦૧ દાણાની મોતીના કેરખા જેવી તસ્બી લઈને દુરૂદે શરીફ જપતો હતો. એ લોકોને ખબર પડી કે હું મુસલમાન હોવા ઉપરાંત સુન્ની અને હનફી મજહબનો છું; તેથી તે સ્વભાવિક રાજી થયા અને નમાઝનો વખત થવાનો હોવાથી ભેગા મસ્જીદ તરફ ચાલ્યા, વાતવાતમાં જણાયું કે અહિં ત્રણ મસ્જીદો છે. અને અહિંના મુસ્લીમો બે તાએફા ( કોમ ) મા વ્હેંચાયેલા છે. એક તુર્ક જેઓ ટર્કીશ કેપ પહેરે છે. અને બીજો તારતાર જેઓ કાઝાનની સ્ટાઇલની ટોપી પહેરે છે. બન્ને એક જ હનફી પંથનાજ છે; વાતવાતમા એ લોકોએ હિંદુસ્તાન વિષે કંઈક જાણવાની ઉત્કંઠા બતાવીને પૂછ્યું કે-" હિંદમા મુસલમાનો હશે ખરા ? "

ક્રિમીયાના વિભાગમાં આવેલું થેઓડોસીઆ અથવા કાફા બંદર

ઉસમાન અને મુરાદ બે મુસ્લીમ બિરાદરો

આ સવાલના જવાબમા મ્હેં કહ્યુ કે ત્યા સાત કરોડ મુસલમાનો વસે છે; ઉપરાંત તેમાંના ઘણા તવંગરો પણ છે; તેમજ મ્હેં ઉમેર્યું કે અંગ્રેજ રાજ્યમાં બધા સારી આબાદી ભોગવે છે. ઉપરાત ધર્મની પણ કોઈ દખલગીરી નથી. એ સાભળીને અજબ થયાં; તેમાયે આ સાભળીને મુરાદ તો હેબતાઇ ગયો

મુસલમાનોની વિશાળ અને અજાયબી પમાડનારી સખ્યા વિષે વાતચીત



અને પોતાના સંબંધીને વાત કરી. બન્ને જણા અંદર અંદર અલ્લાહ, અલ્લાહ, પોકારીને હરખ ને ખુશાલી દર્શાવવા મંડયા. છતાં જાણે મનાતું ન હોય તેમ ફરીવાર પૂછ્યું " શું એ ખરી વાત છે ? "

બન્ને દેશોના અકેક તરફના પારાવાર અજ્ઞાનનું દર્શન

એ લોકોની અજ્ઞાનતા ઉપર હું હસ્યો નહિ તેમ અજબ ન થયો. એ લોકો જેમ માને છે કે અરબસ્તાન, ઇરાન, ખીવા, મીસર, બોખારામા જ મુસ્લીમો સમાઈ જાય છે તેમ જ આપણે પણ જાણતા નથી કે રશિયામાં મુસ્લીમોની ગંજાવર સંખ્યા વસે છે. ઉપરાંત ચિનમાં જ્યાં કદી ઇસ્લામીઓની સ્વારી થઇ નથી ત્યાં આઠ કરોડ મુસ્લીમો વસે છે. થોડા સમય પછી અલ્લાહો અકબરના બુલંદ અને મીઠા અવાજે મુઆઝીનની પૂકાર (બાંગ) સંભળાઈ કે બધાં નમાઝ માટે તૈયારી કરવા મંડયા અને તેમાં હું પણ ભેળાઇ ગયો. નમાઝ પછી આ મ્હારા નવા બિરાદરો તરફથી મ્હેં જાણ્યું કે રશિયામા હું ધારતો હતો તે કરતા યે ઘણી વધારે સંખ્યામાં મુસલમાનો વસે છે; ત્યારે

જો રશિયાનો ઝાર મુસલમાન હોય તો-

મુરાદની જેમ સંતોષ અને અજાયબીના ઉભરા સાથે અલ્લાહ, અલ્લાહ પોકારતો હું છૂટો પડયો. મ્હને વિચાર કરતાં લાગ્યું, અહિં ખોટ એટલી જ છે કે રશિયાનો રાજ્યકર્તા ઝાર ખ્રિસ્તી છે. જો તેમ ન હોત ને મુસલમાન હોત તો આખું રશિયા મુસલમાન જ છે એમ દુનિયાને ઘડીભર લાગી આવે તેમ છે. વળી રશિયન અમલમાં ઇસ્લામીઓ ઉપર બેહદ જાપતો રાખવામાં આવ્યો

રશિયન અમલમાં છુપાયલી કઠોરતા

છે. તેમાં એ બહાદુર કોમની કેટલીક સુંદર શક્તિઓ હણાઇ જતી હોય એમ લાગી આવે છે. તેમ એ કદી મુસ્લીમ મુલકો ન હતા એમ બતાવવા માટે જૂનાં શહેરોની બાજુમાં નવાં શહેરો બંધાવીને જૂના શહેરો તરફ નાખતી કરી એની સુંદર ઇમારતો પાયમાલ કરી, ઇસ્લામની સુંદર અસરને જોરદાર સંસ્કૃતિ ભૂંસી નાખવાની તજવીજ કરવામાં આવે છે.

ક્રિમીયાના મુસ્લીમોનું મુખ્ય મથક

આ ક્રિમીયા દ્વિપકલ્પ સારો યે મુસલમાનોથી જ ભરેલો છે. વળી તેઓ બધા જ સુન્ની મુસલમાનો છે, મસ્જીદમાં કેટલાકોએ મ્હને કહ્યું: તમને ઇસ્લામીઓની ઝાઝી વસ્તીવાળું શહેર જોવાની મરજી હોય તો અહિંથી થોડા કલાકને રસ્તે આવેલા બકચીશરાઈ નામે શહેરમાં લટાર મારી આવો તો તમે જ્યા નજર કરશો ત્યાં મુસલમાનો જ દેખાશે.

બકચીશરાઈ નામ તૂર્કી ભાષાનો છે. તૂર્કી ભાષામાં બકચી એટલે



બગીચો કહેવાય છે. અને શરાઈ એટલે સરા; ટુંકમાં બગીચાની સરા એ નામથી મશહુર છે. જેમ અહિંથી ( થીઓદોશીઆથી ) બકચીશરાઈ જેટલી દૂર છે; તેથી અતિ ઘણું સેબાસ્ટોપોલ નજદીક છે. હું દિલગીર છું કે અતિ નઝદીક હોવા છતા બકચીશરાઈ જઈ શકયો નહિ. કહેનારા લોકો તારીફ કરતા હતા કે ત્યાં પાંચ મ્હોટી આલીશાન મસજીદો છે, અને ક્રિમીઆ પ્રાંતમાં બકચીશરાઈ જ મુસલમાનોનું મુખ્ય અને મ્હોટું મથક છે, હવે સ્ટીમર ઉપડવાનો વખત થયો હોવાથી હું ઝપાટાભેર પાછો ફર્યો. સ્ટીમર ઉપર ઘણા નવા ઉતારૂઓ આવ્યા હતા. તેમા બીજા વર્ગમાં પણ મુસ્લીમ ઉતારૂઓ બૈરાં અને બાળકો સુદ્ધાત સારી સંખ્યા હોવાથી મ્હને કેટલી પૂછપરછ અને હકીકત મેળવવું સુગમતાભર્યું થઈ પડ્યું. અહિં તરેહવારના તપખીરીયા રંગના સુંદર પત્થરના રમકડાં વેચાય છે. તે એટલાં બધાં મનોહર હતા તેમજ અહિની કોડી કામની કેટલીક ચીજો એટલી મોહક હતી કે ખરીદવાને મન ખુબ જ લલચાયુ; પણ મારા જેવા ભટકતા મુસાફરને આવી વસ્તુઓ લઈને ફરવું ફાવે તેમ નહિ હોવાથી મેં માંડી વાળ્યું. કિનારે આવેલા ઈલેકટ્રીક લાઈટના ઊંચા મ્હોટા દિવાની સુંદર રોશનીનો પાણી ઉપર પડતો પડછાયો અને અંધકાર સફેદ ભીંતોથી આછા ઝાંખા તેજમાં દેખાતું શહેર ચિત્રવત અને ગંભીર છાયામાં આળોટતું ભારે આકર્ષક લાગતું હતું. નવા મુસ્લીમ મિત્રો સરલ દિલ અને મીઠા સ્વભાવના તેમજ વિવેકી લાગતા હતા સ્ત્રી વર્ગ મલ્હાજો સાચવનાર અને પરદેનશીન હતો. અંતે સ્ટીમરે થીઓદોસીઆ બંદર છોડયું.

સ્ટીમર ઉપર પાછો ફર્યો

રાત્રે વીજળીના દિવાના અજવાળામાં શહેરનો દેખાવ

થીઓદોસીયા પછી કાંઈ ખાસ જાણવાજોગ બનાવ વિના સુદાકને આલુશ્ટા બંદર પસાર કરી ગયા અને તા. ૫મી સપ્ટેમ્બરની સ્હવારે યાલ્તા બંદરે આવી પહોંચ્યા, જે એક મ્હોટું શહેર ગણાય છે, ઉનાળાના દિવસો છતાં ખૂબ તાપ નહિ હોવાથી આકાશ ખુલ્લું અને રૂતુ ખુશનુમા જણાતી હતી. આ યાલતા બંદરનો કિનારો કોઈપણ બંદરોથી જુદી જ ભાત પાડે એવો દેખાય છે. સમચોરસ આકારના કાળા પત્થરથી એના કિનારાની ભીંત સુસબંધ રીતે ચણવામાં આવી છે. ઉપરાંત એના કિનારાથી શહેરની ઉચ્ચાઈ લગભગ બે હજાર ફીટની પહાડી ઢલણવાળી દેખાય છે. ત્યા આવેલી ત્રણ ત્રણ મજલાની હવેલીઓ અતિ શોભાયમાન અને ખુશનુમા લાગે છે. આ ગામનો પહાડી દેખાવ એટલો મોહક છે કે તેને સુખુંમ બંદરની જોડમાં મૂકી શકાય.

યાલતા બંદરનો ખુશનુમા કિનારો અને પહાડી ઢલણ



આ શહેર હોવાથી એની ડોક ( ગોદી ) મજબૂત બાંધવામાં આવી છે, તેથી સ્ટીમર પ્લેટફોર્મને અડોઅડ લાગીને ઉભી રહે છે હું ગામની અંદર ગયો. દાખલ થતાં જ બહારનો મોટો રાજમાર્ગ અને મ્હોટી પ્લેટફોર્મ કાળા પત્થરની વિશાળ બાંધણી જણાય. અહિં ટ્રામવેની સગવડ હજી કરવામાં આવી નથી; છતાં ઓમનીબસ દોડે છે ખરી, જેમાં ફક્ત ચાર માણસો એક એકને પીઠ દઇને બેસે છે. અને તેને ત્રણ ઘોડા જોડવામાં આવે છે. આ શહેરમાં પણ મુસ્લીમોની ઝાઝી વસ્તી જણાય છે. અને ચાર મુખ્ય મસજીદો આવેલી છે. અહિં પણ આગળ જણાવી ગયો છુ તેમ તારતર અને તૂર્ક એમ બે કોમ વસે છે જરીઆન કસબની ફૂમતાવાળી તૂર્કી ટોપી પહેરેલા ન્હાના, ન્હાના બાળકો દોડાદોડ કરતા ઘુમતા દેખાય છે; એ જરા મોહક અને રમુજી લાગે છે

ચાલતા નગરની સુંદર વ્યવસ્થા

ચાલતા છોડીને આગળ વધતા લીવાડીઆ પાસે દક્ષિણ તરફ નીકળી આવેલી ટેકરી ઉપર સુંદર દીવાદાંડી બાંધવામાં આવેલી છે, ત્યાં પાસે દેખાતા ન્હાના ન્હાના ગામડા દેખાવે ખુશનુમા અને છૂટા છૂટા આવેલા બંગલાઓથી શાંત ને મોહક લાગે છે. બાદ બાલકલાવા પછી બે છોડયા પછી સેવાસ્ટોપોલ આવે છે.

# સેવાસ્ટોપોલ

તા. ૫ મી સપ્ટેમ્બર ૧૯૦૨ શનીવારના બે વાગે અમ્હારી સ્ટીમર સેવાસ્ટોપોલ બંદરે દાખલ થઇ આ બંદરમાં કુદરતી લીલા કે ખુશનુમા દેખાવ કાંઇ નથી, છતાં આ એક યાદગાર મથક હોઇ આ રશિયાનું નૌકાસૈન્યનું મુખ્ય મથક ગણાય છે

યાદગાર દરિઆઇ મથક

સેવાસ્ટોપોલ રશિયા અને તૂર્કના ઇતિહાસમાં એક યાદગાર મથક ગણાતું આવ્યું છે. આજ જમાના થયા રશિયા એક પછી એક કરી કેટલાક તૂર્કી મથકો ગેપ કરી ગયો છે. એ જ રશિયાએ સન ૧૮૫૪ માં ડાન્યુબ નદી પાર આવેલો તૂર્કીનો કેટલોક મુલ્ક પચાવી પાડયો હતો, ત્યારે આ રશિયાની આ ઉપરા ઉપરી ફત્તેહને ઇંગ્લાંડ ને ફ્રાન્સ અદેખાઇ અને બીકની નજરે જોતાં રહ્યા હતા. તે વખતે ખાસ તૂર્કીનો પક્ષ લઈને રશિયા સ્હામે પોતાના સૈન્યને ઉતાર્યું હતું. એ વખતે બાલકલાવા અને ઇનકરમની

બાલકલાવા ને ઇનકરમાનની લડાઇ વખતની યાદ



સ્થળોએ ખાસ લડાઇઓ થઇ હતી. આ સેવાસ્ટોપોલનો વિખ્યાત કિલ્લો અંગ્રેજ અને ફ્રેન્ચ લશ્કરોએ લીધો હતો. આ લડાઇમાં તુર્કીના સેનાંનાયક હોબાર્ટ પાશાએ અદ્દભૂત વીરતા બતાવી હતી. જ્યારે કાળો સમુદ્ર ઘેરી લેવામાં આવ્યો હતો અને ટ્રાન્સ કોકેશિયા ઉપર હુમલો કરવામાં આવ્યો હતો ત્યારે ઓડેસા જે ઉત્તર કિનારા તરફ આવેલું છે તે તોપોના મારાથી ધ્રૂજી રહ્યું હતું; ત્યારે ડાન્યુબ નદી પર આવેલા રૂસચક શહેરમા હોબાર્ટ પાશાનું મથક હતું. એને અહિંથી કોન્સ્ટેન્ટીનોપલ જવું હતું; ત્યારે ડાન્યુબ નદીનો ટુંકો માર્ગ છોડી દઇ બીજે માર્ગે જવા એના સલાહકારો મત આપી રહ્યા હતા. પણ મોત સાથે રમત કરનારા હોબાર્ટ પાશાએ જણાવ્યું:—"આ હોબાર્ટ પાશા કદિ હિચકારો નહિ બને, એ પોતાની તીક્ષ્ણ હિંમતથી રશિયન સૈન્યને ભેદીને પેલે પાર પહોંચી જશે. બીજે માર્ગે કોન્સ્ટેન્ટીનોપલ જવા કરતાં એ પોતાના સહેલ કરવાના વ્હાણ સાથે રશિયન તોપના ગોળાથી ફાડચે ફાડચા થઇ ઉડી જવાનું વધારે પસંદ કરશે." અંતે તા. ૨૯ મીની કાળી રાતે-એ પોતાના થોડાક સાહસિક સાથીઓને લઇને પોતાના ન્હાના વ્હાણમાં ચઢયો. ડાન્યુબ નદીનો પ્રવાહ આજે કાંઇ ઓર વેગથી ધસી રહ્યો હતો. પાશાએ પોતાના વ્હાણની રોશની ઓલવી નાખી, ઇન્જીનનો આતશ દાબી ધૂમાડો જ ન નીકળે એમ કરી નાખ્યું; અને રશિયન તોપખાનાની હારોહાર વચ્ચેથી પસાર થવા મંડયો: "એ કોણ જાય?" પણ હોબાર્ટ પાશા જવાબ આપે શેનો! તરત રશિયન મોરચા તરફ ગરબડ થવા માંડી, બન્ને તરફથી બાણો ઉડવા લાગ્યાં. બ્યુગલો ફૂંકાવા માડયા; પડઘમો વાગવા માંડયા. અને સરદારોના મોઢામાથી લશ્કરી હુકમ છૂટવા માડયા. તોપચીઓ ગોઠવાઇ ગયા. આ વખત ખરેખર કટોકટીનો હતો; પણ ગણત્રીબાજ હોબાર્ટ પાશાએ પોતાનું વ્હાણ છેક કિનારાની અડોઅડ લઇ જઇને હંકારવા માંડયું; જેથી શત્રુના તોપચીઓ ગંજાવર તોપોના માથાં ઝુકાવીને આબાદ નેમ લઈ શકે નહિ. તે દુશ્મનોના દેખતાં જ તેઓની આંખમાં ધૂળ નાખીને છટકયો. બાદ તેણે પોતાના નાના વ્હાણના તોપચીને એક ગોળો રશિયન કિલ્લા પર ફેંકીને હોબાર્ટ પાશા આબાદ છટકયો છે, એવી વધામણી આપવા કહ્યું. તોપચીએ તેમ કર્યું; ત્યારે રશિયનોને ખબર પડી કે હોબાર્ટ પાશા આબાદ હાથતાળી દઈ ગયો ખરો!!

**બહાદૂર હોબાર્ટ પાશાની મોત સાથે રમત**

**હોબાર્ટ પાશાની હિંમતભરી બાજી**

**રશિયન તોપખાનાને આબાદ તાળી આપી ગયો.**



મજબૂત કિલ્લેબંધી અને મનવારો

સેવાસ્ટોપોલના બંદરમાં દાખલ થતાં જ જેના સૌથી પહેલા દર્શન થાય છે તે રશિયનોએ બંધાવેલા મજબૂત ધુળીયા કિલ્લા અને તેની ઉપર ગોઠવેલા તોપોના મોરચા, આસપાસના તૂટી ગયેલા કેટલાક જુના કિલ્લાઓ આજે પણ ૧૮૫૫ ની લડાઈની યાદ આપે છે. કિલ્લેબંદી ઉપરાંત તોપના હારબંધ મોરચા બતાવી આપે છે કે અહિં સરસ કિલ્લેબંદી કરવામા આવી છે. તેમ જ રશિયન નૌકાસૈન્યના ગર્વરૂપ નવ મ્હોટી મનવારો ખડી છે. અંદરના ખલાસીઓ કાળી પાટલૂન અને સફેદ વસ્ત્રો સાથે પોતાનું કામ કરી રહ્યા છે. બધા જ ગદા અને મજુર હોય તેટલા મેલા દેખાય છે.

સૌથી સરસ સુવ્યવસ્થાભર્યો બોટાનીકલ ગાર્ડન

પાછલે પહોરે શહેરમા દાખલ થયો. અહિં કિનારા બહાર નીકળતા જ ટ્રામ શરૂ થતી દેખાય છે. જે શહેરના અંદરના ભાગમાં લઈ જાય છે. અંદરના કિનારા પાસે જ બોટાનીકલ ગાર્ડન આવેલો છે. આ ગાર્ડન બીજા શહેરોના બગીચાઓથી એક રીતે જુદો તરી આવે છે. તેની અંદર યોગ્ય સ્થળે ન્હાની ન્હાની ચ્હા પીવાની અને આઈસ્ક્રીમ લેવાની હોટલો ગોઠવવામાં આવી છે, જે ફરવા આવનારાઓને સ્વાદિષ્ટ ચીજોનો લાભ લઈ પૂરેપૂરી મોજ લેવાને લલચાવે છે. મ્હારા જેવો ભટકતો મુસાફર તરૂવરની છાયા નીચે એકાદ કપ ચાહનો લઈ સ્વર્ગનો આનંદ માણે છે: આ બાગની આસપાસ દરિયાની સપાટી ને છેક દૂર વેરના દેખાવો દેખાય છે; જેથી આ

સ્ત્રી અને પુરૂષવર્ગ માટે હમામખાનાની જુદીજુદી વ્યવસ્થા

બગીચાની ખુશનુમા મોજમા એક વિશેષ વધારો થાય છે: ઉપરાત આ બગીચાના દરિયા તરફના ભાગમાં મર્દો તથા ઓરતો માટે ખાસ ન્હાવાના હમામખાનાની અને કપડાં બદલવા માટેની વ્યવસ્થા કરવામા આવી છે. આમ એક તો બગીચો, વળી દરિયાની સપાટી પાસે, ખાવાપીવા અને ન્હાવાની સગવડ સાથે, એટલે આ બગીચો અહીંની પ્રજાની મોજ અને ખેચાણ માટે એક જબરૂં સાધન થઇ પડયું છે. સેવાસ્ટોપોલ શહેર પણ ઢલણવાળી ટેકરી

એક અપ-ટુ-ડેટ શહેર

ઉપર વસેલું હોવાથી ચોખ્ખું અને સફાઈદાર શહેર છે. યુરોપીઅન શહેરોમા હોય તેવી મ્હોટા કાચના બારણાવાળી ભપકાદાર દુકાનો આવેલી છે ખરી; પણ તેમાં ઘરાકીની ઝાઝી ધમાલ હોય તેમ દેખાતુ નથી. બજારમા પસાર થતાં ગરબડ કરતાં ચુપકીદી વધારે જણાય છે: આ એક અપ–ટુ–ડેટ શહેર હોવા ઉપરાત ગ્લાસગો નગર જેમ એના રસ્તાની ફરસબંધી કાળાપત્થરની



કરવામાં આવી છે. આખા શહેરમાં પગે અને ટ્રામમાં ફરી, રખડપટી કરીને પાછો બોટાનીકલ ગાર્ડનમાં આવી બેઠો. અહિં ગાર્ડન પાસે જ મુખ્ય રસ્તા ઉપર એક રશિયન જનરલનું બાવલું આવેલું છે; જે હાથમા દૂરબીન લઇ ઉભો હોય એવો દેખાવ છે. એ ઉપરથી નૌકાસૈન્યનો કોઇ એડમીરલ હશે એમ માનું છું. નીચે જ ૧૮૫૫ ની સાલ લખેલી છે; તેથી છેલ્લી ક્રિમીયાની યાદગાર લડાઇમાં રાજસેવા બજાવનાર એ વીર અમલદારની યોગ્ય કદર કરવામા આવી હોય એમ લાગે છે.

મેલ સ્ટીમરના ઉતારૂઓના માનમાં સંગીતની મોજ.

હું જે સ્ટીમરમા મુસાફરી કરૂં છું તે રશિયન મેલ સ્ટીમર હોવાથી તેના ઉતારૂઓને રિઝવવા કિનારા પાસેજ બેંડ વાગે છે: અહિં બંદર ઉપર મ્હારા જેવા સહેલાણીઓની સગવડ માટે એક બોર્ડ ઉપર સ્ટીમર કેટલા વાગે ઉપડવાની છે તે બરાબર લખવામાં આવે છે. તેટલો વખત પૂરો થવા આવેલો હોવાથી ઝટપટ જેટલું જોવા કરવાનું હતું તે જોઇ લઇને હું રેલ્વે સ્ટેશન જોવા ગયો; ત્યાં તપાસ કરતા જણાયું કે સેવાસ્ટોપોલથી બગચીસરાઈ ફક્ત થોડાજ કલાકનો રસ્તો છે: ત્યાથી દોડતો ડોક ઉપર પાછો વળ્યો થોડી વાર રહીને બેંડે જ્યારે વિદાયગીરીનું ગીત શરૂ કર્યું કે સ્ટીમર ઉપર મળવા આવેલા ઉતારૂઓના સગાંસબંધીઓ ઝપાટાબંધ ઉતરી ગયા. અને હુરેરે હુરેરે ના અવાજો વચ્ચે અમ્હારી સ્ટીમર ઉપડી અને યુરોપીઆ તરફનો માર્ગ લીધો, હવે પછીની ક્રિમીયાની જમીન સુકી અને સપાટ જણાય છે. કેટલોક વખત પછી અપાટોરીઆ બંદર છોડયા પછી ક્રિમીયાનું કેપ તારખાન પસાર કર્યું. રાત્રે કેપ તારખાનની દીવાદાંડી સ્ટીમરનો માર્ગ બતાવી રહી હતી. રાત અંધારી હતી. દરિયો પણ ઉછળી રહો હતો. ઠંડી પણ ઠીક હોવાથી હું છત્રી ઉપરથી નીચે ઉતરીને કેબીનમા આવી સુઇ ગયો. ઉંઘ ખૂબ આવી અને સવારે મોડો ઉઠયો:

વિદાયગીરીનું સંગીત

તારખાનની દીવાદાંડી

## ઓડેસા

બપોરના બાર વાગે ઓડેસા બંદરે આવી પહોચ્યા. આજે ૬ ઠ્ઠી સપ્ટેમ્બર ૧૯૦૨ નો દિવસ હતો: ઋતુ ખુશનુમા હતી. રશિયાના બંદરોમાં ઓડેસા પણ એક મ્હોટું બંદર ગણાય છે. એ બંદર વિશાળ હોઈ અંદર

દાખલ થતાં જ દેશપરદેશની અનેક સ્ટીમરોની હારોનીહાર કિનારાને અડોઅડ ઉભેલી દેખાય છે. બ્રિટીશ વાવટાવાળી ઇંગ્લાંડ અને હુલ બંદરે જનારી સ્ટીમરો પણ ઠીક દેખાય છે. ઘઉં, ઊન, લાકડાના તખતાઓ સ્ટીમરો ઉપર ધમધોકાર ચઢી રહ્યા છે. આ રશિયાની મુખ્ય નિકાસ ગણાય છે. યુરોપમાં હોય છે તેમ અહિં પણ હોટલના પોર્ટરો ગ્રાહક શોધવા માટે બંદર ઉપર આવે છે, તેમ અહિં પણ અનેક પોર્ટરો આવેલા હતા. એકાદ હોટલના પોર્ટરને સાથે લઇને હોટલ ડ લુવર તરફ હંકારી ગયો. આ હોટલ ઓડેસાના મધ્ય ભાગમાં આવેલી છે. હોટલમાં પહોચતાંજ સરસામાન યોગ્ય સ્થળે મુકાવી હોટલના એકાદ ભોમિયાને સાથે લઈ ગાડી ભાડે કરીને બ્રિટીશ કોન્સલ ખાતાની શોધ કરવા ફર્યો. પણ ક્યાંય પત્તો લાગ્યો નહિ. આથી હું અજબ થયોઃ રશિયામાં મુસાફરોની સગવડતા માટે દરેક પોલીસ સિપાહીને શહેરની ગાઇડ બુક આપવામાં આવે છે. તેઓને પૂછતા જવાબ મળ્યો કે બ્રિટીશ કોનસલ ખાતા વિષે અમ્હારી ગાઇડમાં કાંઇ નિશાની નથી. આખરે અહિં તહીં અનેક દુકાનો પર પૂછીને છેવટે બ્રિટીશ જનરલ કોનસલની ભાળ મેળવીને જનરલ કોનસલ સર ચાર્લસ **સ્મીથને** મળ્યો. મ્હારી લંડનની પાસપોર્ટ એમને સોંપીને રશિયન રાજ્યના કાયદા અનુસાર હવે રશિયા છોડી જવાની પાસપોર્ટ મેળવી આપવા બાબત અરજ કરી. જેથી પાછળથી નાહક ખટપટમાં ઉતરવાનો સમય ન આવે:

**બ્રિટીશ કોનસલની શોધ માટે દોડાદોડી**

આ અંગ્રેજ કોનસલની મુલાકાત વેળા એક વિચિત્ર અનુભવ મળ્યો, આ વખતે મ્હારો પોષાક તૂર્કી મુસલમાન જેવો હતો, માથે ટર્કીશ કેપ હતી. અને પગમાં બુટ પણ હતા. માનભુખ્યાં જનરલ કોનસલ સર ચાર્લ્સ **સ્મીથે** જ્યારે જાણ્યું કે હું હિંદી મુસલમાન છું; ત્યારે એ બડા સાહેબે મ્હને જોડા ઉતારીને ઉભા રહેવાની આજ્ઞા કરી. એ વિષે મ્હે સર ચાર્લ્સને કહ્યું કે જોડા ઉતારવા એ મુસલમાની વિવેકનો તરીકો નથી. ત્યારે મ્હને હુકમ કર્યો કે યુરોપીયન તરીકા મુજબ ટોપી ઉતારો. પણ મ્હારા માથે ઇંગ્લીશ હેટ ન્હોતી. છતાં એ અણગમતી તકરાર પર ધૂળ નાખી સર ચાર્લ્સની આજ્ઞા માથે ચઢાવી, મુસલમાનોમાં ટોપી ઉતારવી એ અદબનો તરીકો નથી. તેથી મ્હારી આ રીત મુસ્લીમ વાચકોને ગમશે નહિ. પણ વાચક એટલું રહમજી

**બ્રિટીશ કોનસલ ખાતામાં મળેલો વિચિત્ર અનુભવ**



શકશે કે જ્યારે પોતાનોજ કક્કો ખરો કરાવવાનો દુરાગ્રહ સત્તાધીશ અમલદાર પકડી બેસે ત્યારે મ્હારા જેવા ભટકતા મુસાફરે "સત્તા પાસે શાણપત કામ ન આવે," એ સૂત્ર યાદ કરીને નાખતી કરવાનોજ માર્ગ લેવો રહ્યો. મ્હારી અડધી ઉપરની જીંદગીને આટલા કોન્સલોની મુલાકાતમાં બડે સાહેબ જેવા સર ચાર્લ્સ જેવો દુરાગ્રહ કરનાર કોઇ માનભૂખ્યો આદમી મ્હને મળ્યો નથી. બેશક મ્હારે માથે ઇંગ્લીશ હેટ હોત તો હું જરૂર ઉતારીને વિનય જાળવત. પણ પાઘડી અને તૂર્કી ટોપી ઉતારવી કોઇ માનની નિશાની નથી. એ એવા ભમતી આદમીને કોણ સમજાવે?

સત્તા આગળ શાણપણ નકામું છે.

આ ઇંગ્લીશ કોનસલ સર ચાર્લ્સનો મુખ્ય કલાર્ક મી૦ મેરીટઝ વૉલ્ડયાર રહોડ જેના હાથમાથી કોનસલ ખાતાનું દરેક કાર્ય પસાર થાય છે, જે એક ભલો અને માયાળુ આદમી છે, એણે મ્હને ઉપલી બાબતમા નાખતી કરવાને ઈશારો કર્યો અને પાસપોર્ટની કેટલીક જંજાળ હળવી કરી મ્હારૂં કામ રહેલાઇથી કરી આપ્યું તેમજ પાસપોર્ટ ખાતાના અમુક સત્તાવાળાને ભેટ આપવાથી કામ જલદી થશે એવી પણ કેટલીક ટીપ આપી. અને તેથી એનો ઉપરી જલદી શેરો કરી આપશે એમ જણાવ્યું. મ્હારી સાથે હોટલનો આદમી હતો. તેને બધું કરવાનું સોંપીને હું શહેર જોવા નીકળ્યો.

કોનસલનો માયાળુ કલાર્ક.

મ્હારી મુસાફરીમાં મ્હને એક જાતની ઇંતેજારી રહ્યા કરતી. તે એ કે રશિયન મુલ્કો, એટલે યુરોપી અને એશિયાના જુદા જુદા પ્રાંતોમાં દરેક કોમની કેટલી વસતી છે અને તેમાં મુસલમાનોની વસતી કેટલી છે, એ બાબતની ખાત્રીપૂર્વક ખબર મેળવવા ઠેક આરકેન્જલથી રશિયન, બ્રિટીશ નહિ તો પછી બીજા પરરાજ્યોના એલચીખાતામાં તપાસ કરતો રહ્યો છું. પણ ક્યાંયે આ વાતની ખબર નહિ. દરેક સારા સ્થળેથી મ્હને એ જ જવાબ મળ્યો કે આ બાબતની સત્તાવાર નોંધ તમને સેન્ટપીટર્સબર્ગના દફતરમાથી મળશે. રશિયનો ભારે વ્હેમી હોઇ આવી પૂછપરછનો ખરો જવાબ નહિ આપે, તે વખતે નાહક મુશ્કેલીમાં આવી પડવાનો વખત આવે. એ મ્હારી મુંઝવણ અહિંના ભલા કલાર્ક મી. મેરીટઝે ટાળી અને મને ઇ. સ. ૧૮૯૯ ના રિપોર્ટની કેટલીક બાબતો વાંચી સંભળાવી; ત્યારે જણાયું કે યુરોપીઅન રશિયામાં કુલ ૨૬૦૦૦૦૦ (છવીસ લાખ) મુસલમાનો વસે છે અને એશિયા વિભાગ અને

મુસલમાનોની વસ્તીના સત્તાવાર આંકડા મેળવવાનાં ફાંફાં



રશિયન અમલ હેઠળ વસતા ૮૯ લાખ મુસલમાનો

કોકેસીઆ તેમજ તૂર્કસ્તાનમાં ૮૯૦૦૦૦૦ નેવ્યાસીલાખ મુસલમાનો છે. એ હીસાબે આખા રશિયાના જુદા જુદા ભાગોમાં એક કરોડ ત્રીસ લાખ મુસલમાનો છવાયેલા છે. આ તો સન ૧૮૯૯ના રિપોર્ટનો સાર છે, તે પછી કેટલોક ફેરફાર થયો હશે. ૧૮૯૫ ના વસ્તીપત્રક બાદ નવું પત્રક બહાર પડ્યું નથી અને તેમાં આખા રશિયામાં મુસલમાનોની સામટી વસ્તી દરેક શહેરમાં કેટલી છે તે નીચે મુજબ લખેલી છેઃ—

શહેરવાર મુસ્લીમોની સંખ્યા

| | |
|---|---|
| આસ્રાખાન ... ... ... | ૧૧૩૦૦૦ |
| તાશકંદ ... ... ... ... | ૧૫૬૦૦૦ |
| ખોકંદ ... ... ... ... | ૮૨૦૦૦ |
| સમરકંદ ... ... ... ... | ૫૫૦૦૦ |
| બોખારા ... ... ... ... | ૭૦૦૦૦ |
| તિફ્લીસ ... ... ... ... | ૧૬૧૦૦૦ |
| બાકુ ... ... ... ... | ૧૧૨૦૦૦ |
| કાઝાન ... ... ... ... | ૧૩૨૦૦૦ |
| જેરૂસ્લાવ ... ... ... ... | ૭૧૦૦૦ |
| આરકેન્જલ ... ... ... | ૨૧૦૦૦ |
| નિઝની નવગોરદ... ... ... | ૬૫૦૦૦ |

ઓડેસામાં આસરે ૨૯૦ જ મુસલમાનો હશે. અહિં ફક્ત એક મુસ્લીમ કબરસ્તાન ને એક મસ્જીદ આવેલી છે.

ઓડેસાના વિશાળ અને સ્વચ્છ રાજમાર્ગો

ઓડેસા શહેર ખુબસુરત શહેરોની કોટીમાં ગણી શકાય. એના રસ્તાએ ૧૯૦ ફીટ પહોળા છે, કેટલીક ફુટપાથ તો ત્રીશ, ત્રીશ, ફીટ પહોળાઇની આવેલી છે. દરેક નાકા ઉપરના કીનારાનો આકાર ત્રિકોણુ આકારે મળે એવી રીતે ફુટપાથોની રચના કરી છે. અહિં પણ દરિયાકીનારે આવેલી ઉંચી જમીનપર બગીચો બનાવવામાં આવેલ છે, બગીચાના રસ્તા ઉપર ન્હાની ન્હાની કાંકરીઓ એવી ખૂબીથી પાથરવામાં આવી છે કે તે જોઇ આપણુને એમ જ લાગે કે વ્યવસ્થા કરવાની આવડત તો જાણે યુરોપીઅન લોકોનીજ. બગીચો દરિયાની સપાટીથી કાંઈ ૨૯૦ ફીટ ઉંચે આવેલો હોવાથી બગીચાની ન્હાની હોટલોમાં સંગેમરમરના ટેબલો પાસે બેસી ચ્હા પીનારને



દરિયાની સપાટીનો માઇલો સુધીનો દેખાવ, તેમાં નાના મછવા મનવારોની ધીમી દોડધામ વિ. એટલી બધી મનોરંજક લાગે છે કે તેનો ખ્યાલ મ્હારી કલમ ન આપી શકે. અહિં મ્હોટાં મ્હોટાં ઝાડોની ડાળીઓ સાથે અનેક હીંચકાઓ બાંધેલા છે. તેના ઉપર માબાપો પોતાના લાડકવાયાં ભૂલકાંઓને હિંચવી જીંદગીનો ઉલ્લાસ માણે છેઃ આપણા હિંદના બગીચાઓ રાત્રે સુમસામ થઇ જાય છે. કેટલાકમાં તો રાતના ૭ વાગ્યા પછી દાખલ થવાની મનાઇ છે. જ્યારે અહિંના બગીચામાં રાત્રે દીવાળી જેમ ભપકાદાર વીજળીની રોશની કરવામાં આવે છે. દિવસભર કામ કરનારા ઘણા વેપારીઓ રાત્રે આવીને જીવનની કેટલીક અમૂલ્ય પળો આનંદમાં પસાર કરવાની તક મેળવે છેઃ ઓડેસા શહેરમાં જ્યાં જુઓ ત્યાં સફાઇ, સફાઇ અને સફાઇનાં જ દર્શન થાય છે. અહિંની કોરપોરેશન પાસેથી આપણા શેહેરી બાવાઓને શિખવા જેવા ઘણા પાઠો મળી શકે છે. શહેરમાં વેપારવણજની ધમાલ સારી છે. રાત્રે દુકાનદારો આંખને આંજે એવી ભપકાદાર રોશની કરે છે. ટુંકમાં દિવસ કરતાં રાત્રે ઓડેસા શહેર જાણે કોઇ નવા પરસ્તાનમાં ફેરવાઇ જાય છે. અહિં સુખી જીવડા વધારે વસતા હોવાથી ઝવેરાતની દુકાનો સારી સંખ્યામાં આવેલી છે. નકશીકામની કેટલીક ફેન્સી ચીજો મ્હને સસ્તી માલમ પડી હતી. ઘડીયાળો કેરબાની જણસો અને ઉમદા ચિત્રો વેચવાની દુકાનો વધારે જણાય છે. આ શહેરનું ચિત્રકામ રશિયામાં બધે વખણાય છે. શહેરમાં લટાર મારતાં મારી નજર એક ચિત્ર ઉપર પડી. તેમાં પ્રાચિન કાળમાં પારસી ભાઇઓ પવિત્ર આતશની આરાધના કેવી રીતે કરતા હતા તેનો ભાવવાહી દેખાવ હતો. જે કામ ઉસ્તાદની પીછી જ કરી શકે તે માટે હું મ્હારા થોડાક અધુરા શબ્દોથી વાચકોને એ ચિત્રનો ખ્યાલ આપવાની કોશિષ કરીશ. ઝાડોની ગીચ ઘટાથી છવાયેલું એક બિહામણું જંગલ છે. ત્યાં એક તરફ ખુલ્લા મેદાન જેવી જગામાં એ અતિ સાદું આતશ કદેહ બંધાવેલું નજરે પડે છે, ત્યાં આતશ બળતો રહેલો છે. એના પવિત્ર ઉજાશને પ્રસરાવવા ચિત્રકારની પીછીએ કમાલ કામ કર્યું છે. ત્યાંથી થોડે દૂર ૬ થી ૭ માણસો જેઓ મોબેદ જેવાં લાગે છે. તેઓ અતિ સફેદ કપડાં પહેરી ન્હાના જેવા વસ્રના કટકાથી મોઢાને ઢાંકી બંદગીના પવિત્ર કલામો ઉચ્ચારી રહ્યા છે, ને પોતાના ઘુંટણ જમીનપર લગાડી કપાળ

**જાહેર બગીચામાં રાતના વખતે કરવામાંઆવતી લાઇટ**

**કલાપ્રિય શહેરમાં જડેલું એક ભક્તિરસથી ભરપૂર ચિત્ર**

પણ જમીનપર મૂકી ભાવપૂર્વક નમસ્કાર કરી રહ્યા છે. આખા ચિત્રમાં પવિત્ર વાતાવરણ સર્જવાને ચિત્રકાર ફત્તેહમંદ નિવડયો છે. એમ જોનારને લાગ્યા વગર રહે નહિ.

ગાડીવાનો અને પોલીસ સિપાઇઓ વિષે થોડુંક

અહિંની ભાડેની કેબની સફાઇ સુઘડાઈ જોઈ મ્હને દેશના ફુવડ ગાડી હાંકનારા મિયાં ભાઇઓ યાદ આવી જાય છે. કયાં એ ઓડેસાના નમ્ર વિવેકી અને સફાઈદાર ગાડીવાનો અને કયાં મુંબઇના ફુવડ, મેલા અને તોચ્છડા ગાડીવાનો ! અહિંની ભાડેની કેબમાં એક ખામી છે. તે એ કે તેમાં માંડ બેજ માણસ બેસી શકે એવી એ સાંકડી હોય છે. હાંકનારાઓ પઠાણ જેવા મજબુત બાંધાના રશિયનો હોઇ ઉપરાંત પઠાણ લોકોને મળતાં આવે એવા મ્હોટા ઘાઘરા જેવા ડગલા અને પાટલુનો પહેરે છે. અહિંના પોલીસ સિપાહીઓ મુંબઇના પીળી પટી જેવા નથી; પણ એ ઉજળા દેશમાં ઉજળાં વસ્ત્રો પહેરીને નગરને ઉજાળી રહ્યાં છે. તેઓ સફેદ કોટ પાટલુન પહેરે છે અને તે જલદી મેલાં થાય છે તેથી કેટલાકોનાં વસ્ત્રો કંઇક મેલાં જણાય છે. તેઓ કમરપટો બાંધે છે તેની એક તરફ નાની કિરપાણ જેવી તલવાર અને બીજી તરફ શહેરની ગાઇડબુક અને ડાબી બાજુ સીસોટી મૂકે છે. કેટલાકો પાસે રીવોલવરો પણ હોય છે. યુરોપનાં

વીરપૂજાની કદરદાન યુરોપીયન પ્રજા.

લોકો ખાસ વીર પુજાના શોખીન હોવાથી તેમના દેશની સેવા બજાવનારા પનોતા બેટાઓની યાદમાં તેઓનું અંતર દાઝે છે; એથી એની યાદને મૂર્તિમંત કરવાને તેઓ ચૂકતા નથી. આવનાર મુસાફરને યુરોપમાં જ્યાં ત્યાં બાવલાંઓનું દર્શન થાય છે તેમ ઓડેસામાં પણ બાવલાઓનો ટોટો નથી. દરિયા પાસે ટેકરી પર આવેલા બગીચાને ૧૯૦ પગથીઆંઓ છે. એ પગથીયાં ચઢતાં જ્યાં ત્યાં મહાન પુરૂષોનાં બાવલાં દેખાય છે. એકદમ ઉપર આવતાં જ પુરાતન વેશમાં એક દેવીનું બાવલું છે જેના પગમાં અરબ બદુઓ પહેરે છે તેવા ચંપલ હોય છે; તેના હાથમાં એક ત્રાજવું આપેલ છે. એ ઇન્સાફની દેવી

ઇન્સાફની દેવીનું ત્રાજવું

છે. આવા પુતળાની ઈન્સાફની દેવીઓનાં પૂતળાં યુરોપના ઘણાં જાહેર સ્થળોમાં મૂકાય છે; પણ એ ઈન્સાફની દેવીપર ભરી ફિટતાં ઈન્સાફી રાજ્યો પોતે જ પોતાની જીતાયેલી પ્રજા ઉપર કેવી અદબથી રાજ્ય કરે છે ! ઈન્સાફ તો નામનોજ છે. બાકી બધું અલ્લાહ અલ્લાહ ખેર સલ્લાહ જ છે. ઈન્સાફ ની દેવીના કોમળ હાથમાં પથરનાં ત્રાજવાં તો બરાબર સ્થિર ઉભેલાં છે. પણ



પ્રજાના અંતરનાં ત્રાજવાં કોણ તપાસવા બેઠું છે ? આવાં કાઇક ધતિંગો મ્હને જીંદગીભરમાં જોવા મળ્યાં છે. તેમાં આ એક વધારે; એની ચોથી બાજુ એક લેખ રશિયન ભાષામાં લખેલો છે, તે બરાબર સ્હમજી શકાતો નથી. ઉપરનું મુખ્ય નામ નીચે મુજબ વંચાય છે:—

"Le Duc de Richelien" Monument on Boulevard: વિ. લખેલું હોઇ સન ૧૮૦૩, ૧૮૧૪ અને ૧૮૨૬ એવી રીતે ત્રણ જુદી જુદી સાલવાર નોંધ મૂકવામાં આવી છે અને તે બગીચાને બીજે છેડે વાજીંત્ર આકારનું એક બીજું બાવલું આવેલું છે, જેની ઉપર સન ૧૮૨૦–૧૮૨૪ અને પાછળના ભાગમાં ૧૮૮૮ ની સાલ કોતરેલી છે. બધાં બાવલાંઓમાં સૌથી ભવ્ય બાવલું તે રશિયાની મહાન રાણી કેથેરાઇનનું છે. તે બજારના મુખ્ય અને વિશાળ રાજમાર્ગ ઉપર મ્હોટા અને ગંજાવર આકારમાં ખડું કરવામાં આવ્યું છે, તેની નીચે ચાર મુખ્ય લશ્કરી સરદારના બાવલાં મૂકાયાં છે. એ રાણીનું બાવલું જુસ્સાદાર દેખાવ બતાવે છે; એના ચ્હેરાપર બુદ્ધિતેજ અને મહત્વાકાંક્ષા ઝળકે છે. એના કાળમાં એટલે સન ૧૭૯૬ માં આસ્ટ્રિયાની રાણી મેરાયા થેરીસા અને પ્રુશિયાનો પ્રતાપી રાજા ફ્રેડરિક અને આ રશિયાની રાણી કેથેરાઇને પોલાન્ડના રાજ્યનો અંત આણ્યો, તેમાં ૮૫ હજાર ચોરસ માઇલનો મુલક એ રાણી કેથેરાઇનના હાથમાં આવ્યો. એ એક ન્હાના જર્મન રાજવંશીની બેટી હતી. ૧૭૪૫ માં એ રશિયાના ત્રીજા પીટર ધી ગ્રેટને પરણી. પણ બન્ને વચ્ચે સુખ જેવું કશું નહોતું. રાણી એટલી બધી મહત્વાકાંક્ષી અને રાજલોભી હતી કે એને મન રાજા તો બોચીયુ જ હતો. તે કાળમાં યુરોપની અનીતિવાનમાં અનીતિવાન દરબાર રશિયાની હતી. બીજી દરબારમાં કાવાદાવા તો પરદા પાછળ થતા; પણ રશિયન દરબારમાં છડેચોક થતા; અને કરનાર આદમીઓ ભર મેદની વચ્ચે પોતાના હવસની બડાઇઓ હાંકતા. ત્રીજા પીટરની બદફેલીના પુરાવા રાણી કેથેરાઇનને જડયા; ત્યારે બન્ને વચ્ચે અણબનાવ વધ્યો. ત્યારે રાજા પિટરે રાણી કેથેરાઇનને તલાક આપી પોતાની માનીતી વોરોનઝેફની ઉમરાવજાદીને પરણવાની ધારણા બતાવી, એ પ્રતાપી રાણી ઇ. સ. ૧૭૬૨ માં સેંટપિટર્સબર્ગે ગુપ્ત અને ત્યાંની ગાર્ડની રીજમીટને ઉશ્કેરી; જેથી તોપખાના સુદ્ધાંત પંદર હજાર માણસો રાણી તરફનાં થઇ ગયાં; તેઓની સરદારી લઈ

ઠેરઠેર ખખડીવકડી જતાં બાવલાંઓ

રશિયાની મહારાણી કેથેરાઇનનું બાવલું

એ કેથેરાઇન કોણ હતી ?

રાજા ઉપર રાણીએ કરેલી ચઢાઇ



રાણીએ રાજા સ્હામે બળવો જગાડયો. આવો પ્રસંગ જેમાં રાણી જ રાજા સ્હામે બળવો કરી ગાદી પચાવવાની તજવીજ કરે એવી વાત હિંદના ઇતિહાસના પાનાં ઉપર ખોળતાં જડતી નથી. યુરોપની સંસ્કૃતિ કે ન્યારી જ છે. એ બળવા વખતે હોલ્સ્ટીનના ગાર્ડોએ છેક છેલ્લી ઘડી સુધી લડીને રાજાનો બચાવ કર્યો, પણ તેઓ રાણીની ચતુરાઈ પાસે અંતે લાચાર બન્યા. છેવટે તા. ૯ મી જુલાઇને દિવસે રાણીએ રાજા પાસેથી લખાવી લીધું કે હું રાજ્યકારભાર કરવા અશક્ત છું અને સર્વ સત્તા રાણીને સોપી દઉં છું; પછી રાણીના હુકમથી રાજા પીટરને રાજધાનીથી વીસ માઈલ દૂર આવેલા રોપસ્યા નામના એક ન્હાના રાજ્યમહેલમા નજરકેદ કરી બંદીવાન તરીકે મોકલવામાં આવ્યો. ત્યારપછી ફક્ત સાત આઠ દહાડામાં જ એવું જણાવવામા આવ્યું કે રાજા પિટરના પેટમાં શૂળનું દર્દ થવાથી તે મરણ પામ્યો છે. જ્યારે ખરૂં કારણ એ છે કે રાજાના પક્ષના સરદારો કોઈ વખત ફિતુર ન કરે; માટે રાણીપક્ષના સરદારોએ ત્યાં જઈ રાજાને ખૂબ દારૂ પાઈ ગુંગળાવીને મારી નાખ્યો. આ કરપીણ કામ કરનાર રાક્ષસી કદનો એલેકસીસ ઓરોલોફ નામનો માણસ હતો. તે કેથેરાઇનનો ખુશામતીઓ હતો. એણે બર્લીનમાં એક જાહેર મેળાવડામાં આ વાતની બડાઈ હાકી હતી અને આ કામ એણે કેથેરાઇનની જાણ વગર કીધું હતું એમ તે બોલ્યો હતો. જો કે તેમ બનવાજોગ નથી. છતા રાણી કેથેરાઇને પણ આ કામ થયું તે માટે નાખુશ નહોતી; તેણે પોતાના ધણીના કહેવાતા ખુનીને કોઈ પ્રકારની સજા તો ન જ કરી. એના અમલની શરૂઆતમા બળવા થયા, પણ એણે બધાને મજબૂત હાથે દાબી દીધા. એ મજબૂત થઈ બેઠી. પહેલા પિટરના અમલમા કરવામા આવતા હતા એવાં કેટલાક સંગીન સુધારાવધારા કર્યા: તારતારો અને ટર્કો પાસેથી પણ કેટલોક મુલ્ક પડાવી લઈ એણે રશિયન મહારાજ્ય વધાર્યું.

રાજાએ પોતે નાલાયક હોવાનું લખી આપ્યું.

કુદરતી મોત કે અકાળ મોત–એક 'ઐતિહાસિક ઉખાણું'

મહત્વાકાંક્ષી રાણી કેથેરાઇનનો રાજ્યકાળ

ઓડેસાનું મ્યુઝીઅમ અને પબ્લીક લાયબ્રેરી પણ ખાસ જોવાલાયક છે.

પાસપોર્ટ ઓફીસમાંથી પોલીસ ખાતામાં

શહેરમા ફરવાનું પતાવીને ફરીવાર હું પાસપોર્ટ ઑફીસમા ગયો. મ્હારી સાથે હોટલનો માણસ પણ હતો. તેને બહાર ઉભો રાખી હું એકલો અંદર દાખલ થયો. ત્યા એકમાંથી બીજી ઓફીસ ત્યાથી ત્રીજી એમ ત્રણ ઠેકાણે ધક્કા ખવડાવી અંતે પાસપોર્ટ તો આપી. હવે પોલીસના મુખ્ય અમલદારની



ઓફીસમાં જઇ તેની સહી લેવાનું બાકી હતું: એ ઓફીસના કારકુનને આપતાં તેણે પોતાના બાપનો માલ હોય તેમ તેણે ખીસામાં મુકીને થોડો વખત પછી આવવાને કહ્યું. હોટલના માણસને એની આ રીત ગમી નહિ. તેણે મ્હને ખાનગીમાં કહ્યું. એ લાંચભૂખ્યાને બે રૂબલ નહિતર છેવટે અડધો રૂબલ તો જ્હોંસવો જોઈએ. નહિતર આમ ધક્કા ખવડાવ્યા કરશે. ઉત્તરમાં મ્હેં એને ઠીક લાગે તેમ કરવાને કહ્યું એટલે હોટલવાલાએ બીજા બધાં બેઠાં હતાં તેઓના દેખતાં જ અડધો રૂબલ તેના હાથમાં મૂકયો. તરતજ એણે પાસપોર્ટ કબૂલ કરાવી લાવી અમ્હારા હાથમાં આપી અને અમ્હે હાશ છૂટયા કહી છૂટકારાનો દમ લઈ બહાર પડયા. ત્યાં બીજાં ઘણાં મરદો, ઓરતો અને બાળકો સફ મારી બેઠાં હતાં અને તેઓ પાસપોર્ટ માટે હેરાન થતાં હતા. એ બધું સરકાર માટે શોભાસ્પદ નથી. મ્હેં હોટલવાળાને કહ્યું કે અંગ્રેજી રાજ્યમાં લાંચ લેવી એક અજીમ ગુન્હો ગણાય છે. ત્યારે એણે મ્હને ટકોરમાં હસીને યાદ અપાવતાં કહ્યું:–"બાવા, આ તો રશિયન રાજ છે. અહિં તો જે મળે તે હજમ–" બક્ષીસ માંગવામાં રશિયનો એબ સ્હમજતા જ નથી. જેવી રીતે કાઠીઆવાડમાં પોતાને ફકીર ગણાવતાં માણુસો ભીખ માંગવામાં કાંઈ હલકાઈ જોતાં નથી તેમ આ લોકો પણ મુસાફરો પાસેથી કાંઈ ને કાંઈ પડાવીને જ છોડે છે. પાસપોર્ટનો કાયદો એક હેરાનગતિ જ છે એમ લાગ્યા વગર રહેતું નથી. છતાં એ જરૂરનો તો છે. કેટલાક ચલતા પૂર્જા જેવા ગોરા સાહેબો બડા ચબરાક હોય છે. તેઓ કોઈ ગોટાળો કરી ભાગે છે; ત્યારે જુદું જ નામધારણ કરી બીજા દેશમાં જાય છે, ત્યાં કાળાધોળા કરવામાં ન ફાવે તો ત્યાંથી ભાગી જઇને ત્રીજું જ નામ ધારણ કરી લે છે. એવા લોકો આ કાયદાથી કંઇક ડરીને સંભાળીને ચાલે છે અને તેથી આવાં કામો પર અટકાવ પડે છે.

લાંચીયા અમલદારે નવો પાઠ શિખવ્યો.

આ તો રશિયન રાજ્ય છે, બાવા !!

પાસપોર્ટના કેટલાક ફાયદા

મ્હને ઓડેસા ઉપડતી વેળા ખબર નહોતી મળી કે આ સ્વચ્છ ઓડેસા શહેરમાં એક પ્રકારનો હળવો કોલેરા રોગ ચાલતો હતો. તેથી મ્હને કવૉરન્ટીનમાં કેટલાક દિવસો નકામા ગુમાવવા પડશે. નહિતર હું રૂમાનિયા અને બલગેરીઆ વિ. ન્હાનાં રાજ્યો જે શહેરો એક જમાનામાં તૂર્કોને તાબે હતાં અને તેઓના કિલ્લા અને મ્હેલ ઉપર અર્ધ ચંદ્રાકાર ઇસ્લામી ધ્વજા ફરકતી હતી, તે શહેરો જોવા ચાલ્યો જઈ મુસાફરીના પ્રોગ્રામમાં ફેરફાર કરત.

કવૉરન્ટીન સબબે રૂમાનિયા અને બલગેરીઆ જોવાની તક ગઇ.

ઓડેસાથી ત્યાં ગયો તેથી કેટલાક દિવસો સુધી અમુક સ્થળે કવૉરન્ટીનમા ગોંધાઇ રહી ગુજારવા પડચા. આમ નકામા દિવસો ગુમાવવા એ મ્હને જરાયે પરવડે તેમ નહોતું. તા. ૯ મી સપ્ટેમ્બર ૧૯૦૨ ના બુધવારની સ્હાંજે ૪ વાગે ઓડેસાને મેં છેલ્લી સલામ કરી.

કોન્સટાન્ટીનોપલ જવા ઉપડયો.

રશિયન નેવીગેશન કું. ની "રશિયા" નામની સ્ટીમરમાં હું ચઢયો. અને મહાન મુસ્લીમ શહેનશાહત તૂર્કીની રાજધાની કોન્સટાન્ટીનોપલ તરફ રવાના થયો:

એજ ફરીવાર એજ જુદાઇની કારમી ઘડી

રવાના થતી વેળા ઓડેસાથી મ્હારી સ્ટીમરમા દૂર દરાજ દેશે જતાં કેટલાક ઉતારૂઓના સગાસંબંધીઓ પોતાના વ્હાલાઓને છેલ્લી વિદાય આપવા આવેલા હતા. જ્યારે જુદાઇની પળો નજદીક આવી, ત્યારે ચુમીઓ ને સપ્રેમ ભેટવું તેમજ જુદાઇના આસુથી ભીંજાતા ગાલો, જોઈને મ્હને પણ મ્હારા કેપટાઉનમા વસતા વ્હાલાઓ યાદ આવ્યા. મ્હારૂં હૈયુ નરમ છે. જુદાઈ અને વિયોગનું દુઃખ હું બરાબર સ્હમજી શકું છું અને અત્યારે પણ તે ખમી રહ્યો છું; તેથી એ જુદા પડતા ઉતારૂઓના સંબંધીની લાગણીઓ હું ઝીલી શકું છું. એથી જાણ્યે અજાણ્યે મ્હારી આખોમાથી આસુઓ સરી જાય છે. રશિયામાં હું આગળ ૧૮૯૩ મા આવ્યો હતો. હવે ફરીવાર રશિયાને હમેશ માટે છોડી જાઉં છું અને છેલ્લી સલ્લામ કરી રહ્યો છુ.

કૂચકદમ પ્રગતિપંથે ધપતી રશિયન પ્રજા

રશિયાની મ્હારી મુસાફરી દરમ્યાન હું જોઈ શકયો છું કે રશિયન મહારાજ્યનો વિસ્તાર બહુ મ્હોટો છે. રશિયા યુરોપની બીજી સુધરેલી પ્રજા જેટલું સુધરેલું કહેવાતું નથી. છતા હું ૧૮૯૩ અને આજ ૧૯૦૨ ના ફેરફારથી જોઈ શકું છું કે રશિયાની પ્રજા પ્રગતિને માર્ગે કૂચકદમ આગળ વધતી જાય છે. રેલ્વેઓની અનેક શાખાઓ દેશભરમાં વિસ્તારવામાં આવે છે. અનેક ન્હેરો ખોદી ખેતીવાડીને આબાદ કરી ખીલવવાના પ્રયત્નો ચાલુ જ છે. આમુદરીઆ નદીના વિશાળ અને જબરા પ્રવાહનો ખરેખરો સદુપયોગ કરી અનેક સુકી જમીનને જાદુગર લાકડી ફેરવીને અમુક ચીજને બદલી નાખે તેવી રીતે લીલીછમ જમીનમાં ફેરવી નાંખવામાં આવી છે. કોણ જાણે અંગ્રેજો આજસુધી હિંદુસ્તાનને એવી રીતે ખીલવવાનો પ્રયાસ કેમ કરતા નહિ હોય? રશિયન પ્રાંતો કરતા હિંદુસ્તાનની જમીન હજારગણી કસવાળી છે. આબોહવા સારી છેઃ જ્યારે ન્હેરો



વગર આટલી પેદાશ કરી શકાય છે; ત્યારે ન્હેરોથી અનંત ગણી વધારે પેદાશ રહેલાઇથી કરી શકશેઃ હિંદની મ્હોટી મ્હોટી નદીનું કરોડો ટન પાણી ફાયદો કર્યા વગર અરબી સમુદ્રમાં ચાલ્યું જાય છે.

હિન્દુસ્તાનની એક કમનસીબી—નહેરો કેમ બંધાતી નથી ?

રશિયન એશિયાની ઉત્તરે મુસલમાનોની બ્હોળી સંખ્યા વસે છેઃ તેઓ મોગલ અને તારતાર લોકો કહેવાય છે. તેઓની ભાષા તુર્કી છે; પણ રાજભાષા તરીકે રશિયન ભાષાનો સાધારણ અભ્યાસ રાખે છે. હિંદની જેમ આ મુલ્ક પણ ખેતીવાડી મુલ્ક ગણાય છે. હું છેક ડવીના નદીના મુખથી જોતો આવ્યો છું કે ખીલવવા લાયક ઘણી જમીન તો એમની એમ પડી છે - અને ઉત્તર તરફનો આખો પ્રાંત પાઇનનાં ઝાડોથી ભરપૂર છે. પાઇનનાં લાકડાંની નિકાશ એ રશિયાની મુખ્ય પેદાશ છે. અંગ્રેજો વેપારને ખીલવી જાણે છે. જ્યારે રશિયનોને વેપાર ખિલવતાં આવડતું નથી. જો એ પ્રજા થોડીક વધારે ચાલાક થાય તો અંગ્રેજ વેપારને હઠાવી મારે ખરી ! રશિયામાં એવી ઘણી જમીન છે; જેમાં ધાતુની ખાણો છૂપાયેલી છે તેમજ વેપારને ખિલવે એવાં કેટલાંક સુંદર મથકો છે. વળી અંગ્રેજો કરતાં રશિયનો વધારે મળતાવડા અને સબંધ બાંધવા આતુર બનાવે એવા હોઇ અંગ્રેજો જેમ કાળાગોરાની ખુમારી અને અંટસ રશિયનોમાં જરાપણ નથીઃ ઇસાઈ ધર્મના આશક રશિયનો ઘરોઘર, મ્હોલ્લે મ્હોલ્લે, ખુણેખાચરે ક્રોસ, ક્રાઈસ્ટ અને મેરી વર્જીનની મૂર્તિઓ મુકી તેની વંદના કરે છે. તેઓના રાજ્યમાં સારા યાહુદી લોકો પણ જ્યાં ત્યા હડધૂત જ થયાં કરે છે. કારણ મહાત્મા ક્રાઈસ્ટને વધસ્થંભ પર ચઢાવનાર યહુદી લોકો હતા. ખ્રિસ્તીઓના મનથી યહુદીઓ એટલે શ્રાપિત પ્રજા છે. જ્યારે એનો બદલો અંગ્રેજ રાજ્યમા, યહુદીઓને તેઓની ગોરી ચામડીને લઇને બીજા ગોરા લોકો જેટલા સ્વતંત્ર હક્કો સાથે મળી રહે છે. તેમાં ખાસ કરીને અજાયબ જેવું એ છે કે અંગ્રેજો પણ યહુદીઓને શ્રાપિત કોમ તરીકે તો માને છે જ; છતાં ફક્ત ગોરી ચામડીને લઈને તેઓને રશિયનોની જેમ હડધુત નથી કરતાઃ રશિયન રાજમાં વસ્તા કેટલાક હિંદીઓને તેમજ તારતરીઓને પણ રશિયનો હડધુત કરતા નથી. જ્યારે દક્ષિણ આફ્રિકા અને ઓસ્ટ્રેલિઆની ઈંગ્લીશ પ્રજા હિંદીઓને હડધૂત કરી તિરસ્કારે છે.

રશિયન પ્રજાની એક ખોડ

રશિયામાં હડધૂત થતી યહુદી પ્રજા

અંગ્રેજો યહુદી જેમ હિન્દીઓને હડધૂત કરે છે.

રશિયાના ઇતિહાસમાં કોરમજિનનો ઇતિહાસ રશિયન રાજમાં ખાસ



વજનદાર ગણાય છે. ખ્રિસ્તી ધર્મની સ્થાપના રશિયામાં ઈ. સ. ૯૯૧ મા વલ્ડીમીર ધી ગ્રેટના વખતથી થાય છે, એ પહેલાં મૂર્તિપૂજા ચાલતી હતી. વલ્ડીમીર પોતે મૂર્તિપૂજક હતો. પણ ગ્રીકના રાજાની બહેન સાથે એની

**રશિયામાં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કેમ થયો ?**

સગાઈ થઇ; ત્યારે એને પણ ખ્રિસ્તી ધર્મ સ્વીકારવો પડયો. કારણ કે એમ કર્યા વિના તેની માનીતી સુંદરી તેને મળે તેમ નહોતું; વિવાહના શુભ દિવસે જ એની પ્રજાના ૨૦૦૦૦ વીસ હજાર માણસો પહેલવ્હેલા નવા ધર્મમા દાખલ થયા અને આજે એની સંખ્યા વધીને સાડા ચાર કરોડની થઈ છે.

**રશિયન ભાષાના અટપટા ઉચ્ચાર**

રશિયન ભાષા બોલવી અને લખવી કંઈ અઘરૂં નથીઃ શબ્દો ઉચ્ચાર ઉપરથી જોતા રશિયન ભાષા અંગ્રેજીની જેમ જુસ્સાદાર અને દમામદાર નથી. તેમ ફ્રેન્ચ ભાષા જેમ રસીલી અને મુલાયમ પણ નથી. પણ જરમન ભાષા જેમ કંઇક વરતારો માત્ર કર છે; અંગ્રેજી ભાષા જાણનાર માટે રશિયન લખવું સહેલ છે. રશિયન લીપી ઉકેલવા પૂરતી આવડત તો મ્હેં મ્હારી ટુંકી મુસાફરીમાં જ મેળવી લીધી. રશિયન મૂળાક્ષરો અંગ્રેજીને ઘણે ભાગે મળતા આવે છે. તેમા વિચિત્રતા એટલી જ કે એક અક્ષર અંગ્રેજીમાં એક રીતે બોલાય; જ્યારે

**રશિયન બારાખડી સ્હેલી છે;**

રશિયન ભાષામાં તેનો ઉચ્ચાર જુદો જ થાય છે જેમકે POCCIR લખવાથી રશિયા થાયઃ રશિયન ભાષામાં P નો ઉચ્ચાર R થાય છે અને C નો ઉચ્ચાર S થાય છે. અને આર ઉલટી રીતે લખવાથી આ થાય છે. (ઉલટી રીતે એટલે R નો જમણો ભાગ ડાબી બાજુ આવે. જેમ આરસીમાં જોવાથી ઉલટી રીતે દેખાય તેમ. × ) આટલા ઉપરથી વાચક સ્હમજી શકશે કે એક વખત બારાખડી બરાબર ધ્યાનમાં આવી ગઈ કે રશિયન શબ્દો ઉકેલવાને ઉચ્ચારવાની મુંઝવણ નહિ પડે.

**રશિઆની બે હજાર વર્ષ પહેલાંની હાલત**

રશિયાની સ્થાપના એક રાજ્ય ને પ્રજા તરીકે કેમ અને કયારે થઈ તે માટે થોડોક મતફેર છે; છતાં જે સપ્રમાણ હકીકત ગણાય છે તે આધારે રશિયાની મુસાફરી પૂરી કરતાં થોડુંક લખીશ.

હાલમાં જેટલો ભાગ રશિયા નામે ઓળખાય છે તે ક્રાઈસ્ટના જન્મ પૂર્વે યુરોપ તરફના સારમેશિયામાં સમાયેલો હતો અને સારમેશિયા જંગલી લોકોથી જ વસાયેલો હતો, અસલી યુનાન અને રોમન ગ્રંથકારો સારમેશિયા વિષે કેટલુંક લખી ગયા છે તે આધારે જાણી શકાય છે કે એ જાત જંગલી લડાયક

× પણ તેવો આર નહિ મળવાથી અત્રે સીધો આર મૂકયો છે.



અને ઘાતકી ઉપરાંત અનીતિમાન હતી. તે વેળા રોમન શહેનશાહતની પડતીનો જમાનો આવ્યો, તે વખતે, જેમ પહાડી મરેઠાઓએ દિલ્હીની પુરાતન મુગલ શહેનશાહતને હલાવી મૂકી હતી તેમ આ જંગલી ગણાતી પ્રજાએ રોમન રાજ્યો ઉપર વખતો વખત હલ્લો લઈ જઈ ફત્તેહ સાથે વિખ્યાતિ મેળવી; હલ્લો લઈ જનાર જાતોમાં એક જાતનું નામ રોક્ષોલાઈન હતું. એ જાત ઉપરથી શબ્દફેર થતાં રશિયન નામ પડયું કહેવાય છે. પણ એ લોકો સારમેશિયાના રહેવાસી ન હતા; પણ સ્લાવ ટોળામાંના હતા. વોલ્ગા અને ડાન્યુબ નદીના તટ પાસે વસતું સારમેશિયન ટોળું જે શુદાઈ અને ફિન્સ નામે ઓળખાતું તેઓને પણ હરાવી જીતી લીધાં હતાં. આ બધી વાતો ઈ. સ. પહેલાંની છે. રશિયાનો ખરેખરો ઈતિહાસ તો ઈ. સ. ૮૬૨ થી શરૂ થાય છે. તે યુગમાં બાલટિક સમુદ્રના એક સ્કાનડીનેવિયન લુટારા રૂરીકે પોતાના નામથી રૂરીક વંશની સ્થાપના કીધી. એ વંશ છેક ૧૫૯૮ સુધી ચાલ્યો. તે પછી ખંધા બોરિસના કાળમાં એના કાવાદાવાથી અંત આવ્યો. ત્યાર પછી રોમેનોફ વંશની સ્થાપના થઈ, તે વંશના રાજાઓ આજ સુધી રાજ્યકર્તા આવે છે રૂરીક વંશના લુટારાની આણ શરૂ થઈ તે પહેલાં રશિયાનો ભાગ ન્હાના-ન્હાના સ્વતંત્ર તાબેદારોવાળાઓમાં વ્હેંચાયલો હતો. તેમાં કિફ અને નવગોરાદના રાજ્યકર્તા બે હરીફો હતા. એ નવગોરાદના લોકોએ પોતાના બળવાન હરીફને જીતવા રૂરીક લુટારાને મદદે બોલાવ્યો. પરિણામે રૂરીકે મદદ તો કરી, પણ જીતનો મ્હોટો ભાગ પોતે જ હોઈયાં કરી ગયો. અને રફતે રફતે પોતાની સત્તા વધારતો ગયો. તેમાંથી આજનું રશિયન મહારાજ્ય સ્થપાયું.

રોમન શહેનશાહત સાથે છેડતી શોધનાર ટોળું

રશિયાની પ્રજાની પ્રજા તરીકે સ્થાપના ક્યારે થઇ ?

રૂરીક વંશ પછી રોમેનોફ વંશ

# બોસ્ફરસનો અખાત

## પ્રકરણ ૨૦ મું

**ક્વૉરન્ટીનની અકળામણ**

તા. ૧૦ સપ્ટેમ્બર ૧૯૦૨ ના દિવસે અમે સરપન્ટ બંદર જે ન્હાનો બેટ માત્ર છે તે પસાર કરી આગળ વધ્યા. દૂરથી ન્હાના મઈ જેવા જણાતા ડાન્યુબ નદિના મુખ પાસેથી પસાર થયાં. ઓડેસામાં કોલેરા ચાલતો હોવાથી અમારી સ્ટીમરને ક્વૉરન્ટીનમા જવું પડે તેથી રૂમાનિયા અને બલ્ગેરી-આનું કોઇ બંદર કર્યા વગર સ્ટીમર સીધી બોસ્ફરસના અખાત તરફ વધીઃ બોસ્ફ-રસમા ક્વૉરન્ટીન ભોગવવું પડશે એ વિચારથી મ્હને અકળામણ થયા કરતી હતી

**યહુદી મુસાફરો સાથે વાર્તાલાપ**

મ્હારી સાથે સ્ટીમરમા અનેક યાહુદી ઉતારૂઓ હતા. તેઓને મ્હારી વચ્ચે હું એક ઇસ્લામી હોવાથી સારો એખલાસ અને પ્રેમ બંધાયો હતોઃ હું ઘણે દૂરથી મુસાફરી કરતો એક ભટકતો મુસાફર છું; છતા રશિયનો મ્હને યોગ્ય છુટછાટ આપતા નથી એ એક પ્રકારનો અન્યાય છે એવી એવી અનેક વાતો કહી મ્હારી તરફ તેઓ દિલસોજી બતાવતા. હું મુસલમાન છું, મુસ્લમાનો યહુદીઓના પયગમ્બરને એક નબી તરીકે સ્વીકારે છે તેમ જ તૌરાત જેને યહુદીઓ તૌરા કહે છે તેને એક પવિત્ર કિતાબ તરીકે ગણે છે એવી વાતો કહી એ લોકો મ્હને પોતાના જ જાતભાઇ જેવા સ્નેહથી જોવા લાગ્યા.

**ડેક ઉપર પ્રાર્થના કરવા આવતાં યહુદી સ્ત્રી પુરૂષો**

સ્ટીમરના ડેક ઉપર દરરોજ સ્હવારે યહુદી ઓરતો વ્હેલી ઉઠીને પોતાની તોરેત ( ધર્મપુસ્તક ) લઈ ને, સ્ટીમરના એક ખુણામા ઉભા રહી જેરૂસ્લમ તરફ મોઢુ કરીને ભારે આસ્થાપૂર્વક પઢે છે. પ્રાર્થના વખતે એ લોકો ખાસ જુદા પ્રકારનો પોષાક પહેરે છે. તે ઉનનો સાદો ઝબ્ભો હોય છે. બેરીસ્ટરો કોર્ટમા પહેરે છે તેને લગ-ભગ તે મળતો આવે છે. પણ પ્રાર્થના વખતે એક ક્રિયા મ્હને જરા વિચિત્ર લાગી.

**પ્રાર્થનાની રીત અને તે વખતનો પોષાક**

તે એ કે તેઓ એક ચામડાની પટીથી હાથના કાડાને વિંટાળે છે અને એજ પટીના બીજા છેડાથી હાથની બીજી, ત્રીજી અને ચોથી આગળીઓની આસપાસ એક એક આટો દઇ ફેરવી બાધે છે. તે તેઓના નબીઓના નામ મુજબના આટા દઈ ને વચલી આગળીને બાધે છે. અને પ્રાર્થના કરતી વેળા ભાવિક ને શ્રદ્ધાળુ યહુદીઓની આખમાથી આસુ વહે છે. પ્રાર્થના વેળા હુ તેઓની નઝદીક જ ઉભો રહું છું. તેઓ રોતા રોતા દીન અને કરૂણામય અવાજે પોકારીને પ્રાર્થના કરે છે કે—



"હે દયામય ખુદા! મદદ કર, જેવી રીતે ત્હેં નબી હઝરત ઇબ્રાહીમને કરી હતી." (કહેવાય છે કે હઝરત ઇબ્રાહીમ નબીને તે વખતના મૂર્તિપૂજક રાજાએ કેદ કરીને એક મ્હોટી જબરદસ્ત ચહેમા બાળી નાખવાની આજ્ઞા કરી; ત્યારે એ પવિત્ર નબીને ખુદાએ પોતાની કરામતથી બચાવ્યા હતા; જેથી આગના શોલા ફુલના આકારના બગીચામાં ફેરવાઈ ગયા હતા. તેમાં એક સુંદર તખ્ત ઉપર નબી હઝરત ઇબ્રાહીમ સહીસલામત બેઠા હતા) સહવારની જેમ સૂર્ય અસ્ત થવા પહેલાં સંધ્યાકાળે પણ પ્રાર્થના કરવાને ભાવિક યહુદી સ્ત્રીપુરૂષો પાછા તૌરાત લઈને હાજર થઈ પ્રાર્થના કરે છે. બે-ત્રણ યહુદીઓ સાથે મ્હને કૈંક ગાઢી મિત્રતા બંધાઈ હતી. તેઓ સાથે ધર્મચર્ચા ચલાવી, તૌરાત વાંચી જવા કહેતો તેનો અર્થ પણ કહી સંભળાવા કહેતો; ત્યારે મ્હને તૌરાત અમ્હારા પવિત્ર કુરઆને શરીફને કેટલેક ભાગે મળતી આવતી જોતો. કુરઆને શરીફ અરબ્બી જબાનમાં છે; જ્યારે તૌરાત હિબ્રુ જબાનમાં છે. બન્નેની લીપી જુદી છે, છતાં ઉચ્ચાર ઘણે ભાગે મળતાં આવે છે. અહિં મને બે ધર્મ-પુસ્તકોની સરખામણી કરવાની અચ્છી તક મળી હતી. તે ઉપરથી મ્હને જણાયું: દાખલા તરીકે જેમ મુસલમાનોમાં કલેમા શરીફ છે તે મુજબ યહુદીઓમાં પણ છે. બન્ને વચ્ચે નબીઓ (ધર્મપ્રવર્તકો) ના નામ માત્રનો ફેર હોઇ અર્થ એક જ છે અને ઉચ્ચારો અડધાપડધા મળતા આવે છે. યહુદીઓનો કલેમા શરીફ.

હઝરત ઇબ્રાહીમને ખુદાએ કેવી રીતે મદદ કરી હતી?

તૌરાત અને કુરઆને શરીફ સાથે સરખામણી

યહુદીઓનો કલેમા શરીફ

"એસંમ ઇલીહિમ રહીયાન ઇબ્રાંમ, ઇશાક, યાકુબ, મુસે હારૂન દાવીદ સુલમાન." પછી ફરીવાર બીજી રીતે પઢે છે.

"અસૈંમ ઉ આ એલોહીંમ બાશામાહીમ મીંમમા આલ વેઅલ આરાથ મીતાહત અંને ઓદ"

અર્થાત "એક ખુદા શિવાય બીજો કોઈ ખુદા નથી"

મુસલમાનો જેમ જમતી વેળા ખુદાનું નામ લઈ શરૂઆત કરતાં "બિસમીલ્લાહ હિર્રહમાનિરહીમ" કહે છે. અર્થાત

મુસ્લીમ અને યહુદીઓની જમતી વેળાની ટુંકી પ્રાર્થના

દયાવંત દાનાવ જે, કરૂણાળુ કિરતાર,
નિર્મળ તેના નામથી, શરૂ કરૂં આ વાર.

તેમ તે જ અર્થમાં યહુદી લોકો હિબ્રુ ઉચ્ચારમાં બોલે છે.



૩૪



"બેસ્મિ ઈલ્લાહિમ રહમાન" મુસલમાનો જેમ બંદગી પૂરી કરતા આમીન કહે છે તેમ યહુદીઓ આમેન કહે છે. આથી વાચક સ્હેજે સમજી શકશે કે બન્ને વાતો ઘણા પ્રકારે મળતી આવે છે. હિબ્રુ બારાખડી પણ ૨૭ અક્ષરોની હોઈ અરબ્બી ઢબે ઉચ્ચારાય છે. જેમ અરબીમા બૈત એટલે ઘર કહેવાય છે તેમ હિબ્રુમા પણ બૈત એટલે ઘર કહેવાય છે.

**હિબ્રુ અને અરબ્બી ભાષાની સરખામણી**

યહુદી લોકો માતબર પ્રજા કહેવાય છે. છતા ગરીબો પણ છેજ. એ ગરીબો એટલા બધા મેલા અને ફુવડ હોય છે કે આવી મેલી પ્રજા મ્હેં બીજે કયાય જોઈ નથી. ખાસ કરી રશિયનો પણ મેલા હોય છેજ તેમા રશિયન યહુદીઓની તો વાત જ ન પૂછો: ગરીબાઈ અને ગરીબ લોકો તો દુનિયાના દરેક દેશમા હોય છેજ. આપણા હિંદનો ગરીબ વર્ગ હજી સ્નાન કરવાના શોખને લઈને સુઘડ રહે છે, ગરીબાઈને લીધે વસ્ત્રોની તંગાશ હોય તો ભલે પણ આથી કાંઈ મેલા રહેવાય ? ટુંકમા એ પ્રજા અતિ ફુવડ તો ખરી જ. બીજો એક મ્હોટો દોષ યહુદી પ્રજામા છે, તે કુસંપ. હિંદીઓ જેમ એ લોકો પણ અદેખાઈની આગમા બળનારા અને પોતાના ભાઈઓના જ ગળા-કાપુ છે. કયાય સંપથી રહી શકતા નથી તેથી તેઓ આજે હિંદીઓની જેમ પરાધિનતા ભોગવે છે. કાન પાસે વાળના થોભીઆ રાખવાની ફેશન યહુદીઓમા જુના કાળથી ચાલી આવે છે. આમ નવરાશની પળો યહુદીઓની સંગતમા પસાર થતી. અંતે એક કાળી રાત્રે અમ્હારી સ્ટીમર બોસ્ફરસમા દાખલ થઈને મધરાતે ભરદરીએ ઉભી રહી. કવૉરન્ટીનનો પીળો વાવટો ચઢાવ્યો બીજે દિવસે ૧૧-૯-૧૯૦૨ ની સ્હવારે સૂર્ય ઉગતા જ, અમ્હારી ભારે આતુરતા વચ્ચે તુર્કી ઑફીસરો અને ડૉકટરોનો એક કાફલો ધસી આવ્યો. કવૉરન્ટીન તરીકે કેટલાક દિવસ એકાતમા ભોગવવા પડશે એ માટે સ્ટીમર પરના ન્હાના મ્હોટા દરેક જણ આતુર હતા: બધાની આતુરતા વચ્ચે તુર્કી ઓફીસરોએ અમ્હને દશ દિવસની કવૉરન્ટીનની સજા ઠોકી દીધી હું બે ત્રણ દિવસ ધારતો હતો, ત્યા દશ દિવસ સાભળી હુ હતાશ થઈ ગયો. કોણ જાણે કેવી રીતે પસાર થશે ? અમ્હારી પહેલા આવેલી કેટલીક સ્ટીમરો પણ દશ દિવસ કવૉરન્ટીન ભોગવતી કેટલેક દૂર ખડી હતી અંતે એક જુના રોમન કિલ્લા પાસે અમ્હારી આગબોટે લંગર નાખ્યું. અમ્હારી કવૉરન્ટીન ભોગવવાની જગ્યા

**યહુદી પ્રજાના કેટલાક અવગુણો.**

**સ્ટીમરે બોસ્ફરસના અખાતમાં દાખલ થઇ પીળો વાવટો ચઢાવ્યો.**

**દશ દિવસ કવૉરન્ટીનના કેમ પસાર થશે ?**



એક ઉચ્ચા પહાડ ઉપર આવેલી હતી; નાનાંનાનાં ઝાડવાં અને ખીણુના દેખાવથી અમ્હારી જગ્યા શોભાયમાન હતી. વળી ઠેઠ દૂર સુધી દરિયાની સપાટી દેખાતી હતીઃ બોટમાં બેસી કિનારે ઉતર્યા કે દરેક ઉતારૂને ડિસઈનફેકટ સાફ કરવાની ક્રિયા કરવામાં આવી. રશિયન પુરૂષવર્ગ તદન નાગો થઇ સાથે ન્હાય છે. તેમાં કાંઈ શરમભરેલું ગણાતું નથી તેથી સ્ટીમરના ઓફીસરો પણ બધા સાથે એવી જ રીતે વર્ત્યા. બધાને ડિસઇનફેકટ કર્યા બાદ અમ્હેં બધા સખત તડકામાં એક ઝાડની છાયા હેઠળ બેઠા, પછી એ પુરાતન રોમન કિલ્લાની આસપાસ લટાર મારીને પાછા બોટમાં બેસી સ્ટીમર ઉપર કવૉરન્ટીનના દિવસો નજરકેદ જેમ ભોગવવાને પાછા વળ્યા. સ્ટીમર પરથી એક તરફ રોમન કિલ્લો દેખાતો હતો; જયારે બીજી તરફ જે યુરોપની સાઇડ હતી; ત્યાં તૂર્કી તોપખાનાના અભેદ મોરચા મંડાયેલા જણાતા હતા. આસપાસથી કોઈકવાર સ્ટીમરો પસાર થાય છે અને પાસે જ ૫ થી ૬ સ્ટીમરો અમ્હારી જેમ કવૉરન્ટીન ભોગવતી ખડી છે. બધા ઉતારૂઓ કંટાળીને કવૉરન્ટીનના દિવસો આંગળીને વેઢે ગણી રહ્યા છે કે ક્યારે છૂટીયે !! ૧૦ દિવસની મુદતમાંથી જેમ તેમ કરતાં પાંચ દિવસ તો પસાર થયા. છૂટવાની ઇંતેજારીને લઇને એ પાંચ દિવસો અમ્હને પાંચ અઠવાડીયા જેટલા લાંબા લાગ્યા. ત્યાં એકાએક ૧૫ મી સપ્ટેમ્બરની રાત્રે તૂર્કી ઓફીસરો અને ડૉકટરો સ્ટીમર ઉપર પાછા ફુટી નિકળ્યા અને વધાઈ આપી કે આવતી કાલે સ્હવારે બધાને કોન્સ્ટાન્ટીનોપલમાં દાખલ થવાની છૂટ અપાય છે. કવૉરન્ટીનની બાકીની મુદતના પાંચ દિવસો દરેક ઉતારૂએ પોતાના ઘરમાં જ બેસીને પસાર કરવા, ઘરની બહાર નીકળવું નહિ અને દરેક જણના ઘરનાં સિરનામાં પોલીસ ખાતાએ લખી લીધાં; ત્યાં મારૂં સિરનામું મ્હેં હોટેલ ઉસમાનીઆ આપ્યું; બીજી સ્હવારે ૭ વાગે આગબોટે લંગર ઉપાડી ધીમી ઝડપે જાણે ચોરીછૂપીથી દાખલ થતી હોય તેમ બોસ્ફરસની ખાડીમાંથી પસાર થઈ કૉન્સ્ટૅન્ટિનોપલના બંદર તરફ ચાલવા માંડીઃ સ્ટીમરના ન્હાના મ્હોટા દરેક ઉતારૂ હરખમાં આવી ગયા. બોસ્ફરસની ખાડીની રચના કુદરતે અભેદ બનાવી છે. એ સામુદ્રધુનિના એશિયા તરફના કિનારાને સ્કુતારી કહે છે, જ્યારે યુરોપ તરફના કિનારાને કવાક કહે છે. કાળા સમુદ્રમાંથી બોસ્ફરસ સામુદ્રધુનિમાં દાખલ થતાં જ એશિયા તરફના કિનારા ઉપરે ઉંચે

ડિસેન્ફેક કરવાની મલાહજાવગરની ક્રિયા.

પુરાતન રોમન કિલ્લાને આશ્રયે કંટાળા ભર્યા દિવસો

પાંચમે દિવસે નસીબ ઉઘડ્યું.

બાકીની મુદત ઘરમાં બેસી પસાર કરજો.

બોસ્ફરસની અભેદ રચના-કુદરતે બક્ષેલો સંગીન બચાવ



**સ્હામસ્હામાં ગોઠવાયેલાં તોપખાનાં**

**અનેક પુરાતન કિલ્લાઓ બધાજ ખંડિયેર હાલતમાં છે.**

સ્થળે એક મસ્જીદ આવેલી છે, તે પછી ઠેકઠેકાણે તોપના મોરચાઓ મંડાયેલા નજરે પડે છે, એ જેમ એશિયાને કિનારે છે તેમ યુરોપના કિનારાપર પણ ગોઠવવામાં આવ્યા છે. એમ સ્હામસ્હામે તોપના મોરચા દેખાય છે. અને પાછા થોડે થોડે અંતરે આવ્યા જ કરે છે. એટલે દુશ્મનનો કાફલો દાખલ થવાની હિંમત કરે જ નહિ અને દાખલ થાય તો સીધો તોપના મોરચાઓનો ભોગ જ બને. ઉપરાંત બોસ્ફરસ વાકીચુકી કેનાલ જેવું છે. એથી જ્યાં જ્યાં વાંકને વલાણુ આવે છે, ત્યા ત્યાં દબલ મોરચા ગોઠવાયલા છે. આ બધું એવી તો સરસ સુવ્યવસ્થાથી ગોઠવાયેલું છે કે તેની વ્યવસ્થાશક્તિ માટે માન ઉપજાવે. આ રચના હું વાચકોને મ્હારા અધુરા શબ્દોમાં સ્હમજાવવાના નિષ્ફળ પ્રયત્નો કેમ કરી શકું ? અહિં એક જુના કિલ્લા ઉપરાંત બીજા પુરાતન રોમન કિલ્લાઓ અનેક આવેલા દેખાય છે. તે બધા ખંડિયેર જેવા છે. કોન્સ્ટાન્ટીનોપલ નઝદીક આવતાં એક ભવ્ય અને જબરા પુરાતન કિલ્લાનું ખંડીયેર દેખાય છે. તે છેક દરીઆની સપાટીપર આવેલા ડુંગરાપર બાંધેલું હોઈ એની ભવ્યતા દુશમનપર પ્રભાવ પાડે એવા દેખાવથી ઔરબી વધારો કરે છે. તેને તૂર્કી જબાનમાં રૂમએલેહેશારી કહે છે; આજે એમાં જંગલી ઝાડવા ઉગી નીકળ્યાં છે અને તદન ખંડેર હાલતમાં પડેલું છે, છતાં એ કિલ્લાના બુરજો આજે પણ પુરાતન જાહોજલાલી સંભરાવતા ખડા છે.

**ન્હાનાં ઇસ્લામી ગામોનો મનોરમ દેખાવ**

એ બોસ્ફરસને કિનારે કેટલાંક ન્હાનાં ન્હાનાં ગામ દેખાય છે. તેમ જ થોડાંક છૂટાંછવાયાં ઘરો વચ્ચે મસ્જીદના ઉંચા ડોકિયાં કરતા મિનારાઓ દેખાય છે. તેની ઉપર મુઆઝીન બુલંદ અવાજે પૂકારીને અલ્લાહો અકબર કહી રહ્યો છે. એ ગામડાંઓમાં ૩ થી ૪ મ્હોટી વસ્તીવાળાં ગામો બિશરબુરના, બૈઉતરા, શહીઅર જ જણાય છે, આ ગામડાંઓ પસાર કર્યા પછી જ પુરાતન રૂમ એલેહેશારી આવે છે.

**તૂર્કીનું પાટનગર કોન્સ્ટાન્ટિનોપલ ઉર્ફે ઇસ્તમબોલ**

જ્યારે તૂર્કીનું પાટનગર કોન્સ્ટાન્ટનોપલ જેને આપણે ઈસ્તમબોલ કહીયે છીએ તે છે. તેથી હવે પછી હું ઇસ્તમબોલ જ લખીશ, એ પાટનગર નજદીક આવતાં જ દૂરદૂર શ્રીમંત, શાહુકારો, અમીર ઉમરાવો અને પાશાઓની ભવ્ય હવેલીઓ અને મનોરંજક બંગલાઓ દૃષ્ટિગોચર થાય છે. એકેક કરતાં ખુબસુરત કલામય મહેલ જેવી ઈમારતોને બંગલાઓ જોઈ આપણને સ્હેજે લાગી આવે કે આ સ્વર્ગસમા સુંદર સ્થાનમાં કયો નસીબવંત અને સુખી જીવ વસતો હશે ?



આ મકાનોની વિશેષતા એ છે કે બોસ્ફરસમાંથી ન્હાની ન્હેર ખોદાવી પાણી લીધું છે તે એ લોકોના મહેલ જેવા બંગલાઓને અડકે છે, ત્યારે દેખાવ ઓરબી વધારે રળીયામણો લાગે છે. તેમાં વચ્ચે વચ્ચે ઠેર ઠેર, જ્યાં ત્યાં, બુલંદ કંગુરાવાળી મસ્જીદની મિનારતો પોતાની હંસ જેવી ડોક ઉંચી કરી જોઈ રહી લાગે છે. એ અમીરો અને પાશાઓની કલામય હવેલીઓના કાચો સૂર્યનાં કિરણોથી ઝળહળ થયાં કરે છે. આ મુસ્લીમ શહેનશાહતને ખોળે અનેક ન્હાનાં બંદરો આવેલાં છે. તે માટે આવજા કરતી અનેક ન્હાની સ્ટીમ બોટો પસાર થાય છે, ત્યારે તેની ઉપર ગોરી ચામડીવાળાને માથે લાલ તૂર્કી ટોપી પહેરેલા ઉતારૂઓને જોઈને આપણે કોઈ નવાજ મુલકમાં પગ મુકીએ છીએ તેનો ખ્યાલ આવે છે. બીજા મુલકો કરતાં આ દેખાવ કાંઈ ઓર જ જુદા પ્રકારનો જણાય છે.

સ્વર્ગસમા સુંદર સ્થળે વસતા સુખી જીવોની અદેખાઇ

નવો મુલક–ગોરી ચામડી અને લાલ ટોપી

બોસ્ફરસની કોઈ તરફની પહોળી, કોઇ તરફ સાંકડી અને આડી અવળી કેનાલ જોઈ, જોનારને ખાત્રીપૂર્વક એમ લાગી આવે કે કુદરતે તૂર્કી શહેનશાહતને એક અભેદ માર્ગ આપ્યો છે. રશિયા કદી કદી, આ બોસ્ફરસ માર્ગે ઇસ્તમબોલપર ચઢાઈ લાવી શકે જ નહિ. તેને આ પાટનગર ઉપર ચ્હડાઈ લાવવી હોય તો તેના માટે ફક્ત ઇલ્લા કારથી અરજરૂમનો જ માર્ગ બાકી રહ્યો છે. મ્હારી છેલ્લી ૧૮૮૭ ની મુસાફરી વેળા ડાર્ડેનલ્સની ખાડીનો દેખાવ જોતો જોતો હું ઇસ્તમબોલ ગયો હતો, ત્યારે બોસ્ફરસની ખાડી જોવા ખુબ આતુર હતો; છતાં તક ન લઈ શકયો તે આજે ધરાઇ ધરાઈને જોઈ રહ્યો છું. સ્હવારે ૭ વાગે ઉપડેલી અમ્હારી સ્ટીમર આ અભેદ ખાડીનો માર્ગ પસાર કરી ૮॥ વાગે એટલે ફક્ત દોઢ કલાકમાં ઇસ્તમબોલને બંદરે આવી ખડી રહી. અહિં ઉતરીને સીધો કસ્ટમ હાઉસમાં દાખલ થયો. ત્યાં મ્હારૂં રહેવાનું ઠેકાણું પૂછી લઇને કોઈ જાતની ઝાઝી ખટપટ કર્યા વિના મ્હને હોટલ તરફ જવા દેવામાં આવ્યો.

રશિયા કદી ઇસ્તમબોલ ઉપર બોસ્ફરસમાર્ગે ચઢાઇ લાવી શકે ખરો ?

દોઢ કલાકની ટુંકી મુસાફરી

આ તૂર્કી શહેનશાહતનું પાટનગર ઇસ્તમબોલ બોસ્ફરસ પાસે ગોલ્ડન હોર્ન કરી ખાડી આવેલી છે તેને બે નાકે વસાયેલું છે. એ ગોલ્ડન હોર્નની ખાડી ઉપર બે ભવ્ય અને વિશાળ પુલ આવેલા છે. એ પુલોનો એક છેડો ઇસ્તમબોલમાં છે; જ્યારે બીજો છેડો ગ્લાટામાં છે. બન્ને વચ્ચે સરળતાપૂર્વક

ગોલ્ડનહોર્નને તટે વસેલું ઇસ્તમબોલ શહેર



આવજા થઇ શકે છેઃ તૂર્કોના સુલતાન તેમજ કેટલાક શાહી અમલદારો અને બડેખાંઓ બધાં ગ્લાટામાં વસે છે. પણ સેંન્ટ સોફાયાની મસ્જીદ તેમજ જોવા લાયક ઘણાં સ્થળો ઇસ્તમબોલમાં આવેલાં છે. હવે બોરફરસ અને તૂર્કિના વિભાગ વિષે વાચકને થોડી વધારે સ્હમજુતી આપીશ.

બોસ્ફરસ વિષે થોડીક વધુ સમજ

બોસ્ફરસનો યુરોપ તરફનો ભાગ મારમોરા સમુદ્ર નામે ઓળખાય છે. એ મારમોરાને બોસ્ફરસની પશ્ચિમે ઇસ્તિમબોલ આવેલું છે. જ્યારે પૂર્વ એશિયા તરફ સ્કુટારી શહેર આવેલું છેઃ ગોલ્ડન હોર્નને એક છેડે ઇસ્તમબોલ વસેલું ત્યારે બીજે છેડે ગ્લાટા આવેલ છે. પુરાતન કાળથી ગ્લાટા તે ઇસ્તમબોલનું એક પરૂં જ લેખાતું આવ્યું છેઃ

હોટલ તરફ જવા માટે પુલ ઉપરથી નહિ જતાં ગ્લાટાને કિનારેથી સ્ટીમલોચ પર બેસીને ગોલ્ડન હોર્ન પસાર કરી હું ઇસ્તમબોલ આવ્યોઃ હું આગળ ઉપર જણાવી ગયો છું. તેમ ગ્લાટાને સ્હામે કિનારે જ આવેલું છે હું ત્યાંથી ગાડી કરી **સીરિકેજી** સ્ટ્રીટ તરફ હંકારી ગયો, જ્યાં ઉસમાનિયા હોટલ આવેલી હતી. તે ટ્રામવેનો મુખ્ય ધોરી રસ્તો છે. હોટલમાં ધોરી રસ્તા ઉપર બારી ઉઘડે એવો એક સારો ખુલ્લો ઓરડો રોકી ત્યાં હું ઠરી ઠામ થયો. કવૅારન્ટીનના બાકીના પાંચ દિવસ અહિં ગોંધાઈ રહીને પૂરા કરવા હતા. તે હમામખાનામાં ન્હાવાની મોજ અને **તૂર્કી** ઑફીસરો સાથે બીલીયર્ડ રમવામાં પસાર કર્યા. એક વાત તો હું નોંધ્યા વગર રહી શકું નહિ. તે કવૅારન્ટીનની પાંચ દિવસની મુદત બાકી હતી છતાં **તૂર્કી** સત્તાવાળાએ એક ભટકતા દુરદરાજના મુસ્લીમ મુસાફર તરીકે મારા તરફ માયાળુ લાગણી દર્શાવી અને હમામખાનામાં જવાની અપવાદ તરીકે છૂટ આપી હતી. તેથી હું બે સારા હમામખાનામાં જઇ ન્હાવાની મોજમાં વખત પસાર કરી આવી ઉદાર છૂટનો પૂરેપુરો લાભ લઈ કંટાળાભરેલી પાંચ દિવસની મુદત પસાર કરવા, આ રીતે મોજ લેતો. ઉપરાંત હોટલમાં આવનારા **તૂર્કી** લોકો મ્હને છેક હિંદ દેશથી પોતાનો મુલ્ક જોવા આવનાર ઇસ્લામી બિરાદર તરીકે મ્હારી તરફ પ્રેમ દર્શાવતા અને નિખાલસ દિલે ખુશ ગુફતેગો કરતા. આથી **તૂર્કી** પ્રજા તરફ મ્હને એક પ્રકારનો પક્ષપાત અને પ્રેમ બંધાઈ જતો હતો.

આખરે ઉસમાનિયા હોટલમાં ઠરી ઠામ થયો.

તૂર્કી સત્તાવાળાઓએ બતાવેલી ઉદારતા

કંટાળાભરેલા બાકીના પાંચ દિવસો કેમ પસાર કર્યા ?

**તૂર્કી** હમામખાનાની તારીફ જેટલી કરૂં તેટલી કમતી જ છે. ઇરાની



મનોહર બાંધણી અને સ્વચ્છતાવાળાં તૂર્કી હમામખાનાં

હમામખાનાંની અવ્યવસ્થા ક્યાં ? અને આ તૂર્કી હમામની સગવડ, સુવ્યવસ્થા ઉપરાંત કલામય મનોહર બાંધણી! હમામખાનાં લગભગ સંગેમરમરના જ બાંધેલાં હોય છે. તેમાં ન્હાવાની દરેક પ્રકારની મોજ મજે એવી સગવડ હોય છે. તેથી ન્હાયા જ કરવાનું મન થાય. ઉપરાંત ટર્કીશ હમામખાનાંના નોકરો જે કાળજીપૂર્વક અને રીતસર ચંપી કરે છે તે થોડા બીમાર કે થાકેલા આદમીને સતેજ અને તંદુરસ્ત બનાવે છે. આથી જ યુરોપના કેટલા બાથવાળા તૂર્કી હમામ ઉપરથી ટર્કીશ બાથ નામ મૂકવા લલચાય છે.

મ્હારો પ્રોગ્રામ

મ્હારી લાંબી મુસાફરીનો મ્હારો પ્રોગ્રામ નક્કિ કરીને જ હું નિકળ્યો હતો; જેથી હું અમુક દિવસે અમુક મુલ્કમાં પહોંચું અને ત્યાંને શિરનામે મ્હારા સગાં, સંબંધીઓ અને મિત્રોના પત્રો આવે એવા ચારથી પાચ મથકો મેં રાખ્યાં હતાં. પહેલું લંડન પછી મૉસ્કો, પછી આ ઈસ્તમબોલ અને હવે પછી કેરો રાખીશ. આજે જ C/o Messrs Cook & sons ને શિરનામે મંગાવેલા બધા પત્રો ગ્લાટામાં આવેલા તેની ઓફીસમાંથી મંગાવીને વાંચ્યા અને જવાબો લખી નાખ્યા.

મિસરના રાજ્યકર્તા ખેદીવ અબાસની સ્વારી નિહાળવાનો અણધાર્યો પ્રસંગ

સાંભળવામાં આવ્યું હતું કે આજે મીસરના રાજ્યકર્તા ખેદીવ અબાસ જે અહીંના સુલતાનને મળવા આવ્યા છે તેની સ્વારી નીકળશે તે ૧૦ વાગ્યા પછી અમ્હારી હોટલ પાસેથી પસાર થશે. તેથી આ અણધાર્યા અવસરને નિરખવા ઝટપટ નાસ્તો લઈને ૯ વાગે જ હોટલની બારીએ હું ગોઠવાઇ ગયો. ૧૧ વાગે અબ્બાસપાશાની સ્વારી આવી પહોંચી, ખેદીવને અહિંનો લોકો અબાસપાશાના નામે સંબોધે છે.

સ્વારીના આગળના ભાગમાં ઘોડેસ્વારોની ન્હાનકડી ટુકડી ચાલતી હતી. પછવાડે ચાર ઘોડાની ગાડીમાં એક યુવાન અને એક વૃદ્ધ એમ બે પુરૂષો બેઠા હતા. વૃદ્ધ પુરૂષ ઝઈફ હતો, છતાં તેનો બાંધો ખડતલ અને મજબૂત હતો, સફેદ ચામડીના તેના ચ્હેરા ઉપર બરફ જેવી ધોળા તેની નૂરાની દાઢી કાંઇ ઓરજ અમીરી પ્રતિભા દાખવતી હતી. લશ્કરી જનરલો પહેરે એવો સોનેરી પોષાક તેના અંગ ઉપર દીપી રહ્યો હતો. લાલ ઉંચી દીવાલની તૂર્કી ટોપી તેની સફેદ પેશાનીથી જુદી પડીને જોનારને પોતાનું તેજ બતાવતી હતી. મ્હારા હોટલવાળાએ મ્હને એ ઝઈફ પુરૂષ તરફ આંગળી કરીને કહ્યું:—એ તૂર્ક-

તૂર્કસ્તાનનો મહારથી શાકીર પાશા ૧૨ભાષાઓ જાણે છે..



સ્તાનનો પનોતો પુત્ર સાકીર પાશા આજે વૃદ્ધ થયો છે, છતાં તે એક નેકદીલ અને મજબૂત આદમી છે. તે તુર્કી ભાષા ઉપરાંત બીજી ૧૨ ભાષાઓ સરળતા પૂર્વક બોલી જાણે છે, આ પારંગત વિદ્વાન પુરૂષ તુર્કીના ઝળકતા હીરાઓમાનો એક હીરો છે અને તેની બાજુમાં ગોરો ગુલાબી ગભરૂ યુવાન જેના મ્હોં ઉપર મર્દાનગીની ઝાળ સળગે છે, પારેવા જેવી રતુમડી જેની આંખો છે, જેના શરીર ઉપર લાલ રંગનો લશ્કરી કોટ અને ઉપર ચાદો જળહળી રહ્યાં છે, સોનાની મુઠ જેવી તલવારનો દાંડો ગોરા ગોરા હાથોમા ઝાલી બેઠો છે, તે ખેદીવ અબ્બાસ પાશાઃ એની ગાડી પાછળ વળી તુર્કી ઘોડેસ્વાર પલટન હાથમાં ટુંકા વાવટાવાળા અણીઆળા ભાલા લઈ હળવે હળવે ઠમકતી ચાલે દોડતી જતી હતી. એ બધાની પાછળ બીજી અનેક ગાડીઓ હતી. તેમા અહિંના મુખ્ય અમલદારો અને દેશનાયકોમાના કેટલાક હતા.

**આખરે કવૉરન્ટીનની મુદ્દત પૂરી થઇ**

હાશઃ આજે કવૉરન્ટીનની નજરકેદ જેવી સજાની મુદ્દત પૂરી થઇ, આજે તા. ૨૦ મી સપ્ટેમ્બરની રહવાર છે. ન્હાઇધોઈ નાસ્તો કરી સૌથી પહેલાં દોડયો; અહિંના હિંદી મુસાફરખાનાના વ્યવસ્થાપક હુસન બીનતાહાસીલ પાસે જે અખશરાયા મોહલ્લામાં વસે છે, જેને આગળ ઉપર પહેલી મુસાફરી વેળા હું મળી આવેલો તે મ્હને કદાચ ઓળખશે અને નવી જુની વાતોની આપ લે પણ થઇ શકશે. ઉપરાંત ઈસ્તમબોલ વિષે કેટલીક જાણવાજોગ બાતમી પણ મેળવી શકાશેઃ તેમ વિચારીને ત્યાં પહોચ્યો. આ હિંદી શેખની ઉમ્મર આજે ૫૫ વરસની છે. તે મ્હને જોઈને ખુશી થયો, પણ આગળ ઉપર એની સાથે મુલાકાત થઇ હતી એ યાદ નહોતું અને કેટલીક જુની વાતો યાદ અપાવતા, પણ એની યાદશક્તિ દગો આપતી હોય તેમ એ મિયાને યાદ આવ્યું જ નહિં. એણે મ્હને પોતાની પાસે ગાદીપર બેસાડયો. કેટલીક વાતો થઈ, છેવટે મ્હને પોતાની સાથે અહિં આવીને વસવાની અરજ કરી, તેની મ્હેં આભારસહ ના પાડી; કેમકે હોટલ ઉસમાનિયામાં મ્હને દરેક પ્રકારની ઘર જેવી સગવડ હતી.

**તુર્કસ્તાનના હિંદી શેખની મુલાકાતે**

હિંદી મુસલમાનો વિષે વાત નીકળતાં એ હિંદી શેખે સુલતાનના વખાણ કરતાં કહ્યું કે અહિંના હિંદુસ્તાની તકિયા ( એટલે હિંદી મુસલમાનોની



બાયઝેનટાઇન, કૉન્સ્ટેનટિનોપલ, નવું રોમ, ઇસ્તમબોલ વી અનેક નામથી મશહૂર થયેલું તુર્કોનું પાટનગર



જામિયા વાલિદેહ જે સુલતાન અહમદની બેગમે બંધાવી હતી. ઇસ્તમબોલ.



ધર્મશાળા ) માટે એ શેખ સાહેબને સુલતાન તરફથી દર મહિને એક હજાર કુરશ રોકડા ઉપરાંત ૧૦ રોટી, ૧ હુકો વજન ચોખા મળે છે. એ ઉપરાંત આ તકીઆનો લાભ લેનારા ગરીબ હિંદી મુસલમાનો માટે દર મહીને ૧૨૦૦ કુરશ રોકડા આપવામા આવે છે. મ્હેં આ સખાવતનો લાભ લેતા ગરીબ હમદીનોની મુલાકાત લેવાની ઇતેજારી બતાવી; કેમકે ત્યા કોઈ હિંદીવાન દેખાતો નહોતો. શેખે કહ્યું કે બધાં બહાર ગયા છે. તેઓ રાત્રે આવે છેઃ આ વાતમાં મ્હને વજુદ જેવું ન લાગ્યું. ઉપરાંત આગળ અહિં હિંદી તકીઓ *કરીને એક મકાન હતું. તે આજે પડી ગયું છે. તે વિષે વાત કરતા શેખે* કહ્યુંઃ સુલતાન તરફથી આ મકાન ફરીવાર રીપેર, કરવા માટે ૪૦૦ લીરા તુર્કી સોનામહોર ખર્ચવાની મંજુરી મળી છે. પણ આટલી રકમ પૂરતી નથી. બીજા ઘટશે તો બહારથી ઉધરાણું કરવું પડશે. તમારાથી બને તેટલી રકમ આ ફાળામાં ભરી જશો. તે પછી કેટલીક રાજદ્વારી વાતો કરી અમ્હેં છુટા પડયાઃ ઉપરની વાત માટે તપાસ કરતા જણાયું કે સુલતાન તરફથી હરેક દેશના મુસલમાનો માટે સખાવતમા નાણા આપવામા આવે છે. હિંદી તેમ કાબુલી, બુખારી, ઇરાની વિ૦ અનેક તકીઆ આવેલા છે; તેને સુલતાન તરફથી દર મહીને અમુક અમુક રકમ ઉદાર હાથે મદદ તરીકે અપાય છે. છતા તેના ઉપરી શેખો ઉપર ખાસ તકેદારી રાખવામા આવતી ન હોવાથી આ રકમ તેની વ્યવસ્થા કરનારા શેખ સાહેબો જ હજમ કરી જતા લાગે છે. એ હિસાબે સખાવત ખરે માર્ગે થતી નથીઃ ,

હિંદી મુસ્લીમના લાભ માટે તૂર્કીના સુલતાનની નિયમિત સખાવત

હિન્દુસ્તાની તકીઆ (ધર્મશાળા)

હિંદી ધર્મશાળા માટે સુલતાનની સખાવત

કાબુલી, ઇરાની, બુખારી આદિ તકિયાના શેખો

તૂર્કી રાજ્યમાં હું મુખ્ય અચંબાકારક વસ્તુ જોઉં છું તે ઇસ્લામી ભાઈચારો અને કાલાગોરાના ભેદવિનાનો અમલઃ તૂર્કીઓ યુરોપમા વસતા યુરોપીઅન પ્રજાજનો છે. એવું આ પાટનગર ઇસ્તમબોલ પણ યુરોપમા જ આવેલું છે; છતા યુરોપના આ ભાગમા ઇસ્લામી અમલ નીચે સમાનતા નજરે પડે છે. અહિંના યુરોપીઅન તૂર્કી સિપાહીદાદા ઉપર તેનો ઉપરી અમલદાર કાળા કાળા સિદી ભાઈ પણ દેખાય છે, જેને તેના હાથ નીચેના ગોરા તૂર્કી મુસલમાનો રીતસર માન આપી તાબેદારી ઉઠાવી અદબ કરે છે. ઉપરાંત યુરોપમા ક્યાય ન દેખાય એવા એક દેખાવ વિષે જણાવીશ. તે દેખાવ અહિંની તવંગર હબસણો (સિદણો) જે ગાડીમા બેસી લહેકાથી મડમ જેમ

ઇસ્લામીભાઇચારો અને મનુષ્યહકની સમાનતાનાં દર્શન

હબશી અમલદારો અને હબસણ શેઠાણીઓ



છત્રીઓ આડી રાખી પૂર દમામથી સાહેબી માણે છે. તેમની એ ઇસ્લામી અમલની સમાનતા પરદેશીઓ ફાટી આંખે જોઈ રહે છેઃ ગોરા તૂર્કી અમલદારો પણ ચૂસ્ત મુસલમાનો તો ખરા જ. તેઓ પણ અહિં હાથમાં તસ્બીહ લઈ બજારમાં ફરતા દેખાય છે. તેઓ દુનિયાનાં અનેક કર્મોની જંજાળ વચ્ચે ઇશ્વરની યાદ પણ બે પળ કરી લેવાની તક લે છેઃ આજનો સુલતાન અબ્દુલ હમીદ ઉદાર પુરૂષ હોવાથી સખી સુલતાનના નામે પૂજાય છે. એ સુલતાનનાં જેટલા વખાણ થાય છે તેટલાને તે પાત્ર છે જ એમ મ્હને પણ લાગે છે.

સખી સુલતાન

હિંદી શેખની મુલાકાતથી જણાયું કે અહિંના તૂર્કીઓ મ્હોટે ભાગે હનફી (સુન્ની) મજહબ પાળે છે. હું પણ હનફી મજહબ પાળું છું. અહિંની મસ્જીદો વિષે પૂછતાં તેણે કહ્યુંઃ ફક્ત આ પાટનગર ઇસ્તમબોલમાં જ ન્હાની મ્હોટી મળીને લગભગ ૧૦૦૦ એક હજાર મસ્જીદો આવેલી છેઃ તે વિષે નીચે મુજબ ટુંકી નોંધ કરાવી.

ફક્ત ઇસ્તમબોલમાં જ એક હજાર મસ્જીદો છે.

૧૦૦૦ મસ્જીદો.
૫૮૦ મદ્રેસા. (ધામક પાઠશાળા)
૩૬૦ તકીઆ (ધર્મશાળા)

મસ્જીદોમાં ખાસ જોવાલાયક ઐતિહાસિક મસ્જીદો નીચે મુજબ.

જામિઆ અયા સુફિયા. (સેન્ટ સોફાયાની મસ્જીદ)
જામિઆ સુલતાન અહમદ
જામિઆ નૂરે ઉસમાની
જામિઆ સુલતાન બાયજીદ
જામિઆ સુલતાન સલિમ
જામિઆ શાહજાદે બાસી
જામિઆ સુલતાન ફાતેહ
જામિઆ સુલતાન સુલેમાન
જામિઆ અય્યૂબ અનસારી

કેટલીક પુરાતન જામિઆ

આ મસ્જીદો ઉપરાંત બીજી પણ અનેક સારી મસ્જીદો અને ઉપરની મસ્જીદો ખાસ પુરાતન ગણાય છે. દરેક મસ્જીદમાં મ્હોટા મ્હોટા ઝુમરોમાં જેતુનના તેલના દીવા બળે છે. જ્યારે પારેફીન તેલ કે મીણબત્તી



કે ઇલેકટ્રીકના દીવા સુદ્ધાં કરવામાં આવતા નથી. આથી એક પ્રકારની ગંભીરતા જણાય છે. ઉપરાંત દરેક મસ્જીદમાં મદીના શરીફના હરમ મિસાલ જીક્ર કરવા અને કુરઆને શરીફની તીલાવત કરવાની ખાસ જગ્યાઓ આવેલી હોય છે. તેથી અહિંની મસ્જીદો હિંદની મસ્જીદો કરતાં વધારે દબદબાભરેલી લાગે છે. આ મ્હોટી મ્હોટી મસ્જીદોમાં વાયઝ કરવાને બંદગીનો અવાજ બંદગી કરવા આવનારાઓને ઇમામ બરાબર રીતે પોકારીને ફરમાવી શકે; માટે જુદી જુદી ૧૦ થી ૧૨ જગા ઉપર ખાસ ધર્મગુરૂઓ બેસીને તૂર્કી ભાષામાં વાયઝ કરે છે. આજે તા. ૨૨ મી સપ્ટેમ્બરનો મંગળવારનો દિવસ બધી મસ્જીદો જોવામાં જ કાઢયો. મ્હારી હાજરીમાં બીજા કેટલાક યુરોપિઅન અને ક્રિશ્ચીઅનો પણ જોવા આવેલા. તે બધા એક નજરે ટગરટગર કારીગરીભર્યા થાંભલાઓને જોયા જ કરે છે. ત્હાંજે ૪ વાગે અસરની નમાઝ થયા પછી કુરઆનના હાફેઝો મ્હોટે અવાજે મીઠા હલકથી કુરઆન પઢ્યા કરે છે. તેનો અવાજ મસ્જીદના ઉંચા ગુંબજમાં સમાઈ જઇને પાછો બહાર નીકળે છે ત્યારે અવાજમાં એક પ્રકારની મોહકતા તરી આવે છે, જે સાંભળનારને તલ્લીન બનાવે છે.

દશ બાર જુદી જુદી જગ્યાઓ પર ઇમામો બેસાડે છે.

કુરઆને શરીફની તિલાવત

હિંદુસ્તાનની દરેક મસ્જીદમાં ખાસ કરીને પાણીનો હોઝ વઝુ કરવાની સગવડતા માટે હોય છે જ; જ્યારે અહિં ટાંકીમાં નળ મૂકીને પાણીની સગવડ કરવામાં આવી છે.

જામિયા આયા સુફિયા એટલે સેન્ટ સોફાયાની મસ્જીદ જે સૌથી પુરાતન મસ્જીદ કહેવાય છે તે. સુલતાન મહંમદે ખ્રિસ્તીઓના હાથમાંથી ઇસ્તમ્બોલ શહેર લીધું તે પહેલાં આ મસ્જીદ ખ્રિસ્તી રાજાઓનું સૌથી મ્હોટું દેવળ હતું. એમાં કેટલોક ફેરફાર કરી એને મસ્જીદમાં ફેરવી નાખવામાં આવી હતી. એની પાડોશના વિશાળ બગીચા જેવા કબ્રસ્તાનમાં સુલતાન સલીમનો રોજો છે. એનાં બંધાયેલા એક મકાનમાં મ્હોટામાં મ્હોટી સુલતાનની કબર તેમજ ચાર મોટી કબરો સાથે ૩૫ બીજી કબરો મળી કુલ ૪૧ કબરો સુલતાનનાં સગાંસંબંધીઓની આવેલી છે: તેમજ એ સુલતાન સલીમની, ઝયતુનના લાકડાની પુરાણી તસ્બીહ ( માળા ) પણ એક બાજુ જાળવી રાખવામાં આવી છે. સુલતાન સલીમના રોજાની બાજુમાં જ સુલતાન મુરાદનો રોજો આવેલો છે. તેની પાસે તેના સગાંસંબંધીઓની કબરો આવેલી છે.

જામિયા સુફિયા યાને સેંટ સોફાયાનું પુરાતન દેવળ આજે મસ્જીદમાં ફેરવાયું છે.

સુલતાન સલીમનો રોજો અને પુરાતન તસ્બીહ

સુલતાન અહમદની ૭ મિનારાવાળી મસ્જીદ

સુલતાન અહમદની ૭ મિનારાવાળી પુરાતન મસ્જીદ પણ ખાસ જોવા લાયક અને વિશાળ છે; તેની પાસે એ સુલતાનની કબર પણ આવેલી છે. આજે આ પુરાતન મસ્જીદની મરામત આજના સુલતાન અબદુલ હમીદના હુકમથી કરવામા આવે છે. તૂર્કી સરકાર પુરાતન ઇમારતો જાળવવાને વખતો વખત શ્રમ લેતી હોવાથી અહિંની પુરાતન ઇમારતો આજે પણ આબાદ દેખાય છેઃ સુલતાન અહમદની મસ્જીદ મ્હોટી મ્હોટી આરસની લાદીઓથી ખૂબ મોહક લાગે છે.

જર્મન કયસરની યાદગીરી અને મિત્રાચારીનું સ્મારક

જર્મન અને તૂર્ક શહેનશાહત મિત્રાચારીનો સારો સંબંધ ધરાવતી હોવાથી, સન ૧૮૯૮ મા જર્મન શહેનશાહની પધરામણી વેળા જર્મન કયસરના ખર્ચે એ મુલાકાતની યાદગારી રૂપે એક દેવડી ચણવામા આવી છેઃ એટલે એ મસ્જીદ આકારના એક મ્હોટા ગુંબજવાળી ઇમારત છે; તેની અંદર જર્મન અને તૂર્ક રાજચિન્હ મુકાયેલાં છે. પાસે પાણી પીવાના ૭ સાત નળો ગોઠવવામાં આવ્યા છેઃ દરેક નળ ઉપર એક જર્મન અને એક તૂર્ક રાજચિહ્ન કોતરવામા આવ્યાં છે.

સુલતાન અઝીઝનો રોજો અને પુરાતન પાળીયા

ઉપરાંત પાસે જ કેટલીક પ્રાચીન વખતની કોલમો આવેલી છે; તેમાં Burnt Column લગભગ ભાગેલી હાલતમાં છે. એ ખંડીયેર પાળીઆ ( Column ) ઉપર કેટલીક પુરાણી તૂર્કી લીપીમાં લેખો લખાયલા છે. તેની પાસે જ સુલતાન મહંમદ બીજાનો રોજો અને મુલતાન અઝીઝ અને તેની બીબીનો રોઝો આવેલો છે. પાસે જ તેમના બીજા અગીયાર અંગત સંબધીઓની કબરો દેખાય છે; એની પાસે બીજા કેટલાક અમીરો, પાશાઓ અને જાણીતા પુરૂષોની કબરો આવેલી છે; તેમાની કેટલીક તો ૧૦ ફીટ ઉંચી આરસપહાણની બનાવેલી છે.

થીઓડોર ધી ગ્રેટની યાદ

અહિં આવેલા કેટલાક પુરાતન પાળીઆમાં એક મિસર દેશના જેવી નીડલ છેઃ બીજી બે સર્પ આકારની છે. ત્રીજી સાદી અને ઉંચી નીડલ જેવી કોલમ છે; તે લગભગ ખંડીયેર છે. પાસે જ ટ્રામવે દોડતી હોવાથી આ જાણીતા મથકને જોવું સગવડતાભર્યું થઇ પડ્યું છેઃ The Obelisk of Theodosius the Great પણ સુલતાન મહંમદની મુલતાન અઝીઝના રોજા પાસે જ આવેલું છે.



જામિઆ અયાસુફીયાના અંદરનો ભવ્ય દેખાવ ઇસ્તમ્બોલ



રામેસસ ૨ જા નું સૈન્ય જેમા લોઢાના બખતરનો પહેલવહેલો ઉપયોગ થવાની નોધ મળે છે.



સુલતાન બાયઝીદની વિખ્યાત મસ્જીદ અતિશય બુલંદ અને ભવ્ય છે. એના વિશાળ ચોગાનમાં જમીન પર આરસની મ્હોટી મ્હોટી લાદીઓ જડેલી છે; પાસે જુદે જુદે ૧૪ ઠેકાણે મોલવીઓ વાયઝ કરતા બેઠા હતા. તેની થોડીક વાયઝ સાંભળી: તેઓ અરબ્બી કિતાબોનો તૂર્કી તરજુમો પણ કરે છે.

સુલતાન બાયાઝીદની પુરાતન મસ્જીદ

સુલતાન સુલેમાન ૧ લાની મસ્જીદ—આ પુરાતન મસ્જીદ પણ એટલી જ ગંજાવર છે. અહિંની દરેકે દરેક મસ્જીદ વિશાળ અને મોહક તો હોય જ. તેમાં જે વાતમાં જોવામા જ ખરી ખૂબી છે તે વાંચકોને લખી સ્હમજાવી તો નજ શકાય. તેમ કરતાં કદાચ તે કંટાળા ભરેલું પણ થઈ પડે ખરૂં; છતાં હું જ્યાં બનશે, ત્યાં થોડુંક નવું જણાવવા જેવું હશે તે જણાવતો રહીશ. જેથી દરેક મસ્જીદના વખાણમા એકનું એક ટામલું ન લાગ્યા કરેઃ આ પછીના પ્રકરણમા તૂર્કિ રાજ્યની ટુંક તવારિખ અને ઇસ્તમબોલ જીતનાર વીરનર સુલતાન મહંમદની રસિક હકીકત જણાવીશઃ આ સુલેમાન પહેલાની પુરાણી મસ્જીદમા ખાસ જોવા લાયક વિશેષતા તે ૪ લાલ મારબલ પત્થરના ૨૫ ફીટ ઉંચા અને ૧૦ ફીટ ગોળાકારના મજબુત નક્કર થાભલા, અને મસ્જીદમાં જડાયલા રંગીન કાચો છે. તેની કલામય ગોઠવણી જોનારના દિલને ઠારે છે.

સુલતાન સુલયમાનની મસ્જીદ

લાલ થાંભલા અને કાચના પત્થરોની કલામય ગોઠવણી

અહિં આવેલા એક રોજાના ગુંબજ નીચે સાત કબરો છે. તેમાં મ્હોટી ઉંચી કબર સુલતાનની છે અને બીજી તેના શાહજાદાને ન્હાના પોત્રાઓની છે.

બીજા રોજાના એક ગુંબજ નીચે ૩ કબરો છે. એક સુલતાન સુલેમાન બીજી તેની બીબી અને શાહજાદાઓની તેમજ પાસે જ તે વખતના અમીર વર્ગના લોકોની કબરો હારોહાર આવેલી છે. એ બધું જોનારને જગતની ફાની સુલતાની અને મનુષ્યની પામરતાનો સચોટ ખ્યાલ આવે છે.

સુલતાન સુલયમાનની કબર

મહાન વીરનર સુલતાન મહમદ ૨જો જેને બધા સુલતાન મહંમદ ફાતેહના નામે સંબોધે છે, જેણે ખ્રિસ્તોના હાથમાથી કોન્સ્ટાન્ટીનોપલ જીત્યું અને મુસ્લીમ નામ ઇસ્તમબોલ પાડ્યું. તે પછી આજ સુધી તૂર્કી લોકો રાજ્ય કરતા આવે છે. એ સન ૧૪૮૧ મા મરણ પામ્યો. એ વીર સુલતાન વિદ્વાન પણ હતો. ગ્રીક, લેટિન, હિબ્રુ, અરબ્બી એમ ચાર ભાષા જાણતો હતો. એની મસ્જીદ અને કબર પણ જોડમા જ આવેલી છેઃ આજે એ મહાન નરના રોજાપાસે હું શિર નમાવી તૂર્કી શહેનશાહતના એ ઝળકતા સિતારાની ઝળકતી ફત્તેહનો

અજેય સુલતાન મહંમદ ધી ગ્રેટનો રોજો



ખ્યાલ કરતો ઉભો છું; એની મસ્જીદની બાજુમાં એક તરફ એની એકલાની જ કબર છે; કોઈ સંબંધીની કબર નથી. તેનાથી થોડેક દૂર બીજા શૂરા સરદારો અને અમીરોની કબરો આવેલી છે, એની વિશાળ મસ્જીદની મોહકતામાં વધારો કરનાર એક સારો કુવો આવેલો છે. તેમાંથી લોકો આજે પણ પાણી ભરીને લઇ જાય છે.

**જામિઆ શાહજાદેનો મનોહર બગીચો**

આ બધું જોઇને પછી અહિંથી થોડે દૂર આવેલી જામિઆ શાહજાદે અને તેની કબર તેમજ બગીચો જોવા ગયો; આ રોઝો સુલતાન મુસેમાને ૧૫૪૩ કે ૪૮ માં પોતાના ૧૮ વરસના જુવાન શાહજાદાના મરણના શોકમાં તેની યાદ જાળવવા બંધાવેલ છે. અહિંની જોવાલાયક વિશેષતા અહિંનો સુંદર કારીગરીથી ભરપૂર બગીચો છે. અહિં ત્રણ કબરો છે; તેમાં એક શાહજાદાની બહેનની છેઃ તેમજ અહિં મ્હને મરહૂમ શાહજાદાના હાથે લખેલું સુંદર કુરઆને શરીફ બતાવવામાં આવ્યું. આ ચારસો વરસનું પુરાણું કુરઆન સોનેરી ડીઝાઇન વચ્ચે કાળી શાહીમાં મરોડદાર કલામય રીતે લખાયલું છે. એ જોઇને મ્હારા મોઢામાંથી આફ્રિનનો પોકાર નિકળી પડયો.

**ચારસો વરસના પુરાણા કુરઆનનાં દર્શન**



તેરસો વરસનું પુરાણું કુરઆન તેમજ ત્રીજા ખલિફા હઝરત ઉમરનો ઝુંડો વિ. જોવાની તક મળશે. એ બધું હું ૧૮૮૭ની મુસાફરી વેળા જોઈ શક્યો ન હતો.

**ખિર્કએ શરીફ હઝરત પયગમ્બર સાહેબનું પવિત્ર પહેરણુ**

હઝરત મહંમદ સાહેબનું પહેરણુ તૂર્કોને કેમ મળ્યું તે બાબતમા પૂછતાં તેણે મ્હને નીચલી વાત કહી.

**મશહૂર અરબ શાયર કઅબ ઇબને ઝોહરની વાત**

કઅબ ઈબ્ન ઝોહર નામનો શાએર જે હઝરતના વખતમા એમનો પક્કો દુશ્મન હતો, જે આરબોને હઝરત મહંમદ નબી સલ્લ૦ અને મુસલમાનો સામે તીખા તમતમતા શએરો રચીને ઉશ્કેરતો; એકવાર હઝરત પયગમ્બર સાહેબ મસ્જીદમા બેસી વાયઝ કરતા હતા; ત્યા એ છાનોમાનો પેસી ગયો અને એક ખૂણે બેઠો; ત્યાં બેઠાં બેઠાં એણે હઝરત મહંમદ પયગમ્બર સાહેબના પવિત્ર વચનોનું પાન કર્યું. એમની પવિત્ર પ્રતિભા નિહાળી, ત્યારે અત્યાર લગી એ ભૂલભરેલા માર્ગે હતો એમ ખાત્રી થતા જ એને તીવ્ર પશ્ચાત્તાપ થયો; એ

**કાફર કઅબ નબી સાહેબની હઝુરમાં મુસલમાન તરીકે**

હળવે રહીને ઉઠયો અને પવિત્ર પયગમ્બર સાહેબની હઝૂરમાં જઇ તેણે કહ્યું, અય ખુદાના નબી, જો હું "કઅબ" ને એક મુસ્લમાન તરીકે આપની હઝૂરમાં લાવીને હાઝર કરૂં તો એની તકસીર માફ કરશો ? દયામય પયગમ્બરે હા પાડી. તરત જ એ શાએરે કહ્યું:–હું જ જોહૈરનો બેટો કઅબ છું; આજે હું ઇસ્લામ સ્વીકારીને પવિત્ર થાઉં છું. અને પોતાના પાપના પશ્ચાત્તાપરૂપે અર્જે; અને ખુદા તેમ જ પવિત્ર પયગમ્બર સાહેબની તારીફરૂપે કેટલાંક શએરો

**ખુદા અને નબી અને ઇસ્લામની તારીફમાં શએરો બોલ્યો.**

ભારે દર્દ અને ભાવભર્યો અવાજે બોલવા મંડયો. તેનો અર્થ એ હતો કે પયગમ્બર મશાલ છે, તે જેણે દુનિયાને રોશન કરી છે તેમજ તે ખુદાની શમશેર છે જે નાસ્તિકપણાનો નાશ કરે છે; આ બયતો સાંભળી હઝરત મહંમદ પયગમ્બર સાહેબ પ્રસન્ન થયા અને તેમણે તે જ ઘડીએ પોતાનું પહેરણુ કાઢીને તેને ઇનામ તરીકે આપી દીધું.

**હઝરત મહંમદ નબી સાહેબની સખાવત**

આ પહેરણુ માટે તે વખતના તવંગર મુસ્લીમોએ કઅબને મ્હોટી મ્હોટી રકમો આપવા માંડી; પણ તેણે તે વેચ્યું નહિ; હઝરત પયગમ્બરની એ પવિત્ર બક્ષિસ એ જ્યાં લગી જીવ્યો ત્યા લગી તેણે જાળવી. તેના મરણ બાદ મુઆવિઆહ નામે ખલિફાને તેના વારસોએ ૪૦૦૦૦ દિર્હમ બદલ વેચાતો આપ્યો, તે આજ સુધી એક પછી એક ખલિફાઓના હાથમાં જળવાતો રહી તૂર્કિના આજના મુસ્લીમ ખલિફાના ખજાનામા મોજુદ છે, તે ખિર્કએ શરીફ યાને



તેરસો વરસનું પુરાણું કુરઆન તેમજ ત્રીજા ખલિફા હઝરત ઉમરનો ઝુડો વિ. જોવાની તક મળશે. એ બધું હું ૧૮૮૭ની મુસાફરી વેળા જોઈ શક્યો ન હતો.

**ખિર્કએ શરીફ હઝરત પયગમ્બર સાહેબનું પવિત્ર પહેરણ**

હઝરત મહંમદ સાહેબનું પહેરણ તુર્કોને કેમ મળ્યું તે બાબતમાં પૂછતાં તેણે મ્હને નીચલી વાત કહી.

**મશહૂર અરબ શાયર કઅબ ઇબને ઝોહરની વાત**

કઅબ ઈબ્ન ઝોહર નામનો શાએર જે હઝરતના વખતમાં એમનો પક્કો દુશ્મન હતો, જે આરબોને હઝરત મહંમદ નબી સલ૦ અને મુસલમાનો સામે તીખા તમતમતા શએરો રચીને ઉશ્કેરતો; એકવાર હઝરત પયગમ્બર સાહેબ મસ્જીદમા બેસી વાયઝ કરતા હતા; ત્યા એ છાનોમાનો પેસી ગયો અને એક ખૂણે બેઠો; ત્યાં બેઠા બેઠાં એણે હઝરત મહંમદ પયગમ્બર સાહેબના પવિત્ર વચનોનું પાન કર્યું. એમની પવિત્ર પ્રતિભા નિહાળી, ત્યારે અત્યાર લગી એ ભૂલભરેલા માર્ગે હતો એમ ખાત્રી થતા જ એને તીવ્ર પશ્ચાત્તાપ થયો; એ હળવે રહીને ઉઠયો અને પવિત્ર પયગમ્બર સાહેબની હઝૂરમાં જઇ તેણે કહ્યું, અય ખુદાના નબી, જો હું "કઅબ" ને એક મુસ્લમાન તરીકે આપની હઝૂરમા લાવીને હાઝર કરૂં તો એની તકસીર માફ કરશો? દયામય પયગમ્બરે હા પાડી. તરત જ એ શાએરે કહ્યું:—હું જ જોહેરનો બેટો કઅબ છુ, આજે હું ઇસ્લામ સ્વીકારીને પવિત્ર થાઉં છું. અને પોતાના પાપના પશ્ચાત્તાપરૂપે અર્જ; અને ખુદા તેમ જ પવિત્ર પયગમ્બર સાહેબની તારીફરૂપે કેટલાક શએરો ભારે દર્દ અને ભાવભર્યો અવાજે બોલવા મંડયો. તેનો અર્થ એ હતો કે પયગમ્બર મશાલ છે, તે જેણે દુનિયાને રોશન કરી છે તેમજ તે ખુદાની શમશેર છે જે નાસ્તિકપણાનો નાશ કરે છે; આ બયતો સાંભળી હઝરત મહંમદ પયગમ્બર સાહેબ પ્રસન્ન થયા અને તેમણે તે જ ઘડીએ પોતાનું પહેરણ કાઢીને તેને ઇનામ તરીકે આપી દીધું.

**કાફર કઅબ નબી સાહેબની હઝુરમાં મુસલમાન તરીકે**

**ખુદા અને નબી અને ઇસ્લામની તારીફમાં શએરો બોલ્યો**

**હઝરત મહંમદ નબી સાહેબની સખાવત**

આ પહેરણ માટે તે વખતના તવંગર મુસ્લીમોએ કઅબને મ્હોટી મ્હોટી રકમો આપવા માડી; પણ તેણે તે વેચ્યું નહિ; હઝરત પયગમ્બરની એ પવિત્ર બક્ષિસ એ જ્યાં લગી જીવ્યો ત્યા લગી તેણે જાળવી. તેના મરણ બાદ મુઆવિઆહ નામે ખલિફાને તેના વારસોએ ૪૦૦૦૦ દિર્હમ બદલ વેચાતો આપો; તે આજ સુધી એક પછી એક ખલિફાઓના હાથમા જળવાતો રહી તુર્કીના આજના મુસ્લીમ ખલિફાના ખજાનામા મોજુદ છે, તે ખિર્કએ શરીફ યાને

| | |
|---|---|
| આખરે ખિર્કે શરીફ તુર્કોના હાથમાં | પવિત્ર પહેરણના નામે પ્રસિદ્ધ છે; તેને ઘણા જ જરૂરના વખતે જેહાદ જેવા કટોકટીના પ્રસંગે પ્રજાના ઝુંડા તરીકે બહાર કાઢવામાં આવે છે. તે દર વરસે તા. ૧૫ મીથી તા. ૩૦ સુધી મુસ્લીમ પ્રજાનાં દર્શન અર્થે ખુલ્લું મુકવામાં આવે છે. તે વખતે સુલતાન અબદુલ હમીદ પણ ગ્લાટાને બદલે ઇસ્તમબોલના રાજમહેલમાં આવી વસે છે. |
| જામિઆ વાલિદે | જામિઆ વાલિદે મ્હારી ઉસમાનિયા હોટેલ પાસે જ આવેલી છે. તેમજ જામિઆ ઐયા સુફિયા પણ મ્હારા ઉતારાથી દૂર નથી. બે મસ્જીદો વચ્ચે જાણે મ્હારૂં મથક આવેલું છે. વાલિદે જામિઆ પણ દબદબાભરેલી ભવ્ય ઈમારત છે. એ ખાસ દિલ્હીની વિખ્યાત જુમામસ્જીદ જેમ અનેક ઉંચા ઉંચા પગથીઆંવાળી ટેકરી પર બંધાઈ છે. ઇસ્તમબોલ અને ગ્લાટા વચ્ચે આવેલા પહેલા પુલ પાસે જ છે; તેથી બંદરમાં દાખલ થતાં આ મસ્જીદો પહેલાં દેખાય છે. પાસે જ તુર્કિ સરકારની પોસ્ટ ઓફિસ આવેલી છે. |
| ઈ.સ. પહેલાંની પુરાતન કાળની ગુફા | અહિં જોવાલાયક ઇસ્લામી ઈમારતો બાદ કરતાં એક અજાયબીભરેલી ભેદી ગુફા આવેલી છે; જે બીનબીર દરેક નામે ઓળખાય છે. તે એક ૧૦૦૧ થાંભલાવાળું જમીનની અંદર આવેલું ભયંકરને ભેકાર મકાન છેઃ તે જમીનમાં પોકળ છે. તેની ઉપર અગીયાર મ્હોટા છિદ્રો આવેલાં છે. આ ૧૦૦૧ સ્થંભોમાંથી અત્યારે ૨૧૨ આખા અને ૬૩૬ ભાગેલ સ્થંભો મોજુદ છે. આ જમીનમાં આવેલા મકાનનું લાલ ઇંટનું મજબૂત છાપરૂં જે પુરાતન કલા મુજબ |
| એક હજાર ને એક થાંભલા | તૈયાર કરેલું છે, જેની ઉપર સપાટ જમીન આવેલી છે; જ્યાં તુર્કિ છોકરાઓ રમે છે. આ મકાનની ૧૯૦×૧૬૬ ફીટની લંબાઇ, પહોળાઇ છે. આ ગુફાવાળું મકાન અતિ પ્રાચીન હોવાથી તદન ખંડીયેર હોવા છતાં જોવાલાયક છે. |
| ઠેર ઠેર પાણી પીવાની છબીલો | ઇસ્તમબોલમાં ધ્યાન ખેંચે એવી વસ્તુ પાણી પીવાની રસ્તે રસ્તે બખડી વકડી જતી પરબો છે, જે છબીલના નામથી ઓળખાય છે. જે આખી સંગેમરમરની સુંદર બનાવેલી હોય છેઃ એકજ પ્યાસે પાણી પીનારા કાળા ગોરા મુસ્લીમ ભાઈઓ માટે તે એક સરસ સગવડ ગણી શકાય. અહિંનાં ભઠીયારખાનાં જેને દેશી સ્ટાઈલની હોટલો કહી શકાય તે પણ રસ્તે રસ્તે હોય છે. રાધવાની કળામાં તુર્કી લોકો મોગલોથી કોઈ રીતે ઉતરતા તો નથી જ. તેમજ અહિંની બજાર અને હોટલોમાં નવીન ઢબનું તુર્કી સ્ટાઇલનું પીણું અડધા આનાની |




'બીનબાર દીરેક' Bin Bir Direck
ઇસ્તમ્બોલના પ્રાચિન ખંડિયેરા.




એલેકઝાન્ડર ધી ગ્રેટ દુનિયાને જીતનાર
મહાન વિજેતા સિંકદરના કૉફીન ઉપરનુ
પત્થરનુ નકસી કામ.



કિંમતે મળે છે. તે રંગે ચાંદીના જેવું ચકચકતું હોય છે. તે સ્વાદમાં મીઠું અને પાચનશક્તિ વધારનારૂં ગણાય છે.

તૂર્કી સ્ટાઇલનું પીણું.

અહિંની બઝાર પણ એક નવિનતામાં ગણી શકાય. એ કાંઇ રસ્તાપર આવેલી બઝાર જેવી બઝાર નથી. પણ છાપરા સાથેની ભવ્ય બઝાર છે: તેની કલ્પના કરવી હોય તો મુબઈની કાપડ મારકીટની કલ્પના કરો; એ બઝારમાં જરીકામ, રેશમ, હીરા, ઝવેરાત, તલવાર, બંદુક, ગાલીચા, આદિ વિવિધ વસ્તુઓની દુકાનો આવેલી હોય છે અને દરેક ગલીમા તેના વિભાગ કરેલા છે.

અહિંનું ઇમ્પીરીઅલ મ્યુઝીઅમ પણ ખાસ જોવાલાયક છે. મ્હારી ૧૮૮૭ ની મુસાફરી વેળા આ મ્યુઝીઅમ બરાબર તૈયાર નહોતું. તે વખતે આ મ્યુઝીઅમની શરૂઆત કરવામાં આવતી હતી. હાલમાં એની ખિલવણી સારા પ્રમાણમાં થઈ છે, તે વધતી જાય છે. આ મ્યુઝીઅમને તૂર્કી ભાષામાં મોઝાખાના કહે છે. તે શુક્રવાર સિવાય ૮ાા થી ૪ાા સુધી ખુલ્લું મૂકવામાં આવે છે. દાખલ થવાની ફી ૫ પિઆસ્તર આસરે ૧૦ આના બરાબર છે, એ ફી આપીને હું દાખલ થયો. આ મ્યુઝીઅમનો ઉપરી મી. કોન્સ્ટાન્ટિન એ, ડેપારટા મ્હારી સાથે ચાલીને મ્યુઝીઅમની જોવાલાયક વસ્તુઓ મ્હને દેખાડતો હતો. તેમાં ખાસ કરીને મહાન અને અજેય સિકંદર એટલે એલેકઝાન્ડર ધી ગ્રેટની લાશનાં હાડકાં મને બતાવ્યાં. જે જોઈ ને મ્હને ભારે અજાયબી ઉપજી. એ મહાન નરના હાડકાંની અત્યારે આ સ્થિતિ હતી. આ લાશ એક સંગેમરમરના કોતરી કાઢેલા કૉફીનમાં મૂકવામાં આવી છે. તે ઉપરનું ઢાંકણું પણ એક જ પત્થરનું છે; તેના નીચેના ભાગમાં દારા અને મહાન સિકંદરની લડાઈનું ચિત્ર કોતરવામાં આવ્યું છે.

મોઝાખાના ઇમ્પીરીઅલ મ્યુઝીઅમ

એલેકઝાન્ડર ધી ગ્રેટ-મહાન સિકંદરના હાડકાં અને ખોપરી

આજે એ પુરાતન કૉફીનમાંથી તેની લાશ બહાર કાઢવામાં આવી છે અને એ અજેય વીરનર સિકંદરની માથાની ખોપરી એક જુદા જ કબાટમા જાળવી રાખી છે અને તેના પેટમાંથી કાઢવામાં આવેલ અંગો એક જુદી જ બરણીમાં રાખવામાં આવેલ છે. તે આજે લગભગ પીળા ખાક બરાબર લાગે છે તેમ જ એનાં હાડકાં પણ જુદા રાખવામાં આવ્યાં છે. એના માથાની ખોપરી ઝાંખી દેખાય છે. એના માથાના સ્હામેના ભાગ કરતાં પાછલો ભાગ કંઈ વધારે પહોળો લાગે છે; જે ચિત્ર એ અજેય નરના કૉફીન ઉપર કોતરેલું

કલામય પુરાતન કૉફીન



દેખાય છે તે સુમોઝેક રંગીન પત્થરથી ચિત્રેલું મહાન દારા અને અજેય સિકંદર વચ્ચેનું ઇશસની લડાઇનું ભાવમય ચિત્ર તેમને ૧૮૯૩ ની મ્હારી મુસાફરીમાં નેપલ્સ શહેરમાં, જોવાની તક મને મળી હતી. તેની નોધ મ્હેં પૃથ્વિની પ્રદક્ષિણાના ભાગ ૧ લાને ૩૫૦ મે પાને લીધી છે. એ મુજબ જ આબેહુબ આ ચિત્ર કોફીનના પત્થર ઉપર સુંદર કલાકામથી કોતરવામાં આવ્યું છે.

આ કૉફીન ઉપર મ્યુઝીઅમ તરફથી ૭૬ નંબર અપાયેલ છે. એ ઉપરાંત બીજા ત્રણ સાદી કબરો જેવા સંગેમરમરના બૉક્સ છે. તેની અંદરની લાશ કાઢી લઇને એક જુદા જ કાચના કેસમાં મૂકવામાં આવેલ છે. એ ત્રણ બોક્સ અને ૪ થા સિકંદરનું કોફીન ચારે ચિત્રે એક જ જગા ઉપર બનાવેલી નિશાની મુજબ ગોઠવવામાં આવી છે.




પુરાતન સૈડા નગરની અતિ પ્રાચીન વસ્તુઓ

૧ સિકંદરનું કૉફીન; ૨ થી ૪ બીજા અજાણ્યા મહાન નરોનાં: આ સઘળું ૧૮૮૭ ની સાલમાં પુરાતન સૈડા શહેરના ખંડીયરોમાં શોધ કરતાં અચાનક જડેલા કિંમતી અવશેષો સરદાર હામીદ બે લાવ્યો હતો: સૈડા અને સૈડન શહેર વિષે કહેવાય છે કે ઈ. સન ૧૦૦૦ વરસ પૂર્વે ફિનીશયન જમાનાના સૈડન અને ટાયર નામના બે મહા નગરો હતાં. તેમા સૈડન વધારે પુરાણું અને ઈ. સ. પૂર્વે ૧૨૫૫ માં વસાવવામાં આવેલું. તે ઉપર અજેય સિકંદર રાજ કરતો હતો. બીજો એક જોવાલાયક કૉફીન સરકો ફાગુસ તે સૈડનનો એક રાજ્યકર્તા હતો. તેના શરીરનાં હાડકાં માપી બરાબર થઇ ગયાં, ઉપરાંત તે પીળા કરતા કાળા વધારે લાગે છે. ઉપર મ્યુઝીઅમ તરફથી ૯૦ નંબર અપાયું છે. ત્રીજું કોફીન તે લીસ્યન સરકોફાગસનો ગણાય છે; તે તપખીરીયા રંગના સંગેમરમરના પત્થરનો બનાવેલો બૉક્સ છે અને તે અતિ પ્રાચિન કાળનો ગણાય છે. એ ઉપરાંત રોમન અને ગ્રીક યુગનાં બાવલાઓ અને પુરાણા સુલતાનોની ખુરશીઓ પણ ખાસ મૂકાઇ છે

બીજાં ત્રણ પુરાતન કૉફીનો

સિકંદરનું કોફીન જોયા પછી આ ખરેખર સિકંદરનું હશે કે કેમ તે માટે મ્હને શંકા આવી હતી. કેમકે મ્હારી સન ૧૮૮૬ ની મુસાફરી વેળા સિકંદરીઆ



*સિકંદર અને પવિત્ર નબીઓની જુદા જુદા મુલકમાં આવેલી કબરો*

શહેરમાં મહાન સિકંદરની કબર તા. ૩૭ ડીસેમ્બર ૧૮૮૬ ના દિને મ્હેં જોઈ હતી. એ વિષે પૃથ્વિની પ્રદક્ષિણાના પહેલા ભાગને ૪૦–૪૧ મે પાને નોંધ કરી છે. તેમજ નબીઓની કબરો પણ જુદે જુદે ઠેકાણે એવી રીતે જોવામાં આવી હતી. તેમાં ખરેખર અસલ કબર કઇ તે કહેવું મુશ્કેલ જણાતું હતું; જેમકે નબી હઝરત યુનસની કબર મોસલ શહેરમાં જોઈ હતી, તેજ જેરૂસલમમાં જોઈ; પાછી તે જ નબીના નામે ઓળખાતી કબર કુફા શહેરમાં પણ જોઈ. એજ પ્રમાણે દાનિયલ નબીની કબર સિકંદરીઆમાં જોઈ. મોસલ શહેરમાં પણ જોઈ અને પાછી આ મુસાફરીવેળા સમરકંદ શહેરમાં પણ જોઈ. એથી મ્હને સિકંદરનાં હાડકાં માટે પૂરેપુરો શક છે તેમજ નબી સુફાલેની કબર જેરૂસલમમાં જોઈ તે જ નબીની કબર કુફા શહેરમાં પણ જોઇ. આ બધી જમાનાજુની વાતો છે. આમાંથી સત્ય તારવી કાઢવું મુશ્કેલ અને કેવળ અશક્ય લાગે છે:

*અતિ પુરાણું ઝાડ*

ઉપલા મ્યુઝીઅમમા એક પુરાણું ઝાડ મૂકવામાં આવ્યું છે. એ જબઈ ઝાડ તદ્દન પુરાતન હોઈ અત્યારે પોકલ હાલતમાં પડ્યું છે.

*પુલ પસાર કરવાની ફી*

અહિં ઇસ્તમબોલ અને ગલેટા વચ્ચેના બે પૂલો વિષે હું આગળ લખી ગયો છું. એમાંના પહેલા પુલ ઉપર માણુસો અને ગાડીઓની આવજા ખૂબ રહે છે; જ્યારે બીજા ઉપર ૧ લા પુલથી ચોથા ભાગ જેટલી પણ દોડધામ નથી. બન્ને પુલ ઉપરથી પસાર થતી વેળા તૂર્કી એક મતાલી એટલે લગભગ એક આનો આપવો પડે છે.

અહિંના રેલ્વે સ્ટેશનો ઉપર જર્મન કારોબાર હોઇ દરેક વાત જર્મન લીપીમાં જ લખવામા આવે છે:

*ઇસ્તમબોલ અને ગ્લાટાની ટ્રામલાઇનો*

બધી પ્રાચિન ઇમારતો વિ૦ મુખ્ય કરીને ગોલ્ડન હોર્નના પૂર્વભાગ તરફ આવેલા ઇસ્તમબોલ શહેરમાં જ છે. જ્યારે ગ્લાટામાં અમીર વર્ગ અને મુખ્ય વેપારીવર્ગ દેશપરદેશના કોનસલો તેમજ શ્રીમંત વર્ગ તેમજ ગ્રીક અને આરમીનીઅનો વસે છે. ઇસ્તમબોલ અને ગ્લાટા બન્નેમાં કામ ચાલે છે. તેમાં ગ્લાટા શરાઇ થી ઉસમાન બે ત્યાંથી શીસલી સુધી ટ્રામલાઇન દોડે છે. સુલતાન અબદુલ હમીદનો મુખ્ય રાજમહેલ ગ્લાટામાં જ છે. અહિં ગ્લાટા

*૨૧૯ ફીટ ઉંચા ગ્લાટા ટાવર ઉપરથી શહેરનો દેખાવ*

ટાવર કરીને ૧૧ મજલાનો ૨૧૯ પગથીઆં ઉંચો ટાવર છે: આ



ટાવર ઉપરથી શહેરનો દેખાવ નિહાળવાની મ્હને તક મળી હતી. બે સુંદર શહેરો વચ્ચે ન્હાનકડો પુલ, દૂર દૂર ફરતી ઉસમાનિયા મનવારો, ઉંચા ઉંચા અનેક મસ્જીદના કંગુરા વિ૦ નો દેખાવ અતિ મનોરંજક અને ધરાઇ ધરાઈને જોતાં થાકીએ નહિ તેવો હતો.

**બ્રિટીશ કોનસલ હેન્રી સાયમનની મુલાકાતે**

બ્રિટીશ કોનસલખાતું પણ ગ્લાટામા આવેલું છે. મ્હારા નિયમ મુજબ અહિં પણ બ્રિટીશ કોનસલની મુલાકાતે ગયો હતો. અહિંના વાઈસ કોનસલ મી૦ જ્યોર્જ હેન્રી સાઇમન છે. મ્હારે અહિંથી તૂર્કી રાજધાનીનું પુરાતન શહેર બ્રુશા જવાની ઇચ્છા હોવાથી પાસપોર્ટની ગોઠવણ કરવા હું ગયો હતો અને તૂર્કી કાયદા અનુસાર ૧૩ કુરૂશ આપીને સર્ટીફીકેટ મેળવી અને બીજા પંદર પીઆસ્ટર આપીને તૂર્કિ પાસપોર્ટ જેને અહિં તશકરો કહે છે તે મેળવ્યો : જો લંડનમાં જ ત્યાંના તૂર્કી કોનસલ પાસેથી પૈસા ભરીને મ્હારી પાસપોર્ટ ઉપર લખાવી લીધું હોત તો કોઇ જાતનો વાંધો આવે તેમ હતું નહિ. પણ અહિંની તૂર્ક સરકારના નિયમ મુજબ પરદેશીઓએ એક ગામથી બીજે ગામ જવા માટે પરવાનો મેળવવાની જરૂર છે. અગર વળી ત્રીજે ગામ જવાનો ઇરાદો થાય તો બે પિઆસ્તર સત્તાવાલાને વધારે આપવા પડે. ત્યારે જે તશકરો મળે એ લઇને ત્યાં ઉતરી શકાય.

**તૂર્કીશ પાસપોર્ટની ફી અને તેના નિયમો વિષે**

**જુમ્માની નમાઝ પઢવા જતો સુલતાન અબદુલ હમીદ બીજો**

આજે તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૦૨ ના શુક્રવારની ખુશનુમા સ્હવાર છેઃ આજે જુમ્મા એટલે શુક્રવારનો દિવસ ઇસ્લામી આલમનો મુખ્ય અને પવિત્ર દિવસ ગણાતો હોવાથી ધંધોરોજગાર બંધ છે. ખુદ સુલતાન ઇસ્લામી નિયમ અનુસાર મસ્જીદમાં જઈ નમાઝ પઢવાનો હોવાથી તેની નમાઝ માટે જતી વખતની ન્હાનકડી સ્વારી તેમજ સુલતાનના દીદાર જોવા હું સાડા દશ વાગે એક લેન્ડો ગાડી ભાડે કરી ગ્લાટા તરફ જ્યાં સુલતાનની મસ્જીદ આવેલી છે, ત્યાં જવા રવાના થયો. એક સારા સ્થળે ગાડી ઉભી રાખી. ગાડીવાને ઘોડા છોડી નાખ્યા અને દાણોપાણી ખાતા કર્યાઃ આ રસ્તા ઉપર ખુલ્લી જગ્યા અને ઝાડોની રળીયામણી ઘટા આવેલી છે : આજે સુલતાનની સ્વારી પસાર થવાની હોવાથી દરેક ઝાડ ઉપર ચાંદ અને તારાની નિશાનીવાળા આરકા મૂકવામાં આવ્યા છે; એથી આ તરફનો દેખાવ શોભાયમાન અને અતિ ખુશનુમા લાગે છેઃ અહિં પાસે જ એક ઉંચી હિલવાળી જગ્યા ઉપર નામદાર



ગોલ્ડન હોર્ન ઉપર ગ્લાટાનો પુલ તેમજ ઇસ્તમ્બોલના કિનારાનો રળીયામણો દેખાવ.



સનેમાલિક યાને તૂર્કીના નામવર સુલતાનની જુમ્માની નમાઝ વખતે નીકળતી સ્વારીનો દેખાવ



મશજીદે અહેમદીઆહ ઇસ્તમબુલ



સુલતાનનો મહેલ આવેલો છે અને પાસે જ સુલતાન અબદુલહમીદ બીજાની મસ્જીદ આવેલી છે. ૧૧ વાગે દૂરથી ધામધુમ સાથે લશ્કરની પલટનો આવતી દેખાઈ. નઝદીક આવતાં જણાયું કે એ ઘોડેસ્વાર તેમજ પાયદલ ટુકડી હતી. તેઓને માથે કોકેશિઅન લશ્કર જેવી દમામદાર કાળા ચમકાટ મારતા ચામડાની સબકા ટોપી હતી. બોટલગ્રીન બનાતના ઉચાં કોટપાટલુન ઉપર જરીઆન સોનેરી, રૂપેરી ફીત અને ફુમટા મુકાયેલાં હતાં. તેની પાછળ કેટલાક અફસરો બ્લુ બનાતના કોટપાટલુન અને માથે લાલ ટોપી સાથે હાથમાં [ચિત્ર] આકારના લાલ ન્હાનકડા વાવટા લઈ ઘોડેસ્વાર ચાલતા હતા. આ લશ્કર ચુંટી કહાડેલા સુનંદા તુર્કી જુવાનોનું છે, જે બધાં ખડતલને મજબુત બાંધાના હોઈ દીપી રહ્યા હતા. આ સ્વારીમા આશરે ૨૫૦૦ ઘોડેસ્વાર અને ૫૮૦૦નું પાયદલ લશ્કર હતું. પાયદલ લશ્કરનાં દમામદાર વસ્ત્રો ઉપર ફ્રેન્ચ ઢબની પાટલુનો ઉપરના લાલ પટા ખાસ ખેંચાણકારક લાગતા હતા. દરેક પલટનની વચ્ચોવચ તે પલટનનું બેન્ડ તુર્કીશ સંગીત વગાડતું ચાલ્યું જતું હતું. એમ લગભગ આઠ દશ જુદી જુદી પલટનોનું ચૂનંદુ બૅંડ મીઠા સરોદો ગાતું વાગી રહ્યું હતું. એટલામાં મસ્જીદના ઉંચા મીનારા ઉપરથી મોઆઝઝીને (બાંગીએ) બુલંદ અવાજે હલકથી પુકારીને અલ્લાહો અકબર કહ્યું કે બધે શાંતિ છવાઇ ગઇ અને તરત જ મહેલના દરવાજામાથી ૭ સુંદર ઘોડાગાડીઓ પસાર થઈ બહાર આવી; તેમા રાજ્યના પ્રધાનો તેમજ મુખ્ય સત્તાધીશો બિરાજેલા હતા. એ બધી ગાડીઓના ઘોડા લાલ રંગના જ પસંદ કરવામાં આવ્યા હતા. તે બાદ આશરે ૧૦૦ મ્હોટા લશ્કરી અમલદારો પાશાઓ રાજચિન્હ સાથે ફૂલ ડ્રેસમાં સજજ થયલા પસાર થયા, તેના દગલા ઉપર સોનેરી જાલરો અને ચાંદી તેમજ રંગીન રીબનો ઝુલી રહ્યાં હતાં, તેઓની તલવાર સોનેરી મુઠવાળી અને મ્યાનો મખમલના ઉપર સોનેરી ભરતકામવાળી શોભાયમાન જણાતી હતી. તે સૂર્યના તાપમાં ઝળહળ ઝળહળ કરતી દીપી રહી હતી. હવે પાંચ મીનીટ સુધી ચૂપકીદી પથરાઈ અને નામદાર સુલતાન અબદુલહમીદની મુબારક પધરામણીની બ્યુગલ ફુંકાઇ કે હારબંધ ઉભેલી પલટનોએ ચકચકતી બેયોનેટની સંગીત સાથની બંદુકો નીચી નમાવીને અદબસર યંત્રના પૂતળાવત ઉભી રહી. સુલતાનના રાજરથના ઘોડાનો હણહણાટ સંભળાયો, ક્રીમકલરના આઠ ઘોડા મદભર

**સુલતાનની દમામદાર સ્વારી**

**તુર્કીશ બેંડ અને વાવટા સાથેના સ્વારો**

**મોઆઝીને અઝાન આપી**

**સુલતાનના આગમનના સમાચાર આપતા બ્યુગલો**



**સુલતાન અબ્દુલ હમીદ બીજાનું દર્શન**

અભિમાનથી અક્કડ અને તંગ થઇને ચાલતા હોય તેમ ડોલતા ડોલતા ખરીના ડાબલા બોલાવતા પસાર થયા. એક ખુલ્લી લેન્ડો ગાડીની ઉંચી બેઠક ઉપર ચળકતો લાલ પોષાક પહેરી કોચમેન બેઠો હતો. ગાડીમાં સફેદ રંગનો, ઉજળી દાઢીવાળો, નમ્ર અને હસમુખા ચ્હેરાવાળો સુલતાન અબ્દુલ હમીદ પ્રજાની સલામો ઝીલતો બેઠો હતો. તેની સ્હામેની બેઠક ઉપર તૂર્ક રાજ્યના બે વિખ્યાત લડવૈયા, ગાઝીઓ (ધર્મવીરો) દમામદાર વસ્ત્રો સાથે સોનેરી મુઠવાળી તલવાર લઈને બેઠા હતા. એ સ્વારી મસ્જીદ પાસે આવી. સુલતાન અંદર ગયો. તે બાદ નમાઝ ખતમ થતાં બહાર આવી મહેલ તરફ પાછો વળ્યો કે આખી

**નમાઝ બાદ સ્વારી વિખરાઇ**

પલટનો પોતાના બેન્ડ સાથે તૂર્કી રાજગીત વગાડતી પોતપોતાની છાવણી તરફ પાછી વળી. અને હું બરૂશા શહેર જવાની ધમાલમા હોટલ તરફ પાછો વળ્યો. બરૂશા તૂર્કી શહેનશાહતનું પુરાણું અને અસલ પાટનગર છે. બરૂશા

**બરૂશા તરફ કૂચ**

તરફ ઉપડવા પહેલાં હું વાચકોને તૂર્કી પ્રજાનો ઇતિહાસ ટુંકમાં જણાવીશ; જેથી હું જે જે મથકો ઉપર ફરીશ તેની સાથે સંકળાયેલા ઐતિહાસિક પ્રસંગો વિષે જાણવાનું વધુ રસિક થઈ પડશે.



<u>પ્રકરણ ૨૧ મું</u>

# તૂર્ક પ્રજાની પુરાતન તવારિખ

તારતાર લોકોમાથી જ તૂર્ક પ્રજાની ઉત્પત્તિ થઈ છે, એમ ઘણા ઇતિહાસ લખનારા જણાવે છે. કોકેશિયનો તારતારની જ એક શાખા ગણાય છે એ શાખાના કેટલાક વિભાગો થયા છે. તેમાનો એક વિભાગ તૂર્ક પ્રજાનો ગણાય છે. એ કોકેશિયન શાખામાથી છૂટી પડેલી ખુબસુરત તૂર્ક જાત ઇતિહાસને પાને ઈ. સ. ૭ મી સદીમા ચઢે છે, ત્યા સુધી એ એક ભટકતી જાત હતી, એને પૂર્વના શહેનશાહ હીરાક્લીઅસે પોતાની નોકરીમા રાખ્યા. આ વખતે કોકેશિયન પર્વતના મુલ્ક ચુકઝાઇન અને કાસપિઅન સમુદ્રોની વચ્ચે તૂર્કો વસતા જણાયા હતા એ પ્રજાનું લડાયક ખમીર, વીરતા અને ઇમાનદારી જોઇ નવમી સદીમા સારાસાનના ફલીફાએ તેઓની જંગી સંખ્યાથી પોતાનું લશ્કર વધાર્યું આ વખતે ઇસ્લામ ધર્મની ઉત્પત્તિ થઈ નહોતી, આ પ્રજા ખાસ કરીને અગ્નિપૂજક હતી. એની માન્યતા જરથોસ્તી ધર્મને લગભગ મળતી આવતી હતી. ૧૦ મી સદીની શરૂઆતમા એક વીર તૂર્ક સરદારે મિસર ઉપર ચઢાઇ કરી; ને ત્યા પોતાનો વશ સ્થાપ્યો. તે વખતે આજનું તૂર્કિ પાટનગર ઇસ્તમબોલ ગ્રીક પ્રજાના હાથમા હતું એ વખતે ટર્કો, ઇરાની અને ગ્રીકો સાથે વખતોવખત લડાઇમા ઉતરતા અગીયારમી સદીની આખરે તૂર્કોના સુલતાન સુલેમાને પોતાની સત્તા એશિયામાઇનોર જે પ્રદેશ રૂમને નામે ઓળખાતો ત્યા વધારી. તે વખતે કૉન્સ્ટાન્ટીનોપલ ( ઈસ્તમબોલ ) ઉપર દાવો કરતા બે ગ્રીક શાહજાદાઓ આપસમા વઢતા હતા, તેમાના એકને મદદ આપીને સુલતાન સુલેમાને યુરોપની ભૂમિ ઉપર પોતાના પગલા માડયા એ વખતે તારતારના મહાવીર ચંગીજખાનની આણ ચીનની હદથી તે પોલાડ અને જર્મની સુધી વાગતી હતી, તેથી તે વખતે આ તૂર્ક શહેનશાહતનો વશ વધારે પ્રખ્યાતિમા ન આવી શક્યો. ઈ. સ ૧૨૪૧ મા ઓગુઝ પ્રગણાનો તૂર્ક સરદાર સુલેમાનશાહ મોગલોના હુમલાથી લાચાર થઇ પોતાને પાટનગર ખુરાસાન-

**તૂર્ક પ્રજાની શરૂઆતનો ઇતિહાસ**

**ઇસ્લામધર્મ પહેલાં તૂર્કોની હાલત**

**સુલતાન સુલેમાને યુરોપની ભૂમિપર પગલાં માંડયાં.**



સુલતાન અલાદીનની સત્તા હેઠળ

માંથી નાઠો અને પશ્ચિમ તરફ વસતા તુર્કો, જેઓના ઉપર દુશ્મનો વખતો વખત સખ્ત હુમલો લઈ આવતા; તેથી લાચાર બનતા હતા. તેઓ સાથે ભળવા તે મુલક તરફ દોડયો: પણ યુફ્રેતિસ નદી પાર કરતા તે પાણીમાં ડુબી મુવો: તેના બહાદૂર પૂત્ર ઓરતોગલે રૂમના સુલતાન અલાદીનની સત્તા હેઠળ પોતાના લશ્કર સાથે રહેવાનો ઈરાદો કર્યો. એક દિવસ તે પોતાના લશ્કર સાથે ફરતો હતો; ત્યારે એક ટેકરી ઉપર તે ચઢયો; જ્યાં તેણે બીજી તરફ બે લશ્કરો સ્હામ સ્હામા લડવા માટે તૈયાર ઉભેલા જોયાં: એક તરફ ન્હાનું લશ્કર જે મ્હોટા ટોળા પાસે નબળું જણાતું હતુ તેને મદદ કરવા, તે પોતાના લશ્કર સહ વ્હારે ધાયો. પરિણામે તેની જીત થઈ. લડાઇ ખલાસ થયા પછી તેને ખબર પડી કે જેને તેણે મદદ આપી તેજ તેના જાતભાઈ રૂમના શહેનશાહ અલાદીનની જ પલટન હતી. બદલામાં અલાદીને એરતોગલ સાથવાળા તુર્ક સરદારોને એંગોરા પાસે બેડી શકાય એટલી કસવાળી જમીન ભેટ આપીને એરતોગલને અમીર યા શાહજાદાનો ખિતાબ બક્ષ્યો અને શાહજાદા એરતોગલ એક કુશળ લડવૈયો હતો. મોગલો સાથેની લડાઈમાં એરતોગલે ફરી એકવાર સુલતાન અલાદીન તરફથી શમશેર ખેંચીને અપૂર્વ વીરતા દાખવી. તેના બદલામાં સુલતાને બીજો વિશાળ મુલક ભેટ આપ્યો; તેનો વિસ્તાર છેક કોન્સ્ટાન્ટીનોપલ સુધી જઇ પહોચ્યો હતો. સાથે એવી શરત કરી હતી કે સુલતાન અલાઉદીન ઉપર જો કોન્સ્ટાન્ટીનોપલનો ગ્રીક રાજ્યકર્તા ચઢાઈ લઇ આવે તો તેને મારી હઠાડવા એરતોગલે બંધાવું: એ બધી શરતો વફાદારીપર્વક બજાવી એ વીરનર એરતોગલ સન ૧૨૮૮ ની સાલમાં મરણ પામ્યો. એની પાછળ એનો વીર કુમાર ઓસમાન સત્તા ઉપર આવ્યો. એ ધર્મ ઉપર જાન ફીદા કરનાર ચુસ્ત મુસ્લીમ હતો. છતાં ધર્માંધ અને ઝનૂની નહોતો. તે રાજપ્રકરણમાં એક કુશળ પુરૂષ ગણાયો. નિકોમીદીઆ અને બિર્થનીઆ એણે ફત્તેહ કર્યાં; અને પોતાનું અલગ અને સ્વતંત્ર તુર્ક રાજ્ય જાહેર કર્યું. ત્યારથી આજ સુધી એના વંશજો રાજ્ય કરે છે; તેથી તુર્કી રાજ્યકર્તાઓ ઉસમાનિયા કહેવાય છે. એ સુલતાન ઓસમાન ઉર્ફે ઉસમાન વૃદ્ધાવસ્થામાં પોતાના રાજ્યની લગામ પોતાના પુત્ર ઓરમાનને આપી. તેણે પોતાના બાપની હૈયાતીમાં જ બરશા શહેર ફતેહ કીધુ જે કંઇ જમાનાં સુધી તુર્કોનું પાટન-

બહાદુર એરતોગલની ચઢાઇઓ

પહેલો તુર્ક સુલતાન ઓસમાન

ઉસમાનિયાના વંશની સ્થાપના



દુન્યાના મુસ્લીમ પાયતખ્ત શહેરની-મજબુત કિલ્લેબંદી
રૂમેલી હીસ્સારનો કિલ્લો જે સંન ૧૪૫૨ મા સુલતાન
મહમદ ફાતેહ એ બંધાવેલું;



ઉસમાનિયા વંશનો સ્થાપક
સુલતાન ઉસમાન ૧ લો



સુલતાન મુરાદ પહેલો
જે પવિત્ર સુલતાન તરીકે
તુર્કોમાં પુજાય છે



બગદાદપર તુર્કીઝુંડો ઉડતો
કરનાર ને અરબસ્તાનને
તાબે કરનાર સુલતાન મુરાદ
૪ થો



વીરોત્તમ વીર સુલતાન
સલીમ જેણે મીસર
ફતેહ કરી ઇરાનને દબાવ્યુ
હતુ



**સુલતાન ઓયમાન ગાદીએ આવ્યો**

**ન્હાનો ભાઇ રાજા અને મ્હોટો ભાઇ વઝીર બન્યો**

ગર ગણાયુ તે પછી કોન્સ્ટાન્ટીનોપલમા રાજધાની કેમ ફેરવવામા આવી તેની રસિક હકીકત આગળ આપીશ ઈ. સ ૧૩૨૬ મા તુર્કી રાજ્યવંશનો સ્થાપક સુલતાન ઓસમાન મરણ પામ્યો. તે પછી આજ સુધીના સુલતાનો તખ્તનશીન થતી વેળા એ સુલતાન ઓસમાનની તલવાર કમ્મરે બાધે છે અને તેને પોતાના વંશનો પહેલો સ્થાપનાર ગણે છે ને ઓયમાન,, સુલતાનનો બીજો કુંવર હતો બાપે એની રાજ્યકુશળતા અને બહાદુરીથી પ્રસન્ન થઈ મ્હોટા પુત્રને બદલે બીજા પુત્રને ગાદી આપવાની ઇચ્છા દર્શાવી. તેને મ્હોટા પુત્રે કબૂલ રાખી રાજગાદી ન્હાના ભાઈને આપી અને તે વડો વજીર બન્યો. એ વીર ઓયમાન પોતાના બાપ કરતા સવાયો નિવડયો અને યુરોપ સુધી તેણે તૂર્ક રાજ્ય સત્તા વધારી તે કાળમા ઔક રાજ્ય બળવાનમા બળવાન ગણાતું, તેના હાજા ગડગડયા અને એણે ઓયમાનની મિત્રતા શોધવા માડી, તેનો મ્હોટો ભાઇ વઝીર હતો તેણે સરસમા સરસ કાયદા ઘડયા. પ્રજાને એક સંસ્કારી ઇસ્લામી પ્રજા બનાવવા પોતાની સમગ્ર શક્તિનો ઉપયોગ કર્યો. અને ઓયમાને તૂર્ક રાજ્યનો દરિયાઈ કાફલો ખડો કર્યો અને તેને ખૂબ ખિલવ્યો·

**સુલતાન સુલેમાને ગેલીપોલી હાથ કર્યું**

ઇ. સ ૧૩૫૬ મા ઓયમાનના દિકરા સુલેમાને ગેલીપોલી હાથ કર્યું તે પછી આમુરાદ અથવા સુલતાન મુરાદે ઇ સ ૧૩૫૯ મા થ્રેસનો કેટલોક ભાગ જીતી લીધો. આમ દિન પર દિન તૂર્ક રાજ્યસત્તાના ડંકા ચોમેર વાગતા હતા. ઈ. સ ૧૩૮૯ મા સુલતાન મુરાદે કોસોવાના રણમેદાનમા અસીમ વીરતા બતાવી, આખા સરવિયન રાજ્યને જીતીને તેને ખંડણી આપતો કર્યો. એ પછી બોસનિયા, બલગેરિયા અને આલબેનિયાના ખ્રિસ્તી રાજ્યો એક પછી હારીને તૂર્કોને આધીન થયા

**સુલતાન મુરાદની વીરોત્તમ વીર પલટનને ઓલિયાના આશિષ**

સુલતાન મુરાદે ખાસ વીણી વીણીને સંસ્કારી અને વીર પુરૂષોની એક પલટન ખડી કરી જેના સિપાઇઓ વીરોત્તમવીર પુરૂષો કહેવાતા તેમણે લડાઈમા અચ્છી નામના મેળવી તે જમાનાના એક ઓલિયા ફિરામને સુલતાને આ પલટનને આશિષ દેવાની અરજ કરી ત્યારે મહાત્માએ પોતાના ડગલાની બ્હોયો ઉંચી કરીને એક સિપાહીના માથા પર હાથ મૂકી આશિષ આપતા કહ્યુ : આ પલટનને જેનીઝારીસ નામે ઓળખજો. એઓ હમેશા હસતા, આનદી અને ખુશહાલ રહો, જ્યા જ્યા એ પગના માંડે ત્યા ત્યા તેની તીક્ષ્ણ તલવાર અને બરછી



"હમેશાં દુશ્મનોને વિંધતી ચાલી જશે. ને એઓ ઉજળા ઉલ્લાસભર્યો ચહેરા સાથે વિજયમાળ પહેરીને પાછા ફરશે." એ મહાત્માના આશિષ ફળ્યા હોય તેમ ખરેખર તે પછીનાં પાચસો વરસ સુધી એ પલટન જ્યાં જ્યાં પગલા માંડતી, ત્યાં ત્યાં ખરેખર ફત્તેહ કરીને પાછી વળતી :

**સુલતાન બાયાઝીદ વિજળીક સુલતાન કહેવાયો**

એ પછી સુલતાન બાયાઝીદ તખ્ત ઉપર આવ્યો. તે દોડધામ અને મારફાડ કરનાર તેમજ ઝડપી કામ લેનાર હોંશીલો સુલતાન હોવાથી એની ફત્તેહો એટલી જલદી થતી કે પ્રજા એને વિજળીક સુલતાનના નામે ઓળખતી. આ સુલતાન બાયાઝીદના અમલમાં તુર્કી રાજ્યનો વિસ્તાર છેક યુફ્રેતિસ નદીથી ને ડાન્યુબ નદીની છેક પેલી મેર સુધી લંબાયો. બાયાઝીદ જગેજગ દોડતો ફરતો; એણે જ્યાં ત્યાં તુર્કોની જાત કોઇપણ રાજ્યને પરાધિન હતી તેને મુક્ત કરી આખી તુર્ક પ્રજાને આઝાદ પ્રજા બનાવી અને આ 'ટોલિયા ફત્તેહ કર્યું. સને ૧૩૯૧ માં ફીલાદેલફિઆ જે એશિયા માઇનરમા આવેલું હોઇ બળવાન ગ્રીક રાજ્યના અમલ હેઠળ હતું તેને પણ ઝડપી લઈ ફત્તેહ કર્યું.

**ગ્રીક રાજાને દમ ભરાવ્યો**

એણે ગ્રીક રાજાને તેના પાટનગર કોન્સ્ટાન્ટીનોપલમાં એક મસ્જીદ બાંધવાનો દમ ભરાવ્યો અને બંધાવી પણ ખરી:

**ચંગીઝખાનના વંશજ તાઇમરનાં પરાક્રમો**

એ જમાનામાં ચંગીઝખાનના મોગલોની પડતી દશા હતી; છતાં એ ઓલવાતા વંશનો એક તણખો તાઇમરખાન ફત્તેહ ઉપર ફત્તેહ મેળવતો જતો હતો અને લોકો તેને બીજો ચંગીઝખાન ગણતા. કોઈ વાર બાયાઝીદને તાઇમર બન્ને લડવૈયા હરિફો વચ્ચે જે વખત જાય તેમાં લડાઇ થાય તો નવાઈ નહિ એમ લોકો બોલતા, બન્યું પણ તેમજ. સુલતાન બાયાઝીદને મસ્તી સુઝી ને તેણે યુફ્રેતિસ નદી ઉપર તાઇમરની હદમા આવેલું એરિઝાન શહેર લઇ લીધું, જેથી ઈ. સ ૧૪૦૨ મા ગેલેશિયાના રણમેદાનમાં તાઇમરને બાયાઝીદ વચ્ચે જબરૂં સમરાગણ મંડાયું.

**સુલતાન બાયાઝીદ અને તાઇમરખાન વચ્ચે લડાઈ**

પરિણામમા સુલતાન બાયાઝીદની હાર થઈ અને તે જીવતો કેદ પકડાયો. જ્યારે તેને તાઇમરના તંબુમા લઈ ગયા, ત્યારે તાઇમરે તેની સાથે ઘણી ખરાબ ચાલ ચલાવી અને ઘાતકીપણે મારી નંખાવ્યો: આથી તુર્કોની સત્તા એશિયામાં કેટલેક દરજ્જે ઢીલી થઈ. પણ યુરોપમાં ધોકો પહોચ્યો નહિ. ઇરાન ખુરાસાન અને એશિયાના કેટલાક ભાગો જીત્યા પછી તાઇમરની ઇચ્છા હિંદુસ્તાન અને એશિયા તરફના મુલકો કબજે



કરી ચિન દેશ જીતવાની હતી. તેથી યુરોપ તરફ તેનું લક્ષ ગયું નહિઃ

ચારે રાજકુમારો લડયા.

સુલતાન બાયાઝીદના મરણ પછી તેના ચાર છોકરા સુલેમાન, ઇસા, મુસા ને મહમદ ગાદી માટે દાવો કરી આપસઆપસમાં ખૂબ લડયા. પરિણામે તૂર્ક શહેનશાહતના ચાર ટૂકડા થઈ ગયા. પણ ઈ. સન ૧૪૧૩ માં મહંમદે પોતાના ભાઈઓને હરાવી પોતે એકલો મુલતાન બન્યો.

સાધુ સુલતાન મુરાદ બીજાનો રાજ્ય-અમલ

એ સુલતાન મહંમદ પછી તેનો છોકરો સુલતાન મુરાદ બીજો ( આમુરાદ ૨ જો ) ગાદીએ આવ્યો; તે વખતે મુસ્તફા નામના એક ખટપટીઆએ પોતાને બાયાઝીદના એક વંશ જ તરીકે જાહેર કરી રાજ્યમા ભાગ પડાવવાની ખટપટ આદરી અને પોતાને મદદ કરવા કોન્સ્ટાન્ટીનોપલના ગ્રીક રાજ્યકર્તાને અરજ કરી. એ ગ્રીક રાજાએ ધાર્યું કે મુસ્તફાને મદદ કરવાથી તૂર્ક રાજ્ય નબળુ બનશે; આથી પોતાને એક રીતે ફાયદો છે; તેથી થોડીક મદદ આપી, અને મુસ્તફાએ એન્ડ્રીઆનોપલપર હલ્લો કરી તે જીતી પણ લીધું પણ થોડા વખત પછી મુરાદ ૨ જાએ મ્હોટી ફોજ લાવીને તેને હરાવ્યો. અને કેદ કરી એક ઉંચા મિનારા ઉપર તેને ફાંસી દઇ લટકાવી માર્યો. પાછા ફરતા તેને ખબર પડી કે પોતાનો એટલે સુલતાન મુરાદનો ન્હાનો ભાઈ મુસ્તફા નામ ધારણ કરી એક નવા દાવાદાર તરીકે ખડો થયો હતો. તેને પણ હરાવીને, મુસ્તફા જેમ એ બનાવટી મુસ્તફાને પણ મિનારાપર ફાંસીએ ચઢાવ્યો. એ પછી મુરાદે પોતાના વડવા જેમ ફત્તેહો મેળવી ઝાન્ટી ટાપુ વેરાન કરી મોરિઆ કબજે કર્યુંઃ અને તૂર્કિ રાજ્યનો વિસ્તાર ઓર બી વધાર્યો. છેવટે પોતાના પુત્રને રાજગાદી સોપી. પોતે સંસારત્યાગ કરી મેગનેશિયા શહેરમાં આવેલા દરવેશો ( સાધુઓ )ના મઠમા રહી, બંદગી કરી શાંત જીવન પસાર કરવા મંડયો. આ વખતે તેને ખબર મળ્યા કે હંગેરિઅન રાજ્યકર્તાએ તૂર્કી ઉપર ચડાઇ કરી છે; તેથી મઠ છોડીને પાછો રાજ્યમાં આવી તેણે લગામ હાથમાં લીધી અને તે લડાઈના મેદાનમાં ગયો. તે વખતે પુરાણા નિયમ મુજબ હંગેરીનો અભિમાની રાજા સુલતાન મુરાદના તંબુ પાસે આવ્યો અને તેને પોતાને એકલા રહામે આવી જઈ બળ અજમાવી લેવાને ચેલેંજ કરી અને જે સુલતાને કબૂલ રાખી, તે ઘોડેસ્વાર થઇ ભાલો લઈને બહાર પડયો. લડાઈના મેદાનમાં સુલતાન મુરાદે પોતાના હરીફ હંગેરીના રાજા લાદીસલાસને ભાલાથી એવો

રાજ ત્યાગ કરી ફકીરી લીધી.

હંગેરીના અભિમાની રાજા અને સુલતાન મુરાદ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ

લાદીસલાસ વિંધાયો અને મારી ગયો.

વિંધ્યો કે તે પોતાના ઘોડા સુદ્ધાંત જમીનપર પડયો ને ભાલાથી પરોવાઈ મરી ગયો. એ પછી લાદીસલાસના માથાને છુટું પાડી ભાલાપર ચઢાવી લશ્કરમા ફેરવવામા આવ્યું, જેથી હંગેરીઅન પલટન ચારે તરફ જેમ ફાવે તેમ ન્હાસી છુટીઃ એ પછી તે પાછો મઠમાં જઈ એકાંત વાસની જીંદગી ગુજારવા લાગ્યો; પણ તેની સરજતમાં શાંતિ સરજાઈ નહોતી. તેથી એન્ડ્રીઆનોપલમા જેનીઝારિસ પલટને બંડ ઉઠાવ્યું તે સમાવવા તે પાછો રાજ્યમાં આવ્યો. તે પછી સન ૧૪૫૧ મા તે મરણ પામ્યો. એ પછી તેનો પૂત્ર મહંમદ બીજો આવ્યો.

જેનીઝારિસ પલટને બંડ કર્યું.

એ વિખ્યાત વીરનરે પોતાની તેજ તલવારના બળથી ગ્રીક મહારાજ્યને હરાવી તેનું પાટનગર કૉન્સ્ટાન્ટીનોપલ જીતી લીધુ અને પોતાની રાજધાની બરૂશાથી કૉન્સ્ટાન્ટીનોપલ લઈ ગયો, જે આજ સુધી તૂર્કોના હાથમા હોઈ, આજે પણ તર્કોનું પાટનગર ગણાય છે. એ શહેર અતિ પ્રાચિન શહેર હોઈ તેના વિષેની મૂળ હકીકત જાણવા જેવી છે.

કૉન્સ્ટાન્ટીનોપલનું ઈ. સ. પૂર્વે ૬૬૭ વરસ પહેલાનું નામ અને ઇતિહાસ

પુરાતન બાઈનિઝાનતીયમના જમાનામાં એટલે પવિત્ર જીઝસ ક્રાઈસ્ટના જન્મના ૬૬૭ વરસ પહેલા મેગારાથી આવી વસેલા લોકોએ આ શહેર બાંધ્યું. જે દારાયસ હીસ્તાસપીસના રાજ્યકાળમા ઇરાનીઓએ બાઈઝાનતીયમ જીતી લીધું હતું. તે પછી પલાતીની લડાઈ બાદ આ શહેર પાછું ગ્રીક લોકોના હાથમા આવ્યું. એ વખતની એક દંતકથા કહેવાય છે કે મેસિડોનના ફિલીપ વખતે, આ શહેર ઉપર ફિલીપનું લશ્કર એક કાળી રાત્રે અચાનક ચઢાઈ લઈ આવ્યુંઃ આ વખતે ઉત્તર તરફથી આકાશમાથી એકાએક વિજળીનો પ્રકાશ પડયો, ત્યારે અંધકારમાં છૂપાતું આવતું ફિલીપનુ લશ્કર ઓળખાઈ આવ્યું;

દયાની દેવીએ ચેતાવ્યા

એથી કૉન્સ્ટાન્ટીનોપલના નગરજનો તૈયાર થઈ ગયા અને તેઓ ફિલીપન લશ્કરને હાકી કાઢવા સમર્થવાન થયા. એ અચાનક રોશની પડવી કોઈ દૈવી પ્રતાપ જેવું હોઈ તેઓ માનતા કે દયાની દેવીએ ખાસ એમનાપર રહેમ કરીને બચાવ્યા. તે દિવસથી પોતાના ધ્વજ ઉપર ચંદ્રકારની નિશાની તેઓ રાખતા. એ નિશાની આજના તૂર્કીશ વાવટા ઉપર પણ બિરાજે છે. મુસલમાન ધર્મ ચિન્હ તરીકે પણ તે બંધબેસતી છેઃ ક્રાઈસ્ટના જન્મ પછી ઈ. સ. ૨ જી સદીમાં કૉન્સ્ટાન્ટીનોપલના લોકો ત્રણ વરસ સુધી રોમન શહેનશાહ સેવરસના હુમલા સ્હામે લડયા. અંતે શહેરમા દુકાળ પડવાથી તેમને શરણે થવાની ફરજ પડીઃ

રોમન શહેનશાહ સેવરસના અમલ નીચે



સેન્ટ સોફાયાનુ પુરાતન દેવળ જે મુસલમાનોના હાથમા આવ્યા પછી જામિઆ અયા સુફિયા નામે ઓળખાય છે



ઇ. સ. પાંચમી સદીનુ પુરાણું સેન્ટ સોફ઼ીયાનુ દેવલ જે પાછળથી મશીદમાં ફેરવી નાખવામાં આવેલુ
તેની અંદરના એક ભાગનો દેખાવ જેમાં બાયઝનટાઇન જમાનાનું કલા કામ દેખાય છે.

જે ટેકરી ઉપર આજે સુલતાનનો મહેલ છે, ત્યાં આગળ કિલ્લે બંધી હતી. એટલું યાદ રાખવાનું છે કે આ પુરાણા શહેરનું પહેલુ નામ બાઈઝાનતીયમ હતું. ઈ. સ ૩૩૦મા પોતાના હરીફ લીસીનિયસને હરાવીને રોમન વિજેત્તા કોન્સ્ટેનટાઇનને આ બાઈઝાનતીઇમ શહેર લીધુ, ત્યારે એ ખુશનુમા શહેરને જોઇ ભારે હેરત થયો અને એની પાસે જ નવું શહેર બંધાવી પોતાનું પાટનગર સ્થાપ્યુ અને નામ બદલાવીને પોતાના નામ ઉપરથી તેનું નામ કોન્સ્ટાન્ટીનોપલ રાખ્યું; ત્યારથી આજ સુધી આ નામે જ તે ઓળખાતું આવે છે. આ જમાનામા દુનિયાભરમા રોમન વિજેતાનો ડંકો વાગતો હતો. મિસર ઉપર રોમન અમલ ચાલતો, આ વખતે રોમની પૂર્વ અને પશ્ચિમની બે મહાન શહેનશાહતોમા એ કોન્સ્ટાન્ટીનોપલ શહેર પૂર્વના પાયખત શહેરનો દરવાજો ગણાતો. આ વખતે રાજા કોન્સ્ટેન્ટાઇન તરતમા જ ખ્રિસ્તી ધર્મમા દાખલ થયો હતો. તે પછી ઈ. સ. પર૭થી પ૬પ સુધી જસ્ટીનિયન ગ્રેટ રાજ્ય કર્યું. તે પછી રૂશિયનો અને વેનિશીયનો પણ ચઢાઇ લાવ્યા હતા. પણ ફાવ્યા નહિ. પછી ઇરાનીઓ, પછી અરબ વિજેતાઓ કોન્સ્ટાન્ટીનોપલના દરવાજા સુધી આવી બારણા ખડખડાવી ગયા. પણ પુરાણી મજબૂત રોમન કિલ્લેબંધી પાસે આરબો ફાવ્યા નહિ. અહિંથી જ પાછા વળ્યા એ વખતે ગ્રીકોએ પોતાના આગ ફેંકવાના નવા યત્રથી આરબોને ખૂબ હેરાન કર્યા અને છેક ૧૨૦૩ સુધી રાજ્ય કર્યા પછી ઈ. સ. ૧૨૦૪મા વેનીશિયન લોકોએ પોતાના બુઢ્ઢા પહેલવાન દાનદોલાની ? સરદારી હેઠળ અને ફ્લેન્ડરસના કાઉન્ટ બાલ્ડવિનના ક્રુઝેદરોની મદદથી કોન્સ્ટાન્ટીનોપલને ઘેરો ઘાલ્યો. આ વખતે મોજમજાહસા પડેલા ગ્રીકોની પડતીનો જમાનો આવી પહોચ્યો હોવાથી તેઓ હાર્યા અને આ પુરાતન શહેર વેનીશિયનોના હાથમા ગયું અને લુટાયું તે પછી ૧૨૬૧ સુધી લાટીન રાજાઓએ રાજ કર્યું છેવટે ફરીવાર પ૬ વરસ પછી ગ્રીકો ચઢી આવ્યા અને પોતાનું પુરાણુ પાયખ્ત શહેર મેળવી ફરીવાર પૂર્વના દરવાજા તરીકે પ્રખ્યાત કર્યું છતા હવે આગળના જેવી જાહોજલ્લાલી રહી નહોતી. છતા ઇ સ ચૌદમી સદી સુધી એ લોકો પોતાનું રાજ્ય મજબુત કિલ્લેબધીને લઇને કરી શકયા. તે પછી ઇ. સ ૧૪૫૧ માં કૂચકદમ અને ફડકેભૂસકે આગળ વધતી જતી તુર્કી શહેનશાહતની ગાદી ઉપર તુર્કીનો સુલતાન મહંમદ ૨ જો આવ્યો. એના બાપ મુરાદને એક વેળા ગ્રીકો,

**બાઇઝાનતીઇમ શહેર ખ્રિસ્તીઓના હાથમાં**

**જસ્ટીયન ગ્રેટના કાળની વાત**

**ફ્લેન્ડરના કાઉન્ટ બાલ્ડવીનની સ્વારી**

**લાટીન રાજાઓનો અમલ કેમ તૂટયો ?**



સુલતાન મુરાદ બો-સફરસમાં ફસાયો.

હંગેરીઅનો અને બાઇઝાનતીયમના લોકોના સામટા હુમલાથી ખમવું પડયું હતું. ને આ વખતે સુલતાનને બોસફરસને માર્ગે જોરજુલ્મથી પસાર થવાની ફરજ પડી હતી. તે વખતે એણે સોગંદ લીધા હતા કે બોસફરસ તરફ એક મજબુત કિલ્લો ઉભો કરીશ. તેમ કરવા પહેલાં તે મરણ પામ્યો અને તેના પનોતા પુત્ર સુલતાન મહંમદ ૨ જાએ બાપનો કોલ આબાદ કરવા બોસફરસ પાસે મજબુત કિલ્લો ચણવા માંડયો જે કોન્સ્ટાન્ટીનોપલથી ફક્ત પાચ માઇલ દૂર હોવાથી તેનો રાજા ગભરાયો કે સુલતાન મહંમદ બોસ્ફરસનો કબજો લઇ તેના નગરજનોના આવતા વ્હાણો અટકાવી ભૂખે મરાવવા બેઠો હશે, તેથી તેણે પોતાના ખાસ એલચીને સુલતાન પાસે મોકલી જણાવ્યું કે આથી આપણી વચ્ચેના કોલકરારનો ભંગ થાય છે: આવી ખોટી વાતથી સુલતાનને ગુસ્સો ચઢયો. તેણે ગ્રીક એલચીને કહ્યુઃ-ત્હમારા રાજાને કહો કે તેના રાજ્યની હદ કોન્સ્ટાન્ટીનોપલના કિલ્લાની દિવાલો અંદર જ સમાઇ જાય છે. બહારના ભાગમાં ગમે તે કરવા માટે હું હક્કદાર છું: હું મારા બાપના સોગંદ અદા કરવા માટે બંધાયેલો છું. આથી હું કાઇ ગ્રીક રાજ્ય સાથે દુસ્મનાઈ શોધતો નથી, અને ઉમેર્યું કે હવે તુ સલામત પાછો જા, જો હવે પછી કોઈ જાતની પતરાજી કરતો સંદેશો કોન્સ્ટાનટાઇન તરફથી લાવ્યો છે તો ત્હારા શરીર પરની ખાલ ઉખેડી નાખવામાં આવશે.

મુરાદના પનોતા પુત્રે બાપના સોગંદ પુરા કર્યા.

ગ્રીક એલચીને રોકડો જવાબ મળ્યો.

તુર્કી તોપખાનું અજેય બને તો-

ઉપલા બનાવથી રાજા કોન્સ્ટાનટાઈનને લાગ્યું કે હવે સલામતીના દિવસો ભરાઈ ગયા છે. પોતે કાંઈ કરી શકતો ન હોવાથી તે ચૂપ રહ્યો અને બીજી તરફ સુલતાન મહંમદ ધમધોકાર કિલ્લો ચણાવ્યે જતો હતો. તેને ગ્રીકના રાજાની તુંદ મિજાજી ખુંચતી હતી, તેથી એ વિખ્યાત અને પુરાણુ પાટનગર પણ તુર્ક અમલ હેઠળ લાવવા દિનપરદિન પોતાના સલાહકારો સાથે મસલત કરવા મંડયો. આ વખતે મહંમદને લાગ્યું કે જો પોતાનું તોપખાનું આખા જગતના તોપખાનામાં સ્વોપરી બનાવી શકે તો જીતવાનો સંભવ ખરો. એ વખતે અરબાન નામે એક કુશળ તોપ બનાવનારને મ્હોટી લાલચ અને ઈનામો આપી પોતાના રાજ્યમાં બોલાવ્યો. તેને કહ્યું કે-"કોન્સ્ટાન્ટીનોપલની સંગીન દિવાલો ભેદી શકે એવી તોપ બનાવી શકશે ખરો?" તેણે અખતરો કરી જોવાની કબૂલાત આપી, તેથી એન્ડ્રીઆનોપલ ખાતે એક મ્હોટું તોપ ઓતવાનું કારખાનું ઉઘાડી

અભેદ રોમન કિલ્લો ભેદી શકે એવી તોપની તૈયારી



આપ્યુ તેમા ત્રણુ મહિના રાત ને દિવસ સખ્ત કામ કરી અરમાન ઈજનેરે આગળ કદી ન જણાયલી એવી રાક્ષસી કદની મ્હોટી તોપ તૈયાર કરી આપી. તેમા ઉરાડવાનો ગોળો ૬૦૦ રતલ કરતા વધારે વજનનો હતો : છેવટે એનો અખતરો કરતી વેળા રૈયત ઉપર કોઇ પ્રકારની ખોટી અસર ન થાય માટે ચોક્કસ દહાડે તોપ ફોડવામા આવશે એવી ચેતવણી આપતો ઢંઢેરો પીટાવ્યો. અંતે તે દિવસ આવી પહોંચ્યો અને એ તોપ જ્યારે ફોડવામા આવી ત્યારે એનો ગોળો એક માઇલ દૂર સુધી જઇ પડયો અને કેટલાક વાર ઉંડો જમીનમા દટાઇ ગયો. તોપ ફુટવાનો અવાજ આસપાસ ૧૨ માઇલ સુધીના વિસ્તારમા સંભળાયો. હવે એન્ડ્રીઆનોપલથી આ તોપ કોન્સ્ટાન્ટીનોપલ સુધી લાવવાનું કામ ભારે તો હતુંજ. ત્રીસ ગાડા એકેક સાથે જોડીને સાઠ મજબુત બળદોની મદદથી આ તોપ ખેંચી જવામા આવી તેને દોઢસો માઇલની મુસાફરી કરતા બે મહિના લાગ્યા. અને નવા બંધાયલા વીસથી ત્રીસ ફીટ જાડી દિવાલના કિલ્લા ઉપર આ તોપ ગોઠવાઇ. કિલ્લો તૈયાર થયા પછી બોસ્ફરસ પર સુલતાને પોતાની આણુ વર્તાવવા માંડી, પર રાજ્યના વ્હાણુ પસાર થાય તેની પાસેથી લાગો લેવા માંડયો એક વેનીશિયન વ્હાણુના કેપ્ટને લાગો આપવા ના પાડી · ત્યારે સુલતાને પેલી તોપના ગોળાથી વ્હાણુના ફાચડે ફાચડા કરી ઉરાડી મુક્યા, તેના કેપ્ટનને રીબાવી માર્યો અને ખલાસીઓને હારોહાર ફાંસીને માચડે લટકાવવામા આવ્યા આથી કોન્સ્ટાનટાઇને સુલતાન સાથે નરમાશ અને મિત્રાચારીભર્યા સદેશા ચલાવવા માંડયા પણ હવે સુલતાન ઉપર કાંઇ અસર થઇ શકે તેવું રહ્યુ નો'તુ

૬૦૦ રતલનો તોપનો ગોળો ૧ માઇલ ઉડયો.

ત્રીસ ત્રીસ ફીટની મજબુત દિવાલોની કિલ્લેબધી

વેનીશિયન વ્હાણો ના નાખુદાને ખલાસીઓનો અંજામ

પછી ઇ સ. ૧૪૫૩ ના એક શુભ દિવસે સુલતાને પોતાના મુસ્લીમ સૈનિકોને ઉશ્કેરતા કહ્યુ કે હઝરત મહમદ પયગમ્બર સાહેબની ઇચ્છા હતી કે દુનિયાના પુરાણામા પુરાણા અને મશહુર ગ્રીક પાટનગર કોન્સ્ટાન્ટીનોપલ ઉપર ઈસ્લામનો ઝુંડો ફરકતો કરવો એ આજ્ઞા બજાવવાની ખુશ કિસ્મતી તમ્હારી સરજતમા છે હવે ચાલો—" તે દિવસે ત્રણુ લાખ જેટલા કવાયદ પામેલા સિપાહી અને ૬૦૦૦૦ ઘોડેસ્વારોની પલટન, અસંખ્ય ઉંટ સ્વારો વિગેરે લાવ લશ્કર જેની આગળ વિજયી નિશાનના ડંકાને ઈસ્લામી ઝુંડો લઇને પવિત્ર ઓલમા ગણાતા પુરૂષો સુલતાનના વિજય માટે પ્રાર્થના કરતા

સુલતાન મહમદ પી ફ્રેટ પયગમ્બર સાહેબની ઇચ્છા કહી સંભળાવી.



> ત્રણ લાખનું લશ્કર કિલ્લા આગળ જમા થયું.

ચાલતા હતા. આ લશ્કરને પાચ માઇલ દૂર આવેલા કિલ્લા પાછળ છૂપાવી ને ગ્રીક કિલ્લા સ્હામેની દીવાલ પાસે હારોહાર ખાઈ ખોદાવી તેમા સુનંદા તીરંદાજોને ભરાવ્યા. અને બીજી તરફથી જમીનનું તળીયું પોકળ કરી સ્હામે પાર જવાનો માર્ગ કોતરી કાઢવા માંડયો. કોન્સ્ટાનટાઇને જોયું કે હવે સુલતાનની તૈયારી પાસે આપણું કાંઇ ચાલે તેમ નથી; ત્યારે ગનમાનતી ખંડણી આપવાની ઈચ્છા દર્શાવી. પણ સુલતાનને તો કોન્સ્ટાન્ટીનોપલનો કબજો જ જોઈતો હતો, જે આપવા તે રાજી નહોતો. અંતે લડાઈ જાહેર થઇ. સુલતાનની તોપો ગર્જવા માંડી, સ્હામેથી રોમન તોપચીઓ તેનો જવાબ વાળી રહ્યા હતા. સુલતાનનું લશ્કર કિલ્લા પાસે આવી લાંબી લાંબી સીડીઓ ઉપર ચઢવા માંડયુ; ત્યારે ગ્રીકો બળતાં નફ્ તેલની દેગો ઢાલવીઢાલવીને તેઓને દઝાડી મારતા હતા, તેથી પૂરેપૂરી ફત્તેહ મળી નહિ. વળી ખબર મળી કે હંગેરીથી કોન્સ્ટેનટાઇનની મદદે જબરૂં લશ્કર આવે છે. એટલે થોભ્યા વગર હુમલો કરવાનું દુરસ્ત ધારી લશ્કરમા ઢંઢેરો પીટાવ્યો કે જો ત્રણ દહાડામાં એ શહેર જીતે તો શહેરની તમામ લુંટ જીતનાર લશ્કરને વ્હેંચી દેવામા આવશે પણ અંદરની પુરાતન ઇમારતોને આગ લગાડી નુકશાન પહોંચાડવું નહિ. આથી લશ્કરમાં ખુશાલીના પોકારો થઈ રહ્યા અને તેના અવાજો કોન્સ્ટાન્ટીનોપલમાં પહોંચતા તેના રહેવાસીઓ ભારે ગભરાયા અને નાહિંમત બન્યા. રાજા અને અમલદારોએ સેન્ટ સોફાયાના દેવળમાં જઈ છેલ્લીવાર પ્રાર્થના કરી જે હવે પછી મસ્જીદમા બદલી નાખવામા આવનાર હતી. બીજી સ્હવારે લડાઈ જાહેર થઇ. તર્ક લશ્કર જીવપર આવીને લડતું અને માર્યું જતુ તેથી કિલ્લા પાસેની ખાઇ પુરાઈ ગઈ. તેની ઉપરથી કેળવાયલું સુંદર તૂર્ક લશ્કર બહાર પડયું. ને તર્ક તોપચીઓ જીવપર આવીને મરણીયા થયા અને કિલ્લાના દરવાજા સુધી પહોંચ્યા ગયા, પણ દરવાજો ફાડીને અંદર દાખલ પણ થઈ ન શકયા. આ વખતે રાજા કોન્સ્ટેનટાઇને પોકારીને કહ્યું: "છે કોઈ ખ્રિસ્તી સિપાહી જે મારૂં માથું પોતાની તલવારથી છટકાવી દે?" પણ જવાબ ન મળ્યો. અંતે એ પોતાનો રાજવંશી પોષાક ફેંકી દઈ સાદા સિપાહી જેમ તલવાર લઈ તુર્કો સ્હામે ધસ્યો અને વીરતાથી લડતાં મૂવો; અંતે સુલતાન મહંમદ ૨ જાએ એ પુરાતનમા પુરાતન ઐતિહાસીક શહેર જીતીને ઇસ્લામીઓનું મુખ્ય પાટન-

> ઉકળતા નફ્ તેલથી બાળી નાંખતા ગ્રીકો

> ત્રણ દિવસમાં કિલ્લો સર કરો તો લુંટ તમને મળશે.

> સેન્ટસોફાયાના દેવળમાં પ્રાર્થના

> છે કોઇ ખ્રિસ્તી સિપાહી જે મારી ગરદન ઉડાવી દે?



કૉન્સ્ટાનટિનોપલ જીતનાર અજેય
સુલતાન મહુંમદ ફાતેહ [ રંગો ]



ગર બનાવ્યું. તે પછી એણે બીજાં બાર રાજ્યો તાબે કર્યાં. અને ૨૦૦થી વધુ આબાદ શહેરોપર તુર્ક ધ્વજા ફરકતી કીધી, તે ઉપરાંત ગ્રીસ, વાલેશિયા, સરવિયા, બોસનિયા, આલબેનિયા ઇપાઇરસ, ક્રિમીયા, કારમેનિયા અને આરકીપેલેગોના મુખ્ય ટાપુઓ હાથ કર્યાં. તેમ જ આદ્રિઆટીક સમુદ્રપર આવેલાં ઇસત્રીઆ, કારનીઓલા અને દાલમેશિઆ બંદરો પર વારંવાર લૂટો ચલાવી હતી. ઈ. સ. ૧૪૭૯માં સ્કુતારી શહેરને વેનીશિયન પ્રજાસત્તાક રાજ્ય પાસેથી છીનવી લીધું: આથી તુર્કી તવારીખ નવેશો અને ઇતિહાસકારો એને સુલતાન મહંમદ ધી ગ્રેટ એટલે મહાન મહંમદના નામે સંબોધે છે. એણે ઇરાનીઓ સાથે લડાઇમાં ઉતરવાની તૈયારીઓ કરી પણ ઈ. સન. ૧૪૮૧ માં નજલાના દર્દથી મરણ પામ્યો. એની વસિયત મુજબ પોતાના વંશજોની જાણ માટે કબર ઉપર લખાવ્યું કે "ઇટલી અને રહોડનો ટાપુ જીતવાનો મેં દૃઢ ઠરાવ કર્યો હતો."

**આખરે કોન્સ્ટાન્ટિનોપલ લીધું.**

**ઇટલી અને રહોડ જીતવાની એક મહારી મુરાદ હતી.**

એનો દીકરો બાયાઝીદ બીજો ગાદીએ આવ્યો. એ પોતાના બાપના જેવો પ્રતાપી ન હોવાથી, પોતાના દાદા સુલતાન મુરાદની ઇચ્છા પૂરી કરવા તેનો બાપ સુલતાન મહંમદ ધી ગ્રેટે જેમ કિલ્લો ચણાવ્યો હતો તેમ એ ઇટલી અને રોહડસ જીતવા બહાર પડયો નહિ:

સુલતાન મહંમદ વિદ્વાન હતો. અરબી, ફારસી, ગ્રીક અને લેટીન, એમ ચાર ભાષા જાણતો. ઉચી મનઃશક્તિ ધરાવનાર આદમી હતો. પણ ખવાસે ભારે કરડો અને ધારે તે કરે એવો મમતીલો હતો. કોન્સ્ટાન્ટીનોપલની જીત પછી એણે વિખ્યાત વેનીશિયન ચિત્રકાર જેનટાઇન બેનીલાઇને બોલાવી કેટલાંક ચિત્રો કરાવ્યાં હતાં. જે મુસલમાન ધર્મના રિવાજથી ઉલટું ગણાય છે. એ ચિત્રકાર સાથેનો એક પ્રસંગ અહિં નોંધીશ તેના ઉપરથી તેના કરડા ને મમતીલા સ્વભાવનો પરિચય મળશેઃ

**સુલતાન મહંમદ ધી ગ્રેટની વિશેષ હકીકત**

પવિત્ર જીઝસ ક્રાઇસ્ટના એક પ્યારા શિષ્ય જોન બેપ્ટીસ્ટને, ખ્રિસ્તી ધર્મના શત્રુઓએ મારી નાખી તેનું માથું ધડથી છુટું કર્યું હતું એવું ચિત્ર ચિત્રકાર બેનિલાઇને દોર્યું. એ એટલું બધું ભાવવાહી અને આબાદ હતું છતાં સુલતાન મહંમદને તેમાં એક ખામી જણાઈ. તે એ કે જોન બેપ્ટીસ્ટનું માથું ધડથી છુટું થયું હતું; ત્યારે તેની ગરદનના સ્નાયુ જેટલા સંકોચાવા જોઇએ. તેટલા સંકોચાયા નહોતા. બાપડો ચિત્રકાર આવો ખરેખરો દેખાવ ક્યાંથી જોઇ

**ચિત્રકાર બેનીલાઇનને ભૂલ બતાવી.**



શકે ? તેથી આ ભૂલ સ્વાભાવિક રહી ગઈ હતી. છતા તેની ખાત્રી કરી બતાવવા સુલ્તાને એક ગુલામને બોલાવી ગુંઠણુ મંડીયે પડીને માથુ નમાવવાને કહ્યુ. અને તરત સંકેત કરતાં જ એક સિપાહીએ તેનું માથું ધડથી છુટું કરી નાખ્યુંઃ એ બનાવ વખતે સુલતાને ચિત્રકારને કહ્યુંઃ "જો, જો આ કેમ સંકોચાય છે જોઈ લે–"

**ચિત્રકાર રોમ ભાગી ગયો.**

બાપડો ચિત્રકાર બેનીલાઈનિ શું જુવે ? કપાળ, એ તો તમ્મર ખાઇ ગયો હતો. એને ખૂબ કમકમાટી ઉપજી ને એ કોન્સ્ટાન્ટીનોપલથી ભાગી રોમ ગયો ત્યારે જ તેનું મન શાત થયું એ સુલતાનની સ્વારીઓથી રૈયત બેઝાર હતી

**વિજયદેવીના ખપ્પરમાં ૮ લાખને સુવાડયા.**

કેમકે ચાલુ લડાઈઓથી આઠ લાખ લડવૈયાઓ ખપી ચુકયા હતા છતા પ્રજા આબાદી ભોગવતી સુખી હતી. ચોરોને એ એટલી સખ્ત સજા કરતો કે જેથી રાજ્યમાં ચોરી જેવું કાંઈ હતું જ નહિ. રૈયતને હેરાન કરનાર અમલદારોને તે એટલી સખ્ત સજા કરતો કે તેની જબરી ધાક બેસી જતીઃ એ સુલતાનનો પુત્ર બાયાઝીદ સન ૧૫૧૨ મા મરણુ પામ્યો. એની નબળાઇથી એના પોતાના જ માનીતા લશ્કર માહેલી પુરાણી પલટન જેને એક ઓલિયાના

**જેનીઝારીસ પલટનનો માનીતો સુલતાન**

આશિષ હતા તે જેનીઝારીસોની સત્તા વધી પડી. પરિણામે એના મરણુ પછી એનો સૌથી ન્હાનો પૂત્ર સલીમ જે એ પલટનનો માનીતો હતો તેને સુલતાન તરીકે ચુંટી કાઢવામાં આવ્યો : ભારે જુલ્માટથી સુલતાન સલીમનું રાજ્ય સ્થપાયું તેટલા જ જુલમાટથી એ ચાલ્યું. તે વખતે ઇરાનના શાહ જે શિયા પંથનો મુસલમાન હતો તે તૂર્કો સુન્ની પંથના હોવાથી તેઓ ઉપર જ્યાં ત્યાં જુલમ કરતો, આથી ઇરાન સાથે સલીમે લડાઇ જાહેર કરી. તેણે ઈરાન ઇસમાયલ શાહ નામના મથક પર હલ્લો કરી જીતી લીધુ. ઈરાનીયો પણુ અતિ વીર

**સુલતાન સલીમ અને ઇરાન શાહ વચ્ચે લડાઇ**

પ્રજા હોવાથી આ જીત સુલતાન સલીમને ભારે ગરમ પડી ગઈ. ઇરાનનો શાહ નાહઠો તેની પાછળ જવા સુલતાને પોતાના લશ્કરને ઉશ્કેર્યું પણુ એ વેરાન પ્રદેશમાથી પસાર થવાની આફતોથી ડરી જઇ કોઈ કબૂલ થયું નહિં આટલામા ઇરાનના શાહે પોતાનું મ્હોટું બળ જમાવી તૂર્કો ઉપર સ્હામી ચઢાઈ કરી. પરિણામે ઈરાનનો શાહ જ હાર્યો અને સુલતાન સલીમના હાથમા કુરદીસ્તાન અને મેસોપોટેમીઆ આવ્યું. એ બન્નેને તૂર્ક શહેનશાહત સાથે જોડીને સિરીયા માર્ગે ઇજીપ્ત જીતવા ચાલ્યો. ત્યાના આરબ ખલીફાના વંશને હરાવી, એલેપો શહેર મેળવ્યું. આ જીત પણુ સુલતાનને મીસરના મમલુક જાતના



લડવૈયા ઘોડેસ્વારો પાસે ખૂબ ખમવું પડવાથી ગરમ પડી ગઇ. જેણે સુલતાન સલીમના લશ્કરની જબરી કતલ ચલાવી હતી. છતા હિંમત નહિ હારતાં સુલતાને લડાઇ ચાલુ રાખી તા. ૧૭ મી આગસ્ટ ૧૫૧૬ માં દમાશકસ, ત્રીપોલી, બૈરૂત, સીદોદ અને એન્તીઓકના પુરાતન અરબ શહેરો મેળવ્યા. આ રીતે આખું સિરીયા ફત્તેહ કર્યું. એ ફત્તેહની ખુમારીમાં સુલતાન સલીમ પેલેસ્ટાઇન પર પણ ચઢી ગયો, તે વગર ગડબડે તાબે આવ્યું; પછી દશ દહાડા કેરોનું રેતીનું રણ પસાર કરી મીસરના પાટનગર કેરોમાં પહોચ્યો. તેનો બચાવ કરવા મમલુક ઘોડેસ્વારોએ ખૂબ મહેનત કરી; છતા સુલતાન સલીમ કેરોનો દરવાજો ભાંગી દાખલ થયો અને લુંટ પાડી. આટલી ફત્તેહો પછી મક્કા જેરૂસલમ જેવા પવિત્ર નગરોની ભેટ લઇ સુલતાન પાછો વળ્યો. ત્યારે એલેપો આગળ ઇરાનના શાહનો એલચી સુલતાનને મળ્યો અને તેને શાહોના શાહ તરીકે કબૂલ રાખી કિંમતી નઝરાણું ધર્યું: આટલાથી નહિ ધરાતાં સુલતાને આખો ઇરાન સર કરી શિયા પંથને કચડી નાખવાની ઇચ્છા ધરાવી, પણ શિયા મુસ્લીમોને ઇરાનના શાહના ચઢતા સિતારાને લઇને એની ઇચ્છા બર નહિ આવી અને ચઢાઇ લઇ જતાં એનડ્રીઆનોપલ આગળ માંદો પડી ૪૦ દિવસ રીબાઈ રીબાઇને પસ્તાવો કરતો સન ૧૫૨૦ માં મરણ પામ્યો.

ઇજીપ્ત ને સિરીયા જીતવા ચાલ્યો

કેરોનું રેતીનું રણ પસાર કરી કેરો જીત્યું

કબૂલ છે, કબૂલ છે, સુલતાન સેલીમ શાહોનો શાહ છે

એ પછી સુલતાન સલીમ બીજો ગાદીએ બેઠો. એના કાળમાં આફ્રિકા ખંડમાં કેટલોક મુલક ને મુર લોકોને તાબે કર્યાં. એના જ વખતમાં તૂર્કોની ચઢતી કલાનો અંત આવી પડતી શરૂ થઇ. અને પછીના સુલતાનો પોતાના રાજ્યનો વિસ્તાર વધારી ન શક્યા અને ઉલટા રહામા કેટલાંક મથકો ગુમાવતા આવ્યા. આજનું તૂર્કી રાજ્ય સ્વતંત્ર છે. છતાં બળવાન નથી રહ્યું. અડધા કરતાં વધારે રાજ્ય તો તૂર્કોએ પાછું ગુમાવ્યુ છે. હજી તૂર્કોની કાંઇક ખરી મગરૂરી બાકી રહી હોય તો તે કૉન્સ્ટાન્ટીનોપલ જ છે. તે દુનિયાભરના પુરાણામાં પુરાણા એટલે ક્રાઈસ્ટના જન્મના ૬૬૭ વરસ પહેલાના પુરાતન શહેર, રોમન સામ્રાજ્યના પૂર્વના દરવાજાનો કબજો ધરાવી યુરોપીઅન ઇસ્લામીક રાજ્ય તરીકે હજી પોતાની હસ્તી જાળવી રાખી છે તેજ એની મગરૂરીનું બાકી કારણ ગણાય છે. સુલતાન સલીમ બીજા પછીના સુલતાનોએ ખાસ કરી ખ્રિસ્તી રાજ્યો પાસેજ બધું ખોયુ અને તે આજે ખુદ પાટનગર ઇસ્તમબોલમાં તૂર્ક સત્તા એક મ્યાનમાં બે તલવાર જેવી કેમ છે તે આગળ ઉપર બરૂશાની મુસાફરી પછી બ્રિટીશ કૉન્સલ સાથેની વાતચીતની હકીકતથી વાકેફ થઇ શકાશે.

સુલતાન સલીમ બીજાએ આફ્રિકાની મુર પ્રજાને જીતી

તૂર્ક સુલતાનોની પડતીની શરૂઆત

તૂર્કીની આજની મગરૂરી તે યુરોપીઅન ભૂમિપરનું પાટનગર



# બ્રૂશા

## પ્રકરણ ૨૨ મું

બ્રૂશા જવા ઉપડયો.

ઈસ્તમબોલ છોડીને તા૦ ૨૮ મી સપ્ટેમ્બર ૧૯૦૨ ના દિવસે બ્રૂશા જે તૂર્કોનું પુરાતન પાટનગર ગણાતુ તે જોવા હું જે હોટલ ઉસમાનિયામાં ઉતર્યો હતો તેના માલેક મુસ્તફા બીન ઈસ્માઇલ સાથે ઇસ્ટીમર બેનગાઝીમા ઉપડયો. અમ્હારી સાથે મુસ્તફાના કેટલાક તૂર્કી દોસ્તદારોનું મિત્રમંડલ પણ હતું. હું મ્હારા નિયમ મુજબ મુસાફરી વેળા સ્ટીમરની ઉપલી ડેક છત્રી ઉપજ જઈ બેસું છું તેમ અહિં પણ બેઠો બેઠો ઇસ્તમબોલનો પૂર્વ તરફનો ભવ્ય દેખાવ નિહાળી રહ્યો છુ. ઇસ્તમબોલ પછી સ્કુટારી, પછી હૈદરપાશા અને કાડીકેવ વિ૦ મથકો અને એક ન્હાનકડો બેટ પસાર કરી સુદર મુસલીમ શહેરોની રચના જોતા મારમોરા સમુદ્ર તરફ આગળ વધ્યા જતા હતા. યુરોપની મુખ્ય ભાષા ફ્રેન્ચ હોવાથી અહિંના ભણેલા ગણેલા વર્ગના તૂર્ક યુવાનો બધા જ ફ્રેન્ચ બોલવા લખવાનું જાણે છે.

શિખેલા તૂર્કી યુવાનો ફ્રેન્ચ ભાષા બોલે છે.

મ્હારા ઉસમાનિયા હોટલના તૂર્કી માલેકે બધા માટે ઉત્તમ તૂર્કી ઢબે રાંધેલી અનેક વાનગીઓ સ્ટીમર પર મોજ સાથે ખાવાને લીધી હતી. તેમા મોટા મરચામાં વધારેલા ચાવલ, રીંગણાં કોતરી તેની છાલ ઉતારી અંદર ભરેલાં ચાવલ, ટામેટા સાથે મરઘીમા વધારેલા સ્વાદિષ્ટ ચાવલ એ મુખ્ય હતા. આ નવીન વાનગી બધાં ખૂબ મોજ સાથે જમ્યાં. આ તૂર્કિ પકવાનનો સ્વાદ મ્હને યાદ રહી જાય એવી સુઘડતાપૂર્વ સરસ પકાવેલું હતું. દરિયો પણ શાંત અને સ્થિર હતો તડકો તો ખૂબજ સખ્ત પડતો હતો. થોડા વખત પછી સ્નાદબેનો અખાત છોડી સ્ટીમરે ડાબી તરફ વલણ લીધી અને કેટલાક વખત પછી બ્રૂશાનો કિલ્લો મુદાનિયાનો દમામદાર દેખાવ દેખાવા માડયો. તે દરીયાની સપાટીથી કયાક ૪૦૦ તો કયાંક ૮૦૦ ફીટ ઉંચો મજબૂત પત્થરની દિવાલનો બાંધેલો છે. પાસે જ આવેલા પર્વત માઉન્ટ ઓલીમપીઅસના ઉંચા શિખરો પર બંધાયલો પુરાણો બરફ સૂર્યના તાપમાં ઝળહળી રહ્યો દેખાય છે.

સ્વાદિષ્ટ તૂર્કી પકવાન

માઉન્ટ ઓલિમપીઅસ

બપોરના બે વાગે અમ્હારી સ્ટીમર મુદાનિઆ બંદરે બંધાઈ: આ

બંદરમા ડોકની લગોલગ રેલ્વે સ્ટેશન આવેલું હોઈ મુસાફરોને ભારે સગવડ-ભર્યું થઈ પડે છે. નીચે ઉતરી તૂર્કી અમલદારને તસ્કરો ( પાસપોર્ટ ) બતાવી ટ્રેનમા ચઢી બેઠો. મુદાનિયા એક ન્હાનકડુ ગામ માત્ર છે. આ તરફ પ્રાચિન ખંડિયેરોનો તોટો નથી. પાસે જ Ancient "Apamea"ના ખંડિયેરો આવેલાં છે. મારા તૂર્કી મિત્રોએ મ્હને કહ્યુ કે જ્યારે તમે ભટકવાજ નિકળ્યા છો, તો ગ્રીકના મહાકવિ હોમરના ઈલીયડમા ગવાયેલી પુરાતન ટ્રોય નગરી અહિં પાસે જ આવેલી છે, તે પણ જોતા જજો. એવી અહિંતહિંની અનેક વાતો વચ્ચે અમ્હારી ટ્રેન ત્રણ વાગે બરૂશા જવા ઉપડી. મુદાનિયાથી બરૂશા ફક્ત બે કલાકનો રેલ્વેમાર્ગ છે. રસ્તામા જેતુનના અનેક ઝાડો તથા અંગુરના ખેતરો વટાવી ટ્રેન ઝપાટાબંધ વધ્યે જતી હતી. રેલ્વે સડક પાસે જ ગાડા માર્ગે જવાની ધોરી સડક પણ છેક બરૂશા સુધી બાંધેલી જણાતી હતી. રેલ્વે માર્ગ પહાડોની ઉંચી નીચી ઢલાણમાથી પસાર થતો હોવાથી રેલ્વે માર્ગ પાસેનો દેખાવ ખુશનુમા હતો. લીલાછમ મેદાનમા રૂની પુણી જેવા સફેદ તૂર્કીશ બકરા, ઘેટાને ચરતા જોવાનો દેખાવ આનદી હતો. અંતે ટ્રેન અજમેર સ્ટેશને આવી પહોચી. અહિંની જમીન કાળી દેખાય છે. અહિં રેશમના કિડાઓને ઉછેરવાના સેતુરના ઝાડો પુષ્કળ ઉગાડવામા આવ્યા છે. અજમેરથી બરૂસા ફક્ત બે માઇલ દૂર છે. અહિંજ સ્હામેની ટેકરી ઉપર એક પુરાતન ઇમારત દેખાય છે, તે સુલતાન મુરાદ ૧ લાનો રોજો અને તેની મસ્જીદ છે.

મુદાનિયા બંદરે

અહિંથી પુરાતન ટ્રોય શહેર નજીક છે.

અજમેર ઉતર્યો.

આગલે દિવસે તજવીજ કરી રાખી હતી, તેથી અમ્હને લેવાને ખાસ ગાડી આવી હતી. હું અને મ્હારો હોટલવાળો મિત્ર અફેન્ડી મુસ્તફા અહિં જ ઉતરી પડયા, એનું અહિં મકાન હોવાથી તે મ્હને પોતાના ઘરે લઈ ગયો. આ જગ્યા ચેકરિલે હીલ ઉપર આવેલી છે અહિં ગરમ પાણીના ઝરા આવેલા હોઈ ખાસ હમામો ગોઠવાયેલા છે અહિં થોડીક તૂર્કીશ મીઠાઈ અને કાવો પીને વિસામો લીધો. અફેન્ડી મુસ્તફાના મકાનમા ગરમ પાણીનો ઝરો પસાર થાય છે. તેથી એણે સંગેમરમરના પત્થરથી એક હમામ બાંધેલું છે તેના ઉપરથી કુદરતી ગરમ પાણીનો ઝરો પસાર થઈ વહી જાય છે. એ સ્થળ ન્હાના રાજમહેલ જેટલું ખુશનુમા લાગતું હતું. ઉપરાત અફેન્ડી મુસ્તફાની અહિં ૬ થી ૭ દુકાનો આવેલી છે. તે ફક્ત ૫૦૦ પાઉન્ડની કિંમતે વેચવા

અફેન્ડી મુસ્તફાના મકાનમાં



જમીનને મિલ્કતના ભાવ ખૂબ સસ્તા છે

માંગે છે આ કિંમત ઘણી સસ્તી કહેવાય. તૂર્કીના એશિયા માઇનોરના પ્રદેશની જગાઓ બધી આટલી સસ્તી જ છે. અગર હું કેપટાઉનમાં ફસી પડ્યો ન હોત તો અહિં આવી એકાદ સાદી એસ્ટેટ ખરીદીને મ્હારી બાકીની જીંદગી અહિં જ પસાર કરત. જેમ મકાનો સસ્તાં છે તેમ ખેતીવાડી પણ સસ્તી છે. કારણ કે તૂર્કી રાજ્યમાં નાણાંની ખૂબ ભીડ રહે છે. તેનાં નાણાં ફરતાં નથી, જ્યારે અંગ્રેજ રાજ્યમાં નાણાંની છૂટ હોઈ બજારો ગરમ રહે છે. તેની સીધી અસર જમીન અને મિલ્કત ઉપર થાય જ ને ? પાછા ગાડી જોડાવીને બે માઈલ દૂર આવેલા બરૂશા શહેરનો માર્ગ લીધો. પાકી સડક હોઈ આખો રસ્તો કુદરતી સુંદરતા ધરાવે છે. ઇસ્તમબોલ જેમ અહિં પણ ઠેર ઠેર સરોનાં ઝાડો આવેલાં છે. સરોનાં ઝાડો અહિંની એક મુખ્ય પેદાશ હોય એમ લાગી આવે છે તેમજ સરોનાં ઝાડ જેમ અંજીરનાં ઝાડ પણ ઠેર ઠેર નજરે પડે છે. ઓલિમપીઅસ પહાડની તળેટીમાં આ માર્ગ ખોદી કાઢવામાં આવ્યા છે; જ્યારે બીજી તરફ ઝાડપાનથી ભરપૂર વિશાળ મેદાન નજરે પડે છે. સંધ્યાકાળે હું બરૂશામાં દાખલ થયો. અહિં પણ હું હોટલ ઉસમાનિયામાં ઉતર્યો છું. જે મ્હારા મિત્ર અફેન્ડી મુસ્તફાની માલેકીનું જ હતું; પણ હાલમાં તેણે અફન્ડી સુલેમાનને વેચ્યું છે. મારા માટે કાળજી લેવાને સારી સગવડ આપવાની ભલામણ મુસ્તફાએ સુલેમાનને કરી હોવાથી એણે મ્હને એક સરસ હવા ઉજાસવાળો પૂર્વ અને ઉત્તર તરફનો દૂર સુધી સરસ ખુશનુમા દેખાવ દેખાય એવો ઓરડો ખોલી આપ્યો.

જ્યાં જુઓ ત્યા સરો અને અંજીરનાં ઝાડ

હોટલ ઉસમાનિઆના ઓરડામાં

આ બરૂશા શહેર તૂર્ક લોકોનું પુરાણું પાટનગર હોવાથી ઇસ્તમબોલની જીત પહેલાંના તૂર્ક સુલતાનોની મસ્જીદો અને રોજાઓ અહિં આવેલાં છે. તેમાં સુલતાન મહંમદ ૧ લો, ઉસમાન ૧ લો, અને મુરાદ ૧ લો ત્રણેની પુરાતન ઈમારતો ખાસ જોવા જેવી છે.

ઓલિમપીઅસ પર્વતની તળેટીમાં વસેલું રળિયામણું શહેર

ઓલિમપીઅસ પર્વતની તળેટીમાં વસેલું હોવાથી શહેર બહુ રળીયામણું અને નાટકની ગેલેરી જેમ ચઢઉતર મકાનોના દેખાવવાળું અતિ મનોરંજક લાગે છે. અહિંનાં કેટલાંક મકાનો લાકડાના જ બાંધેલાં છે. કેટલીક પુરાતન ઈમારતોના પ્લાસ્ટર ઉખડી ગયા છે, તે જેમના તેમ જ રાખવામાં આવ્યા છે; જ્યારે કેટલાંક મકાનો આગળ અસલી ઢબના ઝરૂખા કાઢીને



દીપાવવાની કોશિષ કરવામાં આવી છેઃ અહિંનાં મકાનોમાં ગરીબ દેખાતાં કુટુંબો પોતાનું સાદું જીવન પસાર કરી રહ્યા છેઃ આ શહેરમાં જ્યાં જ્યાં ફરીએ છીએ ત્યાં ત્યાં ખાસ કરીને નવા આવનાર મુસાફરની નજર અહિંઆ ઠેર ઠેર નજરે પડતા કાવાખાના, હોટલ ડી કાફે તરફ આકર્ષાય છેઃ એ હોટલ પાસે દરરોજ સ્હાંજના ૪ વાગ્યાથી ન્હાના આરસના મેજો વિ૦ ગોઠવવામા આવે છે, તેમ જ હોકા મૂકવામાં આવે છે. પછી પાંચ, ૭ વાગે અનેક કાવાખાના પાસે કાવો પીતા અને હોકો ગડગડાવતા સંખ્યાબંધ માણસો આરામ લેતા દેખાય છે. અહિંની આબોહવા અને પાણી તંદુરસ્ત હોવાથી લોકોની સુખાકારી સારી જણાય છે. રાત્રે હું હોટલના કાવાખાનામાં બેસુ છું; ત્યારે મ્હને એક હિંદી મુસલમાન ભાઈ જાણી ઘણા તૂર્ક બીરાદરો મ્હારી પાસે આવી બેસે છે અને મારી પાસેથી હિંદુસ્તાનના મુસલમાનોની હાલતથી વાકેફ થવા પ્રયત્ન કરે છે. તેમાં ખાસ કરીને તૂર્કી અમલદારો વધારે રસ લેતા જણાય છે. વાતચીત વેળા મ્હને ખેદ થતો હતો કે હું તૂર્કી ભાષા જાણતો ન્હોતો. નહિતર ઘણી નવી વાતની છૂટથી આપલે કરી શકત. અહિંના મક્કે હજ કરી આવેલા કેટલાક હાજીઓ ભાંગી-તૂટી અરબી ભાષા બોલે છે, તેથી મ્હને કેટલુંક જાણવા સ્હમજવાનું મળી આવે છે.

ઠેર ઠેર નજરે પડતા કાવાખાના

હિંદી મુસ્લીમો વિષે પૂછપરછ કરતા તૂર્કી અમલદારો

શહેરના મધ્ય ભાગમાં આવેલી સૌથી મ્હોટી મસ્જીદ ઉલુ જામિઆ માટે કહેવાય છે કે ઈસ્તમબોલની મસ્જીદો કરતાયે આ સૌથી મ્હોટી મસ્જીદ છે. તેને સુલતાન મુરાદ ૧ લા બાયાઝીદ ૧ લા અને સુલતાન મહંમદ ૧ લાએ એની પાછળ સુધારો વધારો કરી ખૂબ જબરદસ્ત બનાવી છે, એથી એનું નામ ઉલુ એટલે મ્હોટી જામિઆ એટલે મસ્જીદ પાડવામાં આવેલ છે. તે તેના નામ પ્રમાણે બરાબર લાગે છે. આશરે બારફીટની જાડી દિવાલો બનાવવામાં આવી છે અને ૨૨ ગુંબજો આવેલા છે. આટલી વાત પરથી એના વિશાળ હોલની કાંઇક કલ્પના કરી શકાશે. બહાર હાથમોઢું ધોવા માટે એક મ્હોટો હોજ આવેલો છે. તેની વચોવચ ફુવારો મૂકેલો છે. હોજમાં ધૂળ કે કચરો ન પડે માટે કાચની ઉંચી છત બનાવવામાં આવી છે. તેથી અજવાળું પણ બરાબર આવી શકે અને મસ્જીદના અંદરના ભાગમા દીવાલો ઉપર ચારે તરફ અલ્લાહનાં અનેક પવિત્ર નામો કોતરવામાં આવેલાં છેઃ

સુલતાન મુરાદ ૧ લાના વખતની ઉલુ જામિઆ

ગુંબજ અને હોજ પર આવેલી છતની કલામય રચના

એમાં આવેલી અનેક મહેરાબોમાં વચલી મહેરાબ સોનેરી ગિલ્ટ અને સોનેરી ભરોડદાર હર્ફોથી અતિ સરસ રીતે શણગારવામાં આવી છેઃ વાઈજ કરતી વેળા ઈમામ માટે બેસવાનું મીમબર હોય છે. જે બીજી મસ્જીદોમાં બહુ બહુ તો પાંચ સાત પગથીઆનું હોય છે. જ્યારે અહિં સત્તર પગથીઆનું એક રાજસિંહાસન જેટલું ઉંચું હોઈ મિસરના કલાકારોએ એમાં પોતાનો આત્મા ઉતાર્યો હોય એમ લાગે છે. કહેવાય છે કે સવારની અને અસર ( એટલે સ્હાંજના ૪ વાગ્યા )ની નમાઝ પછી જુદે જુદે સ્થળે મુલ્લાંઓ ધર્મ સબંધી શિક્ષણ આપવા બેસે છે, તેથી તા. ૨૯ સપ્ટેમ્બરની સ્હવારે પાચ વાગે વ્હેલો ઉઠીને નમાઝ પઢવા આ મસ્જીદમાં ગયો. ત્યારે ૪૨ મુલ્લાઓ જુદે જુદે સ્થળે બેસીને એ વિશાળ મસ્જીદમાં ન્હાનાં બાળકોથી માંડી મ્હોટા માણસો સુધી અનેક લોકોને ધર્મપાઠ કરાવી સબક પઢાવતા હતા. આ ૪૨ શિક્ષકોના હાથ નીચે કોઈ ઠેકાણે ૫૦ થી ૭૦ તો કોઈ ઠેકાણે ૧૦૨ ચેલાઓ સબક પઢી રહ્યા હતા. આવી ભવ્યતાભર્યો દેખાવ ને ઈલ્મનો પાઠ કરનારાઓની સંખ્યા પ્રાચિનકાળના ઈસ્લામીઓના વખતનો ખ્યાલ આપતી હતી. આ દેખાવ મ્હારી આવી મુસાફરી દરમ્યાન આ મુલ્કમાં જ પહેલી વાર જોઉં છું. આવી રીતે ઠેઠ ૯ થી ૧૦ વાગ્યા સુધી ઈલ્મ પઢી તે બધાં વિખરાઈ જાય છે. ફરીવાર આવી રીતે સ્હાંજે ૪ વાગ્યાની અસરની નમાઝ બાદ ધર્મ-શિક્ષણ આપવામાં આવે છે. તે સંધ્યાકાળ સુધી ચાલુ રહે છે. આ શિક્ષણમાં નમાઝ, કુરઆન પાઠ, હદીસો કલામ, વિગેરે મુખ્ય હોય છે; આ ટોળામાં એક ફારસી મનસ્વીને અરબી પઢાવનાર પણ હતો. મસ્જીદની બહાર દિવાલોમાં પાણીના નળ બહારના લોકોની સગવડ માટે મૂકાયલા છે. મસ્જીદનાં વિશાળ પગથીઆં આસપાસ ભાજીપાલા, મેવા, વિ. વેચાય છે તેમ જ ઓટલા ઉપર ચાહ કૉફીની દુકાનો આવેલી છે.

**૧૭ પગથિયાંવાળું મ્હોટામાં મ્હોટું મિમબર**

**જુદા જુદા સ્થળે બેસી ધર્મશિક્ષણ આપતા ૪૨ મોલવીઓ**

**સ્હવારસાંજે અપાતું ધર્મશિક્ષણ**

**અતિ પુરાતન યશીલ જામિઆ**

ઉપરાંત અહિં આવેલી યશીલ જામિઆ છેક ઈ. સ. ૧૪૧૮ માં સુલતાન મહંમદ ૧ લાએ બાંધેલી હોઇ તે પુરાતન કલાનો એક નમુનો છે. તે જામિઆ ઉલુથી લગભગ અડધા માઇલ છેટે આવેલી છે. તે એક ઉંચી ટેકરી ઉપર બાંધેલી હોઈ એ મસ્જીદના ભવ્ય ચોગાનમાંથી આખા બરૂશા શહેરનો દેખાવ અતિ મોહક લાગે છે. યશીલ જામિઆ ખાસ કરીને સંગેમરમરના



એશિયા માઇનોરમા આવેલા તુર્કી શહેનશાહતનુ
પુરાણા પાટનગર બરૂશા શહેરનો દેખાવ.



બરૂશામા આવેલી યશિલ જામિઆ–મશજીદના અંદરના મહેરાબનો દેખાવ–જે પુરાતન કલાનો જોવાલાયક નમુનો છે



ઉજળા પત્થરથી બાંધેલી છે, જેમ બીજી મસ્જીદોમાં હોય છે તેમ અહિં પણ આરસના પત્થરની દીવાલો પર અલ્લાહના પવિત્ર નામોચ્ચાર કોતરાયલાં છે: અંદર પાણીનો હોજ અને ન્હાનો ફુવારો પણ આવેલાં છે: મહેરાબ પણ શણગારેલો હોઇ કલામય જણાય છે. હું મસ્જીદ જોતો હતો તે વખતે ૩-૪ યુરોપીઅન ખ્રિસ્તી મુસાફરોની ગાડી આવી. અહિંનો રખેવાળ મહંમદ બક્ષીસની લાલચે તેઓની આગતાસ્વાગતા કરવા ગયો અને યુરોપીઅનો પૈસા છૂટા હાથે ખર્ચતા હોઇ જે આપે છે તે અહિંના ટૂંકી રોજીના આદમી માટે ખૂબ થઈ પડે છે. આજે એ મહંમદ મીંયાનું નસીબ કંઇ ઉજળું હોવાથી થોડી વારમાં બીજા દશેક યુરોપીઅન મુસાફરોની ટોળી આવી પહોંચી; તેઓના હાથમાં ફ્રેન્ચ ગાઈડ બુક હતી. બધા ફરી રહ્યા પછી ન્હાના કેમેરાથી યાદગીરી દાખલ થોડાંક ફોટોગ્રાફ લઈને તેઓ ચાલતા થયા. અહિં પાસે જ મસ્જીદનો બાંધનાર સુલતાન મહંમદ ૧ લાનો રોજા આવેલો છે અને તે ચળકતાં લીલા અને બ્લુ રંગની લાદીઓથી ચણાયલા મકાનમાં આવેલો છે. એ સુલતાન મહંમદની કબર પાસે તેની પુરાણી રાજવંશી પાઘડી બાંધેલી હાલતમાં મૂકવામાં આવી છે. આસપાસ શાહી કુટુંબના બીજા આઠેક સંબંધીઓની કબરો આવેલી છે. સુલતાન મહમદને લોકો ઘણા માન સાથે યાદ કરે છે, કેમકે એના બાપ સુલતાન બાયાઝીદ તૈમરલેનની ૧૪૦૨ની સાલની લડાઇ પછી તુર્કી શહેનશાહતના નબળાં પડેલાં પાયાઓને ફરીવાર મજબૂત કરીને પોતાના રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો: પાસે જ આવેલી એક ટેકરીની ધાર ઉપર પીર અમીર સુલતાનની દરગાહ આવેલી છે. જેમ હિંદુસ્તાનમાં અજમેર શરીફના વલી ખ્વાજા મોહિનુદ્દીન ચિસ્તી હિંદભરમાં મશહૂર ઓલિયા ગણાય છે તેટલું જ માન અહિં એ વલી અમીર સુલતાનના રોજાને અપાય છે. જેમ અજમેર શરીફના ખ્વાઝા મોહીનુદ્દિન ચિસ્તીની દરગાહ માટે શાહેજેહાનની બેટી જહાનઆરા બેગમ તરફથી ૪૦ ગામો મળ્યાં હતાં. જ્યારે પીર અમીર સુલતાને સુલતાન યલદરમ બાયાઝીદની બેટી સાથે નિકાહ કીધા હતા. એ પીર અમીર સુલતાન પણ બોખારાના હોઈ એમનું અસલ નામ સૈયદ મહંમદ શમસુદીન બુખારી અથવા ખાજે મહંમદ બાહુદ્દીન સૈયદ અમીરૂદ્દીન કુલાલના પુત્ર, તરીકે ઓળખવામાં આવે છે. આ રસ્તો પુરાણી કબરોથી

યુરોપીઅન સ્હેલાણીઓની આમદરફત

સુલતાનોની કબર પાસે યાદગીરી દાખલ મૂકાતી પાઘડી

મહાન ઓલિયા પીર અમીર સુલતાનનો રોજો

એ વલી પણ બોખારાના જ હતા.



ભરપૂર હોઇ તેમ જ માર્ગ સાંકડો હોઈ એવી જગ્યાપર આવેલું છે કે જ્યાં યુરોપીઅનો આવતા નથી. આ પીર અમીર સુલતાનનો રોજો સંગેમરમરના સફેદ પત્થરથી બાંધેલો છે અને રોજાની અંદર બીજી પાંચ કબરો છે. તેમાં સૌથી ઉંચી કબર પીરસાહેબની છે. બાજુમાં જ એક સંગેમરમરની મસ્જીદ છે, ચોકમા ફુવારો પણ આવેલો છે તે પણ સંગેમરમરના પત્થરનો બનાવેલો હોઈ તેમાંથી સતત પાણી ઝર્યા જ કરે છે; તેમાથી લોકો વઝુ કરી નમાઝ પઢે છે.

**સુલતાન યલદરમની મસ્જીદ**

પીર સાહેબના રોજાની દક્ષિણ તરફ સુલતાન યલદરમની મસ્જીદ છે અને રોજો આવેલો છે.

**સુલતાન યલદરમનો રોજો અને મકતબ**

અહિં પણ આસપાસ પુરાણું કબરસ્તાન આવેલુ હોઈ ખુદ સુલતાન યલદરમના રોજાની અંદર એક જ છતમાં પાચ કબરો આવેલી છે. તેમાં પિત્તલની જાળીવાળી ઉંચી કબર સુલતાન યલદરમની છે. તેમા તેની કબર પાસે માથાને ઠેકાણે તેની પુરાતન પાઘડી મૂકવામા આવી છે. તે ઉપર લીલું સોનેરી કપડું ઢાંકવામાં આવેલ છે. આ રોજો મજબૂત બાંધણીનો લાગે છે. તે બરૂશાથી લગભગ બે માઇલ ઉપર આવેલો છે. રોજાના દરવાજા પાસે એક સંગેમરમરની બેઠક હોઈ પાસે સરવરનાં ત્રણ ઝાડો ઉભા છે. પાસે જ એક પુરાણા મકાનમાં બાળકો માટેની મકતબ આવેલી છે. આસપાસ બધે ખેતર અને ગામડા જેવું હોવાથી અહિંના બધા લોકો ગામડીયા જ લાગે છે. અહિં પણ યુરોપીઅન મુસાફરો જવલ્લે જ આવતા હશે. આ રોજાની બાજુમાં એક પુરાણી મસ્જીદ અને અતિ પુરાણું કબરસ્તાન આવેલું છે:

**થીઓદોરના કાળની પુરાતન ઇમારતો**

થીઓદોરના વખતની પુરાણી દિવાલો અને દરવાજાઓ વિ૦ અતિ પ્રાચિન ઈમારતોનો એક ભાગ આવેલો છે. તે જોવા લાયક હોઈ ત્યાં સ્ટેવ-હિલ પાસે જ દરવાજામાં દાખલ થતા જ સ્હામસ્હામે બે કબરો નજરે પડે છે. તેમાં જમણા હાથનો રોજો સુલતાન ઓરખાનનો છે. જ્યારે ડાબા હાથ ઉપરનો સુલતાન ઉસમાનનો છે. ત્યાંના રિવાજ મુજબ બન્ને સુલતાનોની મ્હોટી પાઘડીઓ તેમની કબર પાસે મૂકવામાં આવેલી છે. સુલતાન ઓરખા-નની કબર પાસે તેના ૨૧ સંબંધીઓની કબરો આવેલી છે; જ્યારે સુલતાન ઉસમાન પાસે તેના ૧૭ સંબંધીઓની કબરો જળવાઈ રહી છે. અહિં એક

**સુલતાન ઓરખાન ને સુલતાન ઉસમાનના રોજા**



પાણીની નહેર પાસે બગીચો બાંધવામાં આવેલો છે. એ ઉંચી ટેકરીપરના બગીચા ઉપરથી આખા બરશા શહેરનો દિલ ઠારે એવો મનોરમ દેખાવ નજરે પડે છે.

'મુરાદીએહ' સુલતાન મુરાદ ૧ લાનો રોઝો

સુલતાન મુરાદ ૧ લાનો રોઝો મુરાદીએહ નામે ઓળખાય છે અને તેને તથા તેના કુટુંબીઓની કબરોને આજે પણ ભારે સન્માનપૂર્વક જાળવવામાં આવેલ છે. સુલતાનની પાસે તેના ૧૨ સંબંધીઓની કબરો આવેલી હોઈ તેના જુદા જુદા ૧૨ મુઝાવરો સંભાળ રાખી રહ્યાં છે. તેમાં સુલતાન મુરાદ ૨ જાના રોઝાનું તો ખૂબ જ સન્માન કરવામાં આવે છે. તેની પાસે તેના અગીયાર સંબંધીઓની કબરો આવેલી છે. અહિંના મુઝાવર હાજી ઉસમાન મહમદે મ્હને દરેક ઠેકાણે ફેરવીને બધી વીગતોની સ્હમજણ આપી. સુલતાન મુરાદ ૨ જાને તૂર્ક લોકો માનપૂર્વક સુલતાન મુરાદ શાની નામે સંબોધે છેઃ

એ સુલતાનની કબર ઉપર ઉગાડવામાં આવતું ઘાસ

અહિં ભારે અજાયબી વચ્ચે મ્હેં જોયું તો એની કબર ઉપર ઘાસ ઉગાડવામાં આવે છે. અને વરસાદ, ટાઢ, તડકો, વિ૦ પડયા કરે; માટે કબર ઉપરનો ભાગ ખુલ્લો રાખવામાં આવેલ છે. સન ૧૮૯૩ ની મ્હારી મુસાફરીમાં હું દિલ્હી ગયો હતો; ત્યારે શાહજેહાનની બેટી જેહાનઆરા બેગમની કબર ઉપર પણ તેની વસીયત કરતી ફારસી બૈત વાંચી હતી. તે વાત આ સુલતાન મુરાદશાનીની હકીકતને મળતી આવે છે. આ સુલતાન સાદાઈ અને તેના ઉદાર ગુણોથી ખૂબ જ વખણાયો છેઃ અહિંના રિવાજ મુજબ કબર પાસે જ સુલતાનની બે પાઘડીઓ મૂકવામાં આવી છે; તેમાં એક ઇદની અને બીજી જુમાની નમાઝ વખતે પહેરવાની છે.

સુલતાનની બે પુરાણી પાઘડીઓ

આ બન્ને પાઘડીઓ અહિંના મુઝાવરે મ્હારા હાથમાં મેલી હતી, તેમાંની એક તો અતિ વજનદાર હોઈ પહેરનારના માથાની શક્તિનો ઘડીભર ખ્યાલ કરાવે તેવી હતી. આ પાઘડીના ભારથી મ્હને ખ્યાલ આવ્યો કે જ્યારે આ પાઘડીનો જ ભાર એટલો છે તો પહેરનારના ઉપર રાજ્યનો ભાર કેટલો બધો હોવો જોઈએ. તે જ ઓરડામાં પાસે પાસે ચાર કબરો અંગત સંબંધીઓની આવેલી છે; ત્યાંથી જરા આઘે શાહજાદા, શાહજાદીઓની બીજી અગીઆર કબરો છે. તેમાં સુલતાના આઈનીશા અને સુલતાના ગુલરૂહની બે કબરો મારૂં ખાસ ધ્યાન ખેંચી રહી હતી. ખલિફ હારૂન અલ રશિદની માનીતી બેગમ જુબેદી



**આઇનીશાહ અને ગુલરૂ એ બે લાડીલી બેગમોની કબરો**

અને શાહજહાંનની લાડીલી બેગમ મુમતાઝ જેટલી જ એ બેગમો સુલતાન મુરાદશાની આઈનીશા અને ગુલરૂહ માનીતાં હતાં. આજે સર્વે ખાકમાં મળી ગયાં છે. ફક્ત તેઓની હિકાયતો જ આજના લોકો માટે ચર્ચવાની બાકી રહી ગઈ છે.

**પવિત્ર ગણાતો સુલતાન મુરાદ ૨ જો. ગાઝી ખુદાવંદેગાર**

ચેકરે હિલ ઉપર આવેલા સુલતાન મુરાદ ૧ લા ના રોજાને તેમજ કૉન્સ્ટાન્ટીનોપલમા આવેલા સુલતાન મહંમદ ફાતેહ (મહાન ફત્તેહો મેળવનાર) ને તૂર્ક લોકો જીગરના ખરા ભાવપૂર્વક સન્માને છે. તેમા સુલતાન મુરાદ ૧ લાને તો ગાઝી ખુદાવંદેગારના મ્હોટા સન્માનભર્યા નામ સાથે સંબોધે છેઃ આ સુલતાનના રોજા સાથે બીજી આઠ કબરો આવેલી છે. કબરની આસપાસ ચળકતા પિત્તળની લોખંડી જાળી બાંધી લેવામાં આવી છે. આ રોજાનો મુજાવર મહમદ અતા મુસ્તફા એક નમ્ર અને ભક્ત આદમી લાગે છે. આ મુઝાવરે દૂર દેશથી આવેલા હિંદી મુસ્લીમ ભાઈ તરીકે મ્હને પ્રેમપૂર્વક સન્માન આપી, ભાવપૂર્વક રોજાનો દરવાજો ઉઘાડી આપ્યો અને ગાઝી સુલતાન વિષે કેટલીક હકીકત કહી સંભળાવી. તેમજ સુલતાન પોતાના ઉપયોગમાં લેતો તે પહેરવા વાપરવાની કેટલી પુરાણી જણસો કબાટમાથી કાઢી બતાવી. તેમાં એક પાઘડી હતી, જે રાજવંશી કરતાં વધારે સાદી જણાતી હતી. તેની ઉપર લડાઈમાં બહાદુરીથી લડતા એ વીર નરના લોહીના ડાઘ આજે પણ સુકાયલા લોહીમાં સ્પષ્ટ દેખાતા હતા. બીજું એક બખ્તર હતું. તે લડાઈપર જતી વેળા પહેરાતું. તે ભારે વજનદાર હોઈ આજના જુવાનીયા પહેરીને ચાલી જ ન શકે તેવું હતું. આ બખ્તર જોનારને પુરાતન વખતના કસાયેલા લડવૈયાઓનો અચ્છો ખ્યાલ આવે તેમ હતું. ત્રીજી વસ્તુ જુમ્માની નમાઝ પઢતી વેળા પહેરવાનો લીલો ઝભો હતો. તે પહેરનાર અમીરદિલ સુલતાનની સાદાઇનો ખ્યાલ આપતો હતો. ચોથી વસ્તુ નમાઝ પઢવાનો વાઘના ચામડાનો મુસલ્લો (આસનીયું) જે અતિ પુરાણો હોઇ કેટલીક તરફથી ફાટી ગયો છે. પાંચમી વસ્તુ અબાસી ખિલાફતના વખતનું જુનામાં જુનું કુરઆન શરીફ જે હાથનું લખેલું હોઈ સોનેરી ડીઝાઇનોથી દીપી રહ્યું હતું.

**કેટલીક પુરાણી યાદગાર જણસો**

**પુરાણો મુસલ્લો તેમજ વજનદાર પાઘડીઓ**

અહિં ખાસ જાણવા જેવું એ છે કે આ સુલતાનની કબર ઉપર ઘઉંની મન્નત (માનતા) ચઢે છે. તેથી અહિંના ભલા મુઝાવરે મ્હને એક મુઠી ભરીને



ઘઉં આપતા કહ્યું: "લે બિરાદર, આ ત્હારા અનાજના કોઠારમા નાખજે, તો ખુદા ત્હને બરકત આપશે અથવા ત્હારા પુત્રોને ખવાડજે, જેથી સુલતાન મુરાદે શાની જેવા સંસ્કારી અને વીર બનશે" મુઝાવરની એ ભલાઇથી હું ખુશ થયો અને આભાર સાથે એની કિંમતી ભેટ કબૂલ રાખી. તે પછી બક્ષીસ આપવા કેટલુક નાણું કાઢી તેના હાથમા આપ્યું તેને એ સંસ્કારી આદમીએ નાકબૂલ કરતા કહ્યુ—"બિરાદર! હિંદુસ્તાનની સરજમીનપરથી જહેમત ઉઠાવી અહિં સુધી આવેલા આદમી પાસેથી કાંઈ પણ લેવું મ્હને લાઝમ નથી. અલ્લાહની દયાથી મ્હને ખૂબ મળી રહેશે" એના એ જવાબથી હું ખુશ થયો તેટલો જ અજાયબ પણ થયો, ક્યા એ સંસ્કારી ભલો મુઝાવર ! ક્યા હિંદના લાલચુ મુઝાવરો! એ જેટલા દૂરથી આવે તેઓની પાસે તેટલા વધારે નાણાની લાલચે જ નમી નમી અડધા થઈ જાય. ન આપીયે તો તરત અસંતોષની આગથી બગડી જાય; જ્યારે આ ભલા આદમીએ સાચી ઇનસાનિયત અને ખરી મુસ્લીમ બીરાદરી બતાવી. એવા નેક મર્દો પણ દુનિયાને કોક ખુણે પડ્યા છે. એવા ખ્યાલથી એની સહૃદયતા પર આફ્રિન કરતો હું છુટો પડ્યો. આ સુલતાનના રોજા પાસે એના નામની ખુદાવંદેગારની ઘણી શાનદાર મસ્જીદ પણ આવેલી છે. અહિં વિશેષતા એ છે કે પાસે આવેલા ગરમ પાણીના ઝરામાથી અહિંના ફુવારા માટે પાણી ખેંચવામા આવેલ છે: આ ગરમ પાણીથી વજુ કરવાનું એક પ્રકારનું સુખ રહેલું છે. અહિંથી દૂર સુધી બરૂશા વેલીનો દેખાવ અતિ રમ્ય દેખાય છે. પાસેના કાવાખાનામાથી થોડીક પ્યાલીઓ પીને આ જગ્યા છોડી, બરૂશાનો રેશમનો ઉદ્યોગ જોવાને બરૂસા પાછો ફર્યો જે ફેક્ટરી ઉસમાનિયે અને મુરાદિયે વચ્ચે આવેલી છે, તે બ્રાટ મેન્યુફેક્ચર નામે ઓળખાય છે. તેમા કાંતવા અને વણવાનું કામ પણ થાય છે. આ ફેક્ટરી ખ્રિસ્તીની માલેકની હોવાથી અંદર બધા ખ્રિસ્તીઓ જ કામ કરે છે. તેમા મ્હોટો ભાગ ઓરતોનો છે. તેઓ બુરખો રાખતી નથી. એ લોકોની ચામડી યુરોપીઅન મડમો જેવી સફેદ અને ચળકતી ગુલાબી હોય છે. અહિંના વતનીઓ સફેદ ચામડીના જ હોવાથી અહિંની સ્ત્રીઓનું રૂપ જોવુ હોય તો આ ખ્રિસ્તી ઓરતોના ચ્હેરા ઉપરથી કલ્પના મેળવી શકાય છે. રેશમના કિડાની કોકડી ગરમ પાણીમા નાખી તેના જંતુને મારી નખાય છે. પછી તેમાથી કાઢીને ફારકાઓ ઉપર

અહિં ઘઉની મન્નત ચઢાવાય છે

અહિંના મુંઝાવરે મ્હને આપેલી કિંમતી ભેટ

ક્યાં આજના લાલચુ મુંઝાવરો અને ક્યાં એ આબીદ પુરૂષ!

બરૂશામાં આવેલા ગરમ પાણીના ઝરાઓ

અહિંનાં રેશમનાં કારખાનાંનો ઉદ્યોગ

કારખાનાંમાં કામ કરતી ખ્રિસ્તી ઓરતો



રેશમ વિંટાળાય છે. આ ક્રિયામાં ભારોભાર જીવહિંસા છે. એ જ રેશમને આપણા હિંદુ ભાઇઓ પવિત્ર ગણી ઉપયોગમાં લે છેઃ બીજા ભાગમાં વણાટ-કામ ચાલે છે. હિંદમાં ઝુલાઓ જેમ કોકડીથી વણે છે એ જ પ્રકારે અહિં વણાટકામ ચાલે છેઃ અહિં બીજી અનેક સિલ્ક ફેક્ટરીઓ આવેલી છે. હું જે ફેક્ટરી જોવા ગયો હતો તે બરૂશામાં આજે મ્હોટી અને મુખ્ય ફેક્ટરી ગણાય છે.

**બનારબાસીનું ઠંડું મધુરૂં પાણી**

અહિં માઉન્ટ ઓલિમપીઆસના ખોળામાથી વ્હેતી બનારબાસીનું ઠંડું-ગાર પાણી પીવામાં મધુર ગણાય છે. એ કુદરતી ધોધનું પાણી જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યા તેની આસપાસ લોઢાની જાળી બાંધી લેવામાં આવી છે. એ પાણી નહેર મારફતે શેતૂરનાં ઝાડો જે અહિં રેશમના કીડા ઉછેરવા માટે ખાસ જરૂરનું ગણાય છે તેને પોષણ આપવા પાવામાં આવે છે. તેમ જ ખેતર અને બીજાં ઝાડોની આબાદી કરવામાં આવે છે, પાણી હીરા અને બીલોર જેવું ચળકતું અને સ્વચ્છ છેઃ એ બાનારબાસીથી થોડેક દૂર પુરાતન કાળની

**સજનજૂની દીવાલોનો કિલ્લો**

કેટલીક ખંડીયેર દિવાલો આવેલી છે. તે અસલમાં એક કિલ્લો હોવાની શાખ પૂરે છે. એ દિવાલો છેક જામિઆ શાઆદ સુધી લંબાયલી છે. એ ખંડીયેર દિવાલોને તે તરફના ભાગમાં તૂર્કી લસ્કરી થાણું છે. અહિં નઝદીક મુલ્લાં ગુલ્લાની કબરો છે. તેને અહિંના વતનીઓ લોબાન ધુપ કરે છે.

**બરૂશાની બઝારમાં એક લટાર**

અહિંના બઝારમાં લટાર મારતાં, અહિં રેશમના ઉદ્યોગને લઇને ખાસ કરીને રેશમનો નિકાશ કરનારી દુકાનો વધારે જણાય છે. તેમજ જરી કામથી ભરેલા રેશમી કાપડની દુકાનો પણ આવેલી છે. ઈસ્તમબોલ જેમ અહિંનું બઝાર પણ પાકી બાંધણીના છાપરાંવાળું છે. અલબત્ત બઝારમાં રેશમી કાપડ ઉપરાંત અનેક પ્રકારની ચીજોની દુકાનો આવેલી છે. મ્હારૂં ધ્યાન અહિંના વાસણની દુકાનો પર વધારે આકર્ષાયું. જુદી જુદી કીસમના અને આ દેશના કલા કામના નમુના જેવાં અનેક વાસણો ખૂબ સસ્તા ભાવે વેચાય છે. તેમાં કાંઇ વધારે ભાવ આપવો પડતો નથી. બઝારમાં ખ્રિસ્તી ઓરતો વધારે નજરે

**યુવાવસ્થાના મદમાં મહાલતી યુવતીઓ**

પડે છે. એ યુવાનીના મદમાં ફરતી યુવતીઓ ખાસ કરીને બે ચોટલા બાંધે છે અને માથા ઉપર ૨૦ થી ૪૦ ઇંચનાં કપડાનો ટુકડો અડધું માથું ઢંકાય એવી સિફતથી બાંધે.છે. જ્યારે ઉમ્મરે પહોંચેલી વૃદ્ધ ઓરતો ખાસ કરી કાળો



લેબાસ પહેરે છે અને માથે પણ કાળો રૂમાલ લપેટે છે. જ્યારે મુસ્લીમ ઓરતો જ્યાં જૂઓ ત્યાં બુરખા સાથે જ હોય છે. અહીંનો તુર્કી સ્ટાઇલનો બુરખો આપણા હિંદી મુસ્લીમ ઓરતોના બુરખાથી જુદો પડે છે. તેઓ માથાની પછેડી કપાળ સુધી ખેંચે છે અને એક ભાગને એવો આટો દઈ વીંટાળે છે કે જેથી ફક્ત બે આંખો જ દેખાય. બઝારમાં ખાસ કરીને ઝધ્ધ્ મુસ્લીમ સ્ત્રીઓ ફરતી દેખાય છે.

ઝધ્ધ્ ઓરતોનો પોષાક

અહિંના સલ્ફર (ગંધક) મિશ્રીત પાણીના કુદરતી ઝરા વિષે મ્હેં મુસાફરી દરમ્યાન ખૂબ સાભળેલું, તેથી આજે તા. ૩૦ મી સપ્ટેમ્બરના મંગળવારે સ્હવારે હોટલનું બિછાનું છોડી સીધો અહિંના મિનરલ બાથ ઓફ બરૂશા જોવાને ગયો. એ ઉન્હા પાણીના ઝરામાં ગંધકનો ભાગ હોવાથી એના સ્નાનથી અનેક રૂમેટીક, લંબેગો આદિ ઘણા રોગો મટે છે. આથી આ અકસીર ઝરાનો લાભ લેવા ઇસ્તમબોલના તવંગર રહેવાસીઓ અને દૂર દેશાવરના અનેક રોગીઓ આવ્યા જ કરે છે. અને આ કુદરતી ચમતકારનો લાભ લઈ સાજા થઈ ઘર ભેગા થાય છે. તેથી બીજા બધાં હમામખાના કરતાં અહિં વિશેષ દરોડો હોય તેમાં અહિંના એક ચઢિયાતા ગણાતા Yenicapeijah નામના હમામમાં, જે સુલેમાન ધી ગ્રેટના ખંડીયેરો તરફ આવેલું છે ત્યા નવ વાગે પહોચ્યો. મ્હારી પહેલા પરદેશથી આવેલા ૬–૭ રહેલાણીઓની ગાડીઓ આવી પહોચી હતી. જેમ હું હમામ યનીકપીજાહમાં દાખલ થયો કે તેના એક તુર્કી માલેક શેખ બાનેન હાજીઓની એ મ્હારી હમામ જોવાની ઇચ્છાને અનુસરી અલ્લી નામના એક તુર્ક યુવાનને મ્હારી સાથે ભોમિઆ તરીકે આપ્યો, તે મ્હને સર્વે દેખાડવા લઈ ગયો. ફરતાં ફરતાં અમ્હે સંગેમરમરથી બનાવેલા હોજને કિનારે આવી પહોંચ્યા. તે આશરે ૧૫૦ ફીટના ગોળ કુંડાલામાં બાધેલો છે અને એ હોજ સાથે સંબંધમાં આવે અને તાહી શકાય એવી કેટલીક ખાનગી ન્હાવાની ઓરડીઓ પાસે બંધાવેલો હતી. આ હોજ પણ પ્રાચિન ગણાય છે. સુલતાન સુલેમાનને હોજની ફરતી ડાર્કબ્લુ નકસીદાર ટાઇલો બેસાડેલી આજે પણ જેમની તેમ છેઃ આ હોજ અને તેની મોરીઓ તેમ આખું હમામખાનું સાફ સ્વચ્છ બીલોર જેવું છે. તે જોઈ મ્હારા મોઢામાંથી આફ્રિનનો ઉદ્દગાર નીકળ્યો. અને એની સ્વચ્છતા જોઈ ન્હાવાની લાલચ પણ મને થઇ. આ વખતે મ્હારી

અહિં આવેલા ઉના પાણીના કરામતી ઝરા

હમામ યેનીકપીજાહની મુલાકાત

હમામખાનાની સુઘડતા અને સુંદર વ્યવસ્થા

મ્હારા ખીસ્સામાં જોખમ છતાં ન્હાવાની લાલચ થોભાવી ન શકયો

કમર આસપાસના ચામડાના પટામાં કુક એન્ડ સન્સની લગભગ રૂ. ૧૫૦૦) ની સરક્યુલર નોટો તેમ જ ભલામણપત્રો અને તે ઉપરાંત તુર્કી, ફ્રેંચ, ને ઇંગ્લીશ સોનાના સોવરેન્સ નગદ હતા. તેની પણ પડીઆર દરકાર નહિ કરતાં ન્હાવા માટે હું આતુર બન્યો. પૈસા માટે કાંઈ સલામત વ્યવસ્થા કરવાના વિચારમાં હું પડયો. અલીને ન્હાવાની વ્યવસ્થા કરવાનું કહી હું હમામના ખજાનચી પાસે જઈ ચામડાની બેલ્ટ સોંપી આવ્યો. અને તેને બરાબર જાળવવાની ભલામણ કરી, એ ભલા અને ઝઈફ પીરમર્દ ખજાનચીએ મ્હને બેફીકર રહેવાને કહ્યું અને બધી અનામત તીજોરીમાં મુકી, ન્હાવાની ફી ત્યા જુદા જુદા પ્રકાર ઉપર ઠેરવેલી હોય છે, તેમા વધારેમા વધારે પાંચ ફ્રુસ હોય છે, તે આપીને ખુદાનું નામ લઈને ન્હાવાના હોજ તરફ હું ગયો. મ્હારા બધા કપડાં

ન્હાવાની તૈયારી

કાઢી નાખવામા આવ્યા અને તુર્કીશ બાથના સફેદ રૂવાટીદાર ટુવાલની લુંગી પહેરાવવામાં આવી. જે હોજે મને ન્હાવા માટે એક આતુર દિવાનો બનાવ્યો તેમાં ન્હાતી વેળા મ્હને કેટલો આનંદ અને ઉલ્લાસ મળ્યો તેનું વર્ણન હું કેવી રીતે કરૂં ? વાચક ! એક ખરો આશક ભારે મુસિબત પછી પોતાની માશુકને ભેટે તેટલી અધીરાઈ અને આનંદ રહાથે હું હોજમા કુદકો મારીને ન્હાયો, આ સુંદર હોજનું પાણી શરીરમાં સ્ફૂર્તિ લાવે એટલું ગરમ હતું અને મારી

કુદરતના આશકને માશુક સાથે ભેટવાનો આનંદ કયાંથી મળે ?

છાતી સુધી હોજ ઉંડી હતી, હવે હું હોજમાં તરવા મંડયો; વાચક ! દરેક માણસને કોઈ કોઈ વસ્તુનો ખાસ શોખ હોય છે. કોઈને ખાવાનો, પીવાનો, પહેરવા, ઓઢવાનો, જ્યારે મ્હને દરિયાકિનારો, રળીયામણી કુદરતનું વન, પહાડો, કુદરતી મેવા, પાણીના ઝરણાં અને અતિ પ્રાચિન ખંડીયેરો પાસે એક પ્રકારનાં ઉનાં નિઃશ્વાસ સાથે આહ ભરતા મજાહ આવે છે. એટલે હું કુદરતનો જ આશક છું. એથી કુદરતના બનાવેલા હુંફાળા પાણી સાથે રમત કરતાં

પાણીના એક ગ્લાસને દારૂ સાથે અદલબદલ કરવાનું કદિ કબૂલ નજ કરૂં.

હું અનેરો ઉલ્લાસ અનુભવતો હતો. એક ઠંડું ગ્લાસ પાણી મ્હારે મન અમૃત સરીખડું છે. મ્હારી મુસાફરીમાં અનેક કડકડી ઠંડીની બરફ સમી શર્દ રાતો મ્હેં પસાર કરી છે. ત્યારે લોકો કહેતા કે ભાઈ જરાક ચમ્પીન પીઓ, જરા બીર લ્યો, આથી એક પ્રકારની ગરમી આવશે. પણ મેં કોઈ વાર તેમ કર્યું નહિ. કેમકે "એ વાચક, સ્વાદિષ્ટ ગણાતા ચમ્પીનના એક ગ્લાસને મ્હારા નિતર્યા પાણીના એક ગ્લાસ સાથે અદલબદલ કરવા હું કદિ રે હરગીઝ કબુલ નહિ કરૂં !" પાણીને હું હમેશાં



લ્હેજત સાથે ચૂસીને પીતો હોઉં તેમ ટેસ્ટથી પીઉં છું. હું જ્યારે મુંબઇની અન્જુમને ઇસ્લામમાં રહેતો હતો ; ત્યારે એક દિવસે મી૦ વરદે નામના શિક્ષક સાથે સાદું ખાણું લઈ ઉપરથી એક ગ્લાસ ભરી ઠંડુ પાણી મારી હમેશની ટેવ મુજબ ટેસ્ટથી પી રહ્યો હતો, એ તેણે જોયું અને એક રમુજ તરીકે પોતાની મોહરદાર આગળ એ વાત પણ તેણે કરેલી. આ વાત કોઈ વાર અચાનક નિકળતાં તેણે મ્હને કહેલું કે આ વાત મ્હેં મારી ઓરતને કરી હતી ; આ સાંભળી મ્હેં કહ્યું કે મ્હને પાણી ઉપર અતિ ભાવ હોવાથી મારી સખ્ત ઠંડા મુલ્કની મુસાફરી છતાં હું કોઇવાર બીરને અડકયો નથી.

ઇમાનીએ કરેલી ચંપી

હવે હોજમાંથી બહાર આવી હું સંગેમરમરના અનેક ઓરડા માહેલા એકમાં દાખલ થયો. ત્યારે અલીએ મ્હને એક ઇમાની નામના આદમીનો સાથ આપેલો, તેણે કમર, બરડો તેમજ શરીરના દરેક અવયવ સાંધા, અંગુઠા વિ૦ને અચ્છી તરેહથી દાબીને ચમ્પી કરી તેમ જ ચત્તોઉંધો સુવાડયો. મેલ ઉતારવાના કીસ નામના મોજાથી ખૂબ ઘસી ઘસીને સાફ કર્યું. આથી મારૂં શરીર હલકું ફુલ જેવું થઈ ગયું. જાણે રગેરગમાં હવે લોહી દોડતું હોય તેવી સ્ફૂર્તિ આવી : આવી રીતે ન્હાઇ લીધા પછી પાછો અલીએ આવીને મ્હને મહરબા કહ્યું અને હમામના એક અંદરના ગંધકના ઝરા પાસે તે મને લઇ ગયો. તેનું પાણી જમીન અંદરથી નીકળતું હતું. અલીએ મ્હને પાણી તપાસી જોવા કહ્યું. જેવો મેં હાથ નાખ્યો કે આંગળાયો દાઝી જાય એટલું તે મને ગરમ લાગ્યું. એની આસપાસની જમીન ગંધક જેવા ભૂરા રંગની હતી. અલીએ સ્હમજાવ્યું કે આ પાણી અંદર બીજું સાદું પાણી ઉમેરીને હોજમાં દાખલ કરવામાં આવે છે. તેમજ કેટલાક સાંધા જલાઇ ગયેલા દર્દીઓ હોજ પાસે ઉભા રહી કેવી રીતે ન્હાય છે તે પણ તેણે મને બતાવ્યું. તે બાદ મ્હને વસ્ત્રો પહેરવાના ઓરડામાં તે લઈ ગયો. ત્યાં ઉંચા ઉંચા તખ્તો મુકેલા હતા અને ત્યાં ઠેર ઠેર બીછાના પાથરવામા આવ્યા હતા. તે બાદ મ્હને રૂંવાટીદાર ટુવાલનો ખલકો પહેરાવ્યો. માથું, હાથપગ, કાન વિ૦ ટુવાલથી લપેટી માથા નીચે તકિઓ રાખી મને સુવાડયો. પાસે કાચની મ્હોટી બારીમાંથી ઘણે દૂર સુધીનો રળીઆમણો દેખાવ દેખાતો હતો. આહા ! શી સુંદરતા હતી ! હું સુઇને ઉઠયો, પછી મ્હને કાવો પીવરાવ્યો. પછી એ બુઢ્ઢા ખજાનચીએ મ્હારી બેલ્ટ જેવી

ગંધકના ઝરાનું પાણી ખૂબ ગરમ હતું.

જલાઇ ગયેલા દર્દીઓ ન્હાઇને આરામ મેળવતા.



ને તેવી મને હવાલે કરી, તેની અંદર તપાસી જોતા બધુ જેમનું તેમ ખરાબર હતુ એ બુઢ્ઢાને તેના ઈમાનના બદલામા એક રૂપાનો સિક્કો બક્ષીસ આપ્યો તેમ અલીને પણ આપ્યો બન્નેને સતોષ થયો ઝફિ તૂર્કે કહ્યુ કે ત્હારી જેમ અનેક મુસાફરો પોતાના દાગીના સુદ્ધાત મ્હને સોપી જાય છે, જે હું આ તીજોરીમા સાચવી રાખુ છુ અને પાછા ખુદાના હુકમથી જેમના તેમ સંતોષ પામીને લઈ જાય છે તે પછી હમામવાળા સાથે દિલોજાનીથી હસ્તધૂનન કરી હું છૂટો પડયો હું સ્હવારે નવ વાગે આવેલો આ ન્હાવાધોવાની અને આરામ કરવાની મોજમા જ બે વાગી ગયા હતા ખાસ્સા પાચ કલાક હમામખાના પાછળ જ ગયા પણ એ હમામની મોજ મ્હારા જીવનની અનેક આનદી પળોમા તાજી જ રહેશે અને જ્યારે પણ હું એને યાદ કરીશ, ત્યારે ખરા જીગરની આહ સાથે જ'

હમામખાનામાં બે જ લેતાં પાંચ કલાક ગયા

હમામમાથી બહાર નીકળતા જ મ્હને લાગ્યુ કે બ્રુશા શહેરમા જ મિલકતો વસાવી રહું અને આ હમામમા દરરોજ ન્હાયા કરૂ તે પછી પાછા ફરતા બીજા હમામોમા કાંઈક વિશેષતા છે કે કેમ તે જોઇ લેવા બીજા હમામની મુલાકાત લઇને હોટલમા પાછા જવાનો વિચાર કર્યો, કેમકે અહિં આવેલા ગધકના ઝરા પાસેજ બીજા હમામો પણ થોડે થોડે અતરે આવેલા હતા ભુખ તો કડકડતી લાગી હતી, તેથી પહેલા જમી લેવાનો જ નિશ્ચય કર્યો અને એક ભટીયારખાનામા દાખલ થયો ખૂબ પેટ ભરીને જમ્યો પછી ઈસ્કીકપનીજા હમામ જોવા ગયો આ હમામનો હોજ પણ ગોળ કુડલાકારમા બનાવેલો હતો હું ન્હાઈ આવ્યો હતો, તેનાથી કોઇ રીતે ચઢિયાતો તો નહોતો હું ન્હાઇ તો આવેલો હતો જ તેથી ખાલી આંટો મારીને બહાર આવ્યો એ મુજબ The Buyuk cucurtli અને The Kara Mustaphaના બે બીજા હમામો પણ ફરી વળ્યો બધા સંગેમરમરના પત્થરા બાંધેલા રોનકદાર હતા'

પેટ ભરીને જમ્યો

બીજા હમામોની ઉડતી મુલાકાત

તૂર્કીશ નાટકો જોવાની મરજી હતી, તેથી આજ રાત્રે જોઇ આવ્યો હિંદમા સ્ત્રીપાત્રો પુરૂષવર્ગ ભજવે છે આ દેશમા પડદાનો રિવાજ હોવાથી એમ જ થતું હશે એમ હું ધારતો પણ તેમ નહોતું અહિં ગ્રીક, ઇટાલિન, ખ્રિસ્તી ઓરતો સ્ત્રી પાત્રનો ભાગ ભજવતી અને નાચ કરતી હતી તેમાયે ગોરી સ્ત્રીઓ કમર હલાવી, ગરદન ઝૂકાવી, ખભા ઉંચાનીચા કરી, જે નાચ

તૂર્કી નાટકોમા થતા અસભ્ય નાચો



કરતી તે કોઈ રીતે સભ્ય નાચમાં ન ચલાવી લેવાય તેવાં હાવભાવ હતાં. નાટકના પરદા તો બધા કચરા જેવાજ હતા: આ નાટક ઓરતોને બતાવવા જેવો નથી. તેમ અહિંની ઓરતો આ નાટક જોવા આવતી પણ નથી, અહિંના નાટકો આપણા દેશી નાટકો કરતાંયે લાંબાલચ હોય છે. પણ હું માત્ર બે કલાક બેસી કંટાળીને ચાલ્યો આવ્યો. થીએટર મ્હારી હોટલના પડોશમાંજ હતું.

બરૂશાથી પાંચ માઇલ આવેલા ઇન્કિલાયા નામના ગામડામાં કેટલાંક પ્રાચિન ખંડિયેરો વિષે સાંભળેલું હોવાથી તા. ૧ ઓક્ટોબર ૧૯૦૨ની સ્હવારે ૮ વાગે હું તૈયાર થયો. ગઇ કાલે વ્યવસ્થા કરી હતી, તેથી વખતસર ઘોડા ગાડી આવી પહોંચી. આ માર્ગે બોનારબાચીની પુરાતન દિવાલોની પાસેથી તે છેક પૂરો થાય ત્યાં લગી ગયા પછી ઢળાણવાળો માર્ગ આવે છે. તે પહાડમાંથી કોતરી કાઢેલો હોઇ ઓલિમપીઅસ પર્વતની એક શાખા માઉન્ટ મોન્ક જેને તુર્કી ભાષામાં કેશિસદાગ કહે છે, તેમાંથી કોતરી કાઢેલો છે. આ પહાડ પણ કુદરતની એક વિચિત્રતા છે. એની અંદર ખૂબ પાણી ભરેલું હોવાથી ઠેક ઠેકાણેથી પાણીના ન્હાના મ્હોટા ઝરા ફુટી નીકળ્યા છે અને રસ્તે રસ્તે સેતુરનાં ઝાડવાં દેખાય છે. તેમજ પહાડ ઉપરથી બરૂશાવેલીનું શહેર તેમજ ખેતરોનો દેખાવ દિલહારક હોઇ જોનારનું મન ધરાઈ ધરાઇને જોવા છતાં થાકતું નથી. આખો રસ્તો ખાડા અને પત્થરાથી ભરાયેલો હોવા છતાં કયાંક સારો રસ્તો પણ આવે છે: આમ જંગલ જેવા રસ્તા પરથી પસાર થઈ ઇનિકલાયા ગામ પાસે આવી પહોંચ્યો. ઘોડાવાળાએ ગાડી છોડી નાખી ઘોડાને ચારો નાખ્યો. હું આસપાસ કુદરતને ખોળે ફરવા મંડયો. પહાડ પાસે એક ભોંયરા જેવી ગુફા છે. ત્યાં કાન રાખ્યાથી પાણી નીકળવાનો ધૂધૂ કરતો અવાજ સંભળાય છે: અહિં એક ગંજાવર અતિ પુરાણું ઝાડ આવેલું છે. તેના થડ ઉપર ઘણા મુસાફરો પોતાનું નામ લખી ગયા છે.

ઇન્કલાયા ગામની મુલાકાતે

જ્યાં જુઓ ત્યાં સેતુરની ખેતી

પાણીથી ભરેલા પહાડમાંથી નીકળતો અવાજ

એ ઝાડ પાસેથી ઝરાનું પાણી પસાર થઈ એક નાળામાં વહ્યા કરે છે. પાસે જ આ ધોધના પાણીના બળથી ચલાવવામાં આવતી મીલ છે, આ મોતી જેવા પાણીની પેલી તરફ એપોલોનિયા સરોવર આવેલું છે. આ ઇન્કલાયા ગામડું ફક્ત ૪૦ થી ૪૫ ઓરડાનું હોઈ પહાડની ઉંડી ખીણ પાસે આવેલું છે: હું આ ગામડામાં દાખલ થયો. તે ગરીબ તુર્ક મુસલમાનોથી જ વસાયલું



નહાનાં ગામડાંના મુફલીસ પણ સુખી લોકોનું જીવન

હતું. છતા એક મરહુદ આવેલી હતી આ ગરીબ લોકોએ ખોરાકીની અનેક ચિજો પોતાના ન્હાના ઘરના છાપરા ઉપર સૂકવવા મુકી હતી: તેમા ખાસ કરી ઘઉંને ભીંજવીને સુકવેલા જણાયા હતા, બીલકુલ દુરસ્ત નહિ કરેલા એવા વાકાચૂકા માર્ગો અને ઝૂપડા વચ્ચે તૂર્ક સ્ત્રીઓ લાબા પગ કરેલી ખુશ હાલ બેઠી હતી. હું ત્યા નિર્ભયતાથી ફરતો હતો, ત્યા અચાનક ગામની રખેવાળી કરતા અમલદાર થઈ પડેલા કૂતરાઓનું ટોળુ મ્હને ઘેરી વળ્યુ હુ ગભરાયો; છતા હિંમત રાખી હાથમાની લાકડી વિંઝવા મડ્યો પણ એ લડાયક ખમીર ધરાવતી જાતના કુતરાઓ પણ માથેના મળ્યા હોય તેમ ખસક્યા નહિ. તેમાના બે મ્હોટા કુતરા

કુતરાંઓ ઘેરી વળ્યાં.

તો ઉંચે ઉંચે કુદકા મારી મ્હને ગભરાવી અટ્ટહાદ તૌગા પોકરાની રહ્યા હતા. એટલામા બે તૂર્કી મરદો લાઠી લઇ દોડી આવ્યા અને કુતરાને મારી નસાડયા, ત્યાર પછી આગળ વધતા આ અચાનક હુમલામાથી બચવા માટે ખુદાનો શુક્ર કરતો હું પાછો ફર્યો: તૂર્કી ગામડા તો શુ પણ શહેરોમા પણ જ્યા જુવો ત્યા શેરીએ શેરીએ રખડતા કુતરા ફર્યા કરે છે. ખુદ ઇસ્તમબોલમા આના રખડતા કુતરા જોઈ મ્હેં મ્હાગ તૂર્કી મિત્રોને કહ્યુ કે યુરોપના

આખરે છૂટયો ખરો.

રાજ્યો આ કુતરાઓનો નાશ કરે છે. ત્યારે એણે કુતરાઓ તરફ દિલસોઝી બતાવતા કહ્યુ કે બીચારા મુગા પ્રાણીઓને મારી નાખવા એ ગુન્હો છે:

યુરોપમા રખડતા કુતરાને મારી નાખવામા આવે છે. અને ઘરના કુતરાઓને નબર આપવાની ફરજ પાડવામા આવે છે તે નંબર સાથે પટા કુતરાના ગળામા પહેરાવવાની ફરજ પાડવામા આવે છે. તેથી કોઈ કુતરો કોઈ વ્યક્તિને નુકશાન કરે તો નંબર ઉપરથી તેના ધણીને શોધી કાઢી ઘટતી નુકશાની મેળવી શકાય. પણ તૂર્ક રાજ્યમા તેમ ન હોવાથી જ્યા જુઓ ત્યા

યુરોપનાં રાજ્યોમાં કુતરા માટે ઘડેલા નિયમો

ભટકતા કુતરા ઠેરઠેર દેખાય છે. અરબ શહેરોમા જેમ ઊંટના કાફલા હોય છે તેમ અહિં ઊંટ અને ગધેડાના કાફલા હોય છે, તેઓના ગળામા ન્હાની ઘટડીઓ બાધવામા આવે છે તેઓ રેલ્વે વગરના અનેક ગામડાઓ સાથે માલ લાવલઈજા કરવાનો સબંધ જાળવી રાખીને વેપારીઓનુ જોખમ માથે લઈ પાર ઉતારે છે બરૂશા અને મુદાનિયા વચ્ચે જર્મન કંપનીને રેલ્વે બાધવાની પરવાનગી અપાઈ હોવાથી સ્ટેશને સ્ટેશને જર્મન અને તૂર્ક ભાષામા ટાઈમિ ટેબલો વિ ગોઠવવામા આવે છે બરૂશાવેલીની જમીન કસવાળી હોઈ ઉપર

જર્મન રેલ્વે કંપનીની વ્યવસ્થા



આસાનીથી ખેતી કામ કરી શકાય છે. રેશમના કીડા ઉછેર માટે સેતુરનાં ઝાડોની ખેતી અહિં મુખ્ય છેઃ

કેશિસદાગની પર્વતમાળા પાસે મારમોવા સમુદ્રનો ન્હાનકડો દરિઓ નજરે પડે છે. તેમાં છેક મહાકવિ હોમરના ઇલિયડમાં પ્રખ્યાતિ પામેલું પુરાતન શહેર ટ્રોયના ખંઢીયેરો તેમજ મિસીયા, ફરીંગીયા અને પેરગામો તેમજ કુતારિહ સુધીનો સુંદર દેખાવ નજરે પડે છેઃ

મહાકવિ હોમરનું ઇલિયડ રામાયણ અને મહાભારત જેટલું લાંબું પુરાણ પોથું છે. તેમાં ઘણી સુંદર વાતો લખવામાં આવી છે. તેમાં લખ્યું છે કે સ્વર્ગમાં કેટલીક મુખ્ય દેવીઓ વચ્ચે સંવાદ થયો, તેનો ન્યાય તોળાવવા એ દેવીઓ જગતમાં આવે છેઃ તેઓ પ્રાયમ રાજાના પુત્ર પારિસને ઇન્સાફ કરવા કહે છે. સાથે લાલચ પણ આપે છે. તેમાં વિનસ (શુક્ર) દેવીએ કહ્યુંઃ– જો તું મ્હારા પક્ષનું સમર્થન કરશે તો ત્હને દુનિયાભરમાં ખુબસુરતમાં ખુબસુરત સ્ત્રી હેલન જે મેનલેઆસની પરણેતર થાય છે તે અપાવીશ. પરિણામે પારિસે વિનસની તરફેણમાં મત આપ્યોઃ પછી મેનલેઆસના દેશમાં રાજકુમાર પારિસ જાય છે. જ્યાં સૌન્દર્યવતી હેલનને રાજકુમારનો મેળાપ થાય છે. ત્યારે વિનસ (પ્રેમની દેવી) ની આજ્ઞાથી કયુપિડે (કામદેવના) પોતાનું બાણ છોડયું. પરિણામે બન્નેના જીગરો પ્રેમથી વિંધાઈ ગયા. અંતે એક કાળી રાત્રે હેલન પારિસ સાથે ન્હાસી છૂટી. મેનલેઆસને આ વાતની ખબર મળતાં તેના રાજા તરફથી પારિસના પિતા ટ્રોયના રાજા પ્રાયમના દરબારમાં એલચી મોકલી રાજપુત્રને ઘટતી સજા કરવાને હેલનને પાછી સોંપવાની માગણી કરવામાં આવી, જે તેણે ના પાડતાં ટ્રોયનું મહાયુદ્ધ કુરૂક્ષેત્ર જેવું મંડાયું. તેમાં અનેક રાજ્યો ખપી ગયા. હજારો બનાવો બની ગયા. તેમાં રાજપૂત્ર હેકટરને તેની સાથે લડનાર આગેમેમનની વિરતાના પ્રસંગો રૂંવાડાં ખડા કરાવે તેવાં છે. સૂર્યમંદિરના પૂજારીની પુત્રી વિ૦ એ ઇલીયડના પુરાણના મુખ્ય નાયકો છે. આ બનાવમાં ટ્રોયના લડવૈયા કેમે કરી હારતા નહોતા અંતે એક રાત્રે જબરદસ્ત પત્થરના પોકળ ઘોડામાં લડવૈયાઓ છૂપાયા અને તે ઘોડાને ટ્રોય નગરમાં ખેંચી જવામાં આવ્યો. તે રાત્રે તેમણે અચાનક બહાર નીકળી અપૂર્વ વિરતા બતાવી. તે પછી આ યુદ્ધનો અંત આવે છે, એ એક

**મહાકવિ હોમરના ઇલિયડમાં પ્રખ્યાતિ પામેલું ટ્રોય નગર**

**ઇલિયડની વાર્તા વિષે કૈંક ઝાંખી**

**દુનિયામાં એક હસીન નાજની ખાતર શું ન થાય?**



જબરી કલ્પના ધરાવનાર પ્રસંગ રચ્યા પછી હોમર મહાકવિ ગણાયો. જેમ આપણા હિંદુ બાળકો રામાયણ અને મહાભારતની વાતોથી વાકેફ છે તેમ યુરોપનાં બાળકો ટ્રોય નગરના વિનાશની વાતો તેમજ ઇલિયડની મહાવાતોથી વાકેફ છે. આ ઉજ્જડ નગર આજે સાવ ખંડિયેર હાલતમાં હોવા છતા તેના મસ મ્હોટા પત્થરાથી રચાયલી ઇમારતો, રાજમાર્ગો, ચોગાન, રાજમહેલની રચના વિ૦ આજે બે હજાર વરસ પછી પણ આવનાર મુસાફરોને પ્રાચિન જાહોજલાલી અને પુરાતન રાજકિય મહત્તાનો સચોટ ખ્યાલ આપે છે. અહિં આવી ઉભા રહેનારને પ્રાચિનકાળના કંઈ અજબ અને અકથ્ય લાગણીભર્યા સોણા જગવે છે. એ મહાનગર વિષે તો ખાસ જુદું પુસ્તક પ્રગટ કરી શકાય, એટલું સાહિત્ય આ ખંઢીયેરોના અવશેષોમા મુસાફરને સ્હેજ દેખાય છેઃ ગમે તે હો પણ એક સ્રી જાતિ પાછળ આખુ રામાયણ રચાયલું છે. તેમ એક સ્રી જાતિ માટે આ મહાનગરના વિનાશની વાતો રચાઇ છે. જર, જમીન અને જોર, તો શું પણ એક હસીન નાઝનીનના મોહ પાછળ રાજ્યો અને મહારાજ્યો કેમ અને કેવી રીતે ફના થયાં, એની કલ્પના જોનારના અંતરને વલોવતી પસાર થઇ જાય છે.

**રામાયણ જેટલુંજ ઇલિયડ મશહૂર છે.**

**સ્રી ખાતર ટ્રોય નગરની પાયમાલી મંડાઇ હતી**

આજે સન ૧૯૯૫ ના છેલ્લા વસ્તીપત્રક ઉપરથી બરૂશાની વસ્તી ૩૫૦૦૦ થી વધારે તૂર્કી મુસલમાનોની ગણાય છે. તેમા ૨૦૦૦ યહુદીઓ અને આશરે ૫૦૦ ગ્રીક અને ઇટાલિયન ફ્રેન્ચ આદિ યુરોપીઅનો હશેઃ આ પુરાતન પાટનગરની ઉડતી મુલાકાતમાં જેવાનું બધું જોઇ લઇને હું ૭ વાગે મ્હારા બીજા તૂર્કી મિત્રો સાથે રેલ્વે સ્ટેશને પાછો ફર્યો. બીજી અક્ટોબરની રહવારે ૭ વાગે બરૂશાને છેલ્લી સલામ કરી મુદાનિયા તરફ હું રવાના થયો. બે કલાકની ટુંકી મુસાફરી બાદ મુદાનિયામાં પહોંચ્યો. અહિં સ્ટેશન પાસે જ કોરીટ સ્ટીમર ઉભી હતી. તેની ડેક અહિંના વખણાતા તૂર્કી ઘેટાઓથી ચિકાર ભરેલી હતી. એ ઘેટાંઓ અહિંથી ઇસ્તમબોલ જાય છેઃ મ્હારી હંમેશની ટેવ મુજબ સ્ટીમરની ઉપરની ડેક છત્રી પાસે બેસીને આ ટુકી દરિયાઈ મુસાફરી ઠંડા પવનની લ્હેરમાં કોઇ અજબ ઘેનભર્યા આનંદ સાથે પસાર કરી, ૩ વાગે ઇસ્તમબોલ હું પહોંચ્યો અને હોટલ ઉસમાનિયામા પાછો આવ્યોઃ

**બરૂશાની તૂર્ક યહુદી અને ખ્રિસ્તીઓની વસ્તી**

**પાછો મુદાનિયા થઇને ઇસ્તમબોલ આવ્યો.**



આજે શુક્રવાર હોવાથી જુમ્માની નમાજ અહિંની પુરાતન મસ્જીદ ઐયાસુફીયા જે અતિ પ્રાચીન ઈમારત છે, જે કોન્સ્ટેન્ટિનોપલ સ્થાપાયા પહેલાં બાઈઝાનટાઈનના રાજ્યકર્તા વખતની હોઈ, ગ્રીક રાજા કોન્સ્ટેન્ટાઇનના કાળમાં મુખ્ય દેવલ હતું, જે સુલતાન મહેમદ ફાતેહે. ઇસ્તમબોલ ફતેહ કર્યા પછી આ મહા મંદિરને મસ્જીદના આકારમાં ફેરવી નાખ્યું તે પછીના રાજ્યકર્તાઓએ એને દિપાવવા માટે કેટલોક ફેરફાર કરી તેને સુંદર અને મોહક બનાવવામાં કશી મણા નથી રાખી, એનું પુરાતન નામ સેન્ટ સોફીયાને બદલે ઐયા સુફીયાના તૂર્કી નામે સંબોધવામાં આવે છેઃ હું જરા વ્હેલો આવી એક સારી જગ્યા ઉપર બેઠો હતો. નમાઝ ભારે દબદબા અને શાનો શૌકતથી અદા કરવામાં આવી. મસ્જીદનો એક બાજુનો ભાગ તૂર્કી સ્ત્રી વર્ગ માટે અલગ રાખવામાં આવ્યો હતો જ્યાં લગભગ ૫૦૦ થી વધારે સ્ત્રીઓ પણ નમાઝ માટે આવી હતી. નમાઝ બાદ અહિંનો ઝઇફ ઇમામ જે આશરે ૬૦ વરસનો હશે તેણે ઉંચાં મિનાર પર ચઢી તૂર્કી રાજ્યના રિવાજ મુજબ હાથ તલવારના હાથા ઉપર મુકી તૂર્કી ભાષામાં ખુતબો પઢવો શરૂ કર્યોઃ મ્હારી સન ૧૮૯૪ ના વખતની મોસલ શહેરની મુસાફરી વેળા મ્હેં જાસિયા કર્બીરમાં જુમ્માની નમાઝ અદા કરી હતી. તે વખતે ત્યાંના ખતીબે આપણા હિન્દીઓ જેમ હાથમાં લાકડી લઇને નહિ પણ તૂર્કિ રાજ્યના રિવાજ મુજબ હાથમાં શમશીર લઇને ખુતબો પઢ્યો હતો. નમાઝ અને ખુતબો ખલાસ થયા બાદ વાયેઝ કરનાર મોલવી સ્ત્રી વર્ગના મીમબર પાસે જઇ બેઠો, કે બધી સ્ત્રીઓ તેની આસપાસ કુંડાળું વાળી બેસી ગઈ. મોલવી સાહેબે વાયઝ શરૂ કરી. ઓરતોનો લેબાસ ભપકાદાર હતો. ચળકતા લાલ, પીળા અને સોનેરી રંગના કિનખાબ અને ઉમદા ભરતકામનાં વસ્ત્રો પહેરી આવી હતી. કેટલીકના ધોળા દુધ જેવા હાથમાં તસ્બીઓ હતી, ભારે રમુજ અને અજાયબી વચ્ચે મ્હેં જોયું તો ઇસ્લામી સમાનતાનો લાભ લેતી કેટલીક સિધન યાને હબસણ બાનુઓ પોતાના તાવડા જેવા શરીર ઉપર કિંમતી રેશમી વસ્ત્રો પહેરી પોતાના હસીન ચ્હેરાને ઢાંકી બેઠી હતી. એ હબસણો અહિંના શ્રીમંત વર્ગમાંની હોવી જોઇએ. આ કાળી સિધણોનો ઠઠેરો જરા જોવા જેવો રમુજી લાગતો હતો.

પુરાતન મસ્જીદ ઐયા સુફિયામાં જુમ્માની નમાઝ.

શમશીર લઇને ખુતબો પઢવાનો તૂર્કી રાજ્યનો નિયમ.

ઓરતો વચ્ચે વાયેઝ કરતા મોલવી સાહેબ

સિધણોનો ઠઠેરો

યુરોપની મુસાફરીમાં સ્થળે સ્થળે બાવલાં અને ઇન્સાફનાં ત્રાજવાં દેખાય છે. જેમ ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ પોતાના અમલ વખતે દોઢીયાં અને દબ્બુ વિ. ઉપર કાંટા (ત્રાજવા) છપાવ્યા હતાં, તેની નિશાની અહિં ઇસ્તમબોલની સુલતાન આહમદની જામિયા નઝદીક કોતરેલી જોવામાં આવે છે. આમ યુરોપની પ્રજાની નિકટ વસ્તી તૂર્ક પ્રજામાં કેટલાક યુરોપીયન સંસ્કારો જાણ્યે અજાણ્યે ભળ્યા લાગે છે.

**ઇન્સાફનાં ત્રાજવાં**

તૂર્ક રાજ્યમાં ખાસ જાણવા જેવી વાત એ લાગે છે કે તૂર્ક શિવાય યુરોપના બળવાન પારકા રાજ્યોની રૈયતને વેપાર કરવા અહિં પરવાનો લેવો પડતો નથી, જ્યારે તૂર્કોને ખુદ પોતાના પાટનગરમાં વેપાર કરવા પરવાનો લઇ ઠેરવેલી અમુક ફી ભરવી પડે છેઃ ૧૮૭૮ માં રૂશિયા સાથેની લડાઇમાં તૂર્કો હાર્યા તેના આ બધા પ્રતાપ છે. તે વખતે સલાહ કરતી વેળા તૂર્કી રાજસત્તા મજબૂત નહિ બને અને દિનપર દિન તૂર્કી વેપાર ભાંગી પડે અને એક દિવસે કાળચોઘડીયે તૂર્કો વિનાશની ઉંડી ખાઇમાં ગબડી પડે માટે આવી અનેક કલમો નેહરસ્ત કરારનામામા ઉમેરવામાં આવી છે, જે હારેલા તૂર્કોને કબૂલ રાખ્યા વગર છૂટકો ન હોવાથી એમણે છેવટે મંજુર કરી, છતાં આજે પચીસ વરસ થયાં આ વીર ભૂમિમાં કોઇ એવો પરાક્રમી પુરૂષ પાકયો નથી, જે પોતાની માતૃભૂમિને આવા અપમાનજનક કરારની કલમોમાંથી મુક્ત કરી શકે. તેથી તૂર્કી રૈયત પછી ભલે ક્રિશ્ચિયન કે યહુદી કાં ન હોય પણ તૂર્ક પ્રજા તરીકે પોતાના જ વતનમા કર ભરે, અને પરદેશીઓ પોતાનો બાપનો માલ હોય તેમ છૂટથી આનંદ ભોગવે. આ બધાં યુરોપનાં રાજ્યોના મુત્સદ્દીઓની ઝીણી બુદ્ધિના પ્રતાપ છેઃ પરદેશી રાજ્યની રૈયત ખુદ તૂર્ક પાટનગરમાં કાંઇ ફી આપ્યા વગર વેપાર કરે છે, તેઓને માટે ફક્ત એક જ નિયમ છે. એણે પોતાના દેશના કોનસલ ખાતાના દફતરમાં પોતાનુ નામ ઓળખ વિ. આપવાની હોય. અહિં આવેલી વિખ્યાત 'અંગ્રેજ પેઢી મેસર્સ કુક એન્ડ સન્સની ૧૨ કાબરીસ્તાન રોડ પર આવેલી ઇમારતમાં ફોટોગ્રાફરનો ધંધો કરતો મ્હારો ગ્રીક મિત્ર મી૦ સ્ટેવરોઝ દી. દરીમાકેએ મ્હને જે કહ્યું તે ઉપરથી વળી નવી હકીકત જાણવાની મળી. એ તૂર્ક પ્રજા હોવાથી એને ધંધા માટે પરવાનો તો લેવો પડયો. પણ અંગ્રેજ રૈયતના મકાનમાં

**તૂર્ક રાજ્યમાં પારકી વેપારી રૈયતને કરમાંથી મુક્તિ.**

**યુરોપના મુત્સદ્દીઓએ ઘડી કાઢેલી તૂર્કોને કચડવાની યોજના**

**મ્હારા ગ્રીક ફોટોગ્રાફર મિત્રની વાત**



પોતાનો સ્ટુડિઓ રાખતો હોવાથી તેને ૧૬૬ પિયાસ્ટરને બદલે ફક્ત ૨૬ પિઆસ્ટર જ ભરવા પડે છે. વાંચક આ ઉપરથી યુરોપીઅન મુત્સદ્દીઓની એક બીજી સિફત પણ સ્હમજી શક્યા હશે આગી પરદેશી મિલકતમાં વસતા ભાડુતોને વેપારધંધાના પરવાનામાં રાહત આપવાની કલમ નંખાવેલી હોવાથી પોતે તુર્કી મિલકતો કરતાં કાંઇ વધારે સારૂં ભાડું ઉપજાવી શકે. જો આ બિલ્ડીંગ તૂર્ક પ્રજાની હોત તો ૨૬ ને બદલે ૧૬૬ પિયાસ્ટર ભરવા પડત. આથી સ્વાભાવિક રીતે વેપારીઓ પૈસા ખાતર પણ પરદેશીઓની હુંફ શોધવા માંડે ? આમ એક તરફ પોતાના રાજ્યના પાટનગરમાં જ તુર્કો અતી કરના બોજા હેઠળ કચડાયેલા રહે અને બીજી તરફ તેના દુશ્મનો જ છક્કા પંજા કરતા ઉભા હોય. ત્રીજી સિફત યુરોપી અને ખ્રિસ્તી રાજ્યોએ એવી કરી છે કે દરેક રાજ્યની પોસ્ટ ઓફીસ જુદી જુદી હોય. એટલે રશિયન પ્રજા રશિયન પોસ્ટ ઓફીસમાંથી રશિયન સ્ટેમ્પ લગાડી કાગળ પોસ્ટ કરે અને જર્મનો પોતાની પોસ્ટ ઓફીસમાં જાય, તેમ મ્હારે અહિં બ્રિટીશ પોસ્ટેજ સ્ટેમ્પ લઈ બ્રિટીશ પોસ્ટ ખાતામાં પોસ્ટ કરવું પડે છે. ફ્રાન્સ અને ઑસ્ટ્રીઆના લોકોનું પણ એમ જ સ્હમજવું, આવી રીતે તૂર્ક શહેનશાહતના પાયા નબળા કરવામાં આવે છેઃ તેથી પારકા રાજ્યની પ્રજા પાસેથી તુર્કી સરકાર પોતાના જ રાજ્યમાં કાંઇ હાસલ કરી શકતી નથી. વળી અહિંની મુખ્ય ઇમ્પીરીઅલ ઓટોમન બૅંક પણ ફક્ત નામની જ ઇમ્પીરીઅલ બૅંક હોઇ અંગ્રેજ, જર્મન અને ફ્રાન્સનાં નાણાથી સ્થાપાયલી પરદેશીઓનું જ હિત જાળવતી સંસ્થા છે એટલે ઓટોમન સરકારની નોટ ચાલતી નથી. ઓટોમન નોટ કાગળના ચિંથરા બરાબર હોઈ એની આંટ રહી નથી.

પરદેશી મિલકતોના ભાવ ઉંચા કેમ ?

એક રાજ્યમાં અનેક રાજ્યોનાં કારભારાં

ઇમ્પીરીઅલ ઓટોમન બેંકના પડદા પાછળ

ફક્ત કસ્ટમ ખાતામાં આયાત ઉપર આઠ ટકાની કસ્ટમ ડ્યુટી તૂર્કો લઇ શકે છે.

વેપારી પરવાના પરરાજ્યની પ્રજાને લેવા પડતા નથી, એ વાત મ્હને બહુ વિચિત્ર અને અજાયબી પમાડનારી લાગી, આથી હું અહિંના બ્રિટીશ વાઇસ કોન્સલ જનરલ મી. જી. એચ સિમનસને રૂબરૂ મળ્યો. આ વિષે વાત કરી, ત્યારે તેણે કહ્યું કે તે બરાબર છે. તમારી મરજી હોય તો બ્રિટીશ રૈયત તરીકે તમે પરવાના વગર વેપાર કરી શકો છો, તમારે એ બદલ તૂર્ક સરકારને ફુટી

બ્રિટીશ વાઇસ કોન્સલની મુલાકાત



બદામ આપવી નહિ પડે. પણ અહિંના ગ્રીક અને આરમિનિયન વેપારીઓ બડા ચાલબાજ હોવાથી તેઓની સ્હામે તું ફાવી શકશે નહિ.

ફરજીઆત લશ્કરી નોકરીનો અમલ

તુર્ક સૈન્યમાં મુસલમાનોને જ દાખલ કરવામાં આવે છે. અને તુર્કસ્તાનમાં ફરજીઆત લશ્કરી નોકરીનો કાયદો હોવાથી જે માણસ લશ્કરમાં નહિ જોડાય તેની પાસેથી ૪ મજીદી રૂપીયા કર દાખલ લેવામાં આવે છે, જે તે ૨૦ વરસનો થાય અને ૭૦ વરસ પૂરાં કરે ત્યાં લગી આપવા બંધાયેલો છેઃ લશ્કરમા દાખલ થયા પછી કવાયદ શિખવાની અને યુદ્ધની તાલીમ આપવામાં આવે છે.

તુર્કી નાણાંચલણનો હીસાબ

તુર્કી ચલણ વિષેની ટુંક સ્હમજણ અહિં આપું તો અસ્થાને નજ ગણાય.
તુર્ક સોનામહોરને લીરા કહે છે.
૧ લીરાની ૫ રૂપાની મજીદી.
૧ મજીદીના ૨૦ પીઆસ્તર ગણાય.

પીઆસ્તર તે જ કુરશ નામે પણ બોલાય છે. બન્ને એક જઃ એક પિઆસ્તર ના ૪૦ પરા (એટલે પૈસા) તુર્કી ફેરીઆ અને દુકાનદાર પાસે ભાવ પૂછવા હોય, "કેટલા પૈસા?" તો તુર્કી ભાષામાં કચ પરા ? બોલાય છે.

તુર્કી સંગીત

તુર્કી લોકો તાઉશ સીતાર અને આનો હારૂ નામના વાજીંત્રો વગાડવામાં પ્રવીણ હોય છે. તેઓનું ગાયન તુર્કી જબાનમાં હોઈ હું સ્હમજી શકતો નથી. પણ સુરીલા તાલબંધ હલકના લ્હેકા ઉપરથી આટલું તો સ્હમજી શકાય છે. તુર્કી રાજ્ય સ્ત્રીઓને સન્માનતું ઈસ્લામી રાજ્ય હોવાથી ટ્રામોમાં સ્ત્રીઓ માટે જુદો કમ્પાર્ટમેન્ટ રાખવામા આવે છે. તુર્ક પ્રજા મ્હારા અદના મત મુજબ ધર્મિષ્ટ, લડાયક અને સાદાઇ પસંદ કરનારી પ્રજા છે.

તુર્કીમાં ઈસ્લામી સંસ્કૃતિની છાયા

તુર્કી યુરોપીઅન છતાં યુરોપના લોકોથી ઈસ્લામી તરબીઅત અંગે તેઓ નિરાળા પડી આવે છે. હવે આ બુલંદ ઈસ્લામી શહેનશાહતના અતિ પ્રાચિન શહેરને છેલ્લી સલામ કરી વિદાય લેતાં મ્હને એક પ્રકારની દિલગીરી ઉપજે છે. કયાં એ બુલંદ મસ્જીદો! રોજાઓ, ઈસ્લામી મહોજ્વળતાનો પ્રત્યક્ષ ખ્યાલ આપતો મુલ્ક! એને હમેશનો છોડી જતાં એક પરાધિન મુસ્લીમ તરીકે મને કાં શોક ન થાય ?

અહિંથી તુર્કીના વિખ્યાત શહેર એંગોરા જવાની પાસપોર્ટ એટલે



તૂર્ક ભાષામા કહીયે તો તશકરો બરૂશા શહેરમા જ મેળવી ચૂકયો હતો. તેથી તા. ૭ મી ઓકટોબર ૧૯૦૨ ના દિવસે મ્હારા હેતાળ તુર્કી મિત્રોને ભેટી હર્ષભેર સલામો કરી હોટલના ભલા માલેક અફન્દી મુસ્તફાનો તેની સહૃદયતા માટે આભાર માની, ઈસ્તમબોલથી સ્કુતારી જવા ઉપડતી નાની સ્ટીમર પકડવા, હોટલ ઉસમાનિયા પરથી કંઈક ઉદાસ હૈયે નીચે ઉતર્યો ભલા હોટલવાળાએ મ્હને કોઈ પ્રકારની અગવડ ન ખમવી પડે માટે મને સારી રીતે બેસાડી આવવા એક માણસને સાથે મોકલ્યો હતો. તેણે કસ્ટમવાલા પાસેથી મ્હારો માલ પાસ કરાવી, અંગોરાની ટીકીટ કઢાવવામા મદદ કરી. તેને યોગ્ય બક્ષિસ આપી તેનાથી હું છૂટો પડયો. પાસપોર્ટ તપાસાવી, ૫ વાગે સ્ટીમર પર ચઢી બેઠો. હવે આ ન્હાની સ્ટીમર સ્હામે પાર આવેલા સ્કુતારી શહેર તરફ હંકારવા માડી, તે એક કલાક પછી સ્કુતારીને કિનારે આવી ઉભી રહી. અહિંના રેલ્વે સ્ટેશનને હૈદરપાશા નામે ઓળખવામા આવે છે અહિં બધા પેસેન્જરોનો તસ્કરો ( પાસપોર્ટ ) તપાસવા અમલદારો આવેલા હોય છે. કયે ગામ જવાના છો. વિ૦ કેટલીક ટૂંકી પૂછપરછ કરી તેઓ નોધ કરી લે છે. આ હૈદરપાશાના સ્ટેશનેથી ટ્રેન ઉપડી, મારમોરા સમુદ્રની ઉગમણુ ખાડી તરફ આગળ વધવા કિનારે કિનારે ચાલવા માડી અને આ ખાડીને હાલમા ઇસ્મીથ નામે ઓળખવામા આવે છે, તેના રેલ્વે સ્ટેશન પાસે જ પુરાતન ટ્રોય નગરના ખંડિયેરો આવેલા કહેવાય છે. પણ ખરેખર તેમ નથી. પણ આ બીજા જ પુરાણા શહેરોનુ ખંડિયેર છે.

હેતાળ તુર્કી મિત્રો સાથે છેલ્લી વિદાય અને 'છેલ્લી /સલામ'

હોટલવાળાની સલાહ

સ્કુતારી જવા ઉપડયો

પ્રાચિન ઇસ્મીથનાં ખંડિયેરો અહિં છે

આ મ્હારી ટ્રેન મારમોરા સમુદ્રની ખાડીનુ મથાળુ છોડી આગળ ધસતી જાય છે, તેમ તેમ ખંડીયેર ઈમારતો જે બે હજાર વરસ પૂર્વે બધાઈ હતી, તેના બેનમુન અવશેષો અને પહાડોની હારમાળા તેમજ દૂર દૂર ન્હાના સુંદર બગલાઓ બતાવતી જાય છે પાસે પાસે Sakaria સ્કારીઆ નદી વેગપૂર્વક ધસતી વ્હેતી જતી દેખાય છે અને ગજાવર પહાડમાથી બોગદાઓ ખોદી કાઢવાને જર્મન કપનીએ પોતાની વિજ્ઞાન શકિત ખર્ચી છે. પણ આ ટ્રેનમા કોણ જાણે સંડાસની સગવડતા રાખવામા આવી નથી. પાસે પાસે ખેતરો, સેતુરના ઝાડો અને પેર તેમજ પીચીઝ કઈ પાર વગરના દેખાય છે રસ્તે રસ્તે ગામડાઓ આવે છે, તેમા ન્હાની મ્હોટી

કુદરતને ખોળે રમતી સ્કારીઆ નદી



બે-પાંચ મસ્જીદો દેખાય છે, તે વિના એકે ગામડું ખાલી નથી; અને રાતના ૮ વાગે ટ્રેન હૈદરપાશા પછી ૩૧ રેલ્વે સ્ટેશનો પસાર કરીને ઇસ્કી શહેરમા આવી પહોંચી. આ ઇસ્કી શહેર કોનીઆ અને અંગોરા વચ્ચે વસેલું છે. તેમાં કોનીઆ દક્ષિણ તરફ આવેલું છે અને અંગોરા પૂર્વ તરફ આવેલું છે. આવી રીતે આ શહેર ઉપલા બે શહેરોની વચ્ચે આવેલું હોવાથી બન્ને શહેરોમાં જવા ઇચ્છનાર મુસાફરને ઇસ્કી શહેરમા ઉતર્યા ઉપરાંત એક રાત રોકાઇને બીજે દિવસે અંગોરા જવું પડે છે. યુરોપમા બને છે તેમ અહિં પણ જુદી જુદી હોટલના પોર્ટરોની ન્હાની સરખી ફોજ મુસાફરોને પોતાની હોટલમા ઉતારો લેવા આગ્રહ કરી લલચાવવા આવેલી હોય છે. હું અને મારા તુર્કીશ ગોઠીઆઓ બધા હોટલ મોરકો તરફ હંકારી ગયા અને ત્યા રાતવાસો કરવાનો ઇરાદો કર્યો. અંગોરા તરફ આવતી કાલે ઉપડી જવાનું બની શકે માટે રાત્રે જ પાસપોર્ટવાળાને ઘટતી ખબર આપી વ્યવસ્થા કરાવી લીધી. અહિંની વસ્તી ફક્ત વીશ હજારની કહેવાય છે.

કોનીઆ અને અંગોરા વચ્ચે વસેલું ઇસ્કી શહેર

હોટલ મોરકોમાં રાત ગુજારી.

બીજે દિવસે સવારે તા. ૮ મી અક્ટોબર ૧૯૦૨ ની સ્હવારે ઇસ્કી શહેર છોડ્યું અને અંગોરા જવા ટ્રેનમા બેઠા. અત્યાર પછીનો બધો પ્રદેશ સપાટ મેદાન જેવો. તેમાં પણ સપાટ અને ઉજ્જડ દેખાવ વચ્ચે ઠેર ઠેર જમીન ઉપર હરિયાળી લીલોતરી ચરતા ગેટા, બકરા અને ગાય આદિ ઢોર ઢાખર નજરે પડે છે. તેઓના ભરવાડો ઉપરાંત કેળવાયલા કુતરાઓ રખેવાળી કરી રહ્યા છે. એ કુતરાઓ ખાસ જબરા ઉંચા હોઇને પોતાને સોંપેલાં કામમા ટેવાયેલા અને અનુભવી જણાતા હતા. વચ્ચોવચ્ચ આવતા દરેક ન્હાના કસબામા માટીના ઘરો વચ્ચે ઉંચુ ડોકીયું કરતી મસ્જીદની મીનારતો દેખાય છે.

અંગોરા તરફ ઉપડયા.

અહિં ઉન અને ઘઉંની ખાસ પેદાશ હોવાથી આ કાચા માલનો વેપાર સરસ ચાલે છે. દુનિયાભરમા અંગોરાના ઘેટાનું લાંબા તારનું ઉન ખાસ વખણાય છે. એ માટે હિન્દના વેપારી વર્ગનું ધ્યાન ખેંચી એક વાત લખું તો અસ્થાને નહિ જ ગણાય. પ્રખ્યાત સાહસિક અંગ્રેજ વેપારી મી. સેસિલ રોહડસે અંગોરાથી આ તુર્કીશ ઘેટાં આણીને તેને ઉછેરવાને ઉન નિપજાવવાનો ફતેહમંદ અખતરો દક્ષિણ આફ્રિકામાં કરેલો: દક્ષિણ આફ્રિકાના ગરમ પ્રદેશની હવા અંગોરાના જનાવરોને માફક આવી ગઇ હતી, તેમ હિન્દુસ્તાનની જમીન

અહીં ઉન અને ઘઉની પેદાશ મુખ્યછે.

અંગોરાના લાંબા વાળવાળા રૂંવાટીદાર બકરાં



પણ એ એશિયાના જનાવરોને જરૂર માફક આવી શકે છે : પણ હવે ચકોર તુર્કી મુત્સદીઓનું આ વાત ઉપર ધ્યાન ખેંચાતા તેઓએ આ જનાવરોને પરદેશ નહિ ચઢાવવાનો કાયદો ઘડ્યો છે. છતા બ્રિટીશ સરકારની મદદથી આયાત કરવાની ખટપટ કરવામાં આવે તો થઈ શકે : વેપાર કરવા ઇચ્છનારા ગાડરના વેપારીઓ માટે આ એક નવું કમાવાનુ ક્ષેત્ર છે અને તેમા સફળતા મળવાનો ઝાઝો સંભવ પણ દેખાય છે.

સન ઓફ પોમ્પી-માં ભટકતા ભરવાડો

બધા ભરવાડો ખાસ કરીને મુસલમાન જણાય છે : તેઓના કપડાં ઉપર ગરીબાઈના જ દર્શન થાય છે. ખંભે ઝોળી અને અંગે ફાટલોતુટલો શિવેલો થીગડેદાર ઝભ્ભો હાથમા ડાંગ, આટલી ગરીબીમાયે ચ્હેરા ઉપર જીવનનો ઉલ્લાસ હોય તેટલો આનંદ તરવરે છે અને જબરા ઉમંગથી પોતાના ઘઉં અને ઉનના કામ પાછળ મહેનત લેતા જણાય છે. એક વાત જરા વિચિત્ર છે. આજના યુગમા પણ એ લોક દીવાસળી બદલે ચકમક જ વાપરે છે, એના થોડાક પત્થરો એ લોકોની ખભા ઉપરની ઝોળીમાં પડયા હોય છે. સન ઑફ પોમ્પી નામના પુરાતન સ્થાનકને છોડયા પછી ફરીથી છત્રી આકારે વસેલું અંગોરા શહેર નજરે પડવા માડે છે. બસ, હવે આ પૂર્વ તરફનું છેલ્લું રેલ્વે સ્ટેશન છે! આ સલજુક તુર્કોની ભૂમિ ગણાય છે. એક વખત આખા એશિયાઆઈ નહિ એટલે આટોલિયા ઉપર રોમન લોકોનો કબ્જો હતો ત્યારે અંગોરા પણ તેમને કબજે હતું.



# એશિયા માઈનરનું રોમન સેટલમેન્ટ

## પ્રકરણ ૨૩ મું

આંટોલીયા ઉપર રોમન લોકોનો કબજો હતો. સુલજુક તૂર્કોએ અહિ ઇસ્લામની ધ્વજા ફરકાવી હતી. તે વિષે ટુંક ઇતિહાસ જણાવ્યા પછી મુસાફરીના અહેવાલપર પાછો વળીશ.

આંટોલિયાની મૂળ તવારીખ

એશીયા માઇનરમાં રોમન રાજ્ય રહ્યું તે વખતનો કે ખાસ રાજકીય ઇતિહાસ તો નથી જ. ફક્ત પાંચ જ એવા વિષયો છે કે જેમની ઉપર આપણું ધ્યાન જઈ શકે. (૧) રોમન રાજ્યનો વિકાસ, (૨) પાશ્ચિમાત્ય સંસ્કૃતિનો આ દેશમાં પ્રચાર, (૩) ક્રિશ્ચિયાનિટીનો વિકાસ, (૪) ઉપ પ્રદેશોનું રાજ્ય ચલન, (૫) આ દેશની ટુકડીઓએ ફરીથી એ દેશ જીતી લીધો તે વિષયે, આવી રીતે ગણાવી શકાય, પરન્તુ તેમાં ખાસ બતાવી શકાય એવા 'મ્હોટા બનાવો' નથી બન્યા.

જેવી રીતે ભારતમાં બ્રીટીશ રાજ્ય પ્રસાર પામવા માંડ્યું તેવી જ રીતે એશિયા માઈનરમાં રોમન રાજ્ય વિસ્તાર પામવા માંડ્યું. રોમની સ્થાપના વખતે જ થોડો ઘણો યુદ્ધભય હતો. દરેકે દરેક શહેરમાં રોમન વ્યાપારીઓ પોતાના માલનો પ્રચાર કરવા લાગ્યા. પ્રથમ રોમન પ્રદેશ ઈ. સ. પૂર્વે ૧૩૩ માં એશિયા માઈનરમાં સ્થપાયો હતો અને એ. ડી. ૭૨ માં સંયુક્ત પ્રાન્તો-ગેલેશિયા-કેપોડોસિયાની સિમારૂપ યુફ્રેટીસની આસપાસનો પ્રદેશ થઈ રહ્યો.

સલ્જુક લોકો

જેવી રીતે ઇસ્લામે ત્હેના ઇતિહાસમાં નોંધવાલાયક ગણત્રી ભર્યા કાર્યો કરી બતાવ્યાં તેવી જ રીતે બાઇઝન્ટાઇન સામ્રાજ્યમાં પશ્ચિમ એશિયા-માંના સલ્જુક તૂર્ક લોકોએ પોતાની ઉત્પત્તિથી ફક્ત શરૂઆતથી જ નોંધવા-લાયક ક્રમાંક આદર્યો.

તે વખતે ખલીફનું મહા સામ્રાજ્ય નબળી હાલતમાં હતું અને ખાસ કરીને ઘણા વંશોનું છૂટા છૂટા પ્રમાણમાં રાજ્ય ચાલતું હોવાથી એકત્ર બળ જુદું જુદું વિખરાઈ ગયું હતું. તે વખતે ફક્ત ખલીફને એક પૂતળા જેટલું જ માન આપી નવાજતા. બીજી તરફ બાઇઝન્ટાઈન સામ્રાજ્યે આર્મેનિયા અને



એડીસા જીતી લઈ પોતાના સામ્રાજ્યની હદ ઘણી જ ચાતુરીથી વધારી લીધી હતી અને આરબ અમીરો ઉપર પણ પોતાની સત્તા ચલાવવાનું ચૂકયા નહતા. આવી રીતે કરમાઈ જતા રાજ્ય તરફ બેદરકાર બનેલા અવિવેકી નામર્દ લોકો બુખારા તરફ નાસવા લાગ્યા અને પોતાના દેશની લગામ બેદરકારીથી સલ્જુકને હાથ સોંપતા ગયા. દશમી સદીના અન્ત વેળા બુખારાની અસ્ત પામતી જાહોજલાલીમાં એ લોકોએ પુનઃ ચેતન અર્પ્યું. ફક્ત ચાલીસ વર્ષમાં ૧૦૩૭ થી જ્યારે ખુત્બો પઢાવવામાં આવ્યો અને જ્યારે તેમ કરતી વેળા તઘરૂલ બેનું નામ પ્રથમ સ્થાને મૂકાવવામાં આવ્યું, ત્યારે એનો અનલ-હક્ક સૂર-ઈસ્લામનો પ્રતાપી સૂર્ય નૈશાપૂરના ગગનમાં પ્રતિભાવન્ત સ્થાને પ્રકાશી રહ્યો. પેલી બાજુ સલ્જુક લોકોએ, ઇરાન, મેસોપોટેમીઆ, સીરીઆ એનેટો-લીઆને સાફ કરી નાખ્યા હતા. હસ્તી ધરાવનારા વંશજોને દાબી દેવામાં આવ્યા અને છેક ભૂમધ્ય સમુદ્રના સિમાડાથી હિન્દના અફઘાનિસ્તાન સુધી વિસ્તૃત થયેલ એક મહાસામ્રાજ્ય સ્થાપવામાં આવ્યું.

ઈરાનમાં રાજ્ય કરતા બૂઇદોને હાંકી કાઢ્યા બાદ આર્મિનિયા ઉપર થોડાંક ઝાપટાં વર્ષાવ્યા બાદ તઘરૂલ-બેએ બગદાદના વિસ્તૃત રાજ્યમાં પ્રવેશ કરવાની શરૂઆત કરી. ૧૦૫૫ માં તે વખતે એને ત્યાંના ખલીફ-અલ-કાઇમે માનથી વધાવીને "ખલિફનો પ્રતિનિધિ અને મુસ્લીમોનો રક્ષણહાર" એવો ઈલ્કાબ ઈનાયત કરવામાં આવ્યો. ત્યાર બાદ તઘરૂલ પછી આલ્પ આરસાન આવ્યો. ત્હેણે સાઇબીરીયા જીતી અને કબજે કર્યું અને કેસરીઆ ઉપર મારંમાર લૂટ ચલાવી. ૧૦૭૧ માં રોમાન્યુસ ચોથાને મેલાસગર્ડ આગળ હરાવ્યો. આવી રીતે રોમાન્યુસની હારથી એશિયા માઇનર પિતાવિહોણું બાલક થઈ પડયું. ત્હેનો લાભ લઇ નામર્દ લોકો સલ્જુક લોકોની આગળ આવી પહોંચ્યા અને આવી તકનો એ લોકોએ પૂરો લાભ પણ લીધો.

તઘરૂલ-બે ૧૦૩૭ થી ૧૦૬૩

આલ્પ આરસાન-તઘરૂલનો ભત્રીજો ૧૦૬૩ થી ૧૦૭૨

મલિકશાહ સલ્જુકના દીકરાના દીકરા સુલેમાનને ચૂંટી કહાડયો. અને ત્હેને એશિયા માઇનરમાં તુર્કી લશ્કરનો હાકેમ બનાવ્યો અને એટલી ઝડપથી પ્રગતિ થવા લાગી કે ૧૦૭૪ માં રોમના સાતમા મિશાયલને સંધિ કરવાની ફરજ પડી કે એ સઘળા પ્રદેશ ઉપર એનો હક્ક ન રહેતાં એ પ્રદેશની માલિકી સલ્જુકની રહે. ૧૦૮૦ મા સુલેમાને નિકેઆ લીધું અને એને જ પોતાના

મલિક-શાહ ૧૦૭૨ થી ૧૦૯૨



સુલેમાન ૧૦૭૪ થી ૧૦૮૫ નિકેઆમાં પોતાનું પાયતખ્ત સ્થાપે છે.

રાજ્યનું પાયતખ્ત સ્થાપ્યું. આવી રીતે તઘરૂલ-બેગે નાખેલો પાયો સજ્જડ અને મજબૂત બનતો ગયો.

તેજ સમય દરમિયાન દાનિશમંદ કુટુમ્બના એક તુર્કમાન હાકેમે કેપાડોશિયામાં પોતાની સત્તા સ્થાપી દીધી અને ધીરે ધીરે એક રાજ્ય સ્થાપી નાખ્યું. એમાં કસ્તામુની, અમાશિયા સીવસ, કૈમરીયહે પણ આવી જતા હતા અને એણે મલાશિયાને પોતાનું પાયતખ્તનું શહેર બનાવ્યું. પહેલી કુઝેઈડ દરમિયાન દાનિશમંદ વંશના ગુમુસ્તગીને ફ્રાન્સને હરાવી બોહેમંદ અને એન્ટીઓશને કેદ કર્યાં. છેવટે રૂમના સલ્જુક લોકોએ આ વંશના દીપકને ૧૧૭૨ માં બૂઝાવી નાખ્યો.

મલિકશાહના મૃત્યુ બાદ સામ્રાજ્યની દશા અને ત્હેનું પુનર્જીવન

મલિકશાહના મૃત્યુ બાદ એના દીકરાઓમાં સીવીલ યુદ્ધ જાગ્યું અને એ આખું સામ્રાજ્ય કુટુમ્બના મ્હોટા સભ્ય જનોમાં વ્હેંચાઈ જવા પામ્યું. એક હથ્થુ સત્તા નાશ પામી. એકત્ર બળનો હવે અન્ત આવ્યો હતો. ત્યારપછી ૧૧૧૭-૫૭ સુધી મહાન સલ્જુક તરીકે સીન્જાર પણ સત્તા ભોગવી ગયો. એણે જ આ મહા સામ્રાજ્યના પડતીના બી વાવી દીધાં હતા. એશિયા માઈનરમાં સોલેમાનનો બેટો દાઉદ ખીલીન અર્સલાન ૧—(૧૦૯૨ થી ૧૧૦૬) કુસેડરોનો બહાદુર સમોવડીઓ એણે રૂમનું સામ્રાજ્ય સ્થાપ્યુંઃ પછીથી એ પણ નિર્બળ બનવા પામ્યું. પછીથી ઇઝઝ-ઉદ-દીન, ખીલીજ અર્સલાન ૨ (૧૧૬૮-૮૮) એણે ૧૧૭૨ માં કૈસરીયાહ અને સીવસ લીધાં. ફરીથી ગીયાસુદ્દીન કૈખુશરૂના હાથ નીચે છૂટાં થઈ ગયેલાં રાજ્યો એકત્ર થઇ ગયાં અને સામ્રાજ્યની પુનઃ સ્થાપના થઇ રહી. ગીયાસુદ્દીન થોડા સમય સુધી રાજ્ય કરી શક્યો.. પાછીથી એને લેસર આર્મિનીઆમાં આશરો શોધવો પડેલો. ૧૨૦૬ માં અડાલિયા અને કોરીસસ લીધા પછી ૧૨૦૮ માં એમોરિઅમની નજદિક બાઇઝન્ટાઇનોને હરાવ્યા. નિકઆના મહારાજા થીઓડોર લસ્કરીની સાથેના યુદ્ધમાં એ લડતાં મરાયો.

ગીયાસુદ્દીન-કખુશરૂ-એકત્ર થઇ બળવાન બનેલું રાજ્ય-બળ.

ઇઝ-ઉદ-દીન કૈખુશરૂ પહેલો

એનો દીકરો ઈઝ-ઉદ્-દ્દીન કૈખુશરૂ પહેલો-એની ખુબસુરતી માટે પ્રખ્યાત હતો. એની ચતૂરાઇભરી હિમ્મત અને રાજ્યકૌશલ્ય માટે ઇતિહાસનાં પાનાઓ એની તારીફ કરે છે. કેટલીક જીત અને વિજયી યુદ્ધો કર્યાં બાદ સીવાસ ગામમાં એનું મોત થયું. એની કબ્ર હજી પણ જોઈ શકાય છે,



"મહાન" ખિતાબ ધારનાર અલ્લા-ઉદ-દીન કૈકોબાદ

પછીથી (૧૨૧૯ થી ૩૬) સુધી અલ્લાઉદ-દીન કૈકોબાદ રાજ્યગાદીએ આવ્યો, ત્યારે એની કીર્તિ ચોતરફ પ્રસરી ગઈ હતી. એ વખતે દેશની જાહોજલાલી પૂર્ણ રોશનીએ રૌશન થઈ રહી હતી. એણે The great–"મહાન" નો ઇલ્કાબ ધારણ કર્યો. મેસોપોટેમીઆના હુરનથી માંડી વાન સરોવરના અખલાન શહેર સુધી એના નામનો સિક્કો વાગતો. ૧૨૨૯ માં અલ્લાઉદ્-દીને ખારેઝમના જલાલઉદ્દીનને નીસી ચીમન આગળ હરાવ્યો. પછીથી પોતાના બળથી રાજ્યની સુધારણા–વ્યવસ્થા ઉપર દૃષ્ટિ નાખી. એણે અલાયાની બંદર તરિકે સ્થાપના કરી. મુખ્ય શહેરોની આસપાસ કિલ્લાઓ બંધાવ્યા અને એ સઘળાઓને મસ્જીદ મીનારા અને મદ્રેસાથી વધુ દિપાયમાન બનાવી દીધા. "ખાન" સરાઇઓ બંધાવી. તેમજ કોનીઆ આગળ એક રાજ્યમહેલ પણ બંધાવ્યો.

પૂર્વ-પશ્ચિમ દેશોમાં મંગોલીઅનોનો સિતમ

તે વખતે પૂર્વ અને પશ્ચિમમા મંગોલ લોકોનો જુલ્મ–સિતમનો કોરડો ફરી રહ્યો હતો. ત્યાથી મંગોલોના જુલ્મ ત્રાસી જઇ કવિઓ, કલાકારો અને મહાન તત્ત્વજ્ઞાનીઓ આ દેશ તરફ ધસડાવા લાગ્યા. અને એ સઘળા કલાકારો અલ્લાઉદ્–દીનની તહેનાતમા આવી રહેવા લાગ્યા. રૂમની ન્યાયાલયમાં ઇરાની કલા અને સાહિત્ય તે દિવસથી મિશ્ર થયેલ છે એ આપણે એની તવારિખ ઉપરથી જોઇ શકીએ છીએ. બુખારામાંથી—બહા-ઉદ દીન–" ઉલેમાનો સુલ્તાન" આવી પહોંચ્યો અને એનો વડો દીકરો–વચટ દીકરો દુનિયાનો મહાન રોમાંટિક અને મીસ્ટીક કવિ-કલાકાર મૌલાના જલાલ-ઉદ્ દીન રૂમી પણ ત્યાં આવી પહોંચ્યો; તેહેણે મેવલવી દર્વીશોની હારમાળા સ્થાપી.

મહાન તત્ત્વવેત્તા કવિકલાકાર મૌલાના જલાલ-ઉદ્ દીન રૂમી

તબ્રીઝ દેશ તરફથી મહાન વિદ્વાન શેખો–શમ્સ–ઉદ–દીન અને 'બુરહાન ઉદ્દીન પણ ત્યાં આવી પહોંચ્યા. ઉર્મિઆ પ્રદેશમાથી શ૦ હાસમ–ઉદ્–દીન પણ ત્યાં હાજર થઈ ગયા અને ખલીફના ન્યાયાલયમાંથી તે વેળાનો ઉસ્તાદ ન્યાયકાર શ૦ શહબાબ–ઉદ–દીન પણ ત્યા આવી લાગ્યો. તે વખતે સમયના વહેવા પ્રમાણે ઓસ્માનલી તૂર્કોએ જ્યારે ત્યાં દેખાવ દીધો, ત્યારે એ લોકોનો નાયક એત–તધરૂલને "સુગુત" મળી અને તે વાયવ્ય માર્ચીસનો વૉર્ડન બન્યો.

કિસ્મતની કમનસીબીથી આ ભલા અલ્લા–ઉદ–દીનનું મોત ઘણી જ ખરાબ રીતે આવ્યું. એરઝીગાન આગળના કુબા–દીએહના એના રાજ્ય



એકના એક બેટાએ બાપને ઝેર આપ્યું.

મહાલમાં એના એકના એક બેટા ગીયાસ-ઉદ-દીન કૈખુશરૂએ ઝેર આપી એને મોતને શરણ કર્યો. એના મોત બાદ ગીયાસ-ઉદ્દ-દ્દીન પોતે તખ્તનશીન થયો. એણે કહેવત પ્રમાણે-દીવા પાછળ અંધારૂં-એવી રીતે રાજ્ય કર્યું. એનું રાજ્ય લગભગ ૧૨૩૬ થી ૧૨૪૫ સુધી ચાલ્યું. પણ દરમિયાન રાજ્યકાળમા વ્યવસ્થા અને ચતુરાઇની ખામી રહી ગઇ હતી. ઠેર ઠેર મ્હોટા ખાતામા અંધેર ચાલતું હતું, તે મોજશોખનો રસિલો, નબળા મનનો હતો. છેવટે ૧૨૪૩ મા એરઝીંગાન આગળ જ મંગોલની મ્હડાઈ આવી પહોંચતા એને હાર ખાવી પડી અને સીવસની સંધી અનુસાર ડ્યુક-ખાનની એકહથ્થુ સત્તા અને આધિપત્યની સત્તાનો સ્વીકાર કરવો પડ્યો. આવી રીતે રૂમનું જાહોજલાલીભર્યું સ્વતંત્ર રાજ્ય અન્ત પામ્યું. ગીયાસ-ઉદ-દીનના વારસો પરાધિન બની ગયા અને પોતાની સત્તાને ગુમાવી પારકાને શરણે બેસી રોટલો ખાવાની વૃત્તિ પોષવા લાગ્યા. એમનામાં એમના વડવાઓ જેવું સ્વમાન તેજ ચેતન નહિ આવવાથી એ લોકો મહાકાલ સુધી પરતંત્રતા સેવી રહ્યા.

ગીયાસ-ઉદ્દ-દીન કૈખુશરૂ-દીવા પાછળ અધારૂ.

ગીયાસ ઉદ-દીનના વારસો મોન્ગોલ-ખાનોને ખંડણી ભરતા થયા.

મંગોલ ખાન અને ગીયાસ ઉદ દીન વચ્ચે શરત થયેલી કે એ લોકોએ એમના ઘડી કહાડેલા રાજકીય ધારાધોરણ પાળવા: એમાં કોઇ જાતનો ભંગ પડવો ન જોઇએ અને દર વર્ષે અમુક કર અને ખંડણી ભર્યા કરવી.

છેલ્લો અલ્લા ઉદ્દ-દીન કૈકોબાદ લગભગ ૧૨૯૭થી ૧૩૦૭ સુધી ટકી શક્યો, એણે બાઇઝન્ટાઇન અને મંગોલ પ્રદેશ ઉપર થોડીક જીતો મેળવી હતી, પણ પછીથી એ એની નિર્બળતાને લીધે હથીયારવિહિણો બની જવાથી કેદ પકડાઈ ગયો અને મંગોલ જનરલે એને મોતના મુખમાં હોમી દીધો. અહિંથી સલ્જુકની ભવ્ય જાહોજલાલીનો એના પાછળના રાજ્યકર્તાની બેદરકારીને લીધે કરૂણ અન્ત આવ્યો. આ સલ્જુક વંશાવલી અને સલ્તનતનો કરૂણ ઇતિહાસ અહિં જ અન્ત પામે છે.

રૂમના સલ્જુક સુલતાનો-એ લોકોએ બંધાવેલ કલામય કારીગીરીભર્યા મહેલો અને મદ્રેસાઓ

"મહાન સલ્જુક"ના જેમ રૂમના સલ્જુક સુલતાનો કલા અને સાહિત્યના ઉદાર ઉપાસકો હતા. એમણે બંધાવેલાં આલિશાન મકાનના ખંડિયેર ઉપરથી જોઈ શકાય છે કે એ સર્વે ગૃહો કલા અને સચોટતાથી પ્રમાણબંધ ગણત્રીથી બાધવામા આવ્યા હતાં. એ મકાનો ઘણાં જ સુંદર હશે એમ એમના ખંડિયેરો આપણને કહે છે.



મુસ્લીમ કલા કોઇ પણ જમાનામાં આટલી બધી તેજસ્વી ન્હોતી એમ તવારીખનવેશો કહે છે. મદ્રેસાઓની અણમોલ, દાંતમાં આંગળા પકડાવે એવી ચાતુરાઇભરી કલાયુક્ત શિલ્પ કલાથી આપણે છક થઈ જઇએ છીએ. ન્હાની કબરો અને ત્હેના મ્હોટા આર્કોવાળા પ્રવેશદ્વારો પ્લાનમાં અને શિલ્પ કલામાં બિનહરીફ ગણી શકાય. આપણી વિશ્વવિદ્યાલયો જેવી મ્હોટી કોલેજો, શાળાઓ પણ જેવીને તેવી આપણે જોઇ શકીએ છીએ, તે વખતના કિલ્લાઓ અને ભવ્ય પુલો આપણને તે વેળાની ભવ્યતાનું ભાન કરાવે છે.

કબરો—મસ્જીદોની કારીગરી અને તેની અંદરના કોતરેલા લેખો

બધી કબરો—મસ્જીદો ભલે ઇરાની ઢબમાં છે, તે છતાયે એની કારીગરી છૂપી રહેતી નથી. કોનીઆ, નિગદેહ, કૈસેરીયાહ, સીવાસ, અમાશિયા, દિવરીક અને બીજી ઘણી જગ્યાના સુંદર આલિશાન મકાનો એક હોશિયાર અને ચપળ શિલ્પકાર અને એન્જીનિયરને વિચારમાં નાખી દે તેવા છે. એની ઉપર 'લેખો પણ કોતરેલા છે. કદાચ એ લેખોમાં એની પ્રાચિન તવારીખ સમાયેલ હોય. ઘણાખરા ઉલ્લેખો અરબ્બીકમાં છે અને કેટલાકોમા "મહાન સુલતાન, જોરમંદ સુલતાન, અમારા અન્નદાતા, શાહેશાહ, અરબોનો બાદશાહ, ખુદાનુ નૂર" વિ૦ કોતરવામા આવ્યું છે. તે વખતની ઓફીશીયલ ભાષા પર્શીઅન હતી અને કરોનું રજીસ્ટર–Register ot the Taxes કારામાનના મહમદ બેએ આવી જ્યાં સુધી તુર્કી–ઇરાની શબ્દોની–નવી સીસ્ટમ દાખલ કરી ત્યાં સુધી ચાલતું હતું.

મગોલીઅનો—તેઓનું આક્રમણ અને યુદ્ધ

ખારેઝમના શાહે ખલીફપદ ધારણ કરી અબ્બાસાઇડ ખલીફાતનો અન્ત આણવા નિશ્ચય કર્યો. આ શાહને મ્હાત કરવાની ઇચ્છાએ ખલીફ-અલ–નસીરે મંગોલોની મદદ માગી. ૧૨૧૯ માં ચેંગીઝખાને આવીને 'શાહ'ને હરાવ્યો અને એક જબરા જંગબાદ એના બેટા જલાલ–ઉદ–દીનને કુર્દીશ પર્વતોમાં નાસી જવું પડયું. ત્યાં એને મારી નખાવવામાં આવ્યો. (૧૨૩૧) ગીયાસુદ–દીનને હરાવ્યા બાદ મંગોલ લોકોએ ટીકાટ અને કૈસેરીઆહ કબજે કર્યો. સીવસની સંધી પ્રમાણે ગીયાસુદીન મંગોલ ખાનને ખંડણીદાર બની રહ્યો. ૧૨૫૮ માં હુલાગુએ પોતાના ભાઈ મન્ગુખાનને પશ્ચિમ પ્રદેશ જીતવા મોકલ્યો હતો. એણે ખલીફ બગદાદને ઠાર કરી તેનો કબજો લીધો. ૧૨૫૯ માં તબરીઝથી કુચ કરી અખતાત દીઆરબેકર, જેઝીરા, નસીબત અને ઉરફા

લીધાં. ૧૨૬૦ માં એણે અલાશીઆ, મેમ્બીજ અને અલેપ્પો લીધાં. દમાસ્કસ પણ તાબે થઈ ગયું. અલેપો આગળ એણે એના ભાઈનું મોત થયેલ સાંભળ્યું અને ત્યાંથી ઇરાન પાછો ફર્યો. ત્યાં એણે ઈલ્ખાનનો વંશ સ્થાપ્યો. તે વખતે હુલાગ અને બીજા મંગોલ સેના નાયકો ખ્રીસ્તી ઓરતો પરણ્યા હતા.

તૂર્કોમાન વંશાવલી

આટલું મ્હોટું સામ્રાજ્ય મંગોલોએ સ્થાપ્યું હતું, પણ એની રાજ્ય લગામ કેવી રીતે ચલાવવી એનું એમને ભાન નહિ હોવાથી ઇજતના સુલ્તાને ૧૨૭૭ માં એ લોકોની સત્તાનો એશિયા માઇનર અને સિરીયામાંથી નાશ કર્યો. આબ્બીસ્તાનના જંગમા મંગોલ સેના હાર પામી. આવી રીતે અહિં તૂર્કોમાન રાજ્ય સ્થપાવા લાગ્યું. એ વખતે પૂર્વ એનેટોલીઆમા અક, કોયુન્લુ અને કારા કોયુન્લુ અને રમઝાન ઓગ્લુની વંશાવલી સ્થપાઇ. એનો વંશજ ઉઝુન હુસન ખોરાસાનથી કારામન સુધી રાજ્ય કરવા લાગ્યો. ૧૪૭૩ માં બીજા મહમદે તરજન આગળ એને હંકારી મૂક્યો.

કુર્દ લોકોની વંશાવલી–એ લોકોનું રહેઠાણ અને પ્રદેશ

કુર્દ લોકોનું મૂળ મીડીઅન હોઇ ઇન્ડો–યુરાપિયન કુટુમ્બોના છે. અસિરિયન જેવી જ જાતના ગાદુ લોકો જેવા જ આ કુર્દ લોકો છે. "મમકનલી" કુર્દ લોકો આર્મિનિયન મેગીગોનીઅન્સમાંથી ઉતરી આવ્યા હોય એવું કહેવામાં આવે છે. ઇરાન સ્હામે મોરચા માટીને જે વખતે સલીમ પહેલો પડયો હતો. (૧૫૧૨–૨૦) તે વખતે કુર્દ લોકો ત્યાં આવી રહ્યા. તે વખતે પ્રખ્યાત ઇતિહાસકાર ઇદ્રસી એ પ્રાન્તનો સુબો હતો અને તે બીટલીસનો કુર્દ હોઇ તે વખતે જુદા જુદા પ્રાન્તોમાં રખડતા મંગોલ, તર્ક, તાતાર, વિ૦ ને કુર્દ બનાવી હુકીઆરી ને બોટટાત પ્રાન્ત જીતી લઈ એ લોકોની ત્યાં સ્થાપના કરી.

"કુર્દીશ પ્રજા" તૂર્કી, પર્શિયા અને રશિયામાં લગભગ ૨,૦૦૦,૦૦૦ થી ૩,૦૦૦,૦૦૦; સુધી છે. આમાંના લગભગ ૧,૫૦૦,૦૦ તર્કીમાં રહે છે. બાકીના જુદા જુદા સ્થળોએ વિખરાયેલાં છે. પરન્તુ કુર્દીસ્તાન પ્રાન્તમાં એ લોકો ઘણાખરા વસતા રહે છે.

કુર્દ લોકોનો મ્હોટો ભાગ સુન્ની છે. તર્કીમાં સુન્નીઓ ઝાઝા વસે છે, તે વખતે તેનો આત્મીક મુખી શેખ ઓબેઇદ ઉલ્લાહ હતો.

મૂળ રીતે એ લોકો જંગલી લોકોની માફક જંગલો અને પર્વતોમાં એક એક ટુકડીમાં વસતા ફરતા. એ લોકો પોતાના મુખી માટે માન રાખતા.



એ લોકોની આવી જાતની ટુકડી " gun-men " " બંદુકધારી મનુષ્યો " નામે ઓળખાય છે. એ લોકો પાસે ખેતી કરવા જેટલી જમીન તો હોય છે. એથી તેઓ જોઇએ તેટલું ધાન ઉગાડે છે. ઘેટાંના ટોળાઓ પાળે છે.

કુર્દ લોકો મુખ્યત્વે બે જાતની ભાષા બોલે છે, એક કિર્માન્જી જુની ઇરાની શબ્દોવાળી જુની રૂઢીના ઉચ્ચારવાળી બીજી "ઝાઝા" આ'ઝાઝા' ભાષા પ્રરાની અને અર્મિનિયનના જુના કટાયેલા શબ્દોની મિશ્ર ભાષા બનેલી છે. કેરમાનશાહ આગળ વસતા લોકો ત્રીજા પ્રકારની પર્શિયનને લગભગ મળતી જુની ભાષા 'ગુરન' બોલે છે.

કુર્દ પુરૂષોમાં હોશિયારી નથી હોતી. તેથી તુર્કમાં કહેવત છે કે ' કુર્દ જેવા મૂરખા'. તે અહિં બરાબર બંધબેસતી આવે છે. માણસો મજબૂત, ચપળ અને બંધા હોય છે. ન્હાનકડાં માથાં, આવેલ ચહેરાવાળા; રંગે કાળા, નાક ટટ્ટાર અને વળેલું, આંખો ન્હાનકડી પણ લાંબી અને માનભરેલા મનવાળા હોય છે. પોતાના મુખી માટે એ લોકો જાનની પણ પરવાહ કરતા નથી. અજ્ઞાનતા એ લોકોનો મુખ્ય દુર્ગુણ કહી શકાય. જરા ઘાતકી પણ ખરા. સ્ત્રીઓ ખૂબ ઉદ્યોગી અને ગરમ રૂના અને ઉનના ધાબળા તથા શેતરંજી-ગાલીચાઓ વણતા રહે છે, પુરૂષો કામઠું-તીર, ભાલો લોઢું અને ચકમક હમેશ સાથે રાખે છે. હમણાં હમણાં એ લોકો પીસ્તોલ પણ સાથે રાખે છે. એ લોકોની સ્ત્રીઓ પરદો રાખતી નથી. કુર્દ લોકો જયુ કે ક્રિશ્રીયન આગળથી ઉધાર લેતાં ગભરાય છે. આવી રીતે માંગનાર પૈસા લેવા આવે તે વખતે કજીયો પણ થયા કરે. કુર્દ લોકોને મીલીટરી નોકરી માટે ખૂબ તિરસ્કાર હોય છે.

**સિરકેશિયન લોકોની અસ્પષ્ટ રૂપરેખા**

એનટોલીઆ, ઉત્તર સીરીયા અને ઉત્તર મેસોપોટીમીઆમા વસનારા આ લોકો સીરકેશીઆના મૂળ રહેવાસી છે. કહેવાય છે કે એ લોકો ખ્રીસ્તી હતા. કેટલાકનાં નામો પણ ખ્રીસ્તી નામોને મળતાં આવે છે. તેઓ જુદી જુદી ન્હાનકડી ટુકડીઓમાં વહેંચાયલા છે. ત્હેમાંની શાબસુખ, અબસેખ અને ઓબુખ મુખ્ય ગણાય છે. લોકો ચાર જાતમા વહેંચાઈ ગયા હોય છે. રાજકુમારો-અમીરો-સ્વતંત્ર મનુષ્યો અને ગુલામો.

સીરકેશીઅનો ઉત્સાહી, ઝનૂની અને સાચાબોલા હોય છે. એ લોકો બહુ જ હિંમતબાજ, સ્વતંત્રતા ચાહનારા અને પોતાના ધંધાને બહુ જ માન આપ-



લીધાં. ૧૨૬૦ માં એણે અલાશીઆ, મેમ્બીજ અને અલેપ્પો લીધાં. દમાસ્કસ પણ તાબે થઈ ગયું. અલેપો આગળ એણે એના ભાઈનું મોત થયેલ સાંભળ્યું અને ત્યાંથી ઇરાન પાછો ફર્યો. ત્યાં એણે ઈલ્ખાનનો વંશ સ્થાપ્યો. તે વખતે હુલાગ અને બીજા મંગોલ સેના નાયકો ખ્રીસ્તી ઔરતો પરણ્યા હતા.

તુર્કોમાન વંશાવલી

આટલું મ્હોટું સામ્રાજ્ય મંગોલોએ સ્થાપ્યું હતું, પણ એની રાજ્ય-લગામ કેવી રીતે ચલાવવી એનું એમને ભાન નહિ હોવાથી ઇજીપ્તના સુલ્તાને ૧૨૭૭ માં એ લોકોની સત્તાનો એશિયા માઇનર અને સિરીયામાંથી નાશ કર્યો. આબ્બીસ્તાનના જંગમા મંગોલ સેના હાર પામી. આવી રીતે અહિં તુર્કોમાન રાજ્ય સ્થપાવા લાગ્યું. એ વખતે પૂર્વ એનેટોલીઆમાં અક, કોયુન્લુ અને કારા કોયુન્લુ અને રમઝાન ઓગ્લુની વંશાવલી સ્થપાઇ. એનો વંશજ ઉઝુન હસન ખોરાસાનથી કારામન સુધી રાજ્ય કરવા લાગ્યો. ૧૪૭૩ માં બીજા મહમદે તરજન આગળ એને હંકારી મૂક્યો.

કુર્દ લોકોની વંશાવલી—એ લોકોનું રહેઠાણ અને પ્રદેશ

કુર્દ લોકોનું મૂળ મીડીઅન હોઇ ઇન્ડો-યુરાપિયન કુટુંબોના છે. અસિરિયન જેવી જ જાતના ગાડુ લોકો જેવા જ આ કુર્દ લોકો છે. "મમ-કનલી" કુર્દ લોકો આર્મિનિયન મેગીગોનીઅન્સમાથી ઉતરી આવ્યા હોય એ કહેવામાં આવે છે. ઇરાન સ્હામે મોરચા માંડીને જે વખતે સલીમ પહેલો પ'



તેઓએ મુરાદ ૧ લાના વારામાં તથા ૧૪૦૨ માં તૈમુરે તે કબ્જે કર્યું. પછીથી ૧૮૩૨ માં ઇજીપ્તના ઈબ્રાહીમ પાશાએ એનો કબજો લીધો.

જેટલા શિલાલેખો અંગોરામાં જડી આવ્યા છે તે 'રીપોઝીમ્સ' હમામખાનાઓ-મંદિરો-અને પુરાણા રાજમહેલો હોય એમ બતાવે છે. એ લોકોની બાંધણી અને રીત ઉપરથી કહી શકાય છે કે આ મકાનો ઘણાં જ સરસ અને આલિશાન હોવા જોઇએ. સહુથી ઉપયોગી અવશેષ તો રોમ અને અને ઑગસ્ટસનું મહામંદિર રહ્યું છે. એની શિલ્પકલા ઘણી જ સરસ છે. એ ઉપર ગેલીક, ગોથીક, ગ્રીક, લેટીન એમ જુદી જુદી જાતના લેખો કોતરાયેલા છે. સુલેમાન પહેલાના વખતની હાજી બયરામની મસ્જીદ સીનાન નામના કલાકાર પાસેથી ઉભી કરવામાં આવી હતી. બાઈરામ દિરવેશ લોકોનો સ્થાપક હાજી બાઈરામ પોતે એક સરસ કલાકાર કુટુમ્બમાં જન્મેલો હતો અને આજે પણ એના વંશજો અંગોરામાં રહી માન પામી રહ્યા છે.

ત્યાંથી થોડે દૂર એક કાલેહ-આરસના બે સિંહ ઉભા કરવામાં આવ્યા છે.

અંગોરા વ્યાપારરોજગારનું સારૂં જેવું મથક છે. એનો ઉદ્યોગ-ધંધો મોહેર-મિણ, પીળાં બેરી વિ૦ નો છે, મોહેરમાંથી સુંદર કુમાશદાર કપડું બને છે. 'સોફ' નામનું જાડું કપડું બહુ જ વખણાય છે. એને સ્પેશીયલ રીતે રંગવામાં આવે છે. અહિંના મધ અને ફળો બહુ જ વખણાય છે. સક્કરચંદ, પેર અને ખાસ કરીને શિયાળુ મેવાઓ ખૂબ જ થાય છે. એને 'English-ઇંગ્લીશ' તરીકે ઓળખવામાં આવે છે, કારણ કે ધંધામાં એને આગળ પાડનાર ઈંગ્લીશ હતા. અંગોરાની રૂવાટીદાર બીલાડીઓ પણ ખુબ વખણાય છે. હાલમાં ચોકખા લોહીની અંગોરાની બિલાડી મેળવવી બહુ મુશ્કેલ છે.

ઉદ્યોગ-વસ્તી વિગેરે વિષે ટુંકમાં કૈંક

અંગોરામાં યુરોપિયન-ખાસ કરીને ઇંગ્લીશ પેઢીઓ ખૂબ રહે છે. ઈંગ્લીશ લેવાન્ટ કુ૦ ના એજંટો ૧૬૩૯ થી ૧૭૬૮ સુધી રહેતા આવ્યા હતા. ૧૭ મી અને ૨૮ મી સદી દરમિયાનના વ્યાપાર કરવા આવેલા ઇંગ્લીશ, ડચ અને ફ્રેન્ચોની કબરો પણ છે.

રહેવાસીઓમાં ૮ થી ૯ હજાર જેટલા રોમનો છે, ૧૫૦ ગ્રેગરીઅન અને પ્રોટેસ્ટન્ટ કુટુમ્બો છે. કહેવાય છે કે ઉન્હાળામાં અહિં હવા સારી રહેતી નથી. અહીં બ્રિટીશ કૉન્સલ રહે છે.



નારા હોય છે. એ લોકો ઠીક પ્રગતિ કરતા જાય છે. તેઓ ઘણું કરીને ખાણો અને કૉટન જીનીંગ કારખાનામાં કામ કરી જીવન વીતાવે છે. કેટલાકો અથંગ ઘોડેસ્વારો છે અને કેટલાકો અથંગ બહારવટિયા હોય છે.

ઊગે તાતાર-તેમની અચ્છી રૂપરેખા

ક્રિમીઆના યુદ્ધ પછી ૨૦,૦૦૦ કુટુંબો રૂશિયા છોડી સીલીસીઅન મેદાન ઉપર રહેવા લાગ્યા. અહિં જુદી આબોહવામાં રહેનારા હોવાથી હવાપાણી માફક નહિ આવવાથી, દવા નહિ કરવાથી, એ લોકો હજારોના પ્રમાણમાં મરી જવા લાગ્યા. આજે લગભગ ૨૦૦૦ કુટુંબો રહે છે. સ્વભાવે શાન્ત પણ ઉખડે ત્યારે કોઈના નહિ; બહાદૂર લુણહલાલ કરનાર સ્વભાવના, જીહુન નદીના તીરે આસપાસ રહી જીવન ગુજારે છે.

અંગોરા—અથવા એંગુરી

મયદાનની ઉપર પાંચસો ફિટના એક ખડક ઉપર આ અંગોરા (એંગુરી) શહેર બાંધવામાં આવ્યું છે. ઉપરથી નીચેની ખીણનો દેખાવ ઘણો જ સુરમ્ય દેખાય છે. ઉત્તર દિશાના પાર્વતીય પ્રદેશમાં એક મ્હોટો ઝરો ધી એન્ગુરી વહી જાય છે. અને અગ્નિકોણમાં 'એલ્મ-દાગ '-' એપલમાઉંટન ' ના ઢોળાણ દેખાય છે. અહિં લગભગ બધે સુંદર બાગબગીચાઓ આવેલા છે, ઉપલું શહેર તૂર્કી કિલ્લાની દિવાલોથી સંરક્ષાયેલું છે. આ દિવાલોમાં જુના ખંડિયેરોના પત્થરો ચણવામાં આવ્યા છે. એમાં ઘણાય શિલાલેખો અને અચ્છું શિલ્પકામ નજરે પડે છે. ઘરો ઈંટોના બાંધવામાં આવે છે. ઘણાખરાં ઘરો અનિયમિત રીતે અને બે માળાના બાંધવામાં આવેલ હોય છે. ઉપર નળીયાં નાખવામાં આવે છે.

ટુંક ઇતિહાસ-અંગોરાની : પ્રાચીન જાહોજલાલી-ચડતી અને પડતી

Ancyra—એન્શીરા—અંગોરા શહેર મૂળ ફ્રાઈજીઅન શહેર હતું અને પાછળથી ટેકરીસેઈજીસનું મુખ્ય શહેર બન્યું. એ લોકોને ઇ. સ. પહેલા ૧૮૯ માં મેનલીઅસે લડાઈમાં હરાવ્યા. જ્યારે ગેલેશીઆ રોમન પ્રાન્ત થયો; ત્યારે એન્શીરાને 'સેબારટે' નું નવું નામ આપવામાં આવ્યું. નીરોના રાજ્યમાં એનું નામ ફેરવીને 'મેટ્રોપોલીસ' રાખવામાં આવ્યું હતું. આવી જાતનું સંકેત-યુક્ત નામ જુના સિક્કાઓ ઉપરથી મળી આવે છે. ચારુરોસ—નીચે આવ્યું, ત્યારે ઇરાની લોકોએ લઈ લીધું-સોરીઅન નીચે આવ્યું, ત્યારે આરબોએ લઈ લીધું અને ફરી હારૂન અલ રશિદ પાસે આવ્યું ત્યારે સલ્જુક લોકોએ લઈ લીધું. પછીથી ક્રુઝેડરોના હાથમાં અઢાર વર્ષ સુધી રહ્યું. પછી ઓસમાનલી



તેણે મુરાદ ૧ લાના વારામાં તથા ૧૪૦૨ માં તૈમુરે તે કબ્જે કર્યું. પછીથી ૧૮૩૨ માં ઇજીપ્તના ઈબ્રાહીમ પાશાએ એનો કબજો લીધો.

જેટલા શિલાલેખો અંગોરામાં જડી આવ્યા છે તે 'રીપોઝીટ્સ' હમામખાનાઓ-મંદિરો-અને પુરાણા રાજમહેલો હોય એમ બતાવે છે. એ લોકોની બાંધણી અને રીત ઉપરથી કહી શકાય છે કે આ મકાનો ઘણા જ સરસ અને આલિશાન હોવા જોઇએ. સહુથી ઉપયોગી અવશેષ તો રોમ અને અને ઑગસ્ટસનું મહામંદિર રહ્યું છે. એની શિલ્પકલા ઘણી જ સરસ છે. એ ઉપર ગેલીક, ગોથીક, ગ્રીક, લેટીન એમ જુદી જુદી જાતના લેખો કોતરાયેલા છે. સુલેમાન પહેલાના વખતની હાજી બયરામની મસ્જીદ સીઆન નામના કલાકાર પાસેથી ઉભી કરવામાં આવી હતી. બઇરામ દિરવેશ લોકોનો સ્થાપક હાજી બઇરામ પોતે એક સરસ કલાકાર કટુમ્બમા જન્મેલો હતો અને આજે પણ એના વંશજો અંગોરામાં રહી માન પામી રહ્યા છે.

ત્યાંથી થોડે દૂર એક કાલેહ-આરસના બે સિંહ ઉભા કરવામાં આવ્યા છે.

ઉદ્યોગ-વસ્તી વિગેરે વિષે ટુંકમાં કંઈક

અંગોરા વ્યાપારરોજગારનું સારૂં જેવું મથક છે. એનો ઉદ્યોગ-ધંધો મોહેર-મિણ, પીળાં બેરી વિ૦ નો છે, મોહેરમાંથી સુંદર કુમાશદાર કપડું બને છે. 'સોફ' નામનું જાડું કપડું બહુ જ વખણાય છે. એને સ્પેશીયલ રીતે રંગવામાં આવે છે. અહિના મધ અને ફૂલો બહુ જ વખણાય છે. સફરચંદ, પેર અને ખાસ કરીને શિયાળુ મેવાઓ ખૂબ જ થાય છે. એને 'English-ઇગ્લીશ' તરીકે ઓળખવામાં આવે છે, કારણ કે ધંધામાં એને આગળ પાડનાર ઈંગ્લીશ હતા. અંગોરાની રૂવાટીદાર બીલાડીઓ પણ ખુબ વખણાય છે. હાલમાં ચોકખા લોહીની અંગોરાની બિલાડી મેળવવી બહુ મુશ્કેલ છે.

અંગોરામાં યુરોપિયન-ખાસ કરીને ઇગ્લીશ પેઢીઓ ખૂબ રહે છે. ઇગ્લીશ લેવાન્ટ કુ૦ ના એજંટો ૧૬૩૯ થી ૧૭૬૮ સુધી રહેતા આવ્યા હતા. ૧૭ મી અને ૨૮ મી સદી દરમિયાનના વ્યાપાર કરવા આવેલા ઈંગ્લીશ, ડચ અને ફ્રેન્ચોની કબરો પણ છે.

રહેવાસીઓમા ૮ થી ૯ હજાર જેટલા રોમનો છે, ૧૫૦ ગ્રેગરીઅન અને પ્રોટેસ્ટન્ટ કુટુમ્બો છે. કહેવાય છે કે ઉન્હાળામાં અહિં હવા સારી રહેતી નથી. અહીં બ્રિટીશ કૉન્સલ રહે છે.

# અંગોરા

## પ્રકરણ ૨૪ મું.

અંગોરા સ્ટેસન ઉપર ઉતરતાં જ હોટલના પોર્ટરોની ઝાઝી ભીડ દેખાય છે. સ્ટેશન ઉપર જ સત્તાવાલા પાસપોર્ટ તપાસવા હાજર હતા. તસ્કરો બતાવી ને હું ચાલ્યો, એણે થોભાવીને મ્હારૂં શિરનામુ પૂછી લીધુ કે હું કઇ હોટલમા જાઉં છુંઃ હોટલ કૉન્સ્ટેન્ટિનોપલનું નામ આપી હું ગાડી કરી હોટલ તરફ ચાલ્યોઃ અંગોરાની સડકો પાણી બાધણીની હોઇ શરૂઆતમાં સુધડતા જણાય છે. હોટલમા પહોંચી અંગોરા દૂર સુધી જોઈ શકાય એવા ખુલ્લા મેદાન તરફ ઉઘડતી બારીવાળો એક ઓરડો પસંદ કરી ઠરી ઠામ થયો. ભૂખ કડકડતી લાગી હોવાથી પહેલું કામ તો ખૂબ પેટ ભરીને જમવાનું કર્યુંઃ આ શહેરમા તૂર્કી મુસલમાનો ૨૦૦૦૦, આરમિનીયન ૧૩૦૦૦, ગ્રીક ૨૦૦૦, યહુદી ૫૦૦ મળી કુલ ૩૫૫૦૦ ની જનસંખ્યા વસે છે.

અંગોરા શહેરનું વર્ણન અને વસ્તી-વાડી વિ૦

બીજે દિવસે તા. ૯ મી અકટોબર ૧૯૦૨ ના રહવારે ઉઠતાં જ નાસ્તાપાણી કરી, ભારે ઈન્તેજારીપૂર્વક Ancyra એનસીરાના ખંડિયેરો નિહાળવા ચાલ્યો. અમારી હોટલની નઝદીકમા જ સોલીડ પીલરનો પ્રાચિન મીનારો આવેલો હોવાથી પહેલાં ત્યાં જ ચાલ્યો, એ સફેદ પત્થરનો સ્થંભ છે. આ બાદશાહી ઇમારત ઉપર આજે તો ચરકલા પક્ષી ઘાસ ખડકીને પોતાનાં બચ્ચાં સેવી રહ્યો છે. એ સ્થંભ પાસે જ એક જુના જમાનાનું અતિ પુરાણું હમામખાનું આવેલું છે. તે હાલમાં સાવ ખંડિયેર હાલતમાં હોવા છતાં પ્રાચિન કાળમા એક ભારે દમામદાર અને ભવ્યતાભર્યું અતિ મોહક હમામ હતું એવી તેની કાળ જુની દીવાલો શાખ પૂરી રહી છે. અહિં આવેલી ટેકરીની છેક જ ઉપર સુલતાનનો બુરજો આવેલો છે. તે અતિ પ્રાચિનકાળનો હોઈ છેક રોમન જમાના પહેલાંનો કિલ્લો પણ આવેલો છે. તેનો નક્કર લોખંડનો અભેદ દરવાજો ૭ ફૂટ ઉંચો અને ચાર ફુટ પહોળો છે. આ

પુરાતન રોમન ખંડિયેર

સુલતાનનો બુરજો



કિલ્લાની ટેકરી ઉપરથી દેખાતો દેખાવ

કિલ્લાના ઉપરના ભાગમાંથી આખા અંગોરા નગરનો દૂરદૂરનો દેખાવ નજરે પડે છે અને આ બન્ને ટેકરીની સાંકડી ખીણમાથી એક પાણીનું નાળું વહી જાય છે. તેની કોરપર બેસી કેટલાક લોકો કપડાં ધોઈ રહ્યાં છે. કિલ્લા પાસે એક સફેદ પત્થરનો બનાવેલો વાઘ પડયો છે. તે ચાર ફીટ લાંબો અને બે ફીટ પહોળો છે. એ કિલ્લેબંધી પાસે પુરાણી દીવાલોની બેવડી હાર પશ્ચિમ દિશા તરફ લંબાયલી છે તેમજ દક્ષિણ દિશા તરફ એ ભવ્ય દિવાલો આજે તૂટી ગઈ છે. છતાં અતિ કાળજૂના વખતના ફટકા સહન કરતી આજે પણ તે છ છ થી દશ દશ ફીટ જેટલી ઉંચાઈની હાલતમાં ખડી છે. આ મજબૂતીનું કારણ આ કિલ્લો ખડક ઉપર બાંધેલો હોવા ઉપરાંત ખૂબ મ્હોટા કદના લાંબા જબરદસ્ત પથરા શોધી લાવીને વાપર્યા તે છે. પશ્ચિમ દિશા તરફની દીવાલોની હારમાળામાં છ થી આઠ ફીટ જેટલા બોગડા જેવા ખાડા પડી ગયા છે. અહિં પાણીની નહેર અને પેલે પાર મુસલમાનોનું મ્હોટું પુરાણું કબ્રસ્તાન આવેલું છે. આ અતિ પુરાણો કિલ્લો ગ્રીક રાજા કૉન્સટેન્ટાઈનના વખતનો બાંધેલો છે, એમ ત્યાંના પત્થરો પર કોતરાયલા કેટલાક લેખો જોતાં લાગે છે:

ખંડિયેરની જબરજસ્ત દિવાલો

એક પત્થર ઉપર પુરાતન લીપીમાં AXIYSLEGPROPR કોતરેલું છે. મ્હારી અજાયબી વચ્ચે કોઈ અનઘડ કારીગરે ચણેલો હોય તેમ કેટલાક તખ્તીના પત્થરાઓ આડાઅવળા અને છૂટાછવાયા ચણાયેલો છે. એ બાબતમાં ફ્રેન્ચ વાઈસ કૉન્સલ મોંશ્યો જી. પુસ સાથે મુલાકાત વખતે વાત નીકળતાં પૂછયું તો તેણે કહ્યું કે બારમી–તેરમી સદીમાં તુર્ક લોકો હલ્લો લાવ્યા, ત્યારે આ શહેરના બચાવઅર્થે મજબૂત કિલ્લેબંધી જ એકલું સાધન હોવાથી શહેરનાં લોકોએ પોતાના પુરાણા દેવળ અને કેટલીક મજબૂત ઈમારતો તોડીને તરત માટે પત્થરા મેળવ્યા અને કિલ્લાના કેટલાક તૂટેલા અને નબળા ભાગને ઉતાવળે મજબૂત કરવા આ પથરાનો ઉપયોગ કર્યો. તેમાં કેટલીક યાદગાર તખ્તીઓ પણ જેમ આવે તેમ આ કિલ્લાની દીવાલમાં ચણાઈ ગઇ છે. તેથી આમાં કેટલાક લેખો આડાઅવળા મૂકાઈ ગયેલા નજરે પડે છે. આટલી જહેમત ને તડાતડી કરવા છતાં ઇસ્લામનો વિજયધ્વજ ફરકાવતી નવેખંડ જીતવા મથતી તુર્ક લડવૈયાની શમશેર પાસે અંગોરાનો પુરાતન કિલ્લો પણ પડયો. અને તે આજ સુધી તુર્કોના હાથ નીચે છે. વાચકને કદાચ એમ લાગશે કે હું ફ્રેન્ચ કૉન્સ-

જુની રોમન અને ગ્રીક લીપીમાં મૂકાયલી તખ્તીઓ

શહેરના બચાવ અર્થે સુંદર ઇમારતો તોડી પાડી.

બ્રિટીશ કૉન્સલને બદલે ફ્રેન્ચ કૉન્સલ મોંશ્યો પુસ કામ સંભાળે છે.



લને ક્યાં મળ્યો હઈશ. આ પ્રસંગ જરા અચાનક બને છે. અહિંના બ્રિટીશ કોન્સલ મી૦ એચ. એસ શીપલી. સી. એમ. જી. હાલમા કોન્સ્ટેન્ટીનોપલ ગયા હોવાથી તેમનું કામ તેના મુખ્ય ગ્રીક કલાર્ક એમ. ફરાકારો સંભાળે છે. પણ તે ઇગ્લીશ બિલકુલ જાણતો ન હોવા છતા તેણે મ્હને મહેરબાનીની રાહે અગેરાનો છાપેલો રિપોર્ટ આપ્યો.

મોંશ્યોપુસ એક ગુલાબીદિલ આદમી છે

અહિંના અગ્રેજ કોન્સલની ગેરહાજરીમા કામચલાઉ સત્તા અહિંના ફ્રેન્ચ વાઇસ કોન્સલ મોશ્યો જી. પુસ સંભાળે છે. એ મીયા જરા ખુશ તબેહના ગુલાબીદિલ આદમી હોવાથી અહિંતહીંની ખૂબ વાતો હાકે રાખી હતી. વાતવાતમા એણે કહ્યુ કે હું અને હાલનો લોર્ડ કિચનર (જે પાછળથી બ્રિટીશનો મુખ્ય સેનાપતિ થયો હતો) સાઇપ્રસ ટાપુના પાટનગર નીકોસીઆમા બન્ને સાથે જ બિલીયર્ડ રમતા હતા.

પુરાતન ખંડિયેરની એક બાજુનો દેખાવ

એ પુરાણા કિલ્લાના ભવ્ય ખડિયેરના કમાડવિનાના દરવાજા બેવડા હોઇ પ્રાચિન કાળની હાથોહાથની લડાઈના યુગના કેટલાક મજબુત સાધનોનો ખ્યાલ આપે છે. કિલ્લાની બહાર તો આજે ગરીબ મુસ્લીમ તુર્કોના અનેક ન્હાનામ્હોટા મકાનો છવાયલા દેખાય છે, કિલ્લાની ઉંચી દિવાલ પાસે આ મકાનો ન્હાના મગતરા જેવા અને કાંઇ હીસાબવિના રમકડા ગોઠવાયલા હોય તેવા દેખાય છે. આજે આ કિલ્લો ખંડિયેર છતા તેના લોઢાના દરવાજા સામે બે તૂર્ક સિપાહીઓ પહેરો ભરી રહ્યા છે. આજે પણ એ કિલ્લા ઉપર ચાદ-તારા નિશાનનો તૂર્કી ઝંડો ફરકી રહ્યો છે. દરવાજા પાસે ઇનિશાફના ચિન્હ લેખે ત્રાજવાનું ચિન્હ પણ દેખાય છે. કિલ્લામા ફરતા ફરતા પશ્ચિમ તરફના દરવાજા પાસે આવ્યો, જ્યા આજે તો ગાય, ઘોડા, ગધેડા આદિ ચોપગા જનાવરોનું લીલામ કરવાની બઝાર બાધવામા આવી છે. પાસે જ અહિંની મુખ્ય નિપજ ધઉંના ઢગલા અને ભાજીપાલા અને મેવાની દુકાનો મંડાયલી છે. આ ભાગમા ધઉં આપના હીસાબે વેચાય છે ભાજીપાલામા રીંગણા અને ડુંગરી તો ગાડેગાડા ભરીને ખૂબ જ લઇ જવામા આવે છે. ટમેટા ને કોબીજની ઉપજ પણ ઠીક છે. પાસે અનેક ભઠીયારખાના આવેલા હોઇ આ બઝારના

ઘોડા આદિ ચોપગા જનાવરોને લીલામ કરવાનુ મથક



દુકાનદારોથી તેને ઠીક તડાકો પડતો લાગે છે. હું પણ એક ભઠીયારખાનામાં શીખ ને રોટી તૈયાર કરવાની વરદી આપી આવ્યો. અહિંના કેટલાંક ભઠિયારખાનામાં ૧૦ થી ૧૨ જાતની તરકારીની વાનગીઓ તૈયાર જ રાખવામાં આવે છે. તેમજ સ્વાદિષ્ટ પલાવ તો એ લોકોની ખાસ વાનગી છે.

**ભઠીઆરખાનાંની મુલાકાતે**

રહેવારની લટારમાં જ ટેમ્પલ ઑફ રોમ એન્ડ ઑગસ્ટસ પાસે આંટો મારી આવ્યો. રોમનકાળના એ પુરાતન મંદિરની રખેવાળી કરનાર અહમદ નામના તુર્કે કુંચી લાવીને ઉઘાડી આપ્યો. અમે બધાં અંદર દાખલ થયાં. આવનાર મુસાફરોનું સૌથી પહેલું ધ્યાન ખેંચી રાખે એવી ઈમારત તે એનો મુખ્ય દરવાજો જ છે. એ ભવ્ય દરવાજો કંઈ નહિ તો ૭૦ ફુટ ઉંચો છે. ને એની મજબૂત પત્થરની દીવાલો અઢાર ફુટ પહોળી છે, દરવાજાની બંને બાજુ ગ્રીક અને લેટીન હરફમાં લખાયલી તખ્તી મુકેલી છે. એ દરવાજા પાસે એને જીતનારા લગભગ ૨૪ મુસલમાનોની કબરો આવેલી છે. જ્યારે દેવળ તો આ દરવાજાથી ૧૫૦ ફુટ લાંબુ અને ૬૦ ફુટ પહોળું હશે. આ દેવળમાં ચણાયેલા લાંબા અખંડ સંગેમરમરના મ્હોટા પત્થરાનો આ ઉપરથી ખ્યાલ આવશે કે દરેક પત્થર લગભગ પાંચ ફુટ લાંબો અને બે ફુટ પહોળો છે, આવા બે ગંજાવર પત્થરાનું જોડાણ કોઇ પારંગત કારીગરે એટલી બધી કારીગીરી અને કુશળતાથી કર્યું છે કે પત્થરાના જોડાણ વચ્ચે ઈંટની જેમ સીમેન્ટ નથી પૂર્યો; પણ ફક્ત એક ઝીણી લાઇન માત્ર માંડ દેખાય એવી મજબૂત રીતે કોઈ અસરકારક મિશ્રણ વાપરીને જોડાણ કર્યું છે, આજે લગભગ બે હજાર વરસ થયાં, એના સાંધાની અખંડતા જળવાઈ રહી છે. જોનારને તો આખી સળંગ આરસના પત્થરમાંથી કોતરી કાઢેલી ઇમારત લાગે છે.

**ટેમ્પલ ઑફ રોમ અને ઓગસ્ટસનાં ખંડિયેરો**

**પથ્થરનું હિકમતી જોડાણ**

દેવળમાં પણ લેટીન અને પુરાતન ગ્રીક ભાષામાં તખ્તીઓ મૂકાયલી છે. તેમજ અંદરના ભાગમાં પાચ મુસ્લીમ લડવૈયાઓની કબરો આવેલી છે. આ દેવળમાં પુરાતન અજાયબી વરીક એક ભોંયરૂં આવેલું છે. તે પંદર ફીટ લાંબુ પહોળું લાગે છે. અસલના વખતમાં આ ઇમારત કેટલી અભેદ અને મજબૂત તેમજ સુંદરમાં સુંદર ઇમારતોની કોટીમાં ગણી શકાય એવી હતી એ જોનારને પ્રત્યક્ષ ખાત્રી આપે છે.

**પાંચ મુસ્લીમ લડવૈયાઓની કબરો**

દેવળની બાજુમાં જ એટલે લગભગ અડોઅડ એશિયાના મહાન સંત પુરૂષ હાજી બેહરામની દરગાહ અને મસ્જીદ આવેલી છે. આ સંત પુરૂષે દુરવેશ ફકીરોનું

**મહાન [illegible] હાજી[illegible] યાદ**

એક મંડળ સ્થાપેલું. આજે એ ઓલીયાની મઝારે શરીફમાં દૂર દૂરથી અનેક ભાવિક ભક્તો તેમજ મુરાદ માંગનારાઓના ટોળેટોળાં આવે છે. અનેક લોકોપયોગી કાર્યોથી આ પવિત્ર મહાત્મા હાજી બહેરામનું જીવન સંકળાયલું હતું. એમના રોજા પાસે બીજી નવ કબરો એકએકની જોડમાં આવેલી છે. તેમાં વચલી ઉંચી કબર એ દરવેશ પીર હાજી બહેરામ સાહેબની છે. એમની કબર ઉપર લીલા રંગની ચાદર ઓઢાડવામાં આવી છે, પાસે સતત બળતી ધૂપદાનીમાંથી લોબાનની ખુશબોદાર સુગંધ આવનારાઓના અંતરમા નવું પવિત્ર વાતાવરણ આમેજ કરે છે.

**દરગાહ અંદરનું પવિત્ર વાતાવરણ**

**જામિઆ હાજી બહેરામ**

પાસે જ આ વલી સાહેબની મસ્જીદ આવેલી છે, જે જામિઆ હાજી બહેરામ નામે ઓળખાય છે, મસ્જીદની દીવાલો બ્લુટાઈલથી જડેલી છે. ખુતબા માટેની મીમબર બરૂશાની જામિઆ ઉલુની આબેહૂબ નકલ છે, આ પુરાતન મસ્જીદ તેની મજબૂત બાંધણીને લઈ ને આજે પણ સુંદર અને સારી હાલતમાં છે. મારે આવતી કાલે ઉતાવળે જવું હતું. પણ આવતી કાલે શુક્રવાર હોવાથી આ ઓલીયા અલ્લાહની મસ્જીદમાં જુમ્માની નમાઝ અદા કરવાની અમૂલ્ય તક નહિ ખોવાનો નિશ્ચય કરીને મોડો થયો.

**જામિઆ હાજી બહેરામમાં જુમ્માની નમાઝ પઢી**

અંગોરા નગરના ઘણા લોકો ખાસ આ વલ્લી સાહેબની મસ્જીદમાં જ જુમ્માની નમાઝ અદા કરવાના શોખથી દૂરદૂરથી આવે છે. બીજે દિવસે તા. ૧૦ મી અક્ટોબરના ૧૧ વાગે વ્હેલો હું આવી પહોંચ્યો. બહારના સંગેમરમરના ચોગાનમાં આવેલા ફુવારામાં પાણીના નળ બેસાડેલા હતા, ત્યાં સગવડતાપૂર્વક વઝુ કરી નમાઝ માટે તૈયાર થઈ ગયો. ૧૨॥ વાગે તો આખી મસ્જીદ નમાઝીઓથી ચિક્કાર ભરાઈ ગઈ; નમાઝબાદ ખતિબે ખુતબો પઢ્યો. પછી મુલ્લાઓ વાયેઝ કરવા ગોઠવાઈ ગયા. એ વખતે આ મસ્જીદ લગભગ ૧૫૦૦ પંદરસો આદમીઓથી ભરાઈ ગઈ હતી.

**ખંડિયેરો વચ્ચે આવેલું કબ્રસ્તાન**

આ દરગાહની જામિઆના પાછળના ભાગમાં મુસ્લમાનોનું કબ્રસ્તાન આવેલું છે. તે પુરાતન રોમન દિવાલોની અડોઅડ હોઈ પાસે કાંઈ બેહિસાબ પુરાતન રોમન મંદિરના ગંજાવર થાંભલાના અવશેષો પડયાં છે. પાસે જ સંગેમરમરના બે સિંહોની મૂર્તિ પડેલી છે, અહિંના લોકો એટલા અભણ ઉપરાંત બેદરકાર લાગે છે કે ભવ્ય રોમન ઈમારતોનાં ખંડિયેર વિષે જાણે



કાઇ જ જાણવાની દરકાર કરતા નથી. અહિંનો રખેવાલ ખુદ જાણતો નથી કે આ પ્રાચિન ખંડિયેરોની રખેવાળી કરી રહ્યો છે તે કોનાં છે ?. મ્હેં સાથે બ્રિટીશ કોન્સલખાતામાથી બે ભોમિયા રાખ્યાં હતા. એક અબ્દુલ્લાહ અને બીજો હાજીમહમદ: તેઓ જે કાંઈ સ્હમજાવતા હતા તેથી હું જાણી શકયો છું.

અહિં આવેલા ચિબકસું નામના પાણીના ઝરા વિખ્યાત છે. તુર્કી ભાષામાં સું એટલે પાણી. જગાનું નામ ચિબક હોવાથી ચિબકનું પાણી કહેવાય છે. એ નાનકડા ઝરાનું પાણી અતિ ગુણકારક ગણાય છે. અહિં રળીયામણા દેખાવ ઉપરાત અંગોરાના બકરાનાં ટોળેટોળાં ચરી રહ્યા હતા. પાસે જ ચિબક સું અને અંગેરા સું બે પાણીના નાળાં મળી જતાં હતાં. તે પાસેના ખેતરો અને લીલી વાડીયોને આબાદ બનાવતાં હતાં. અહિંથી ગામ તરફ પાછા ફરતાં એક ન્હાની છત્રી રોકી આકારની ટેકરી આવે છે, તેની ઉપર પુરાણું કબ્રસ્તાન આવેલું છે. આજે તો એ ફના થઇ ગયેલા આદમીઓની કબરો પણ જમાનાના કાળચક્ર પાસે ફના થવા માંડી છે. તેના પત્થરા પણ વેરવિખેર થઈ પડયા છે. નીચે નજર કરતાં ગામનો દેખાવ અને ત્યાં રોમનકાળના ખંડેર અવશેષોનો દેખાવ જગતની પામરતા અને ફનાગીરીનો દિલ હલાવે એવો ખ્યાલ આપતો ખડો છે.

ચિબક સુથી અંગોરા શહેરમા દાખલ થતાં નાકા ઉપર ડાબી તરફ બે પીલર સ્થંભ આવેલા છે. તે અહિં અસલ વખતના કોઇ દરવાજાના હોય એમ લાગે છે. આજે તો તે સાવ ખંડિયેર હાલતમા છે. પાસે એક કબ્રસ્તાન પણ આવેલું હોય છે. ત્યાં એક તૂટી પડેલો મ્હોટો ગુંબજ છે. તેમજ સંગેમરમરના ભાંગેલા થાંભલાનાં ઘણાં અવશેષો વેરવિખેર હાલતમાં પડયાં છે. ચેહેલ મિનારથી આ કંઇક ન્હાના છે. મ્હેં ગણી જોયા તો લગભગ ૧૭–૧૮ છે. પાસે કેટલીક ખંડિયેર કબરો ઉપરથી લાગે છે કે પુરાતન કાળમાં અહિં એક કબ્રસ્તાન પણ હોવું જોઈએ.

અંગોરામાં લગભગ ૫૦ ન્હાની મ્હોટી મસ્જીદો અને ઇલમ પઢવાના મદ્રેસા આવેલાં છે. તેમાંની કેટલીક મુખ્ય ગણાતી મસ્જીદોનાં નામો અહિં ટપકાવી લઉં છું.

| | |
|---|---|
| જામિઆ હાજી બેહેરામ | જામિઆ જન્જીરલી |
| જામિઆ ચેમબેક | જામિઆ હુસાકી |

ચિબક સુ નામના ગુણકારક પાણીના ઝરા

અંગોરા ગામની સીમ આગળનો દેખાવ

મુખ્ય જામિઆની ટીપ



જામિઆ અસલ ખાને — જામિઆ હાજી મુસા
જામિઆ મૌલાનાં — જામિઆ યસીલા
જામિઆ ઇબાદુલ્લા

તેમજ મદ્રેસાઓનાં નામો:-

મુખ્ય મદ્રેસાઓની ટીપ

મદ્રસે હાજી બેહેરાંમ — મદ્રસે ચેમબેક
મદ્રસે ઈબાદુલ્લા — મદ્રસે કરમસલ્લા
મદ્રસે મૌલાનાં — મદ્રસે હાજી મુશા
મદ્રસે તબાખાંના — મદ્રસે જન્જીરલીં
મદ્રસે ચાશબંદદીં

તેમ જ મુસ્લીમ મુસાફરોને ઉતરવાના તકીઆ (ધર્મશાળા) પણ અહિં આવેલી હોઇ તેની પણ નોંધ લઉં છું.

મુખ્ય ધર્મશાળાઓ

તકીઆ હાજી બેહરામ — તકીઆ હાજી મુસા
તકીઆ હતબ — તકીઆ તીરી દૌલત

અંગોરા શહેરમા ત્રણ વલીયોની દરગાહો ખાસ જ્યારત કરવા યોગ્ય હોઇ તે નીચે નોધી લઉં છું:-

ત્રણ વલીયોની દરગાહ શરીફ

દરગાહ શરીફ હાજી બેહેરામ
દરગાર શરીફ મેહલુશ બાબા
દરગાહ શરીફ સુશીમુન ગાઝી

ગઇ કાલનું ખંડેર વિશ્વવિદ્યાલય

મ્હારી મુસાફરી દરમ્યાન મ્હેં અનેક વેરાન મદ્રેસાઓ જોઇ છે. પુરાતન કાળમા કેટલાક સ્થળે બંદગી માટેની મસ્જીદો કરતા ઇલ્મના સબક (પાઠ) પઢવાની મદ્રેસાઓ વધારે આવેલી જણાઇ હતી, જેમકે બોખારા અને સમરકંદ એ પ્રાચીન શહેરોએ પોતાની કમાલ હિકમતથી ઈસ્લામી દુનિયામાં ઉચ્ચતા પ્રાપ્ત કરી હતી. એ જ વિશ્વવિદ્યાલય જેવાં શહેરોની વિદ્યાપીઠો (મદ્રેસાઓ) સાવ ખંડિયેર હાલતમાં જોઇ મ્હારૂં અંતર વલોવાઈ જતું હતું. મ્હારી આંખોમાંથી અનેક વાર ઇસ્લામીઓની પડતી જોઇ ઝળઝળીયાં ભરાઇ આવેલાં. તુર્કી શહેનશાહતમાં આ મદ્રેસાઓ કાઇ વધારે સારી હાલતમા જણાય છે. છતાં ઇલ્મ માટેનો ખરો ઉલ્લાસ આજે તો નથી રહ્યો : બધી મદ્રેસાઓમાં ખાસ કરીને કુરઆને શરીફના સબક શિખવવામાં આવે છે. જ્યારે મદ્રેસા હાજી બેહરા-



મમાં ધીક્ષા કિતાબોના સબક અને ધાર્મિક કિતાબોનો પાઠ વધારે કરાવવામાં આવે છે, જ્યારે તુર્કિ શહેનશાહતની મદ્રેસાઓમા કુરઆનના સબક ઉપરાંત આપણા દેશમા કેળવણી માટે જેમ વાંચનમાળા, ભૂગોળ, ગણીત અને વ્યાકરણ આદિ ધોરણ ચાલુ છે તેમ તુર્કી રાજ્યમાં તુર્કી હરફોમાં અને તુર્કી જબાનમાં એક ધોરણ ચાલુ કરવામાં આવ્યું છે ખરૂં. પણ યુરોપીઅન શહેરોમાં જેટલી કાળજીપૂર્વક ભણાવવામાં આવે છે તેટલી દરકાર અહિં રાખવામાં આવતી નથી. મ્હારા મત મુજબ કેળવણીનું નવું ધોરણ ફ્રાન્સ દેશમાં નક્કિ કરવામાં આવ્યું છે તે સૌથી સરસ હોઇ પસંદ કરવા જોગ છે. સાથેસાથ ધાર્મિક તાલીમ તો આપવી જ જોઇએ.

**આજની કેળવણીનું નવું ધોરણ**

**ફ્રાન્સ દેશમાં ઘડાયેલું નવું ધોરણ**

તૂર્ક સરકાર કેળવણી માટે ખેડુતો ઉપર "અનાજના બે માપા" કર દાખલ કર્યો છે. તે મુજબ વસુલ કરવામાં આવે છે. છતાં કેળવણી પાછળ ખંતીલી નજર રાખી કાળજી લેવામા આવતી નથીઃ

**કેળવણી માટે તુર્કી સરકાર ખેડુતો પાસેથી કર લે છે**

હું જે હોટલમાં ઉતર્યો છું તેનો માલીક ગ્રીક હોઇ ખ્રિસ્તી ધર્મ પાળે છે. પણ હું મુસલમાન છું, તેથી મ્હારી સગવડતા ખાતર મ્હારા રૂમમાં નમાઝ માટે મુસલ્લો બિછાવી આપ્યો હતો. હિંદુસ્તાનના દેશીઓને રહેવાના ઓરડામાં, હમામખાનામાં, સંડાસમા, પાણી જોઇયે તે યુરોપમાં કયાંથી મળે ? પણ આ હોટલના માલેકે તો મારે માટે સઘળી જોઇતી ગોઠવણ કીધી હતી.

**ગ્રીક હોટલવાળાએ બતાવેલી સજ્જનતા**

વ્યાપારધંધા માટે અંગોરા ખીલવી શકાય એવું સારૂં મથક છે. અહિંના વેપારીઓ બૂમ પાડી રહ્યા છે કે વેપારધંધો મંદો છે, છતાં વેપારમાં કસ તો છે જ. પૂર્વ, દક્ષિણ અને ઉત્તરના પ્રગણા તરફ માલની લાવલઇજા કરવા માટે અંગોરા શહેર એશિયા માઇનરમાં રેલ્વેનું છેલ્લું મથક છે. મ્હારા મત મુજબ અંગોરા વેપારધંધા માટે સારૂં મથક હોઇ આપણા હિંદુસ્તાનના કાપડ, કરિયાણાના, લોઢા કામના માલ માટે સારૂં ક્ષેત્ર છે. અહિંના માલના ખટારાઓ કાંઈ જમાનાજુના જેવા હતા તેવા આજે પણ લાગે છે. ઘંટીના પડ જેવા મ્હોટા પૈડાં અને લાકડાના બે આડા કટકા મુકવાથી જાણે ગાડું તૈયાર થઈ જતું હોય એટલું મહેનત અને સુધારાવગરની જંગલી રીતનું લાગે છે. કરગીઝ અને તુર્કોમાન જેવા પુરાણા અને અફલાતુન લોકો જે ગાડાં વાપરે છે,

**અંગોરા વેપારવણજ માટે કેવું ગણાય?**



બધુ સુધર્યું પણ બળદનાં ગાડાં તો એના એજ રહ્યાં.

તેવા જ આ છે. આ પુરાતન શહેર આલીશાન ઇમારતો બાંધવાને અનેક પ્રકારની જાહોજલાલી ભોગવવા છતાં ગાડાની બાબતમાં કાંઇ જ સુધારો કોણ જાણે કેમ ન કરી શકયું હોય! તદન અસલી ઢબના એ ખટારાઓ ચાલતી વેળા એના ધંટીના પડ જેવડા મ્હોટા પૈડાંમાથી ચીચડુક ચીચડુક કરતા જાણે કાઠીઆવાડી કુવામાંથી કોસ ખેંચી પાણી કાઢવામાં આવતું હોય તેવો અવાજ થયા કરે છે. ગાડામા ખાસ કરીને બળદ જોડવામા આવે છે. અહિં ઘોડા અને ગધેડા ઉપર માલ લાવવાની પદ્ધતિ પણ ચાલુ છે. દૂર સુધીની ડુંગરાળ પ્રદેશની મુસાફરીમાં આ ગાડા નકામા હોઈ ગધેડા અને ઘોડાથી જ કામ લેવું પડે છે. અંગોરા શહેર ટેકરી ઉપર વસેલું હોવાથી સડકો ઉંચીનીચી વાંકીચુકી અને ખડબચડી હોય તેમાં કાંઇ નવાઇ જેવું નથી, પણ રસ્તામાં સફાઇ બિલકુલ રાખવામાં આવતી નથી. ખુલ્લી સપાટ અને સારી જમીન અથવા સુંદર જમીન પર બગીચો બનાવ્યો હોય તો ભારે મોહક થઇ પડે ત્યાં ઠેર ઠેર કચરાના ઢગલા અને ઉકરડો જ પડયો હોય છે. કેટલાંક મકાનો બિલકુલ પુરાણી ઢબનાં છે. ગુજરાત કાઠીઆવાડમા જેમ દીવાલો ઉપર છાણાં થપાય છે તેમ અહિં પણ મકાનોની દીવાલો પર છાણા થાપવામાં આવે છે. અંગોરાના રહેવાસીઓ સાદી બુદ્ધિના તેમજ રહેણીકરણીમાં સાદાઇ રાખનારા મિલનસાર અને સ્વભાવે ધર્મચુસ્ત જણાય છે. એકંદર લોકો ગરીબ છે. તેઓના ફાટેલાં થીગડાં મારેલા વસ્ત્રોમાં આ દેશની ગરીબાઈનાં જ દર્શન થાય છે, પાણી ટેકરી ઉપરથી નીચે આવતું હોવાથી ટેકરી ઉપરના રહેવાસીઓને પણ પાણી સ્હેજે મળી શકતું હોવાથી પાણીનું સુખ સારૂં છે અહિં તુર્ક લશ્કરની એક પલટન રાખવામાં આવતી હોવાથી ઠેર ઠેર તર્ક લશ્કરી ટુકડીનાં માણસો ફરતાં જણાય છે. તેઓનો પોષાક રશિયન કોકેશયન લશ્કરને લગભગ મળતો આવે છે. બધા ધર્મે સુન્ની મુસલમાનો હોઈ સારા સ્વભાવના અને નેકદીલ ઇન્સાન લાગે છે.

ગધેડાં અને ઘોડાંની વણજારો

બેદરકારી કે ગલીચી

અંગોરામાં ટેકરી ઉપર પણ પાણીનું સુખ છે.

તુર્કી પલટનનો પોષાક

દુનિયાભરમાં લાંબા તારના ઉન માટે અંગોરાનાં બકરાં વખણાય છે, એ વાત હું આગળ ઉપર જણાવી ગયો છું. એ વિષે થોડીક વધુ બાતમી આજે મળી છે. તે હું વાચકની જાણ માટે અહિં જણાવીશ આ અંગોરાના બકરાનું ઉન ઉંચી જાતનું હોઇ તેની કિંમતી કિસમની શાલો ખાસ વખણાય



અંગોરીઅન બક-રાની ઉત્તમ જાત તે ટીફ્ટીક

છે. અને તેની બહુ મોઘી કિંમત ઉપજાવી શકાય છે. અંગોરાનાં બકરાં પણ બે જાતનાં આવે છે, એક ઉંચી અને બીજી હલકી, ઉંચી જાતના બકરાંને તૂર્કી ભાષામાં ટીફ્ટીક કહે છે,, જ્યારે ફ્રેન્ચ ભાષામાં મોહેર કહેવાય છેઃ અંગો-રાનાં બકરાં મી૦ શેસીલ રોહડસ કેમને કેવી રીતે ખરીદ્યા હતાં તે વિષે ફ્રેન્ચ કોન્સલ મોંશ્યો જી. પ્રુસને પૂછતાં તેણે કહ્યું કે આજથી પચીસ વરસ પહેલાં મી૦ શેસીલ રોહડસે બ્રિટીશ એલચી ખાતાં મારફત શરૂઆતમાં

જાણીતા ગજુની-બાજ અને સાહસિક નર શેસીલ રોહિડસ ની વાત

પહેલી વાર બે હજાર ટીફ્ટીક જાતનાં અંગોરીઅન બકરાં દર એકની કિંમત પાંચથી દશ ગીની ( પૌન્ડ ) આપીને ૪ થી ૫ હજાર બકરાંમાંથી વીણી વીણીને અતિ ઉત્તમ પ્રકારનાં બે હજાર બકરાં દક્ષિણ આફ્રિકા મંગાવ્યાં હતાં. ત્યાંની આબોહવા એ જનાવરોને માફક આવી જવાથી બીજી વેળા ચાર

કેટલાં બકરાં આફ્રિકા ચઢાવ્યાં ?

વરસ પછી ૩૦૦ બકરાં મંગાવ્યાં. તેનું ઉન બઝારમાં અતિ નફાકારક જણાયાથી ફરી ત્રીજી વેળા ૭૦૦ બકરાંનો ઓર્ડર મોકલ્યો હતો. તે હાલમાં ત્યાંના જુદા જુદા ખેતરોમાં વહેંચાઈ ગયાં છે. આ વાત ચાલતી હતી, ત્યારે બ્રિટીશ કોન્સલ ખાતાના મુખ્ય ક્લાર્ક મી૦ કેરાકાસે કહ્યું કે હાલમાં કેને-ડાથી ૨૦૦ ટીફ્ટીક જાતનાં અંગોરીયન બકરાં ખરીદવાનો ઓર્ડર આવ્યો છે. પણ તૂર્કીના સુલતાનની મંજુરી માટે તે થોભ્યો છે. હાલમાં અંગોરીયન બકરાનો ભાવ ફક્ત એક ગીનીથી દશ શીલીંગ જ છે.

તવારિખમાં જાણીતી થએલી હાલ્યસ નદી જે હાલમાં કિઝીલ નદી અથવા રાતી ( રેડ ) નદી તરીકે ઓળખાય છે, એ ઐતિહાસીક નદી અંગો-રાથી ફક્ત એક દિવસના રસ્તા ઉપર આવેલી છેઃ તા. ૧૧ મી અકટોબર

ઇસ્કી શહેર જવા ઉપડયો

૧૯૦૨ શનીવારની સ્હાંજે ઇસ્કી શહેર તરફ પાછો જવાને સ્હવારે આઠ વાગે અંગોગથી ઉપડગો, કેમકે જેટલું જોવાનું હતું તેટલું તો જોઈ ચૂક્યો હતો. અને સ્હાંજે ૬ વાગે પાછો ઇસ્કી શહેરમાં આગળની જ હોટલમાં આવીને રાત પસાર કરી. બીજે દિવસે સ્હવારે ૬ વાગે ઇસ્કી શહેરથી કોનિઆ જવા ઉપડયો. આ પણ પહાડી માર્ગ જ છે. ઇસ્કી શહેરથી ત્રણ રેલ્વે સ્ટેશનો પસાર કર્યા પછી Alayund નામનું રેલ્વે સ્ટેશન આવે છે. તે કુતાયાર તરફ જવાનું જંક્શન છે. જેવી આ કોનિઆની ગાડી સ્ટેશને પહોંચે છે કે ત્યાં કુતાયાહ તરફની ટ્રેન વાટ જોતી થોભેલી હોય છે. એટલે ઉતારૂઓ તરત



વખત ખોયા વિના ટ્રેન પકડી શકે છે આ તરફની વસ્તી ફક્ત ૫૦૦૦ માણસોની છે. ઇસપ નીતિના કર્તાની આ જન્મભૂમિ કહેવાય છે. આજે તો તે એક ગામડું જ છે. આ જર્મન ટ્રેન હોવાથી બધા જ માલના ડબામા ઉતારૂએ માટે તો ત્રણ જ ડબા જોડવામાં આવ્યા છે. અહિં ટ્રેન ઉપડવા પહેલા ઘંટ વગાડવામા આવતા નથી. પણ રણશિંગડા જેવું વાજુ ફુંકવામા આવે છે તે પછી જ ટ્રેન ઉપડે છે આ પછી અડધે રસ્તે ઓશીયયુકારાહિસાર નામે જંકશન આવે છે. હું વળતી મુસાફરીમા અહિં ઉતરવાનો ઇરાદો રાખું છુ હાલ તો સીધો કોનિઆ જ જઇશ. આ તરફનો માર્ગ ઉજ્જડ હોઇ અહીં ખાવાનુ મળતું નથી. રસ્તે જેટલા કુવા આવે છે તેના મ્હો અતિ સાકડા જણાય છે.

ઘંટને બદલે રણશિંગડા ફૂંકવામાં આવે છે

આ પ્રાંતમા પાણીની સગવડ કરવા નહેરમાથી એક લાઇન ખેંચવામા આવી છે. અહિં ઘઉંની પેદાશ મુખ્ય હોવાથી દરેક સ્ટેશને ઘઉંના ઢગલાના ઢગલા નજરે પડે છે : ઓશીયુમકારાહીસાર છોડયા પછી રેલ્વેમાર્ગની ડાબી બાજુ તરફ Lake Eber. G અને Lake Akshehr G. નામના બે સરોવર દેખાય છે. ત્યા આવેલા નદીના મુખને પુસકા ચે કહે છે.

અહિંનો ઘઉંનો વ્યાપાર

## કોનિઆ

ઇસ્કી શહેરથી ૨૧ રેલ્વે સ્ટેશનો છોડયા પછી રાત્રે ૯ વાગે હું કોનિઆ પહોંચ્યો અને હોટલ પ્રોગ્રેશમા ઉતર્યો:

અહિં વિખ્યાત ઓલીયા જલાલઉદ્દીન રૂમીની દરગાહ આવેલી હોવાથી કોનિઆ દરવિશોની જાત્રાનું ધામ થઈ પડયું છે મૌલાના જલાલઉદ્દિન રૂમી મહાન તત્વવેત્તા અને વેદાંતી સુફી હોઈ દરવેશોના સરદાર કહેવાય છે.

એ મહાત્મા જલ્લાલુદ્દિન રૂમીના પિતાશ્રી ખુરાસાનમા આવેલા બલખ શહેરના જાણીતા તવંગર નાગરીક મહોમદ બાઉદ્દીન વલદ નામનો પ્રસિદ્ધ હકીમ હતા તે વેળા ત્યાના સુલતાનની નજરમા એના વગવસીલાએ અદેખાઇ ઉત્પન્ન કર્યાથી એ ૧૨૧૨ મા બલખથી નાઠો, ત્યારે એ મહાત્માની વય માત્ર પાચ વર્ષની હતી, બાળપણથી જ એમના લક્ષણો સુફી સાધુ પુરુષને મળતા દયા, માયા, ઉદારતા, ત્યાગ અને વૈરાગ્યથી ભરપૂર હતા. બાળપણમા જ પાકી

મહાત્મા જલાલઉદ્દીન રૂમીનાના જીવનની આછી રૂપરેખા



રહમજાણનાં જ્ઞાન, ઉન્માદ અને સ્વપ્નામાં દેવ પુરૂષોની હાજરી જણાવા લાગી, જેવો આત્મિક જ્ઞાનના અભ્યાસમાં આગળ વધનારાઓને અનુભવ થાય છે તેવો કાંઈક અનુભવ એમને ન્હાનપણથી જ થતો: શરૂઆતમાં થોડાં વરસો માલાતિયેરમાં વસવા બાદ આરમિનિયામાં આવેલાં અરઝિજાનમાં વસવા ગયા: એમનો જન્મ તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૨૦૭ (૬૦૪ હિ. સન રબીલ-અઉવલ) માં થયો હતો. ઈ. સ. ૧૨૨૬ માં ૧૯ વરસની વયે સમરકંદના બાબા શરફઉદદીનની પુત્રી જવહર ખાતુન સાથે પરણ્યા: પછી ૧૨૩૧ માં જ્ઞાનનો વધારો કરવા એલેપ્પો અને દમાસ્કસ વિ૦ શહેરોની મુલાકાત લીધી. પછી સુલતાને કૈકોબાદ કૌનિયાના આમંત્રણથી કૌનિયાહ આવી નવ વરસ સુધી ચાર વિશ્વવિદ્યાલયોના પ્રિન્સીપાલ બન્યા. પછી પોતાના પિતાના ઉસ્તાદ સૈયદ બુરહાનુદ્દિન હુસેનીનો અંગીકાર કર્યો. તે પછી વિખ્યાત ઓલિયા શમ્સ તાબ્રિઝ, નામે મસ્ત મહાત્મા ભટકતા ભટકતા કૌનિઆ આવ્યા, ત્યારે એની વાતોએ જલાલઉદદિનપર ભારે અસર કરી અને એઓ તેમના ચેલા બન્યા. શમ્સ તબ્રિઝની વાતો મસ્ત અને શરિયત વિરૂદ્ધની હોવાથી લોકોએ એને મારી નાખવા હુલ્લડ કર્યું. તેમાં જલાલઉદદિનનો વડો પુત્ર અલાઉદ્દીન માર્યો ગયો: અંતે મહાત્મા શમ્સ પકડાયા અને કેટલાક ચમત્કારો પછી છૂટા પણ થયા. એ બનાવ અને પુત્રના મરણના આઘાતથી એમને તીવ્ર વૈરાગ્ય ઉપજ્યો. તેથી તેમણે ફકીરી લીધી. એમના પ્રબળ જ્ઞાન તેજથી ખૂબ પકાયા. અંતે ૧૭ મી ડીસેમ્બર ૧૨૭૨ માં (હી. સન ૫ મી જમાદીલ આખરે) દેહત્યાગ કર્યો.

જન્મ અને લગ્ન

અણધાર્યા પ્રસંગે વૈરાગ્ય ઉપજ્યો.

તા. ૧૩ મી અકટોમ્બર ૧૯૦૨ ના સોમવારની રહવારે ઉઠતાં વેંત જ પહેલું કામ એ પ્રખ્યાત મહાત્માના રોજાની મુલાકાત લેવાનું કર્યું. જે માટે આજે વરસો થયાં હું આતુર હતો. અંતે આ મહાન ફારસી સુફી શાયર હઝરત મવલાના રૂમીની ઝીયારત કરવા રેલ્વે સ્ટેશનની પેલી મેર પાછળના ભાગ તરફ ચાલ્યો. દૂરથી એમના રોજાનો મ્હોટો દરવાજો દેખાવા માંડયો. તેમાં દાખલ થતાં જ બહારના ચોગાનમાં વઝુ કરવા માટે બનાવેલા ફુવારા તરફ નજર ઠરે છે. એક તરફ એમનો રોજો આવેલો છે, તેની ડાબી તરફ મ્હોટી મસ્જીદ આવેલી છે. તેને બે ઉંચા સુંદર મીનારા પણ છે.

મવલાના રૂમીસાહેબની દરગાહ શરીફની ઝીયારતે



રોજાનની બહારની જાળી સંગેમરમરના પત્થરમાં સુંદર કલાયુક્ત કોતરેલી છે અને દાખલ થવાનો દરવાજો ઇજીપશિયન દેશના કલાકારોએ બનાવેલો હોય તેવા ઘાટનો ઉંચો છે. દાખલ થવાના અંદરથી ને બહારના બેય દરવાજા રૂપાના પતરાંથી જડી લઈ સુંદર નકશીકામથી દિપી ઉઠે તેવા છે. હાલમા એમના રોજાની ચાવી ધરાવનાર ઉસમાન નામનો મુજાવર હાજર હતો, તેણે મ્હને આ રોજાનો દરવાજો ઉઘાડી આપ્યો. આ રોજાનો ખરો માલેક અને દરવેશોની મંડળીનો મુખ્ય નાયક મૌલાના જલાલઉદ્દીન રૂમીની ઓલાદનો જ એક સાધુપુરૂષ જલેબી અફેન્દી નામે છે. તેનું ખરૂં નામ અઝીઝ અફેન્દી છે. અહિંનો દરવેશ મંડળીમા ભળ્યા પછી મૂળ નામ બદલવાનો રિવાજ હોવાથી જલેબી અફેન્દી નામે ઓળખાય છે. તૂર્કી ભાષામા અફેન્દી એટલે સાહેબ અથવા સ્વામી. આ રોજાની અંદર મહાત્મા જલાલઉદ્દીન ઉપરાત તેમના કુંટુંબી કે મિત્રો વિ૦ મળીને ૬૦ સંબંધીઓની કબરો આવેલી છે. એ બધામા જલાલઉદ્દીન રૂમી સાહેબનો રોજો કોઈ શાહોના શાહનો હોય તેવો મ્હોટો ઉંચો અને જોનાર પર મહત્તાભરી છાપ પાડે તેવો છે. જોનારને પણ એ દરવેશોના સરદારની દરગાહમાં પગ મૂકતા જ એવો ભાસ થાય કે કોઇ અસાધારણ વ્યક્તિની તહેનાતમાં હાજર થવાનું તેને નસીબમા સાંપડયુ છે.

રોજાબહારનો દેખાવ

રોજાનો આજનો ખરો હકદાર રખેવાલ

દરગાહ શરીફની પવિત્ર તહેનાતમાં

એ ભવ્ય કબર ઉપર કાળા રંગની ગીલાફ ( ચાદર ) ચઢાવવામા આવી છે. તેના ઉપર સોનેરી મ્હોટા હરફે એ મહાત્માનું આખું નામ મહમદ જલાલઉદ્દીન બીન મહમદ બાહાઉદ્દીન વિ૦ લખેલું છેઃ એની બાજુમા એટલી જ ઉંચી એક બીજી કબર પણ આવેલી છે, તેના ઉપર પણ કાળો ગલેફ પાથરવામાં આવેલ છે. જે મહાત્મા જલાલઉદ્દીનના વિદ્વાન પુત્ર સુલતાન વલદની કબર છે. જેણે રૂબાબ નામેહ કરી વિખ્યાત પુસ્તક રચ્યું હતું. રોજાની અંદર નમાઝ પઢવાનો એક મુસ્લો છે, તેની ઉપર અહિંના રિવાજ મુજબ નમાજ અદા કરવા અહિંના મુજાવર ઉમમાને ભલામણ કરવાથી મેં બેરકાત નફલ નમાઝ પઢીને કુલ દુનિયાના લોકો માટે શાન્તિ અને આબાદી તેમજ હુન્નરઉદ્યોગમાં પછાત રહેલી મુસ્લીમ કોમની ઉન્નતિ અર્થે દુવા માંગી.

મહાત્મા રૂમીના પુત્ર સુલતાન વલદની કબર

અહિંના રોજા ઉપર જે છત છે તે સ્પેન દેશના પ્રખ્યાત અલહમ્બ્રા



મહેલના શીર ચોકવાળા દિવાનેખાના પર આવેલા છતની આબાદ નકલ લાગે છે. જયારે બહારના ભાગનો ગુંબજ ડાર્ક બ્લુ ટાઇલથી બનાવેલો છે. મ્હારી આગળની મુસાફરી વેળા હું શેખ સાદી અને હાફિઝના રોજાની પણ જીયારત કરી આવ્યો છું. તે બધામાં હઝરત મૌલાના રૂમી સાહેબનો રોજો વધારે દમામદાર અને વધારે આબાદ હાલતમાં છે. હું જીયારત કરીને બહાર નીકળ્યો કે કેટલાક યુરોપીઅન ખ્રિસ્તીઓ દાખલ થયા. રોજાની બહાર પણ આસપાસ કેટલીક કબરો આવેલી છે. તેના દેખાવ ઉપરથી જ આ એક અતિ પુરાણું કબરસ્તાન છે, એમ લાગી આવે છે. મૌલાનાએ સ્થાપેલી મંડળીના દરવીશોને તૂર્ક શહેનશાહતમા ખાનખોરાકીનું અમુક ઠેરવેલું લવાજમ ઉપરાંત ચાવલ, ઘી, ખાંડ, ઘઉંનો લોટ આદિ ખોરાકી સરકાર તરફથી આપવામાં આવે છે અને તે દરવીશોના મુખ્ય શેખોને નગદ પ્રકારનું લવાજમ બાંધી આપવામાં આવેલું છે. દરવેશો નામે ઓળખાતા મહાત્મા જલાલઉદ્દીન રૂમીના મુરીદો ( ચેલાઓ ) બધા તપખીરીઆ રંગનાં ભગવાં વસ્ત્રો ધારણ કરે છે અને માથે કંઈ ૧। થી ૧।। ફુટ ઊંચી તપખીરીઆ રંગની ઉનની ટોપી પહેરે છે. તેઓનો દેખાવ સાદો ત્યાગી જેવો હોય છે. એ લાંબી દરવીશી ટોપીને કુલાહ કહેવામાં આવે છે. અહિં પાસે જ ખાવા પીવા અને રાધવા માટેનું લંગર અને સદાવ્રત ખાતું આવેલું છે. પાસે જ ઇલ્મ શિખવાને ભક્તિસાધના કરવાના ઓરડાઓ આવેલા છે. ત્યા જુદી જુદી કિતાબોનાં સબક આપવામાં આવે છે. તેમજ ગુપ્ત રૂહાની ( આત્મિક ) ઇલ્મ વિષે પણ વાકેફ કરવામાં આવે છે અને બ્રહ્મજ્ઞાનની ગૂઢ વાતો પણ જ્ઞાનભૂખ્યા આદમીને અહિં જ મળે છે. પાસે જ એક કેતાબખાતું છે, તેનો ઉપરી શરીફ નામનો આદમી છે, તેને અહિંની કેટલીક કબરો અને સલજુક નામના તૂર્કોની જાતની આગલી તવારિખ વિષે પૂછતાં તેણે અજ્ઞાનતા દર્શાવીને કાંઈ જાણતો ન હોવાનું ડોકું ધુણાવ્યું.

**શેખ સાઅદી અને હાફિઝના રોજા સાથે સરખામણી**

**રૂમી સાહેબના દરવિશાનો પોશાક**

**ઇલ્મનો ગુપ્ત ખજાનો અને ધર્મના ગૂઢ રહસ્યો**

મહાત્મા રૂમી સાહેબે મસ્નવી નામનાં જગપ્રસિદ્ધ સુફી કાવ્યમાં બહુ ઉમદા બૈતો રચી છે. તેમાંની ધર્મનું ખરૂં મહત્વ સમજાવનારી બે બૈતો નીચે ટપકાવી લઉં છું.



**મૌલાના રૂમી સાહેબની ભેદી મનસ્વીની બે બૈતા**

મનઝ કુરઆં મગજરા બરદાસ્તમ
ઉસ્ત ખાં પીશે સગાં અનદાખતમ

અર્થ : કુરઆનનો મગજ મ્હેં મેળવી લીધો છે. બાકીનાં હાડકાં કુતરાને ફેંકી દીધાં.

મા બેરૂનરા નનગ્રીમ ઑ કાલ રા
મા દેરૂનરા બનગ્રીમ ઑ હાલ રા

અર્થ : અમ્હેં બહારની સુરત અને શબ્દોને જોતા નથી. અમ્હેં તો અંતરની લાગણી અને ખુદાઇ મહોબતની મસ્તીને પિછાણીએ છિયે.

એવી અનેક ખુદાસનાશીને લગતી વાતો તથા નાસેહતોથી રૂમી સાહેબનું પુસ્તક મસ્નવી ભરપૂર છે. કેટલીક વાતો ધાર્મિક સિદ્ધાંતોથી ઉલટી જતી પણ જણાય છે. છતાં ઉંચુ જ્ઞાન આમાં ભર્યું લાગે છે.

**સુલતાને કોનિઆનું માનભર્યું આમંત્રણ**

સુલતાન અલાઉદ્દીન કૈકોબાદે ખાસ આમંત્રણ કરીને એ મહાત્માને કોનિઆ તેડાવેલા, તે જમાનામાં કોનિયાના લોકો સમરકંદની ભૂમિને રૂમ કહેતા. તેથી એ રૂમનિવાસી હોઇ રૂમી નામે કોનિયામા પ્રખ્યાત થયા.

કોનિઆમાં વિખ્યાત સુલતાન અલાઉદ્દીનની મસ્જીદ અને રોજો આવેલો હોવાથી હું તે જોવાને ગયો. બન્ને ઇમારતો અહિં એક ૧૦૦ થી ૧૨૫ ફીટ ઉંચી ટેકરી ઉપર આવેલી છે. મસ્જીદ ખરેખર જોવાલાયક મસ્જીદોમાં ગણી શકાય એવી સુંદર છે. કંઇ નહિ તો ૫૫ મ્હોટા મ્હોટા થાંભલાઓ આવેલા છે. પાસે જ એક ઉંચો મીનારો છે. ત્યાંથી આખા કોનીઆનો સુંદર દેખાવ છેક દૂર સુધીનો નજરે પડે છે. મજકુર મસ્જીદના એક ભાગમાં સુલતાન અલાઉદ્દીનનો રોજો આવેલો છે : ત્યાં બીજી આઠ કબરો પણ આવેલી છે; તેમાની એક સુલાતાન અલાઉદ્દીનના બાપની, બીજી સુલતાનના દાદાની એ બે કબરોની વચમાં સુલતાન અલાઉદ્દીનની કબર છે, તેમા તે પોતાના બાપને દાદા વચ્ચે હમેશગીની ભરનિંદમા પડયો છે. બીજી પાંચ તેના અતલગના કુટુંબીઓની છે. અહિંના હાલના મુઝાવર રજબ બીન મહમદે રોજો ઉઘાડીને મ્હને બતાવ્યો. કબર ઉપરનો ગુંબજ તંબુ રોકો આકારનો છે : અહિં સલજુક સુલતાનોનાં ઘણા ખંડિયેરો આવેલા છે, તે બધાં જોવાલાયક છે. ઉપરાત કોનીઆમા આવેલી મુખ્ય જામિઆ અને મદ્રેસાઓની ટીપ નીચે ઉતારી છેઃ—

**સુલતાન અલાઉદ્દીનનો રોજો અને જામિયા**

જામિયા સુલતાન અલાઉદ્દીન — જામિયા શારફદીન
" કપુ — " અજીજીએ



| | |
|---|---|
| „ સુલતાન સલીમ | „ ઇપલીક્રયી |
| „ હાજી હુસાન | „ કોનએવી |

કોનીઆમાં આવેલી કેટલીક જામિઆની નોંધ

તેમજ અહિંની મુખ્ય મદ્રેસાઓના નામઃ—

| | |
|---|---|
| મદ્રેસા જીઆઇઓ | મદ્રેસા કરજાદે |
| „ ઇરિફ્રાનિઆ | „ ફ્રુતેહઇઆ |
| „ સુલેમાનીઆ | „ ઇપલીકગી |
| „ કેરાફ્ત્રા | „ કયુક કરાદેએ |
| „ બીગ કરાદેએ | „ કરા દાઇલર |
| „ દારૂલ હદીશ | |

કોનિયાના મુખ્ય મદ્રેસાઓ

ઉપરાત જીયારત કરવાલાયક ઓલિયાઓની દરગાહો ચાર જણાય છે·—

| | |
|---|---|
| દરગાહે શરીફ કૌનવી | દરગાહે શરીફ શેખ સદરનદીન |
| „ „ ઇમામે | „ „ બગાવી |

બીજી ચાર દરગાહો

ઉપરાત સલજુક જાતના તૂર્કી વખતના પ્રાચિન ખંડિયેરો અહીં ઘણાં છે, તેમાં વિખ્યાત સલજુક સુલતાન અલાઉદ્દીનનો રોજો તેમજ શાહિ ઇમારતો પણ આવેલી છે. એ શાહિ ઇમારતો તદન ખંડિયેર હાલતમા ધૂળના ઢગલાઓ વચ્ચે દટાએલી પડી છે. છતા જે કોઇ ભાગ રહી ગયો છે તે ઉપરથી એટલું જણાઈ આવે છે કે કોઇ ચાર મજલાનો રૌનકદાર મહેલ હતો. ઉપરના મજલા ઉપર એક બારી અને એક કારીગરીભર્યો ઉચો આર્કો જોવાલાયક છે. તેની પૂર્વ દિશા ઉપર શાહી ઝરૂખા આવેલા છે. અસલમાં આ ઝરૂખામા સુલતાન અને સુલતાના બેસીને જીવનનો ઉલ્લાસ માણુતા હતા અને આજે તો તે સાવ ખંડિયેર છે. ઝરૂખા નીચે ફ્રક્ત કલાદષ્ટિથી શોભતું લાગે માટે એક આરકુ ઉભું કરવામા આવેલ છે. તે દિવાલમા દરવાજા કે બારીની જેમ આરપાર નથી. પણ ભીંતમાં ચણી દેવામા આવેલું હોય તેવુ ફ્રક્ત શોભા ખાતર જ બનાવેલું લાગી આવે છે, જેની અંદર એક સંગેમરમરનો ન્હાનકડો સિંહ બેસાડેલો છે. તે પાસેની બીજી તાકમા પણ હોવો જોઇયે, પણ આજે તો તે ભાગ તદ્દન ધૂળમાટીથી ભરાઇને લગભગ દટાઇ ગયો છે. હાલમા પાસે જ ખોદકામ ચાલે છે અને કોઇ નવી ઇમારતના પાયા નંખાતા હોય તેમ લાગે છે.

ગઇ કાલની શાહી ઇમારતો અને રૌનકદાર ઝરૂખાઓ



મદ્રસએ દારૂલ હદીસ

દારૂલ હદીસ નામના મદ્રેસા સલજુકી વંશના સુલતાનના વખતનો હોઈ હાલમાં જ સાફસુફ કરી નવેસરથી તેના પર મરામત કરવામાં આવેલ છે તેમાં છોકરાઓને ભણાવવામાં આવે છે. આગ કંઈ જમાના પછી ફરીવાર આ મદ્રેસો ચાલતો થયો છે. પાસે જ એક સુંદર મસ્જીદ પણ આવેલી છે: તેનો બાંગ દેવાનો મિનારો તૂટેલી હાલતમાં હજી સલામત ખડો છે. તે મુઝાઇક ડાર્કબ્લુ પત્થરો ગોઠવીને મનોહર કારીગરીભર્યો બનાવેલો છે. પાસે જ એક રોજો આવેલો છે. તે કોઈ સલજુક વંશી સુલતાનનો હોવો જોઇએ. આજે

સલજુક વંશના સુલતાનોની કબરો વીનાના રોજાઓ.

ત્યાં કબર દેખાતી નથી: તેમાં ખાસ આશ્ચર્ય જેવું એ છે કે સલજુકવંશી સુલતાનોના વખતના રોજાઓમા કબરો હતી. ત્યા આજે ફક્ત મ્હોટા ગુંબજવાળાં મકાનો જ છે, સલજુકી વખતની બધી જ ઇમારતો સાવ ખંડિયેર છે ફક્ત દારૂલ હદીસનો મદ્રેસો ફરીવાર રીપેર થયો હોવાથી તે સારી હાલતમા છે. એનો પુરાતન ઊંચો બુલંદ દરવાજો મોહક છે. તેની ઉપર તૂર્કી અને અરબી લીપીમાં તખ્તીઓ કોતરવામાં આવેલી છે. આ મદ્રેસો સુલતાન અલાઉદ્દીનની કબરની પશ્ચિમ દિશા તરફ આવેલ છે. અહિંથી થોડે દૂર પુરાતન નગર હતું, તેથી ત્યાં આજે સલજુક જમાનાની બધી જ ઇમારતો સાવ ખંડિયેર છે. ખાસ કરી સુલતાનોના રોજામાં કબરો નથી તેથી લાગે છે કે કદાચ કોઇએ તોડી પાડી હોય. પણ

કબરો ગૂમ કેમ થાય છે?

મુસ્લીમ રાજયમા એમ બનવું સંભવિત નથી.

અહિં આવેલો કરાતાઈલર મદ્રેસો ઉત્તરપૂર્વ તરફ આવેલો છે. તે પણ સલજુકી જમાનાનો હોવા છતાં એ સફેદ સંગેમરમરની મોહક ઇમારત આજે કાંઇક સારી હાલતમાં છે:

માજી બ્રિટીશ કોન્સલની મુલાકાતે

અહિં બ્રિટીશ કોનસુલેટ નથી. પણ મને ખબર મળી કે આજથી બે વરસ પહેલાં હતી, તે વખતના વાઇસ કોનસલ મી૦ એ. દી. કેયુનનું અહીં રહેઠાણ છે: તેથી તેમની કારકીર્દિ દરમિયાન તેના અનુભવની કેટલીક વાતો જાણવાના હેતુથી હું ત્યાં ગયો. મુલાકાત દરમ્યાન મ્હને મી. કેયુન એક નિખાલસ દિલના આદમી જણાયા. વાતમા મ્હેં પૂછ્યું–“ અહીં બ્રિટીશ રૈયત નથી તો કૌન્સુલેટ રાખવાનું કારણ શું? અને રાખ્યા પછી કાઢી કેમ નાખ્યું?” જવાબમાં મી૦ કેયુને કહ્યું:–“ અહીં આરમિનીઅનો ઉપર તૂર્કો જુલમ ગુજારે છે, એવી વાત મળતાં બ્રિટીશ ગર્વમેન્ટે મ્હને તેનો રિપોર્ટ



કરવા કહ્યું તે માટે ખાસ કોનસ્યુલેટ ખાતું સ્થાપ્યું હતું. મ્હારી અંગત તપાસના પરિણામે મ્હને જણાયું કે ખ્રિસ્તીઓ કરતાં મુસલમાન તૂર્કી રૈયત ઘણી સારી અને સાવચેતીથી ચાલનાર પ્રજા છે. તેથી તેવો જ રિપોર્ટ કર્યો હતો: પરિણામે કોનસ્યુલેટ બંધ કર્યું. હાલના કોનિયાના સુબા ( ગવર્નર ) માટે પૂછતાં કહ્યું કે એ એક ભલો હાકેમ છે અને તેની મુલાકાત લેવાની ઇચ્છા હોય તો તેની સાથે ચાલવાને કહ્યું, પણ રખડવાથી મ્હને કડકડતી ભૂખ લાગી હતી, તેથી મ્હેં આ તક જતી કરી, અહીંના પોલીસ સિપાઈઓ પણ મ્હને ઉભા થઈને માન આપતા હતા.

તૂર્કી મુસલમાનો ખ્રિસ્તીઓ કરતાં વધારે સર્જન છે

કોનિઆની વસ્તી ૧૮૦૦૦ લોકોની ગણાય છે. આ આંકડો ૧૮૯૫ ની સાલનો છે. અને તે છેલ્લો છે.

કોનિઆની બજારમાં ભાજીપાલો, ટમેટાં, બટાટા, પ્યાજ, લીલી દ્રાક્ષ, રીંગણા, તરબુચ, ગાજર આદિ તરકારી ખૂબ સસ્તે ભાવે વેચાય છે. અહિં વાડીઓ ઘણી આવેલી હોવાથી લીલી તરકારી અને ફળોની ઉપજ ખૂબ થાય છે. શહેરના રસ્તાઓ પહોળા છે. વચ્ચોવચ્ચ ફૂવારા મૂકવામાં આવ્યા છે: શહેરના વતનીઓ ગરીબ હોવાથી થોડીક મુડીવાલો આદમી અહિં તવંગર ગણાય છે. જમીન અને ખેતરો સસ્તી કિંમતે મળે છે.

જ્યાં, જુઓ ત્યાં લીલી તરકારીની લીલાલહેર છે

## અરીયુમકારાહીસાર

મંગળવાર તા. ૧૪ અકટોબર ૧૯૦૨ ની સ્હવારે ૭ વાગે કોનિઆ છોડીને અરીયુમકારાહીસાર જવા ઉપડયો અને સ્હાંજે ક. ૪–૪૫ મીનીટે ઉતર્યો અને ત્યાં પ્હોચ્યો. સુમરના હોટલમાં ઉતર્યો, ૩૫૦૦ ફીટ ઉંચાઇએ આ અરીયુમ કારાહિસારનો કસ્બો આવેલો છે. અહિં એક ૮૦૦ ફુટ ઉંચાં ડુંગરા ઉપર બાઇઝેન્ટાઈનના જમાનાનો અતિ પુરાતન કિલ્લો સાવ ખંડિયેર હાલતમાં આવેલો પડયો છે અને તે જુદી જુદી જગાપરથી તૂટી ગયો છે: અહિં ન્હાની મ્હોટી ૩૦ મસ્જીદો અને ૨૫ મદ્રેસાઓ આવેલી છે. તેનાં મુખ્ય સ્થળોના નામ નીચે મુજબ છે:—

અફિયુમકારાહિસાર તરફ કૂચ

| | |
|---|---|
| જામિઆ આહમદ પાશા | જામિઆ કબીર |
| ,, ઓતબજાદા | ,, પાશા |

અફિયુમકારાહિસાર ની મુખ્ય જામિઆ અને મદ્રેસાઓ



તેમજ મુખ્ય મદ્રેસાઓની ટીપઃ—

| | |
|---|---|
| મદ્રસે ઇમારત | મદ્રસે ફખરદ્દિન |
| " ઉસમાન અફેન્દી | " જમાલુદ્દિન અફેન્દી |
| " મુસાપાશાજેજાદા. | |

ઉપલી મદ્રેસાઓ ધાર્મિક છે. જ્યારે નીચેની મદ્રેસાઓમાં તૂર્કી, ફારસી અરેબિક, ફ્રેન્ચ વિ. લખવાવાંચવાની પાઠશાળા ગણાય છે.

| | |
|---|---|
| મદ્રેસા | હિદાદીઆ |
| " | મુલ્લકીઆ |
| " | વાઇદ |

તેમજ ત્રણ ધર્મશાળા અને ઉતારાનાં સ્થાનો.

મુખ્ય ધર્મશાળાઓ

| | |
|---|---|
| તકીઆ | મૌલવી |
| " | સુલતાન દીવાની |
| " | શાદી |

ઇમારત મદ્રેસાની મુલાકાતે

હું જ્યારે ઇમારત મદ્રેસાની મુલાકાતે ગયો, ત્યારે તેનો ઉપરી હાજી ખલીલ બીન અબદુલ્લાહ રહેમાન એક જુવાન તૂર્ક છે. તેણે મ્હારો સારો આદરસત્કાર કર્યો અને આખી મદ્રેસા ફેરવી બતાવી. તેમાં હાલ લગભગ ૯૦ છોકરાંઓને ભણતા જોઉં છું. તેઓ બધાની બેઠક બાંક ઉપર હતી. અમ્હે જે વર્ગમાં દાખલ થતાં, ત્યાંનાં છોકરાંઓ ઉઠીને અમ્હારૂં સન્માન કરતાં હતાં. આ પાઠશાળામાં તૂર્કી ભાષા, લેખનકળા, હીસાબ તેમજ ઇતિહાસ અને ભૂગોળનો અભ્યાસ કરાવવામાં આવે છે. આવી ઢબની કેળવણી શાળામાં થોડા વખતથી જ ચાલુ કરવામાં આવી છેઃ વર્ગમાં હાજર છોકરાઓમાંથી એકને મ્હેં નકશામાં બ્રૂસા બતાવવા કહ્યું. તે બતાવવા માટે તેણે ખૂબ ફાંફાં માર્યાં, પછી બતાવી શકયો ખરો, હાજી ખલીલ બીન અબદુલ રહેમાન જે અહિંના હેડમાસ્ટર છે તેના પગાર વિષે પૂછતાં કહેવામાં આવ્યું કે ત્રણ મજીદી તૂર્કી સરકાર આપે છે. એટલે ફક્ત આઠ રૂપીયાનો પગાર ! આ તો હેડમાસ્ટર રહ્યા. બીજા પંતુજીઓ તો બિચારા આથી પણ ઓછો પગાર મેળવે છે. આટલા પગારમાં એ લોકો નિભાવ કેમ કરતા હશે ? અહિં સઘળું સસ્તું છે, છતાં આ પગાર તો મ્હને બહુ કમતી લાગે છે. ઇદિ અને બીજા કેટલાક

હેડ માસ્તરને પગારમાં કેટલી રકમ મળે છે?



ખુશાલીના પ્રસંગે ભેટસોગાદ આદિ મળે, તેથી એ લોકો માંડ ગુજારો ચલાવતા હશે. હું મદ્રેસા છોડી ગયો, ત્યારે હેડ માસ્ટર મ્હને છેક દરવાજા સુધી મૂકવા આવ્યો હતો. અહિં પાસે જ એક પુરાતન મદ્રેસા ખંડિયેર હાલતમાં આવેલી છે. ત્યાં કેટલાંક માણસો રહેતાં જણાય છે. એક તરફ થોડાક છોકરાઓ હિંદી મુસલમાનો જેમ કુરઆનની માયના ( અર્થ ) સ્હમજ્યા વગર પોપટના જેમ પાઠ કરતા બેઠાં હતાં : શહેરમાં લટાર મારતાં ઠેર ઠેર પાણી પીવાની પરબો ( છબીલો ) દેખાય છે. અહીં એક જ ગ્લાસમાં બધાં ઉંચ, નીચ, ગરીબ, તવંગરો પાણી પીને ચાલતા થાય છે. ધર્મશાળાઓ પણ ન્હાની મ્હોટી ઠીક પ્રમાણમાં આવેલી છે, તે જોતાં અહિંનાં મુસ્લીમો ગરીબ છતાં ગરીબોની દાઝ ધરાવનારા જણાય છે.

સસ્તુ' છે, સારૂં છે, છતાં ઓછું છે.

જ્યાં જૂઓ ત્યાં પાણીની છબીલો (પરબો) મળશેજ.

રસ્તા બધા સાંકડા છે. દીવાલ ઘણીખરી છાણથી લીપેલી દેખાય છે. ૨૮૦૦૦ની વસતી ગણાય છે. મ્હોટો ભાગ મુસલમાનો અને બાકીનો આરમિનિઅન અને ખ્રિસ્તીઓનો છે. હવે તા. ૧૫ મીના ઓફીયુમકારાહિસાર છોડીને અલ્લાશેર જવાની ટીકીટ લીધી. રેલ્વેની સગવડ અહિંથી છેક સમિરના સુધીની છે. આ રેલ્વે ફ્રેન્ચ કંપનીની હોવાથી જર્મન અને ફ્રેન્ચ પ્રજાના જુના અણબનાવને અંગે આ બે કંપનીઓ વચ્ચે જરાયે મિઠાશ નથી, એટલુ જ નહિ પણ ગ્રાહકોની સગવડ માટે એક બીજાના રેલ્વે ટાઇમની નોંધ સુદ્ધાંત મૂકવા જેટલો પણ વિવેક રાખતા નથી, આથી મુસાફરોને ટાઇમની ભારે સગવડ અને અવ્યવસ્થા ભોગવવી પડે છે. આ ઓફીયુમકારાહિસારમાં બન્નેનાં રેલ્વે સ્ટેશનો, આ શહેર નામના, એટલે એક જ નામના, હોવા છતાં એકેકથી ખાસ્સાં બે માઇલ દૂર છે. વળી તૂર્કી સરકારના નિયમ મુજબ રાત્રે ટ્રેન ચલાવવાનો હુકમ ન હોવાથી ટ્રેન બદલનારને રાત્રે જંકશનપર કોઇ ધર્મશાળા કે હોટલમાં રાતવાસો કર્યા વિના છૂટકો હોતો નથી; મ્હેં ફ્રેન્ચ રેલ્વેમાં મુસાફરી શરૂ કરી. માર્ગમાં પહાડોમાંથી ભુગદા ખણી કાઢવામાં આવ્યા છે. અહિંથી નહેર આવતી હોવાથી આખો રસ્તો રળીયામણા દેખાવથી ભરપૂર છે. રાત્રે ઉસાક ગામમાં ટ્રેન થોભતાં હું ઉતરીને હોટલ અજમેરમાં ગયો, ત્યાં રાત પસાર કરી પાછો સ્હવારે ટ્રેન ઉપડે તે પહેલાં આવી પહોંચ્યો: અહિં જોવા લાયક ફક્ત ત્રાન્જાનાપોલીના ખંડિયેરો અને તુર્કી ગાલીચા બનાવવાનાં કારખાનાં

અહિંની વસ્તી

ફ્રેન્ચ રેલ્વે કંપની અને જર્મન કંપની વચ્ચે મિઠાશ (?) કેટલી છે ?

રાત્રે હોટલ અજમેરને આશરે



છે. ૭-૩૦ વાગે અલ્લાશેર જવા ફરી પાછો ઉપડયો: જંગલની ઉંચીનીચી જમીનમાંથી ટ્રેન પસાર થાય છે. રેલ્વે માર્ગમાં બુગદાઓ એક પછી એક આવ્યા જ કરે છે. આસપાસ ઑકનાં ઝાડો વનને શોભાવી રહ્યાં છે. ઓશી-ઘુમકારાહિસારને અલ્લાશેર વચ્ચે ૧૨ રેલ્વે સ્ટેશનો ઉપર એક ચયવા અર્ધી મજીદીનો સિક્કો વટાવવા જઉં છું તો નગદ પરચુરણ મળતી નથી અને મળે છે તો અર્ધી મજીદી ઉપર તો ૦)- એક આનો વટાવ આપવો પડે છે. આટલી તો તુર્ક શહેનશાહતમાં નાણાંની ખેંચ છે. તૂર્કીની આંટ ન હોવાથી તુર્ક સરકારની નોટો તો કાઢી શકાતી જ નથી.

અલ્લાશેર તરફ પાછો ઉપડયો.

તૂર્કી ચલણમાં વટાવની હજામત

અલ્લાશેરમાં મ્હારો ઉતારો હોટેલ કહો કે ભઠીઆરખાનું કહો, નામે બાશમાજેખાંનજાદેમાં છે. આ ખાનનો માલેક હુસન અફેન્દીએ મ્હને એક રૂમ બિછાના સાથે આપ્યો છે. આગળ રૂમ શહેનશાહતમાં seven churchs સાત દેવાલયો હતાં એવા સાત મહાદેવાલયોમાં એક અલ્લાશેરને ફાળે હતું. આજે તો તેમાંનું કોઈ બાકી નથી. સાપ ગયા અને લિસોટા રહ્યા તેમ ફક્ત નામ બાકી રહી ગયેલ છે. અલ્લાશેરની હાલની વસ્તી ૧૫૦૦ થી ૨૦૦૦ હજારની ગણાય છે. ચોકસ આંકડો મળતો નથી; રેલ્વેસ્ટેશનથી ગામ અર્ધો માઈલ ઉપર વસેલું છે: ગામ તરફ જતાં માર્ગમાં જ પુરાતન કિલ્લાના ખંડિયેરો આવે છે. એની લૅંકાર દિવાલો આજે એક એકથી છૂટી પડી ગઈ છે. કિલ્લામાંની ઉજ્જડ જમીનપર આજે ભાજીપાલો અને તરકારી ઉગાડવામાં આવે છે. પૂર્વ તરફ ત્રણ મ્હોટાં કબરસ્તાનો આવેલાં છે, તેમાં આ શહેરની પુરાતન જાહોજલાલી માણતા નાગરીકો આજે તો લાંબી સોડ તાણી હમેશની ભરનિદ્રામાં સુતેલાં છે: ગામમાં દાખલ થતાં માર્ગ બંધ થઇ વલાણુ આવે છે, ત્યાં પુરાતન કાળનાં મહાદેવાલયોમાંનું એક મુખ્ય મંદિર જે અલ્લાશેરને ફાળે આવ્યું હતું તેના ખંડિએર અવશેષો જ્યાં ત્યાં વેરવિખેર પડેલાં દેખાય છે. આ ૩૦૦૦ વરસ ઉપરની તવારિખના છે. આ ખંડિયેર દેવળનો દેખાવ ધર્મશાળાને વધારે મળતો આવે છે. એની ૬ ફીટ જાડી દીવાલોમાં ૧૧ ફીટ પહોળા મજબૂત ઈંટો આવેલી છે, તેમાં સંગેમરમરના ૪ થી ૫ ફીટ લાંબા અને બે ફીટ પહોળા ૨ ઇંચ જાડા પત્થરાઓ ચણાયલા છે. અને જમાનાભરનો તાપ અને તડકો સહન કરતાં કરતાં ઝાંખા પડી ગયા છે.

સાપ ગયા અને લિસોટા રહ્યા.

સાત મંદિરો માંહેલું એક મંદિર



સાત મહાન દેવાલયોમાંના આ એક મહાદેવાલયના ખંડિયેરમાં તેના જબરદસ્ત પત્થરાઓનું બાંધકામ જમાના સ્હામે ટક્કર ઝીલતું આજે ત્રણ હજાર વરસ થયાં પડુ પડુ હાલતમાં પણ ઉભું છે. તેના મ્હોટા ભવ્ય દરવાજાઓ પણ મજબૂત લાકડાંના બનાવેલા છે અને તેની ઉપર લોઢાનાં પતરાં જડી લેવામાં આવ્યાં છે. તેમાંનો એક મુખ્ય દરવાજો દક્ષિણ તરફ અને બીજો ઉત્તર તરફ ઉઘડે છે. તે બન્ને વચ્ચે આવેલો ચોક લગભગ ૨૨૫ ફીટ લાંબો અને ૧૨૫ ફીટ પહોળો છે. એક વાર તો આ જગ્યા પવિત્ર દેવાલયોના સાધુઓથી ઉભરાઇ જતી અને સુગંધી ધૂપદાનથી મહેકતી ગંભીર શાંતિમાં આળોટતી હતી, અત્યારે આ જગ્યા ગધેડાં અને ઘોડા બાંધવાના ઉપયોગમાં લેવામાં આવે છે: તેની ઓરડીઓમાં પણ આજે ભટકતા મુસાફરો વિસામો લેવાને વસે છે અને ચાલ્યા જાય છે. આજે તો એ દેવાલય ધર્મશાળા બરાબર થઈ પડયું છે. તેના ઉપલા મજબૂત ઇંટથી બાંધેલા માળા ઉપર ૩૦ ઓરડીઓ આવેલી છે. તેમાં ઘરબારવગરના એવા અતિ ગરીબ વર્ગના લોકો વસી રહ્યા છે. અહિંની દિવાલોમાં અતિ પુરાણી ગોથીક લાટીનમાં તખ્તીઓ આવેલી છે. તે વાંચનાર અને સ્હમજનાર આજે ખુદ અંટોલિયામાં કોઇ મળતું નથી. ઉપરાંત છેલ્લા મજલા ઉપર એક ફૂટ લાંબો અને એક ફૂટ પહોળો પત્થરનો લેખ છે. આ દેવાલયના ઉત્તર તરફના દરવાજા પાસે અનેક આંકાવાળા થાંભલાઓ આવેલા છે.

**સાત મહાન દેવાલયોમાંનું એક**

**આજે તો તબેલાનો ધર્મશાળા તરીકે ઉપયોગ થઇ રહ્યો છે**

**જ્યાં કુબેરો વસતા હતા, ત્યાં આજે કંગાળો વસે છે**

અહિં અલાશેરમાં મ્હને અચાનક મી૦ જયોર્જ દાયે મારોપલુ નામના ગ્રીક ગૃહસ્થ સાથે ઓળખાણ થઈ. તે તંબાકુ કંપનીનો મુખ્ય ડાયરેકટર હોઇ અંગ્રેજી ભાષા જાણતો હતો. તેણે મ્હને પોતાના અલી નામના તૂર્ક નોકરને ભોમીયા તરીકે લઈ જઇને તૈમુરલંગની× દીવાલ જોઇ આવવા કહ્યું, તેથી અકટોબર તા. ૧૭ મી શુક્રવારના દિને તેની સાથે સ્હવારના પ્હોરમાં જ ગામની પૂર્વ તરફ આવેલી કિલ્લાની ભીંતોની પેલી તરફ હું જવા ઉપડયો. તે લગભગ અડધો માઈલ દૂર છે. માર્ગમાં જ એક જાણીતા હમામ તરફ જવાતું હોવાથી હમામની પણ મુલાકાત લઇ લેવાનો મેં નિશ્ચય કર્યો. એ હમામ 'ચેલજાબાનીઓ' આવતાં તેમાં દાખલ થયો. આ હમામમાં પાંચ ઓરડા છે,

**ભલા ગ્રીક મિત્રે કરી આપેલી વ્યવસ્થા**

× તૈમુરલંગને અહિં તેમરલેનખાન કહેવામાં આવે છે.



**ચેલજાખાનીઓ હમામની મુલાકાત**

દરેક ઓરડા અંદર ૧૮ ફીટ લાંબો અને ૧૨ ફીટ પહોળો પાણીનો હોજ છે. પાણી માફકસર ગરમ હોઇ છાતી સુધી હોજ ભર્યો હતો. આ પાણી કુદરતી પહાડી ઝરાનું ગુણકારક પાણી હોઈ ત્યાથી ન્હાની નહેર દાખલ કરીને અહિં લાવવામાં આવે છે. હમામમાં વિશેષતા અને મજાહ તો એ છે કે હોજ વચ્ચે હિંચકો બાંધેલો હોઈ ન્હાવા આવનાર હિંચકા પર બેસીને ન્હાના બાળકની જેમ પાણીમાં ભૂસકો મારી આનંદ માણી શકે છે. ન્હાતી વેળા આ ગમતથી આપણુને ખૂબ ઉલ્લાસ મળે છે, આપણે ઘડપણ ભૂલીને પાછા બાળક

**હીંચકા ખાઇને બાલ્યાવસ્થાને સંભારો**

બની જઇયે છીએ: ન્હાયા પછી સાબુ, ટુવાલ વિ૦ સઘળું તૈયાર રાખવામા આવે છે: મ્હને પણ ખૂબ ગમી જવાથી હું ન્હાયો, ખૂબ હિંચકા ખાધા અને ઉલ્લાસ મેળવ્યો. પછી તૈયાર થઈ જઈને અલી સાથે આગળ વધ્યો. વચમાં આવતો પાણીનો ઝરો કુદાવી હોંશભેર આગળ વધ્યો: અહિં માર્ગમાં કુદરતની એક બીજી અજાયબી જડે છે. આ અજાયબી તે એ કે ગરમ પાણીના ઝરા ખૂબ ગરમ નથી; પણ સોડાવોટર જેમ આબાદ સડસડે છે. ઝરા પાસે જઇ પાણી ચાખીને પી જોયું, આબાદ સોડાવોટર જેવું જ પણ કાદવની ભેળ હોય તેમ તેમાં ગંધ આવતી હતી. આ પાણી અતિ ગુણકારક કહેવાય છે; આથી પાચનશક્તિ વધે છે: આ પ્રસિદ્ધ ગુણને લઈને પાણીના

**આ ઝરાનું પાણી બાટલા ભરીને પરદેશ ચઢે છે**

બાટલાના બાટલા ભરીને પરદેશ ચઢાવવામાં આવે છે. તે છેક અમેરીકા સુધી જાય છે. ગ્રીક લોકો તો આ પાણી માટે મરી ફીટતા લાગે છે, તેઓ ખાસ્સાં પીપના પીપ ભરીને લઇ જાય છે. તૂર્કી ભાષામા આ ઝરાના પાણીને શરેકીશ સુ અથવા **શારીકેશ** માદન સુ કહે છે: તૂર્કી ભાષામાં સુ એટલે પાણી હોવાથી **શારીકેસ**નું પાણી કહેવાય છે. આ ઝરાની બન્ને પાળ ત્રણ ફીટ લાબા અને ત્રીણ ફીટ પહોળા પત્થરથી મજબૂત બાંધવામાં આવી છે.

**શારીકેસ સુ યાને સરગસચાઇ**

આ ઝરાનું અસલ નામ સરગસ ચાઈ છે. પાણી પીને આગળ વધતાં પહાડની ઉંડી ખીણમાં પેસતાં જ અજાયબીની ચિસ પડી જાય એવો ખુશનુમા કુદરતનો દેખાવ નજરે ચઢે છે. અહિં ચિનારનાં મ્હોટાં મ્હોટાં ઝાડો આવેલાં છે. આ ચિનારનાં ઝાડો બુલંદ અને અતિ ઉંચા છે તેમજ એની ગીચ ઘટા હોવાથી થાકેલા મુસાફરને એના છાયડામાં અતિ સુખ સાથે શાતિ પ્રાપ્ત થાય છે અને પાસે ઝરાનું પાણી વહેતું ધસતું કુદકા મારતું વહી જાય છે. અહિં નરી કુદરત



છે. પીકનીક (મોજમજાહ માટે ઉતરી પડતાં ટોળાં) પાર્ટી માટે લાયક જગા છે. આસપાસની કુદરતની નિરવ શાંતિ જોઈ માણસ જન્મોજન્મનો થાક વિસરી જઇને કુદરતને ખોળે વિસામો મેળવે છે. આ જગાને તૂર્કી ભાષામાં ઊશેનોલો કહે છે. અહીં પાણીના ત્રણ કોક મુકેલાં છે, તેમાંથી ન્હેરનું ઠંડું પાણી વહ્યા કરે છે. ફરીવાર પાણી પીને ઉપલાં સરગચાઇવાલા નાળાને કિનારે કિનારે ચાલતાં આગળ વધ્યા. ટોચ પાસે આવ્યા, તેની પેલી મેર ઉતરાણ અને ઢળાવદાર માર્ગ છે, ત્યાંથી નીચે ઉતરતાં જાણે કુદરતે દુનિયામાં નવો જ અને તાજો પ્રદેશ હમણાં જ સર્જ્યો હોય એમ સુંદર લીલીછમ વાડીઓથી છવાઈ ગયેલો અતિ રળીયામણો દેખાવ નજરે પડે છે. ઝાડો ઉપર તોડયા વિનાનાં ફળો લચી રહ્યાં છે તેમ જ નવા પ્રકારનો ભાજીપાલો ઠેરઠેર દેખાય છે. આ એ જ પેલી ભયંકર ગણાતી જગ્યા છે, જ્યાં વિજેતા તૈમુરલંગે હાડકાંની અને હાડપિંજરની દિવાલ ચણી છે. હું આ દિવાલ પાસે આવ્યો, તે જોઇને થંભી ગયો. વિજેતા તૈમુરે વિજયદેવીના ખપ્પરમા ભરેલા શૂરવીરોનાં હાડકાંથી આ એક હજાર ફીટ લાંબી, ૨૦ ફીટ ઉંચી અને ૬ ફીટ પહોળી લાંબા તબેલાં જેવી દીવાલ ખીચોખીચ અને ઠીસોઠસ ભરેલી હતી. દુનિયાની શાની સુલતાની માટે તૈમુરે આટલા જાન ગુમાવ્યા અને આખરે દુનિયા કોની થઇ છે જે એની થવાની હતી ? આજે એ અજેય નર ક્યહાં છે અને ચિનો અરબને ધ્રૂજાવનાર હિંદુસ્તાનને લુંટનાર એના બહાદૂર સૈનિકો ક્યહાં ? એ તો ખાકમાં મળી ગયા છે. ફક્ત તેમાંના કેટલાંકના હાડકાં એ નાશવંત રાજ્યલોભ અને તૈમુરી શહેનશાહતનાં ડંકા નીશાનને કંપારી છૂટાવે એવી યાદ અપાવતા બાકી રહ્યાં છે: મ્હારા જેવા કાંઇક ભટકતા મુસાફરો અહિં આવી ગયા હશે અને એક ઉન્હો નિઃશ્વાસ નાખીને ચાલ્યા ગયા હશે.

મોજમજાહ માટે ઉતરી પડનાર ટોળીને લાયક સ્થળ

ઉશેનોલોના ખુશનૂમા સ્થળ પાસેનો દેખાવ

ભયંકર ગણાતી ખુશનુમા જગ્યા

અહા ! વિજયદેવી ! ત્હારા ખપ્પરમાં આટલા તો હોમ્યા'તા

એક ઉન્હો નિઃશ્વાસ

મ્હારા ભોમીયા અલીએ એક હાડકું ખેંચી કાઢીને તેના ન્હાના કટકા કર્યા, તેમાંથી એક કટકો મ્હને યાદગાર ચીજ તરીકે રાખવા આપ્યો, જે હું ન્હાની ડબીમાં નાખી લઈ આવ્યો છું અને મારા મિત્રો તેમજ સંબંધીઓને બતાવતો રહું છું: આ હાડકાના તૈમુરી સ્મારકને તૂર્કી ભાષામાં કેમીકઅસર કહે છે, અલ્લાશેરથી આ દિવાલ ત્રણ માઇલ દૂર આવેલી છે. કેટલાક લોકો એમ કહે છે કે આ દિવાલમા તૈમુરે જીવતા માણસોને સીંચીને ચણાવી દીધા

ભયંકર યાદગીરી દાખલ એક હાડકાનો કટકો લીધો



હતા. આ વાત ખરી હોય તો તે ભારે કમકમાટ ઉપજાવનારી કહી શકાય. તૈમુરનાં કાર્યો ઘાતકી હતાં, છતાં આમ બનવું સંભવિત નથી લાગતું. એણે સન ૧૩૯૮ માં ૯૨૦૦૦ તારતરી ઘોડેસ્વારો સાથે હિંદુસ્તાનપર હુમલો લાવીને

**વિજેતા તૈમુરલંગનો રાજ્યલોભ**

પાટનગર દિલ્હી લુંટયું હતું. તેમ જ તૂર્કીના સુલતાન બાયાઝીદ પહેલાને સન ૧૪૦૨ માં અંગોરાની લડાઇમાં હરાવી કેદ કરેલો. આ લડાઈમાં તર્ક સૈન્યના એક લાખ ચોવીસ હજાર સૈનિકો માર્યા ગયેલા : સુલતાન બાયાઝીદને કેદ કર્યા પછી તેની સાથે તૈમુર જે રીતે વર્ત્યો હતો તે કોઇ રીતે તૈમુર માટે માન ઉપજાવે તેમ નથી. તેને જનાવરની જેમ લોઢાના પિંજરામાં પૂરીને કેદ રાખેલો, તેવી જ હાલતમાં તે મરી ગયો : રાજ્યલોભી તૈમુર વિજેતા ગણાયો; છતાં તેનો રાજ્યલોભ શમ્યો નહોતો. ૭૦ વરસની પાકટ વયે તેણે ચીન જીતવાનો ઠરાવ કર્યો; પણ એ ઠરાવ માટે બધી તૈયારી કર્યા પછી તરતમાં તે મરણ પામ્યો અને ચીન જીતવાની તેની વાસના મનમા જ રહી ગઇ.

**જુમ્માની નમાઝ જામિઆ ઇક્ફીમાં પઢી**

આજે જુમ્માનો દિવસ હોવાથી જુમ્માની નમાઝ અહિંની મસ્જીદ ઇક્ફી જામિઆમાં પઢ્યો. આ જામિઆ અહિંની મુખ્ય જામિઆમાંની એક ગણાય છે. આજે નમાઝ માટે ૬૦૦ માણસો હાજર હતાં. નમાઝ બાદ ફાતેહા ખેર પઢીને હું અને અલી અહિંની મદ્રસે શેખ સીનાન જોવાને ગયા. આ શેખ સીનાન સાહેબને અહિંના લોકો ઓલિયા અને મહાપુરૂષોમાંના એક ગણે છે. એમના અનેક સત્કર્મોની વાતો મશહૂર છે. મદ્રેસામાં પહોચતાં જ તેના પ્રિન્સીપાલ હાફેઝ મહંમદે સારો આવકાર આપ્યો, તેમ જ એ ભલા

**મહાત્મા શેખ સીનાનના મદ્રેસાની મુલાકાત**

તૂર્કી ગૃહસ્થે મ્હારો સત્કાર કરતા કાવો આપ્યો તે પીધા પછી મદ્રેસા ફેરવી બતાવ્યો. આજે લગભગ ૮૦ થી ૧૦૦ છોકરાંઓ હાજર હતાં. અહિં તૂર્ક ભાષાનો વર્ગ ચાલે છે. કુરઆનના શિક્ષણ ઉપરાંત ગણીત અને ભૂગોળ તેમજ પાઠમાળા ચલાવાય છે. બાજુમાં જ જામિઆ શેખ સીનાન અને તેની પડખે મહાત્મા શેખ સીનાનની દરગાહ આવેલી છે. અંદર ચાર કબરો છે. તેમાંની મુખ્ય કબર એ મહાપુરૂષની છે. તે પછી કતસે જામિઆ જોવા

**શેખ સીનાનની દરગાહ અને જામિઆ**

ગયા. તેની બાજુમાં કતસે મુકરબો ( રોજો ) આવેલો છે અને એક મદ્રેસા પણ આવેલી હોઇ તેમાં વર્ગ ચલાવાય છે. તેમજ બીજી જોવાલાયક મશહૂર ગણાતી જામિઆ અને મદ્રેસાની ટીપ આપુ છું. મુખ્ય મસ્જીદો નીચે પ્રમાણે આવેલી છે.



અલ્લાશેરની મુખ્ય મસ્જીદો અને મદ્રેસાઓ

| | | | |
|---|---|---|---|
| જામિઆ | સુબાયજીદ | જામિઆ | શેખ સીનાન |
| ,, | સુકલ | ,, | કુતક મિનારા |
| ,, | કતસે | ,, | અલ્લા અફેન્દી |
| ,, | ઇરકી | | |

તેમજ જોવાજોગ મદ્રેસાઓ:—

મદ્રસે સુકુર

,, ઇકતાદીઆ

,, શેખ સીનાન

તેમજ એક હોસ્પીટાલ પણ આવેલી છે, જેને અહિં તૂર્કી ભાષામાં હુસ્તખાના કહેવામાં આવે છે. ઉપર જે મસ્જીદો ગણાવી છે તે ઉપરાંત બીજી મુખ્ય ૪૦ મસ્જીદો અલ્લાશેરમા આવેલી છે, તેમા આઠ મ્હોટા મ્હોટા મીનારાવાળી છે. જ્યારે મદ્રેસાઓ ઉપર ગણાવેલી તે ઉપરાંત ૧૮ છે.

ઉપરાંત કેટલાંક જોવા લાયક સ્થળો

ઉતારા માટે ધર્મશાળા જેને અહિં તકીઆ કહેવામાં આવે છે તે ચાર છે અને જાણીતા હમામો ત્રણ છે તેમજ એક લાયબ્રેરી પણ વખણાય છે. અહિં ગ્રીકોની વસ્તી સારા પ્રમાણમા હોવાથી એક ગ્રીક હાઇસ્કુલ આવેલી છે, તેમાં ૫૦૦ છોકરાછોકરીઓ સામટા ભણે છેઃ આ સ્કુલ વીષે કહેવાય છે કે એ બાંધનાર એક સાધારણ સ્થિતીનો આદમી હતો. તે વખત જતાં વધ્યો અને તવગર થયો, એને પોતાની કોમ માટે ખરી દાઝ હતી, તેથી તેણે સાત હજાર પાઉન્ડના ફ્રેન્ચ નેપોલીયન ગીનીઓનું ટ્રસ્ટ સ્કુલનિભાવ અર્થે કર્યું. તેમાં તેણે કરેલી ગોઠવણ વાંચનાર માટે વિચારવા જેવી થઇ પડશે. આ વ્યાજે મુકેલા સાત હજાર નેપોલીઅન સોના મહોરની વ્યવસ્થા તેણે આ મુજબ કરી છે; તેમાંની ૫૫૦૦ નેપોલીઅન ગીનીઓ ગ્રીક સરકારની જામીનગીરીઓમાં ચાર ટકાના વ્યાજે રોકી છે અને બાકીની ૧૫૦૦ નેપોલીઅન ગીનીઓ રશિયન ગર્વમેન્ટ સીક્યુરીટીમાં રોકી છે, જ્યારે તૂર્ક સરકારની જામીનગીરીઓમાં એક રાતી પાઈ રોકવાનું પસંદ કર્યું નથી, આ ઉપરથી ગ્રીકોની મનોદશા અને તૂર્કી સરકારની આંટ એઉનો વાચકને ખ્યાલ આવશે.

ગ્રીક હાઇસ્કુલની ઇમારતો અને તેમના નિભાવની વ્યવસ્થા

તૂર્ક સરકાર પાયમાલીને પંથે

દફતરખાતાના અમલદારોની મુલાકાતે

અહિંના તૂર્ક સરકારના દફતરખાતાનો મુખ્ય તૂર્ક અમલદાર અલ્લી ર જા હાજી મુસ્તફાની મ્હેં મુલાકાત લીધી હતી. એ ભલા તૂર્ક અમલદારે દૂર દેશાવર છેક હિંદુસ્તાનથી આવેલા અભ્યાસી તરીકે મ્હારો પ્રેમપૂર્વક સત્કાર કર્યો અને



મ્હને કાવો આપ્યો. તે પીધા પછી મ્હેં જે વાતની પૂછપરછ કરી તેના યથા શક્તિ ઉત્તરો આપ્યા ત્યાની મુસ્લીમ આરમિનીયન અને ખ્રિસ્તીઓની વસ્તી બાબત પૂછપરછ કરી, ત્યારે મ્હને તુર્કી ભાષામા છપાયેલા દફતરો બતાવ્યા ને વાચી સભળાવ્યા તેની મ્હેં ઘટતી નોધ કરી કેટલીક વાતો ભાષાની અગ વડતાને અગે મારાથી બરાબર સ્હમજી શકાઇ નહિ.

**પુરાતન ફિલાડેલ્ફીઆનાં ખડિયેરો**

અલ્લાશેરના રસ્તા ૧૫ થી ૨૦ ફીટ પહોળા છે અને પાણીની છગીયો ૮ પગલે ઠેગ્ઠેર મળી આવે છે પૂર્વ અને ઉત્તર તરફ પહાડોની હારમાળા છે. ફક્ત દક્ષિણે પહાડ નથી આ શહેરમા ત્રણ હજાર વરસ પહેલાના ફિલાડેલ્ફિઆ શહેરના ખડિયેરો જાગિઆ અલ્લા અરેન્દી ને જામિઆ ઈરફીના માર્ગ વચ્ચે આવે છે.

**અહિની મીલકતની કિંમત તથા ઉપજ**

અહિની ઈમારતોના ભાડા સારા ઉપજે છે અને જમીન સસ્તી કિંમતે વેચાય છે હું જે ઠેકાણે હાલ ઉતર્યો છુ તેની સ્હામે એક મકાન આવેલું છે, તેની કિંમત એક હજાર તુર્કી લીરા છે જે હમણા જ તેના નવા માલેકે ખરીદી છે તેનું ભાડુ વરસે દીવસે ૮૦ લીરા ઉપજે છે. એટલે ૯ ટકાની સરેરાશ તેરીખ ઉપજે છે અહિ સારી જમીનનો ૫૦×૧૦૦ ફૂટનો ટુકડો ખરીદવા જાઓ તો હિંદના રૂ ૬૦ થી ૧૫૦ સુધીમા વેચાતો મળે, તે મુજબ મ્હોગી વાડીની કિંમત જાણવી દૂર દૂર આ કરતા કમી ભાવે જમીન મળે ખરી, વેપારધધો તદન મંદો છે, ફક્ત તબાકુ અને અફીણની નિકાશમા કાઈક કસ છે કરીયાણાનો કાંઈ ઠીક ગણી શકાય, છતા એકદરે વેપાર થોડો અને મદો જ ગણી શકાય મ્હારા ગ્રીક મિત્ર George D Diamantapanlo એ અહિના વેપાર વિશે વાત કરતા બળાપો કર્યો હતો કે ૧૮૭૮ ની તુર્કી

**૧૮૭૮ની લડાઇ, પછીના કમનસિબ કરારો**

રશિયન લડાઇ પછી જે કરારો થયા છે, તે તુર્ક પ્રજાને અત્યત નુકશાનકર્તા હોઇ વેપારને સદતર કચડી નાખે છે ખરૂ કહીયે તો મ્હારા ભલા ગ્રીક મિત્રની વાતમા બેશક વજુદ હતું આ બર્લિનના કબાલાથી તુર્ક શહેનશાહતની ઘોર ખોદાઇ રહી છે, આથી ખૂદ તુર્કી પ્રજાને પોતાના રાજ્યમા પરવાનો લઇ વેપાર કરવો પડે અને પરદેશી રાજ્યની રૈયત પરવાના વગર ફાવે તે કરી શકે છે આથી તુર્કી પ્રજાનો વેપારરોજગાર ખોરવાઈ જઈ ને તુર્કોનો આત્મા હણાઈ રહ્યો છે ઓટોમન બેંક વિષે પણ હુ આગળ ઉપર લખી ગયો છુ,



તેમ આ કહેવાતી તુર્કીની મુખ્ય બેંક જર્મન, ફ્રેન્ચ અને અંગ્રેજ રાજ્યનાં નાણાંથી સ્થાપાઇ હોવાથી પોતાનું જ હિત જાળવે છે. ને પરદેશીઓ જ ખરો નફો આમ ખાઇ જાય છે. આ કબાલો રદ્દ કરાવવા જેટલું તુર્ક પ્રજાના કાંડામાં બળ ક્યારે આવશે તે કોણ જાણે? જો નહિ આવે તો તુર્ક પ્રજાની ઘોર તૈયાર થઈ રહી છે, તેમાં એકવારની પ્રખ્યાત ઓટોમન શહેનશાહત દફનાઇ જશે અને ફક્ત નામ જ રહી જશે+ આ વાચનાર સ્હેજે સ્હમજી શકશે. અહિંના કાવાખાનામાં રાત્રે હુક્કો ગડગડાવતાં અનેક થાકેલા જીવો ખુશ હાલ પડયા પાથર્યા હોય છે અને એક પછી એક કાવાની પ્યાલીઓ ગટગટાવતા જાય છે. આ સાદી જીંદગીના માણસો જોઈ આપણને લાગી આવે કે બીચારા સાવ ભોળા, ભલા અને સાદા આદમી છે.

શું પુરાતન ઓટોમન શહેનશાહતની ઘોર ખોદાઇ રહી છે?

ભલાભોળા અને સાદા આદમીઓ

લોકોના પહેરવેશમાં મ્હોટા પાયજામાવાળી ઇજારો અને મિયાંભાઇ સ્ટાઇલનું નાડુ લટકતું હોય છે અને પાઘડી પણ બોખારાના લોકોની બોખારી સ્ટાઇલની હિંદના મુસ્લીમો પહેરે છે તેવી. આ તુર્ક પ્રજા અસલ તો પાઘડી વિષે કાંઈ જાણતી હતી જ નહતી. તેમ હિંદમાં પાઘડીઓ અને સાફાઓ બાંધવામાં આવે છે ખરા, પણ બોખારા ઢબની પાઘડી તો બધાંમાં જુદી તરી આવે છે. લાગે છે કે ઇસ્લામના ફેલાવા પછી બન્ને પ્રજાએ બોખારાની પાઘડીની નકલ કરી પહેરતા થયા હશે અને આજે ખુદ પોતાના દેશની જ હોય એમ માનતા લાગે છે. જ્યારે ખરેખર અસલ બોખારાની પાઘડીની નકલ જ છે.

એ પાઘડી કોના બાપની. બોખારીઓનીજ તો !

## સારડીશના ખંડિયેરો

બીજે દિવસે તા. ૧૮ મી અક્ટોબર ૧૯૦૨ ના દિવસે અસ્લાશેર છોડીને અતિ પ્રાચીન કાળના મુખ્ય ગણાતા સારડીસ શહેરના ખંડિયેરો જોવાને હું ચાલ્યો. સારડીશ તરફ અઠવાડીયામાં સોમ, બુધ અને શનીવાર એમ ત્રણ વાર જ ટ્રેન જાય છે. વચમાં ચાર રેલ્વે સ્ટેશનો આવે છે: માર્ગમાં ટ્રેન કોઇ જુની દુનિયા તરફ જતી હોય તેમ પુરાતન પહાડી હારમાળામાં પોતાનો માર્ગ ખોળતી આગળ વધે છે અને વચ્ચોવચ આવતા મેદાનમાં બોટલ બ્રશ નામના જાણુડાં રંગનાં જંગલી ફુલો એટલાં બધાં છવાઇ ગયાં છે કે કોઈ જીનપરીયાનો

અઠવાડીયામાં ત્રણ વાર ટ્રેન ઉપડે છે.

+એક ઇસ્લામી તરીકે મ્હને ભારે સંતોષ થાય છે કે સન ૧૯૨૪ માં તુર્કના વિજેતા કમાલપાશાએ આ કરારોમાંથી તુર્કોને આઝાદ કર્યા છે.



મુલ્ક હોય તેમ લાગે છે. વચ્ચે આવતું શાલીકલી નામનું રેલ્વે સ્ટેશન કાંઈક મ્હોટું અને ગામ પણ આબાદ અને કાંઈ વધારે વસ્તીવાળું લાગે છે. આ

**જુની દુનિયાની જા-હોજલાલી જોવા ઉપડયો.**

શાલીકલીથી સારડીસના પુરાતન ખંડિયેરો શરૂ થાય છે. આજે તો પુરાતન મહાનગર સારડીસની જમીન લીલાછમ મેદાન અને ન્હાના ટેકરાઓમા ફેરવાઇ ગઇ છે. દૂર દૂર એ અતિ પુરાણા શહેરના ખંડિયેરોના ગજાવર થાભલા અને વિશાળ મિનારતોના ભગ્ન અવશેષો નજરે પડે છે. ૯ વાગે હું સારડીસ પહોચ્યો. સ્ટેશન પર ઉતરીને સ્ટેશન માસ્તરને સામાન સોપવા ગયો, ત્યા માસ્તર સાહેબ

**કાવાખાનાવાળાને આશરે**

બહાર ગયા હોવાથી નછૂટકે ગામમા દાખલ થયો, સ્હામે જ એક ન્હાનું કાવાખાનું આવેલું જણાયું. તેનો ગરીબ માલેક મી૰ ખ્રીસ્તો નામનો ગ્રીક હતો, તેને બિછાનું સોપી ગામમા ફરવાની સગવડ કરવા મંડયો. એ હોટલવાળાએ એકનો એક રૂમ જેમા પોતે સુવે છે તે મ્હને ઉઘાડી આપ્યો, તેમાં સામાન મૂકીને ચાવી મ્હારે હવાલે કરી. તરત છંડાનો પોળો અને માખણ લગાડેલી રોટલી વિ૰ તૈયાર કરાવી પોટકું બાધી અલી ભોમિયાને આપ્યું અને હાથમાં મ્હોટી લાકડી પકડી આપણી સ્વારી સિબેલેના મદિરના ખંડિયેરો જોવા ચાલી.

**યાદ રાખજો, આ ૪૦૦૦ વરસ ઉપરનાં શહેરનાં અવશેષો છે.**

ફક્ત દશ મીનીટ ચાલતા જ પુરાતન કિલ્લાની દીવાલના દર્શન થયા. ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ પહેલાંનું આ ઐતિહાસિક શહેર છે. એટલે લગભગ આજથી ચાર હજાર વરસ ઉપરના જાહોજલાલી ભોગવતા શહેરનાં ખંડિયેરો હતા. એક વખતની લાખોની વસ્તી અને અનેક ધનકુબેરો તેમજ પ્રતાપી પુરૂષો અને વિજ્ઞાનવિશારદોથી આ નગર શોભતું હતું. એના રાજ્યકર્તાની આણ નવે ખંડ ગાજતી હતી. તે વખત ઇંગ્લાડ, જર્મની અને ફ્રાન્સના લોકો નગ્ન

**ત્યારે આજના સુ-ધરેલા લોકોની શી હાલત હતી?**

હાલતમાં ફરતા હતા, શિકાર કરી કંદમૂળ ખાઈ જીવતા હતા, ગુલામ તરીકે વેચાતા હતા. તે વખતનું એ મહાનગર કીર્તિ અને વિજ્ઞાનની ટોચે પહોચેલું હતું. તેની ભવ્ય દિવાલો આજે પડુ પડુ થઇ રહી છે. કેમ ન પડે? ચાર ચાર હજાર વર્ષ થયા કાળ સ્હામે માથું ભીંસતી પોતાના રાજ્યકાળની મહોજજવળતા સરખાવતી વખતનીયે મશ્કરી કરતી તે ઉભી છે. નામ તેનો નાશ છે, ગયા, ગયા એ પુરાતન નગરના રાજ્યકર્તાઓ, એ નગરજનો, તત્વવેત્તાઓ, ગયા, ગયા એ નગરમા વસનાર સુખી અને સુંવાળા બિછાનાપર સુઇ *રહેનારી કુટલી લલનાઓ જેમની આખોના એક ઇશારા માત્રપર કંઇકોના નસિબ*



સરજાતાં હતાં. અને આજે ? આ કિલ્લાની કંઈક દીવાલો પડી ગઈ છે અને કેટલીક તો ૧૦૦ ફીટ, કેટલીક ૫૦૦ ફીટ જેટલી લગભગ એક માઇલ સુધી તૂટું તૂટું હાલતમાં બાકી છેઃ પાસે જ સલજુક તૂર્કોના વખતમાં આવેલા કેટલાક રાજાઓના પુરાણા ગુંબજો પણ ખંડિયેર હાલતમા પડયાં છે. એ બધાંની પેલીમેર દૂરદૂર સારત નામનું ગરીબ ગામડું આવેલું છે, તેમાં કંગાળ હાલતનાં ૨૦ થી ૨૫ ઝુંપડાંઓ જ છે, તે ગામમાં પેસતાં જ કોઇ વગર નોટીસે આવેલા અણગમતા પરોણા હોઇએ તેમ ત્યાંના કુતરાંઓએ અમ્હારી ઉપર એકદમ હલ્લો લઇ આવીને અમને ગભરાવી માર્યા. અલીના અને મ્હારા હાથીમાં લાકડી હતી; તેથી આવકાર આપવા આવેલા નધણીયાતા ગામના પટેલ થઈ પડેલા કુતરાઓના પીઠની ઠીક ખાતરબરદાસ્ત અમે કરી અને તેમને ભગાડયા. તે પછી ઝુંપડાઓ વટાવીને આગળ વધ્યા, ત્યાં પછવાડેના ભાગમાં આવેલા Great Temple of Cybele મહાન એલેકઝાન્ડ્ર (સીકંદર) ના જમાનાના સીબેલના મહાદેવાલયના ખંડિયેર અવશેષો પાસે આવી પહોંચ્યા. જાણે કોઈ બે સરકેશિયન સુંદરીઓને ભૂલીને મુસાફરોની વણજાર ચાલી ગઈ હોય અને આ ભયંકર ખંડિયેરમાં તેઓ એકલાં આટલા ભૂલાં પડયાં હોય તેમ બે સંગેમરમરના કર્પૂરના જેવા સફેદ ઉંચાં સરસ ૫૦ ફીટની ઉંચાઇના સ્થંભો ઉભા હતા. હજી અંદરના ભાગમાં પાયાપરનું ખોદકામ થયું નથી, તેથી ખબર નથી કે હજી કેટલાં ઉંડાં હશે, એ ગંજાવર સ્થંભનો આટલા ઉપરથી ખ્યાલ આવશે કે તેના ગોળ આકારનું માપ ૨૪ ફીટનું હતું. વાચક આના ઉપરથી આટલો ખ્યાલ કરી શકશે કે આજના યુગમાં વિજ્ઞાનના વિષયમાં આપણે ખૂબ આગળ વધ્યા છીએ; છતાં આટલી ગજબત અને ગંજાવર ઈમારતો ચણી નથી, આ ઉપરથી આ નગરની મહોજ્જ્વળતા અને અહિં વસનારાઓના પ્રતાપનો ખ્યાલ આવશેઃ એક રૂપસુંદરીના રૂપને જોઇ આપણે મુગ્ધ થઇએ તેટલી આ સ્થંભોની મોહકતા અને મુલાયમતા જોઇને મુસાફર બે પળ થંભી જાય છે. આ બન્ને થાંભલા એકેકથી પંદર ફીટના અંતરે દૂર આવેલા છે. ત્રીજો પણ એક થાંભલો સલામત રહ્યો છે, જે ફક્ત આશરે ૧૦ ફીટ ઉંચો છે. બીજા કાંઇ નહિ તોય લગભગ એકસો ઉપર આવા સુંદર થાંભલાઓ લગભગ તુટેલી હાલતમાં જ્યાં ત્યાં પડયા છે. આ ઉપરથી વાચક ખ્યાલ કરશે કે આવા સંગેમરમરના ત્રણ

સલજુક તૂર્કો વખતનો રોજો

અણગમતા પરોણા ને ગરમ આવકાર અને તેવોજ ગરમ જવાબ

અરે આ તો ભૂલી પડેલી સુંદરીઓ છે!

મુગ્ધ કરે એટલી મુલાયમતા અને મોહકતા

ભાગેલાંખંડિયેરોનું થોડુંક વર્ણન



ફનાગીરીનો ગારમા

માળ જેટલા ૫૦ ફીટ ઉંચા, સો ઉપર થાંભલાઓથી બંધાયલો મહેલ કેવો સુંદર, મોહક અને ભવ્ય હશે! હું ધારૂં છું ત્યાં સુધી આ અવશેષો પણ સીબેલના મહાદેવાલયના હોવા જોઇએ. આ મ્હોટા મ્હોટા ગોળ પત્થરા સાથે જોડાણ કરવા માટે કરેલો ૯ ચોરસ ઇંચનો ખાડો છે, આટલી મજબુતી છતાં કાળચક્ર પાસે બધું ફના થઈ ગયું. બીજાં જ્યાં ત્યાં પડેલા સંગેમરમરના ચોરસ પથરા તો કાંઇ પડયા છે એ બધું જાણે કુદરતના કોપથી જમીન ફાટવાથી દટાઈ ગયા હોય તેવી હાલતમાં અડધા બહાર અને અડધા અંદર એમ દટાઇ ગયલા છે : આ બધું જોઈ જગતની ફનાગીરીનો ખ્યાલ કરતાં મનમા લાગતું કે જ્યારે કયામત આવશે, ત્યારે આવી રીતે જ બધું ફના થઇ જશે, ત્યારે સારી દુનિયાની શું આવી હાલત થશે! ક્યાં ગઇ એ મહાન સિકંદરની સ્વારીઓ? ખુદ આજે એનું પાયખ્ત સારડીસ નગર વેરાન પડેલું છેઃ "તખ્તે જમીનપર સેંકડો આયે, ચલે ગયે"નો ખ્યાલ કરતો, સાથે લાવેલો નારતો ખાતાં, હું એક થાંભલાના ભાગેલા અવશેષપર બેઠો છું. આ શહેર વિષે કહેવાય છે. કે કેન્ડોલેસના ખૂનની પહેલાં થયેલા બળવા વખતે મેલેસ રાજાએ આ શહેરને કિલ્લાબંધ કરાવ્યું હતું. પછીથી એના છેલ્લા રાજા લાઇડીઅનના વખતમાં એ શહેરે ઘણીજ સારી આબાદાની પ્રાપ્ત કરી. તે વખતે એના ફળફળાદિ મેવા તેમજ ઉનના અને સોનાના અલંકારની કુશળતાભરી કલાઓ માટે એ પ્રખ્યાત હતું.

તખ્તે જમીનપર આયે, ચલે ગયે.

સાર્ડીસ-સાર્દ

પછીથી સાર્ડીસ પર્શિઅન રાજ્ય હેઠે આવ્યું. જ્યારે દારિઅસના ભાઈ આર્તાફ્રનસના હાથ નીચે એના રાજ્યમાં બળવો થયો તે વખતે આખા શહેરને આગ લગાડી દેવામાં આવી. પછીથી લગભગ એક સૈકા બાદ ધરતીકંપ થવાથી એ બધું નાશ પામ્યું. પછી તેબીરિયસ મહારાજાના હુકુમથી ફરીથી બાંધીને વસાવવામાં આવ્યું.

સાર્ડીસમાં એશીયાના "સેવન ચર્ચીસ" છે એને માટે એ ખૂબ જાણીતું છે. એના ખંડિયેરો બીજી બાજુના ઢોળ ઉપર જોઇ શકાય છે, ત્યાંની ભવ્ય ઇમારતોનાં ખંડિયેરો આજે પણ જાણે સંદેશ આપી રહ્યા હોય એમ ગૌરવતાથી ખડાં છે. ઉત્તર દિશાએ એક જબરી કસરતશાળાના ખંડિયેરો દેખાય છે અને તે વાયવ્ય ખૂણામાં રોમન રાજ્યવેળાનું જબ્બર "સ્ટેડીઅમ" જોવામાં આવે છે.

એનાં પ્રાચીન ખંડિયેરોની રૂપરેખા



મ્હારી ૧૮૯૪ ની પરસિપોલીસની મુલાકાત વેળા જાણીતા ચેહેલ મીનારના સ્થંભો જોવાની તક મળી હતી. તેની સાથે આ સ્થંભો સરખાવતા વધારે મ્હોટા ગોળાકાર, વધારે મજબૂત મોહક અને વધારે સુંદર જણાય છે. એની યાદગાર તરીકે અહિંનો એક ન્હાનકડો મુલાયમ સંગેમરમરનો કડકો લઈ આવ્યો છું. તે બધાને બતાવું છું, ત્યારે આવા સુંદર પત્થરાથી ચણાયેલી ભવ્ય ઇમારત કેટલી બધી મોહક હશે તેની કલ્પના કરતાં મ્હારા મિત્રો અને સંબંધીઓ હેરત પામે છે. અંગ્રેજીમાં કહેવત છે કે History repeats itself એટલે એકવાર બને છે તે ફરીવાર બને છે તેમ જેમ મહાન અને અજીત સિકંદરે પરસિપોલીસના સુંદર ચેહેલમીનારને આગ લગાડીને તારાજ કર્યું તેમ એજ સિકંદરની માનીતી સારડીસ નગરીને ઇરાનના વિજયી પાદશાહ જરકશીસે આગ લગાડીને લુંટ ચલાવેલી. તે પછી અજેય ગણાતા તૈમુરે ૧૪૦૨ માં અહિં આવી જે સિતમ અને જુલ્મ વરસાવ્યો, તેથી આ મહાનગરી હમેશ માટે ઉજ્જડ થઈ ગઇ: નાસ્તો કરી હું ખૂબ ભટક્યો. પત્થરે પત્થર જાણે પોતાની પુરાણી વાતો કહેવા ધસી આવતા હોય તેમ તેના મરોડદાર ઘાટ, ભવ્યકલા જોનાર મ્હારા જેવા ભટકતા મુસાફરને કોઈ અણદીઠ અવાજે પોતાની પુરાતન ઇતિહાસ અને દમામની વાતો સ્વપ્ન પેઠે કહી જતા હતા. ખરેખર, એક વખત એ પ્રજાનો દિવસ હતો, આજે આ સરજમીનને કોઈ પૂછતુ નથી: પાસે આવેલી ૯૫૦ ફૂટ ઉંચી ટેકડી ઉપર ચઢીને પેલે પાર જોવાની હું લાલચ રોકી શક્યો નહિ. ત્યાં ચઢ્યો ત્યાથી આ ખંડિયેરોનો દેખાવ ભારે હૃદયભેદક લાગતો હતો. ત્યાં કિલ્લાની ભીંત આવેલી છે. અત્યારે ૧૧॥ વાગ્યા હતા, સૂરજ પણ બરાબર માથે આવી ખૂબ તેજથી તપી રહ્યો હતો. અંતે અસહ્ય તડકાથી બચવા પરસેવાથી રેબ થયેલો વીસામા માટે સારી જગ્યા શોધી રહ્યો હતો, ત્યાં એક દિવાલમાં મ્હોટું બાકોરૂં દેખાયું. તે છાતીપુર ઉંચુ હોવાથી અલીની મદદ અને ટેકો લઇને ચઢ્યો, ત્યાં બેસી થોડો વખત આસાયેશ લઇ રહ્યો, આસપાસ બંધી ખંડીયેર ઇમારતો જોઇ જગતની ફાની સુલતાની ઉપરથી વૈરાગ્ય ઉપજતો હતો. જ્યાં હું બેઠો હતો, ત્યાં પાસેજ એક તખ્તી ઉપર પુરાતન લાટીન લીપી કે ગ્રીક લીપીમા લખેલો લેખ નવરા બેઠા બેઠા કુતૂહલતા ખાતર ડાયરીમાં ઉતારી

ચેહેલ મિનારનો જાણે બીજો અવતાર!

સિકંદરે બીજાને લુંટ્યું, ત્યારે જરકશીસે સિકંદરના શહેરને તારાજ કર્યું.

આ મુંગા પત્થરો જાણે પોતાનો ભવ્ય ભૂતકાળ પોકારી રહ્યા છે.

કિલ્લાની દિવાલના બાકોરામાં આશાયેસ

રહ્યો. આ કિલ્લો પણ મોટા સફેદ પત્થરનો બાંધેલો હોઈ પરીઓના મુલ્ક જેવો છે. તેના કમાડ વગરના ઉંચા ઉંચા કમાનદાર દરવાજાઓ આજે તો કાંઈ જમાનાની ઉડતી ધૂળ અને માટીથી દટાઇ ગયા છે. તેની ઉંડી ઉંડી ગુફા જેવી ખોહમાં કંસારી જેવાં જીવડાં ઉં, ઉં, ઉં, કરી રહ્યાં છે.

**ટોચ ઉપરથી દેખાતું દૃશ્ય**

ટોચ ઉપરથી નીચેનો દેખાવ કાંઇ અજબ છે, તેનું વર્ણન હું મ્હારા અધૂરા શબ્દોમાં આપવાની કોશિષ કરીશ, હું ઉભો છું, ત્યાં સ્હામે પહાડો આવેલા છે. તેની ટોચ ઉપર લીલીછમ હરિયાળી લીલોતરી છવાઈ રહી છે. મ્હારી આસપાસ આવેલાં ઝાડો ઉપર અનેક ન્હાનાં પંખીઓ કલરવ કરી રહ્યાં છે અને મીઠા સરોદે ગાય છે અને ટહુકે છે. મ્હારી જમણી બાજુ Lake Gygacan ગીગાકન સરોવરનો રમણીય દેખાવ ઉત્તર બાજૂ સુધી

**ચારે બાજુ કુદરત રમી રહી છે**

લંબાય છે. કુદરત એવી દેખાય છે કે જાણે જાદુઈ બગીચો હોય, આ ટેકરી ઉપર એક બીજી ૨૦૦ ફીટ ઉંચી ટેકરી આવેલી છે, ત્યાં પણ ચઢયો, અહિંથી ખંડિયેરનો દેખાવ અને છિન્નભિન્ન થઇ પડેલી સંગેમરમરની લાદીઓનો દેખાવ જાણે રમકડાના ગંજાવર મ્હેલને કોઈ રાક્ષસે પગની ઠોકર મારી તોડી પાડયો હોય તેવો

**આકાશી ગજબની નિશાની**

લાગે છે. પાસેની બાજુ જાણે આકાશી ગજબ ઉતર્યો હોય તેમ સોપારીના ફાડચા જેમ ટેકરી બે ભાગે કપાઈ ગઈ છે. તે સાથે ઈમારત પણ ગરક થઈ ગઈ લાગે છે. એવી શાખ પૂરતો તેની પાસેનો કેટલોક ભાગ સલામત રહી

**ભયંકરમાં ભયંકર દેખાવ**

ગયેલો તે આજે સાવ ખંડિયેર હાલતે ઉભો છે. અહિં પાસેનો દેખાવ જરા ભયંકર છે, ખુદાનો ખોફ રાખનાર માટે કુરઆને શરીફમાં વર્ણવેલી કેટલીક ગઝબનાક વાતોનો આબાદ સાચો નમૂનો છે. અહિંના કિલ્લાની સાથેનો પહાડનો ભાગ એવી રીતે કપાયેલો છે કે જાણે કુદરતના શાપની અણદીઠ શક્તિએ પોતાની બેદી છરી કે કુહાડીથી આ ભાગના બે ફાચડા કર્યાં હોય તેમ ૭૦૦ થી ૮૦૦ ફીટ જેટલો ભાગ એવી રીતે કપાઇ ગયો છે કે ન પૂછો વાત. એને બીજુ સાથે સરખાવવાની કોશિષ કરીયે તોયે બીર્ણું તો ન જ કહેવાય. હું પણ અહિં આ બધું મુગ્ધ નયને કે ફાટી આંખે ઉભો હતો એવી જગ્યા પર ખડો રહી જોઇ રહ્યો છું કે જો જરાક લપસ્યો

**હું પોતે જોખમમાં હતો**

તો ઉંડાગારમાં ગબડી પડું અને ત્યાં જીંદગીના સોએ વરસ બધાં સામટાં જ પૂરાં થઈ જાય: બીજી તરફ આ બધાં ખંડિયેરો વચ્ચે પેલાં બે ૫૦ ફીટ



સારડીસના પ્રાચિન ખંડિયેરો, રોમન જમાનાની મહાન નાટકશાળાના અવશેષો



ઇફેસસના પ્રાચિન ખંડીયેરો ને મહાન દેવાલયોમાંના
એક દેવળના બાકી રહી ગયેલા બે થંભ



ઇ સ બે હજાર વરસ પૂર્વેના મહારાજા
ક્રિસસના પાટનગરનો નાશ થયો
તે યુગના સારડીસના ખંડીયેર



પરવરદિગાર કોઇની મગરૂરી નથી સાંખતો

ઉંચા મહાદેવાલયના સ્થંભો સગર્વ માથું ઉંચકી ફનાગીરી સાથે લડતા કોઈ રણાસણા વીર સિપાહીઓ જેવા ખડા છે. અહિં ઉભા રહીને એની પ્રાચિન તવારિખ યાદ કરવાની કોશિષ કરી. ખરેખર દરેક મહાપ્રજાને મુફલીસ લોકોએ જ તોડી છે. પરવરદિગાર કોઈની મગરૂરી સાંખતો નથી. રોમન શહેનશાહને જંગલી ગણાતા આરબોએ ફના કર્યા. મુગલ શહેનશાહતને પહાડી લેખાતા મરેઠાઓએ છિન્નભિન્ન કરી. તેવી રીતે એ મિડીયાના અજેય સિંહાસનને ઇરાનની મુફલીસ ગણાતી પ્રજાએ ડોલાવ્યું. ખરેખર કુદરતનો હાથ ગેબી છે અને તેની લાકડીનો અવાજ નથી. ત્યાંથી પૂર્વ દિશા તરફ આવેલા બીજા માર્ગે નીચે ઉતર્યો. આ તરફ પણ ઉજ્જડ ખંડિયેરો આવેલાં છે, અહિં બીજા ૩-૪ ઝુંપડાઓ કંગાલ હાલતમાં છે. મકાઇના ડુંડા, કપાસના સાંઠીઆ વિ૰ જેમ તેમ ગોસમટોળ બાંધીને આ મુફલીસ આદમીએ મહેલના ખંડિયેર પાસે ઝુંપડું બાંધ્યું હતું. ખૂબ ફર્યો પછી પાણીની સખ્ત તરસ લાગી હતી. તરસ એટલી સખ્ત હતી કે પાણી પીને પછી જ બ્રાહ્મણને પાણી આપનારની જાત પૂછવાનું મન થાય. આપણે રહ્યા મુસલમાન. માનવોને મનુષ્યત્વ આપનાર માનવધર્મના અનુયાયી, જેઓ દુનિયામાં કોઇને હલકા ગણતા નથી. ઝુંપડાં પાસે ગયો અને પાણી માગ્યું; ત્યાંની ગરીબ ગોવાલણે મ્હને તેમજ ભોમીયા અલ્લીને પાણી આપ્યું. તે અતિ ગરીબમાં ગરીબ અને મુફલીસ હતી. પાણીના બદલામા તેને એક પૈસો આપ્યો જેથી તે રાજી થઈ અને મ્હારા હાથમાં એક અતિ પુરાણો સિક્કો મેલ્યો, જે વિષે તેણે કહ્યું કે તે ખંડિયેરમાં ભટકતાં અચાનક મળી આવેલો. તાંબાનો તદન કાટ ખાઇ ગયલો સિક્કો હતો. તે યાદગીરી દાખલ રાખી લઇને તેના બે પૈસા વધારે આપ્યા. તે બાપડી ઘણી ખુશ થઇ. આ ઝુંપડા પાસે બે ફીટ ઉંચો એક થાંભલો આવેલો છે. બાકી આસપાસ બેસુમાર ખંડિયેર અવશેષો જ્યાંત્યાં પડયા છે.

આખરે પાણી કયાંથી મળ્યું ?

પુરાતન સિક્કાની યાદગાર ભેટ

સાલીફીગામ તરફ આગળ વધ્યો

હવે હું સાલીફીગામ તરફ આગળ વધ્યો. ગામ તરફ જવાને બનાવેલા માર્ગે નહિ ચાલતાં હું ખંડિયેરો વચ્ચે કીનારે કીનારે ચાલી રહ્યો હતો. અહિં ફક્ત ચાર થાંભલાઓ સલામત રહેલા દેખાય છે: તેનું ચણતર અંગોરાની દીવાલમાં બચાવઅર્થે ચણેલા પત્થરા જેમ એકધારૂં નહિ રહેતાં લાઇનમાં નકશીકામ આડુંઅવળું થઇ ગયું છે. આમ ધરતીકંપથી



થયું હશે અથવા લડાઈને વખતે છૂટા કરવામાં આવ્યા હશે. અહિં પાસે જ પાણીની નહેર ખળખળ કરતી વહી જાય છે: દક્ષિણ તરફ ચાર ભોંયરાં આવેલાં છે; ત્યાં પુરાતની જમાનાની નાટકશાળા આવેલી છે. અહિંના ગંજાવર

ગંજાવર પથરા ઉ-ચક્યા કેમ હશે?

કદના પથરા જોનારને મુગ્ધ કરે છે. આવા મ્હોટા કદના પત્થરો આજે દુનિયામાં જાણે ક્યાં દેખાતા નહિ હોય એમ લાગી આવે છે. એક એક પત્થર ૮ થી ૯ ફીટ લાંબો અને ૪ થી ૫ ફીટ પહોળો અને ૩ થી ૩॥ ફીટ જાડાઇનો પડયો છે. ખૂબી તો એ છે કે આ બધા પત્થરા સફેદ અને મજબૂત છે.

સાઇરસનું તખ્તે સુલેમાન

કેટલાકના ૧૫ થી ૪૦ ફીટ જેટલાં ઉંચાં છે. મ્હારી સન ૧૮૯૪ની ઇરાનની મુસાફરી દરમ્યાન હું પાસાંગર્દ જોવા ગયો હતો, જેને કેટલાકો તખ્તે સુલેમાન અથવા કબ્રે માદર સુલેમાન કહે છે. પણ જે ખરૂં જોતાં ઇરાનના શાહ કુરૂસ (Cyrus) નો બંધાવેલ હુમામખા મહેલ અને અસ્તોદાન છે ત્યાં જે કલા જોઇ હતી તે જ કલા આ પત્થરોમાં તરી આવે છે. વાચક! મહાન સિકંદરના એ રાજનગરના ભવ્ય ખંડિયેરની મોહકતા અને ભવ્યતાનો તને આટલા ઉપરથી ઝાંખો ખ્યાલ આવશે કે હું કાંઇ ઇતિહાસ લેખક કે શોધખોળ કરનારાઓમાંનો નથી, છતાં હું આ સારડીસનાં ખંડિયેરો તરફ એટલો તો આકર્ષાયો

આખો દિવસ પસાર થયો, ખબર ન પડી

કે સ્હવારના ૯॥ વાગે આવેલો તે અત્યાર સુધી ભટકતો રહ્યો છું. હમણાં સાંજ પડવા આવી છે. હવે સૂરજ આથમવાની તૈયારી છે. પાછા ફરતાં ફરતાં પણ મનને જાણે સંતોષ થયો નહોતો, હજી ઘણું જોવાનું બાકી રહી જતું હતું; તેથી એક ખેતરની વાડને અઢેલીને ફરીવાર મુગ્ધ નયને ફનાગીરીને ખોળે સૂતેલા રાજનગરને એક સ્વપ્ના પેઠે જોઇ રહ્યો.

ક્રિસસ અને કહારૂન એકજ કે જુદા જુદા?

આ એ જ મહાનગર છે, જ્યાં સોલન અને કહારૂન (ક્રિસસ) થઈ ગયા છે. ઘણા લોકો એ ક્રિસસને કુરઆને શરીફ ને બાઇબલમાં જણાવેલા ઇસરાઇલિ લોકોના પયગમ્બર હ૦ મુસા (મોઝીઝ)ના જમાનાનો તવંગર કહારૂન ગણવાની ભૂલ કરે છે. પણ ક્રિસસ તે હઝરત મુસા નબીના જમાનાનો કહારૂન નથી. ક્રિસસ તો લિડીયા શહેનશાહતના રાજા આલીઆટિસનો પુત્ર હતો. તે ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં સિથીયન લોકોને હરાવી ચક્રવર્તિ ગણાયો હતો. જ્યારે કહારૂન તો તેની આશરે એક હજાર



**ફેરાઉન તે રામેસસનો વંશજ**

વરસ અગાઉ દુનિયાઇદોર અને તોરમાં મસ્ત બનીને અંતે જમીનમાં જીવતો દટાઈ ગયો હતો. મિસરના ફીરાઉન જેને મિસરી લોકો ફરૈસ્ટમનેફતા અથવા ફીરોનસીઝોસત્રીસ કહે છે, જે રામેસસ બીજાની બારમી પેઢીએ આવેલો રાજા ગણાતો હતો અને હઝરત મુસા નબી પણ તે જમાનામાં કહારૂનના વખતમાં હતા. તે વખતે કહારૂન દુનિયાભરના તવંગરોમાં અજોડ ગણાતો. તેના ખજાનાની કુંચીઓનો જ ભાર ઉંચકવા આસરે ૩૦૦ સફેદ ઊંટોના કાફલાની જરૂર પડતી. હઝરત મુસા નબી તરફ દુંદ અને નાલાયક ચાલ ચલાવવાથી તે નબીના શ્રાપથી જમીન ફાટતાં કહારૂન પોતાના ખજાના સહ તેમાં ગરક થઇને દટાઈ ગયો. તે પછી આજલગી તેના ખજાના વિષે ખોળ કરતાં કાંઇ ભાળ મળી નથી. હઝરત મુસા નબીના જીવન સાથે એ વખતની મગરૂર પ્રજાના દંભી નાયક તરીકે કહારૂને ઇતિહાસમાં અમરતા મેળવી છે, જ્યારે ક્રિસસ તો રાજપુત્ર હતો. પછીથી ઇ. સ. પૂર્વે ૫૬૮ માં રાજા થયેલો. એશિયા માઇનરનાં તમામ ગ્રીક શેહેરોને તેણે કબજે કીધાં અને ત્યાંથી પણ વધુ આગળ કીઝીલઇરમક નદીની પેલી પાર સુધી તેની સત્તા વધી અને ક્રીસસ અજેય ગણાયો. તેના પિતા તરફથી તેને જે ગંજાવર દોલત મળી હતી તેમાં એટલો તો વધારો થયો કે તે વખતનાં લોકોની નજરમાં લિડીયાનું રાજ્ય દુનિયાભરના તવંગર રાજ્યમાં ગણાતું. તેના નગરજનોની શ્રીમંતાઇ, સુખ અને ભોગવિલાસનો પાર ન હતો. પણ જેમ પ્રજાના વિલાસ પછી પતનકાળ આવે છે અને પરવરદિગાર કોઇની મગરૂરી સાંખતો નથી તેમ આ મહાપ્રજાનો પણ મુફલીસ ઈરાને નાશ કર્યો અને તે વખતે એ તવંગર લોકનાયકો, ધનના મદમાં મોજ માનતી પ્રજાના આબાલવૃદ્ધને ઇરાની યુવાન પુરૂષોએ ગુલામ દાખલ કેદ પકડયા અને ત્યારે ખુદ એ અમીર ગણાતી પ્રજાના જાનની કિંમત એટલી સસ્તી થઈ ગઇ હતી કે જુદા જુદા દેશની તેમાં ખાસ કરીને ઇરાનની બઝારોમાં એ લોક એક ઘેટા અને કુક્કરને બદલે વેચાયા હતાઃ ક્રિસસ માટે અંતરમાં સોંસરી ઉતરી જાય એવી એક ખરી બનેલી વાતો કહેવાય છે કે દુનિયાભરના રાજાઓ અને અમીરોમાં એ પોતાને મહા સુખીઓ ગણતો. અનેક મહારાજાઓ એને શાહેના શાહ પોકારીને શિર ઝૂકાવતા અને એની એક આંખના ઇસારા ઉપર કઇક સુંદર મહાશયો અને રાજ્યો પાયમાલ

**ફક્ત ખજાનાની કુંચીઓ ઉચકવા ૩૦૦ ઉંટોની જરૂર પડતી**

**લિડીઆં અને મિડીયા વચ્ચે લડાઇ**

**મહારાજા ક્રિસસની ઓળખ**

**મહાપંડિત સોલન સાથે મુલાકાત**



થઇ જતા. તે વખતના વિખ્યાત તત્વજ્ઞાની અને મહાપુરૂષ સોલનને એણે બોલાવ્યો અને પોતાનો સોનાનો રાજરથ, દેશપરદેશની હસીન નાઝનીનો, સુખી અને તંદુરસ્ત અને જોરમંદ શરીર, કુસુમ સમી દેહલતાવાળી બાદીઓ, અજેય ગણાતી બળવાન સેના અને સેનાને દોરનારા પારગત મહારથીઓ, લાખો હિરાઓથી ભરેલો અખૂટ ખજાનો બતાવ્યો અને જે મહાજ્ઞાની તત્વવેતાઓ, ફિલસુફો જ્યોતિષીઓ અને મલ્લોથી તેની દરબારનો ઠાઠ જળવાઈ રહેતો એ બધો પોતાનો અગણિત સુખભર્યો ખજાનો બતાવીને એણે કહ્યુ: "બોલ, ઓ સોલન! તું દુનિયાભર પર્યટન કરતો ભટકતો મારા રાજનગરમા આવી ચડયો છે. તો, ઓ દુનિયાની અજાયબીઓ નિરખનાર મહાપુરૂષ, બોલ, મ્હારા જેવો અજેય, સંસ્કારી અને સુખીમા સુખી જીવ તેં દુનિયામા બીજો કોઇ દીઠો છે?

ક્રિસસનો સુખનો ખજાનો

ક્રિસસને ખાત્રી હતી કે સોલન સુખીમા સુખી જીવ તરીકે ક્રિસસને જ કબુલ રાખશે. પણ સત્યવાદી તત્વવેત્તાએ નમ્રતાપૂર્વક કહ્યું:—

બોલ, ઓ સોલન! મારા જેટલો સુખી કોણ?

"હે, રાજન! દુનિયાભરમા શેરને માથે સવાશેર તો હોય છે જ. અમુક અમુક ત્રણ રાજ્યો તારા કરતા અમુક અમુક વાતોમા વધી જાય છે."

"શું તું મ્હને બધા કરતા સર્વશ્રેષ્ઠ ગણતો નથી? જે રાજ્યો અમુક બાબતમા મ્હારાથી ચઢતા કે સુખી છે, છતા મ્હારી બળવાન સત્તાની આડે આવી શકે તેમ નથી?" સોલનના ન ધારેલા ઉત્તરથી ક્રિસસ પોકારી ઉઠયો:

"ભલે હે રાજન! તેમ હોય તોયે જ્યા લગી એક માણસ મરણ પામતો નથી, ત્યા લગી તેનું જીવન અધુરૂં છે, તે પછી જ કહી શકાય કે તે સર્વશ્રેષ્ઠ હતો કે નહિ."

સોલને શુ કહ્યું?

છતા ક્રિસસને સંસારત્યાગી સોલનની વાતથી સંતોષ ન થયો. પણ મહાત્મા સોલનને એક રાજાની ખુશી અને નાખુશીની કશી પરવા નહોતી. તે ચાલ્યા ગયા:

આ વાતને બે વર્ષ ન થયાં એટલામા તે ગઝબનાક સમો આવી પહોચ્યો. તે વખતે વિલાસવૈભવથી અને મદમા છકેલાં નગરજનોનો પાપનો ઘડો છલોછલ ભરાઈ ગયો હતો અને પરવરદિગારનો ગેબી કોરડો પડવાનો હતો એક દિવસે મિડિયા જીતીને પગભર થયલા ઇરાનનો

પાપનો ઘડો ભરાઇ ગયો



મહત્ત્વાકાંક્ષી શાહ સાયરસ પોતાની ગંજાવર સેના લઈને લિડીયાનું તાજો તખ્ત સર કરવા ચાલ્યો આવે છે. એ સમાચાર ફરી વળ્યા. ગાભરાં બનેલાં નગરજનોએ મોરચા માંડ્યા, એ સુખી ક્રિસસને પોતાનું બધું સુખ સરી જતું લાગ્યું. જોતજોતામાં એની અજેય સેના હારી અને એ સુખી જીવડો મહારાજા ક્રિસસ કેદ પકડાયો અને વિજયના મદમાં ઈરાનીઓએ એ રાજનગરની શેરીએ શેરીએ લૂંટ ચલાવી, લોકોને કેદ કર્યા. સંસારનું સગપણ તૂટી ગયું હોય તેમ એ સુખી શ્રીમંતો પોતાની પ્યારી પત્નીથી અને માતાઓ પોતાના પ્યારા બાળકોથી વિખૂટા પડયા. તેઓને ગુલામ તરીકે દેશપરદેશ ચડાવી દેવાયા. અને સુખી રાજા ક્રિસસને બાળી નાખવા ઇરાનના સાયરસે બળતી ચેહ સળગાવી અને તેને જીવતો બાળી મૂકવા લાકડાના થાંભલા સાથે બાંધ્યો. લાકડાના ભારા ઠલવાયા. આજે સુખી ક્રિસસના દુઃખનો પાર નહોતો. તે કુતરાં કરતાં હલકા મોતે મરવાનો હતો. રાણીવાસ અને રાજનગરનો ખ્યાલ કરતાં રાજા ક્રિસસની છાતી ફાટફાટ થતી હતી. એનો આત્મા કમકમી ઉઠયો. એણે ત્રણ વખત ભૂતકાળનો પ્રસંગ સંભારીને કારમી ચીસ પાડીઃ 'ઓ સોલન! સોલન!' સાઈરસના કાન ઉપર જેવો આ ચીસનો અવાજ પડયો કે તેણે પોતાના દુભાષિઆને કહ્યું કે "દોડ, જઈને ક્રિસસને પૃછ કે તે કોણને આમ હાક મારે છે?" પેલા દુભાષિઆને ક્રિસસે કહ્યું કે હું એક એવા સખશને યાદ કરૂં છું કે જેના શબ્દો સર્વ તાજદારોને સાંભળવા લાયક અને તેમના અખૂટ ખજાના કરતાં પણ વધુ કિંમતી છે. "આ પછી તેણે સોલન સાથે આગળ થયલી વાત માંડીને કહી સંભળાવી. તે સઘળી વાત જ્યારે સાઈરસને કહેવામાં આવી ત્યારે આ ફાની દુનિયાનાં ચક્રનો ખ્યાલ કરીને હુકમ કીધો કે "પેલી ચિતાને તરત બુઝાવી નાખો અને ક્રિસસને મારી આગળ હાજર કરો!" પરંતુ તે જ્વાળા એટલી બધી આગળ વધી ગઈ હતી કે તે બુઝાવવી મુશ્કેલ હતી. અને હીરોડોટસ કહે છે કે ગ્રીક લોકોના જણાવ્યા પ્રમાણે ક્રિસસે તે વખતે પોતાના દેવતા એપોલોની પ્રાર્થના કરવા માંડી કે "અરે ઓ દેવતા, મેં તને આગળ ઘણા ઉત્તમ ભોગ આપ્યા છે માટે મને આ બળતામાંથી મુક્તિ આપો!" તેની આંખમાંથી ચોધાર આંસુનો વરસાદ વરસતો હતો ત્યારે જો કે આકાશ ખુલ્લું હતું તે એકાએક

સગાં સંબંધીઓનું સગપણ તૂટયું

મહાદુઃખી ક્રિસસની વાત

ઓ સોલન! ઓ સોલન!!



વાદળાંઓથી ઘેરાઈ ગયું અને મોટું વાવાઝોડું થઇને એટલા તો જોસમા વરસાદ પડવા લાગ્યો કે પેલી આગ હોલવાઇ ગઈ. ક્રિસસનો છુટકો થયો તે આમ દેવતાને આભારી હતો એમ ગ્રીક લોકો માને છે. જે હોય તે, એટલુ ખરૂં કે તે પછી સાઇરસ અને ક્રિસસ મિત્રો બન્યા અને સાઇરસે પોતાના બેટાના પ્રધાન તરીકે ક્રિસસની નેમણૂક કીધી. એ પ્રધાનપદ માટે એવી વાત જણાવવામા આવે છે કે એકવાર ક્રિસસે કેમબાઇસીસને સખ્ત ઠપકો આપ્યો અને તેથી પોતે એટલો ગભરાયો કે ક્રિસસે ઇરાની દરબારમાંથી ન્હાસી જવામા જ સલામતી દીઠી. આમ સર્વેથી સુખી લેખાતા ક્રિસસની કહાણીનું સેવટ આવે છે, અને ઓ વાચક, આના કરતા વધારે હૃદયભેદક કિસ્સો તને કદાચ ઇતિહાસના પાના ખોળતાંયે નહિ જડે.

આ વિચારવમળમા ગુંચવાયેલા હૃદયે મ્હેં રાજનગર તરફ મ્હારી નજર ફેરવી. એ સિંહાસન ઉપર નજર કરતા ઉર્દૂ કવિએ ગાયું છે તે યાદ આવી ગયું.

તખ્ત પર જો હુકમ કરતે—
ખજાના માલકા ભરતે.
દેખો વહી ધુલમેં દટતે,—
કે આખીર ખાક હો જાના.

**ક્યાં છે એ જાહોજલાલીના દિવસો ?**

અને રાણીવાસ તરફ નજર કરતા મ્હને એ શાયરની બીજી પંક્તિ યાદ આવી ગઇ, જ્યાં હસિન નાઝનીનોના ગુલાબી અધર ઓષ્ઠ ચુમતો એ સુખી હતો અને તેના અખૂટ ખજાનાના હીરાઓથી તે નાઝનીનો લદાયલી હતી.

જીનહો ઘર લાખ થે હીરે,—
સદા સુખ પાન કે બીડેઃ
ઉન્હોકો ખા ગયે કિડે,—

અને એ નગરજનોને સંભારતા મ્હેં ગાયુંઃ

જીનો કે પુત ઔર પોતેઃ
સદા સુખ સેજમેં સોતે—
ઉન્હો કો લે ચલે રોતેઃ

પેલું ન્યાયાસન અને ભવ્ય ભવન જ્યા ક્રિસસના હાકેમો ખુદાના



પેદા કરેલા ઇન્સાનો પર તરેહતરેહના જુલ્મ કરતા–ઝાડ ઉપર તેને ઉંધે પગે લટકાવતાં–તે એ ન્યાયમહાલયમાં આજે કાગડા ઉડયા રહ્યા છે.

આપખુદી હાકેમો ગયા

લટકતી બાધતે પાગા,–
મહેલમેં રંગ ઔર રાગાં:
ઉન્હો ઘર બૈયઠતે કાગા,–
કે આખિર ખાક હો જાના.

આ વિચારવમળમાં મગ્ન બનેલો હતો, ત્યાં મ્હેં જોયું તો દૂર એક ગરીબના ઝુંપડામાં આગ લાગી હતી. સંધ્યાના આથમતા અજવાસમા એના લાલ તણખા અને ધૂમાડાને જોઈ મ્હારા આત્માએ ચીસ પાડી. " થોભ ! અય ઝાલીમ જમાના, શું તું હજી પેલા સુખીમાં સુખી ક્રિસસને જીવતો બાળી નાખવા માગે છે કે ? "

ક્યાં આગ લાગી હતી ?

ખરેખર આ તે જ જગ્યા છે, જ્યા સુખી નર વસતો હતો અને કાળની ચક્રિમાં એ પીસાઈ ગયો. અંધકારમાં લથડીયાં ખાતાં હું અને અલી પાછા ફર્યા.

એ ખંડિયેરોની હદ છોડયા પછી ફરી વાર દબાઈ ગયેલા હૈયે મ્હારી નજર પાછી ફેરવી તો અધકારને ખોળે તેના ઉજળા પત્થરો ભૂતોની માફક દેખાતા અને ગુમ થતા હતા, ત્યાં મ્હને મહાત્મા કબીરનું એક પદ યાદ આવી ગયું:

અંધકારને ખોળે આળોટતું ફના પામેલું શહેર

કાલકા અજબ તડાકા બે,
તું ક્યા જાને લડકા બે :

મ્હેં આકાશ તરફ નજર કરી કહ્યું કે:–" અય પરવરદીગાર હું પામર માનવી ત્હારા ભેદોને ક્યાથી ઉકેલી શકું ? "

ખરેજ, શાયર ખાકાની બહુ ઉત્તમ નસિહત આપી ગયો છે કે ખરી સુલતાની તો દરવીશીમાં છે. અને સુલતાની તો માત્ર દરવીશી છે. વળી શેખસાદી પણ આપણને ચેતવણી આપી ગયો છે કે જ્યારે આ દુનિયા તો અંતે આપણને છોડવી જ છે તો પાદશાહી કરતા ફકીરી હાલત બેહેતર છે.

સુન. ખ્વાહદ શુદ ગીતી અઝમા તેહી
ગદાઈ બસી બેહ કે શેહેનશાહી.



**અય ખુદા, ખરેખર હું પામર માનવી છું!**

દુનિયાની મહાન શહેનશાહતની ફનાગીરી જોઈ, મ્હારી આંખોમાં આંસુ આવ્યાં; એનો કરૂણ અંત મ્હારા હૈયામાંથી ભૂલાતો નહોતો. કોણ જાણે પેલા ગરીબના ઝુંપડાની ઉની આગના ભડકા ખુદાએ મ્હને ખરો ખ્યાલ આપવા પ્રગટાવ્યા હશે કે કેમ? ઓહ અલ્લાહ, ત્હારો સંકેત તું જાણે!

આખરે હું થાકયોપાકયો ગરીબ ખ્રિસ્તીનાં મકાનમાં પાછો આવ્યો.

**પાછા ગરીબના ઘરમાં**

એ બીચારાએ પોતાના એકના એક રૂમમાં ખાટલા પર મ્હારૂં બિછાનું પાથરી આપ્યું અને પોતે જમીન પર સુતો. આમ રાત પસાર થઇ. બીજી તા. ૧૯ મી ઓકટોબરની સ્હવારે ઉઠતાં જ મ્હારી કમર લચકાઇ ગયેલી જણાઈ કારણ કે મ્હારી આગલી મુસાફરી દરમિયાન હું ઘોડેસ્વારી કરતાં ઘોડો લથડવાથી પડી ગયો હતો; તેથી વાગ્યું હતું; છતાં મ્હેં દરકાર કરી નહિ અને આખો દિવસ ૯૫૦ ફીટ ઉંચા પહાડ પર ચઢી ખંડિયેરોમાં ભટકયા કીધું. અંતે કમર પર માલીશ કરાવી. એક પ્યાલો ગરમ દૂધ મંગાવી પીધું. મ્હારા જેવા ભટકતા જીવને આમ બેસી રહેવું ગમ્યું નહિ, તેથી થોડી આરામેશ લઇ અંતે સ્ટેશન ભણી ચાલ્યો અને સ્ટેશન માસ્તરની મુલાકાત લીધી. સારા નસીબે તે અંગ્રેજી જાણતો હોવાથી ઠીક સોહવાઈ ગયું. એ ભલા આદમી મી૦

**મનિસા જવા ઉપડયો**

ડી. કાસીમાટીસે મ્હારી ઠીક ખાતરબરદાસ્ત કરી અને મ્હારા માટે ચાહ બિસ્કીટ મંગાવી તેને મેં ઈન્સાફ આપ્યો. મનિસાની ટીકીટ લઇ, ૯ વાગે સ્હવારના વખતે જ હું ઉપડયોઃ અહિંથી મનિસા તરફ જવાનો આખો પ્રદેશ ખેડવાલાયક રસાળ છે. માર્ગમાં કપાસની ખેતી કરવામાં આવેલી દેખાય છેઃ અહિંનું દુધ સસ્તું અને જમીન ચોપગાં જનાવરો માટે ફળદાયક હોવાથી

**ટ્રેનમાર્ગનાં દૃશ્યો**

અહિં દુધનાં માટલાં ભરીભરીને આસપાસનાં શહેરોમાં મોકલવામાં આવે છે. અહિં હરમુલ વેલ્મીનું કસ્સાબા નામનું ગામ આવે છે, અહિં નોકરોપોલીસ ઓફ સારડીના ખંડિયેરો પણ આવેલાં છે. તે લિડીયા રાજ્યના વખતનાં પુરાતન કહેવાય છે. આગળના જમાનામાં આ એક જાણીતું નગર હતું. અહિંથી સારડીસ જવાનું હોવાથી પુરાણા કાળમાં આ નગરના દરવાજા પાસેથી જ

**મુસ્લીમ જાહોજલાલીની યાદ**

સારડીસ શહેરની ભવ્યતા શરૂ થતીઃ સલજુક તૂર્કોએ આ જીત્યા પછી રોમન રાજ્યના દરેક સંસ્કાર આજે દબાઈ ગયા છે. પૂરાતન સલજુક સુલતાનનોના યુગમાં પણ આ એક ભવ્ય શહેર ગણાતું. આજે ટ્રેનમાં બેઠાં બેઠાં હંસ જેવી



ઉંચી ડોક કરી જોઇ રહેલા મસ્જીદના મિનારાઓ અતિ મોહક દેખાતા હતા. ટ્રેનમાર્ગમાં વચ્ચોવચ્ચ આવતા પાણીના ઝરણાથી આ ફળદ્રુપ પ્રદેશની લીલોતરીનો સારો ખ્યાલ આવે છે.

# મનિસા

મનિસા ઉર્ફે મેગનેશિયા પહોંચ્યો. હાલમાં તો બધાં એને મનિસા જ કહે છે. એનું પૂરાણું નામ કોઇ સંભાળતું નથી. અહિં ઉતરીને સીધો હોટલ કોસતીઅસલાનોપલો ગયો, ત્યાં સામાન રાખી તે જ ભાડાની ગાડીમાં પંડિયેરો જોવા ઉતાવળે ચાલ્યો. હાલમાં આ શહેરની વસ્તી એંસી હજારની ગણાય છે, તેનો ત્રીજો ભાગ મુસલમાનોથી ભરેલો છે અને ફક્ત એક ભાગ ખ્રિસ્તીઓનો છે. તેમાં આરમિનિયન અને ગ્રીકો પણ સમાઈ જાય છે. અહિં ૫૫ મ્હોટી મસ્જીદો આવેલી છે અને મદ્રેસાઓ તો મસ્જીદો કરતાં યે વધારે આવેલી ગણાય છે. બે ગ્રીક અને બે આરમિનિઅન પ્રોટેસ્ટન્ટ ચર્ચ છે.

મનિસા ઉપર ઉડતી નજર

સારડીશથી ઉપડતા મનિસા ચોથું રેલ્વે સ્ટેશન ગણાય છે. સરૂ–ખાન–સન્જાકના મુખ્ય શહેર તરીકે મનિસા સાઈપીલસ પર્વતની ખીણમાં આવેલું છે. સલ્જુક વંશના સારૂખાને આ શહેર જીતી લીધું હતું. ૧૩૯૮ માં ઓસમાનલી સુલતાન બાયેઝીદને તાબે થવું પડ્યું. પણ ૧૪૦૨ માં તૈમુરે તે લઇને એને સ્મિર્ના, સાર્ડીસ અને થીએટરીઆની લૂટેલી દૌલતનું ગોડાઉન બનાવ્યું. પુનઃ એ ઓસ્માનલી આગળ આવ્યું; પછીથી બળવાખોર બદ્ર–ઉદ–દીને બળવો જગાવ્યો : એણે દરિદ્રતા, સામ્યવાદ અને લોકહિત વિષે જાહેર ભાષણો આપ્યાં હતાં. એને યહુદીઓ, મુસ્લીમો તરફથી મદદ પણ મળતી હતી. પાછળથી બીજા મુરાદે એને પકડ્યો. એણે એક રાજમહેલ બંધાવી ત્યા મદ્રેસાઓ બંધાવી, મુરાદ ૩ જાએ એક મોટી મસ્જીદ પણ બાંધી; બીજી એક મદ્રેસા, હમામ, અને એક ખાન જે હજી પણ હૈયાતીમાં છે.

મનિસા: તે વિષે જાણવાજોગ તવારિખ

અહિં લગભગ ૫૦ મસ્જીદો છે. જેમાંથી ખાસ અગત્યની "ઇશકી–જામી" છે. એ મસ્જીદ ઇશાક શેલેબી–સરૂખાનના બેટાએ બાંધી હતી. એમાં બારીના સુંદર કાચો, લાયબ્રેરીના સુંદર કક્ષો અને એક "મસ્જીદ મીનારેટ" થી એની શોભા ખૂબ જ વધી જાય છે. બહાર એના કેટલા અવશેષો પડ્યા



જણાય છે." બારણાં આગળ ગ્રીક ભાષામાં શિલાલેખો દેખાય છે. બીજી ઈમારતોમાં કારા ઓસ્માન ઓગ્લુનો રાજમહેલ, કોનાક અથવા ગવરમેંટ હાઉસ, અને મેવલ્વી દર્વાશ લોકોની ટેકરી.

મનીસાનાં નોંધવાલાયક પ્રાચીન ખંડિયેરો

મનિસા ગ્રીક બીશપની બેઠક છે. તે ઉદ્યોગનું અને વ્યાપારનું પણ સારૂં જેવું મથક છે અને તેમાં એક કોટન સ્પીનીંગ ફેક્ટરી છે. આસપાસનાં પરગણાંમાંથી સુંદર દ્રાક્ષો અહિં આવે છે. મનિસાની પૂર્વ દિશામાં ચાર માઈલ દૂર વિશાળ ખંડિયેરો આવેલાં છે. ત્યા કોઈ પૂરાણું ભવ્ય નગર હોય એવું દેખાય છે. 'સાઈબેલ'ની મૂર્તિ-નાયોબીને નામે ત્યાં ઓળખાય છે તે પણ દેખાવમા ભવ્ય છે. તથા બીજા ઘણા જે હોમરે પોતાની કવિતામાં ગાયાં છે એનાં પુરાતન ખંડિયેરો માલમ પડે છે.

આજના લોકોનો પહેરવેશ

અહિંની સ્ત્રીઓ તિફ્લીસ કોકેસસ પર્વતમાં રહેતી ઓરતો માફક, તેવી જ ઢબની ટોપીઓ પહેરે છે. તેની ઉપર બનાવટી જડાવદાર ફૂલ મુકે છે. આ બધી ખ્રિસ્તી ઓરતો જ સમજવી. મુસ્લિમ સ્ત્રીઓ તો બુરખો જ ઓઢે છે. અહિંના તૂર્કો માથે તૂર્કી ટોપી તો મૂકે જ, પણ બાકી આખો પહેરવેશ યુરોપિઅન જેમ હાફ-કોટ અને પાટલુન પહેરવેશ રાખે છે. દાઢી પણ સફાચટ બોડાવી નાખે છે. ફક્ત ઈમામો અને ધર્મગુરૂઓ ટોપી આસપાસ પાઘડી જેમ લાગે માટે સફેદ કપડાની પટીના પાંચ છ આંટા મારી પીન મારે છે, આવી રીતે મર્દોના પોષાકમાં ઝપાટાબંધ ફરક પડી ગયો છે, જ્યારે સ્ત્રીઓમાં ઝાઝો ફેરફાર થતો નથી. અહિંની ટ્રેનમાં સ્ત્રીવર્ગનો ડબો જુદો હોય છે; જ્યારે રશિયન રાજ્યમાં તેમ હોતું નથી. છતાં સંડાસ પાણીની જે સગવડ રશિયન રેલ્વે ઉતારૂઓને આપે છે તેનાથી આ રેલ્વે હજી ઘણી જ પછાત છે. દીવો અને સંડાસ જેવું તો કાંઈ હોતું જ નથી.

મનિસા અતિ પુરાણું શહેર છે

હું આગળ કહી ગયો છું તેમ આ માઉન્ટ સાઇપીલસની તળેટીમાં સ્ટેશનથી અર્ધો માઇલ દૂર આ શહેર આવેલુ છે. ગાડીમાંથી ઉતરનાર પેસેન્જરો માટે ત્યાં ગાડીની અને બસોની સગવડ પણ રાખવામાં આવી છે. આ શહેર સરૂખાન સન્જાકનું મુખ્ય શહેર અને મુતેસરીફનું રહેઠાણ છે.

સેલ્યુસીડસના સાશન હેઠળ આ શહેરની આબાદી વધી. અહિં જ



ઇ. સ. ૧૯૦ માં મહાન એન્ટીઓકસ એસીપીઓસથી 'મહાન' થયો હતો અને એને લીધે જ રોમનો એશિયા માઈનરમાં ચઢતા થયા હતા. ધરતીકંપને લીધે આ શહેરનો નાશ થયો. તે વેળા તૈબેરીયસ રાજ્યકર્તા હતો અને એના સિક્કાઓ બતાવે છે કે ત્રીજી સદીથી એનો વિકાસ થવા લાગ્યો હતો. પછીના બાઇઝન્ટાઇન કાળમાં પશ્ચિમ એનેટાલીઆમાં આ એક મોટું શહેર હતું. ૧૨૦૪ માં જ્યારે ક્રુઝેડરોએ કૅાન્સ્ટેન્ટીનોપલમાં લેટીન મહારાજ્યની સ્થાપના કરી તે વખતે જહોન ડયુકાસે આ ( મનિસા ) મેગ્નેશીઆનો કબજો લીધો અને ત્યારપછી થીઓડોર લસ્કરીએ બાઇઝન્ટાઇન રાજ્યનું પાયતખ્ત બનાવ્યું. તે વેળા સલ્જુક લોકોની પ્રગતિ ખૂબ જ થતી હતી. તેમણે આ મેગ્નેશીઆને ધમકી આપી અને મહારાજા એન્ડ્રોનીકસને કેટેલન્સની મદદે આવવા રૅાજર-ડ-ફ્લોરની સરદારી હેઠળ લલચાવ્યા. ત્યાર બાદ ૧૩૦૫ માં આના વતનીઓએ શહેરમાં કેટેલન્સને કાપી નાખી-આખો ખજાનો હાથ કર્યો: પછી આઠ વર્ષ બાદ આ શહેર સરૂખાનની સરદારી હેઠળ સેલ્જુક લોકોએ લઈ લીધું. સરૂખાને પોતાના વિજયનું પાયતખ્ત બનાવ્યું. ૧૩૯૮માં આ શહેરને ઓસ્માનલી સુલ્તાન બાયઝીદ ૧ લાને શરણુ આવવું પડયું, પરન્તુ ૧૪૦૨ માં તૈમુરે એ શહેર લઇ લીધું અને આ શહેરને તેણે પોતે લુટેલા શહેરો-સ્મિર્ના, સાર્ડીસ, થીએટરીઆની દોલતનું સંગ્રહસ્થાન બનાવ્યું. તૈમુરના ગયા બાદ પાછું એ ઓસ્માનલીના હાથમાં આવ્યું; ત્યાર પછી ૧૪૧૯ માં એક દિવાના જેવા બદરૂદ્દિન નામના આદમીએ બળવો ઉઠાવ્યો. "દરિદ્રતા એ જ જીવન છે" એ સિદ્ધાતનો પ્રચાર કરતો હતો. તથા ઐક્ય અને સામ્યવાદના સિદ્ધાન્તો ચર્ચતો હતો. એના જ આ પ્રચાર-કાર્યમાં મુસ્લીમો, યહુદીઓ, ગ્રીકોએ સારી મદદ આપી હતી. આ બદરૂદ્દીનને શાહજાદા મુરાદે હરાવ્યો અને તેણે મુરાદ બીજાનું નામ ધારણ કરી રાજ્યમહેલ બંધાવ્યો. સરૂખાન ગાદીએ આવ્યો તે પહેલાં સુલેમાન પહેલા, અને મુરાદ ત્રીજાને આ શહેર દિલપસંદ આવવાથી તેઓએ ત્યાં રહીને ખુબ મોજ ઉડાવી. મુરાદ ત્રીજાએ ( ૧૫૬૬-૭૪ ) એક જબ્બર મસ્જીદ અને એક ઇમારત પણ બંધાવી અને એક મદ્રેસાહ સ્થાપી. પાછીથી એક જબ્બર હમામખાનું બંધાવ્યું: તેની સાથે એક ખાન પણ સ્થાપ્યું

પ્રાચિન મનિસાની તવારિખ

સરૂખાનની છત પછી સલજુક લોકોના હાથમાં

ઓસમાન વંશના હાથમાં ગયા પછી રમાયેલી રાજરમતો



આ સઘળી ઇમારતો આજસુધી જોઈ શકાય છે. ત્યારબાદ કારા બે-કારા ઓસ્માન ઓગલુનો વંશજ ગાદીવારસ થવા પામ્યો. આના વંશજો ૧૮૨૨ સુધી રહ્યા. કારા ઓસ્માન સુલ્તાનને તાબે થયા અને એના વંશજો આજે પણ મનિસામા રહે છે.

તુર્કોએ આ શહેરની કરેલી વધુ ખિલવણી

આજનું શહેર જોતા કહી શકાય કે એની ઉપર સલ્જુક અને અનાદી ઓસ્માનની સુલ્તાનની કાર્યપદ્ધતિની સ્પષ્ટ છાયા છે મુરાદ બીજાએ સુંદર બગીચાઓ બનાવ્યા હતા, તે નાશ પામ્યા છે અહિં લગભગ વીસેક મસ્જીદો છે; તેમાથી સરૂખાનના બેટા ઇશાક ચેલેબીની બંધાવેલ 'ઇલ્કી જામી' ઘણી જ સુંદર અને અગત્યની છે. એમા 'મીમ્બર'નું શિલ્પકામ ખરેખર કમાલ છે. મુરાદ બીજાએ એક બીજી મસ્જીદ 'મુરાદિયાહ' બંધાવી છે. તેની અંદર સુંદર ઇરાની ટાઇલો છે, સુંદર કાચની બારીઓ છે, બે આલિશાન મિનારા છે. એની અંદર એક ઇમારત, એક મદરેસા અને એક લાયબ્રેરી છે. બહારના ખંડિયેરો જોતા, ત્યા ગ્રીક શિલાલેખો દેખાય છે. બીજા નોંધવા લાયક મકાનોમા–કારા ઓસ્માન ઓગ્લુનો રાજ્યમહેલ, કોનાક અથવા ગવર્મેંટ હાઉસ મેવલ્વી દર્વીશોની ટેકરી જે ઇશાક ચેલેબીએ બાંધી છે તે અને એક દિવાનખાનું છે તે ઉપર મુરાદ બીજાએ એક સુંદર ખાન બંધાવી છે તથા એક સરસ સુંદર હમામખાનું જાહેર પ્રજા માટે બનાવ્યુ છે. 'સીટાડેલ'ના અવશેષો હજી દેખાય છે.

મનિસાના પૂર્વ ભાગમાં આવેલાં ખંડિયેરો

મનિસાની પૂર્વ દીશાએ ચાર માઇલને અંતરે પુરાણું શહેર આવેલ છે. ત્યાં ખડક ઉપર જુની કબરો દેખાય છે. બન્ને બાજુએ ધાર્મિક ક્રિયાના અવશેષો દેખાય છે. પશ્ચિમ દિશાએ સાઇબીલની ખડકમાથી કોરી કહાડેલ દેવમૂર્તિ છે. પૂર્વ દિશાએ ઉન્હા પાણીના ઝરણાઓ છે. ત્યા ગ્રીક લોકો જેને એપોલો કહે છે એ દેવની સુંદર પવિત્ર ગુફા છે. સાંઇબીલની મૂર્તિ

નાયોબીની મોહક મૂર્તિ

જેને ઘણુ કરીને "નાયોબી"ના નામે ઓળખવામા આવે છે–જેને '–સુરત તશ'–' પત્થરનુ બસ્ટ' કહેવામા આવે છે, તે હર્મસ વેલીના રસ્તા ઉપરની ઉંચાઇએ આવેલ છે આ આકૃતિ લગભગ ૩૦ ફીટ ઉંચી છે અને એક જબરજસ્ત પ્રચંડ ઓરતની પ્રતિમા છે. તે એક તખ્ત ઉપર પોતાના

હાથ વક્ષસ્થલ ઉપર મૂકી બેઠેલી જણાય છે. ટાંગા અને પગો જે ટેકરીઓ ઉપર આવ્યા છે તે અસ્પષ્ટ બતાવવામાં આવ્યા છે. વરસાદ પડયા બાદ ચ્હેરા ઉપરથી પાણી વહી નથી જતું. તેથી કરીને જાણે આંખોમાંથી આંસુ વ્હેતાં હોય એવું લાગે છે. આ આકૃતિ નિઃશંક ટેન્ટેલસના દીકરા બ્રોટસે બનાવેલ દેવોની માતાની છે, આમ પોઝેનીઆસ કહે છે. આ નાયોબી (કે જ્હેને વિષે ઇલિયડનો મહાન કવિ અને લેખક હોમર ગાઈ ગયો છે તે નાયોબ નથી. હોમરે ગાયું છે કે:

દેવોની માતા નાયોબ માટે અમર કવિ હોમરના શબ્દો

Upon arid Sipylus, upon the rocks of the desert mountains.........Niobe, though turned to stone, still broods over the sorrows the gods has sent upon her.

અને ઓવીદ કહે છે કે:

'સુંદરી હજીયે રૂવે છે: જાણે એક ઝંઝાવાતની બાલિકા,

'સુંદરી ઘેર પહોચી: ત્યાં પર્વતશિખરે રહી સ્થિરા.

'સુંદરી રૂદન કરે છે: ને આરસ શું હજુયે આંસૂ વહાવે છે!

ખડું જોતા પૂરા ચાર કલાક ગયા

આ 'નાયોબની હાર'ની બાજુએ જ ૮૫ માઇલ દૂર ચોબાન–ઇસા "Shepherd Jesus" આવેલું છે.

પૂરા ચાર કલાક મનિસા શહેરની પૂરાતન જાહોજલાલીના આ બધાં ખંડિયેરો જોઈને પાછો વળ્યો. અહિંથી ટ્રેન સોમા જાય છે અને મનિસા સોમા જવાનું જંકશન છે. મ્હારા સાંભળવામાં આવ્યું કે હાલમાં બેરગામામાં એક જર્મન સોસાયટીને ખોદ–કામ કરવાની પરવાનગી અપાઈ છે. પરિણામે ખોદ-કામ કરતા જે પુરાતન ચીજો અને પુતળાંઓ નીકળે છે તે બધાં જર્મની લઈ જાય ત્યાંના સંગ્રહસ્થાનમાં મૂકવામાં આવે છે. પૂરા ચાર કલાક ભટકીને અંતે પાછો રેલ્વેસ્ટેશને આવ્યો. ત્યાં ઓપીઅમ કારહિસાહરથી આવેલી ટ્રેનમાં બેસીને **સ્મીર્ના** જવાને રવાના થયો. હમણાં જ વરસાદનું ઝાપટું પડેલું હોવાથી આસપાસના વાતાવરણમાં અજબ ઠંડક છવાઇ ગઈ હતી. અને આસપાસ લગી રહેલા ફીસમીસની દ્રાક્ષોના છોડવાથી છવાયેલાં ખેતરો અજબ ખુશનુમા લાગે છે.

આજે જર્મનો ખોદ-કામ કરી રહ્યા છે.



**અંગ્રેજોના હાથમાંથી ફ્રેન્ચોના હાથમાં ગયેલી રેલ્વે**

તુર્કીમાં આવેલી બધી રેલ્વેઓ કરતાં આ રેલ્વે કાંઈ વધારે પેદાશ કરતી સંભળાય છે. આ રેલ્વે આઠ વર્ષ પહેલાં અંગ્રેજોના હાથમાં હતી. તે પછી ફ્રેન્ચ કંપનીને વ્હેચાઇ. મનિસા રેલ્વે સ્ટેશન માસ્ટરના પુત્રે મ્હારી સારી આગતાસ્વાગતા કરી હતી. તેની સાથે વાત કરતા જણાયું કે અંગોરાને કોનિઆ વચ્ચે જર્મન રેલ્વે છે તે કરતાં આ ફ્રેન્ચ રેલ્વે સારૂં કમાય છે. ઉપરાત આ રેલ્વેના ઘણા અમલદારો અંગ્રેજી બોલી જાણે છે અને કેટલાક

**સ્મિર્ના પહોંચ્યો**

ગ્રીક અને આરમિનિઅન અમલદારો આજે પણ અંગ્રેજી શિખવા ખાનગી અભ્યાસગૃહોમાં જાય છે. તેઓ અંગ્રેજ લોકોના પ્રશંસકો અને ચ્હાનારાઓ જણાયા હતાઃ આ ટુંકી મુસાફરી પૂરી કરી રાત્રે ૧૦ વાગે સ્મિર્ના પહોચ્યોઃ અને હોટલ ઉસમલ્લીમા ઉતર્યો.



# સ્મિર્નાં

## પ્રકરણ ૨૫ મું

આગળ સન ૧૮૮૭ ની ૧૫ મી જાનેવારીના દિને હું અહિં આવી ગયો હતો; ત્યારે ફક્ત ૨૪ કલાકની મારી આ શહેરની મુલાકાત દરમ્યાન ઉડતી નજરે જોઇ ગયો હતો: આ વખતે લગભગ અઠવાડિયું રોકાઇને ઇફિસસના અતિ પૂરાતન ખંડિયેરો જોવાની ઉત્કંઠા રાખું છું: સ્મિર્નાં ને તૂર્કો અજમીર નામે ઓળખે છે. એક તરફ કાળો સમુદ્ર અને બીજી તરફ ભૂમધ્ય સમુદ્ર વચ્ચે એશિયા માઇનરના આ વિભાગની જાહોજલાલી ઇતિહાસ શોધીનો માટે જાણવા જેવી છે. આ તરફનો ભાગ અસલ યુનાની લોકોના કાળમાં (ગ્રીકોના યુગમાં) મ્હોટા મહારાજ્યનાં અજાયબ નગરો આવેલાં હતાં. તેમાં ઉત્તરે પ્રાચિન હોમરની ગાથામાં અમરતા પામેલું ટ્રોય નગર અને દક્ષિણે ઈફેસસ, સારડીસ અને મનિસાનાં ખંડિયેરો આવેલા છે. તા. ૨૧ મી અક્ટોબર ૧૯૦૨ ની સ્હવારે ન્હાઇ ધોઇને અંગ્રેજ કોન્સલની મુલાકાત લેવા ગયો, તે પછી અહિં આવેલી અંગ્રેજી કંપની હસ્તક ચાલતી રેલ્વે સ્મિર્નાં ઐદન મારફત બડી ફજરના સાડા ૭ વાગે ઉઠીને ઇફિસસના પ્રાચિન નગરનાં ખંડિયેરો જોવા ઉપડયો. સામાન બધો ઉસમલી હોટલના રૂમમાં જ બંધ કરી મૂકયો હતો.

અજમીર એ સ્મિર્નાં તૂર્કિ નામ છે.

આ ઐદન રેલ્વે સ્મિર્નાંથી પૂર્વ તરફ ડીનાઇર શહેર સુધી જાય છે. મ્હારે ઇફિસસના પૂરાતન નગર તરફ જવાનું હતું, તેથી અયાસુલક નામના સ્ટેશનની ટીકીટ લીધી, જે લા પોઇનતથી ૪૮ માઇલ દૂર આવેલ છે. લા પોઇનત તે અહિંની ઐદન રેલ્વેનું સ્મિર્નાંમાં આવેલું મુખ્ય સ્ટેશન છે. તે શહેરથી લગભગ બે માઇલ દૂર આવેલું છે: ટ્રેન ઉપડતાં શરૂઆતમાં પૂરાણું સ્મિર્નાં નગર દેખાય છે, જ્યાં ઉંચા આર્ચના બે પુલ આવેલા છે. ૪૮ માઇલની મુસાફરી દરમ્યાન ૨૦ સ્ટેશનો આવે છે. દરેક સ્ટેશને અંગ્રેજી બોલનારા અમલદારો મળી આવતા હોવાથી મને કોઇ પ્રકારની અડચણ આવતી નહોતી. મુસાફરી દરમ્યાન ટ્રેનમાર્ગની આસપાસ અંજીરનાં ઝાડો ખૂબ જ દેખાતાં હતાં ઉપરાંત ગરીબમાં ગરીબ આદમીના ઘરના આંગણામાં ગુલાબનાં

ઇફિસસ જવા ઉપડયો

પુરાતન સ્મિર્નાંનાં ખંડિયેરો



છોડવાઓ પુષ્કળ જણાતા હતા. આ ત્રણ કલાકની ખુશનુમા મુસાફરી પછી સાડા નવ વાગે હું અયાસુલુક પહોંચ્યો.

અયાસુલુક પહોંચ્યો

સ્ટેશને ઉતરતાં જ અહિં નાનકડી હોટલ ધરાવનાર મી૦ જે૦ ડી૦ કરપુઝા નામના ગ્રીક ગૃહસ્થ સાથે ઓળખાણ થઈ. તે મ્હને પોતાની હોટલમાં લઇ ગયો. હોટલનું મકાન સારૂં છે, સને ૧૮૭૩માં ઈફેસસનાં ખંડિયેરો જોવા આવનાર મુસાફરોને ભોમિયા પુરા પાડવા વિ. સગવડ જાળવવાનું કામ કરે છે. મારી સાથે એણે ખૂબ સજ્જનતા અને વિનય બતાવ્યો અને ચોરજી નામના એક ગ્રીકને ભોમિયા તરીકે સાથે આપ્યો. અમ્હે બન્ને અહિંથી બે માઈલ દૂર આવેલા ઈફેસસના ખંડિયેરો જોવા ચાલ્યા.

શરૂઆતમાં હું આ અયાસુલુક ગામડા વિષે થોડું જણાવીશ, આ ફક્ત ૨૫૦ માણસોની વસ્તીવાળું ન્હાનકડું ગામડું છે. એમાં મુસલમાનો ફક્ત ૮૦ જ છે. અહિંનાં ૪૦ ઘરોમાં મુસ્લિમોના ૧૫ ઘર છે; છતાં ત્રણ પુરાણી મસ્જીદો આવેલી છે. તે તેમાંની એક કાંઇક સારી હાલતમાં હોવાથી જરા સમારકામ કરી ચુનો ધોળીને તેનો ઉપયોગ કરાય છે.

અંતે ઇફેસસના ખંડિયેરો પાસે હું આવી પહોંચ્યો.

## ઈ ફે સ સ

આ પ્રાચિન નગરનો ટુંક ઈતિહાસ અને એનાં ખંડિયેરની કેટલીક જાણવાજોગ વિગત વિષે જણાવીશ.

ઇફેસસની મૂળ તવારિખ

આ નગર કેઇસ્ટરનું મુખ અને એશિયા માઇનરના સઘળા બંદરોમાંનું એક ઉત્તમ અને અગત્યનું મુખ-બંદર હતું. પહેલાં કેરીઅન્સ લોકો આવ્યા, ત્યારબાદ ફોનીશીઅન્સ લોકો ચંદ્ર-દેવતાને અગ્રદેવ ગણી વ્યાપાર-ધંધો ખીલવતા ગયા. તે વખતે ધર્મગુરૂઓનું જોર ખૂબ વધી પડયું હતું. મુખ્ય ધર્મગુરૂ Megabzjus કહેવામાં આવતો હતોઃ એટલે 'God given' 'ખુદાએ આપેલો.' ખેડૂતો મંદિરની આસપાસ ઝુંપડાં બાંધી પડયા રહેતા અને ત્યાં એક મઠ સ્થાપવામાં આવ્યો હતો. (circ ઇ. સ. ૧૦૪૦) સુધી આ ચાલ્યું. તે વખતે કેઇસ્ટરના મુખ ઉપરના આયોનિયન લોકોએ અહિં દેખાવ દીધો. એથેન્સના રાજા કોડ્રસના દીકરા એન્ડ્રોક્લુસ નીચે ગ્રીકો અહિં આવી



પહોંચ્યા. ત્યાંની મઠની સાધવીઓએ અને કુમારિકાઓએ શૌર્યથી પોતાનો બચાવ કર્યો પણ વ્યર્થ. આખરે એથીનીઇયમની આસપાસ ગ્રીકોએ પોતાની સત્તા સ્થાપી. એ એથેનીઇયમ તે આજનું સેન્ટ પોલનું જેલખાનું. અહિ તેઓએ ગ્રીક શહેરનો પાયો નાખ્યો.

લીડીઆમાં રાજ્યકર્તા હેરાકલીડેની સાથે આયોનિયનો શાંતિથી સંબંધ જાળવી રાખતા હતા, પરન્તુ પાછળથી મરમ્નલીડે હેરાકલીડેને ગાદીએ ફરીવાર બેસાડી ગ્રીક શહેરો જીતી લેવાની વાત કરીઃ ફરી એકવાર વિગ્રહ શરૂ થયો.

ગ્રીક શહેરો જીતી લેવા માટે લડાઇ

આથી મઠમાં વસતા લોકોમાં ન્હાસભાગ શરુ થઈ. એ લોકો એની પાસના પ્રદેશમાં રહેવા લાગ્યા. અને ત્યારબાદ પાછળથી ત્યાં એક સુંદર મઠ બનાવવામાં આવ્યો હતો. આનાં ખંડિયેરો હજી પણ જોવામાં આવે છે અને આખરે ઝર્સીસે ફક્ત આ એક જ મઠ-મંદિરનો બચાવ કર્યો હતો. તે વખતે ઇફિસસ કેરીઓની રાણી આર્ટેમીસીઆને આધારે પડ્યું હતું. પછીથી મહાન શાહનશાહે પોતે સાલામીસની લડાઈમાં હાર્યો ત્યારે, પોતાના બાલકોને, ત્યાં મોકલી આપ્યાં હતાં.

સાલામીસની લડાઇમાં હાર પછી મઠનો આશરો લીધો

આયોનિયન શહેરોની જાહોજલાલીનું પ્રતિબિમ્બ ઇફિસસ ઉપર પણ હતું. પરન્તુ ઈ. સ. ૩૩૪ માંની ગ્રેનીક્સની લડાઇ થયા બાદ તે જાહોજલાલી નાશ પામવા લાગી. ઇ. સ ૩૫૬ માં જ્યારે એક રાત્રિએ ફીલીપનો પુત્ર (સિકંદર) જન્મ્યો, ત્યારે હેરોસ્ટ્રેસે આર્ટેમીસના મઠને જબર આગ લગાડી. પછીથી સિકંદરે આ બધી મુશ્કેલીઓનો નાશ કર્યો. પર્શિયનોએ વધારેલા કરો ઓછા કર્યા. આ સમયે જ દુનિયાની સાત અજાયબીમાંની એક *"ડાયના"ના મંદિરની શરૂઆત થઇ ચૂકી હતી. જૂના મઠ-મંદિરના પાયા* ઉપર જ ડાયનોક્રેટસે આ મહા મંદિરનો ભવ્યતાથી પાયો નાખ્યો હતો. ઈ. સ. ૨૯૫ માં લાઇસીમેક્સ માઉન્ટ પ્રાયનના રહેવાસીઓને અહિ બોલાવી વસાવ્યા અને કોરેસસની આસપાસ કિલ્લાની નવી દિવાલો બંધાવી. લીબેડસ અને કોલોફોનના વતનીઓને આ શહેરમાં વસવાટ કરવા બોલાવી લીધા. આ શહેરને એણે પોતાની પ્રિય પત્નિ પાછળ 'આર્સિનો' નામ આપ્યું. આ શહેરની નીચે ઇફિસસની આબાદાની ખૂબ જ વધવા પામી અને પૂર્વેનું એક સુંદર શહેર બની ગયું. નાટકશાળાઓ, કસરતખાતાંઓ અને મઠ-મંદિરોનું

સિકંદરનો જન્મ

દુનિયાની સાતમી અજાયબી

ઇફિસસની ચડતીનો કાળ



આલિશાન નગર બની ગયુ. કલા, વિજ્ઞાન, અને કાવ્યનો વિકાસ થયો. પારહેસીઅશ અને ઝ્યુસીસે એક શાળાની સ્થાપના કરી અને એનાથી આખા જગમા નામના મેળવે એવા સુંદર પરિણામ લાવી શકયા.

સલ્યુસીડસ અને પ્ટોલેમીસની વચ્ચેના ચાલુ વિગ્રહમા પણ ઇફેસસની જાહોજલાલી કમતી ન્હોતી થઇ. મીથ્રીડેટસ–દેવીઓને બતાવવા, નવી હદ મુકરર કરવા એક મંદિરના ખુણા આગળથી તીર છોડયું. પરન્તુ તે લગભગ સિકન્દરની રાજ્યહદ આગળ જ પડયું. સેન્ટનીએનોથી એવડું અંતર લીધું અને એથી જબરો ગોટાળો ઉત્પન્ન થયો. મંદિરનો જમીન–ભાગ કબજે કરીને આક્ટેવીસસે આ વિગ્રહનો અન્ત આણ્યો. આજે આ ઇફેસસ એશિયાનું સારૂં જેવું શહેર છે અને ધંધારોજગાર માટે તે અચ્છું મથક થઇ રહ્યું છે.

કોન્સ્ટેન્ટિનોપલ પછી ઇફેસસની પડતી

એનું મઠ–મંદિર તો ખરેખર ચમત્કારિક હતું. રોમનો એને માન આપતા હતા. કોન્સ્ટેન્ટીનોપલની સ્થાપના થયા પછીથી ઇફેસસની તેજ-શિખા જરાક ઝાંખી પડી. એની વસ્તી ઘટવા લાગી.

ઇફેસસ સલજુક તૂર્કોના હાથમાં

૧૧૧૬ મા સલ્જુક લડવૈયાઓ, તેન્જીયઇ અને માશશ તેમજ ઇફેસસ જીતી લીધું, પછીથી એ લોકોને જહોન ડયુકાસે હાંકી કાઢયા. ૧૨૦૬ માં જાકેઆના રાજા થીઓડર લેરકરીએ એ લઇ લીધું. જયારે (સીકે. ૧૩૦૦ મા) સલ્જુક સામ્રાજ્ય પડી ભાગ્યું. ત્યારે પ્રોવેન્શીઅલ ગવર્નરોમાંના એક અયદીન–એએ એક રાજ્યની સ્થાપના કરી. જેમાંના અયદીન, અયાલુક, સ્મીર્ની, તિરેહ અને બર્જ વિગ્નની કુટુમ્બોની કબરો હજી પણ જોવામાં આવે છે. ૧૩૩૩ માં ચીદર બે અયદીનાનો પૌત્ર, ઇફેસસનો સુબો થયો અને ઘણુ કરીને એના જ ભત્રીજા–ઇસા બેએ જ અયાસેલુકમા એક જબરદસ્ત મહાન મસ્જીદ બંધાવી હતી. ૧૪૦૨ મા તૈમુરે આ ઇફેસસ લઇ લીધું અને કહેવાય છે કે તેણે ત્યાંના સેન્ટ જહોનના

ઇફેસસ ઉપર તૈમુર લંગની ચઢાઇ

ચર્ચનો નાશ કર્યો હતો. ૧૪૨૪ મા બીજા મુરાદે અયદીનની સ્વતંત્રતાનો અન્ત લાવી રાજ્યલગામ પોતાના હાથમા લીધી. પછીથી ઇફેસસ–રાજ્યનગર નહિ હોવાથી–એની પડતી થવા લાગી. વચલા યુગ દર્મિયાન લીવાન્ટના મુખ્ય આયાસેલુક–' આલ્ટોલુઓગો 'ને નામે ઓળખાતા હતા અને સલ્જુક સુલ્તાને છાપેલા શિક્કાઓનું ચલણ ચાલતું હતું. પછીથી સત્તરમી સદીથી હાલના પ્રવાસીઓ શરૂ થયા છે.



ટેકરીની તળેટીમા, સલ્જુકના વારાના તર્કીશ કિલ્લાની નીચે કેટલાંક ખંડિયેરો જોવામા આવે છે. ત્યાના વિશાળ મયદાન ઉપર મસ્જીદો અને વિશાળ હમામખાનાઓ જોવામા આવે છે. તે સ્થળે 'ડાયના'ના મંદિરની શોધને લીધે આખા ઇફેસસનો ઇતિહાસ મળી આવ્યો છે અને એની સાથેનો ખરો સંબંધ જણાઇ આવ્યો છે. રોમન એક્વીડક્ટ ત્યાંના મનોરમ્ય સુંદર દેખાવમાં ઓર વધારો કરે છે. કહેવાય છે કે એ જસ્ટીનીઅને બંધાવ્યું હતું. ત્હેના વિશાળ સ્થંભો ૪૫ ફીટ ઉંચા છે.-ત્હેની ઉપર, બગલાઓ પોતાના માળાઓમા બેઠા હોય એવી સુંદર રચના કરવામા આવી છે. એ સઘળી રચનામાં ફક્ત સંગેમરમર–આરસ પહાણનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે. દિવાલો વિ૦ ઇટનું બાંધકામ છે.

આયાસેલુક–ખંડિયેરો

અહિં સુંદરમાં સુંદર કલ્પના વેરાઇ છે.

એ ટેકરી ઉતર્યાં પછી આપણે 'પૂરાણા દરવાજા' આગળ આવીએ છીએ. સ્ટેડીઅમની બેઠકોની જેમ સુંદર આકારે એની બાંધણી શોભી ઉઠે છે. એની ઉપર સુંદર અલંકારિક કોતરકામ કરવામાં આવ્યું છે. બંને બાજુએ પેટ્રોકલસ અને હેકટરને મૃત્યુપથારીએ પડેલા બતાવવામાં આવ્યા છે. આ દરવાજો કહેવાય છે કે અંદર આવેલા સેન્ટ જ્હોનના દેવાલયની આસપાસની દિવાલનો 'મુખ્ય દ્વાર' હતો. બહારની બાજુએ ઇંટના બાંધકામના મ્હોટા ખંડિયેરો જોવામાં આવે છે. ટેકરીના શિખર ઉપરના તુર્કીશ કાસલ માટે કૈં ખાસ જાણવા જેવું દેખાતું નથી. ત્હા ફક્ત એક બાઇઝન્ટાઇન સીટ્રન મસ્જીદ શિવાય બીજું કૈં દેખાતું નથી. એ ટેકરી ઉતરતાં આપણે છેક ઇસા બેની મસ્જીદ આગળ આવી પહોચીએ છીએ. તે મક્કાની જેમ ઘણા જ સુંદર આરસપહાણની મિનાકારી શિલ્પાકૃતિઓથી શૃંગારવામાં આવી છે. દરબાર, હેરમની આસપાસ કારીન્થીઅન કોલાનાડ હતું. વચ્ચેના ભાગમા એક સુંદર ફુવારો હતો. આ મસ્જીદ 'જામી'ની ચાર બાજુ જીમ્નેશિયમથી લગભગ ત્રીસ ફીટ ઉંચી છે. પાશ્ચિમાત્ય 'ફેકેઇડ' ડાયનાના મંદિરની ફરસબંધીની જેમ આરસપહાણનું બાંધવામા આવ્યું છે. બારીઓમાંની નાજૂક કારીગીરી અને કલાભરી ગોઠવણી આંખને ગમે તેવી સુંદર અને મનોહર છે. આ મસ્જીદથી સોએક વાર દૂર આર્ટેમીશીઅમ આવેલ છે. આ પ્રખ્યાત અને પ્રશંસાપાત્ર મંદિરમાં ભવ્ય દિવાલોનું બાંધકામ અને કેટલાક

ઇફેસસમાં પહેલી ઇસાબેની અતિ પુરાતન મસ્જીદ

પહેલવાનોનો મશહુર અખાડો

સુંદર નગારાંઓ જ એના અવશેષો છે એમ કહી શકાય. પાસે આવેલું ૬૦૦ ફીટ લાંબું અને ૪૦૦ ફીટ પહોળું જીમનેશીયમ (પહેલવાનોનો અખાડો) ખાસ જોવાલાયક જણાય છે. મ્હોટા મ્હોટા સુંદર પથરાનું બાંધેલું હોવા ઉપરાંત આ મકાનના દરવાજાથી તે રોમન પાલીસ સુધી પુરાતન કામના અકેક સુંદર કલાકાળના નમુના જેવાં ઇમારતોથી લગભગ એક માઇલ સુધી તે લંબાયેલું છે. અહિં મને એક વાત કાંઇ વધારે વિચિત્ર લાગી હતી. અહિં એક મ્હોટા સ્થંભ ઉપર ગોધા કે ગાયનું ચિત્ર કોતરેલું જોઉં છું.

ગાય અને ગોધાની પૂજા કરનાર કોમની નિશાનીઓ

આવી જ રીતે બાબીલોન, નિનેવેહ અને પરશીપોલીશના દેવાલયો ઉપર જોતો આવ્યો છું. આ ઉપરથી આટલું સ્હેજે જાણી શકાય છે કે પ્રાચિન લોકો ગોધાને પૂજ્ય ગણી માન આપતા હતા. આ જમાનો ક્રાઇસ્ટ પહેલાંનો એટલે લગભગ હઝરત મુસા નબી ઇસરાઇલોના પયંગમ્બરના વખતનો હોવાથી તે જમાનામાં ગોધા કે ગાયની પૂજા ચાલતી, એનો ઉલ્લેખ કુરઆને શરીફમાં હઝરત મુસા નબીના જમાનાની વાતોમાં પણ મળી આવે છે:

ઉનની બજારનાં ભવ્ય ખંડિયેર

પ્રાચિન યુગમાં અહિં ઉનની બજાર હતી. તેના ભવ્ય ખંડિયેરો ફક્ત ૬૦૦×૪૦૦ ફીટ લંબાઇપહોળાઇના જોવા જેવા છે. તેમજ એક ધનવાને બંધાવેલું વિખ્યાત અનાથઆશ્રમ (યતીમખાનું) ૬૦૦ × ૬૦૦ ફીટની બાદશાહી ઇમારત છે. હાલ તો બધું ખંડિયેર છે; છતાં એ પુરાતન જાહોજલાલીનો જમાનાનો અચ્છો ખ્યાલ આપે છે તેમજ પુરાતન મારકેટનાં

પ્રાચિન નાટકશાળા

ખંડિયેરો પણ જુના જમાનાની આલિશાન બજારનો ખ્યાલ આપે છે. સૌથી વધારે જોવાલાયક ખંડિયેર તે પ્રાચિન નાટકશાળાનું છે. કંઇ નહિ તો ૧૦૦૦ ફીટ લાંબીપહોળી જગામાં અસંખ્ય સંગેમરમરના થાભલા તેમજ આઠ ફીટ લાંબા અને ચાર ફીટ પહોળા પથરાથી બાંધેલી મજબુત ઇમારત છે. બધાંમાં પ્રાચિન રોમન કલાના દર્શન થાય છે. કોઇક સ્થળે તખ્તીઓ

રોમનકલાકામનું દર્શન

કોઇ સ્થળે સર્પઆકારનું ચિત્રકામ દેખાય છે. કોણ જાણે તૂર્ક સરકારને શું સુજયું હશે કે એણે આ જમીન ખોદીને તેમાંથી કિંમતી વસ્તુઓ ખણી જવાનો અધિકાર ઓસ્ટ્રિઆની એક કંપનીને આપ્યો છે. તેથી તેઓ તે કાઢીને પોતાના દેશના મ્યુઝીઅમ માટે લઇ જાય છે!

ડબલ ચર્ચ (બેવડા મંદિર)ના અવશેષો લગભગ જમીનદોસ્ત થઇને



ફક્ત છૂટાછવાયા પથરાઓજ પડયા છે. બધાંની વચ્ચે સીટીપોર્ટ શહેરનો મુખ્ય દરવાજો સૌથી વધારે સારી હાલતમાં આબાદ રહ્યો છે અને પોતાની પ્રાચિન મહત્તા જોવા આવનારને સગર્વ આવકાર આપતો આજે પણ ખડો છે.

સગર્વ આવકાર દેતો ઉભેલો શહેરનો દરવાજો

સૅન્ટ પોલનું કેદખાનું જેમાં ખ્રિસ્તી ધર્મબોધ કરનાર વિખ્યાત સાધુ સૅન્ટ પોલને જ્યાં કેદ કરવામાં આવેલ તે જગ્યા લગભગ ૭૦૦ ફીટ લાંબી અને ૫૦૦ ફીટ પહોળી છે. રોમન રાજમહેલ આશરે ૫૦૦ ફીટ પહોળું છે. આ બાદશાહી મકાન એક ટેકરી ઉપર ચણવામાં આવેલું છે અને સૅન્ટ પોલના કેદખાનાથી રહેજ દૂર છે. શું જમાનાની બલિહારી છે ? આજે આ બાદશાહી મકાનની ખંડિયેર જમીન અંદર તંબાકુનું વાવેતર કરવામાં આવેલ છે.

પવિત્ર સંત સૅંટ-પોલનું કેદખાનું

આ અતિ પ્રાચિન ઇફેસસ શહેર વિષે અનેક રસિક વાતો છે, તેમાથી બે નીચે લખું છું:–આ અઢળક ધર્મસંપતિમાં મહાલતા નગરમાં આર્ટેમીશનું વિખ્યાત મંદિર આવેલું છે. એ મંદિરને શરણે જેટલા કરજદારો આવતા તેઓનું તેઓના લેણદારોથી રક્ષણ કરવામાં આવતું. તેથી ત્યાં તેઓ નિશ્ચિતપણે રહી શકતા.

શરણે આવેલા કરજદારોનું રક્ષણ કરનાર મંદિર

બીજી વાત તે ઇફેસસ નગરની મહા બુદ્ધિશાળી વ્યક્તિ ઇસપ જેનો જન્મ આ નગર પાસે જ ક્યાંય થયેલો છે. એ અંગે કદ્રૂપો હતો. કોઈ સંજોગ વશાત્ એ ગુલામ તરીકે પકડાયો અને આ મહાનગરમાં ગુલામ તરીકે વેચાવા લાવવામાં આવ્યો. ત્યારે ઝેન્થસ નામના એક શ્રીમંતે એના રૂપ તરફ નહિ જોતાં એની ઉંચી મનઃશક્તિ તરફ જોઈ સારી રકમ આપી ખરીદેલો. કેમકે જનાવરો અને કેટલાક પદાર્થો ઉપરથી એ અનેક ન્હાની ટુંકી બોધક વાર્તાઓ જોડી કાઢતો. આજે પણ એની વાર્તાઓ ઇસપનીતી નામે વખણાય છે. સાદી વાતોમાંથી શકવર્તીગ્રંથ રચનાર આ અદ્દભુત આદમી તત્વદર્શી અને જ્ઞાની હતો. એણે ગ્રીક, બાબીલોન, ઇજીપ્ત વિ૰ દેશોની મુસાફરી કીધી હતી. છેવટે લીડીઆના મહા સુખી ગણાતા રાજા ક્રિસસની શિતળ છાયા હેઠળ વસીને તેના ઉત્તેજનથી અનેક સુંદર અને અસરકારક વાતો એણે રચી કાઢી હતી. એણે પોતાના એનસ નામના દત્ત પુત્રને જે શિખામણ આપેલી તે વાતો ઇસપનીતીને નામે યુરોપીઅન સાહિત્યમાં મશહુર છે : તેનાં કેટલાંક સૂત્રો અહિ ટપકાવી લઉં છું:–

ઇસપનીતિના કર્તાની વાત

લોડીયાના મહા સુખી રાજા ક્રિસસના દરબારમાં



ઈસપે કહ્યું કે હે પુત્ર !

ઇસપનાં કેટલાંક નીતિવચનો

૧ ત્હારા જાહેર તેમજ ખાનગી વર્તનમાં હમેશા સંભાળભર્યો અને ચોખ્ખો રહે, કારણ કે વિશ્વપતિ તને નિરંતર જૂએ છે.

૨ કદાપી કોઇનું ભલું કે સારૂં ન કરી શકે તો ચિંતા નહિ; પણ કોઈનું બુરૂં કરવા તત્પર થઈશ નહિ.

૩ ઢોંગ અને આડંબર વગર સાચા ભાવપૂર્વક, સન્માનપૂર્વક અને લક્ષ પૂર્વક પ્રભુની ભક્તિ કર.

૪ મિથ્યા વાણી બોલીશ નહિ.

૫ પૈસા કરતા ડહાપણની કિંમત વધારે ગણજે.

૬ ડહાપણ અને સદ્‌ગુણ એ જ માત્ર અનંત સત્યો છે; છતાં અનુભવવગરનું એકલું જ્ઞાન કશા કામમાં ન આવે.

૭ દુર્ગુણી ન થવું એ જ સદ્‌ગુણી થવાનું પ્રથમ પગથીયું છે.

હૈયે કોતરી રાખજો.

૮ સઘળા લોકો સાથે સાચો થા અને તેમના ઉપર ભલાઈ કર, કોઈ સાથે ખોટી રીતે વર્તીશ નહિ.

૯ સો વાર વિચાર કરીને એકવાર બોલજે.

૧૦ વિવેક અને સદ્‌ગુણ શિખવા માટે સત્સંગત કરજે, કોઇ કોઇ વાર ખરાબમાંથી પણ સારૂં પરિણામ નીપજે છે.

૧૧ લાભ થાય એવી લુચ્ચાઈ એ પણ માણસની ગંભીર ભૂલ છે.

૧૨ સદ્‌ગુણ અને ન્યાય અંતે સારૂં ફળ આપે છે.

૧૩ કોઈના વિષે નઠારૂં બોલી નિંદા કરીશ નહિ.

૧૪ કોઈની નિંદા સાંભળવાની અને બીજાને જણાવવાની ટેવ રાખીશ નહિ.

૧૫ નિડરપણે પ્રમાણીક થા; પછી જે થવાનું હોય તે ઈશ્વર ઉપર મૂકી દે.

૧૬ વિપત્તિથી નિરાશ ન થવું અને સુ[illegible] [illegible]ઠાઇ ન જવું; કારણ કે બન્ને અસ્થિર છે [illegible]



૧૮ યાદ રાખ કે વખતસર અને સમયોચિત કરવામાં આવે છે તે જ સૌથી સરસ થાય છે.

૧૯ રાજા, રાજપુત્રો અને ન્યાયાધીશનાં સદા સન્માન કરતો રહેજે તેમજ તેઓને ચ્હાજે, કેમકે તે ગુન્હેગારોને સજા કરી નિરપરાધિઓનું રક્ષણ કરે છે.

૨૦ સ્વતંત્રતાનો રસ્તો, પ્રવેશ કરતાં સાંકડો અને ખડબચડો જણાય છે. જેમ જેમ તમે આગળ વધતા જશો તેમ તેમ રસ્તો સાફ અને સ્પષ્ટ થતો જણાશે.

તે જમાનામાં ગ્રીસમાં આવેલ ડેલ્ફી નામનું સ્થળ પવિત્ર ગણાતું. ઈસપે એ શહેરની મુલાકાત લીધી હતી: એ પછી ઇસપ બોલતો "દૂરથી ડુંગર રળીયામણા" તેમ ડેલ્ફી માટે સમજવું: ત્યાંના લોકો અહંકાર અને અજ્ઞાનથી પતિત થયેલા હતા, એ લોકોએ જ બાપડા ઇસપ ઉપર ધર્મવિમુખતાનો આરોપ મૂકી ઇસપનો જીવ લીધો. ઇસપ દાનવીર કે રણવીર નહોતો, વિદ્વાન નહોતો; છતાં એની સારી વાતોમાં જે અદ્ભુત સચ્ચાઇ તરી આવતી તેથી એ અમર થયો. એના સદ્વર્તન અને શિક્ષણને આજે પણ લોકો યાદ કરે છે.

અતિ પવિત્ર ગણાતા ડેલ્ફી મંદિરની વાત

ઇફેસસનાં ખંડિયેરોમાં મ્હને જાણવા જેવું પુષ્કળ મળ્યું. તેમાં ખાસ કરીને જુનાં ધાર્મિક દેવાલયોએ મ્હારા મન ઉપર અસર કરી હતી તે. શાનો શૌકત જે દબદબાથી એ મંદિરોમાં દેવીઓનું પૂજન થતું તે ધર્મનું તો આજે નામનિશાન નથી રહ્યું. ૧ દેવી ડાયનાનું મંદિર. ૨ સાત મહાદેવાલયોમાંનું એક. ૩ રોમન મહામંદિર. ૪ કલોડીઅસનું મંદિર. ૫ ડબલ ચર્ચ. એ પાંચ ધર્મસ્થળોનો તેના ધર્મ સાથે નાશ થયો છે. ફક્ત ધર્મને નામે એની પવિત્ર આડમાં રહી જગતના પામર માનવીઓએ પોતાની જાત 'ઇનસાનો'ના ગળાં કાપવામાં જેટલી લડાઇઓ લડી હશે તેટલી બધી સમજ વગર જ લડવામાં આવી હશે અને આજે તો આ દેવાલયો સાવ ઉર્જ્જડ હાલતમાં પડ્યાં છે. બેસુમાર ધૂળ અને માટી નીચે ચગદાઇ રહ્યાં છે. બધું ફરી વળી મ્હારા ભોમિયા સાથે પાછો અયાસુલુક રેલ્વે સ્ટેશને આવ્યો અને પાછલા પહોરની ટ્રેનમાં ચઢી રાત્રે જ પાછો સમિરના શહેરમાં હોટલ ઉસમક્ષીમાં મ્હારા રૂમમાં આવી પહોંચ્યો.

ખરેખર ! તુર્કેના કબજામાં અતિપ્રાચિન સ્મુલકો આવેલા છે.

ચડતી પડતીના અમર નીશે



ઈસપે કહ્યું કે હે પુત્ર!

૧ ત્હારા જાહેર તેમજ ખાનગી વર્તનમાં હમેશાં સંભાળભર્યો અને ચોખ્ખો રહે, કારણ કે વિશ્વપતિ તને નિરંતર જૂએ છે.

ઇસપનાં કેટલાંક નીતિવચનો

૨ કદાપી કોઇનું ભલું કે સારૂં ન કરી શકે તો ચિંતા નહિ; પણ કોઈનું બુરૂં કરવા તત્પર થઈશ નહિ.

૩ ઢોંગ અને આડંબર વગર સાચા ભાવપૂર્વક, સન્માનપૂર્વક અને લક્ષ પૂર્વક પ્રભુની ભક્તિ કર.

૪ મિથ્યા વાણી બોલીશ નહિ.

૫ પૈસા કરતાં ડહાપણની કિંમત વધારે ગણજે.

૬ ડહાપણ અને સદ્‌ગુણ એ જ માત્ર અનંત સત્યો છે; છતાં અનુભવવગરનું એકલું જ્ઞાન કશા કામમાં ન આવે.

૭ દુર્ગુણી ન થવું એ જ સદ્‌ગુણી થવાનું પ્રથમ પગથીયું છે.

હૈયે કોતરી રાખજો.

૮ સઘળા લોકો સાથે સાચો થા અને તેમના ઉપર ભલાઈ કર, કોઈ સાથે ખોટી રીતે વર્તીશ નહિ.

૯ સો વાર વિચાર કરીને એકવાર બોલજે.

૧૦ વિવેક અને સદ્‌ગુણ શિખવા માટે સત્સંગત કરજે, કોઇ કોઇ વાર ખરાબમાંથી પણ સારૂ પરિણામ નીપજે છે.

૧૧ લાભ થાય એવી લુચ્ચાઈ એ પણ માણસની ગંભીર ભૂલ છે.

૧૨ સદ્‌ગુણ અને ન્યાય અંતે સારૂં ફળ આપે છે.

૧૩ કોઈના વિષે નઠારૂં બોલી નિંદા કરીશ નહિ.

૧૪ કોઈની નિંદા સાંભળવાની અને બીજાને જણાવવાની ટેવ રાખીશ નહિ.

૧૫ નિડરપણે પ્રમાણીક થા; પછી જે થવાનું હોય તે ઈશ્વર ઉપર મૂકી દે.

૧૬ વિપત્તિથી નિરાશ ન થવું અને સુખથી છકીજાઇ ન જવું; કારણ કે બન્ને અસ્થિર છે.

૧૭ ફક્ત આ ત્રણ વાત હૈયે કોતરી રાખીશ તો કોઇવાર તને પસ્તાવાનો વખત નહિ આવે. ૧ ધંધારોજગારમાં ઉદ્યોગી અને વ્હેલા થવું. ૨ સારી ચિજો શિખી લેવી. ૩ અને સારા માણસોપર ઉપકાર કરવાની તક જતી ન કરવી.



૧૮ યાદ રાખ કે વખતસર અને સમયોચિત કરવામાં આવે છે તે જ સૌથી સરસ થાય છે.

૧૯ રાજા, રાજપુત્રો અને ન્યાયાધીશનાં સદા સન્માન કરતો રહેજે તેમજ તેઓને ચ્હાજે, કેમકે તે ગુન્હેગારોને સજા કરી નિરપરાધિઓનું રક્ષણ કરે છે.

૨૦ સ્વતંત્રતાનો રસ્તો, પ્રવેશ કરતાં સાંકડો અને ખડબચડો જણાય છે. જેમ જેમ તમે આગળ વધતા જશો તેમ તેમ રસ્તો સાફ અને સ્પષ્ટ થતો જણાશે.

અતિ પવિત્ર ગણાતા ડેલ્ફી મંદિરની વાત

તે જમાનામાં ગ્રીસમાં આવેલ ડેલ્ફી નામનું સ્થળ પવિત્ર ગણાતું. ઇસપે એ શહેરની મુલાકાત લીધી હતી: એ પછી ઇસપ બોલતો "દૂરથી ડુંગર રળીયામણા" તેમ ડેલ્ફી માટે સ્હમજવું: ત્યાંના લોકો અહંકાર અને અજ્ઞાનથી પતિત થયેલા હતા, એ લોકોએ જ બાપડા ઇસપ ઉપર ધર્મવિમુખતાનો આરોપ મૂકી ઇસપનો જીવ લીધો. ઇસપ દાનવીર કે રણવીર નહોતો, વિદ્વાન નહોતો; છતાં એની સારી વાતોમાં જે અદ્‌ભુત સચ્ચાઇ તરી આવતી તેથી એ અમર થયો. એના સદ્‌વર્તન અને શિક્ષણને આજે પણ લોકો યાદ કરે છે.

ખરેખર ! તુર્કોના કબજામાં અતિપ્રાચિન સ્મૃતિઓ આવેલા છે.

ઇફેસસનાં ખંડિયેરોમાં મ્હને જાણવા જેવું પુષ્કળ મળ્યું. તેમાં ખાસ કરીને જુનાં ધાર્મિક દેવાલયોએ મ્હારા મન ઉપર અસર કરી હતી તે. શાનો શૌક્ત જે દબદબાથી એ મંદિરોમાં દેવીઓનું પૂજન થતું તે ધર્મનું તો આજે નામનિશાન નથી રહ્યું. ૧ દેવી ડાયનાનું મંદિર. ૨ સાત મહાદેવાલયોમાંનું એક. ૩ રોમન મહામંદિર. ૪ ક્લોડીઅસનું મંદિર. ૫ ડબલ ચર્ચ. એ પાંચ ધર્મસ્થળોનો તેના ધર્મ સાથે નાશ થયો છે. ફક્ત ધર્મને નામે એની પવિત્ર આડમાં રહી જગતના પામર માનવીઓએ પોતાની જાત 'ઇનસાનો'ના ગળાં કાપવામાં જેટલી લડાઇઓ લડી હશે તેટલી બધી સ્હમજ વગર જ લડવામાં આવી હશે અને આજે તો આ દેવાલયો સાવ ઉજ્જડ હાલતમાં પડયાં છે. બેસુમાર ધૂળ અને માટી નીચે ચગદાઇ રહ્યાં છે. બધું ફરી વળી મ્હારા ભોમિયા સાથે પાછો અયાસુલુક રેલ્વે સ્ટેશને આવ્યો અને પાછલા પહોરની ટ્રેનમાં ચઢી રાત્રે જ પાછો સમિરના શહેરમા હોટલ ઉસમલીમાં મ્હારા રૂમમાં આવી પહોંચ્યો.

ચડતી પડતીના ચક્કર નીચે

# સ્મિર્નો

**તેની જનરલ રૂપ રેખા**

સ્મિર્નો ધરમીર ઐદીન વિલાયતનું મુખ્ય શહેર અને વલીનું રહેવાનું ધામ એશિયા માઈનરનું અને ઓટોમાન સામ્રાજ્યનું મુખ્ય બંદર છે અહિંથી લંડન, જીનોવા, લીવરપુલ વિ૦ ની સ્ટીમરો ઉપડે છે. હુર્મસવેલી અને આયા-શહેર સુધી રેલ્વે જાય છે. પેગસ પર્વતના ઢાળ ઉપર આ શહેર ઉભું છે. નીચેના દરિયાનો દેખાવ નયનરંજક લાગે છે ઉપરથી નજર નાખતા શહેર માના ઉંચા ભવ્ય ટાવરો, ક્રીશ્ચીયન દેવળોના કુપોલાઓ અને ઉંચા ગગન ગોઠડી કરતા મીનારાઓ દેખાય છે. બીજી બાજુ પેગસ પર્વતની ખીણમા ન્હાની ટેકરીઓ સુન્દર ઘાસ અને બાગબગીચાઓથી છવાયેલી જોઈ શકાય છે. પાચ વિચિત્ર જાતના ભાગમા આ સ્મિર્નો વ્હેંચાયેલું છે. મુસ્લીમ વિભાગમા એની ભવ્ય મસ્જીદોના મીનારાઓથી સ્હેલાઈથી પારખી શકાય છે ત્યા બાંધવામા આવેલા સુન્દર ઘરોને રવેશ હોય છે. એ રવેશોમાથી સુંદર દેખાવો નજરે પડે છે, રસ્તાઓ સાકડા અને વાકાચૂકા છે. બહાર ઢળતી બારી અને છાપરાઓ દેખાવમા અંધકાર લાવે છે. નવી જેલ જોવાજેવી છે ગવર્મેન્ટ હાઉસ અને કોલેજ પણ શોભામા વધારો કરે છે જ્યુઈશ ક્વાર્ટર, ટર્કીશ, આર્મેનીઅન, અને ગ્રીક ક્વૉર્ટરની વચ્ચે આવેલું છે. અહિં આખા ગામની ગરીબ વસ્તી રહે છે

**વસ્તી અને તેનો ટુંક અભ્યાસ**

ઓછામા ઓછો આખી વસ્તીનો ½ ભાગ મુસ્લીમ છે ૨૫૦,૦૦૦ની કુલ્લે વસ્તી છે ૪૫,૦૦૦ ગ્રીક પ્રજા છે અહિંના પૈસાદાર મુસ્લીમો યુરપીયન સ્ટાઈલના લપકાથી ફેઝ ટોપી પહેરે છે. એથી ઉતરતા વર્ગના પાઘડી પહેરે છે બાકીનો નીચો વર્ગ ખેતીમા, મજુરીમા, કારખાના ઉદ્યોગમા પડયો છે. ગ્રીક લોકો બહુ જ પાવરધા વ્યાપારી બની રહ્યા છે. અહિંના પૈસાદાર જ્યુસ લોકો કુટુંબમા ફ્રેન્ચ ભાષા બોલે છે

**આબોહવા**

વસત અને શિશિર ઋતુઓ સાધારણ હોય છે. શિયાળામા કોઈવાર બરફ પણ પડવા માડે છે. હવા ભેજવાળી છે. રાત્રે ઠંડી પણ ઠીક પડે છે ઉન્હાળામા ખૂબ જ ગરમી પડે છે સ્મિર્નો ટુંકમા એક સુંદર તંદુરસ્તીભર્યું શહેર કહી શકાય અહિં સાધારણ જાતનો તાપ તો સાધારણ છે. કોઈવાર



ટાઇફોઈડ પણ થઈ આવે. પણ ટુંકમા હવા સારી અને અસરકારક ખરી.

ઈ. સ. ૧૧૦૦મા એથેલીઅન્સે સાઇમિમાથી આવી આ શહેરની રચાપના કરી. પછીથી તેની ઉપર કેટલીક નવાજુની થયા બાદ એલેકઝાન્ડરે જ્યારે સાર્ડીસ લીધુ; ત્યારે એ સાવ નષ્ટ દશાને પામ્યું હતું, ત્યારે એન્ટીગોનસ અને લાઈસીમાઅસે સ્મિર્નાને ફરી બંધાવ્યુ. એલેકઝાન્ડરના વારસોના વખતમા એશીઆના શહેરોમા એની સારી જેવી આબરૂ ફેલાઈ ગઇ હતી, ત્યા વિજ્ઞાન, વૈદકકળાની સુંદર શાળાઓ અને વિશ્વવિદ્યાલયો સ્થાપવામા આવ્યા. પાછળથી સીઝરના ખૂનીઓમાનો એક ટ્રીબોનીઅસ એને ઘેરો ઘાલીને પડયો, ત્યારે એને ખૂબ જ સહેવું પડેલું. પછીથી એકવાર સ્મિર્નાં શહેરનું નામ "મેટ્રો પોલીસ" થઈ ગયું. પછીથી એની ઉપર ધરતીકંપનો સારા જેવો મારો લાગવાથી એ નાશ પામ્યું હતું. એપોકેલીપ્સમા જણાવેલા સાત ચર્ચમાનું એક ચર્ચ સ્મિર્નાં કહેવાય છે.

સ્મિર્નાની ટુંક તવારિખ

કાળના વહેણ સાથે ઓસ્માનલી સુલતાન મુરાદ ૧ લાએ એને ઘેરો ઘાલ્યો. પરન્તુ અંગોરાના યુદ્ધ પછી તૈમુરે સ્મિર્નાંનો કબજો લીધો. મંગોલ લોકોએ બંદરનો કાંઠો બાંધી લીધો. તૈમુરના છોડયા બાદ એ શહેર અયસોલુ-કતા સુખી જુનેઈદના કબ્જામા આવ્યું. એને મુહમદ ૧ લા એ હરાવ્યો અને તેને બીજા મુરાદનો ભોગ થવુ પડયું. પછીથી આખુ શહેર ઓસ્માનલીના હાથમા આવ્યું: તે સમય દરમિયાન એની પ્રગતિ સારા અંશે પહોચી હતી. ૧૬૮૮ અને ૧૭૮૮ ના સમય દર્મિયાન આ શહેરને ધરતીકંપથી ખૂબ સહેવું પડયું હતું.

તૈમુરની સ્વારી અને અંત

સ્મિર્નાને ચઢતીપડતી તો ખૂબ જોવી પડી છે. ગ્રીક વખતની જાહોજલાલી તથા ઓસ્માનલીની ભાગ્ય વિષે એના પ્રાચીન ખંડિયેરો પૂકારી રહ્યા છે. એના ભવ્ય ટાવરોનો નાશ થયો છે પણ ખંડિયેરો હજી જોવામા આવે છે. એના ઉપરના શિલા લેખોથી એના નામો વાચી શકાય છે. "ગુડ ફોર્ચ્યુન" "હેપી ઇમ્પિર" "મીશાયલ ધી ગ્રેટ એમ્પરર" "હેરાકલીસ" "ધી ડીઓસ્કુઅરી" વિ૰ મ્હોટા સિંહદ્વારના ખંડિયેરો જાણીતાં છે. એને ઘણું કરીને "Ephesian"–"ઇફેશિયન દ્વાર" કહેવામા આવે છે. "બસ્મા –ખાનેર"ની ઉપર બીજો એક દરવાજો આવેલ છે અને "કારા કપુ"–

જુની જાહોજલાલી અને તેના અંશ રૂપ સાક્ષી પૂરતા ખંડિયેરો વિષે ટુંક જાણવા જેવું



'કાળો દરવાજો' કહેવામાં આવે છે. આ દ્વારેથી જે રસ્તો જાય છે એને "સોનેરી પંથ" કહેવામાં આવે છે. તે સિવાય હોમરના માનમાં ઉભું કરવામાં આવેલું "હોમરીઅમ" અને ત્હેની સાથે બીજા ઘણા દેવાલયો પણ ત્યાં છે. પેગશ પર્વતની એક ઢાળ આગળ ૨૦,૦૦૦ સ્પેક્ટેટર્સને સમાવી શકે એટલું મોટું પ્રાચીન થિએટર પણ આજે દેખાય છે.

૪૬૦ ફીટની ઉંચાઈવાળું માઉંટ પેગસ લીલોતરીથી છવાયલ સુંદર કુદરતની કૃતિ છે. એની ઉપરના કિલ્લાનાં દ્વાર ખંડિયેરોમાં જોવામા આવે છે. એની બાજુમાં એક પૂરાતન વિશાળ મસ્જીદ આવેલી છે, ત્યાં ઘણાય મુસાફરો માટે જુદાં જુદાં ખાનાઓ જોવામાં આવે છે.

મુસ્લીમ કલા-દર્શની પૂરાતન ગૌરવ ખડું કરતી અરબ્બી ઢબની મસ્જીદો અને ખંડિયેરો

મુસ્લીમ સત્તામા ૪૦ કરતા વધારે મસ્જીદો જોવામાં આવે છે. ત્હેમાંથી હીસાર જામી માટે જ જાણવા જેવું છે. ૧૨૨૮ એ. એચ. (એ. ડી. ૧૮૧૨) અરબ્બી ઢબે બંધાયેલી આ મસ્જીદ ૧૦૦ × ૬૬ ની છે. એના વિશાળ ઘુમ્મટ આરસના છે. કેટલાક "કિસ્તાન બઝાન જામી"ના નામથી ઓળખે છે.

જાહેર શાળાઓ અને હોસ્પીટલો

સ્મિર્નામાં તુર્કી સ્કુલો—કોલેજો પણ છે તથા ઇંગ્લીશ કમર્શિયલ સ્કુલ પણ છે. સ્કોચ અને અમેરિકન મીશન પણ છે. જ્યાં છોકરાછોકરીઓ સાથે ભણે છે. તુર્કીશ તથા ગ્રીક ઓર્ફનેજ પણ ત્હાં જોવામાં આવે છે. લોકોની બરદાસ્ત ચાકરી કરવા બે ત્રણ હોસ્પીટલો છે. વળી ત્હાં મ્યુઝીયમ અને લાયબ્રેરીઓ પણ છે. ત્હાં સારામાં સારી પૂરાણી વસ્તુઓનો અચ્છો જેવો જમાવ છે. પુસ્તકાલયોમાં પણ સારી જેવી કિતાબો એકઠી કરવામાં આવી છે.

મોજશોખનાં સ્થળો

ઇન્હાળામાં ફ્રેન્ચ નાટકો થાય છે. ત્હાં સંગીતના જલસા માટે "અલહમ્બ્રા ગાર્ડન થીએટર" સરસ ગણાય છે.

જામિઆ હિશારમાં જુમ્માની નમાજ

આજે તા. ૨૪ ઓકટોબરને દિવસે જુમ્માનો દિવસ હોવાથી નમાઝ પઢવાને માટે જામિઆ હિશારમાં ગયો હતો. આ પુરાણી જામિઆના મહેરાબનો ગોખલો અને વચલો ગુંબજ ઉત્તમ પ્રકારના નકસીકામથી કોતરેલાં હોય તેમાં કોઇ ઉસ્તાદ મિસરી કારીગરની કલા જણાય છે. હું નમાઝ કરતાં વહેલો એટલે ૧૧ વાગે આવેલો છું. ઉપરની ગેલેરીમાં કુરઆને શરીફની મધુરી હલકે તિલાવતનો અવાજ આવી રહ્યો હતો. જ્યાં લગી નમાઝ માટે તકબીરની બાંગ



સંભાળાય; ત્યાં લગી કુરઆને શરીફનો પાઠ ચાલતો હતો. નમાઝ વેળા આશરે ૨૫૦૦ માણસોથી જામિઆ ચિકાર ભરાઇ ગઇ હતી. નમાઝ બાદ ફાતેહા ખલાસ થતાં જ હું બીજી જામિઆ અને મદ્રેસાઓ જોવા ભટકવા નીકળી પડયો. મસ્જીદો કરતાં અહીં મદ્રેસાઓ કાંઇ ૫૦ થી ૬૦ વધારે હશે. તેમાં હું મુખ્ય ૩ જામિઆ અને ૪ મદ્રેસાઓની મુલાકાત લઇ આવ્યો. જોવાલાયક જામિઆની ટીપ

જામિઆ હીશાર  જામિઆ સાદરવાન  જામિઆ મેરદવન

મદ્રેસા અને ધર્મની તાલીમ આપનારી પાઠશાળાઓ

મદ્રસે હિશાર  મદ્રસે અનામજીઆ

„ ખાતુન  „ ઇચિસમેલી

જોવાલાયક મદ્રેસાઓ

એ ઉપરાંત તુર્ક, ગ્રીક અને આરમિનીઅન સ્કુલ અને કન્યાશાળાઓ આવેલી છે; તેમાં અરબી અને તુર્કીમાં શિખવવામાં આવે છે.

હાલમાં આ શહેરનો હાકેમ કેમીલપાશા છે અને લશ્કરખાતેનો વડો તોરીકપાશા છે. વસ્તીમાં અડધાં કરતા વધારે મુસલમાનો જણાય છે.

આજે રવિવાર તા. ૨૬મી ઓકટોબરની સ્હવારે હું માઉન્ટ પેગુસની તળેટીમાં વસેલા મુસલમાન ભાઇઓના લત્તામાં ફરી આવ્યો, આ ઉંચી જગ્યા એટલી બધી મનમોહક છે કે જે માટે ૧૮૮૭ની મ્હારી આ મથકની મુસાફરી વેળા પૃથ્વિની પ્રદક્ષિણાના ભાગ ૧ લાને ૬૬ મે પાને મ્હેં લખ્યું છે કે અગર જો એશિયા માઇનારમાં મ્હને કયાંય વસવાની ઇચ્છા થાય તો હું આ સુંદર શહેરની માઉન્ટ પેગસની જગ્યા જ પસંદ કરૂં. આ પહાડની ઉંચી તળેટીમાં કેટલાક ગરીબ તુર્ક મુસલમાનો વસે છે. તેઓ આસપાસનો ખુશનુમા કુદરતી દેખાવ નિહાળતા સ્વર્ગ સમી સુંદર જગા પર વસી રહ્યા છે. નીચે આવેલા તવંગર મુસ્લીમોનાં મકાનો બે મજલાનાં છે., તેમાં સુંદર ઝરૂખાઓ ખૂબ દીપી રહ્યા છે. કેટલાક આડાઅવળા માર્ગો વટાવીને હું પહાડ ઉપર આવી પહોંચ્યો. અહિંથી આખા સ્મિર્નાના નગરનો મનોરંજક દેખાવ તેમ જ દરિયાનો અને આગબોટોનો દેખાવ ખૂબ જ સુંદર લાગે છે.

માઉન્ટ પેગુસના શિખર ઉપર

વસવાલાયક ખુશનુમા સ્થળ

અહિં પાસેજ આવેલા તેરમી સદીના પુરાણા કિલ્લાની દીવાલો કોઈ સ્થળે ૯ ફીટ જાડી છે, તો કોઈ સ્થળે ૩૬ ફીટની જાડી છે. આજે તો આ કિલ્લો ખંડિયેર છે; છતાં સુંદર બાંધકામ ઉપરથી દેખાવે મોહક છે. હું કિલ્લાની એક

તેરમી સદીમાં બંધાયેલો કિલ્લો



દિવાલ ઉપર ચઢીને આસપાસનો દેખાવ નિહાળી રહેલો હતો, ત્યાં બે ગ્રીકો કિલ્લો જોવાને આવી પહોંચ્યા. તે જ વેળા થોડે દૂર ઉભેલા બે તુર્કી સિપાહીઓએ આવીને તેઓને પકડયા અને તેમણે ખીસાં વીગેરેની જડતી લેવા માંડી. આ વખતે હું હાથમાં ગાઇડ બુક લઇને લખી રહ્યો હતો, આ અચાનક પ્રસંગ જોઇ હું ચોંકયો અને ઉભો થયો. આ વખતે તુર્કી સિપાહીઓએ મ્હારી તાજીમ કરી સન્માનપૂર્વક મ્હને સલામ કરી મહરબા કહ્યું: પેલા ગ્રીકોની જડતી લેવાનું કારણ પૂછતાં તેઓએ કહ્યું કે ઘણી વખત આવા માણસો લુચ્ચા અને હરામી જ નિકળે છે. તેમજ તમને કદાચ હરકતકર્તા ન થઈ પડે. આ સાભળીને મ્હેં એ લોકોનો ઉપકાર માન્યો. ફરી વાર નોંધ લખવા બેઠો. આ બનાવ જોતાં મ્હને ખ્યાલ આવ્યો કે જો આ રશિયન અમલ હેઠળ હોત તો મ્હારી જ કમબખ્તીનો પ્રસંગ ઉભો થાત. આ તો તુર્ક બીરાદરો પોતાના મુસ્લીમ જાતભાઇને હેરાન નહિ કરતાં સન્માન કરે છે.

અણધાર્યો બનાવ-રશીયા અને તૂર્ક અમલ વચ્ચે સરખામણી

ત્યાં જ કિલ્લાથી થોડે દૂર જમીન અંદર કમાનદાર આરકાઓવાળી એક ઇમારત આવેલી છે. તે ૨૦૦×૨૦૦ ફીટ પહોળી ચોરસ હોઈ પ્રાચિન અજાયબી તરીકે જોવાજોગ છે. તે જોઇને હું નીચે ઉતર્યો:

પેગુસના પહાડ પર કિલ્લાની દિવાલોમાં રખડપટ્ટી કર્યાથી મ્હારી કમર ફરીવાર સારડીસનાં ખંડિયેરો જોતી વેળા લચકાઈ ગઈ હતી તેમ દુખી આવી. તેથી હું અહિંની સીવીલ હોસ્પીટલમા ગયો. ત્યાં અનેક દુઃખી દરદીઓ જોઈ ને મનમાં દુવા માંગી રહ્યો. ખુદા કોઇને બીમારી નહિ આપેઃ હોસ્પીટલમાં ડોકટર નહોતો. તેના યહુદી મદદનીશે મ્હારી માંગણી ઉપરથી Ellimans Royal Embrocationની દવા આપી અને કાંઇ પણ પૈસા લેવાની ના પાડી. એ દવા મ્હારી કમરે ખુબ રગડાવી માલીશ કરાવીને ટટાર થઈ હું બહાર આવ્યો: આ દર્દ વેળા હું મ્હારા ઘરમાં માંદગી વખતે જે આરામ અને સગવડતા ભોગવતો તે રહેજે અત્યારે યાદ આવી ગયાં. આજે તો હું ભટકતો મુસાફર છું. મ્હારી તહેનાતમાં કોઈ સબંધી હાજર નથી. હોસ્પીટલને તુર્કી ભાષામાં ખશતાખાને કહે છે:

ખુબ ભટકવાથી કમર લચકાઇ ગઇ.

આખરે હોસ્પીટલમાંથી દવા લઇ આવ્યો

અહિં કાવાખાના ખૂબ આવેલા હોઇ રાત્રે શહેરની રોનક ફરી જાય છે. અહિં દરિયાકિનારા પર આવેલાં કરદોંમ રોડ જ્યાં ટ્રામ ચાલે છે, તે ભાગ કાવાખાના શોખીન લહેરી લાલાઓથી ખીચોખીચ ભરાઈ જાય છે:

પવનની મીઠી લહેરોમાં હોકાની મોજ



કોઈ કોઇ કાવાખાનામાં વાજીંત્રો વગાડનારાઓ પણ આવે છે, ત્યાં દરિયાની હવાની મીઠી લ્હેરો વચ્ચે સંગીતના સૂરમા ઝુલતા અનેક શોખીનોમાં ક્રિશ્ચિઅનો સુદ્ધાંત હોકાને ગગડાવતા પડયા પાથર્યા હોય છે.

તૂર્કી રૈયતમાં આરમેનિઅન અને ગ્રીક લોકોમાં વ્યાપારી કુશળતા અને સાહસિકતા વધારે હોવાથી, તેઓ યુરોપ, અમેરિકા અને આફ્રિકા કમાવા જાય છે: રશિયન તૂર્કસ્તાનમાં જેમ ઉંટોની વણઝાર કામ કરે છે, તેમ અહિં ઊંટોની વણઝારથી બજારો ખળભળી ઉઠે છે.

કોણ જાણે તૂર્ક સરકાર પાસે અનેક સુંદર અને રમણીય સ્થળો છતાં જાહેર બગીચાઓ બોટોનિકલ ગાર્ડન જેવી એકેય જગ્યા કયાંય દેખાતી નથી. અહિંના લોકો પહાડી લોકો જેટલા જ ખૂબસુરત છે. સ્ત્રીઓ પણ સોનેરી વાળવાળા ચોટલા ધરાવતી અને રૂપાળી છે.

તૂર્કી શહેરની ખીલવણી કરી જાણતા નથી

તૂર્ક સરકારની નાણા સંબંધી હાલત કંગાળ છે. તેમાયે તૂર્ક સરકારની બેંક નહિ હોવાથી શહેર–શહેર વચ્ચે નાણાંના ભાવમા ફેર પડે છે. તેનું મુખ્ય કારણ તૂર્ક ચલણી સિક્કાઓની અછત હોવાથી અને પરદેશીઓનો પગદંડો વધારે હોવાથી દરેક દેશનાં નાણાં તૂર્ક રાજ્યમાં ચાલી શકે છે તે છે. તેથી ભાવમાં હેરફેર થયાં જ કરે છે. તેમાં નાણાંભીડ એટલી રહે છે કે એક તૂર્કી મજીદીના ૨૦ પીઆસ્તરનો ભાવ હોવા છતાં વટાવના રોકડ નાણાંની અછતને લઇને ૧૯ કે ૧૮॥ પીઆસ્ટર આપી સરાફો વટાવ કાપી લે છે. રેલ્વે સ્ટેશને વટાવવા જાય તો ટીકીટ લેવા છતાં ભાવ ૧૮॥ પીઆસ્ટરનો જ મળે.

તૂર્ક સરકારની નાણા સંબંધી હાલત

આમ તૂર્કી રૈયત પોતાના રાજ્યમાં પોતાના જ ચલણમાં ડગલેને પગલે શરાફોથી ચીરાતી જાય છે. ०। મજીદી ( મજીદીનો ચોથો ભાગ ) એટલે પાંચ પીઆસ્તરનો રૂપાનો સિક્કો લઇ ખાધાખોરાકીની જણસ ખરીદવા જઇએ તોયે એક મતાલી ( લગભગ ૧ આનો ) કાપી લે છે. એટલે ०। મજીદી જેવા ન્હાના સિક્કાનોયે રોકડ ખુર્દો મળતો નથી. તૂર્કી સોનાની એક ગીની જેને તૂર્કી ભાષામાં લીરા કહે છે, તેનો ભાવ ૧૦૮ પીઆસ્તરનો હોવા છતાં શરાફો ૧૦૭ પિઆસ્તર આપે છે. આથી ખૂદ સરકારને જગાતનાં નાણાં લેતી વેળાયે ઘસારો ખમવો પડે છે. વળી દરેક ગામમાં નાણાંનો ભાવ સરખો હોતો નથી. તે માટે વાંચકને વધુ સ્હમજાવવા હું સ્મિર્નાનો નાણાનો ભાવ

સિક્કો વટાવવા જતાં ખીસાની હજામત થાય છે.



બીજાં શહેરો સાથે કેટલો ફરક ધરાવે છે, તે મ્હારા એક ગ્રીક શરાફ મિત્ર સાથે વાતચીત કરતાં મ્હને ભાળ મળી તે અત્રે ટપકાવી લઉં છું, જેથી તૂર્કી નાણાં ચલણ ઉપર વધારે અજવાળું પડશે.

આનું નામ તે હજામત ઉપર ડબલ હજામત

કોન્સ્ટેન્ટિનોપલનો નાણાંનો ભાવ

| | | | |
|---|---|---|---|
| ઇંગ્લીશ પાઉન્ડ | ૧ ના | પીઆસ્તર | ૧૨૦ |
| તૂર્કી લીરા | ૧ ના | ,, | ૧૦૮ |
| ફ્રેન્ચ ગીની | ૧ ના | ,, | ૯૫ |

સ્મિર્નામા નાણાંનો ભાવ

| | | | | |
|---|---|---|---|---|
| ઇંગ્લીશ | ૧ | પાઉન્ડના | પીઆસ્ટર | ૧૧૭ |
| તૂર્કી | ૧ | લીરાના | ,, | ૧૦૭ |
| ફ્રેન્ચ | ૧ | ગીનીના | ,, | ૮૭ |

આમ મૂળથી જ ખરો ભાવ મળતો નથી, તેમાં પાછા વટાવીને મજીદી લેવા જઇએ તો ફરી ખોટ જાય. તેમાં મજીદીના પીયાસ્તર લેવા જઇએ તો ફરી વટાવ કાપી આપતાં ખોટ જાય. એટલે ન્હાના ન્હાના ચાંદીના સિક્કા તો માગ્યા મળે જ નહિ; છતાં માંગીયે તો નીચલા ભાવે મળે.

| | | | | |
|---|---|---|---|---|
| ઇંગ્લીશ | ૧ | પાઉન્ડના | પીઆસ્તર | ૧૦૯ |
| તૂર્કી | ૧ | લીરાના | ,, | ૧૦૦ |
| ફ્રેન્ચ | ૧ | ગીનીના | ,, | ૮૧ |

જુના સિક્કા કોઇ રાખતું નથી

તેમાં વળી કોન્સ્ટેન્ટિનોપલમાં ગમે તેવા ઘસાયેલા ડાઘાવાળા પૈસા ચાલે પણ અહિં એંટોલિયા પ્રાંતમાં આવા જુનાં નાણાંને કોઇ અડકતું નથી. આથી પરરાજ્યોનાં નાણું યે ચાલે કેમકે તૂર્કોની બેંક નથી. તેથી નાણું ભાવ તેઓ સ્થિર રાખી શકતાં નથી. આથી દુનિયાની બજારોમાં તૂર્કોની નિર્ધનતા બહાર આવે છે.

અહિં કોઈ મુસ્લીમ શરાફી અને બ્યાજવટાનો ધંધો કરતો નથી. ગ્રીક અને આરમિનીઅનો તેમજ ખ્રિસ્તીઓ જ શરાફીનું કામ કરે છે: તૂર્કીનાં નાણાંનો ભાવ વિ. જોતાં મ્હને લાગે છે કે આ ધંધામાં સારો ફાયદો છે. જો સંભાળપૂર્વક કરીએ તો કદી ખોટ ખમવાનો વખત આવે જ નહિ. આ શરાફોને મનીચેન્જરનું કામ પણ કરવું પડે છે; તેથી તેઓ પોતાની દુકાન બહાર ફ્રેમમા અનેક દેશોના સિક્કાઓ ભાવ સાથે લખીને મૂકે છે:



અત્યારે કોન્સ્ટેન્ટિનોપલમાં કોલેરાના બે કેસ થવાનો તાર આવેલો હોવાથી, વળી કવોરાન્ટીની ભાંજગડમાં ઉતરવાનો વખત ન આવે માટે હું તૂર્કી રાજ્યને છેલ્લી સલામ કરી મીસર જવાની તૈયારીમાં પડયો, તૂર્કીના એશિયા માઈનરના ભાગને અંટોલિયા કહેવાય છે. એ એશિયા માઈનરનો આખો મુલ્ક ઇ. સ. ૬૨ થી ૧૪૧૩ રોમનોને તાબે હતો. તે પછી તૂર્કોએ જીત્યો છે. એને લઇને જ એશિયા માઇનરને પુરાણા ગ્રીક નામ અંટોલિયા નામે આજે પણ ઓળખવામાં આવે છે. એના પશ્ચિમ તરફનો ભાગ આર્મોનિયા, પર્વતમાળાની હારો હારથી છવાયેલો પ્રદેશ હોઇને ૩૫૦૦ થી લગભગ ૪૦૦૦ ફુટ ઉંચો છે. ત્યાં આવેલી પર્વતમાળાના એક ઉંચામા ઉંચો પર્વત ૧૧૮૩૦ ફુટ ઉંચો કહેવાય છે. એમાં અનેક મીઠા પાણીના સરોવરો આવેલાં હોઈ તેમાંથી વ્હેતી મુખ્ય નદીઓ કુર્ઝલ ઇરમક, યસહીલ ઇરમક, સંગારી વહી વિ૦ નદીઓ ધસ્તી, ધસ્તી કાળા સમુદ્રને જઇને મળે છે અને તેમાંની બે હુરમસ અને મેનડટ નદીઓ અગેનમાં જઇને મળે છેઃ ઓલિવ, વાઈન અને રેશમ અહિંની મુખ્ય પેદાશ ગણાય છે. આમાં વસેલી જાતમાં કુર્દ નામની પ્રજા જંગલીને લુંટફાટ કરનારી જાતમાં ગણાય છે. તેમજ પૂર્વ તરફની સેઝીસ પ્રજા પણ લુંટારી ગણાય છે. અહિંના યહુદીઓ નાણાવટી અને જમીનદાર અને સારી હાલતની પ્રજા ગણાય છે.

**અંટોલિયાની તવારિખ ઉપર ઉડતી નજર**

આજે તા. ૨૮ મી અક્ટોબર ૧૯૦૨ મંગળવારના રશિયન સ્ટીમર ઑાલગા મારફતે મીસર દેશના મુખ્ય બંદર એલેકઝાન્ડ્રીઆ જવાને રવાના થયો. આજે આકાશ વાદળાંથી ઘેરાયલું હોવા છતાં દરીયો સ્થિર અને શાંત છે. સ્ટીમર ધીરે ધીરે સ્મિર્નાના બંદર છોડી રહી દૂર થતી જાય છે, તેમ તેમાં માઉન્ટ પેગુસની છાયામાં વસેલો એ શહેરનો રળીયામણો દેખાવ, સ્ટીમરની ઉપરની છત્રી પર બેઠો ધરાઈ ધરાઇને જોઈ રહ્યો છું. મ્હારી સ્ટીમર મક્કે હજ્જ કરવા જતાં તૂર્કી હાજીઓથી ચિકાર ભરાયલી છે. તેમાં અનેક ઓરતો અને બાળકો પણ છે. બીચારી બુરખાવાળી ડેક પેસેન્જર ઓરતોની હાડમારીનો કાંઈ પાર નથી. સ્ટીમર કિનારો છોડી ચાલવા માંડે છે કે હજ્જ પડવા જતાં હાજીઓ દરુદ શરીફ (કુલ્લ ઇસ્લામી આલમ અને ઇસ્લામના મહાન પયગમ્બર પર અશિષ અને સલામનાં વચનો) પઢી રહ્યાં છે. એ બધા સાદા, ભલા

**સ્ટીમર ઑાલગા મારફત મીસર જવા ઉપડયો.**

**હાજીઓથી સ્ટીમર ચિકાર છે.**



અને આસ્તીક આદમીઓને જોતા મ્હારૂં મન પ્રેમથી છલોછલ ભરાઈ જાય છે, ખરેખર, એશિયાટીકો જેટલા પ્રભુપ્રેમી અને આસ્તિક હૃદય, યુરોપીઅનો કદિ ધરાવી શકવાના નથી. આ તુર્ક હાજીઓ સાથે મક્કાથી હજ કરી આવેલો એક કાળો સોમાલી મુતાઉફ (ભોમીયો) છે. તેના બન્ને ગાલપર છરી જેવા આકારના કાપની નીશાની કરેલી છે, એનો અર્થ એ છે કે આ ભાઈનો જન્મ મક્કાની પવિત્ર ભૂમિ ઉપર થયો છેઃ હાજીઓની સગવડતા માટે ખાસ મક્કાથી બોલાવેલો હોવાથી દરેક હાજી દીઠ બે થી પાચ મજીદી એના મહેનતાણાના આપવામાં આવશે. આવા મુતાઉફો મ્હને અલ્લાશેર તેમજ બીજા મથકે મળ્યા હતાઃ

**સોમાલી મુતાઉફને અપાતું મહેનતાણું**

કિનારો પૂરો થતાં ત્યાં તુર્કી તોપખાનાના મોરચા મંડાયેલા નજરે પડે છે, તે પછી લાબો ગલ્ફ અખાત પસાર કરી chios I બેટ પાસે દૂરથી પસાર થાય છે. આ બેટને કેટલાકો khios ખીઓસ નામે પણ ઓળખે છે. અંતે બીજે દીવસે બુધવાર તા. ૨૫ મીના સ્હવારના દશ વાગે એથેન્સ નગર તરફ જવાના પેરીઆ કે પેરા નામના બંદરે આવી પહોચ્યો. અહિંથી ગ્રીસનું રાજ્ય શરૂ થાય છે. તે પહેલાં લગભગ ૩૦૦ વરસ સુધી તૂર્કીને તાબે હતું. પછીના સુલતાનોની નબળાઇને લીધે જે જે સુંદર મથકો હાથથી ગયાં તેમા આ તૂર્કીને ખંડણી ભરનાર ગ્રીસ રાજ્ય પણ એક હતું

**ગ્રીસ નગરના પેરા બંદર**



# ગ્રીસ

## પ્રકરણ ૨૬ મું

સ્ટીમર ઉપરજ પેરી નામે એક ગ્રીક સાથે પરિચય થયો હતો તેને ગાઇડ દાખલ સાથે રાખીને હું કિનારે ઉતર્યો: અહિંથી દર અડધા કલાકે ટ્રેન એથેન્સ જાય છે. પેરીઆથી એથેન્સનો રેલ્વેમાર્ગ ફક્ત ૨૦ મીનીટનો જ છેઃ આ ટુંકો માર્ગ અતિ વિકટ હોવાથી અનેક ન્હાના મ્હોટા બુગડાઓમાંથી પસાર થઈ પર્વતો ભેદતી ટ્રેન આગળ વધે છે. એથેન્સના સ્ટેશને ઉતરી એક ગાડી ભાડે કરી ગ્રીસનાં પુરાતન ખંડિયેરો જોવાને એક્રોપોલીસ નામની ૫૦૦ ફીટ ઉંચી ટેકરી પાસે ગયા. ઉપર ચઢતા જ સંગેમરમરનાં પગથીઆં દેખાયાં તેમાં દરેક પત્થર ચાર ફીટ લાંબો અને તેટલો જ પહોળો છે. ત્યાં આવેલ પારથેનન Parthenon નામના દેવળના બાકી રહેલા ૩૦ મ્હોટા મ્હોટા થાંભલાઓ દેખાયા. બાકી તૂટેલા કાંઇ સેંકડો અવશેષો આસપાસ પડયા હતા. આ થાંભલાઓ કાંઇ સાધારણ ઉંચાઈના નથી, ૧૫૦ ફીટ એટલે નવ માળના મકાન જેટલા ઉંચા છે. વધારે ઉપર ચઢતાં ટોચ ઉપરથી આખા એથેન્સ નગરનો દબદબાભર્યો દેખાવ સ્પષ્ટ દેખાય છે, ત્યારે એની પ્રાચીન મહત્તાની કાંઇક ઝાંખી મુસાફરની કલ્પનામાં ખડી થાય છે. એ કલ્પના જ પુરાતન ગ્રીસ માટે માન ઉત્પન્ન કરે છે. અસલના વખતે આ દેવલને સોનાના પાણીની ગીલ્ટ ચઢાવવામાં આવતા, તે વખતે એ જાણે સ્વર્ગનું જ એકાદ અંગ હોય તેવું ભાસતું હશે. ગ્રીસની પ્રાચિન મહત્તા સહમજી શકાય માટે વાચકને ઐતિહાસિક વાતો ટુંકમાં જણાવીશ. તેથી પુરાતન ગ્રીસની સંસ્કૃતિ અને તેની રહેણીકરણીનો અને તેની મહત્તાનો ખ્યાલ આવશે.

પેરીઆથી એથેન્સ ભણી

એક્રોપોલીસની ટેકરીપરનાં ખંડિયેરો

જાણે સોનાનું મંદિર

પ્રાચિન કાળમાં ગ્રીસમાં એક જ રાજ્ય ન્હોતું, પણ ઘણાં રાજ્યો હતા. એટલે કુદરતે જ આ સરજમીનમાં એવી બનાવટ કરી છે કે ત્યાં અનેક પર્વતો અને ડુંગરાઓ આવેલા છે. દરેક પર્વતની વચ્ચે આવેલી સપાટ જમીન પર જે ગામ, શહેર, કે ગામડું વસતું તેનો એક જુદો રાજા નિમાતો તેથી દરેક ન્હાનું શહેર એક આખું રાજ્ય હતું. તે પોતાના પાડોશીથી સ્વતંત્ર હતું

પુરાતન ગ્રીસની તવારિખ



એટલે તેના કબજામાં થોડીએક જમીન હોય અને ફક્ત બે હજાર માણસો વસતા હોય તોયે તે એક જુદું રાજ્ય ગણાતું. આથી કંઈ સેંકડો ગામો અને સેંકડો રાજ્યોનું એ મુલક ગણાતું અને તેઓની ભાષા ને ધર્મ એક જ હતા. રીત રીવાજોમા પણ લગભગ મળતા આવતા હતા. તેઓ એક બીજાને હેલિનીઝ નામે ઓળખતા અને સંબોધતા. એ લોકો પોતાને પારંગત અને દુનિયાની બીજી પ્રજાને તુચ્છ ગણતા : આને લઈને જ મહા કવિ હોમરે ટ્રોયના મહા યુદ્ધમા પોતાના મિત્ર રાજ્યોને મદદ કરવા ગયેલા રાજાઓની એક લાંબી મ્હોટી ટીપ પોતાના રચેલા ઇલીયડમાં આપી છે.

**સેંકડો રાજ્યોથી વસેલો મુલ્ક.**

ધાર્મિક માન્યતામા ગ્રીસના લોકો એટલે ગ્રીકો અનેક દેવદેવીઓને માનતા અને પૂજતા. તેઓ માનતા કે દરેક દેવ અમુક બાબત અને અમુક જગ્યાની સંભાળ રાખે છે. એથેન્સ માટે એમ મનાતું કે આથીની દેવી એનું રક્ષણ કરે છે. બીજી બધા દેવો કરતા એથેન્સના લોકો આથીની દેવીને વધારે સન્માન આપતા, વળી ગ્રીકોની દેવોની હારમાળા પણ લાંબી છે. કેટલાક કુદરતી મૂળ પદાર્થોને પણ પૂજતા હતા, સૂર્ય દેવ એટલે એપોલો, મંગળ દેવતા, એટલે મરકયુરી, શુક્રને દેવી ગણતા, તે વિન્સ દેવી, તેઓ દેવોને માણસ જેવા છતાં અમર અને શક્તિવાળા માનતા, ઇજીપ્તના લોકો જેમ તેઓ જનાવરની મૂર્તિઓ પૂજતા નહિ. ગાયને પૂજતા નહિ, તેમ હિંદુઓ પેઠે તેઓ દેવતાઓને ભયંકર બનાવતા નહિ. દેવને અને દેવીઓને તેઓ બને તેટલી સુંદરમા સુંદર અને ઉન્નત કલ્પનાથી તેઓની મોહક અને રમ્ય મૂર્તિઓ ઘડતા. તેમાં વળી ઇદ્ર જેમ દેવોના રાજાને કલ્પી તેને યે સન્માનતા. તે દેવોનો રાજા ઝીઅસ હતો. હિંદુઓ જેમ દરેક દેવો ને દેવીઓની અમુક અમુક વાતો અને દંતકથાઓ પણ ત્યાં પ્રચલિત હતી. તેમા દરેક ગામને દેશમા એજ દેવોની વાર્તા વળી બદલાઈ જતી. આ બધી ભેગી કરીએ તો એક મ્હોટું પુરાણ પોથું થાય. આ બધી રસિક વાર્તા એ લોકો ખરી જ માનતા.

**ગ્રીસના લોકો—ગ્રીકોની ધાર્મિક માન્યતા**

**દેવતા, દેવીઓ અને દેવોના દેવની વાત**

**હિંદુઓ જેમ દેવોની દંતકથાઓ સાચી માને છે.**

આ બધી વાર્તામા એક વાત એ હતી કે જોરાવર અને મહાસંસ્કારી પ્રજામાં સંપ નહોતો. કુસંપથી જેમ હિન્દુઓનો નાશ થયો તેમ એ લોકોનોયે નાશ થયો. સંપ રાખવા એ લોકો ફાંફા તો ખૂબ મારતા. દાખલા તરીકે બાર પાડોશી રાજ્યો મળીને એક સંપથી મંડળી સ્થાપેલી ડેલ્ફીનું પુરાતન મંદિર

**બધું હતું પણ સંપ ન હતો.**



હતું જે એક અગત્યનું ધાર્મિક સ્થળ ગણાતું. ઈસપનીતીના કર્તા ઈસાપના કહેવા મુજબ તે ખરેખર એક દંભ જ હતો. ત્યાં એપોલો દેવની મ્હોટી મૂર્તિ મૂકવામાં આવતી. ભાવિકો જે પ્રશ્ન પૂછતા તેનો એપોલો દેવતા જવાબ આપતા હોય તેવી રીતે ઢોંગ નભાવવા ગોઠવાએલા માણસો એ મૂર્તિને હલાવતા. તે અંદરથી અમુક પ્રકારનો અવાજ કાઢતા. એવોજ ઢોંગ હિન્દના સોમનાથનાં મંદિરમાયે ચાલતો હતોઃ એમ શેખ સાંદીની મુસાફરીના જ્હાતમાંથી મળી આવે છે.

ચમત્કારી એપોલો દેવના મંદિરની પોલ

દેવતાઓને ભોગ આપવાના મુખ્ય દિવસે તેઓ ઓલીમ્પીઆનો ઉત્સવ ગોઠવતા. જે દિવસે દૂર દૂરથી અઢાર શહેરોના એલચીઓ ભાગ લેવા દમામભેર આવતા. તેમાં દરેકે દરેક એલચી પોતાનો ઠઠેરો કોઈ બીજાથી ઉતરતો ન હોય તે માટે થાય તેટલો દમામ અને બને તેટલી નવિનતા શોધી કાઢતો. આ ઉત્સવની વ્યવસ્થા માટે ઈલીસ અને પાઇસા શહેરો વચ્ચે એક વાર તકરાર થઇ; ત્યારે સ્પાર્ટાના લોકો જેઓ સૌથી બળવાન ગણાતા તેઓએ ઈલીસની તરફેણ કરી તેને વ્યવહારનું કામ સોંપાવ્યું. આમ કરવાની સ્પાર્ટાની ઉંડી નેમ એ હતી કે એ મહાન ઓચ્છવ પોતાને ત્યાં થાય; તેથી એ ધર્મ મેળાના રક્ષણ કરવાની નામના નીચે તેઓ આખા ગ્રીસનું વડપણ ભોગવતા થઇ શકે: આ મેળામાં જે મર્દાનગીની રમતો ગોઠવાતી તેવી દુનિયાભરમા આજ લગી ગોઠવાઇ નહિ હોય. દેશપરદેશથી અનેક મલ્લો અને શક્તિશાળી મનુષ્યો આવતા, તેઓ વચ્ચે દોડનાની શરતો, કુસ્તીઓ, તલવારબાજી ઉપરાંત સિંહો સાથે હથીયારવગરની કુસ્તીઓ અને રથ દોડાવવાની હરીફાઇ ગોઠવાતી. એ ઉપર ખાત્રી ભરેલા અમીરો મ્હોટી રકમની બીટ મૂકી જુગાર અને શરત રમતા. કાં જીતતા, કાં પાયમાલ થઇ જતા. આમાં જે કોઇ રાજ્ય તરફનું ટોળું કે તે દેશનો માણસ જીતતો તો તે રાજ્યને ભારે મગરૂરીનું કારણ થઇ પડતું. આથી સાધારણ શહેરીઓ ઉપરાંત દેશપરદેશના શાહજાદાઓ પણ ભાગ લેતા. જો કોઈ જીતતું તો આખા નગરના મ્હોલ્લા અને ગલીઓમાં તેને પુલોથી વધાવી લેતા. ઓલવાઇ નામના જંગલી ઝાડના પાંદડાનો બનાવેલો તાજ ઈનામમાં મળતો. આ બધી ઈ. સ. પૂર્વે ૩૬૭ ની વાતો છે. ઇ. સ. પૂર્વે ૪૮૦ મા ઈરાનના શાહ ઝરક્સિસે ગ્રીસપર ચઢાઈ કરી. ગ્રીકોને હાર આપી તેઓનાં ધર્મસ્થાનો બાળીને નાશ કર્યાં હતાં. એ જ જકરસીએ સારડીસ ને

શહેરોનું સંગઠન કરવા ગોઠવાએલા અખાડા

ધામિક ઓચ્છવ માટે ખેંચતાણ

ઓલિમ્પયાના અખાડાની રમતો

અજેય પીરોને મળતું માન

ઇરાનના શાહની ચઢાઇ



પણ ફના કર્યું હતું: આ એ જ ગ્રીક છે; જેમાં મહાન સિકંદર ( એલેકઝાન્ડર ) પાકયો હતો, જેણે હિન્દુસ્તાનપર ચઢાઇ કરી સતલજને કિનારે પોરસને હરાવ્યો હતો. એ જ મહા પ્રજા કુસંપથી પાયમાલ થઇ આજે તેની જૂની વિખ્યાતી ને દમામની વાતો સંભળાવતા તેના સફેદ સંગેમરમર અને આરસના ભવ્ય મહાલયો ખડા છે.

દેવતાઓને પૂજનારી પ્રજાના સૂનાં પડેલાં મંદિરો

એ જ્યુપીટરનું દેવળ અને ઓલીમપીઅસનો અખાડો હું જોઈ આવ્યો છું: એ મહા મંદિરના ૨૦૦ ફીટ ઉંચા આરસના ૧૫ થાંભલા આજે ઉભા છે. કોઇક ૩૦ તુટેલાં પડયા છે. આજે એ દેવતાને પૂજનારી પ્રજાનો નાશ થઇ ગયો છે: આ ઉંચા ઉંચા થાંભલા ઉપર અને સુંદર કલાકામ છે તેવું સુંદર કામ કોઇ દેશની પ્રજાએ કરી બતાવ્યું નહિ હોય. અહિં એક પ્રાચિન નાટકશાળા પણ આવેલી છે: અહિં બીજા અનેક અમેરીકન ને ફ્રેન્ચ અને ઇંગ્રેજ મુસાફરો પણ જોવા આવેલા છે. આ એથેન્સના પુરાતન ખંડિયેરોનું એકલું વર્ણન જ કરવા બેસીએ તો કંટાળાભર્યું થઇ પડશે. જે વસ્તુ નજરે જોવાથી સ્હમજાય તે હું વાચકને મ્હારા અધુરા શબ્દોમા સ્હમજાવવા સમર્થવાન નથી.

ગ્રીસ રાજ્યની આજની નિર્ધનતા

ગ્રીસ રાજ્ય અત્યારે તો અતી નિર્ધન છે. અહિં એક ફ્રાંક એટલે દશ આનાનો સિક્કો મળતો નથી પણ નોટ કાઢવામા આવી છે. તે બે ઇચ લાંબી અને એક ઈંચ પહોળી છે. આવી એકથી તે એકસો ફ્રાંકની નોટો ચાલે છે: ઘણો વખત થઇ જવાથી હું પાછો પેરા આવ્યો અને સ્ટીમર ઉપર ગયો અને ફક્ત થોડી જ મીનીટમા સ્ટીમર ઉપડી. સ્હાજનો સમય હતો. હવે સ્ટીમર

ક્રીટ ટાપુ પાસે

ક્રીટ ટાપુ તરફ આગળ વધતી હતી, ૩૦ અકટોબર ગુરવારના ચાર વાગે ક્રીટ પહોચ્યા. અહિં સ્ટીમર ફક્ત બે કલાક ઉભી રહી. અમને કવોરન્ટી હોવાથી નીચે ઉતરવાની રજા મળી નહિ:

નધણીયાતા જેવા ટાપુને હજમ કરવા ટાંપી રહેલા રાજ્યો

અહિંના ક્રિશ્રીઅન અમલથી નારાજ થઈ મુસલમાનો આ મુલ્ક છોડીને ચાલ્યા ગયા છે. આ નધણીઆતા થઈ પડેલા બેટને હજમ કરવા અંગ્રેજ, ફ્રેન્ચ અને રશિઅન તેમજ ઇટાલીઅન મનવારોને લશ્કરો ઉભેલાં છે. કોઈ કોઇને બીક અને શરમથી એને હજમ કરી શકતું નથી.

આ ક્રીટ ટાપુમાં જે પ્રાચિન રાજા મિનસ જે ઈ. સ. પૂર્વે ૪૦૦ વરસ ઉપર થઈ ગયો તે વખતનાં ખંડિયેરો આવેલાં છે, જે ફ્રેંચ લોકો ખોદકામ કરીને લઈ જાય છે



ધર્મરાજા મિનસની વાત

આ મિનસ રાજા ભારે ન્યાયી હતો. એની સત્તા દરેક ટાપુ ઉપર ચાલતી. વ્હાણનો કાફલો રાખવાનું શિખવનાર ક્રિટની પ્રજા મુખ્ય હતી. ગ્રીકો માનતા કે મિનસ રાજાને તેના મરણ પછી મરી ગયેલા જીવોનો ન્યાય કરવાનું કામ પ્રભૂએ સોંપ્યું છે:

દૂર ઉભેલી સ્ટીમર પરથી ક્રિટ ટાપુના પહાડો સુક્કા દેખાય છે.

આજે દરિઓ તોફાની છે.

આજે તા. ૩૧ અકટોબરના દરિયામાં વંટોલીયો અને તુફાન જણાય છે. એ દરિયાનો જુસ્સો જોઈ મ્હને હાફેજની એક બેત યાદ આવે છે.

શિકો હે તાજે સુલતાની—
કી બીમે જા દરૂદં અસ્ત,
કુલા હે દિલ કરારસ્ત,
અમ્મા બ દર્દે સરનમી અરજદ

અર્થાત્ સુલતાનના તાજનો દબદબો જેમાં જાનનો ખોફ હોય છે તે તાજ દિલ લોભાવનાર છે; પણ માથાના દર્દને લીધે તે નક્કામું છે.

કાળાગોરાના સુગથી રશિયા દૂર છે.

આ રશિયન સ્ટીમર વોલ્ગામાં કેટલાક કાળા સિદીઓ પણ ચઢેલા છે; પણ રશિયનો તેઓની જરા પણ સૂગ રાખતા નથી: તેઓને બીજા વર્ગમાં જગા આપી છે. આ વાત સાથે મ્હને ઇંગ્લાંડ જતી વેળા જે અંગ્રેજ સ્ટીમરનો અનુભવ થયો હતો તે યાદ આવે છે. રશિયનો પણ સ્વતંત્ર મહારાજ્ય ધરાવે છે. છતાં અંગ્રેજોની જેમ કાળા લોકોને હલકાઈથી જોતા નથી.

સ્ટીમરની હાડમારી

આ સ્ટીમરમાં ત્રીજા વર્ગના ઉતારૂઓની હાડમારીનો પાર નથી. ખાસ કરી પાયખાનાનો ત્રાસ ન ચલાવી લેવાય તેવો છે. એક વિભાગમા ચાર સંડાસો આવે. તેમાંયે વચ્ચે પરદો હોતો નથી. સ્ત્રી વર્ગને માટે જુદા સંડાસોયે નથી.

બીજી સ્હવારે શુક્રવારે તા. ૩૧ અક્ટોબર ૧૯૦૨ના મીસરના મુખ્ય બંદર સિકંદરીઆ ( એલેકઝાન્ડ્રીઆ ) માં સ્ટીમર દાખલ થઇ.



# સિકંદરિયા (મીસર)

## પ્રકરણ ૨૭ મું.

સિકંદરિયા—એલેક્ઝાન્ડ્રીઆઃ

સિકંદરીયાના બારામાં

સિકંદરિયાની ખાડીમાં દાખલ થતાં જ ત્યાં અમ્હને બધાને ૨૦ કલાક સુધી બહાર ક્વૉરન્ટાઇન લાગી. બીજે દિવસે નવેમ્બર માસની પહેલી તારીખે ડૉકટરે અમ્હારૂં શરીર તપાસી દાખલ થવાની છૂટ આપી. સ્ટીમરની ઉંચી અને મ્હોટી સીડી ઉપરથી નીચે ઉતરતી કેટલીક બુરખો પહેરેલી ઔરતોના રંગઢંગ ઉપરથી સ્હામે ખડા રહેલા ખ્રિસ્તી લોકો મંદ હસતા હતા. જ્યારે ત્યાંની ખ્રિસ્તી ઔરતો સુંદર ટોપી પહેરી, અદર ફુલો ખોસી છટાથી નીચે ઉતરતી હતી.

મહાન નેપોલીઅને પગલાં મૂકયાં તે જગ્યા

જ્યારે સ્ટીમર કિનારાની નઝદીક આવવા લાગે છે ત્યારે દૂરથી નઝર નાખતાં પ્રદેશ અને દરિયાના વચ્ચેના ભાગમા 'લેઇક મેરીઓટીસ'—સરોવર દેખાય છે. એની ઉપર મેકસના કિલ્લાઓ અને રેખાઓ છે. આ કમારિઆ અને ઉમ્મ–અલ–કુએબાના કિલ્લાઓમાથી પત્થરો ખોદી કહાડી સિકંદરિયાના ઉપસાગરનો કિનારો બાંધવામાં આવેલ છે. તેની નઝદીકમાં અજમી અને ભજણુતના કિલ્લાઓ કે જ્યાં ૧૭૭૮ ની પહેલી જુલાઇએ મહાન નેપોલિયન સિકંદરિયાના બારામાં થઇને ઉતર્યો હતો.

બહાર ઉતર્યા પછી 'ન્યુ કસ્ટમ હાઉસ' આવેલું હતું, ત્યાં મ્હેં મ્હારો સરસામાન ઉતાર્યો. ત્યાં આગળ ગાડી અને ઓમનીબસો ઉતારૂઓ માટે મળી શકે છે.

આ તો લુચ્ચાઓનું ધામ છે.

ખોટી કસમો ખાનારા અહિંના મીસરી હમાલ અને બીજા મફતીયા આદમીઓ લોકોને છેતરવા પ્રયત્નો કરે છે. કેટલાકો ખોટા જાદુમંત્રો કરવાની બ્હીક બતાવી પૈસા ઓકાવે છે. કસ્ટમ હાઉસ પાસેથી એક ઘોડાગાડી કરીને હું મુખ્ય બજાર તરફ શહેર જોવા નીકળ્યો હતો.

હવે આપણે શહેર તરફ નજર કરીએ. પ્લાઇની એલેકઝાન્ડ્રીઆની સ્થાપના વિષે લખે છે કે મેરીઓટીક સરોવર ઉપર નીલ નદીના કેનોપીક મુખથી ૧૨ માઈલ દૂર આફ્રીકાના કીનારા ઉપર મહાન સિકંદરે વસાવ્યું હતું! એનો નકશો મહાન શિલ્પશાસ્ત્રી ડાયનોચેરીસે કર્યો હતો. મેસીડોની-



મુખ્ય પુરાતન ઇમારતો

આના રીત રીવાજ પ્રમાણે એ શહેરનું બંધારણ યોજાયું હતું. આ શિલ્પશાસ્ત્રી ડાયનોક્રેટસના નામે મુલ્કમશહુર છે. એણે જ એફીસસના મહાન મંદિરનો પુનરૂદ્ધાર કર્યો હતો. પૂરાણું એલેકઝાન્ડ્રીઆ ઘણાક વિભાગોમા વ્હેંચાયેલું હતુ

ફેરોસ એક વાર દુનિયાની સાત અજાયબીમાથી એક અજાયબી હતું. એક જબર દીવાદાંડી અને ટાવર જેવું આ મહાન બિલ્ડીંગનું નામ હજી પણ એના જેવી ઈમારતોને અપાય છે. સફેદ આરસનું એ ચોખુણુ આલિશાન મકાન હતું. એની ઉપર માળ ઉપરના માળ હતા. સહુ એક પછી એક કદમા ઘટતા જાય અને છેવટે ઉપરનો ભાગ સાવ ન્હાનકડો ટાવર જેવો થઈ જાય. આસપાસ ગેલેરી પણ હતી. એના માળ ઉપર જવાના દાદરો એટલા સરસ રીતે બનાવેલ હતા કે બાહોશ શિલ્પકાર દાંતમા આગળી પકડી જાય. એની ઉપરથી રથો અને અશ્વો સહેલાઈથી ચઢી ઉતરી શકે. આના જેવી જ ભવ્ય આલિશાન ઈમારત ફ્રાન્સમાં કાસલ આર અમ્બોઇસ હજી પણ હૈયાતીમા છે. એની કિંમત લગભગ ૮૦૦ ટેલન્ટસ કરતા વધુ કહેવાય છે એટલે ૧૫૫,૦૦૦ સ્ટરલીંગ કરતાં પણ વધુ આ મહાન ઈમારત પ્ટોલેમી ફીલાદેલ્ફોમના હુકમથી બાધવામા આવેલ હતી. એની ઉપર શિલાલેખ પણ કોતરવામા આવેલ છે.'

પૂરાણુ મ્યૂઝીઅમની તવારીખ.

આ 'ફેરોસ' એક જબ્બર ખડક ઉપર ઉભું છે. એની પડખે જ એક જબ્બર કિલ્લો ફોર્ટ ફેરોસ નામે ઉભો છે. કાળના વહન સાથે એ. ડી. ૧૨૦૩ માં ફેરોસનો કેટલોક ભાગ ધરતીકંપને લીધે પડી ગયેલો છે.

બ્રુશીયમ કવાર્ટનીમા પ્ટોલેમી સોટરે સ્થાપેલ મ્યુઝીઅમ-પ્રદર્શનથી એલેકઝાન્ડ્રાની શોભામા વધારો થાય છે. આજ તત્વજ્ઞાનની મૂળ શાખા કહેવાતી. અહિંજ હેલીઓપોલીસની વિશ્વવિદ્યાલય જાણે આની હોય એવી એની પ્રતિષ્ઠા હતી. સ્ટ્રાબો પ્રમાણે આ એક જ બહુ મ્હોટું આલિશાન મકાન હતું. બહાર પડતો કોરીડોર પણ મૂકવામા આવેલ હતો. જ્યારે ખીદીવીઅલ હોટલની સ્હામે એક નવી ઈમારત માટેના પાયા ખોદવામાં આવેલ, તે વખતે એના ખંડિયેરો નજરે પડેલા અને આ ખંડિયેરો અત્યારે નવી બિલ્ડીંગોના તેજથી છવાઈ ગયા છે. આ પ્રદર્શનની બાજુમા એક જબરજસ્ત પુસ્તકાલય-લાયબ્રેરી હતું, એમ કહેવાય છે કે એમા લગભગ ૧૦૦,૦૦૦ કરતા વધુ પુસ્તકો હતા.

**એલેકઝાન્ડર સીકંદરની કબર.**

આ સઘળું દૈવયોગે એલેકઝાન્ડ્રીઅનોની અને જુલીયસસીઝરની લડાઇ વખતે નાશ પામ્યું હતું.

અત્યારે જ્યાં સૈદપાશા આગળ "નબી દાનિયલ"ની કબર કોમ-અલ-દીક આગળ આવેલ છે, ત્યાં જ ઘણું કરીને મહાન એલેકઝાન્ડરની કબર છે, એમ માનવાનાં કારણ મળે છે. અહિં કોઈ પણ ક્રિશ્ચિયનને અંદરના ભાગમાં આવવા દેવામાં આવતા નથી.

**આજનું સિકંન્દરીયા આબોહવા.**

સિકન્દરિયાનું ટેમ્પરેચર ઉન્હાળાના દિવસોમા પણ બહુ શિતળ હોય છે, ફ્રાનાઇટ થર્મોમીટરની ૮૬° ડીગ્રીની ઉપર પારો જતો નથી, એટલી ખમી શકાય એવી ટાઢ વાય છે. હવા જરા ભેજવાળી પણ કહી શકાય. અને ખાસ કરીને રાત્રિના પ્રહરોમાં હવા જરા ભેજવાળી વિશેષ હોય છે. બપોરની જરા સુકી હવા મળે પણ ખરી. એથી લોકોને આવી જાતની આબોહવા કરતાં કૈરોની હવા વધુ પસંદ પડે છે. ત્યાની જરાક સુક્કી હવાથી શરીરમાં ચેતન આવે છે. વર્ષના શરૂઆતના માસમાં કાંઠાના પ્રદેશ ઉપર ઘણું કરીને વરસાદ પડે છે.

**વ્યાપાર અને ઉદ્યોગ**

આજકાલ એનો ધંધો ઉદ્યોગ ઠીક પ્રમાણમાં ચાલે છે. કપાસ સારા પ્રમાણમાં નીપજે છે અને ત્હેને ખાસ કરીને ઇગ્લેંડ મોકલવામાં આવે છે. તે ઉપરાત કાચું કપાસ, બીયાં, સીંગ, ધાન્ય, પણ ઇગ્લેંડ મોકલવામાં આવે છે. અહિં ખાંડની પણ સારી જેવી પેદાશ છે તે ઇગ્લેન્ડ અને ફ્રાન્સ ન્હદે છે, કોફી પણ ઇંગ્લેંન્ડ અને ફ્રાન્સ ન્હદે છે. તે ઉપરાંત હાથીદાંત, ઉન, લીન્સીડ અને છીપની પણ સારી જેવી પેદાશ થાય છે.

**આયાત કરવામાં આવતો માલ**

બીજા દેશોમાથી આયાત કરવામાંની મુખ્ય ચીજો ખાસ કરીને મશીનરી ઇગ્લેન્ડથી મંગાવવામાં આવે છે, લાકડું ખાસ કરીને તુર્કી, આસ્ટ્રીઆ અને ઇટાલીમાંથી આયાત કરવામાં આવે છે, કોલસો ઇગ્લેન્ડથી મંગાવવામાં આવે છે, તેલબીયાં-તેલો ઇગ્લેંન્ડ ઇટાલી ટર્કી અને ફ્રાન્સમાંથી આયાત કરવામાં આવે છે. કાચું રેશમ, નિમક-ખાધાખોરાકી, ભાજીપાલો અને ફળફળાદિ તેમજ કેટલીક જાતના આરસપહાણો અને પત્થરો પણ અહીં ઉતરે છે.

સિકન્દરિયાનો રાષ્ટ્ર-ઉદ્યોગ તે ખાસ કરીને રેશમી અને સુનહરી જરીનું ભરતકામ, સ્વદેશી ઉપયોગ માટે સુતરનું વણાટકામ, પાઇપ-સ્ટેલોના,



ઇ સ પાચ હજાર વરસ પૂર્વે લખાતી
અતી પુરાણી ચિત્રલીપીમા કોતરા
યલો મિસરી ઇતિહાસીક લેખ



મીસર દેશના પ્રાચિન રાજ્ય
કર્તાનું સ્માર્ક આવી રીતે ૭૬
રાજાઓનું સ્માર્ક ખડુ કરવામાં
આવ્યું છે.



તંબાકુ, હથીયારો વિ૦ના ત્યા ગંજાવર કારખાનાઓમા આવી જાય. ત્યાં યુરોપિયન ઉદ્યોગ ગણાવવા બેસીએ તો ઇટાલિયન પેસ્ટ, સ્ટાર્ચ, સાબુ, ગેસ, મીણબત્તીઓ, તેલ વિ૦ ગણી શકાય

**દરિયાઇ યુદ્ધ માટેની સાવધાની અને સ્વરક્ષણરીતી**

૧૮૮૨ મા અંગ્રેજ તરફથી સિકન્દરિયા ઉપર દરિયાઇ તોપોનો ઠીક મારો ચાલ્યો હતો, ત્યારથી એ લોકો પોતાના કાઠા–બંદરને મજબૂત અને સ્વરક્ષણમા રાખવા મહેનત કરી રહ્યા છે. માજી ખેદીવ ઇસ્માઇલ પાશાના વખતથી અપ–ટુડેટ લશ્કરી આર્ટીલરીથી મજબૂત અને અડગ બનાવવાથી એનો કિનારો મજબૂત લાગે છે. પરન્તુ જ્યારે અગાઉ એની ઉપર મારો ચલાવવામા આવ્યો હતો ત્યારે ૩૭ દારૂગોળાથી ભરેલી તોપો, ૨૧૩ બીજી એવી સાદી તોપો હતી. પણ અત્યારે એ ખાતું ઠીક વધી ગયુ છે.

**સિકન્દરિયામાંહે અને બ્હાર દૃષ્ટિપાતો**

ગ્રેટ સ્કેવરથી ગાડીમા બેસીને રામલેહ રેલ્વે સ્ટેશન સુધી જતા વચ્ચે ઇંગ્લીશ ચર્ચ, બુર્સ, ટેલીગ્રાફ ઓફીસ અને પછી ઇંગ્લીશ કોન્સ્યુલેટ આવે, ત્યહાર પછી રોઝેટ દરવાજા તરફ હંકારો. ત્હમારી ડાબી બાજુએ ઝીઝીનીઆ થીએટર આવશે. આગળ જતા જમણી બાજુએ કોમ–અલ–દીકનો કિલ્લો પણ દેખાશે. રોઝેટા ગેટમાથી નીકળતા, મહમુદિયા કેનાલ તરફનો રસ્તો લેતા પહેલા ત્હમને દૂર દૂર કબ્રસ્તાન જણાશે. એ મહેમુદિયા કેનાલ જતા આગળ લખી ગયેલ પુરાતન રાજનગર ખંડિયેરોના અવશેષો નજરે પડશે તે ઉપરાત આગળ જતા મ્યુનિસીપલ ગાર્ડન્સ તથા એન્ટોનિઆદીસ પણ અવલોકી જોવા, પાછા ફરતા કેનાલને કાઠે ચાલતા પાછા અલેકઝાન્ડ્રીઆ આવી શકીએ. તે વખતે આપણને પોમ્પેઇનો એક સ્થંભ નજરે પડે છે. આ જગ્યાએથી એલેકઝાન્ડ્રીઆ તરફનો સીધો રસ્તો જાય છે. ગાડીમા જઇએ તો અહીથી ત્રણ કલાક લાગે.

**મહમુદિયા કેનાલ**

આ કેનાલની શરૂઆત ૧૮૧૯ મા મહંમદ અલીએ કરેલી અને એ ૧૮૨૦ ની જાન્યુઆરીની ૨૦મીએ ખૂલ્લી મૂકાઇ. એનું નામ સુલતાન મહમુદ બીજાના માનમા 'મહેમુદિયા કેનાલ' રાખવામા આવેલ છે. કહેવાય છે કે એની કિંમત ૩૦૦,૦૦૦; થઇ: અને ૨૫૦,૦૦૦ માણુસોને એક વર્ષ તો ખોદકામ કરતા લાગેલા. આમાના લગભગ ૨૦,૦૦૦ માણુસો તો અકરમાત્, ભૂખ, તરસનો ભોગ થઇ મૃત્યુશરણુ થયા હતા. એની શરૂઆત નીલ નદી



ઉપર આવેલા અતરીહ નામના ન્હાનકડા કસ્બાથી થાય છે. ત્હેની લંબાઈ ૫૦ માઇલ છે. લગભગ સરેરાશ ૧૦૦ ફીટ પહોળી છે. આ મહેમુદીયા કેનાલના જમણા તીરપ્રદેશ ઉપર સિકન્દરિયાના માલદાર આસામીઓના મ્હોટા મ્હોટા બંગલાઓ અને બાગ બગીચાઓ આવેલ છે.

પુરાતન મસજીદ, દેવળો, અને કન્વેન્ટો-મઠો

સિકન્દરિયામાં ઘણું કરીને મસજીદો જોવામાં આવતી નથીઃ જાહેરમાં ખાસ જોવા જેવું હોય, પરન્તુ રાજા ઓમરના વખતની પુરાણી ૧૦૦૧ ખાનાની એક મસજીદના અવશેષો હજી પણ નજરે પડે છે. આ ચોખંડી મ્હોટી મસજીદની ઇમારત ભવ્ય હોવાની પૂરતી ખાતરી એના ખંડિયેરો ઉપરથી આપણને મળી શકે. આ મસજીદમાં મહાન નેપોલીયન બોનાપાર્ટે પોતાના ઘોડાઓના રહેઠાણ માટે સઘળી વ્યવસ્થા કરી હોવાથી એને ઘોડાસર બનાવી દીધી. પછીથી ત્હાં અંગ્રેજો આવ્યા, ત્હેણે ૧૯૦૧-૨-૩ મા આર્ટીલરી પાર્કમાં ફેરવી નાખી ઘટતા ફેરફાર કરી નાખ્યા. વળી પાછળથી મહંમદઅલીએ આ સ્થળને મિલિટરી હોસપીટલમાં ફેરવી નાખ્યું. ૧૮૮૫ માં એ સઘળો જમીનનો ભાગ ઈજીપ્શીયન સરકાર પાસેથી ખરીદી લેવામાં આવ્યો અને તે ચતુષ્કોણ જમીનની વચ્ચે એક રસ્તો બાંધવામાં આવ્યો. તે તરફથી દરિયાની બાજુનો જમીનનો ભાગ એક દેવળ-ચર્ચ બાંધવા માટે રોકવામાં આવ્યો અને બાકીનો ભાગ શાળાના બાંધકામ માટે નક્કી કરવામાં આવ્યો હતો. આ બન્ને વ્યવસ્થાઓ ફ્રાન્સીસન હુકમને અનુસરીને કરવામાં આવી હતી.

સંત ઍથાન્સીઅશની મ્હોટી ચતુષ્કોણ મસજીદનો ઝાંખો ખ્યાલ આપવા માટે અત્યારે રૂ એટારાઇન અને રૂ રોઝેટાના સંગમ આગળ ન્હાનકડી મસજીદ ઉભી કરવામાં આવી છે.

શહેરના ઈશાન ખૂણામાં, નવી છાવણીની બાજુમાં એક બીજી ન્હાકડી મસજીદ છેઃ જ્યારે સર રાફ એબરક્રોમ્બીએ મરણતોલ ઘા ખાધો ત્હારે એને આ મસજીદમાં પનાહ માટે લાવવામાં આવ્યો હતો. એની બાજુમાં જ પૂરાતન સીસારીઅમ તરફનો રોમન મહાપથના અવશેષો દેખાશે.

'લેટીન ચર્ચ' એક અન્ય નવું મકાન છે. એમાં કૈં ખાસ અવલોકવા જેવું શિલ્પકામ નથી.

ઈજીપ્તો-ગ્રીકો-રોમન મ્યુઝીઅમ, મ્યુનિસીપલ પેલેસની બાજુમાં



**ઈજીસો-ગ્રીકો-રોમન સંગ્રહસ્થાન**

આવેલ છે. આ નવા આલિશાન મકાનને ૧૮૯૫ માં ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. એમા ૭૦૦ થી ૮૦૦ પુસ્તકોની જાહેર લાયબ્રેરી છે. એ સંગ્રહસ્થાન ગ્રીક, રોમન, અને જૂના કોપટીક કાળની વિગતો માટે ઉભું કરવામાં આવ્યું હતું. પરન્તુ ત્હાં કેટલીક ઈજીપ્શીયન વસ્તુઓનો જમાવ પણ ઠીક છે.

આ સંગ્રહસ્થાન દરરોજ ૯ થી ૧૨ અને ૩ થી ૫ સુધી શુક્રવાર અને શનિવાર સિવાય જાહેર પ્રજાને માટે ખુલ્લું હોય છે અને શુક્રવારે તથા શનીવારે ફક્ત ૯ થી ૧૨ સુધી જ માત્ર ઉઘાડું હોય છે.

**કેટલીક જાણવા લાયક વસ્તુઓ**

એમ્હા દાખલ થતાંની સાથે જ આપણુને ઈજીપ્શીયન વસ્તુઓ નઝરે પડે છે. અહિં એક જબરજસ્ત લાલ ગ્રેનાઈટ પત્થરનું પૂતળું છે. એ પુતળું ત્યાંના રાજકર્તાના ૧૯ મી પેઢીનું હોઇ એની બાજુમાં એના દેશનો રાષ્ટ્ધ્વજ છેઃ માથા ઉપર તથા શરીરે જરા વિચિત્ર પોષાક પહેરેલ છે. જમણી બાજુએ મૂકાયેલા ગ્લાસના કેસોમાં ઈજીપ્તની ન્હાની ન્હાની જાણવા જેવી તથા ઉપયોગી વસ્તુઓ મૂકવામાં આવેલ છે. બીજું દિવાલની બાજુએ ઉભા કરેલા કાચના કેસોમાં કેટલાક કોપ્ટીક કબરોના પત્થરો છે. દાખલ થતાં જ વચ્ચે એલેકઝાન્ડ્રીઆમાથી જડી આવેલું એક જબર ટોસો છેઃ હરકયુલીસનું છે કે કોનું? ત્હેની કૈ શોધખોળ કે ચોક્કસ માહિતી મળી નથી. "એ" 'સાથે' માં જમણી બાજુએ આરસામાથી કોરી કહાડેલી પાચ ગ્રીક પ્રતિમાઓ છે. એમ્હાં આપણુને રસ પડે એવી સરસ રેખાઓનું અંકન છે. વચ્ચે રૂમમાં સફેદ આરસનો મ્હોટો જબ્બર બાહુ-( ભુજા ) કોરેલો પડેલ છે. પ્ટોલીમીસ રાજાઓના એક રાજાનું એક મસ્તક કાળા ગ્રેનાઈટ પત્થરમાથી આબાદ કલાની દષ્ટિએ કોરી કહાડવામાં આવેલ છે.

**અતિ પુરાતન કાળનાં પૂતળાંઓ**

નં. ૧૫૧૪ એક જવાન આદમીનું સુંદર કલામય બસ્ટ છે. નં. ૧૭૭૫ એક ઇજીપશિયન લલનાનું મસ્તક છે. એના વાળની લટો આબાદ ઈજીપ્શિયન સ્ટાઇલમાં વળેલી આપણે સ્પષ્ટ જોઇ શકીએ તેવી રીતે કોરેલી છે. નં. ૧૭૪૩ નિદ્રાવશ કામદેવતા Cupid ની પ્રતિમા ઉચ્ચ કલાનું ભાન કરાવે છે.

**મહાન સિકંદરનું માથું**

નં. ૪૮૫ ની દીવાલમાં જડેલા કાચના એક કબાટમાં "એલેકઝાન્ડર ધી ગ્રેટ" મહાન સીકંદરનું મસ્તક મૂકવામાં આવેલ છે, નં. ૪૮૨ વીનસ, આ કેસમાં પણ કેટલાક 'ટેરા-કોટા' મસ્તકો છે, એથી વાળ ઓળવાની જુદી

જુદી પદ્ધતિઓ જાણી શકાય છે. 'ખીસાલે' માં વચ્ચે જ ઝ્યુસનું એક જબરૂં પૂતળું ખડું કરવામાં આવેલ છે. ૨, શેરીફ્પાશા-શેરીમાં જ્યારે ખોદકામ ચાલતું હતું ત્યારે સેરા-પીસનું આ પુતળું સફેદ આરસમાંથી કોરેલું મળી આવ્યું હતું. નં. ૧૭૭૨ પર્સુઅસ અથવા બેલેરોફેન એક પાંખાળા અશ્વ ઉપર સ્વાર થયેલ છે, એનું કલાવન્ત પૂતળું છે. નં. ૧૭૭૪ મીનરવા દેવીનું બસ્ટ છે. 'સી-સાલે' માં એલેકઝાન્ડીઆમાંથી જડી આવેલા રોમન સિક્કાઓનો જમાવ છે. વળી કેટલીક પ્રતિમાઓ હાથમા હાથ મીલાવી ઉભેલા વર વહુ અથવા મનુષ્ય અને સ્ત્રીની છે. "ડી-સાલે" મા સીરપાઈસના બસ્ટને બંધબેસ્તું જરાક મળતું આવતુ જબ્બર પગનું પૂતળું પડેલ છે. હાથીદાતમાંથી બનાવેલ આંખોનું અને ચૂના અને પત્થરોના મિશ્રણથી બનાવેલ એક કલામય મસ્તક પણ જોવા જેવું છે તથા સ્ટ્રેટોનાઇક પોતાની મરણપથારીએ પડેલ છે, ત્હેનું સૌન્દર્ય અને મોતના કરૂણ મિશ્રણનું સુંદર પ્રતિભાવન્ત પૂતળું શોભામા ઘણો જ હૃદયભેદક વધારો કરે છે. મ્યુઝીઅમના કોર્ટયાર્ડમાં કેટલાક 'સાર્કોફેગી' પણ દ્રશ્યમાન થાય છે,

*હૃદયભેદક રેખાવ રજુ કરતું પૂતળું*

*બંદર અને 'મહરૂસા'*

આ બંદર અને મહરૂસા લગભગ દોઢ કલાકમાં જોઇ શકાય છે. ખેદીવની મઝાહ કરવાની આ બૉટ 'મહરૂસા' જો બંદર ઉપર પડેલી હોય તો એલેકઝાન્ડ્રીયાના ગવર્નર પાસેથી મેળવી શકાય. એ ગવર્નર તે ઇજીપ્તનો એકલો જ એડમીરલ હુસેન પાશા. મુલાકાત લેનારાઓ તરફ એ પાશા બહુ જ સૌજન્ય દાખવે છે. આ બોટ સહુથી મ્હોટી છે. અને તેને ભપકાબંધ સ્ટાઇલમાં શૃંગારવામાં આવેલ છે. એની અંદરની 'સેલુન' ના પેનલો રંગેલા અને ફેન્સી છે. ખેદીવનું શયનગૃહ બહુ જ કુનેહભરી રીતે સફેદ સેટીનથી શોભાયમાન કરવામાં આવેલ છે. બંદર ઘણું જ સુંદર અને હવાખાવાનું મુખ્ય મથક કહી શકાય.

*મેકસના સૉલ્ટ વર્કસ અને કેટાકોમ્બસની સહેલગાહ ઉપર*

આ સહેલગાહ લગભગ અર્ધાદિવસમાં સમેટી શકાય. એ ત્રણ રીતે કરી શકાય છે. એક તો ટ્રેનથી, બીજી રીતે ગધેડાઓ ઉપર સ્વાર થઈને, અને ત્રીજી રીતે હોડીમાં બેસીને. મેરીના ગેદીમના પોલીસ સ્ટેશન ઉપર અરજ કરવાથી એક હોડી મેળવી શકાય. પરન્તુ જ્યારે દરિયો શાન્ત હોય ત્હારે જ સહેલ કરી શકાય. ગાડીનો રસ્તો ખરાબ છે. પરન્તુ 'સૉલ્ટ વર્કસ'



મીસર દેશના ઈ. સ. પૂર્વે ૫૦૦૦ એટલે આજથી સાત હજાર વર્ષ પહેલાના ખંડિયેરો થિબસના કરનાક કુતરાંઓની હાર.



મિસર દેશમા રાજા ઓમરના વખતની
અતિ પુરાણી ભવ્ય મસ્જીદ એ ઇજીપ્તમાની
પહેલ વ્હેલી મુસ્લીમ મસ્જીદ ગણાય છે

તરફ જવું હોય તો ઠીક જઈ શકાય. તો પછી ત્હાંથી પરબારા અજમી Adjmi સુધી તો ન જઇ શકાય. ટ્રેનથી કે ગધેડા ઉપર સ્વાર થઇને સહેલગાહ કરવી હોય તો તે સર્વોત્તમ ગણાય છે. 'સોલ્ટ વર્કસ' અને કેટાકોમ્બ્સની મુલાકાત લીધા પછી રળીયામણી ટેકરીઓમાં સ્વાર થઇને 'લેઈક મેરીઓટીસ' ની મુલાકાત લઈ શકાય. સારામાં સારી સહેલગાહ કરવી હોય તો અજમી સુધી જઇ ત્હાંથી પાછા ફરવું. બબ્બે કલાકે ત્હાંથી ટ્રેઇનો દોડતી હોય છે. ત્યાંથી મેનાશ્મલ સ્ટેશનની ટીકીટો લેવી, ત્હોંથી અજમી સ્વાર થઇને જવું. અજમી લગભગ ૨॥ માઇલ દૂર છે. અહિં રેતાળ જેવો પ્રદેશ આવે છે. અહિં જ જુલાઇની પહેલી તારીખે ૧૭૯૮ માં નેપોલીઅન પોતાના ફ્રેન્ચ લશ્કર સાથે ઉતર્યો અને ત્હારથી પાંચમે દિવસે સિકન્દરિયા પડયું. તે પછી ૧૮૮૨ માં લૉર્ડ ચાર્લ્સ બીઅર્સ ફર્ડે જે મજબુતનો કિલ્લો લઈ લીધો, તે તે સ્થળેથી બંદરનો નયનરંજક દેખાવ દ્રશ્યમાન થાય છે. ત્હાં કુદરતને ખીલેલી આપણે તરસ્યાં નયનોથી જોઇએ છીએ–પીએ છીએ. ત્હાથી 'સોલ્ટ વર્કસ' જોવાને સ્વાર થઇને મીના–અલ–ગેડીડ જે ૩॥ માઇલ છે તેટલે દૂર જવું પડે છે. અહિંજ આખા ઈજીપ્તને પૂરૂં પડે એટલું મીઠું બનાવવામાં આવે છે. આખું કારખાનું સરકારને હાથ છે. ત્હાથી દૂર દૂર ચીમનીઓ દેખાય છે. તે મેરીઓટીસ સરોવરમાથી પાણી બહાર કાઢી ખેતરોમા પૂરવાના યંત્રોની છે. જો આમ ન કરવામાં આવે તો આ સરોવર ઉભરાઇ જાય અને આસપાસના પ્રદેશમાં ભરતી આવવાથી પૂર જામી જાય. બૉમ્બ ગોળાની અસર જોવા જે મુસાફરોને 'મીલીટરી' બાબતમાં રસ પડતો હોય તેઓએ જુના કિલ્લામાં જઇ અવલોકન કરવા ચૂકવું નહિ. અહિંના આ કિલ્લાઓ ઉજ્જડ પડેલ છે. એમ્હાંની તોપો ત્યાં નથી. એની કોઇ સંભાળ લેતું હોય એમ જરાયે જણાતું નથી.

મેનાશથી અજમી જઇ શકાય છે.

મીના-અલ-ગેડીડ

ઉજ્જડ કિલ્લા અને વેરાન તોપો

કેટાકોમ્બ્સ એલેકઝાનડ્રીઆની પૂરાતન કિર્તીમાં મુખ્ય ભાગ ભજવે છે. એક વાર અહિં એક ગામ વસ્યું હતું, ત્હેની વનસ્પતિ અને ઝાડ–ની વન–ઘટાથી છવાયેલ પ્રદેશમાંથી એનું દ્વાર છે. બાજુની મસ્જીદોમાં વસવાવાળા એને નેક્રોપોલીસ કહેતાં. આ કેટેકોમ્બ્સનો વિસ્તાર નોંધવા લાયક છે. એની મુલાકાત લેવાની મુખ્ય લાલચ તો એને અદ્દભુત શિલ્પકલા જ છે. ગ્રીક ભૂમિના

નેક્રોપોલીસ અને કેટેકોમ્સ



ગ્રીક અવશેષોને પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવે છે. ગ્રીકોનો વિલાસ, ત્હેમની અદ્ભુત દીનચર્યા, આપણે અહિંની શિલ્પકલાથી જોઈ શકીએ છીએ. મહાન ગ્રીક પ્રતિમાઓ ત્યાં છે: એ સઘળી કલાનો જરાપણ અવશેષ ઈજીપ્તમાંથી મળતો નથી. અંદર જોવા માટે એક મશાલની જરૂર પડે છે, જો મુસાફરને આ બાબતમાં રસ પડતો હોય અને મૂર્તિઓનું બારીકાઇથી અવલોકન કરવું હોય તો નીસરણી પણ જરૂર પડે. દોરડું હોય તો એની મદદથી અંદરના ગુફા જેવા ભાગમા સ્હેલાઈથી ઉતરી શકાય.

કલીઓપેટ્રાનું સ્નાનગૃહ અથવા હમામખાનું

આગળ જતાં વનવૃક્ષની ઘટાથી ઘેરાયલું સુંદર ખુશનુમા જળાશય આવેલું છે પત્થરોમાંથી કોરી કઢાયેલ આ જળાશય આપણને પૂરાતન વિલાસ અને રમણીયતાનું ભાન કરાવે છે.

આ રાજ્યમહેલ જોવા ગવરનોરાટમાંથી સિકન્દરિયાના સુબા પાસેથી રજા મેળવી શકાય છે. આ રાજમહેલ જોવા જેવો તો છે ખરો, એ સાથે પૂરાતન

રૅસ-એત-તીનનો રાજમહાલય

ફારોસ પણ જોવા જેવું છે: આ ફારોસનું વર્ણન આગળ કરી નાખવામાં આવ્યું છે. એનો રસ્તો પ્લેસ અહંમદઅલીથી રૂ. રાસ-એત-તીન થઇને છે. વચ્ચે વચ્ચે કિલ્લા જેવા ઘરો દેખાય છે. પાછા આવતી વખતે જમણી બાજુએ 'ફૉર્ટ એડા' દ્રશ્યમાન થાય છે. આ રાસ-એત-તીનનો રાજમહાલ મહંમદઅલીએ બાંધ્યો હતો- એમાં કૈં ખાસ જાણવાનુ નથી. ફક્ત એની રવેશમાં સારામાં સારો 'લૅન્ડસ્કેપ' (મનોહર દ્રશ્ય) નજરે પડે છે. ત્યાં સુંદર મનોરંજક અને બહુ જ કારીગરીભરી કૅરારા આરસમાંથી કોરી કઢાયેલી દાદરાની પગથીઓ જોવાલાયક છે. એની જોડે દરિયાનાં ઉછળતાં મોજાં જોતું 'હેરમ' નું જુદું જ મકાન છે: એની મુલાકાત કોઇપણ લઇ શકતું નથી. ત્હાંથી અર્ધો માઈલ દૂર પૂરાતન યુનોસ્ટોસ પોઇંટ આજનું રાસ-એત-તીન પોઇન્ટ એની ઉપર અત્યારનું લાઈટ હાઉસ (દીવાદાંડી) ઉભું છે ત્હાંના કિલ્લાઓ

મહત્ત્વાકાંક્ષિ મહંમદઅલી પછી આજનું નમાલુ મીસર

પણ જોવાલાયક ખરા. રાજમહાલય છોડયા બાદ જમણી બાજુએ ફરતાં આર્સીનાલ-મહમદઅલીની મહત્ત્વાકાંક્ષાના એક તણખા રૂપે નવું બંધાવેલ લાઈટહાઉસ-(દીવાદાંડી) દેખાય છે. એણે ઇજીપ્તમાં પોતાની સત્તાના પડઘા પાડવા તનતોડ પ્રયત્નો કર્યા હતા. એ અત્યારે બંધ પડેલ છે: કારણકે ઇજીપ્ત



પાસે અત્યારે કાફલો હાથમાં નથી. એનો કેટલોક ભાગ ખેદીવીઅલ પોસ્ટલ; સ્ટીમરો વાપરે છે અને બીજો કેટલોક ભાગ એલેકઝાન્ડ્રીઆ લાકડાને ઉતારવા માટે બંદરનું કામ કરવાના ઉપયોગમાં આવે છે. રૂ. રાસ. એસ. તીન–શેરીમાં અરબી ઢબનાં ઘરો નજરે પડે છે.

જબરજસ્ત મસ્તક–પ્રતિમાઓ

આ મસ્તકો પત્થરમાંથી કોરી કહાડેલા પચ્ચાસ વર્ષ પહેલાં મી. હેરીસે જમીનમાંથી ૧૮૯૫ માં શોધી કહાડયાં હતાં. ૫૦૦ વારના વિશાળ ચોગાનમાં આ જબરજસ્ત પત્થરોના પુસ્તકો પડેલાં છે. એક મસ્તકને ઓસરીસ જેવો આકાર છે, અને બીજાને આઇસીસ જેવો. તેઓ પૂરાતન સીરીસ અને પ્રૉસરપાઈનનાં મંદિરોની નજદીકમાં જ આવેલ છે. લોકો કહે છે કે આ બે પ્રતિમાઓ એન્ટની અને કલીઓપેટ્રાની છે.

રેલ્વે રસ્તે–સિકન્દરિયાથી રોઝેટા—લગભગ ૪૦ માઈલ

બરાબર ત્રણ વાગ્યે દરરોજ સિકન્દરિયાથી એક ટ્રેન ઉપડે છે. તે ૬–૫૫ વાગ્યે સ્હાંજે રોઝેટા સ્ટેશન ઉપર આવી પહોચે છે. રવિવારે આ ટ્રેન ૭–૩૫ વાગ્યે સ્હવારે ઉપડે છે અને ૫–૧૦ વાગ્યે રોઝેટા પહોચે છે.

રોઝેટોની તવારિખ

રોઝેટા—(અરેબીકમાં રશિદ–કૉપ્ટીકમાં તી–રશિત.) ૧૬,૬૬૦ ની વસ્તીવાળું ગામ નીલ નદીને પશ્ચિમ કિનારે આવેલું છે. નદીની આ શાખા આગળ ઉપર બૉલ્બીટાઇન હતી અને ત્હેની બાજુમાંની એક ટેકરી નામે આબુ મન્દુર અત્લ્હારના શહેરની દક્ષિણે દોઢ માઈલને અંતરે આવેલ છે, તે લોકકથનાનુસાર પુરાતન બોલ્બીટીનુમ નગર કહેવાય છે. એ. ડી. ૮૭૦ માં કહેવાય છે કે આ રોઝેટા એ એક ખલીફે વસાવ્યું હતું. ઘણા સમય સુધી વ્યાપારરોજગાર અને ધંધા માટેનું આ એક ઘણું જ ઉપયોગી મથક હતું, પરન્તુ પાછળથી કામના વહનાનુસાર એની પડતી થતી ગઇ. આજની આ ચાલુ શતાબ્દિની શરૂઆતમાં જ એની વસ્તી લગભગ ૨૫,૦૦૦ જેટલી હતી. એ અત્યારે લગભગ ઘટી ઘટીને ૧૬,૧૬૦ સુધી આવી પહોચી છે. એના વસવાટનો કેટલોક ભાગ જીર્ણ છે. કેટલાંક ઘરો–મકાનો અને મહોલ્લાઓ ખંડિયેરોની અવસ્થા ભોગવી રહ્યાં છે. બંદર તરીકે આ રોઝેટા ગામ એની બાજુમાં સિકન્દરિયા હોવાથી પડતી દશા પામ્યું છે. ' નહિતર એક સફળતા-ભર્યું બંદર થઇ શકે. અત્યારે બહુજ ઓછો વ્યાપાર ત્યાં ખેડાય છે. એની

સિકંદરીઆથી રોઝેટા વેરાન બન્યું.

જુની ઇમારત બાંધવાની સંસ્કૃતિ ઇજીપ્તના જેવી છે કેટલેક સ્થળે મેદાન જેવું હોય છે એની વચ્ચોવચ પૂરાણી સ્થિતિમાં પડેલ કાળા ગ્રેનાઇટ પત્થરો નજરે પડે છે. એની ઉપરથી જણાય છે કે એ બારીબારણાં કે દીવાલના મ્હોટા પત્થરો હશે. ત્યાં કેટલીક મસ્જીદો છે, ખાન અને બઝારો છે. આખું ગામ લુપહોલ્સથી રક્ષાયેલું છે. કારણકે ત્યાં આરબ લુટારાઓનો પુષ્કળ ભય હોય છે. ઉતરદ્વારે બે ટાવર હોવાથી જરા શોભાયમાન લાગે છે. આના જેવા ટાવરો ઇજીપ્તમાં બહુ જ સાધારણ છે. આ ગામની સંસ્કૃતિ લગભગ ઇજીપ્ત જેવી જ છે. એની વચ્ચે બહુજ સુંદર અને શોભાયમાન બાગબગીચાઓ વિસ્તાર પામેલ છે. રોઝેટાનું બિન્દુ એ લીલા પ્રદેશમાં એવા સરસ સ્થળે આવેલ છે કે એની શોભામાં કુદરત ખૂબ જ વધારો કરે છે. હવા ઘણી જ ખુશખોભરી છેઃ એલેકઝાન્ડ્રીઅનો માટે હવા ખાવાનું તથા હવાફેર કરવાનું આ એક ચોક્કસ સ્થાન છે. નીલ નદીને કીનારે મ્હોટા મ્હોટા કિલ્લાઓ દેખાય છે અને નદીના મુખ આગળ એક સુંદર દીવાદાંડી શોભામાં અભિવૃદ્ધિ કરે છે.

રોઝેટાનો ટુંક ઇતિહાસ

ઇતિહાસમાં આ રોઝેટા મશહુર નથી. ૧૮૦૭ માં મમલુક લોકો ઉપર બ્રીટીશોએ સત્તા સ્થાપવાનો જે નિષ્ફળ પ્રયત્ન કરેલ એનું પ્રતિબિમ્બ જ છે. બીજા ઐતિહાસિક અવશેષો પણ મળતા નથી, જેથી એ ગામની ભવ્યતા અને ઉપયોગિતા સાબીત કરી શકે. અહિં કેટલાક એરોગ્લાઇફ્સ Heiroglyphs ફક્ત સુંદર પત્થરમાંથી કોરી કહાડેલ જોવામાં આવે છે. જાણે એની મસ્જીદો અને મકાનો પૂર્વ હાલતમાં હોય એમ અનુમાન કરી શકાય છે. ત્યા એક બહુ જ સુંદર "શિલ્પકળાના અવશેષ" રૂપ પડેલ છે, તે ઇતિહાસમાં કોઇક સ્થળે "રોઝટા સ્ટોન" નામે ઓળખાય છે. ૧૭૯૯ માં, કિલ્લાનો પાયો ખોદતાં ખોદતા આ પત્થરો જડી આવ્યો હતો. આ શિલા ઉપર ઇજીપ્તના ધર્મગુરૂઓ પ્ટોલેમી એપીફેન્સના ખાનમા બી. સી. ૧૯૬ મા એક લેખ કોતરેલો માલુમ પડે છે. આ પત્થરનો એક બીજો ભાગ હાલ બ્રિટિશ સંગ્રહ સ્થાનમાં પડેલ છે.

ઉપરને બધે સ્થળે જઈ આવી હું પાછો સિકન્દરીમા આવી પહોચ્યો. ત્યાંની મ્હોટી શેરી "મન્શીઆ"માં એક લટાર મારી આવ્યો. રસ્તે ચાલતાં કેટલીક બુરખો પહેરેલી ઓરતો નજરે પડી.



મીસરમાં આવેલી સાત હજારે
વરસ પહેલાની અતી પુરાણી
ઇમારતના અવશેષો ને પુરાણી
લીપીમાં લખાયલા બે સ્થંભો
જે મશહુર રાણી હાતાસુના
પાળીયા તરીકે ઓળખાય છે.



પ્રાચિન મીસર Sakara સેકારામાં આવેલા અતિ પુરાતન ચિત્ર કામના નમુના જેમાં ૬ હંસ ને મળતા આવતા પક્ષીઓના દેખાવ છે જે ૫૦૦૦ પાંચ હજાર વરસના જુના છે.



સિકન્દરિયામાં વસનારા લોકો

આગળના જમાનામાં પોલીબીઅસના કથનાનુસાર ત્રણ જાતિના લોકો વસનારાઓ હતા. (૧) ઈગશિયન અથવા તેજ દેશના વતનીઓ–સંસ્કારી અને સુધડ વર્ગ. (૨) લડાયક મર્સીનરી સંઘ. આ પ્રજા પોતાના હાથોમાં ચાલુ હથીયાર રાખતી આવી છે. આ પ્રજામાં એવું ગરમ ખમીર હતું કે કોઇની આજ્ઞા પાળવા કરતાં એ આજ્ઞા આપનારની ઉપર રાજ્ય ચલાવવાની આકાંક્ષાઓ ધરાવતી. (૩) એલેકઝાન્ડ્રીઅનો–કૈં ખાસ ગુણ ધરાવનારાઓ તો ન કહી શકાય. ગ્રીક પ્રજામાંથી ઉતરી આવી ઈજીપ્શિયન પ્રજા સાથે એનું લોહી ભેળાયું.

ગ્રીસરીઓ સાથે ભળેલી યુરોપીઅન પ્રજા

એવી રીતે અત્યારે પણ આ શહેરના વતનીઓ ભેળાયેલ ખમીરના છે. બાર્બરી, ઈજીપ્તના વતનીઓ પણ ત્હાં ચાલુ વસવાટ કરે છે. વળી ત્હાં તુર્કો, આલ્બેનિયનો, સીરીઅનો, ગ્રીકો, જ્યુસ, કૅાપ્ટસ અને આર્મિનીઅનો હાલ વસી રહ્યા છે, તથા યુરપની કેટલીક બીજી જાતના માણસો પણ ત્હાં સ્થાયી વસવાટ કરે છે.

એલેકઝાન્ડ્રીઆની વસ્તી પ્ટોલેમીસ અને સીઝર્સના વખતમાં અર્ધો લાખ જેટલી હતી. તે વખતની જાહોજલાલી પણ બહુ દેદિપ્યમાન અને તેજસ્વી હતી. એ વખતથી ધટતી ધટતી એ વસ્તી લગભગ ૬૦૦૦ની થઈ ગઈ. કાળની વિચિત્રતા પણ અજબ છે. કાળનો એક ઝપાટો કેટલા પ્રાણ હરતો જાય છે! એ આપણે આ તવારિખ ઉપરથી સ્પષ્ટ જોઇ શકીએ છીએ.

મહંમદઅલીએ જ્યારે પોતાની સત્તા ત્હાં જણાવવા માંડી, ત્હારથી એ વસ્તીમાં વધારો થતો ગયો. અત્યારે આ શહેરની વસ્તી ૨,૪૦,૦૦૦ ઉપર થવા પામી છે. એમાંથી લગભગ ૬૦,૦૦૦ યુરોપીઅનો છે. ખાસ કરીને ગ્રીક, ઈટાલિયન, ફ્રેન્ચ અને ઈંગ્લીશજ.

સિકંદરીઆ અને કૈરો વચ્ચે દરરોજ ૭ ટ્રેનો જાય છે, એ બધું જોઇને હું તા. ૧ લી નવેમ્બર ૧૯૦૨ના કૈરો જવા સ્ટેશને ગયો. ત્યારે બપોરના ૨–૩૦ ની કૈરો જવાની ટ્રેન ઉભી હતી. તેમાં હું તેજ રાત્રે ૧૦ વાગે કૈરો-નગર પહોંચ્યો અને હોટલ સીટીમાં ઉતર્યો:

મિસ્ર-અલ-કાહીરા કૈરોની જાણવાજોગ પ્રાચિન તવારિખ

નીલ નદીના ભવ્ય અને ખુસ્નૂમા તટપર આવેલું આ કૈરો શહેર મોહાત્તન ટેકરીઓની ખીણમાં પડેલું ઉપરથી જોઇ શકાય છે. બરાબર શહેરની વચ્ચે બે મહા દ્વાર દૃશ્યમાન થાય છે. બાબ–અઝ–ઝુવેલા અથવા



મતવાલી અને બાબ અલ-ખલ્ક; બાબ-અઝ-ઝુવેલાની બાજુમાં એક મ્હોટી મસ્જીદ આવેલી છે અને એ મસ્જીદ આખા કૈરોમાં જોવાલાયક સુંદર મકાન છે. અત્યારે તો બાબ અલ-ખલ્ક ફક્ત નામનીજ રહી છે.

ફૉસ્તાન અથવા પ્રાચીન કૈરો ખાતેના બાબીલોનના રુમી કિલ્લામાં કૈરોનું મૂળ મળી આવે છે. ઇ. સ. ૬૩૯માં ખલીફ ઓમરના સુબાએ મીસર ઉપર સવારી કરી જીતી લીધુ; જીત્યા બાદ ત્હેણે નવું રાજ્યનગર સ્થાપ્યું. એનું નામ અલ-ફોસ્તાન આપવામા આવ્યું. આ શહેરના અત્યારે ખંડિયેરા જોવામાં આવે છે.

ઈ. સ. ૯૬૯માં, અલમૂઇઝના સુબા ગોહરે ઈજીપ્ત જીતી લઈને ટયુનીસમાંથી રાજ્યપદ કહાડી નાંખીને મીસરમાં સ્થાપ્યું. અલ કતઇઆની ઉપર ત્હેણે એક સુંદર મહાલ બાંધ્યો. એનું નામ અલ-કાહીર એટલે 'સુંદર' પાડવામાં આવ્યું. એની પડખે બેત-અલ-કાદીની ન્યાયાલયના હજી પણુ ખંડિયેરા જોવામાં આવે છે. એની દક્ષિણે ગોહરે બાંધેલી મસ્જીદ-અલ અઝહર હજી પણુ જોઇ શકાય છે.

ઇ. સ. ૯૦૫માં અલકતઈઆના આગથી નાશ થયો. ૧૦૩૫માં અલ સુસ્તનસીરના રાજ્ય દરમિયાન એનો સંપૂર્ણપણે નાશ થયો. તે દરમિયાન બાજુમાં નવા શહેર-અલકાહીરાનો ઉદય થયો હશે એમ કહેવામાં આવે છે. ૧૭૭૨ અયુબિદ વંશના સ્થાપકે યુસુફ અલ્લાહુદ્દીને શહેરની આસપાસ ભવ્ય કોટ બંધાવ્યો.

**મમલુક સુલતાનના રાજ્યકાળ દરમિયાન વધેલી જાહોજલાલી**

મમલુક સુલ્તાનની રાજ્યકાળ દરમિયાન એની કીર્તિ અને જાહોજલાલી વધતી ચાલી. અને પૂર્વમાં એ સુંદર અને ભવ્ય આરબ પાયતખ્તની નામના મેળવી મુલ્કમશહૂર થઈ ચૂકયું ૧૫૧૭માં સુલતાન સલીમે મીસરમાં મમલુક રાજ્યનો અંત આણ્યો, ત્હાં સુધી કેરા ખલીફાની રહેઠાણભૂમિ હતી. પાછીથી તુર્કીશ હદનું એ પાયતખ્ત બન્યું. ત્હારબાદ ૧૭૯૮ની કહેવાતી પિરામીડની લડાઇ પછી ફ્રેન્ચોએ તે લઇ લાધુ. ત્હેમની પાસે એ મીસર ત્રણ વર્ષ સુધી રહ્યું. ૧૮૦૧માં વળી પાછું તુર્ક અને અંગ્રેજોએ એ પ્રદેશ જીતી લીધો. ૧૮૧૧ માં મમલુક લોકોની કત્લ કરી મહંમદઅલીએ આખા ઈજીપ્તનો કબજો લીધો અને ફરી એકવાર કૈરો ઇજીપ્તની આઝાદીનો પુનરૂદ્ધાર કરતું



પાયતખ્ત બન્યું. ૧૮૬૩માં ઇસ્લામ પાશા ગાદીએ આવ્યા, ત્યહારે એ શહેરની જાહોજલાલીમાં ભારે સરસ ઉમેરો થયો. નવા રસ્તા: નવો સરંજામ: નવી ઇમારતો, ઉભા કરવામાં આવ્યા હતા.

**અંગ્રેજોનાં પગલાં પડવાં.**

૧૮૭૯માં તવફીક પાશા એના વાલિદ પછી ગાદીએ આવ્યો. તે વખતે અંગ્રેજોએ ત્યહાં સારા જેવો અડ્ડો જમાવ્યો હોવાથી શહેરસુધરાઇમાં સારી પ્રગતિ થઇ.

**આજનું કેરો જુદા જુદા કવૉર્ટરોમાં વ્હેંચવામાં આવેલ છે.**

આજના કેરોને જુદા જુદા 'કવૉર્ટરો'માં વ્હેંચી દેવામાં આવ્યું છે: એને મ્હોટા દરવાજાઓથી જુદા પાડવામાં આવ્યા હોય છે; રાત્રિએ આ દરવાજાઓ બંધ રાખવામાં આવતા હતા અને રાત્રિએ ત્યહાં ચોકીપહેરો સખ્ત રહેતો હતો; આવા કેટલાક જ દરવાજાઓ અત્યારે જોઇ શકાય છે. કવૉર્ટરોમાં નીચેના જાણીતા નામો ગણાવી શકાય:

હાર્ત-અસ-સુગઇન (પાણી ભરનારાઓનું કવૉર્ટર) હાર્ત-અન-નસાર અથવા હાર્ત-અલ-કોની (ક્રીશ્ચીયન અથવા કોપ્ટ કવૉર્ટર): હાર્ત-અલ-યાહુદ (યાહુદીઓનું કવૉર્ટર) હાર્તઅલફેરાન્ગ (ફીરંગીઓનું-ફ્રાન્કનું કવૉર્ટર) વિગેરે. ફ્રાન્ક કવૉર્ટરને યુરપીયનો મુસ્કીને નામે ઓળખે છે. મુસ્કી શબ્દ સલાહુદ્દીનના એક સંબંધી ઇઝ્ઝુદ્દીન મુસ્કમાંથી નીકળી આવ્યો છે. પહેલાં અહિં અંગ્રેજોએ દુકાનો ઉઘાડી વહેપાર શરૂ કર્યો હતો.

**પુરાતન અને જાણુવાજોગ સિંહદ્વારો અને કોઇ કિલ્લાઓ**

ઇસ્માઇલીયા કવૉર્ટર ઇસ્માઇલ પાશાના નામ ઉપરથી સ્થપાયો છે. આજનાં મકાનો પેરીસની સ્ટાઇલ ઉપર દબદબાથી બંધાયેલાં જોવામાં આવે છે. વચ્ચે આબદીન અથવા ખેદીવીઅલ રાજ્યમહાલો આવી જાય છે.

દસમી શતાબ્દિમાં ગૌહરે વસાવેલું અલ કાહીરાનો કોટ અત્યહારે ખંડિયેર અવસ્થામા કોઇજ સ્થળે દેખાય છે. ગ્રીક લોકોએ ત્રણ સિંહદ્વારો બાંધ્યા હતા. સલાહુદ્દીનના રાજ્યકાળમાં (૧૦૭૧-૧૧૯૩ એ. ડી.) ભવ્ય મિનારા સહિત આ કોટનો પુનરુદ્ધાર થયો.

**ખુદાની મદદનો દરવાજો બાબ-અન-નસ્રની ટુંક હકીકત**

મુસ્કી કવૉર્ટરની જરાક આગળ જતાં એક સિંહદ્વાર આવે છે. અત્યહારે એનાં જુજ પણ જોવાલાયક સુંદર અવશેષો હયાત છે. એને બાબ-દારબ અલ-માહરૂક કહેવામાં આવે છે. આગળ જતાં બાબ-અન-નસ્ર નામનો એક વિચિત્ર અને સુંદર મિનારો-ટાવર આવે છે. એની બાજુમાંજ અલહુકમની



એક મસ્જીદ આવી છે. બાલ-અન-નસ્ર એટલે ખુદાની મદદનો દરવાજો, એવો અર્થ થાય છે. દરવાજાની બે બાજુએ બે જબરા સ્થંભો છે. ઉપરના ભાગમા કુફીક રીતનો એક શિલાલેખ જોઈ શકાય છે. હેમા લખ્યું છે કે: "અલ્લાહના નામમા દયાળુ, પાક પરવરદિગાર' રહેમદીલ! ખુદા સિવાય અન્ય કોઇ દેવ નથી' મહમદ ખુદાનો બંદો છે."

બાલ-અલ ફેતુહ 'વિજયનો દરવાજો' એની ટુંક હકીકત

અલહકીમની મસ્જીદના વાયવ્ય ખુણામા આવેલ બાલ-અલ-ફેતુહનું સિંહદ્વાર પણ ઘણું જ પુરાતન છે. અગિયારમી શતાબ્દિની જાણે તવારીખ કહેતો હોય એમ ગૌરવભેર એના અવશેષમા આપણે અસલ શિલ્પ કામની ઝીણવટની ઝાંખી કરી શકીએ છીએ બાલ-અલ-ફેતુર એટલે જીત-વિજયનો દરવાજો. 'The Gate of Conquest' એમ થાય છે. એની ઉપર પણ શિલાલેખ જોઇ શકાય છે. આજે એના બારણા સાવ બધ થઇ ગયેલા છે. એની મજબુતાઇ અને શિલ્પકામ ખરેખર તારીફ લાયક છે.

આ ઉપરાત આપણે એક બીજા દ્વારની નોધ લઈ શકીએ, તો ખાસ કરીને બાલ-અલ-ઝુનાલા ( અરબ ટોળી ઉપરથી નામ ) આ કેરોનુ દક્ષિણ દ્વાર હતું. એના બે મહા સ્થંભમા અજબ કારીગરી કરવામા આવી છે. ફાતેમાઇટના વખતમા આ મુખ્ય દ્વારની ખાસ ઉપયોગીતા હતી, એ દ્વાર સીધો ખલીફના રગમહાલ તરફ લઈ જતા રસ્તા ઉપર આવેલ હતુ આને ઘણું કરીને બાલ-અલ-મુતાવલી કરીને ઓળખવામા આવે છે, એના વિશાળ સ્થભોમા અને દ્વારમા લોખડી ખીલાઓ ખૂબ પ્રમાણમા જોવામા આવે છે.

કાહીરાના પ્રાચીન ફાતિમાઈટ કોટમા સલાહુદ્દીનની દીવાલો ગણાવી શકાય. એના આજે ખંડિયેરો જ માત્ર જોવામા આવે છે. બીજા ખાસ મુખદ્વારોના નામોમા બાલ-અલ ખલ્ક, બાબ-અલ-અક, બાબ-અલ-બહર, બાલ-અલ-વહુદીદ વિગેરે ગણાવી શકાય.

જાહેર પ્રજા માટેનાં સ્થળો 'ઇસ્બેકીયા બાગ'

કેરોમા પ્રજા માટે સુદરમા સુંદર બાગ હોય તો તે 'ઇસ્બેકીયા બાગ' છે એની આસપાસ છેક્ષી ઢબના કાફે, હોટેલો, થીએટરો, ગ્યાલેરી જોવામા આવે છે. ઝાડ ઘણા જ સુંદર અને દિલચસ્પ છે. જ્યારે જ્યારે ત્યાં આગળ ઇંગ્લીશ અને ઈજીપ્શીઅન મિલિટરી બેન્ડ વાગે છે, ત્યારે ત્યાંનું વાતાવરણ ઘણું જ સુંદર અને ખુશનુમા બની જાય છે.



કૈરોની સાંકડી ગલીઓ

કૈરોના રસ્તાઓ ઘણા જ સાંકડા હોય છે અને કૈરોની ઇમારતોની બાંધણી એવા પ્રકારની છે કે બીજે માળે ઉભેલા બે પુરુષો એક ગલીની સ્હામસ્હામેની ઇમારતમાં ઉભેલા હોય-હાથમાં હાથ મીલાવી શકે. ત્યાં ગરમીના દિવસોમાં આવી સાંકડી ગલીઓમાં ખૂબ જ ગરમી પડે છે.

ખેદીવ ઇસ્માઇલ ગાદીએ આવ્યો ત્હારે એક જ ધોરી અને સારો રસ્તો હતો. ત્હેનું નામ મુસ્કી. અહિં જ યુરોપિયન દુકાનો આવેલ છે. કૈરોની ગલીઓનાં નામો અરબ્બીક છે. દરેક ગલીએ અરબ્બીક અને ઇગ્લીશ ભાષામાં સ્પષ્ટ નામ લખવામાં આવ્યું હોય છેઃ "શરીઆ"=સ્ટ્રીટ, "દાર્બ"=એનાથી સાંકડી સ્ટ્રીટ, "મેદાન"=સ્થળ, "હારેત"=ક્વારટર; આવી રીતે જોવામાં આવે છે.

કૈરોની મુખ્ય બજારો

ખાન-અલ-ખાલીલી બજારથી ફરવાની શરૂઆત કરી શકાય. આ ખાન અલ-ખાલીલી બજાર સુલ્તાન-અલ-અશરફ ખલીલે બાંધી હતીઃ મમલુકની યાદ રાખવામાં એની સારી જેવી તવારીખ દેખાઈ આવે છે. અહિં વસ્ત્રો, તલવારો, રેશમ, સ્લીપર્સ અને ભરતકામ, સેતરંજી-ગાલીચાઓ, વિગેરે વેચાય છે. અહિં ખરીદ કરવાના બે દિવસો છે. સોમવાર અને ગુરૂવાર, ખાસ બજાર ભરાય છે તેમાં લીલાંઉથી માલનું વેચાણ કરવામાં આવે છે. ખાન-અલ ખલીલીમાં થઈને આપણે શુક-અન-નાહસીન નામની ગલીમાં આવીએ છાએઃ શુક-અન-નાહસીન એટલે કંસારાઓની બજાર. અહિં કવાલઉન, બરકુક અને અન નસરની મસ્જીદો આવેલ છે. અહિં પાઇપમેકરો-(શીશુરકી) વસે છે, અહિંથી એક બીજો રસ્તો આપણને શુક-અસ-સાઘગ-એટલે સોનીઓના બાઝારમાં લઈ જાય છે. અહિં રૂપા અને સોનાનું સુંદર કારીગીરી ભર્યું કામ આપણે નિહાળી શકીએ છીએ. એની બાજુમાં જ ગોદરગીયા-ઝવેરીઓ વસે છે.

આવી રીતે આગળ વધતાં-સુક-અલ અત્તરીન આગળ આવી પહોંચાય છે. અહિં ગુલોનું અત્તર અને હિના વિગેરેનું ખુસ્બુમા અત્તર મળે છેઃ પછીથી સુક-અલ-સુહાન, સુક-અલ-ફ્હામીન, સુક-અલ અક્કાદીન, સુક-અલ-સુઆધાદ, વિગેરે રસ્તાઓ આવે છે. આગળ જતાં મહંમદઅલીના બુલવાર્ડ આગળ અને સુલતાન હુસનની મસજીદ આગળ સુક-અસ-સુહ્રાહ



–હથીયારોની બાઝાર આવે છે, અહિં તલવાર, તમંચા, પીસ્તોલ વિગેરે વેચાય છે.

**કેરોની મસ્જીદો**

મસ્જીદોમાં જવા માટે થોડીક ફી રાખવામાં આવી છે. બહાર જોડા ઉતારી રબરના જોડા પહેરાવવામાં આવે છે કે જેથી અંદરની ફરસબંદી ઉપર ધૂળ ન રહે.

કેરોની ઉત્તમોત્તમ મસ્જીદો તો દિવસે દિવસે ખંડિયેર અવસ્થા પ્રાપ્ત કરતી જાય છે. કેટલીક ખંડિયેરોમાં જ જોવામાં આવે છે. નસીબજોગે ઈજીપ્શીયન રાજ્યે એ મુલ્કમશહૂર મસ્જીદોની કિંમત સ્હમજી એને જેવી ને તેવી રાખવાના પ્રયાસો આદર્યા છે ' ખેદીવના વખતના એક વિશાળ સ્થંભ ઉપર અરેબીકશિલાલેખ મળી આવે છે. પછીથી આ સઘળા ખંડિયેરોને સમારવા માટે એક કમીશન નીમવામાં આવ્યું: એ કૈં કામ પણ કરતું જાય છે.

**અબુ–બકર–અલ–અઝહરની મસ્જીદ**

અબુબકર–અલમઝહરની મસ્જીદ આ કમીશનને લીધે પુનર્સર્જન પામી ચૂકી છે. એની અંદરનું શિલ્પકામ તો ગજબનાક છે. બીજું, અલ–અઝહરની મસ્જીદ રાત્રિદિવસ ખુલ્લી રહે છે: ત્હાં કોઈ પણ રજા લઈને જઈ શકે છે. અને જ્હા આગળ બંદગી કરાય–એટલે ' મકસુરા ' આગળ અમુક લોકોને જ જવા દેવામા આવે છે; તે પણ ખાસ બંદગી કરવી હોય તો જ.

**સુલતાન કલાઉનની મસ્જીદ અને બીજું જોવાજેવું મોઝાલી-અમ**

જામી અસ–સુલ્તાન કલાઉન ઈ. સ. ૧૨૮૭ માં સ્થપાયેલી આ મસ્જીદ ખરેખર જોવાલાયક છે. બાજુ પણ એક બીજી સુંદર મસ્જીદ છે: તે અલ–મલીક અલ મન્સુર કલાઉનની છે: એના મુરીસ્તાન એટલે કે ઈસ્પીતાલ અને મેડ હાઉસના અવશેષો જોવા જેવા છે.

ઉપરોક્ત પહેલી મસ્જીદમા કિલ્લાને સુંદર રીતે મીનાકારી પત્થર અને આરસથી શણગારવામા આવ્યા છે: દિવાલો આખી આરસ અને સંગેમરમરની છે. અને એનાં દ્વાર ઉપર એક આરસની શિલા ઉપર મહમદનું નામ અરબ્બીક ભાષામાં ચાર વખત લખેલું હોય છે. બારીઓનું સુંદર વૈવિધ્યભર્યું દર્શન ખરેખર જોવાલાયક છે.

આ મસ્જીદ શનીવારે ખાસ કરીને ખુલ્લી મુકવામા આવે છે; ત્યારે લોકોની આવજા ઘણા સારા પ્રમાણમાં હોય છે. ત્યા ખાસ કરીને માંદા માણસો સાજા થવાની ઉમ્મિદે વધુ આવજા કરે છે. કહેવાય છે કે કીલ્લામાં એવા ચમત્કાર છે કે લોકો એની બહુજ માનથી અને આદરથી સેવના કરે



છે. પશ્ચિમ બાજુએ લાલ પત્થરમાંથી કોતરી કઢાડેલો પાણીનો સુંદર કુંડ છેઃ ત્હાં આગળ કલાઉનના એક શીરપેચ, એક અંગરખા જેવાં વસ્ત્રોની જોડી અને એક કમ્મરબંધ હજી પણ જાળવી રાખવામાં આવ્યા છે. કહેવાય છે કે તે જબરો હુકીમ હતો.

'જામી નસીયા

આની પાસે જ 'જામી નસીયા' નામે અન-નસીરની મસ્જીદ આવેલી છે. એ મહારથંભોમાં સુંદર કારીગીરી કરેલ છે, ત્હાંથી એના મ્હોટા દરવાજામાં થઈને અંદર જવાય છે. આ દરવાજા ઉપર એક આરસો છે. કહેવામાં આવે છે કે તે એકરમાંથી તે શહેરના નાશ થયા બાદ અલ મલીક અલ અશરફ લઈ આવ્યો હતો. એની ઉપરનો લેખ કહે છે કે ત્હેનું બાંધકામ સુલતાન મહંમદે કરાવ્યું હતું.

જમણી બાજુએ કબર આવેલી છે, પરન્તુ તે અત્યારે સાવ જીર્ણાવસ્થામાં જોઈ શકાય છે.

'જામા બરકુક'

સુલ્તાન બરકુકની મસ્જીદ બરાબર ત્રીજે નંબરે આવી છે. સીરકેશિયન સુલ્તાન એદ-દાહીર બરકુકે તે બંધાવી છે એમ કહેવાય છે. ત્હાં ત્હેની મહેરદારની અને ત્હેની દીકરી ફાતમાની કબરો આવેલી છે અને ત્હેણીએ લખેલી હસ્તલિખિત કુરઆનની એક સુંદર કિંમતી પ્રત ત્યાં જાળવી રાખવામાં આવી છે, પ્રવેશદ્વાર કાળા અને સુફેદ આરસનું બનાવેલ છે.

સીબીલ-અર-રહેમાન-ખીખીયા

આ મસ્જીદોની સ્હામે આજનું સુંદર 'સાબીત' આવેલ છે. બોરકાગીશાહની જરાક આગળ ત્હેના સુંદર શિલ્પ અને કલાયુક્ત કામ માટે વખણાતું સબીલ-રહેમાન ખિખાયા આવેલ છે.

કલામય અને સુંદર 'ઉમ્મી-અલેહકીમ'

જામીઅ હુકીમ-હુકીમની મસ્જીદ સહુથી પુરાણી આ મસ્જીદ સુલુનની નજદીક આવેલી છે. અને એની શિલ્પકલાની કારીગીરી ખરેખર તારીફ લાયક છે. સહુ મસ્જીદોથી આ મસ્જીદનું આરોહણ અજબ પ્રકારનું છે, એમ કહીએ તો તો અતિશયોક્તિ નહિ જ ગણાય. આખા કેરોમાં આ એક પુરાતન મસ્જીદ છે. અમહદ-જામીમાં પણ આવી મૌલિક શૈલિ નથી. મૂળ તો તે ગોહરના શહેરની બહાર આવેલી હતી. પાછળથી જ્યારે મુસ્તાનસીરે કોટ બંધાવ્યો ત્હારે આ મસ્જીદને પણ ત્હેણે પોતાના કોટની અંદર લઈ



લીધી હતી, એમ કહેવાય છે. ફાતેમાઇટ ખલીફના ત્રીજા વંશમાંના અલ-હુકીમ ઈબ્ન અઝીઝે આ મસ્જીદ બાંધી હતી.

બરાબર હીજરી ૩૧૩ માં એનું કામ સંપૂર્ણ થયું હતું. કુફીક શિલાલેખ કહાડી નાખવામાં આવ્યા હોય એમ જણાય છે.

આસપાસ 'મબાખરાસ' (મીનારાં નહિ) જેવા બે અલંકાર સ્થંભો છે. આ સ્થંભોથી એક જાતની વિવિધતા આવતી હોય એમ આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ, એની ઉપરના અરબીમાં શિલાલેખો વાંચી શકાય છે.

આરબ અન્ટીક્વેટીસનું સંગ્રહસ્થાન આ જામીહકીમમાં રાખવામા આવ્યું છે.

જામી-બેલર-ગોશનકીર

આ જામી ગોશનકીર, ગોશનકીરની મસ્જીદને નામે ઓળખાય છે. ઇમાલીયામાં આવેલી આ મસ્જીદના બે સ્થંભોને લાલ અને સફેદ રંગે સુંદર રીતે રંગવામાં આવેલ છે. પુરાતન કાળનું બંધાએલ એનો ઘુમાટ ઘણો વિશાળ છે. અંદરનો ભાગ સુલ્તાન હુસનની મસ્જીદના જેવો છે. પરન્તુ સ્થાપકનું 'મુઝોલીઅમ' જરા જોવા જેવું કહેવાય ખરૂં, સુંદર રંગ બેરંગી પત્થરોની કારીગરીથી એની દિવાલો શણગારવામાં આવી છે.

અલમલિક-અલ-મોધા ફર-રૂકન-ઉદ્દીન-બેઅર્સ-અલ-ગાશાનકર કલાઉન વંશનો ગુલામ હતો. જ્યારે કલાઉનના બેટા અન-નઝીરને બરતરફ કરવામાં આવ્યો હતો, ત્યારે અમીરોએ ૧૩૦૨માં બેઅર્સને ચૂંટી કહાડયો હતો. દમાસ્કસ આગળ અન નઝીરે ગમે ત્યાંથી લશ્કર એકઠું કર્યું અને અમીરના વડા બલકિને જોડાયો. તે બેઅર્સને હરાવીને બહાદૂરીથી કેરોમાં આવીને રહ્યો. ખૂબજ ખજાનો લઇને બેઅર્સ ગાશનકીર ન્હાસી ગયો. પરન્તુ પાછળથી પકડાઇ જતાં અન-નઝીરના હુકમથી ઠાર મારવામાં આવ્યો હતો.

'જામી-ઇબ્ન-મીઝેહ'

ઇબ્ન-મીઝેહની આ મસ્જીદ જામી ઈબ્ન-મીઝેહ એના મિનારાથી વધુ દીપી નીકળે છે. સુલેમાન આગાની મસ્જીદ પાછળ આવેલી આ મસ્જીદની વિશેષતા એ છે કે એની ફરસબંધી અને દિવાલોમાં અજબ જેવું સુંદર કલાવન્ત કામ કરવામાં આવ્યું છે. બાકીનું તો હકીમ-જામીની જેમ જ કરવામાં આવ્યું છે. અંદરના ભાગમાં કીબ્લાહને બહુજ સુંદર રીતે શણગારવામાં આવ્યો છે. આસપાસ બ્લુ-આસમાની રંગના આરસના સ્થંભો ઉભા કરવામાં



આવ્યા છે. મિમ્બરને અતિ નાજૂકાઈથી લાકડાનું બનાવવામાં આવ્યું છે અને એમાં ઘણી જ ખૂબીથી કલાવન્ત લેખ કોતરવામાં આવ્યો છે. અંદરના ભાગની સુંદર કારીગીરી કરનાર કલાકાર અબ્દુર–રહેમાનનું નામ પણ એક ઠેકાણે કલાના નમુનામાં આપણને નજરે પડે છે.

અબુબકરની મઝહ-રની મસ્જીદ

આ અબુબકર મઝહરની મસ્જીદ શરીઆ અલ નાહાસીનથી ૨૫૦ વારને અંતરે આવેલી છે હેરઝ બે નામના કલાકારે એને શોભાવી છે. એમાં સુંદર આરસના પુતળાં અને કેટલીક કારીગરીભરી વસ્તુઓ નજરે પડે છે.

જામીઆ મહમદ બે

જામી મહમદ બે એટલે મહંમદ બેની મસ્જીદ પણ જોવા જેવી તો ખરીજ. અલ અઝહર જોવા બાદ યુનિવર્સિટીની પશ્ચિમે આવેલી આ મસ્જીદ એક શાળાની ગરજ પણ સારે છે. અહિં તુર્કી શૈલિનો કારભાર ચાલે છે. ઇ. સ. ૧૭૭૪ માં રાજ્યદ્રોહી મમલુક લોકોનો માનીતો વઝીર–પાછળથી દગાખોર, મહંમદ બે અબુ–દહાબે આ મસ્જીદ બંધાવી છે. અહિં ઇબ્રાહીમ બે-અલ–અલ્ફીની મહોરદાર આદીલ, હાનેમ પણ વિરાજે છે.

જામી–અલ–હુસૈન

જામી–અલ–હુસેનેન એટલે હુસેનાની મસ્જીદ : આ મસ્જીદ ખાન –અલ–ખલીલીની પૂર્વ દિશાએ આવેલી છે. કેરોના લોકો એને ઘણું કરીને જામી સૈયદીઆ હુસેનને નામે ઓળખે છે. હમણાં એને પાછળથી સમારવામાં આવી છે, એના વિશાળ ઘુમ્મટની કલા અજબ જેવી છે. ફક્ત આજ પૂરાતન ભાગ રહી જવા પામ્યો છે. એ એના વખતની ગૌરવભરી ગવાહી આપી રહ્યો છે. બારીઓમા સુંદર આકૃતિઓ છે. અને પૂર્વેની ઉન્મત્ત સુંદરીઓની–તસ્વીરોનું અદ્દભુત દિગ્દર્શન આપણે ત્યા કરી શકીએ છીએ. ઉંચા મિનારા કે જેની પાસ બાલકની પણ દેખાય છે, એની કલા અને સરસતાભરી ઝીણવટ આપણે એકવાર જોયા પછી કદાપી વીસરી શકીએ તેમ નથી.

અહિં બે કિલ્લા છે. દરેકની ઉપર અતિ ભવ્યતાથી શણગાર ચઢાવવામા આવ્યા છે. એની આગળ એક લીલા રંગના કપડાનો પરદો રાખવામા આવેલો હોય છે. અહિં સંખ્યાબધ દીપિકાઓ સળગ્યા જ કરે છેઃ જે મગરિબને સમયે ઝાંખો પ્રકાશ ફેલાવતા હોય ત્યારે ઘણા સુંદર અને રમણીય લાગે છે.



અલ-અકબરની મસ્જીદ ટેકીયા મોહાવીયા

હેલ્મીઆમા આવેલી જગ્યાએ દર્વીશે નૃત્ય જેવી ક્રિયા કરે છે, ત્હા આ અલ-અકબર-મસ્જીદ આવેલી છે. એને જામી અલ અકબર કહેવામા આવે છે. અંદર જવાની રજા લેવી પડતી નથી પરન્તુ પાછા આવતી વખતે થોડીક બક્ષીસ જેવી વસ્તુ આપવી પડે છે.

જ્હારે અહિં મજલીસ ભરાય છે, ત્હારે ત્યાનો શેખ એટલે કે સેમાહ-ખાનેહ પહેલા પ્રવેશ કરીને સુદર શીપ્સ્કીન ઉપર વિરાજે છે. એની પાછળ ૧૧ કે ૧૩ દર્વીશો આવે છે. તેઓ શેખને કુર્નીશ કરી ડાબી બાજુએ બેસી જાય છે. ગેલરીમા વાજીંત્રોવાળા સાઝીંદાઓ બેઠેના હોય છે. પયગમ્બરની શાહમા એક નઆત-એ-શરીફ નામક સુરીવાદી ગીત લલકારવામા આવે છે. પછીથી દર્વીશો ત્રણ વખત હૉલમા બાગ મારી સૈગાડાને વારંવાર વદન કરતા કરતા ફરે છે. ફરી શેખ બદગીમા લીન થઈ જાય છે, પછીથી દર્વીશો પોતાના કપડા કહાડી છાતી ઉપર બંને હાથોની અદબ વાળી આદાબથી શેખને કુર્નિશ કરતા ઉઠે છે. પછીથી દરેક ધીમે ધીમે ખાસ કરીને ડાબે પગે ચક્કર ચક્કર ફરવા લાગે છે. હાથો પહોળા કરી લબાવવામા આવ્યા હોય છે. જમણા હાથની હથેળી ઉપર હોય છે. ડાબાની નીચે હોય છે જેમ જેમ આ ઝીકની રમત આગળ વધતી જાય છે, તેમ તેમ સંગીત વધુ તાનભર્યું થતું જાય છે. થોડી મીનીટો પછી આ હીલચાલ અટકે છે. પછીથી વડો ગુરૂ ફરી બંદગીના પાક શબ્દો ઉચ્ચારે છે અને ફરી સંગીતના સૂર આગળ વધે છે. ફરીથી ઝબ્બા વીંટાળી દર્વીશો પોતાની જગ્યાએ બેસી જાય છે અને સીમાહઝાન આગળ આવીને તુર્કી બંદગીનો પુકાર કરે છે. પછીથી દર્વીશો જોરથી *"હુ" (એટલે તે-ખુદા) શબ્દનો ઉચ્ચાર કરી વાતાવરણ* અગમ્યવાદભર્યું બનાવી મૂકે છે.

જામીઆ સુલતાન આ હઇ ઇબ્ને તુલુન

આ જામીઆ આજે તા. ૭ મી ડીસેમ્બર ૧૯૭૨ ના રોજ જોવા ગયો. આગળ જોવામા આવેલી બધી જામીઆ કરતા આ ઇમારતની બાધણીમા એક પ્રકારની વિશેષતા હતી આ ગંજાવર જામીઆ હરમ શરીફના ઘાટ મુજબ બાધવામા આવી છે. વચમા એક વિશાળ ચોક પણ આવેલો છે. તેમા આગળના વખતમા વજુ કરવાની સગવડ રાખવામા આવતી હતી જામીયાની દિવાલ તથા મહેરાબ ઉપર કુરી હરફોમા કુરઆને શરીફની આયાતો તેમજ



આયતુલકુરશી પત્થર 'ઉપર મરોડદાર આકારે કોતરી કાઢીને લખવામાં આવેલ છે. તે આજે પણ સ્પષ્ટ રીતે વાંચી શકાય છે તેમજ પુરાણી અરબી'લીપીમાં એક તરફ કલમા શરીફ પણ લખવામાં આવેલ છે: દરેક સ્થળે હોય છે તેમ અહિ પણ અઝાન ( બાંગ ) પૂકારવા માટે' એક ગગનચુમ્બિત મીનારો પણ ચણવામાં આવ્યો છે, તેની ૧૮૮ તો પગથીયો છે. એ ઉંચા મીનારા ઉપરથી પુરાતન કેરો શહેરનો ભભકભર્યો દેખાવ અતિ ખુશનુમા અને ભવ્ય લાગે છે. આ દેખાવમાં સર્પ આકારે વહી જતી નાઇલ નદી અને તેના આસમાની પાણીનો દેખાવ ઠેઠ દૂર સુધી એટલો તો સ્પષ્ટ દેખાય છે કે આથી કેરો નગરની મોહકતામાં અનેકગણો વધારો થાય છે:

**જામીઆના ગગનચુમ્બિત મિનારાપરથી દેખાતો કેરો શહેરનો ભવ્ય અને મોહક દેખાવ**

આ મસ્જીદ અત્યારે ફક્ત પુરાતન ખંડિયેર ઇમારતોમાંની એક ગણી અને નમુના દાખલ જાળવવામાં આવી છે. આજે આ મસ્જીદમાં નમાઝ પઢાવવામાં આવતી નથી. તેમ જ આ ગગનચુમ્બિત મીનારા ઉપર નમાઝ માટે મધુર હલકે ધર્મની ફરજનું ભાન કરાવતી અઝાન દેવામાં આવતી નથી. પણ મસ્જીદની પુરાતન કલા અને એના મીનારાપર કેરો નગરનો મોહક દેખાવ જોવા માટે જૂજ કિંમતે ખાસ ટીકીટ આપવામાં આવે છે: પછી ભલે જોવા આવનાર ખ્રિસ્તી હોય કે મુસલમાન છતાં નામની ફી લઈને મસ્જીદ જોવા દેવામાં આવે છે:

**મસ્જીદનો મીનારો જોવા માટે અપાતી ટીકીટ**

એક વાત તો ખાસ નોંધવા જેવી છે. દેશની પુરાતન ઇમારતો પાછળ આજની પ્રજાનો ભવ્ય ભૂતકાળ છૂપાયલો 'હોય છે. એને સંભાળવા યોગ્ય મરામત કરી જાળવી રાખવાની ખાસ કાળજી લેવાની જરૂર છે. મ્હારી છેલ્લી રશિયન તુર્કસ્તાનની મુસાફરી વેળા સુંદરમાં સુંદર, મોહકમાં મોહક અને ભવ્યમાં ભવ્ય, ઇમારતો તદન બિસમાર હાલતમાં જોઇ મને એક ઇસ્લામી તરીકે દુઃખ થયું હતુંઃ જે આ મીસરની ઇમારતો જોઈ સંતોષ થાય છે કે હાલના ખેદીવ અબ્બાસ બીજાના વખતમાં પુરાણા રોજાઓ અને મસ્જીદો તેમ જ જુની ઇમારતોને જાળવી રાખવા માટે યોગ્ય ખર્ચ કરવાની ઉદાર રાજ્યનીતિ અખત્યાર કરવામાં આવી છે. એટલું જ નહિ પણ કેટલીક જુની ઇમારતો નવેસરથી ચણવાની ઉપયોગીતા પણ સમજી શક્યા છેઃ છતાં કાળ કોઇને છોડતો નથી અને છોડવાનો નથી. તેમા આ ગંજાવર ઇમારતના કેટલાક ભાગમાં એવી તૂટ પડી છે તે સમી કરાવવાનો ખર્ચ એટલો બધો આવે કે તેમ કરવું પરવડે નહિ. તે છતાં થાય તેટલું તો જરૂર કરવામાં આવે છે. આજે

**જામીઆ મસ્જીદ તહુન**

**પુરાણી ઈમારતો જાળવવા માટે લેવામાં આવતી કાળજી.**



આ જામીઆ જેણે ન જોઇ તેણે કંઇ ન જોયું.

એ ભવ્ય ઇમારતમાં ફરી વળતાં બે કલાક લાગ્યા.

આ જામીઆનાં બારીબારણાંપર આવેલી મોહક લાકડકામની કારીગરી જુની થઇ ખવાઈ જવાની અણી પર આવી પહોંચી છે. આજે કદાચ એટલું સુંદર કોતરકામ કરનાર કારીગરો આ જમાનામાં નહિ હોય! કારણ કે આજના લોકોને યુરોપીઅન કલાનો મોહ વધતો જાય છે, તેથી પોતાના દેશની કલા એ આજના લોકોને મન જુની ચીજ હોઇ જાણે તેની કશી જ કિંમત નથી: એના ગંજાવર થાંભલા અને આરકા તેને પણ મોહક બનાવવા માટે જે કારીગરી કરવામાં આવી છે એ જોતાં અહિં આવનાર દરેક મુસાફર માટે આ જામીઆ જોવા લાયક મથક છે. જેણે કેરો આવી આ જામીઆના મીનારા પર ચઢી જોયું નથી તેણે કંઈ જોયું નથી એમ કહીયે તો અસ્થાને ન કહેવાય. કેરો શહેરની મોહક બાંધણી અને એનો ભવ્ય દેખાવ જોયા પછી મુસાફર ગમે ત્યારે આખ મીચીને એક તાજા સ્વપ્ના પેઠે એને જોઇ શકે છે: મહેરાબની ગોઠવણ પણ કલામય છે ખુતબાની જગા ઉપર ચક્ર આકારની નિશાની કોતરવામાં આવી છે. મહેરાબ નઝદીક બાંગીઓ માટે "સમે અલ્લાહો-લેમન હમેદા" નો માંચડો છે, જ્યાંથી બંદગીનો બુલંદ અવાજ બધા જમાવીઓને બરાબર પહોંચાડી શકાય છે: આ બેનમુન નમુના રૂપ જામીઆ પુરાતન કાળમાં જ્યારે પ્રજાના વપરાશમાં હતી; ત્યારે કેટલી બધી પૂર બહારમાં ખીલી રહેતી હશે! જ્યાં જોઇએ ત્યાં ઇલ્મ અને બંદગી માટે કેટલી બધી દોડાદોડી થતી હશે! તે વખતે પગપાળો મુસાફરી કરતો આવી ચઢેલો, કોક દૂર દેશનો પથિક આ ચર્યાં જોઇને કેટલો બધો અજાયબ થતો હશે! એવી કલ્પના આ જામીઆને છોડયા પછી જોનારને થયા વગર રહેતી નથી: એની ભવ્ય મોહકતાનો ખ્યાલ આપવાની મ્હારી કલમમાં તાકાત નથી. વાચક, એટલી કલ્પના કરજે કે એક પીલર ૫×૯ ફીટના આશરે છે, એવા અનેક થાંભલાઓને તેની ઉપર ગંજાવર કમાનદાર આરકા બનાવેલા છે. આ જામીયાને ફરી વળતાં મ્હને બે કલાક લાગ્યા અને બંધાવનાર અને ચણનાર કલાકાર માટે મ્હને માનબુદ્ધિ ઉત્પન્ન થઈ અને ધન્યવાદ અને આફ્રીનના પોકાર કરતો હું એક પછી એક વિભાગમાં ફરી વળતો હતો: બે કલાક ફર્યા છતાં જાણે હજી મ્હારૂં મન ધરાતું ન હતું.

અહિં આવેલા પુરાણા કિલ્લાને ફરીવાર લાંબા વખત પછી આજે

૭ ડીસેમ્બર ૧૯૦૨ ના જોવાને ભાગ્યશાળી થયો છું. મ્હારી આગળની મુસાફરીમાં એક વખત અહિં આવી ગયો હતો. આ કિલ્લાની જામીઓ ઉંચા મથક ઉપર બંધાવેલી હોવાથી આખું કેરો શહેર જાણે એના પગ પાસે ગોઠણભર બેઠું હોય તેમ લાગે છે. હાલમાં અંગ્રેજ લશ્કરની અહિં છાવણી કરવામાં આવી છેઃ જેઓ આ ખુશનુમા દેખાવને વધારે કુદરતમય બનાવતી વીણા અને બેંડ વગાડે છે ને મોજ માર્યા કરે છે. પરદેશીઓ હમેશાં પારકા મુલ્કમાં એક જાતની મોજ શોધતા જ ફરે છે. તેમ અહિં પણ દીલ બેહલાવવા માટે નવી નવી રમતગમતો ગોઠવતા દેખાય છે. અહિંની જામીઆ પણ સુંદર મસજીદોમાંની એક ગણી શકાય. એના થાંભલા બધા સંગેમરમરના છે તેમ જ ૬ x ૬ ફીટની જબરદસ્ત સંગેમરમરની લાદીઓથી જમીનની સુંદરતામાં મોહક વધારો કરે છે. આ મસજીદ હમેશ બંધ જ રાખવામાં આવે છે. આ સુંદર મસજીદ ખેદીવ મહંમદઅલીએ બંધાવેલી હોવાથી તેના નામથી જ ઓળખાય છે.

કિલ્લાની જામીઆ

સ્વર્ગ જેવા સુંદર સ્થળે આવેલી અંગ્રેજ લશ્કરની છાવણી

આ કિલ્લા ઉપર ૩૦ તોપોની મોરચાબંધી ઉભી કરવામાં આવી છે. એ કિલ્લા ઉપર ફક્ત એક જ બ્રિટીશ વાવટો ફરકી રહ્યો છેઃ અહિંથી આખા શહેરનો દેખાવ અતિ મોહક અને ભવ્ય લાગે છે. રહેજ જુના ચોરસ અણીદાર પીરામીડો જે પુરાણા મીસરના પુરાતન રાજ્યકર્તાઓનો ૪૦૦૦ વર્ષ પૂર્વનો ઇતિહાસ સંભળાવે છે તેમ જ ઇસ્લામી સંસ્કૃતિ અને મહોજ્જવલતા દાખવતી જામીઆઓનાં ગગનચુમ્બિત મિનારાઓ મીસરી બાંધણીની રહેવાની બેઠી ને ઉંચી ઇમારતો સાથે સાથ આજની વીસમી સદીના જમાનાના ટેલીફોન યાંત્રીક ટ્રેનો તાર અને પાટા અને વિશાળ મેદાનો અને બગીચા એ જાણે ન્હાના રમકડાં પેઠે ગોઠવ્યાં હોય અને તેને પેશેપાર સડસડાટ વહી જતી નાઇલ નદી તેમાં ફરતી આજની સ્ટીમરો, એ બધો દિલહારક દેખાવ સાથે દૂર દૂરનો દેખાવ જોતાં એમ લાગે કે આ યુરોપીઅન પલટન આ સ્થળે બેશક સ્વર્ગ જેવું સુખ ભોગવે છે. અહિં પાસે જ એક બીજી પુરાતન મસજીદ આવેલી છે, આજે તો તેના પુરાણા મીનારા સુદ્ધાંત આખી ઇમારત તદન જૂની ખખ થઇ ગઇ છેઃ એ જામીઆ મસજીદ સુલતાન હસન નામે ઓળખાય છે. એના પ્લાસ્ટર પણ ઉખડી ગયા છે. શહેરનો મોટો

જામીઆ મસજીદ સુલતાન હસન



પુલોવર તદ્દન તૂટી ગયો છે. આ ખીરમાર જામીઆ એકદમ જર્જરિત હાલતમાં આવી ગઈ છે, નવા રાજ્યકર્તાઓ અને પાશાઓ નવી જામીઆ બંધાવતા અને જુની ને તેના તકદીર પર હવા ખાતી કરતા, તેનું આ ખેદકારક પરિણામ છે. એક રીતે દેશમાં સુંદર જામીઆઓનો વધારો થતો, પણ તે સાથે જુની ઈમારતો માટે ફાઝલ નાણાંની જોગવાઈ કેમ રાખતા નથી ? હાલ આ જામીઆને બહારથી રીપેર કરવાનું શરૂ કર્યું છેઃ

**જામી-અસ-સુલતાન હસન તેની ટુંક તવારિખ અને જાણવાજોગ આજની હકીકત**

જામી અસ-સુલ્તાન હુસનની આ મસ્જીદ આખા કેરોમાં સર્વોત્તમ કહેવાય છે. કલા અને ભવ્યતાનો નાદર નમૂનો ત્હમારે જોઇતો હોય તો આ મહા મસ્જીદના મ્હોટા મ્હોટા ઓરડાની કારીગીરીભરી દિવાલો જોઇ ત્હમે છક્ક થઈ જશો. આખા મુસ્લીમ શિલ્પકાર્યમાં આ મસ્જીદ ઘણો જ ઉચ્ચ દરજ્જો ભોગવી રહી છે.

અન નસીરના બેટા હુસનના રાજ્યકાળને એ અમર કરી નાખે છે. અને તે લગભગ ત્રણ વર્ષના ગાળા પછી સંપૂર્ણપણે બંધાઇ રહી હતી. એના ઉચ્ચ અને ઘણીજ સૌન્દર્યમય ઢબથી આલેખાયેલા સ્થંભો આપણને કોઇ અગમ્ય ભવ્યતાનું ભાન કરાવવા પૂરતા છે. એના ભવ્ય મિનારા અને તેની આસપાસનું શિલ્પકામ અને એથી તો દાંતમાં આંગળા પકડાવે છે. અને માન્યતા એવી છે કે આખા શહેરમાંની બધી મસ્જીદો કરતા એની શિલ્પકલા તો કોઈ ઉસ્તાદ અને અકલ્પ્ય કલાકારને હાથે યોજાઈ હતી. એના અદ્દ્ભુત કલાભર્યા હસ્તો સુલ્તાને કપાવી નાખ્યા હતા : અર્થ એટલોજ, એના જેવું ભવ્ય મકાન આ શિલ્પકારની મદદવડે બીજું કોઇ બાંધી શકે નહિ તે માટે જ ! એવી જ કથા બે મિનારાઓ વિષે કહેવામાં આવે છે : અપર-ઇજીપ્તના આ બે મિનારા એક આમાલુદનો અને બીજો અસયુતનો-ખરેખર કમાલ જ હોવાથી એના કલાકારના હાથ વાઢી નાખવામાં આવ્યા હતા.

અંદરના ભાગની રચનાથી આપણે આટલી બધી મસ્જીદોનું વર્ણન જાણી ગયા હોવાથી એનો કંઇક ખ્યાલ લાવી શકીએ તેમ છીએ. ફરસબંધી સુંદર કાળા અને સુફેદ આરસની બનાવેલી છે. એની ઉપર હિજરી સન ૭૬૪ની તારીખ લખેલી છે. આગળ જતાં એક પત્થર આવે છે,



ત્હાં આગળ સુલ્તાને પોતાના દગાબાજ વઝીરને પોતાના હાથે ઠાર કર્યો હતો. એક કિલ્લા તરિકેની ગરજ આ મસ્જીદે ઘણીવાર સારી છે. એમ ત્હાંના રંગ-ઢંગ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. પૂર્વ તરફ નેપોલીયને ફેંકેલા બોમ્બોના મારાને લઇને ગાબડાં પડેલાં જણાય છે. આ મસ્જીદ ઉપર ઘણી દોલત ખર્ચવામાં આવી હોવાથી એક સુંદર કારીગીરીભરી ઇમારત તરિકેની કીર્તિ આજે તવારિખમાં ભોગવી રહી છે. એની સ્હામે રફાઇ જામીઆ નામે એક બીજી ઇમારત પણ આવેલી છે, એની બાંધણી પણ ઉંચી કમાનદાર અને ભવ્ય છે. કૈરો અને મીસરમાં ફરતાં રસ્તે રસ્તે પુરાણી જામીઆઓ મળી આવે છે. પણ તેમાં આબાદ અને સારી હાલતમા તો કોઇક જ હોય છે. કિલ્લામાં એક સુંદર જામીઆ આવેલી છે. છતાં બહાર પણ એક જામીઆ બાંધવામાં આવેલી છે. આજે તો બન્ને જામીઆ બંધ હાલતમાં પડી છે. નામ અને કીર્તિ માટે આગળના જમાનામાં અકેકથી સરસ એક જામીયા અમીરો અને પાશાઓ બંધાવતા, આજે એમની ગેરહાજરીમાં એમની કીર્તિના કોટ જેવી એ જામીઆ ખડી છે. તે પણ સાવ બિસ્માર હાલતમાં.

જામીઆ રફાઇ

રસ્તે રસ્તે મળી આવતી જામીઆઓ

કીર્તિ માટે ચણાયેલા કોટ જેવી

જામીઆ મીરદાની હાલમાં ફરી નવસેરથી બંધાઈ છે. તેની પાસેજ જામીઆ મેહમનદાર છે. તે એટલી જ જુની છે. એ બન્ને એકજ હોય એમ અકેકની પાસે પાસે આવેલી છે, એનો બંધાવનાર જૂના રાજાનો એક વઝીર હતો. એની કબર પણ અંદરના ભાગમાં આવી છે. તેમજ ફરી પાસે જ અણુ હરીબાની મસ્જીદ આવેલી છે. આગળ એ પણ નામાકિંત માણસોમાંનો એક હતો. તેનો રોજો પણ બાજુમાં આવેલો છે.

જામી મર્દાની

મર્દાની મસ્જીદ, ૧૩૩૮-૪૦ દાર્બ-અલ-અહમરમાં અવેલ એન નસીરના રાજ્યકાળ દરમિયાન ઉભી કરવામાં આવેલા મકાનોમાંની આ એક સુંદર કૃતિ છે. એ બંધ રહે છે : પણ બહાર એક લડકો ઉભો રહે છે. એને કહેવાથી તે ચોકીદારને બોલાવી લાવે છે. અંદર જતાં ઉંચા કલાભર્યા સ્થંભો દેખાવમાં આવે છે. એની અંદરની દિવાલની કારીગરીનું કામ તારીફલાયક છે. એક બાજુ એક અપૂર્ણ મિનારો નજરે પડે છે. મકરીઝી નામક તવારિખ નવીશ કહે છે કે એનું મુખદાર સક્કરિયામાંથી જ છે. એને કાળા અને સફેદ આરસપહાણોથી શણગારવામાં આવેલ છે. એની અંદર કલાકારો

હેરત પામે એવી શિલ્પકલા દશ્યમાન થાય છે. એની અંદર દિવાલો ઉપર ક્યાંક ક્યાંક અરબીક ભાષામાં શિલાલેખો પણ વાંચી શકાય છે.

'લીવાન અલ કીબ્લાહ' બહુ જ સંભાળપૂર્વક રાખવામાં આવ્યું છે. આ મસ્જીદને ઘણી વાર 'જામી-અલ-મતાવલ્લી' કહેવામા આવે છે.

આ મસ્જીદની બાંધણીમાં લગભગ ૩૦૦,૦૦૦ દિરહમો ઉપર એટલે ૧૫૦૦૦ સોનાના દિનાર ઉપર નાણું વપરાયું હતું. ફક્ત લાકડા અને આરસ માટે ઘણું દ્રવ્ય ખર્ચવામાં આવ્યું હતું.

અન-નસીર ઇલમી કવાલનના દરબારમાં અલ-અમીર-અલ-કબીર તરબાધ મરદાની અસ-સાકીએ 'સાકી' ની પદવી ધારણ કરી હતી અને તેમજ સુલતાનની જ બેટીને પરણ્યો હતો. તેણે કાવત્રાંથી આખું રાજ્ય પચાવી પાડ્યું અને આવી રીતે પોતાની મસ્જીદની સ્થાપના કરી હતી.

**જામીઆ સુલતાન મૌયેઅદ**

તેમજ બીજી એક જોવા લાયક જામીઆ સુલતાન મૌયેઅદ છે. તે હાલમાં ફરીવાર મરામત કરાવી મજબૂત કરવામાં આવી છે. એની મુખ્ય ખૂબી શહેરમાં આવેલો મઝાનો ખુશનુમા બગીચો છે. હાલમાં ગુલાબની મોસમ હોવાથી આ બગીચો ગુલાબથી છવાઈ ગયો છે. તેમ જ બીજાં ફુલનાં અનેક ઝાડો પણ આવેલા છે. મ્હોટાં ખજુરીનાં ૬ ઝાડો અહિં ખાસ ધ્યાન ખેંચી રહ્યાં છે. ઉપરાંત અંદર મહેરાબમાં સંગેમરમરના લાલ કાબરચિતરા પત્થરની બનાવેલી સોનેરી ફૂર અતિ સુંદર બનાવવામાં આવી છે તેમજ અંદરની ચિત્રકળા પણ સારી છે. આ બાબતમા બીજી જામીઆઓ કરતાં આ જામીઆ વધે છે. તેમ જ વઝુ કરવા માટે બેસવાના બાજઠની ન્હાની બેઠકો પણ મરમરના પત્થરની હોય નવા જ પ્રકારની ચમક તરી આવે છે. ક્રીશ્ચીઅન લોકો મુસ્લીમ ગાઇડ સાથે અહિં આવે છે. અહિં બાજુમાં જ સુલતાન મૌયેઅદની કબર આવેલી છે. તેની બાજુમાં કોઈ સંબંધીની તેવા જ ઘાટની સંગેમરમરની બીજી એક કબર પણ આવેલી છેઃ અહિં ખાસ જોવાજોગ ઇજીપશીયન કારીગરીનો સુંદર લાકડાનો, ખતીબ માટે બેસવાનો બનાવેલો મીંમ્બર છે. તેમ જ સંગેમરમર થાંભલાઓ અને લાલ મરમરના દરવાજા એટલા બધા મોહક લાગે છે કે જોનારને પુરાતન કલા માટે સ્હેજે માન ઉત્પન્ન થયા વગર



રહે નહિ. હાલમાં રમઝાન મહિનો ચાલતો હોવાથી દરેક મસ્જીદપર રોશની કરવામાં આવે છે તેમ આ મસ્જીદના મીનારા ઉપર પણ દીવા ઝગમગી ઉઠે છે.

' જામીઅલ-મુઆયાદ '

આ ' જામી અલ મુઆયાદ ' મુઆયાદની મસ્જીદ બાબએઝ-ઝુવેલાની બાજુમાં જ આવેલ હોઇ સંબંધ પણ સાથે રાખતી આવી છે. એને ' જામી -અલ-અહમર '—' લાલ મસ્જીદ ' કહેવામાં આવે છે. સીરકેશીયન મમલુક વંશનાં મુઆયાદ અબુલ નસીરે એની સ્થાપના ૧૪૧૨-૧૪૨૦ સુધીમા કરી હતી. આ મસ્જીદ સુંદર કલાવન્ત ડીઝાઇન કરેલી મસ્જીદોમાંની એક સરસ મસ્જીદ કહેવાય છે. આજે એને ઘણો કાળ વહી ગયો હોવાથી સમારવામાં આવે છે. અંદરનું ' લિવાન ' માત્ર જ અણુસ્પર્શ્યું છે.

જામીઆ સુલતાન ધુરી અને તેની મકતબ

ઉપરાંત જામીઆ સુલતાન ગોરી પણ એક સરસ ઇમારત કહી શકાય. તે પણ આજે બંધ હાલતમાં બિસમાર પડી છે. તેની સ્હામે જ એ જ જામીઆની મકતબ આવેલી છે, તે બહુ જ જુજ વપરાશમાં હોઇ લગભગ બંધ જેવી જ છે. આ જામીઆને લઇને અહિંના બઝારને સુલતાન ગોરી નામ ઉપરથી ' સુકલ ગારી ' તરીકે સંબોધવામા આવે છે.

જામીઅલ ધુરી

જામી અલ ધુરીની મસ્જીદ સુલ્તાન અલ ખાનસુહે બંધાવી હતી. એના ઉપરથી જ બઝારનું નામ ધુરીયા પડ્યું છે ત્હાં જ વચ્ચોવચ્ચ આવેલી આ મસ્જીદમાં એની દિવાલોની અજબ કલાનું ભાન થાય છે. દિવાલો બહુજ ઉંચી છે. એક બાજુએ એક મદ્રેસા આવેલ છે. બીજી બાજુ એક સેબીલ-ફુવારો આવેલ છે. એની ખૂબી પણ જોવા જેવી છે. અહિંનો રસ્તો ઘણો ગીરદીવાળો રહે છે.

કૈરોની મસ્જીદોમાં પશ્ચિમ દિશાનો, આ મસ્જીદનો ભાગ ખરેખર કમાલ જ છે. કૈરોમાં એક સુંદરતાની ગરજ સારે એવી કલામય ઓરીએન્ટલ વૃત્તિનું ભાન કરાવે છે. એના રંગ અને સોનેરી ફ્રેમોની મીલાવટ આપણને આકર્ષે એવી છે. બિનહરિફ રીતે ઉભા કરેલા સ્થંભોને આધારે ટેકવેલ લાગતો ઘુમ્મટ પણ સુંદર છે. એની નીચે કીબ્લાહ આવેલ છે. ત્હાં અરબીક શિલાલેખો પણ વાંચી શકાય છે. ઉત્તર દિશાએ એક ફુવારો છે અને ત્હેની બાજુમા જ એક મકતબ-શાળા આવેલી છે. ફુવારા જોવા જેવો છે. નિરીક્ષણ કરતા જણાય છે કે એની અંદર અજબ જેવી કલાભરી ગીણવટથી



'જામી મહ'મદ બે'

ડીઝાઇનો આલેખવામાં આવી છે. ચિત્રકામ નિહાળી કલાકારનું હૈયું નાચી ઉઠે તેવું છે. જુની મીસરી શૈલિમાં શણગારેલ, માછલીની આકૃતિથી ડેકોરેટ કરેલી કીનારી આપણને સુંદર લાગ્યા વિના રહેતી નથી.

વિશ્વવિખ્યાત જામે અઝહર

આવી અનેક જામીઆમાં સૌથી મશહૂર જામીઆ તો જામીઆ અઝહર કહેવાય છે. એ જામીઆને કૈરો શહેરની મુખ્ય યુનિવર્સીટી કહીએ તો અસ્થાને ન ગણાય. આ મુલ્કમશહુર જામીઆ પાછળ ભૂતકાળમાં ભવ્ય ઇતિહાસ છૂપાયલો છે. આજે આ પુરાણી જામીઆમાં નવા જમાનાની રોશની તરીકે ગેસના દીવા ઝળહળી રહ્યા છે. અને Tewfikich school and Training College of Cairo નો પ્રિન્સીપાલ મી૦ એલીયટ અહિંનો હેડપ્રિન્સીપાલ છે. અને અહિંનો મુખ્ય શેખ મદ્રેસા તોફીકીઆમાં અરબી શિખવવા જાય છે. આ વિશાળ જામીઆમાં દાખલ થતાં વચ્ચે જબરદસ્ત આલીશાન ચોક આવે છે, તેની ચારે બાજુ હારોહાર અનેક સંગેમરમરના મજબૂત થાંભલા આવેલા છે. દાખલ થનાર મુસાફર એ. જામીઆ અઝહરની વિશાળતા ને મ્હોટાઇ જોઇ ને ઘડીભર છક થઇ જાય છે. વચમાં આવેલા મ્હોટા ચોકમાં અનેક લોકો નમાઝ પઢવા આવે છે. એના પુરાણા મીનારા પર રમઝાનને લઇને પુરબહારમાં રોશની ઝબકી રહી છે :

જામ અલ અઝહરી

જામી અલ અઝહર–અલ અઝહર મસ્જીદ 'સુંદર' 'ભવ્ય' નો સ્થાપક, કૈરોનો મૂળ સ્થાપક અલ–મુઝઇના સુબા ગોહર હતો. પરન્તુ એના અસલ મૂળની આજે હૈયાતી નથી ધરાવતા. પાછળથી એ. ડી. ૯૮૮ માં એને મદ્રેસામાં ફેરવી નાખવામાં આવી હતી, પણ પાછળથી ખલીફ–અલ અઝીઝે એનો ઉદ્ધાર કર્યો : પાછળથી જુદા જુદા સુલ્તાનો એમ્હાં સુધારા વધારા કરતા ગયા. કુવાઇરી બેથી માંડીને સૈદ પાશા સુધીના સુલ્તાનો એને હાથ મારતા ગયા છે.

આગળનો ભાગ તુર્કી રીતમાં શોભાવવામાં આવેલ છે. આ મસ્જીદ વિષે ઘણી જ જાણવાજોગ વાતો છે. કલા કરતાં વધારે ઉપયોગિતા જોવામાં મુસ્લીમોને આ મસ્જીદ વધુ પ્રિય થઇ પડી છે. જમણી બાજુએ તાબારસોની ન્હાનકડી મસ્જીદ છે. અહિં દરેક છોકરાને શિક્ષણ આપવામાં આવે છે. અહિં દરેક વયનાં બાળકો જોવામાં આવે છે: સહુ કોઇ પોતપોતાના પાઠ કરવામાં મશગૂલ હોય છે.



અહિં ચાર વર્ગના ચાર ખંડ પાડવામાં આવ્યા છે. અલ-ઈસ્લામની ચાર સુરત જાતો માટે અહિં સારી વ્યવસ્થા કરવામા આવે છે.

આખા પૂર્વ દેશમાં આ મસ્જીદ 'મસ્જીદ' કરતાં વિશ્વવિદ્યાલયનું નામ ધરાવે તો ઠીકઃ કારણ કે એ લગભગ વિશ્વવિદ્યાલય જ છે. અહિં દરેક પ્રકારની પ્રાથમિક કેળવણી અપાવવામાં આવે છે ત્હેમાં વ્યાકરણ, બિજગણિત, ગણિત, અર્થશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, તત્વજ્ઞાન અને થીઓલોજી શીખવવામાં આવે છે. અહિં મુસ્લીમ ધર્મના શિક્ષણ માટે સારા ઉપાયો યોજવામા આવ્યા છે.

વિદ્યાર્થીએ દરેક વિષયમાં પ્રવીણતા સાબીત કરી આપવી જોઇએ. ત્યારેજ ત્હેને 'ડીપ્લોમા' આપવામાં આવે છે. આજથી લગભગ ૨૫ વર્ષો પહેલાં વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦,૦૦૦ સુધીની હતી અને પ્રોફેસરો-આલેમોની સંખ્યા ૨૩૦ હતીઃ જ્હારથી બ્રીટીશોએ પગપેસારો કર્યો છે, ત્હારથી સંખ્યા વધતી ચાલી છે. એના ચીફ્ પ્રેસીડંટને 'શેખ-અલ-અઝહર' કહેવામાં આવે છે અને ત્હેને વિદ્યાલયના બધા શેખો મળી ચૂંટી કહાડે છે.

હું આગળ ૧૮૮૬ માં કૈરો શહેરમા આવી ગયલો. તે પછી આજે નવા બંધાયલા કૈરો શહેરને જોતા ઘણો ફેરફાર અને જુદાજ પ્રકારની નવી રૌનક જોઇ રહ્યો છું. આગળ અહિં યુરોપની ભાષામાં મુખ્ય ભાષા ફ્રેન્ચ બોલાતી હતી, તેની જગ્યા અંગ્રેજી ભાષાએ લીધી છે.

નવું કૈરો શહેર જુદીજ રૌનક ધરાવે છે.

નવેમ્બર તા. બીજી ૧૯૦૨ને દિવસે હું અહિની મુખ્ય ગણાતી શાળાઓમાંની એક નાશરીહ શાળા જોવાને ગયો. આજે રવિવાર છે, પણ ઇસ્લામી મુલ્કોમાં શુક્રવારનો દિવસ પવિત્ર ગણાતો હોવાથી રવિવારે કામધંધો ચાલુ હોય છે, તેમ શાળાઓમાં રજા હોતી નથી. આ શાળા સાડા છ એકર જેટલી વિશાળ જમીન ધરાવે છે અને ત્રણ મ્હોટી પાકી બાંધણીનાં મકાનોમાં જુદા જુદા વર્ગો આવેલા છે અને રહેવા ખાવાપીવા માટેના હોસ્ટેલની જુદી વ્યવસ્થા કરવામાં આવી છે. અહિં મુખ્ય ભાષા અરબી હોવાથી અંગ્રેજી સાથે અરબીમાં ભૂગોળ, ગણિત, વ્યાકરણ, ઇતિહાસની પાઠમાળા ચલાવવામાં આવે છે. તે મુજબ મેટ્રિક સુધીના સાત ધોરણો બાંધવામાં આવ્યા છે. એમ એના ભલા પ્રિન્સીપલ મી૦ અમીન બે સામીએ કહ્યું; તેમજ આવી સ્કુલ અને હોસ્ટેલના વિભાગોમાં તે મ્હારી સાથે ફર્યો. ન્હાવાના બાથ વિભાગમાં દશ હમામખાના



હોઈને ઠંડા તેમજ ગરમ પાણીની સુંદર વ્યવસ્થા કરવામા આવી છે. ખાવાના આલીશાન ઓરડામા ૨૪૦ મ્હોટા છોકરાઓ ભેગા જમી શકે તેવી વ્યવસ્થા કરવામા આવી છે. બીજા રૂમમા નીચલા વર્ગના શરૂઆતના અભ્યાસી ન્હાના છોકરાઓ ૧૬૦ ભેગા જમી શકે એવા જુદા ઓરડાની ગોઠવણ કરવામા આવી છે. આ જમવાનો ઓરડો કઈ ૧૩૦×૩૩ ફીટ લાબો પહોળો છે, તેમા ૧૮ મ્હોટી બારીઓ આવેલી હોઇ હવાઉજાશ માટે સુંદર વ્યવસ્થા કરાઇ છે.

હોસ્ટેલની સુંદર વ્યવસ્થા

હું શાળાના પ્રિન્સીપાલ સાથે ફરતો હતો, ત્યારે બપોરના ૧૨ વાગ્યાની જમવાની છૂટીનો વખત હતો તેથી બધા છોકરાઓ જમવા બેઠા હતા જમવામા સુપ તેમજ મીસરી ઘઉંની રોટલી અને ચોખા હતા. છોકરાઓ બધા છરી કાટાથી જમતા હતા. પાસે પાણીની સુરાઇ મૂકવામા આવી હતી આપણા દેશના કોઈ છોકરાને ગુજરાતી અભ્યાસ પછી અંગ્રેજી સાથે અરેબીક શિખવા સારી સ્કુલમા મોકલવાની જેની ઉત્કંઠા હોય તેને આ શાળાની હું ભલામણ કરીશ. એક છોકરાને ભણવાની ફી સાથે ખાવાપીવાને રહેવાના હોસ્ટેલ ખર્ચ સાથે મળીને એક વરસના ત્રીસ પાઉન્ડ–લગભગ રૂ ૪૫૦ ની ફી રાખવામા આવી છે. પહેરવાના કપડા માબાપે પૂરા પાડવા જોઇએ.

વરસદિવસની ફી અને કપડાંલત્તાં

આજે ૧૯૦૨ મા કુલ ૩૭૭ છોકરાઓ છે, તેમા નવ દૂર દેશાવરથી આવેલા છે તેમાના પાચ તો કેપટાઉન–દક્ષિણ આફ્રિકાના છે. કારણ કે રંગભેદની નીતિથી ગોરાઓ તરફથી અભ્યાસ બાબતમા એશિયાટિકોને ખમવુ પડે છે; માટેજ તેઓ અહિ અભ્યાસ વધારવા આવેલા છે. આમાના ૩ મલાઇન જાતના મુસ્લીમો અને બે હિંદી મુસ્લીમો છે. દક્ષિણ આફ્રિકામા હિંદીઓ પણ કર ભરે છે તેમજ દરેક જાતનો કર આપે છે, તેમાથી હાઈસ્કુલો નભાવવામા આવે છે; છતા તેમા હિંદીઓને તક નહિ આપતા હડધૂત કરવામા આવે છે. એ બાબતમા દક્ષિણ આફ્રિકાની

દક્ષિણ આફ્રિકાની કોલેજના પ્રિન્સીપાલ સાથે મારાફ્રેંડ

કોલેજના પ્રિન્સીપાલ સાથે મ્હારે કેટલોક પત્રવ્યવહાર ચાલેલો. તે પછી રૂબરૂ મુલાકાત થઈ હતી, ત્યારે એ નિખાલસદીલ આદમીએ કબૂલ કરેલું કે હિંદીઓને ભારે અન્યાય કરવામા આવે છે, તે હું કબૂલ કરૂ છુ પણ મ્હને મળેલા હુકમથી હું લાચાર છુ. તમે પણ બ્રિટીશ રૈયત છો, કાઈ કાફીર જાતના સિંધી લોકો નથી. કેમબ્રિજ ( ઇંગ્લેંડ ) ની યુનિવર્સિટીમા હું



કૈરોમા આવેલી જામિઆ અલ અઝહર મીસરની વિશ્વ વિખ્યાત જામિઆ



ઇમીસના મહા મંદિરના ખંડિયેરો (મીસર)



અબુ-સીમબલનું પત્થરનું મંદીર (મીસર)



અભ્યાસ કરતો હતો ત્યારે કેટલાક હિંદીઓ, પણ મારી સાથે ભણતા હતા એ હું સ્હમજું છું; છતાં લાચાર છું. મ્હને એ સાચા આદમીની ચોખવટથી સંતોષ થયો. ભલે એ વાત આપણી વિરૂદ્ધ જતી હતી. છતાં એક સીધી વાત અને સાચો ખુલાસો હતો. બીજા પ્રિન્સીપાલો સીધી રીતે ના નથી પાડતા પણ જગ્યા નથી એવો ખોટો જવાબ આપે છે. તેનાથી જુદા અને નિખાલસ ખુલાસાથી મ્હને કાંઇક સંતોષ થયો અને આપણે પોતાને ફેંાડી લેવાનું છે, ખોટી આશા રાખી ફરી ફરી પૂછાપ્યા કરવાની જરૂર નથી એમ સ્પષ્ટ સ્હમજી લેવાનું મળ્યું:

એક સાચો અને સીધો જવાબ

નાશરીહ શાળાના વિદ્યાર્થીઓને જ્યારે કસરત કરાવવામાં આવે છે, ત્યારે તુર્કી ભાષામાં હુકમ અપાય છે. બાજુમાં જ નાશરીહ ટ્રેનિંગ કોલેજનું ત્રણ પાંખોદાર ભવ્ય મકાન આવેલું છે. તે બંને મકાનો બાંધવા પાછળ ઇજીપશીયન સરકારે ૩૦૦૦૦ પાઉન્ડ એટલે લગભગ સાડાચાર લાખ રૂપીયા ખર્ચ્યાં છે. તેમજ આજે પણ ખેદિવની સરકાર તરફથી સાત હજાર પાઉન્ડ દર વરસે નિભાવઅર્થે મળે છે. આટલી રકમ છતા કાઇ વધારો ઘટાડો થાય તો તે પણ ઉદાર દિલે ભરી દે છે.

બીજે દિવસે તા. ત્રીજી નવેમ્બરે અહિંની ખેદિવીઆ હાઇસ્કુલ જોવા ગયો હતો. કહેવાય છે કે નાશિરીઆહ કરતા આ વધારે મોભો ધરાવે છે. મનસુર પાશાના જૂના મહેલનો ઉપયોગ આજે સ્કુલના મકાન તરીકે કરવામાં આવે છે. આ સ્કુલ જોવા ગયો ત્યારે તેના પ્રિન્સીપાલ મી. રાહમન મ્હારી સાથે બધા વર્ગોમા ફર્યો હતો. આજે ૪૩૮ છોકરાઓ અભ્યાસ વધારી રહ્યા છે. સ્કુલ ફી નાશરીહ સ્કુલ મુજબ ૩૦ પાઉન્ડ જ છે આમાં અરેબિક, ઇગ્લીશ ઉપરાંત ફ્રેન્ચ પણ શિખવવામાં આવે છે. ખાવા પીવા વિગેરેની વ્યવસ્થામાં નાશરિહ સ્કુલની બરોબર જ છે.

અહિં આવેલી તોફીકીઆ હાઇસ્કુલ અથવા કોલેજ તો ઉપલી બન્ને સ્કુલો કરતા વધારે સારો દરજ્જો ભોગવતી સભળાય છે: તા. ૪ થી ને મંગળવારે હું અહિંની ઇજીપશિયન વૉર ઓફીસમા સાઉડન Souden ખાતામાથી ખારટુમ જવાની પરવાનગી મેળવવા ગયો હતો. ડાયરેકટર ઓફ સાઉડનનો હાલનો મુખ્ય એજન્ટ કાઉન્ટ ગીલેઇશિન છે. મુલાકાત વેળા



કોઇને પણ પોતાના માટે માન ઉપજાવે એવો અમીર આદમી છેઃ મુલાકાત વેળા મ્હને વિવેકપૂર્વક બેસવા માટે ખૂરશી આપી અને કાવો પીવરાવ્યો તેમજ હું કયાં કયાં ફરી આવ્યો છું તે વિષે વિવેકપૂર્વક પૂછપરછ કરી અને મ્હને સાઉડન જતી વેળા ઉપયોગી નીવડે માટે Sudan સુદાન વિષે છાપેલું ચોપાનિયું ભેટ આપ્યું. હવે હું ઇજીપશિયન ઓફિસમાંથી પાસ મેળવી તે Soudan ખારટુમ જવાની ધમાલમાં પડયો. કુક એન્ડ સન્સની ઓફીસમાં ગયો અને ત્યારે તેઓએ મ્હને Dr. Welis Bauge કૃત ગાઇડ બુક ભેટ આપી. તેમજ મુરીની હેન્ડ બુક તો મ્હારી કને હતી.

ઈજીપશિયન ખંડિયેરો જોવા માટે પાસ-પરવાનગી-લેવી પડે છે. તે માટે એક પાઉન્ડની ફી ભરવી પડે છે. તેમાં પ્રાચિન ઇજીપશિયન ખંડિયેરો તેમજ ન્યુમીઆના ખંડિયેરો જોવાની પણ સત્તા મળે છે. આ રકમ મ્હેં કુકસ કંપની મારફત ભરીને પાસ મેળવી હતી.

ઇજીપશિયન ખંડિયેરો.

ઈજીપશિયન ખંડિયેરો અતિ પ્રાચિન કાળના હોવાથી એને સંભાળવા માટે પુરાતન ઐતિહાસિક મથકો માટે લાગણી ધરાવનારા આસામીઓની એક વગવાળી બોર્ડ સ્થાપવામાં આવી છે. તેઓની પાસે સારી રકમ જમા હોવાથી તેઓ આ રકમમાથી ઈજીપ્તના પ્રાચિન ખંડિયેરોની રખેવાળી કરવા માટે ગામડે ગામડે પગારદાર નોકરો રાખે છેઃ તેમજ એના નિભાવ અર્થે કેટલાક કાયદા ઘડી કાઢવામાં આવ્યા છેઃ

બીજે દિવસે મ્હારો સામાન હોટેલવાળાને ચાંપતી ભલામણ કરી તેના હવાલામાં સોંપીને હું ફક્ત ચામડાની વિલાયતી બેગ અને બિસ્તરો લઇને સ્હવારે ૮ વાગે Luxor લક્ષર જવા ઉપડયો, જ્યાં Thebes થીબસનાં અતિ પ્રાચિન ખંડિયેરો આવેલાં છે. કેરોથી લક્ષર ૫૧૫ માઇલ દૂર છે. જ્યારે કેરોથી ખારટુમ ૨૨૨૦ માઇલ દૂર છે.



# મેમ્ફીસ

## પ્રકરણ ૨૮ મું

આજે તા. ૧ ડીસેમ્બર ૧૯૦૨ ની સ્હવારમાં ૬–૪૫ ની ટ્રેનમાં યુસુફ ઝુલેખાના યુગનાં ખંડિયેરો જે મેમ્ફીસ નામે ઓળખાય છે તે જોવાને બદરશીન ગામ તરફ રવાના થયો :' બદરશીન સ્ટેશન ઉતરતાં જ બે મજબૂત અને ખડતલ દેખાવનાં ગધેડાં ભાડે કરી હું અને મ્હારો ભોમિયો, કેટલાંક બંડલો, મીણબતીના અને દીવાસળીના બાકસો લઇને આગળ વધ્યા. ત્યાંના સક્કારા નામે ઓળખાતા ભોંયરાઓ જોવા માટે ઉપયોગી થઇ પડે તેવા છે. સ્હવારનો ખુશનુમા સમય હતો. ચોકખા પાણીના તળાવમાં ઝીલાતા મ્હોટા ખજુરાનાં ઝાડોનાં પડછાયાનો ખુશનુમા દેખાવ તેમ મીસરી જમીનને દિપાવતી હરીયાળી જોતાં જોતાં આગળ વધ્યાં. માર્ગમાં રોમન સમયની કેટલીક ઇમારતોનાં ધૂળ જેવા ભૂક્કા આવે છે : એ તો જાણે ખંડિયેરોનુ ખંડિયેર. બધાં વચ્ચે કોણ જાણે મીસરના ભવ્ય પીરામીડો આજે સાત સાત હજાર વરસ થયા વખત અને મોતની મશ્કરી કરતાં હજીયે ખડા છે. કાળના ઝપાટામાં એમનાં કેટલાંક અંગો ભલે કપાઈ ગયા છેઃ છતાં પણ ટક્કર ઝીલતાં હજીયે ઉભાં છે અને પોકારીને કહે છે કે આજના નવા જમાનાના લોકો તમારા સુધારા પાસે અમારો સુધારો અને સાધનો ભલે તુચ્છ ગણો પણ યાદ રાખજો કે અમારા જેવાં મજબૂતાઇનાં સાધનો આજે પણ તમારી કને નથી જ.

આખરે મેફીસસ તરફ પહોંચ્યા. આજે તો આ પુરાતન શહેર સાવ ખંડિયેર હાલતમાં પડયું છે. આગળ તો અહિં રાજધાની હતી જ્યાં પેલી યુસુફ અને ઝુલેખાની અમર પ્રેમકથા રચાઈ હતી. એની નોંધ કુરઆને-શરીફમાં પણ મળી આવે છે. કહેવાય છે કે હઝરત યુસુફ એક પવિત્ર અને નેકદીલ ગુલામ હતો. એની પારવગરની ખુબસુરતી કોઇને પણ આંજે એવી હતી. મેમફીસના હાકેમની ઔરત ઝુલેખા એના પર આશક થઇ અને બહાવરી બનેલી. આ વાત નગરમાં ચર્ચાતાં, ઝુલેખાએ ઔરતોની નબળાઈ જાહેરમાં લાવવા માટે કેટલાક અમીર વર્ગની ઔરતોને આમન્ત્રણ આપીને મેફીસસ

મિજલસ જમાવી હતી. ત્યાં બધાના હાથમાં એકેક સેબફળ આપવામાં આવ્યું, જે કાપવા માટે છરી પણ મૂકવામાં આવી અને સેબફળ લઇ ખુબસુરત ગુલામ યુસુફને હાજર કરવામાં આવ્યો. ત્યારે યુસુફની મનહરણ કરતી ખુબસુરતી તેના સોનેરી વાળનાં ઝૂલફાં અદબથી નમેલી આંખો અને રંગીન સંગેમરમર જેવું શરીર જોઇ દરેક સ્ત્રીએ બેધ્યાનપણે સેબફળ બદલ પોતાના અંગુઠાને કાપીને જખમી કરેલ : ત્યારે ઝૂલેખાએ કહ્યું:–" આવા યુવાન પર હું આશક થાઉં તેમાં નવાઇ શી ?" પરિણામે યુસુફને જેલમાં જવાનો વખત આવ્યો. એ ગુલામ હોવા છતાં પવિત્ર પુરૂષ હોવાથી ખુદાએ તેને પયગમ્બરી આપી હતી. કહેવાય છે કે ૪૦ વરસો સુધી ઝુલેખાં યુસુફ પાછળ બહાવરી બની રહી હતી અને તેનો પતિ અજીઝ મીસર મરણ પામતાં ૪૦ વરસ પછી યુસુફે તેને પત્ની તરીકે સ્વીકારી હતી.

આ તેમનું નગર હતું. તેમાં આવા ખુબસુરત અને નીતિમાન માણસો વસતા હતા. આ વિષે વિખ્યાત લેખક એડવીન આરનોલ્ડે એક સુંદર કાવ્ય પુસ્તક રચ્યું છે. તેની કલ્પના પણ એટલી જ મુલાયમ અને સુંદર છે. મ્હારા યુવાન કવિ મિત્ર ભાઇ સલીમે તેની બે પંક્તિઓનો તરજુમો કરી આપેલો, તે અહિં ટાંકવાની તક લઉં છું. તે ઉપરથી સર એડવિન આરનોલ્ડે રચેલા કાવ્ય પુસ્તકની સાદી સરલ છતાં સચોટ કલ્પનાનો વાચકોને કાંઇક ઝાંખો ખ્યાલ મળશે :

યુસુફ હિબરૂના પ્રેમમાં બળતી, તપતી હતી બા'વરી આથી.
નીલે તિરે ખજુરીની નીચે, મેમ્ફીસ મહીં ઝુલિખાં ન્હાથી,
સુંદર ખાસ મ્હેલ રચ્યો, મહિ માલીક મીસરના પૈસાથી;
ઠાઠ કર્યો બસ સ્વર્ગ સમાન, ગુમાન રિઝે નિજ પ્રિયતમ આથી.

× × ×

આણું અહીં હિબરૂ મુજ યુસુફ ફેરવું દામ બધે લઇ એને,
ખાસ અવાસ બધાં બતલાવી નયન કરૂં કહે શિતલ જેને.
છો ! છે, ગુલામ ભલે મુજનો, પણ રૂપ દીધેલ શુ સુંદર એને ?
જીવ બળે જોઇ તુંજ શાંતિ રૂપાળી શણગાર સજી બસ સેને.

આ બધી વાતો ત્યારની છે; 'જ્યારે—



રામેસસ ધી ગ્રેટનુ
૩૨૦૦ વર્ષ પહે
લાનુ શબ જે પી-
રામીડમાં જાળવી
રાખવામાં આવ્યું
હતું.



રામેસસ ધી ગ્રેટ મીસરનો
પુરાતન ફેરાઉન (રાજ્યકર્તા)
જે અજેય અને શાહોનો
શાહ ગણાતો હતો.

મીસર સામ્રાજ્ય બાલ્યકાળમા હિંદોળામા હિંચતું હતું, તે વેળા એની જાહોજલાલીનું મુખ્ય શહેર અને સ્થાન મેમ્ફીસ હતું ઇતિહાસના ઉદરમા દૃષ્ટિપાત કરીએ તો આજે આપણને મેમ્ફીસના પૂરાણા કેટલાક અવશેષો સિવાય અન્ય કશુ યે નથી દેખાતું

મેમ્ફીસના પ્રાચિન અવશેષો

બીજા રામસેસના બે મહાન પ્રચડ પૂતળાઓ અત્યારે પૂરાતન ખંડિયેરાવસ્થા ભોગવી રહેલા આપણે જોઇ શકીએ છીએ મ્હે જે પ્રથમ પૂતળુ જોયુ તે ગ્રેનાઇટ પત્થરનું સુંદર કલાવન્ત દેખાય છે. એની આખો અને મુખડુ જોવા માટે એ મહાન પ્રચડ પાષાણમૂર્તિની છાતી ઉપર આપણે ચ્હડવુ પડે છે

અંદરના ભાગમા જવા માટેની ટિકેટ લઇ જોતા એક બીજું જ એના જેવુ જ ભવ્ય અને પ્રચડ પૂતળુ દેખાય છે એને એક ઊંચા પ્લેટફોર્મ ઉપરથી નીરખી શકાય છે. જયારે એ સાવ સલામત હતું ત્હારે તે ૪૨ ફીટની ઊંચાઇનું ભવ્ય પ્રચડ પાષાણનું પૂતળુ હતું પછીથી એને સીગનોર કેવીગનીઆ અને મી૦ સ્લોન બ્રીટીશ મ્યુઝીઅમમા મૂકવા ઇંગ્લેંડ લઇ જવાની શોધ કરી ગયા હતા પરન્તુ એમ કરવા માટે હજી સુધી કોઇ પણ જાતનો પ્રયત્ન કરવામા આવ્યો નથી પત્થર ઘણો જ મજબૂત, સફેદ દૂધીયા રંગનો લીસો-ચીકણો ચકચકાટ કરતો અને બહુ જ કઠણ છે એને પોલીશ કરવામા આવે તો એનું મૂલ્ય અને શોભા બેવડા વધી જાય તો નવાઇ જેવુ નહિ જ. રાજાના ગળામા એક સુંદર મીનાત-નેકલેસ લટકાવવામા આવેલ છે અને એક છાતી ઉપર રાખવાની પ્લેટ દેખાવ દે છે પટ્ટાની બાજુએ, બરાબર મધ્ય ભાગમા એનું નામ અને એની ઓળખાણ આપવામા આવી છે એના એક હાથમા એક સ્ક્રોલ પકડેલી છે એના એક છેડે એનું પોતાનું નામ લખેલ છે Amen-meri—Ramesus "આમીનનો આશક-રામસેસ" એની પાસે જ એની કન્યાનું પુતળુ દ્રષ્ટિગોચર થાય છે એનો ખભો એ પ્રચડ મૂર્તિના પગના ઘુંટણ સુધી જ પહોચે છે, એટલે એ એના પ્રમાણનો વિચાર હેય વાચનાર ! તું જ કરી લેજે એનો ડાબો ખભો નાશ પામ્યો છે અને આ મૂર્તિનો ઉપલો ભાગ જરાક જીર્ણ થયેલ દેખાય છે પરન્તુ નીચેના ભાગનો ચકચકાટ અને ઝમક હજી તેવા જ લાગે છે એના ચ્હેરાના ભાવોનું

નવાઇ સરખી સુંદર પ્રતિમા

આમીનનો આશક રામેસસ



દર્શન ઘણું જ કુમાશભર્યું અને સૌન્દર્યની વાસ્તવિક ભાવના જેને કહીએ એવી વસ્તુથી ઘેરાયલું છે. કદાચ આ મૂર્તિઓ વિષે જ હેરોડોટસ અને ડાયોડોરસ બોલી ગયા છે તે ટોળાં ટાહના મંદિરની સ્હામે જ ઉભેલાં છે. એમ આપણને સ્મૃતિપટ ઉપર તરી આવે છે અને જાણે સૅાફેટીસે પૂર્વની જાતો ઉપર પોતે વિજય મેળવ્યો હોય એની યાદમાં આ વસ્તુઓ બંધાવી હોય ને !

આગળ જતાં બીજી કેટલીક મૂર્તિઓના અવશેષો જોઈ શકાય છે. કેટલીક મૂર્તિઓને તો તાજી જ ખોદી કહાડેલી છે એમ ત્હમે ઓળખી શકશો. એમ્હાં મીસરી પૂરાતન રીતભાત અને જાહોજલાલી તથા અલંકારદર્શનનું આપણને આછું ભાન થાય છે.

**ટાહના મંદિરના અવશેષો**

એની દક્ષિણ દિશાએ નીચે આવતાં ટાહના મંદિરના અવશેષો દષ્ટિગોચર થાય છે. એમ્હાંથી ખોદકામને લીધે પૂરાતન સ્થંભો અને મૂર્તિ જેવી આકૃતિઓ જડી આવે છે. બે મહા પ્રચંડ પૂતળાંઓ હાથમાં રાજદંડ લઇને ઉભેલાં હમણાં ખોદી કહાડવામાં આવેલાં છે. ત્હેને બરાબર દિવાનના મધ્ય ભાગમાં ગોઠવી દેવામાં આવ્યાં છે. બીજી એક ગ્રેનાઇટની નૌકા ટુરીનની નૌકાના આકારની મળી આવી છે. આગળ જતાં દૂર દૂર નીલ નદીની હરીયાળી ભુમિમાં ક્‌હાંક ક્‌હાંક ખંડિયેરોના અંતરધ્વનિના પડઘા જાતે સાંભળતા હોઇએ એવો આભાસ થાય છે. ત્હાં હમેશના નીર અને નીલા મયદાનોમાં નિર્દોષ કુમાશભરી સુંદર ક્રિડામય જીવનપ્રણાલિથી આપણું હૃદય અલ્લાહની સુંદર અગમ્ય કલ્પના આગળ લળી પડે છે. ત્હાં બાજુમાં 'રેઝર વૉયર'–તળાવ–ટાંકા જેવો એક પાણીનો કુંડ દેખાય છે. આગળના જમાનામાં તે ચોક્કસ કુંડ જ હોવો જોઈએ એમ લાગી આવે છે. હમણાં એનો કિનારો નષ્ટ પામ્યો છે. આના સીમાડે મી૦ એરીએટે નવું શોધી કહાડેલ રામસેસ બીજાનું દેવાલય–દષ્ટિગોચર થાય છે.

**રામસેસ બીજાનું દેવાલય**

અહિં એક ૪૨ ફીટ લાંબુ ઉંચું ગંજાવર અમેનના આશકનું પૂતળું જ કોણ જાણે એના સાચા પ્યારને લીધે વખતની મશ્કરી કરતું હજી અમર અને આબાદ ખડું છે: આ મ્હોટા બાવલાને કેપટાઉનના સંગ્રહસ્થાનમાં લાવવા માટે



મેં બ્રિટીશ સંગ્રહસ્થાન સાથે પત્રવ્યવહાર કર્યો હતો. કે મારે ખર્ચે અહિંથી ઉપાડી દક્ષિણ આફ્રિકામા આવવામા અને મારે નામે કેપટાઉનના સંગ્રહસ્થાનને ભેટ આપવામા આવેલ; પણ તે ફળિભૂત કરવામા હું હજી સુધી નિષ્ફળ જ ગયો છું: બાકીનું બધું જ નાશ પામ્યું છે. ફરતા કાળચક્ર પાસે બધું જ ફના થયુ છે. એ યુસુફ અને ઝુલેખાનો કિસ્સો શાયેરાને ગાવાને પ્રેમીઓને યાદ કરી ઉના નિઃશાસા નાખવા અમરતા મેળવી ગયા છે. મેમ્ફીસ માટે એક ઉર્દુ શાયરે ગાયું છે.

શાહે યુસુફ કિન આની
　　ઝૂલેખા મીસરકી રાની,
કિયે સબ મૌતને ફાની
　　આખીર ખાક હો જાના.

## સક્કારા

### પ્રકરણ ૨૯ મું

સક્કારાને નેક્રોપોલીસ

મિત્રાહીના નામક ગામડાની હદ પાર કરતાં આપણે એક ફળદ્રુપ મયદાનમાં આવી પહોંચીએ છીએ. આગળ જતાં જુના આરબ પુલને પાર કર્યા બાદ જ્યહાંથી આખા મેમ્ફીસને અને આસપાસના ગામડાને પાણી પૂરૂં પાડવામાં આવે છે, ત્યહાં મીનસે ખોદાવેલા તળાવ આગળ આવી પહોંચીએ છીએ. મિત્રાહીનાથી સક્કારા ગામ જવાનો સિધો રસ્તો છે. ઉત્તર દિશાએ, તળાવ પર પહોંચતાં પહેલાં મુસાફરી કરનારાઓ અહિં પોતાને માટે તંબુ ઠોકી શકે એટલા માટે સુંદર સગવડ ત્હેમને અહિંની વનવૃક્ષની ઘટા અને કુદરત આપે છે.

સક્કારાની બાજુનું નેક્રોપોલીસ પૂરાણામાં પૂરાણું કહી શકાય. મેમ્ફીસની આ સજનજૂની માતભૂમિ કહાએ ત્હોયે શું ખોટું છે ? ગીઝાના નેક્રોપોલીસની જેમ જ આ સક્કારા પૂરાતન સામ્રાજ્યના કબજામાંનું છે. બરાબર મધ્ય ભાગમાં કૈંક વિચિત્ર દ્રષ્ટિએ બાંધેલી 'સ્ટેપ પીરામિડ'ને નામે જાણીતી થયેલી પિરામિડ દૃષ્ટિગોચર થાય છે. ત્રીજા વંશના ઝીસરે બાંધી હોય એવી લોકવાયકા સંભળાય છે.

આ પીરામિડની ઉત્તર બાજુએ આ પૂરાતન સામ્રાજ્યની કબરો આવેલી છે. તેને લીધે જ કેરોનું મ્યુઝીઅમ એક સુંદર વસ્તુ બની શકી છે અને જૂની સંસ્કૃતિના નાદર નમૂના જોવા હોય તો અહિંની કબરો અને પિરામીડના આલેખનો આપણુને સ્પષ્ટ બતાવશે. અને ત્હેમાંયે ખાસ કરીને થી, ટાહ-હેનેપ, સાબુ અને એવા બીજા ઘણાજ સુંદર અને રસિક નોંધવા લાયક છે. પિરામિડની દક્ષિણ બાજુએ ૧૮ મી અને ૨૦ મી વંશાવલીની કબરો આવેલી છે. આની અંદર "ધી ટેબલેટ ઓફ સક્કારા" નામક પૂરાતન રાજાઓની યાદી મળી આવી હતી. પૂર્વ તરફ પિરામીડની બાજુએથી ખેડાયેલા પ્રદેશ તરફ જતા ત્યહાં આગળ સુંદર પૂરાતન રાજવંશની અને ૨૬ મી વંશાવલીના એક રાજાની તથા તેની ત્રીજી પેઢીની કબરોની હાર જોઈ



મિસર દેશની અને પહેલી પીરામીડ જે લગભગ ઈ. સ. ૬૦૦૦ વરસ પહેલાની ગણુાય છે ને હાલમાં સ્ટેપ પીરામીડ નામે ઓળખાય છે.



મીસર દેશના પાંચ
હજાર વરસ પહેલા
ના રાજા રાણીના પુ
તળા જે અતી પ્રાચી
ન હોવા છતા હજી
જળવાઈ રહ્યા છે

શકાય છે. આગળ જતાં ગ્રીક મરુંભૂમિ આવે છે. અહિં ગ્રીક પેપરીની ઘણીખરી કબરો દેખવામાં આવે છે. એમ્હાંથી ઘણીખરી તો યુરોપિયન મ્યુઝીઅમોમાં ગોઠવી દેવામાં આવેલી છે.

પીરામીડની ઉત્તર તરફ અને જૂની કબરોની પશ્ચિમે બાજુએ સેરાપિઅમના ખંડિયેરો આવેલા છે અને ૨૧ મી વંશાવલીની શરૂઆતમાં નીચે ભોમતળીયે સેરાપિઅમ તરફ જવા માટે એક રસ્તો ખોદવામાં આવ્યો હતો. એને અત્યારે એપીસ મોસ્રોલીઅમ કહેવામાં આવે છે. કેરો મ્યુઝીઅમમા અત્યારે જે ઘણાંખરાં પૂતળાંઓ પડેલાં છે તે અગાઉ અહીંથી ખોદી કઢાડવામાં આવ્યા હતાં.

સક્કારા પ્લેટો ઉપર કેટલીક પિરામિડો પણ આવેલી છે. એમ્હાથી ખાસ કરીને "પિરામિડ ઓફ ઉનાસ" નામક ૫ મી વશાવલીની પિરામિડ જોવાનું મુસાફરો વધુ પસંદ કરે છે. જો કે બહારનો ભાગ ઘણીજ ખંડિયેરાવસ્થામાં જોવામાં આવે છે. પરન્તુ અંદરના ભાગના રક્ષણાર્થે અંદર ઠીક પગલો લેવામાં આવ્યા છે. બરાબર અંદર પ્રવેશ કરતાંજ એક વિશાળ કક્ષમા આપણે આવીએ છીએ. એની દિવાલ અને સ્થંભોના રંગો કુમાશભર્યો નીલા અને આસમાની રંગો છે. આગળ જતાં એક પ્રચંડ 'સાર્કોફેગસ' આવે છે. દિવાલો ઉપર સાદી પણ કલાવન્ત પેટનો કરવામા આવી છે.

પિરામીડો

મીત્રાહિનાની થોડેક દૂર જતાં સઉથી મ્હોટી સક્કારાની પીરામીડ જોઈ શકાય છે. એને 'સ્ટેપ–પિરામીડ' કહેવામાં આવે છે. આ વિજયસ્થંભની તારીખની હજી સુધી ચોક્કસ શોધ થઈ નથી; પરન્તુ ઘણું કરીને આખા મીસરમાં આ પિરામિડ સહુથી જૂનામા જૂની કહેવાય છે. એમ માનવામાં આવે છે કે આ પિરામિડ ત્રીજી વંશાવલીના રાજા ઝીઝરની છે. એ એવી રીતે બાધવામા આવી છે કે એક પછી એક પગથીઓથી આપણે ઉપર ચ્હડી શકીએ. એવી પાચ ડીગ્રીઓ જોઇ શકાય છે. અત્હારે તે ૧૯૭ ફીટ ઉચાઇ છે. એની આસપાસ પવિત્ર એન્કલોઝરથી એનું રક્ષણ કરવામાં આવે છે. એ વાડ–એન્કલોઝર લગભગ ૧૭૫૦ ફીટ x ૯૫૦ ફીટ છે. અંદર તો વિચિત્રતાભરી રચના જોવામાં આવે છે. ઉપરનો ભાગ ઘુમ્મટના આકારનો છે અને મૂળ તો એ લાકડાથી રચવામાં આવ્યો હતો. અને ત્હેનું તળાયું

ગ્રેનાઈટના ટુકડાથી મજબૂત કરવામાં આવ્યું છે. અંદર વળી એક ઓરડી છે. એની અંદર જવા માટે એક મોટો ગ્રેનાઇટનો પત્થર ઉચકવો પડે છે. એનું વજન લગભગ ૪ ટન જેટલું માનવામાં આવે છે. એ પિરામીડમાં અસલના વારાના શિલાલેખો જોવામાં આવે છે. આમાંના બે કક્ષની બાજુમાં નીલા રંગના રંગથી રંગવામા આવેલ છે. અંદર જતાં તૂટેલાં આરસોના ટુકડા વિ૦ મળી આવે છે.

આ સ્ટેપ-પિરામિડની આગળ જતાં ઇંટની બીજી ખંડેરાવસ્થામાં પડેલી પિરામિડો દેખાય છે. ત્હેમાંની મ્હોટામા મ્હોટી ટેટા નામની પિરામિડ છે. એમ્હાં કેટલીક કબરો પણ નિહાળવામાં આવે છે.

**મીરાની કબર**

ટેટાની પિરામિડની ઉત્તરે મો૦ ડ મૉરગાને ૧૮૯૩ મા થી જોવા બે મહા પ્રચંડ મસ્તબાની શોધ કરી હતી. એમા સઉથી ખાસ તોમેરાની મસ્તબા' કહી શકાય, અને ત્હેની બાજુમાં એની મહેરદાર પત્નીની હુર-ઉઆત-ખર્દની કબર પણ જોઇ શકાય છે. બાજુમા ત્હેના બેટા ટેટા મેરીની પણ છે, એમ્હાં લગભગ ૩૨ વિશાળ કક્ષો છે. એમ્હાંથી ૨૧ કક્ષો તો મીરાના પોતાના છે. અને ૬ તો એની ઉઆત-ખર્દને તાબે છે તેમજ બીજા પાંચ એના બેટા ટેટી મેરીફ કબજામાં છે.

અંદર પ્રવેશતા પહેલા કક્ષમાં 'મચ્છજાળ' 'હીપોપોટેમસનો શિકાર' ના દેખાવો જોવા જેવા છે. બીજા કક્ષમાં 'મમી શૅફ્ટ' જોવાલાયક ખરૂં. ૫ મા કક્ષમાં સુંદર કલાવન્ત કારીગીરીના નમુનાઓ અને સુવર્ણનું કમાલ કામ જોવા જેવું છે. ૬ ઠ્ઠા કક્ષની દિવાલ ઉપર નાચનારીઓનું રેખાંકન જોવામાં આવે છે. આઠમા કક્ષની ઉત્તરીય દિવાલ ઉપર શરાબખાનું-બતાવવાની રીતિ દેખાવામાં આવે છે. નવમા કક્ષમાં સ્હામે એક મહા 'સ્ટેલા' દેખાય છે: એની આગળ એક પિડાતા મનુષ્યનું સુંદર ભાવવાહી પુતળુ નજરે પડે છે. કેટલીક કબરોમાં ખોટાં બારણાં જોવામા આવે છે. દિવાલો ઉપર પ્રાણીઓનાં ચિત્રો જોવામાં આવે છે; બીજી કેટલીક દિવાલ ઉપર નટો અંગકસરત કરતા હોય એવા રેખાંકનો જોવામાં આવે છે. ૧૨ મા કક્ષમાં નોકરો રહે છે, એવો ભાસ સ્પષ્ટ દેખાય છે. ૧૪ મા કક્ષ 'સરદાબ' [illegible] ૨૩ કક્ષો 'સ્ટોરરૂમો' હતાં. ૨૩ મામા [illegible] હતો. ૨૪ [illegible] રહેલા અને દિવાલો



ઉપર મેરીનાના નોકરોનાં ચિત્રો દેખાય છે. ૨૫ મા કક્ષની દિવાલો ઉપર વરઘોડો, સરઘસનાં દ્રષ્યો દેખાય છે. ૯ મો કક્ષ જાણે ધાર્મિક ક્રિયા માટે હોય એવો ભાસ થાય છે.

**કોએનની કબર**

કદાચ કાએનના મસ્તબા ઉપરતું કોતરકામ મેરાની કબરના કોતરકામની કલાને પણ ટપાવી જાય તેવું ખરૂં. અંદરના દેખાવો ઉપરોક્ત કબરમાં જણાવ્યા ત્હેના જેવી જ છે. ફક્ત આમાં કોતરકામની અને કલામય શણગારની વધુ સચોટ અસર જણાઇ આવે છે.

અહિંથી આ સ્થળનો ત્યાગ કરી આગળ જતાં મહંમદઅલીની મસ્જીદ સ્હામેથી એના મીનારાઓનો પ્રતાપ દેખાડતી આપણે જોઇ શકીશું. તેવી જ રીતે બાજુએ ત્રણ ગીઝા પિરામડો પણ દેખાય છે.

**થીની કબર**

ત્હેનાથી આગળ જતાં 'થી'ની કબર આવે છે. પ્રાચિન મહાસામ્રાજ્યની પ્રતાપશાળી જાહોજલાલીનો ભાસ પામવો હોય તો આ કબરનું બારીકાઇથી અધ્યયન કરવું એવી મ્હારી માન્યતા છે. અત્યારે મસ્તબા રેતીથી ઘેરાઇ ગયો છે. પરન્તુ અંદરનાં વૃક્ષો સારી સ્થિતિમાં રક્ષાયેલાં છે. અને આની અંદરની દિવાલો ઉપરનું શિલ્પકામ કોઇને હરાવી દે તેવું સુંદર કલામય છે. એની હુસનની કલાવન્ત કારીગીરીનો આપણને અહિં ખ્યાલ આવે છે. એના રંગની ખૂબી અને પ્રતાપ જાળવી રાખવા માટે ઠીક પ્રયાસો કરવામાં આવે છે.

આ રેતાળ ભૂમિની નીચેના કક્ષોમાં ઉતરતાં અંદરના ભાગમાં એ મહાન સ્થંભો આપણી નજરને આકર્ષવા પ્રયત્ન કરે છે. એની ઉપરની આકોમાં એના માલિકના નામના શિલાલેખો જોઇ શકાય છે. એનો માલિક એક ધર્મગુરુ હતો. એનું નામ થી હતું. તે ૫ મી વંશાવલીને આશ્રયે મેમ્ફીસમાં રહેતો હતો. રા તેફ્ર–આરકાના રાજ્યતંત્ર હેઠળ એનો પ્રભાવ સારો સુંદર અને ગણત્રીબાજ હતો, રા–તેફ્ર–આરકા, રા–એન સુઅસ અને કાકા રાજાઓનાં નામો દિવાલો ઉપરના લેખોમાં પ્રાચિન મિસરી ભાષામાં આલેખવામાં આવ્યાં છે. રાજવંશ કુટુંબની એક સુંદર કન્યા નેફ્ર–હેતેપ–સની સાથે ત્હેનું લગ્ન થયું હતું. અને ત્હેના દીકરાઓ થી અને તામુતના ચિત્રો આખી કબરમાં અગ્રસ્થાને બિરાજે છે.



વિશાળ કક્ષની એક બાજુએ થીનું સુંદર રંગીન ચિત્ર જોઇ શકાય છે એની બાજુમા ભેટ આપવાની ક્રિયા બતાવવામા આવી છે આગળ જતા એક બીજો વિશાળ કક્ષ આવે છે, એની ઉપરના ઘુમ્મટને મ્હોટા મ્હોટા સુંદર કારીગિરીભર્યા સ્થંભોથી ટેકવવામા આવ્યો છે. આગળ જતા રૂમ નં ૬ મા પક્ષીઓના ચિત્રો બતાવવામા આવ્યા છે એક રસ્તો છેક અંદરના ભાગમા દોરી જાય છે ત્યા મસ્તબા દૃષ્ટિગોચર થાય છે. સા થીનું સેકરો-ફેગસનો મ્હોટો પાષાણુ આપણે જોઇ શકીએ છીએ

આગળ જતા આ જગ્યાનો ત્યાગ કર્યો બાદ આપણે એક બીજા રૂમની દિવાલ પાસે આવીએ છીએ એની ઉપર ઘરના નોકરો વાર્ષિક ઉત્સવ માટે ફ્રુટો લઇ આવતા હોય, કોઇ સુંદર તેલના ઘડા લઇ આવતા હોય, તો કોઈ સુંદર ખુશબોદાર રસિક અત્તરથી ભરેલ વાઝો લઇ જતા હોય, કેટલાકો બળદગાડીમા માલ ભરીને લઈ જતા હોય એવુ જોવામા આવે છે આગળ જતા તે જ ઓરડામા કેટલાક માણસો થીની પ્રતિમા ચિતરતા હોય એવા ભાવના સુંદર રેખાંકનો નિહાળી શકાય છે કેટલાકો એની આસપાસની જમીન ઉપર ઉગેલા ઝાડો ઉપર પાણી પાઈ રહ્યા હોય એવુ દેખાય છે. એરોગ્લાઇફ્સ આપણને સ્પષ્ટ કહી દે છે કે એક પૂતળુ સાવ સીસમનું બનાવેલું છે બીજુ એક પૂતળુ "થોર્ન અકાશિયા" નામક લાકડાનું બનાવેલ છે એની ગેલેરીને છોડી દેતા આગળ એક ભોજનાલય જેવુ ગૃહ આવે છે, એની દિવાલો ઉપર 'બેકર' અને કુમ્ભકારો પોતાના કામમા મશગૂલ દેખાડવામા આવ્યા છે

કેટલાંક પુરાતન રેખાંકનો

કોરીડોર ૭ આગળ પુન આવતા દિવાલ ઉપર મ્હોટા હલેસાની મ્હોટી હોડીઓ દેખાય છે એમા પેસેન્જરો સફારા, ખિડાતા મનુષ્યનું પૂતળુ જોવા જાય છે કેપ્ટન એક છેડે ઉભેલો દેખાય છે, એ કક્ષમા તો કલામય અવર્ણ્ય કારીગીરીભરી ડીઝાઇનો જોવામા આવે છે. સાતમામા થી પોતે છીછરા પાણીમા રમત રમતો ઉભો છે એક હાથમા એક પક્ષી છે અને બીજા હાથમા એક લાકડી છે, તેને તે ફેરવી રહ્યો છે, નીચે એક હોડી છે. એની આગળ હીપોપોટેમસ અને જગલી મગરો ડોકીયા કરતા ભયકર હાસ્ય હસી રહ્યા હોય એમ દેખાય છે ત્યાના કેટલાક નોકરો એનો શિકાર કરવા



મીસરની મહારાણી
જેણે પોતાના ભાઇ
સાથે લગ્ન કર્યાં હતા
તેનું સ્મારક



રાજા સેટીના વખતનું
પુરાણું ચિત્રામ રાજાની
હજુરમાં પૂજારી દેવોની
પવિત્ર પ્રસાદી લઈને
હાજર થતા જાય છે



માંગતા હોય એવો ભાવ વ્યક્ત થાય છે અને બાજુના બારણાંની ઉપર ખેતીવાડીનાં દશ્યો દેખાય છે. અગીયારમો કક્ષ ન્યાયાલયનું દશ્ય બતાવે છે. કેદીઓને ન્યાયાધિશ સમક્ષ ઢસડી લાવવામાં આવે છે. ૧૨ મા કક્ષમાં વ્યાપારીઓ સોદો કરતા હોય, સુતાર કામ કરતો હોય તથા શિલ્પી, કડીઆઓ, મોચી વિગેરે મજુર અને કલાકાર વર્ગનું રેખાંકન સરસ રીતે આલેખાયું છે.

દીવાલ ઉપર ખેતીનું લણવાનું કામ તથા વહાણોનું બાંધકામ દેખાય છે. આવું છાપરૂં ખરેખર નોંધવા લાયક ખૂબીભર્યું છે, જાણે તાડના ફણા હોય એવું લાગે છે.

ટાહ-હેટેપની કબર

'એપીસ મુઝોલીઅમ'ની દક્ષિણ દિશાએ આવેલી આ કબર પણ જોવા જેવી તો ખરી જ. પણ અત્યારે એનું પ્રવેશદ્વાર રેતીના સખ્ત મારાથી લગભગ બંધ જેવું થઈ ગયું છે. અંદર દાખલ થવા માટે ગીઝા મ્યુઝીઅમના ડાયરેક્ટર ઓફ એન્ટીકવીટીઝની રજા લઇ અન્દર જઈ શકાય તેમ છે. એમાં ફક્ત એકજ વિશાળ કક્ષ આવેલો છે. એની દિવાલો ઉપર આગળ જે દેખાવો હું ચીતરી ગયો છું તેવાજ દેખાવોનાં રંગીન ચિત્રો આલેખાયેલાં છે, એમાં એક જાતની વિચિત્રતા માલુમ પડયા વિના રહેતી નથી, કઈ હોય, તેનો વિચાર સહજ આવે છે, કારણ કે નિશ્ચય સ્હમજાવતા જ નથી. આની અંદર શિલ્પ કલાકારોને ઇનામની વ્હેંચણીનું જે સુંદર રેખાંકન યુક્ત ચિત્ર આલેખવામાં આવ્યું છે તે ખરેખર જોવાલાયક અને પ્રશંસાને પાત્ર છે. બીજું, ઉસર-કાફ, મેન-કાઉહોર અને આશાની હેઠળ જે કાર્યાલયો ટાહ-હેટેપ ભરતો તે બેઠો છે અને ત્હેની સ્હામે જ એને માટે ભેટો લાવતા નોકરોનું સરઘસ પસાર થાય છે. તેમનો નાયક એક ધર્મગુરૂ છે. તે ધાર્મિક ગાથામાંથી સ્તોત્રો ગાઈ રહ્યો છે. જ્યારે બીજા નોકરો ટેબલ ઉપર પોતાના હાથમાં લાવેલી ભેટો રાજાની સમક્ષ રજુ કરે છે.

આસપાસ રણ છે: હજી પણ ખોદકામ ચાલૂ જ છે. એમ્હાંય અવનવી શોધખોળ થયા જ કરે છે અને આવી જાતની જ કબરોનો પત્તો એક પછી એક લાગ્યા કરે છે. અંદરથી કબ્રસ્તાન જેવા ઘટો હાથ લાગે છે; ત્હેમાંથી, ખોપરીઓ, પાંસળીઓ, હાડકાંઓ તથા કપડાં-વસ્ત્રો હથીયારો ઇત્યાદિ મળી



આવે છે. આમાંથી કેટલાંક દફન સ્થળો તો ઘણાય મોટાં હોય છે: જેમાં એકસો શરીર સમાઇ જાય છે.

સક્કારાના ભોંયરાંઓ જોઈને અમ્હે પાછા ફર્યા. અહિં મેમ્ફીસ પાસે હાલ ઈલગબરી અને મિતરહીના નામના ન્હાનાં ગામડાંઓ આવેલાં છે. આસપાસ હજી ખોદકામ ચાલે છે.

હવે હું લક્ષર જોવાની આતુરતા રાખું છું; તેથી તા. ૫-૧૧-૧૯૦૨ ના બુધવારે રાત્રે અસ્યોટ ગામમાં લક્ષર આવ્યો. સ્ટેશન નઝદીકની હોટલ જે ફક્ત ચ્હા પીવાની જ હોટલ જેવડી હોટલ છે ત્યાં ઉતર્યો. હાથમોઢું ધોઇ જમીને થાકયોપાકયો સુઇ ગયો.

**સૌથી સરસ જોવા લાયક મથકો લક્ષરમાં છે.**

કહેવાય છે કે આખા ઈજીપ્તમાં આવેલાં ખંડિયેરોમાં સૌથી જોવા લાયક મથકો અહિં લક્ષરમાં આવેલાં છે. સ્હવારમાં લોમિયાને લઇને રખડપટ્ટી કરવા નીકળી પડયો. પહેલા Tample of Luxor લક્ષરનું મંદિર જે નીલ નદીના કીનારા ઉપર ભૂખરા રંગના આરસના પત્થરનું બનાવેલું છે ત્યાં જઈ પહોંચ્યાં. આ મંદિર પાસે ઠેકઠેકાણે રામેસસ બીજાનાં બાવલાં ઉભાં કરવામાં આવેલાં દેખાય છે. આજે બધાં બાવલાંઓ કોઇને કોઈ ભાગમાં બીસ્માર અને ખંડિયેર જેવાં તૂટી પડયાં છે. એ બાવલાંનાં માથાં તો તૂટી જ ગયાં છે. બધાં લાલ કાબરચિતરા અને કાળા કાબરચિતરા રંગના પત્થરના બનાવેલાં છે. બાવલાંઓ ગણી જોતાં તેમાનાં અગીયાર બાવલાંઓ કાંઇ પિછાણી શકાય એવી હાલતમાં જણાયાં. રામેસસનો ચ્હેરો હસમુખો અને સુંદર છતાં ગુસ્સાવાળો અને ક્રોધી જણાય છે. કોતરનાર શિલ્પીએ બે ભેગી લાગણીનું આબું મિશ્ર ચિત્ર ચહેરાપરે ઉતાર્યુ છે. અહિં આવેલાં ખંડિયેરોનું ટુંકું ટુંકું વર્ણન હું આપતો જઈશ; જેથી વાચકને અહિં વેરાયલી કલાના નમુના તેમજ ઐતિહાસીક વસ્તુઓનો કાંઇક ઝાંખો ખ્યાલ મળશે.

એક મ્હોટો ૧૫૦ ફીટ ઉંચો અને ૩૫ ફીટ ગોળાકાર મ્હોટો સ્થંભ આવેલો છે: તેની પાસે રામેસસના પૂતળાની બાજુમા તેની ઔરતનું પૂતળું આવેલું છે: અહિં આવેલા દેવળની અંદર એક તખ્તી પ્રાચિન રોમન ભાષામાં લખાયેલી જડે છે: એ દેવળમાં લાલ પત્થરના ૫૦ ફીટના બે જબરા સ્થંભો આવેલા છે. એ ઓટલમીલાદ નામે ઓળખાય છે. તે કહેવાય



છે કે અસલના રોમનો આ જગ્યાનો ઉપયોગ દેવળ તરીકે કરતાં હતાં. પાસેની ભીંતો ઉપર નકશીકામ જેવા ચિત્રકામના અમર નમુનાઓ આવનાર મુસાફરોને ચકિત કરે તેવા છે. આજે સાત સાત હજાર વરસ થયાં હતાં, એ કોતરકામ જેમનું તેમ જોઇ શકાય છે. જે ચિત્રોમાં રાજા રામેસસ બીજાના અનેક ભાવો અને હલનચલન અને કેટલાક ઐતિહાસીક અણુકિકેલ્યા એવા પ્રસંગો કોતરાયેલા છે. તેમાં એકની અંદર રાજા રામેસસ બીજાના હાથમાં ગ્લાસ છે. જ્યારે બીજામાં બન્ને હાથમાં પ્યાલો છે. ત્રીજામા તેની પાસે જમવા માટે રોટલી ઇંડા વિગેરે ખોરાક પડેલો છે. એ રાજાને માથે સર્પચિન્હ આકારનો મુગટ છે. એથી એ યુગમાં નાગદેવતાને પૂજનારી પ્રજા હયાત હતી, એમ જણાય છે. આ મંદિરની છત અને જમીન એકજ અખંડ પત્થરની હોઇ જોનારને હેરત કરે છે. પાસે પાસે પુરાણી ઇજીપશીયન ચિત્રલીપીમાં અનેક બાબતો લખાઇ પડેલી છે. આ મંદિરના બહારના ભાગમાં થોડે દૂર કનીયો પોત્રાના મીનારા જેવી ઇમારત જેને યાદગીરીનો પાળીયો કહી શકાય એવી બસો ફીટ ઉંચાઇનો અને ૯ ફીટ પહોળાઇનો એક પાળીયો ખડો કરવામાં આવેલો છે, તેની ઉપર સુંદર રીતે ચિત્રલીપીમાં કેટલાક લેખો કોતરવામાં આવેલા છે. પાસેજ માથું તૂટી ગયું હોય એવા ત્રણ બાવલાં આવેલા છે. આ જાળવી રાખવા જેવી કિંમતી જગ્યા ઉપર અહિંનાં ગામડાના ગરીબ અને જંગલી લોકો મેલું ફેંકી જઇને ગંદકી કરે છે. અહિંથી થોડે દૂર યુસુફ અબુલ હજાજ નામના અમીરે બાંધેલી મસ્જીદ પણ વેરાન હાલતમાં પડી છે. લક્ષરમાં આવેલા ઉપલા દેવળની જગ્યા કંઇ ૧૦૦૦×૧૦૦૦ ફીટ જેટલી હશે, એ બધું ઉડતી નજરે જોઇને હું કરનાક તરફ વળ્યો. જ્યાં થીબ્સનાં ખંડિયેરો આવેલાં છે.

પુરાતન ઇજીપશિયન ચિત્ર લીપીના નમુના

કરનાક જગ્યાપર આવેલું ટેમ્પલ મુત નામે ઓળખાતું મંદિર તદન તૂટી ગયેલી ખંડિયેર હાલતમાં છે. છતાં એના બહારના ભાગમાં આવેલાં કુતરાની ઢબે બેસાડેલાં કાંઇ નહિ તો ૧૦૦ થી ૧૫૦ પુતળાંઓ છે. તેમાં ૫ થી ૬ તો વાંદરાઓનાં પણ છે. તેમજ કાળા પત્થરના લગભગ ૧૦૦ પુતળાં ૬ થી ૮ ફીટ ઉંચાં એવાં જોવાલાયક ખડાં છે. અહિંના દરવાજામા દાખલ થતા દરેક ભીંતે ભીંતે આપણને પ્રાચિન ચિત્રકળાકામનું દર્શન થાય



છે: તેમાંના બધાં રામેસસ ૩ જાનાં અને કેટલાંક રામેસસ ૨ જાના છે, એમ મ્હારા ભોમિયાએ બતાવતા કહ્યું. પાસે આવેલું ઝરણું અને તેની આસપાસનું પત્થરનું કોતરકામ જોનારને સ્હેજે લાગ્યા વગર રેહેતું નથી કે અસલ વખતમાં આ એક ખરેખર ખુબીદાર મથક હોવું જોઇએ. અહિં કરનાકના કુતરા આકારના બાવલાંઓની હાર લગભગ એક હજાર ફીટ લંબાય છે, તે ૫ થી ૧૨૫ ફીટ ઉંચો કમાનદાર દરવાજાનો આરકો આવે છે. તેમજ અહિં દેખાતાં દરેક દરવાજા ઉપર ગોળ આકારમાં વીંટળાયલાં સર્પના ચિન્હ દેખાય છે. જાણે નાગદેવતા આ મકાનનું રક્ષણ કરે છે, એમ બતાવવાનો ઉદ્દેશ હોય.

**રાજા ટોલમીનના વખતનો અતી પુરાણો કલામય દરવાજો**

આ મ્હોટા આરકા સાથનો દરવાજો સાત હજાર વરસો ગયા છતાં આજે પણ સાબૂત છે. તેની પર આવેલાં પૂતળાઓનું ચિત્રકામ અને લેખો રાજા ટોલમીનના વખતનાં ગણાય છે. એટલે દરવાજો ટોલમીન બીજાનો અને મંદિર રામેસસ ૩ જાના વખતનો ગણાય છે. આજે તો આ ભવ્ય ઇમારતના ખુણે ખૂણે ઘુવડો વસે છે. જ્યાં ત્યા ધૂમસ અને કચરો જામેલો છે. અહિંના રખેવાલ અલી રમઝાન નામના માણસને મહીને ૧૫ રૂપીયાનો પગાર મળે છે. આ બધાં મંદિરોના જુદા જુદા રખેવાળો મુકાયેલા છે, તેના ઉપરીને શેખુલ્લ ગુફરા નામે ઓળખવામાં આવે છે. આ વ્યવસ્થા માટે **મીસરમાં** ખેદીવે પણ એક કમીટી નીમી છે.

અહિં આવેલા **થીબ્સનાં** ખંડિયેરોમાં આજે ત્રણ વરસ થયાં એક દેવળ ખોદી કાઢવામાં આવેલ છે, તેમા એક રાજા ટોલમીન ૯ ના વખતનું છે. તે ઇબિતા નામના દેવતાનું છે. તેનો ચ્હેરો વાંદરા જેવો છે અને જાતે સ્ત્રી છે. સે ઇબિતા દેવી God of Ibita નામે ઓળખાય છે.

પુરાતને **મીસરી** રીવાજ મુજબ રાજા **તાતમુશ** ૧ લાની બેટી હેતેપસુ જે તેના ભાઇ સાથે જ પરણી હતી તેની યાદમાં બંધાવેલ પાળીયો રાણી કલીયોપેટ્રાએ બંધાવેલ તેના કરતાં વધારે મોહક છે અને ૧૫૦ ફીટ ઉંચુ છે. કહેવાય છે કે દુનિયામા આ અજોડ છે. લાલ સંગેમરમરના પત્થરનો છે: રાણી હેતેપસુ **તાતમુશ** ૩ જા સાથે પરણી હતી. એટલે તેના ભાઇ સાથે જ ! અહિં આવેલા એક પત્થર ઉપર રાજા **તાતમુશ** ૩ જાની મૂર્તિ છે. જેને માથે સર્પ આકાર મુગુટ છે અને ગુટણમંડીએ પડી ઇશ્વરને દેવો

# પૃથ્વિની પ્રદક્ષિણા



નીલ નદીની ભવ્યતામાં ઉમેરો કરનાર ઇજીપ્શીયન શિલ્પાકૃતિના આવા નમુનાઓને જોતાં એની અંદરના ઝીણવટથી યોજાયેલા શિલ્પને જોતાં જ આફરીન પોકારાઇ જવાય છે. મહામંદિરના મહાસ્થંભોના આ માત્ર ખંડિયેરોજ છે. લાલ પત્થરમાંથી કોતરાયેલા સ્થંભોમાં મૃતદેશમાંથી પાછા ફરેલા 'કા' કહેવાતા એક નાયકનું આ દૃશ્ય છે. એના બાંધનારની આ મંદિર અદ્દ્ભુત કાર્ય શક્તિ અને ઉચ્ચતર કલ્પનાગામી શિલ્પશક્તિની અદ્દ્ભુતતાનું ભાન કરાવે છે. આ ચિત્રકળા તો અનન્ત કહેવાય છે. એની જીવન્ત રૂપરેખા આજે પણ એમાં કોતરાયેલી નાટય માધાને પોકારતી હોય એમ લાગે છે. પહેલાં તો એની ઉપર લાલ, બ્લ્યુ, પીળા ઇત્યાદિ રંગોથી રેખાઓ આલેખવામાં આવી હતી પરન્તુ એનો તેજસ્વીય ભાગ કાળના વહન સાથે નાશ પામવ માંડયો છે. અત્યારે એની ઝાંખી જ માત્ર રહી છે. આ મહામંદિરની ભવ્ય કલ્પના હજી પણ જોનારને અદ્દ્ભુત રસમાં તરબોળ કરી નાખે છે.



રાજા ટોલેમી ૩ જા એ ઇ સન ૩૩૦ વરસ પૂર્વે બધાવેલુ કરનાક મંદિરનુ
આરકુ જે લક્ષર નગરના ઉત્તર તરફ નાઇલ નદીના તટપર આવેલુ છે

પાસેથી લાંબા આયુષ્ય માટે પ્રાર્થના કરી રહ્યો છે. રાજા તાતમુશ ૧ લા નો પાળાયો ૭૬ ફીટ ઉંચો છે, જે હેતેપસુના ઉંચા પાળીયા પાસે જ આવેલો છે. તે લાલ અને કાળા પાથરનો ચણેલો છે. પાસે જ તાતમુશ ત્રીજાના વખતની બંધાવેલ કલામય શિલીંગ જેની ઉપર મનોહર તારલા અને ગ્રહો ચિતરવામાં આવ્યા છે તે છે, બહાર સોપાન કરતાં માણસોની હારોહાર દર્શાવતાં ચિત્રો દેખાય છે. આગળ આ બધાં ઉપર સોનાની ગીલ્ટ હતી જે આજે લાલ અને લીલા રંગની દેખાય છે. આ બધાં ઉંચાં ઉંચાં કોતરકામો ઉંચી ગરદને જોતાં જોતાં મારી ગરદન જ અકડી ગઇ હતી. આવાં અદભુત ખંડિયેરો મ્હારા જોવામાં ક્યાંય આવેલાં નથી.

કરનાકમાં દેવલ બંધાવનાર પુરાણા રાજા સેટીનું એક મંદિર આવેલું છે, જે છેક જ તૂટી ગયું છે. તેમાં દેવતા અને દેવોનાં નામો લખાયેલાં છે. સૂર્ય દેવતાને, કોનશ કહે છે, જ્યારે ચંદ્ર દેવતાને હોરસ કહે છે.

અહિં આવેલાં ભોંયરાં જેવા મંદિરના કેટલાક સૈકાઓ થયાં બંધ પડેલા ઓરડાના દરવાજા ઉઘાડતાં જ અંદરથી અતિ ખરાબ વાસ આવે છે. તંદુરસ્ત માણસ પણ આ ગંધથી જરૂર માંદો પડી જાય, એવી તીવ્ર વાસથી ગાયું ફાટી જાય છેઃ સેટી પહેલાના મંદિરની ઉપરના એક ચિત્રની રહમજણુ નીચે મુજબ છે. રાજા સેટી હાથમાં ફુલો લઇને ચંદ્ર દેવતાને ઈંડા અને રોટીનું દાન આપે છેઃ

અહિં અલહેબની મૂર્તિ આવેલી છે. તેણે ઓહરામેગીજ નામે ઓળખાતી પીરામીડ બાંધી હતી. અહિં રામેસસ ૩ જો જેના હાથમાં છંદ-ગીની ચાવી અને સૌતનો ચાબકો પકડેલાં દેખાય છે તેમજ રામેસસ ત્રીજો સૂર્ય દેવતાને દાનદક્ષિણા આપતો દેખાય છે. પાસે જ ન્હાના મેજ પર ખાદ્ય ખોરાકીની સામગ્રી પડી છે અને ગળામાં મોતીની લાંબી માળા પણ સ્પષ્ટ દેખાય છે. લક્ષરના આ મંદિરોનાં ચિન્હો જણાતાં ૧૦૦૦ એકર જમીન પર ૪૭૦૦૦ પાઉન્ડ ખરચીને ખોદકામ કરીને આ બધું શોધી કાઢવામાં આવેલ છે.

ઓહરામેગીજા બાંધનાર અલહેબની મૂર્તિ.

એક કોતરકામમાં રાજા સેટી પહેલો યહુદી પ્રજાની કતલ કરવા તેઓને માથામાં પકડેલો જણાય છે. તેમાં અમ્મરા. ( પ્રભૂ ) એક તીક્ષ્ણ ધારદાર હથીયાર યહુદીઓની કતલ ચલાવવાને રાજા સેટીને આપે છેઃ એવો દેખાવ છે.



વિશેષ અજાયબી જેવી વાત એ જણાય છે કે એક તરફ પુરાણી નાઈલ નદીના ફાંટાની રેખા દોરવામાં આવેલી છે, તે આજના સુએઝની કેનાલ બરાબર ચિતરવામાં આવી છે. તેમાં માછલાંઓ તરતાં દેખાય છે એવું ચિત્રકામ છે તેમજ બીજી તરફ સીથી પહેલો બીદુઈન જાતના જંગલી અરબોને તીરોથી વિંધી નાખે છે. પાસે જ તેઓની ઢગલાબંધ લાશો પડેલી છે. આ બધા પુરાણા ઇતિહાસના કેટલાક અણઉકેલ્યા અમર પ્રસંગો છે.

સુએઝ કેનાલની પુરાતન રેખા

પાસે રામેસસ ચોથાની કેટલીક નિશાનીયો છે અને તાતમુશ ત્રીજાના વખતના મંદિરનો ઉપયોગ રોમન લોકો દેવળમા ફેરવીને કરતા હતા. ત્યાં સીકંદર એલેકઝાન્ડ્ર ગ્રેટનો એક ઓરડો આવેલો છે; જ્યા ૧૨ ફીટ જેટલી મ્હોટી પાખોનું ચિત્રકામ દેખાય છે અને એક ચિત્રમા અમ્મરા (ઇશ્વર) સિકંદર ઉપર પાખો પસારીને જાણે પોતાની છાયામાં રાખતો હોય એવો દેખાવ છે. આ અમ્મરા તે સૂર્ય દેવતાથી વધારે એટલે દેવોના દેવ તરીકે ગણવામાં આવે છે. જેમ ગ્રીકો જ્યુપીટરને પૂજતા તે મુજબ અમ્મરા માટે સ્હમજવું.

અહિં રામેસસ ૪ થાની કબર આવેલી છે. તે પહાડના ભોંયરામાં ઊંડો ઊંડો રસ્તો કાપીને બનાવેલ છે, તેમજ રામેસસ ૯ માની પણ કબર આવેલી છે. કબર સુધી જવાના ભોંયરાના માર્ગમા દીવાલ ઉપર અનેક પ્રકારનાં ચિત્રો અને લેખો કોતરાયેલા જણાય છે. ચંદ્રદેવતા તેની સ્ત્રી અને બાળકો. કેદીઓને લઇ જતાં દરોગા તેમજ રામેસસ ૯ ની કબરનો ઓરડો પણ અહિં જ છે. તેની પણ દિવાલો ઉપર અનેક પ્રકારનું ચિત્રકામ લીલા અને લાલ રંગમા દેખાય છે. મીણબત્તીના અજવાળામાં આ બધો દેખાવ કોઇ ભયાનક આગારમા જોતા હોઇએ તેમ આપણાં જ શરીરના મ્હોટા મ્હોટા ઓળા પડછાયા વચ્ચે જોતા એક પ્રકારની કંપારી છૂટતી હતી.

કબરના ઓરડાઓનો ભયંકર દેખાવ

અહિં રામેસસ ત્રીજાની એક ચિત્રતખ્તી આવી છે; તેમાં રાજા રામેસસ ચંદ્ર દેવ સ્હામે ખડો છે. રામેસસના માથા ઉપર માદરે સુલેમાન (સાઈરસ ધી ગ્રેટ) ના જેવું તાજ છે. પાસે જ તેની બે સુંદર પૂત્રીઓ નીફ્તીશ અને આઇસીશનાં ચિત્રો છે. આ કબરો માટે બનાવેલા ભેદી ઓરડાઓમાં જવાનો માર્ગ પણ તેટલો જ વિકટ અને ભૂલથાપ આપનારો બનાવવામાં આવેલો છે. વચ્ચોવચ્ચ ભેદી કુવા બનાવવામાં આવેલા છે, જે



અંધારામાં આવતા માણસને દેખાય જ નહિ, પરિણામે તે ત્યાં જ લથડીયું ખાઇને ડુબી મરે. તેમજ દિવાલમાં ચઢાણ ને ઉતરાણ એવા છે કે આવા કેંક આડા અવળા માર્ગો કર્યા છે. કે એક વખત ગયેલો આદમી કદાચ ભૂલો પડે તો ત્યાં જ અટવાઈ મરે.

અહિં આવેલા અગત્યા નામના પહાડ પાસે સેટી પહેલાની કબર આવેલી છે. આ ભોંયરૂં કહેવાય છે કે સાત હજાર વરસોનું પુરાણું છે. આજે આ અંધકારમય ઓરડામાં વીસમી સદીનું વિજ્ઞાન દાખલ થઇ ચૂકયું છે અને વિજળીની બત્તી મુકાઈ છે. જમાનાના જમાના સુધી બંધ અને અંધકારમાં રહેલા ભેદી ઓરડાઓ આજે સૂર્યના જેવી રોશનીથી ઝગમગી રહ્યા છે. અહિં પહાડ પાસે જ એક હોટલ છે. તેમજ રાણી હેતેપસુની કબર છેઃ તરસ ખૂબ લાગી હતી એટલે અહિંના આરબો પાસેથી માંગીને પાણી પીધું. તરેલી મરઘી લાવ્યો હતો તેનો લ્હેજદાર નાસ્તો કીધો. રાણી હેતેપસુની કબરમાં તેનું મડદુ (મમ્મી) ઉપાડીને કોઈ મ્યુઝીઅમ માટે લઈ જવામાં આવેલ છે. ફક્ત દિવાલ ઉપરનાં કેટલાંક જૂના કાળનાં ચિત્રો જરા વિચિત્ર છે. એક તરફ લશ્કરની પલટન આખી ખડી કરી છે. જ્યારે બીજી તરફ કાફલો દેખાય છે. ખજુરાનાં ઝાડ. નીસરણી, ભાલો તેમજ બીજાં ઓજારો દેખાય છે. એ લોકો ગાયને પૂજતા હતા તેમજ યજ્ઞમાં ગાયને હોમતા હતા. તેનું માંસ પવિત્ર ગણી ખાઇ જતા હતા, બધી વાતે આપણા હિંદુ ભાઇઓના સિદ્ધાંતોને મળતા આવે છે. અહિં એક ગાયનું ચિત્ર છે, તેની બન્ને બાજુ વાછરડાંને બદલે રાજપૂત્રો ગાયના આંચળો ચુસીને પી રહ્યા છે.

પુરાતન ગુફાઓમાં આજે નવું વિજ્ઞાન ઝળકી રહ્યું છે

અહિં પાસે બીજું પણ મંદિર છે, તેમાં ખાલી પથરા જ પડયા છે. અંદર મમી નથી.

હવે હું નાઇલ નદી પસાર કરી પાછો લક્ષર થઈને ૪ વાગે સેલાલ જવા રવાના થયો. અશવાન અને સેલાલ એકેકથી નજદીક છે; જ્યારે લક્ષરથી સેલાલ ૨૩૦ માઇલ દૂર છે. ૮ વાગે હું અદફુ પહોંચ્યો. આ ગામ ટેકરી ઉપર વસેલું હોવાથી દૂર દૂર દેખાતાં પુરાણાં મંદિરો અને ખંડિયેર મહાલયોના દેખાવ અતિ રળીયામણા અને અજબ શાન્તી છવાયલા શહેર જેવા લાગે છે.

**ઇજીપશિયનનો પોષાક અને ભાષા**

ઇજીપ્તના મરદોનો અસલ પોષાક અરબ બહુ જેવો મોટો ઝભ્ભો ઉપર બ્લુ કે કાળો હાફકોટ જેવો કોટ અને માથે સફેદ મુસ્લામી સ્ટાઈલની ટોપી, આસપાસ બે ત્રણ આંટા માર્યા હોય એવી પાઘડી. સ્ત્રીઓનો પોષાક પણ એવોજ છેક પગસુધી લાંબો ઝભ્ભો અને ઉપર ઘેરા રંગની ઓઢણી, અહિંના સ્ત્રીપુરૂષોની ચામડી શામળા રંગ કરતાં જરા વધારે કાળાશ પડતી લાગે છે. માથે પાણીના મીસરી ઘાટના કુંજા આકારના બેડા લઈ પાણી ભરવા જતી પનીહારીઓનો દેખાવ પરદેશીઓને ખાસ આકર્ષક લાગે છે. અસ્વાન ગામથી બોલી બદલાઇ જાય છે અને આ તરફના ન્યુબીઅન પ્રાંતના લોકો ન્યુબીઆની ભાષા બોલે છે. માથાના વાળ સોમાલી લોક જેવા ટુંકા અને બહુ બહુ તો નવ ઈંચ લાંબા રાખે છે. હું સેલાલમાં એક કાવાખાનામાં ઉતર્યો. હાલમાં અહિં નહેરને લગતું બાંધકામ ૪૫ લાખ રૂપીયાને ખર્ચે ચાલે છે, તે સેલાલ ગામ ઉજ્જડ થતું જાય છે. કારણ કે વખત જતાં આસપાસના ભાગની જમીન ખોદાઈને મ્હોટું તળાવ થઈ જશે. અહિં

**ફેરાઉનની આરામગાહ અને કેટલાંક પ્રાચિન મથકો**

આવેલી ફેરાઉનની આરામગાહ જે આશાયસ લેવાનું સુખવાસી મથક હતું તે જોવાને એક ન્હાની બોટ ભાડે કરી હું ઉપડયો. ફીલીપ ૧ લા નામે ઓળખાતા ભાગમાં આવી પહોંચ્યો, આસપાસનો કિનારો લીલોતરી હળીયાળાથી ભરપૂર ખુશનુમા મથક છે. નીલ નદીના ઝાંખા બ્લુ રંગના પાણીની આછી લહેરો અને ખુલ્લા આકાશનો મનોરમ દેખાવ દિલહારક લાગે છે: અહિં જોવાલાયક મથકોમાં ટોલમીન ફીલાન્ડેનસીસનું મંદિર અને સાઈરસના વઝીર આઈસીસ જેને બે શિંગડા છે અને વચમાં ગાળો છે, તે ચિત્ર તખ્તી તેમજ ગ્રીક લોકોએ અબાલીરાક નામે બાંધેલી મીનારત અને બીજા સ્થળો, તેમજ તેની રાણી હાથોરનું મંદિર. અહિં એક તખ્તી ઉપર સારીશ ને હાતોરની રાણી કંઈક આપે છે કે લે છે એવાં દેખાવનું એક ચિત્ર છે. બીજામાં કાતુમ હાથમાં સર્પ લઈને હોરશ ( સૂર્ય દેવતા ) પાસે ઉભો છે. બીજામાં રાજા ટોલમીન સાઈરસને કાંઈક ભેટ આપે છે. પછવાડે તેની ઔરત આઈસીસ ઉભી છે. ઈજીપ્તમાં પુરાતન કાળમાં પૂજ્ય ગણાતા નુબા દેવનું ચિત્ર છે. આ બધું હોરશના મંદિરની ભીંત પાસે જ આવેલું છે. તેમજ રાજા ટોલમીન ટોળાબંધ લોકોની કતલ ચલાવે છે. બીજી તરફ ઔરતો આઈસીસના ગળામાં



મીસરના રાજ્યકર્તા ફેરાઉનની આરામગાર (શાંતી મેળવવાનુ સ્થળ)



હાથીરનુ મંદિર, દેનડેરાહ.



લક્ષરનો એક રળીયામણો દેખાવ (મીસર)



ઇદફુનુ મહા મદીર (મીસર)

હાર નાખીને અદબસર ઉભી છે. વચમાં હોરસ ઉભો છે. આ એક મ્હોટું ચિત્ર છે:

ટોલેમી તેમજ આઇસીસના કાળના સ્મારકો

તેમજ અહિં રાણી આઇસીસની સુવાવડનો ઓરડો છે, ત્યાં ભીંત ઉપર ઘુવડનાં ચિત્રો દોરવામાં આવેલાં છે. આ ટેમ્પલ આઇસીસ ૩૦ થી ૩૫ થાંભલાવાળો રોનકદાર મહેલ છે. એના લીલા બ્લુ રંગના થાંભલા ભારે શોભાયમાન લાગે છે. અહિં એક મ્હોટા ખંડમાં ત્રણ ઓરડા આવેલાં છે, જેમાં હાથોર, કલીયોપેત્રાને તેનો ભાઇ ટોલમી સ્હામે ખડી છે. આ દેખાવ કાંઇક વિચિત્ર સુંદરતાભર્યો છે: આ ટેમ્પલ્ અગશેશ રોમન જમાનાનો છે. હાથોરનું મંદિર અહિંથી આઘું છે.

અહિં અનેક ચિત્રો આવેલાં છે. બધાં લખવા બેસું તો પુસ્તક જ ભરાઈ જાય. તેમાં વાચકને મજાહ ન પડે, જે અદ્દભૂતતા નિહાળવામાં મોજ છે તે શબ્દોથી ન વર્ણવી શકાય. વળી અહિં સાઇરિસ રાજાને તેની ઔરત આઇસીસ ચાર ઠેકાણે ઝખમ કરીને કતલ કરે છે; તે અને તેની મમ્મીનું તેમજ આ ગંભીર સ્થળે મીણબતી બળતી હતી તેનું ઐતિહાસીક ચિત્ર કરાવી આ બનાવ જાળવી રાખવામાં આવેલ છે. તેમજ એક કુતરાના મૈયતનું ચિત્ર પણ કરાવવામાં આવેલ છે: અહિં દેખાતા રાજા ટોલમીનાં બીજાં ચિત્રો પણ રામેસસ જેવાં જ છે. અહિં આવેલું દરનદોશ મંદિર આજે લગભગ ખંડિયેર હાલતમાં છે. અત્યારે આ આખા બેટ ઉપર ખંડિયેરોનું સમારકામ ચાલે છે. અહિં એક ચિત્રતખ્તી ખાસ જોવા લાયક જણાય છે તેમાં રાણી તખ્ત ઉપર દમામથી બેઠી છે: સર્પ આકાર ચિન્હ તેના માથા પાસે છે અને હાથમાં જીંદગીની ચાવી છે. સ્હામે ઉભેલો આદમી અદબસર કાંઇ રાણીના હાથમાં સોંપતો દેખાય છે.

અતિ પ્રાચીન દરનદોશ મંદિરની મુલાકાતે

અહિં અસવાન બંધ આવેલો તે ખાસ જોવા જેવો હતો. પાણી રોકી રાખનાર આ બંધને ૧૮૫ મ્હોટી મ્હોટી સુરાખો કરવામાં આવેલી જણાય છે: અને આ બંધ ઉપરથી કાગના પઢા ગોઠવવામાં આવ્યા છે. બંધનો દરવાજો કાંઇક ૫૦ થી ૫૫ ફીટ ઉચો છે: આ બંધ રેલીટ તરફ આવેલું છે, તે જોઇને રાત્રે ૯ વાગે પાછો ફીલીપ પહેલાં નામે ઓળખાતા બેટ તરફ કીનારે આવ્યો. ત્યાંથી તોરકી નામની



**હલફા તરફ રવાના થયો**

**ફિલીપ બેટનો ચાંદનીરાતમાં ખુશનુમા દેખાવ**

સ્ટીમરમાં બેસી વાદી હલફા તરફ રવાના થયો. આજે ચંદ્રની રાત હોવાથી ધીમી લહરથી લ્હેરાંતા પાણી ઉપર ચાંદરણાની શીતળ છાયામા પડછાયા જેવી પુરાતન ઇમારતો અને ખજૂરીનાં ઝાડવાનાં કાળાં ચિત્રો દોર્યાં હોય તેવા પડછાયા જેવો દેખાવ, એ બધું જોતાં અંતર ઉપર કોઈ જુદા જ પ્રકારનો ભાવ ઉત્પન્ન થતો હતો: ફ્રીલીપ બેટને ચૂપકીદીમાં સુતેલો છોડી ૨૨૬ માઇલ દૂર આવેલા વાદીયે હુલફા તરફ અમારી ન્હાની સ્ટીમર વધતી જતી હતી. મ્હારે હવે ખારટુમ જઇને પૃથ્વિની પ્રદક્ષિણા પુરી કરવી હતી. હુલફાથી ખારટૂમ ૫૭૫ માઇલનો રેલ્વેમાર્ગ છે. અહિંથી કેરમાજ ડીન ગોલા પાસે આવેલું તે ફક્ત ૧૯૯ માઇલનો રેલ્વેમાર્ગ છે.

**એથન્સનું મંદિર**

વાદીયે હલફાથી કેરો ૮૦૨ માઇલ છે. મુસાફરી દરમ્યાન માર્ગમાં પાચેક ખંડિયેરો આવેલાં તેમાં એથન્સનું મંદિર જોવાને સ્ટીમર ઉપરથી ઉતર્યો હતો, બાકી બધું સ્ટીમર ઉપરથી જ ઉડતી નજરે જોયું: આ સ્ટીમર વોલ્ગાની રશિયન સ્ટીમરો પાસે કાંઈ ગણત્રીમાં આવે તેમ નથી. તદ્દન દમવિનાની છે. ને સગવડતાનું તો નામ નહિ: મુસાફરી બેશક રળીયામણા દેખાવોથી ભરપૂર અને ખુશનુમા હતી. ખાસ કરીને ખજુરીનાં ઝાડોનો નિતર્યાં પાણીમાં સ્પષ્ટ દેખાતો પડછાયો કોઇ ચિત્રકારને પીંછીથી ઉતારવા લલચાવે તેવો ખુશનુમા હતો. ગાયો, ભેંસો અને ગધેડાં થંડે કલેજે બેઠાં હતાં અને કાળા હબસી જેવા ઇજીપશિયન નીગરો એક લાંબું પહેરણ પહેરી વાવણીના કામ પર લાગેલા દેખાતા હતા.

**આસપાસનો ખુશનુમા દેખાવ**

અમ્હારી સ્ટીમર ઘણી જગ્યા પર થોડીક મીનીટો માટે થોભતી, ત્યારે ઇડાં, ખજુર ખારેક અને દૂધ વેચવા ગામડીયા લોકો આવતા. એલેકઝાન્ડ્રીઆથી ખારટુમ સુધી નાઇલ નદીની બરકતથી સુક્કી બળેલી રેતાળ જમીન પર સુંદર લીલોતરી છવાઈ રહી છે. નાઇલ નદી ન હોત તો આ પાણીવિનાના વેરાન અને ઉજ્જડ જેવા પ્રદેશ પર લોકોની વસ્તી હોત નહિ.

**મીસરના અંગ્રેજ લશ્કરનો પહેરવેશ**

ઇજીપ્તમાં વસતા અંગ્રેજ લશ્કરને પણ તૂર્કી ટોપી પહેરવાની ફરજ પાડવામાં આવી છે. દેશ તેવો વેશ રાખવો અને ભપકાથી લોકોને અંજાવવાની કલામાં યુરોપીયનો બડા ચબરાક અને પારંગત હોય છે. મુસલમાનો તેવા નથી. પણ સીધી રીતે પોતાનું કામ કરી જનારા હોય છે. ડોળઘાલુ



હોતા નથીઃ બંદર ઉપર એક મ્યાનમાં બે તલવાર જેમ ઈજીપશિયન અને બ્રિટીશ બેય ઝુંડા સાથોસાથ હવામાં લ્હેરાઇ રહ્યા દેખાય છે.

કવોરન્ટીનની મુસીબત

વાદીએ હલ્ફાથી જરાક દૂર આવેલા તોફીકીઆ ગામ પાસે ડીસઈન્ફેક્ટ કરવા સારૂ કવૅારાન્ટીનની ગોઠવણ કરવામાં આવી છે. ત્યાં હાલમાં ચાલતા કોલેરાના રોગચાળાથી સુદાનને બચાવવા આ ગોઠવણ ખડી કરવામાં આવી છે. તેમાં ૧ લા ને ૨ જા વર્ગના લોકોને કોઈ પ્રકારની હરકત કરવામા આવતી નથી. ૩જા વર્ગના લોકોનાં લુગડાં પાણીમાં બોળવામાં આવે છે, તેમાં ગ્રીક અને આરસીનિયન ઔરતોને તકલીફ આપવામાં આવતી નથી. ગોરાઓને પણ હેરાન કરવામાં આવતા નથી. હાલહવાલ તો બીચારા નેટીવોના જ કરવામાં આવે છેઃ પાસે કોલેરાના દર્દીઓ માટે તંબુઓ ઠોકવામાં આવેલા છે. અહિં ડોક્ટર તેમજ ઈજીપશિયન સોલજરોનું રહેઠાણ છે. સુદાનમાં ખાસ કરીને ગ્રીક લોકો વધારે આવે છે. તેઓને તેઓના દેશમાં મીશન સ્કુલમાં અરબી ને ઇંગ્લીશ ભાષાની કેળવણી આપવામાં આવે છે, જેથી તેઓ ઇજીપશીયનો સાથે સહેલાઇથી હળી જાય છે.

અહિંના ગવર્નરની મુલાકાતે

અહિં ઉતર્યો પછી સુદાનમાં દાખલ થવા, અહિંના મુખ્ય હાકેમ જેને મીસરી જબાનમાં મુદિર કહેવામાં આવે છે તેની પાસે હાજર થઈ નવી પરવાનગી મેળવવી પડે છે. તે માટે હું પણ ગયો. તે એક સ્કોચ અમલદાર હતો. અને હું શિયા છું કે સુન્નિ છું એટલું પૂછયા પછી પાસપોર્ટ આપી. કારણ કે અહિં સુન્નીઓની વસ્તી વધારે હોવાથી શિયાઓ જવાથી ટંટો નહિ થાય. જો કે શિયાને ત્યાં જવાનો અટકાવ નથી, છતાં અમલદારોને એટલી નોંધ રાખવી જરૂરની લાગે છે. હિંદુઓને ત્યાં જવા કોઇ જાતની હરકત નથી. મ્હારી સહી લીધી. તેમ અંગુઠાની છાપ પણ બધાને આપવાનો નિયમ હોવાથી મારે પણ આપવી પડીઃ શુક્ર અને શની બે દિવસો સ્થિર બ્હેતા નાઇલના પાણી ઉપર બોટમા જ કાઢવા પડયા. રાત્રે ટાઢ ઠીક પડતી હતી તેમ જ ભૂખ પણ સારી લાગતી હતી.

અંતે તા. ૧૫ મી નવેમ્બરના રાતના ૮ વાગે કિનારો છોડીને હલફાના રેલ્વે કીનારે પહોચ્યા. અહિં ઇજીપશિયન કેદીઓ ઉતારૂઓનો



વાદિયે હલ્ફાબ'દર ના કેદી મજદુરો

સામાન ઉપાડી સ્ટેશને મુકી આવે છે. એ બધા કેદીઓ ઘઉંવર્ણના ને શામળા હતા. દરેકના પગમાં કેદીની નીશાની તરીકે લોખંડની બેડી નાખવામાં આવેલી હતી. તેઓની ઉપર દેખરેખ રાખનારા ત્રણુ વર્ગના અમલદારો હતા. મુખ્ય વર્ગના હવાલદારને ઇજીપશિયન ભાષામાં અફેન્દી કહી સંબોધવામાં આવે છે. તેઓને રાઇફલ આપવામાં આવે છેઃ તેમ જ ઉતારૂઓ અમુક હદથી વધારે આગળ ન જાય માટે રસ્તામાં પોલીસનો સખ્ત પહેરો રાખવામાં આવ્યો હતો. આ બધા કોલેરાથી બચવા માટેના ચાંપતા ઉપાયો હતા. તેમ અહિં પાસપોર્ટ પણુ તપાસવામા આવે છે. અહિંથી બીજી ટ્રેનમાં બેસી આગળ વધવાનું હોઇને આખે રસ્તે ધૂળથી હેરાનગતી ખમવી પડે છે. ઉપરાત માર્ગમાં ખાવાનું કાંઇ મળતું જ નથી. દિવસે જેટલો તાપ તેટલી જ રાત્રે સખ્ત ઠંડી. એવી આ ઉચ્ચ પ્રદેશની ઋતુની બલિહારી છેઃ ધૂળ પણુ એવી સફાઇથી છવાઇ જાય છે કે રાત્રે ચાદનીના અજવાળામાં જોઉં છું, તો જાણે બધે નાઇલ નદીનું સ્થિર પાણી છવાઇ રહ્યું હોય ને ! ટ્રેન પાણીમાં માર્ગ કાપતી હોય તેવો વિચિત્ર આલ્હાદ્જનક દેખાવ નજરે પડે છે. સહરાની રેતીના આ બધા પ્રતાપ છેઃ વાદીયે હલ્ફાથી બેઠા પછી માર્ગમાં અબુહામેદ નામે સ્ટેશન નવ વાગે આવી ગયા પછી નાઇલ નદીનાં દર્શન થાય છે. ઠેરઠેર ખજુરાનાં ઝાડો ને લીલોતરી છવાયેલી નજરે પડે છે. પછી બરબર નામે સ્ટેશન આવે છે. આ ફક્ત ગામડું જ છે; છતાં આજે એની ખીલવણી કરવા પાછળ ઇજીપશિયન સરકાર લક્ષ આપી રહી છે. નવા નવા રસ્તાઓ બનાવીને મકાન બાંધવા લાયક જમીનના કટકા સસ્તામાં વેચવા કાઢવામાં આવ્યા છે. અહિંથી સુવાકીન જવાની રેલ્વે લાઇનનું જંકશન છે. બરબરથી આગળ વધતાં માર્ગમાં ખજુરાના ઝાડોનું વન આવે છે. પછી અટબારા નદી ઉપરનો પુલ ઓળંગીને આગળ વધ્યા. મુસાફરી દરમ્યાન અહિંના લોકોની વિચિત્ર ફેશન તરફ ધ્યાન ખેંચાયું હતું, તે ઔરતો છુંદણાથી હોઠો બ્લુ રંગાવે છે અને મર્દો તેમ જ ઓરતો ત્રિકોણુ આકારની નકસીથી ગાલ પર ત્રણુ ચીરા પડાવે છે. દેશદેશના લોકોની કલા અને પસંદગી વચ્ચે ખૂબ અંતર રહેલું છે.

કોલેરાથી બચવા માટેના ચાંપતા ઉપાયો લેવાય છે.

મીસરી મર્દો અને ઓરતોની વિચિત્ર ફેશન

બાકુના ઇરાની મર્દો આગા સ્ટાઇલ મુજબ વાળ કપાવીને હાથે મેંદી ચોપડે છે, એ દેખાવ જેટલો વિચિત્ર લાગે છે તેટલો વિચીત્ર દેખાવ આ હોઠ રંગવાની અને બ્લુ દાધાથી છુંદણા કરવાની મીસીરી ફેશનનો છે.

# ખારટુમ

## પ્રકરણ ૩૦ મું

ખારટૂમ પહોંચ્યો.

આં તે તા. ૧૭-૧૧-૧૯૦૨ ના સ્હવારે ૭ વાગે ખારટુમ પહોંચ્યો. આ કિનારાને હલફાયા કહે છે. અહિંનું ન્હાનકડું રેલ્વે સ્ટેશન બહુ સુંદર ઘાટનું છે. નાઈલના તટપર વસેલું ખારટૂમ બ્લુ અને વ્હાઈટ નાઇલના જોડાણ પર આવેલું છે. ન્હાની સ્ટીમરથી નાઈલ ઓળંગીને શહેરમાં દાખલ થયો. હાજી સુલેમાનના કાવાખાનામા ઉતર્યો. તેણે ખાટલો તેમજ ન્હાવાધોવાની સગવડ સાથેનો એક ઓરડો કાઢી આપ્યો. તેમાં સામાન મુકાવ્યો ન્હાઇધોઈને તરત શહેર ખુંદવા નીકળ્યો. શહેર મ્હોટું છે. ખીલવણી પણ નવી ઢબે કરેલામાં આવી હોવાથી મ્હોટા મ્હોટા રાજમાર્ગો બાંધવામાં આવ્યા છે. તેમાં ખેદીવ એવિન્યુ ૧૫૦ ફીટ પહોળો છે. અને સરદાર એવિન્યુ ૯૫ ફીટ પહોળો છે. જ્યારે વિક્ટોરિયા એવિન્યુ બધાંને ટપી જાય છે. તે ૧૮૦ ફીટ પહોળો રાજમાર્ગ છે. તેમજ અબ્બાસ સ્કવેરમાં આવેલી ૧૪૬×૧૪૬ ફીટની સુંદર મસ્જીદ આવેલી છે. એ બંધાવવાના ફાળામાં ઇજીપશિયન સરકારે દસ હજાર પાઉન્ડ આપ્યા હતા. ૨૩૮૭×૫૦૦ સ્કવેર ફીટના વિશાળ અબ્બાસ સ્કવેર વચ્ચે આ મસ્જીદ રોનકદાર લાગે છે : મસ્જીદ ફેરવી બતાવનાર મ્હારા ભોમિયાએ મ્હને કહ્યું કે થોડાં વરસો પછી મિસરમાં સૌથી સરસમાં સરસ રસ્તાઓ વાળું શહેર ખારટૂમ ગણાશે. અત્યાર લગી કુલ ૫૭૪૩૪ વારના રસ્તાઓ તૈયાર થઇ ચૂક્યા છે. ફરતાં ફરતાં હું અહિંના ઇજીપશિયન ગવર્નર "મુદીર"ને મળવા ગયો. એણે ઠીક આગતાસ્વાગતા કરી, બેસવાને ખુરશી આપી. ફેસોદા અને બ્લુ નાઇલ તરફ જવાનો પરવાનો લખી આપ્યો : પછી શહેરની ખીલવણી વિષે ચર્ચા ચાલતાં તેણે જણાવ્યું કે અહિં ચોખા અને શેરડીનો પાક સારો થાય છે. તમને ઉપજાઉ જમીન જોઇતી હોય તો ૪ થી ૧૦ શીલીંગ એકર ભાવે મળશે. હાથીદાતની ઉપજ પણ સારી હોવાની વાત સાંભળી હતી, તે વિષે પૂછતાં જણાયું કે હાથીદાંતનું લાકડું કાપવાની પરવાનગી નથી. તેમજ ન્હાના હાથીને મારવાની મનાઈ છે, ફક્ત મ્હોટા દાંતવાળા હાથીઓનોજ શિકાર કરવાની છૂટ છે. અહિંના નીગર લોકો વિષે વાત નીકળતાં જણાયું કે તેઓ ઈસ્લામ ધર્મ પાળે છે; છતાં આચરણમાં તો હજી

ખારટૂમના પહોળા રાજમાર્ગો

અબ્બાસ સ્કવેર અને મસ્જીદ

ખારટૂમના મુદિઅર-ની મુલાકાતે



જંગલી જેવાજ રહી ગયા છે અને તેઓ તોફાની અને હારૂડીઆજ છેઃ નવા રસ્તાઓ બાંધી સરકારે જમીન વેચવા કાઢી છે, તે મ્હને વેચાતી મળશે કે કેમ ? તો જવાબ મળ્યો કે અમ્હેં તમને જમીન ૪ પાઉન્ડથી ૫ પાઉન્ડ ચોરસ એકરના ભાવે આપશું ખરા, પણ તેની ઉપર બે વરસની અંદર બિલ્ડીંગ બાંધવી જોઇએ.

**જમીન મળશે પણ બે વરસમાં મકાન નહિ બાંધો તો જપ્ત કરવામાં આવશે.**

નહિ તો પછી જમીન સરકારી ગણવામાં આવશે. આવી કેટલીક સરતી ગોઠવણને સખ્ત સરતોથી ખારટૂમને આબાદ કરવાની તડામાર તૈયારીઓ ચાલી રહી છે. જો હિંદુસ્તાનના ઘોડાવાળા, આયાઓ, અને ધોબીઓ અહીં આવે તો સારો પગાર મળે એવી પણ વાત કરી હતી. આ ટુંક મુલાકાત પછી હું છૂટો પડયો : માર્ગમાં પાછા ફરતાં કન્ટ્રોલરની ઓફીસ પાસે છ ચળકતી સુંદર તોપો મુકાયલી જોઈ. તેમજ બે મ્હોટી તોપો પોલીસ બીલ્ડીંગ પાસે હતી. તેમજ ત્યાં રાતદિવસ લશ્કરનો પહેરો રાખવામાં આવે છે.

**ઉમરદ્દુમાન પાસે સંગમ થાય છે**

બ્લુ અને વ્હાઈટ નાઈલનો સંગમ ઉમરદુરમાન નામના મથક પાસે થાય છે : વ્હાઇટ નાઇલનું પાણી અસ્વચ્છ અને ખરાબ છે, જ્યારે બ્લુ નાઇલનું પાણી સ્વચ્છ અને નિતર્યું છે. નાઇલના પાણીમા મ્હોટી મ્હોટી માછલીઓ થાય છે ખરી, પણ બધી મીઠા પાણીની હોવાથી ખાવામા જરાયે લિજ્જત આવતી નથી. બન્ને નદીઓનો પટ સુરત પાસે તાપી નદી છે તેવડો મ્હોટો છે. તેમ જ ઉંડો પણ ખરો. નદીના તટ પાસે છથી આઠ ઈંચના વાળ રાખતી સ્ત્રીઓ કપડાં ધોઇ રહી છે, કેટલીક ઔરતો ન્હાય છે; આ જાતના લોકોમાં શરમ બીલકુલ નથી.

**નવી ગોરડન કોલેજનું ચણતર**

અહિંથી થોડે દૂર નદીના તટ પાસેજ "ગોરડન કોલેજ"ની ઇમારત ચણવામાં આવે છે. તે બે મજલાની શોભાયમાન ઇમારત છે ૬૫×૩૫૦નો એક ખંડ અને ૬૫×૧૯૦નો બીજો ખંડ એમ બે ભાગ કર્યો છે. ૪૦ હજાર પાઉન્ડ ખર્ચાઈ ચૂકયા છે. એક લાખ પાઉન્ડ એટલે પંદર લાખ રૂપીયાની મુડી એકઠી કરવામાં આવી છે. આ ગંજાવર ઇમારતમાં ઇગ્લીશ, અરેબીક, ઉપરાંત અનેક પરદેશી ભાષાઓ શિખવવામાં આવશે તેમજ સાયન્સ અને મેડીકલ વિભાગ પણ રાખવામા આવશે, ઉપરાત ચુનંદા પ્રોફેસરો રોકવામાં આવશે તેથી કહેવાય છે કે કે આખા મીસરમાં સરસમા સરસ કોલેજોમાં આ કોલેજ પહેલી પંકતિની ગણાશે.

**લશ્કરી બરાખની મુલાકાતે**

આ તરફ મીસરી લશ્કરની છાવણી રાખવામાં આવી છે. અહિં આવેલી ચાર મુખ્ય બરાખો "અબાસપાશા" "સૈયદપાશા" "તોફીકપાશા," અને "અમીનપાશા" નામે ઓળખાય છે. તેમાં લગભગ ચાર હજાર લશ્કરી



સિપાહીઓ રાખવામાં આવ્યા છે. તેમાં ૭૦૦ થી ૮૦૦ અંગ્રેજ સિપાઈઓ હશેઃ આ બરાકમાં ફરતી વેળા થુસ નામનો એક અંગ્રેજ લોર્ડ કીચનર સેનાપતિ માટે ચઢાણ ઉપર બનાવેલા ખાસ મથક પર લઇ ગયો હતો તેમજ સઘળું ફેરવી બતાવ્યું હતું. અહિં એક હબસી અમલદારને ચકચકતા લશ્કરી પોશાક ને સોનેરી ભરતથી સજેલા રૂઆબદાર પટાઓ તેમ જ લાલ તુર્કી ટોપી અને કમરે ઈંગ્લીશ બનાવટની તલવાર લઇ પૂર ભપકાથી ઘોડાને ડપટાવતો જતો જોતાં મ્હને મીસરી લશ્કરી તાલીમ અને વ્યવસ્થા માટે સારી છાપ પાડે એવું લાગ્યું હતુંઃ ઇજીપ્તનાં કેટલાંક મથકો સર કરતી વેળા લોર્ડ કિચનરે કાળું લશ્કર અને નાઇલનો કિનારો લીધો હતો. જ્યારે તેની આગળના કેટલાક સરદારો ગોરૂં લશ્કર અને વચલા પ્રદેશમાંથી માર્ગ લેવાથી નિષ્ફળ ગયા હતા. લોર્ડ કિચનરના કોઇને ગળે ન ઉતરે એવા પ્લાન ને તેની મેળવેલી સફળતા માટે કોઇને પણ માન ઉપજ્યા વગર રહેતું નહિઃ

લોર્ડ કિચનર ફાવ્યો કેમ ?

# ઉમરદુમાન

બે નદીના સંગમ પાસે આવેલા ઉમદુરમાન નામના મથકની મુલાકાત મ્હેં તા. ૧૯ મી નવેમ્બરે લીધી હતી. આ મથક માહદીનું ગામ હોવાથી અહિંના મુસલમાનો બૈત અલ અમાનાંના માનભર્યા સંબોધનથી ઓળખે છે. અહિં મહમદ જફ્ફી નામના ભોમીયાને સાથે રાખીને ફરવા નીકળ્યો, મહાદી અહિંનો ન્હાનકડો રાજા જેવો કુલ મુખત્યાર માલેક હતો. તેનું નામ મહંમદ આહમદ હતું અને ઉસમાન દીગના નામનો તેનો ખલીફો એટલે વજીર હતો. માહદી માટે અહિંના લોકો સારૂં બોલે છે કહેવાય છે કે ગરીબ ગુરબાઓ તરફ તે સખી અને ઉદાર હતો; જ્યારે તેના ખલીફો જુલ્મી અને આપખુદ હતા, માહદીની કબર અહિં આવેલી છે.જેની ભારે સન્માન સાથે અદબ કરવામાં આવે છે. આજે એના વંશજોમાં બે છોકરાઓ એક ૭ને બીજો દશ વરસની ઉંમરનો-બાકી રહેલાં કહેવાય છે તેમજ તેની ૪૦ ઓરતોમા કેટલીક સફેદ અને કેટલીક કાળી પણ હતી. ઉપલાં બે છોકરાઓ તો તદ્દન તાંબાના જેવા રંગના છે. અહિં માહદીનું મ્હોટું આલીશાન મકાન આવેલું છે. તેમજ નોકરો માટેનું નોખું

મહાદીનું સન્માનિત નગર

મહાદીના વંશજો

મકાન પણ બાજુમાં આવેલું છે. આજે ત્યાં ઇજિપ્શિયન લશ્કરો રાખવામાં આવ્યાં છે. અહિં એક તખ્તી ઉપર આ મહાદી સાથેના યુદ્ધમાં જાન આપનાર શૂરા અમલદારની યાદમાં તખ્તી રાખવામાં આવી છે, જેની ઉપર હરબર્ટ હાવર્ડ અહિં પડયો હતો. બીજી સપ્ટેમ્બર સન ૧૮૯૮ એમ કોતરેલું છે. મહાદીના ખલીફાના વંશજો પણ આ ગામમાં જ વસે છે. તેના છોકરાનું નામ ઉસમાન અબદુલ્લા, ખતીબ શેખદદીન તેનું પણ મ્હોટું મકાન અહિં આવેલું છે.

શૂરા અમલદારની યાદમાં

મકાન તો ઉજ્જડ છે. બાજુમાં ઉસમાન દીગનાના એક વખતના તવંગર સગાંસંબંધીઓ આજે મુફલિસ હાલતમાં માટીનાં ઝૂંપડીનાં મકાનોમાં જીવન ગાળતા દેખાય છે. તદન ગરીબ અને ચીંથરેહાલ વસ્ત્રો પહેરેલાં જણાતા હતા. મ્હેં તેઓની પાસેથી પીવાને થોડુંક પાણી માગ્યું એક તુંબડીનો છાલકો ભરીને આપ્યું: મહાદીના મરણ પછી ખલિફાએ ગાદી પચાવી હતી પણ તેનો યે એક દિવસ કરૂણ અંજામ આવ્યો !

ખલિફાના આજના ગરીબ વંશજો

આજે તો મહાદીના લશ્કરોની જુની ઢબની તલવારો, બંદુકો તેમજ ટોપીઓ વેચાતી હતી, તેમાં રાઇફલ એક ગીનીમાં, સારી તલવાર પણ એક ગીનીમાં અને રીવોલવર ૧૦ કુરશમાં તેમજ ૧૫ કાસાની રાા હાથ લાંબી તોપો પણ હતી. તે કેટલીક જૂની છેક સન ૧૨૭૭ ની સાલની હતી, ઐતિહાસીક વસ્તુઓ સંગ્રહનાર માટે આ એક સારી તક હતી. કેટલીક મહંમદ સૈયદ પાશાને ૧૨૭૭ સાલની તોપોને મહંમદઅલીના વખતની ૧૨૫૯ ની સાલની તોપ પણ હતી તેમજ દરવેશોએ બનાવેલી પાંચ નળીની તોપ જેવી અઢી હાથ લાંબી બંદુકો પણ હતીઃ અહિં મહાદીની કબરનો રોજો ૫૦ x ૫૦ ફીટનો છે. આજે તો ઉપલો ગુંબજ તોડી પાડવામાં આવ્યો છે : ગાઇડ કહેતો હતો કે ગુંબજ ખુબ ઉંચો હતો તેમજ કબર વચમાં નહોતી પણ પૂર્વ તરફની બાજુ હતી. જ્યાં હાલમાં ઈંટ અને મરોડું પડેલું છે. બે દરવાજાને અનેક બારીઓ આવેલી છે. ઈમારત ભૂખરા સફેદ પત્થરની પાંચથી ૭ ફીટ જાડી દીવાલથી ચણાયેલી છે. અહિં દક્ષિણ તરફ આવેલો દરવાજો બંધ રહેતો હતો. આજે તો ત્યાંના પ્લાસ્તરો અને નકશીકામ ઉખડી ગયેલ છે. ફક્ત ૨૦ થી

મહાદીનો લશ્કરી અસબાબ વેચાય છે

મહાદીની કબર અને ગુંબજ



મિસરમા અતી પુરાતન કાળમા રાજાને
દેવ બરાબર ગણી તેની આરતી ઉતારી
ધુપદાન કરવાનો રિવાજ હતો તેની યાદ



અજેય રાજા રામેસસ ધી ગ્રેટનો બાપ રાજા સીથી
જેણે સીરીઅન લોકોની કતલ ચલાવી હતી તેનું
પાંચ હજાર વરસ પહેલાનું પુરાતન સ્મારક.

૨૫ ફીટ ઉંચી દિવાલો જ બાકી છે. ઉપર મહાદીનું નામ મહાદમતલ મહદી કોતરેલું છે.

પહેલા મહાદીના મકાનમાં દાખલ થતાં ૨૦ થી ૨૫ ફીટ કિલ્લાની ઉંચી દિવાલ આવે છે. ત્યાં મહાદીનું બચેલું લશ્કરી અસબાબ આજે પણ પડયું છે. તેમાંથી પાંચ કુરશની કિંમતે એક ટોપી યાદગાર દાખલ ખરીદી : આ ગામમાં ગુલામ લોન્ડીઓ ( ઔરતો )નું વેચાણ થાય છે. ૫ રીઆલથી ૨૦૦ રીઆલ સુધી લોન્ડીઓ વેચાય છે : તેમ જ અરબસ્તાનમા દુમ્બા નામે ઓળખાતા બકરા જેનું પૂછડું એટલું મ્હોટું અને ભારે હોય છે કે જમીનપર પડીને ઘસડાયા કરે છે. તેની અહિં સારી પેદાશ થાય છે. વરસાદની મોસમ અહિં ત્રણ માસની ગણાય છે, તેમાં ત્રણથી ચાર વખત જ વરસાદ થોડો થોડો અને તે પણ રાત્રે જ પડે છે. અહિંના લોકમાં અંગ્રેજી H આકારના ત્રણ કાપા ચહેરાપર કરાવવાનો રિવાજ છે. તેમ સ્ત્રીઓ પીઠ ઉપર કરાવે છે અને હોઠો બ્લુ રંગાવે છે : આઠ એકર જગ્યા રોકતી એક મુખ્ય મસ્જીદ આવેલી છે, જે મહાદીના મકાન નજદિક આવેલી હોઈ કહેવાય છે કે ત્યાં મહાદી નમાઝ પઢાવતો હતો અને શાફી મજહબ પાળતો હતો ઉપરાંત માલકી મજહબ પાળનારા પણ ઘણા લોકો અહિં વસે છે.

આજે પણ લોન્ડીઓનો ગુલામી વ્યાપાર ચાલે છે.

મીસરી ફેશન કે રિવાજ ?

મ્હારા સાથી અબ્દુલ રહેમાનને લોમિયા સાથે હું અહિં બજારોમાં તેમજ કિનારે કિનારે ફરતો છેક અલ્લઉબેદ સુધી ફરી આવ્યો. અલ્લઉબેદમા શાહ મૃગનાં પીછાંઓ મળે છે. હાથીદાંત વ્હાઈટ નીલ તરફ મળે છે, જ્યારે બ્લુ નીલ પર સોનું નીપજે છે. તે માટે ત્રણ કંપનીઓને ઇજારો પણ અપાયો છે. મહાદીની જાતના લોકો માટે કહેવાય છે કે મા આફ્રિકન અને બાપ અરબથી પેદા થયેલી ઓલાદ છે. તેઓ અરબી બોલે છે. ઉપરાત તુર્ક બાપ અને આફ્રિકન ઓરતની પણ ઓલાદ અહિં વસે છે. તુર્કો માટે કહેવાય છે કે તેઓએ અરબો પછી ૪૦૦ વરસ રહીને અહિં પગપેસારો કર્યો હતો. અરબ બાપ અને આફ્રિકન માથી પેદા થયેલી ઓલાદને અહીં મવલ્લદ નામે ઓળખવામાં આવે છે. અહિંની બજાર હું ધારતો હતો તે કરતાં વધારે સારી જણાઈ હતી. કાપડ, કરિયાણુ, અત્તર તેમજ વાસણોની તેમજ મોતીની ખાસ બજારો આવેલી છે. બજારમાં ફરતા પાનેલીના રહેવાસી ગિરધર દેવરાજે

અલ્લઉબેદ સુધી ફરી આવ્યો.

મવલ્લદ જાતિ કોની ઓલાદ ગણાય છે ?



ઉમર દુમાનની અ-ઝારમાં હિંદી વેપા-રીઓની દુકાનો

જાતે વાણીયાની દુકાન જોઇ: આટલા દૂર દેશમાં હિંદીભાઇને જોઇ હું હરખ-ભેર તેને મળ્યો. વાત કરતાં ખબર પડી કે, બીજા પણ હિંદી વેપારીઓ અહિં છે. તેમનાં નામ પણ જણાવ્યાં. મોરારજી ગીરધર પોરબંદરવાળા અને વોરા અબદુલ હુસેન, વોરા પીરખાન મીઆખાન, તેમ ખોજા પ્યારઅલીભાઇ આમ બે વાણીયા, બે વોહરા અને એક ખોજા ભાઇઓએ એ દુકાનો માંડીને પડ્યા છે. આ ઉમદુરમાન ગામમાં ફરી ખારટૂમ તરફ હું પાછો ફર્યો.

નવી બંધાતી એ-દીવ અબાસની જામીઆ

ખારટૂમ આવીને અબાસ સ્કવેરમાં બંધાતી નવી જામિઆ જોવા ગયો. ૫૬ ઉંચા ચોરસ સ્થંભોને ૫૮ કમાનથી આ રૌનકદાર મસ્જીદ ઊભી કરવામાં આવી છે: ત્રણ દિશા તરફ ત્રણ સુંદર કલાગય દરવાજાઓ બનાવવામાં આવ્યા છે. મસ્જીદના ચોગાનમાં ૧૦૦ × ૫૦ ફીટનો ગંજાવર હોજ બનાવેલ છે તેમ જ બગીચા માટે કેટલીક જમીન છૂટી રાખવામા આવી છે. બારીઓ પણ રોનકદાર ન્હાની કમાનના આકારની બનાવેલ છે. દુનિયાભરની આજની સુંદરમાં સુંદર મસ્જીદોમાં આ એક થશે. સાથે ખેદીવ અબ્બાસનું નામ પણ યાદગાર રહી જશે. આ મુસ્લીમ રાજ્ય હોવાથી અહિં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરનાર મિશન લાવવાની સખ્ત મનાઇ છે:

ઉમરદુમાન ખાલી થશે

ખારટૂમને આબાદ કરવા માટે અનેક તરકીબો રચવામાં આવે છે, તે માટે કહેવાય છે કે ખારટૂમ બંધાઇ ગયા પછી ઉમરદુમાનવાસીઓને નગર ખાલી કરી અહિં વસવાટ કરવાની ફરજ પાડવામાં આવશે. અહિં આવ્યા પછી માહદી માટે કેટલુંક નવું મ્હારા સાંભળવામાં આવ્યું. એ ઉપરથી લાગે છે કે માહદી કોઈ ચમત્કારી પુરૂષ હતો. તે ગરીબનો છોકરો હતો. વિખ્યાત જામિઆ અલ હજરમાં તેણે કેળવણી લીધી હતી. ઉદાર દિલનો

મહાદી વિષે કૈંક વધુ નવી હકીકત

આદમી હતો, તેણે પોતાની સત્તા સ્થાપ્યા પછી ખલિફાઓની નિમણુંક કરી હતી. એ ચમત્કારી પુરૂષને સ્હામે પાર જવા માટે વ્હાઇટ નાઇટ નદીએ ખસી જઇને માર્ગ આપ્યો હતો. વળી એના ચમત્કારોને જુઠા ગણનારા લોકો પણ ઘણાં છે. કહે છે કે અત્યારે તો એને કોઇ પૂછતું જ નથી. એ ખોટો દાવેદાર અને ચાલાક માણસ હતો. એના ખલિફાઓ પાસેથી ખુબ જુલ્માટભર્યો અમલ ચલાવ્યો હતો, હાથ અને નાક કાપવાની તેમ જરા વાંકે પ્રાણદંડ દઈ જીવ લેવાની સખ્તમાં સખ્ત સજાઓનો અમલ તે કરતો હતો. કહેવાય છે કે



ખારટૂમને બરબાદ કરી મહાદીએ ઉમરદુમાનને ૧૭ વરસની ટૂંક મુદતમાં વસાવીને આબાદ કર્યું હતું.

અહિં બેંક ઓફ ઇજીપ્ત છે, તેમજ નેશનલ બેંક ઓફ ઇજીપ્ત પણ છે: મારગેજ ઉપર બાર ટકા વ્યાજ લેવાય છે. ખારટૂમની સમી સાંજ તો મ્હને ઝીંદગીભરમાં યાદ રહી જશે. નાઇલના પાણીની ગંભીરતા અને બોટોનું ચાલવું, ચડી લ્હેરી અને સંધ્યાકાળે આકાશમાં પુરાતા રંગો, ઝલકતી નાઇલ નદી વિં મુગ્ધ નયને, આગબોટની છત્રી પર બેસીને ધરાઈ ધરાઇને જોયા જ કરતો :

ખારટૂમને સ્હામે કીનારે હુલફાયા નામે ગામ આવેલુ છે. તે જોવાને બ્લું નાઇલ નદી ઓળંગીને તા. ૨૧ મી નવેંબરની સ્હવારે ૯ વાગે ઉપડયો અને ૧૦ વાગે પહોચ્યો. મુસાફરી દરમ્યાન બાવળનાં ઝાડોની ઘટાથી આખો રસ્તો છવાયલો દેખાતો હતો. અબુ હામદ અને વાદીએ હલફાની વચ્ચે પથરાયલી રેતીના ઠેઠ દૂરના માર્ગ તરફ નજર કરતાં, જાણે પાણીનાં તલાવના તલાવ આવેલાં હોય તેવું દેખાય છે આ મૃગજળથી અનેક મુસાફરો ઠગાઇ જાય છે. બિચારા તરસ્યા મુસાફરોની કુદરત તરફની આ એક ઘાતકી મશ્કરી છે. આ સાહરાના વિશાળ રેતીના રણનો કિનારો છે. મુસાફરી દરમ્યાન મ્હને એક વાત બરાબર જણાઇ. તે અંગ્રેજ ઓરત અને મર્દો એશિયાના મુલ્કમા આવે છે, ત્યારે ખૂબ રોફ અને દમામ રાખે છે. અને કાળા આદમીઓને બરાબર અંજવી નાખે છે. એ વિષે મહા કવિ તાનસેને બરાબર કહ્યું છે :

વાદીયે હલફાયા

નખરાબાજ યુરોપીઅનો દમામથી વસે છે

રતિ બીન રાજ
રતિ બીન પાટ
રતી બીન આદમી લાગે લુખો.

જ્યારે આપણા લોકો પરદેશમા પણ બોચીયા જેવા રહે છે. પરદેશમાં રહેનારા લોકો જરા દમામને નખરાથી રહેતા હોય તો તેનો પ્રતાપ વધી જાય છે. તે પછી ધીમે ધીમે માણસના પોતાની જાતમાં પણ ફેરફાર થાય છે. જેવી ભાવના તેવું ફળ.

બાર વાગે વાદીયે હલફા પહોચ્યો. ત્યાં લગી મુસાફરી તો ધૂળને લીધે ભારે કંટાળાભરીજ હતી. મિસરના લોકો હમેશાં આંખની ફરીયાદ કરતાં રહે છે, તે બરાબર છે. સાહરાના રેતીના રણની ઉડતી ઝીણી ધૂળ જેવી



રેતીથી આખો ભરાઇ જાય છે. તેથી જ મિસરવાસીઓની આંખનાં પોપચાંનો ઉપરનો ઘણો ભાગ ઘણે ભાગે સૂઝેલો હોય છે. સુદાન તરફના રહેવાસીઓનું તેમ નથી. પાછું મધરાતે હલફાથી ઉપડીને તા. ૨૩ નવેમ્બર ૧૯૦૨ ના રહવારે ૭ વાગે અબુ સીમ્બલ પહોંચ્યો. અહિં રામેસસ બીજાની કબર નદી પાસે જ ખડકોમાં કોતરી કાઢવામાં આવી છે અને ગુફાના દરવાજા પાસે જ રામેસસ બીજાની ચાર મૂર્તિઓ આવેલી છે, એ ભવ્ય મૂર્તિઓ અતિ પુરાણી હોઇ તેમાંની એકનો જમણો હાથ તરફનો ભાગ તૂટી ગયો છે: અહિં એક લટાર મારી સ્ટીમર તોરકીમાં પોંછો ફર્યો. આ તરફનો નદીનો ભાગ તદન સ્થિર અને શાંત છે. આ સ્થિર નદીના પાણીમા આગળ ધસતી સ્ટીમર પાણીના અનેક ગોળાકાર કુંડાળા કરતી વધતી જાય છે. આસપાસનો સૂકો પ્રદેશ અને ડુંગરાઓ તેમજ ખજુરાના ઝાડોની ઘટા તેમજ વચોવચ દૂરથી દેખાતા અનેક પુરાતન ખંડિયેરો વિ૦નો દેખાવ કાઇ ઔરજ મજાહનો લાગતો હતો. કુદરતે દરેક દેશને જુદા જુદા પ્રકારની ખુબસુરતી આપી છે. આ સુંદર દેખાવ મ્હારા મગજમાં હમેશનો કોતરાઇ રહેશે. તે આજેયે આંખ મીચીને યાદ કરૂં છું ત્યારે એ મનોરમ દેખાવ તેટલોજ ઉલ્લાસભર્યો, તાજો થાય છે. આ બધો દેખાવ અનેબા નામના વચ્ચે આવતા રળિયામણા મથકનો છે. જયાં નાઇલ નદીનો પટ અતિ સાંકડો થઇ જાય છે અને બન્ને તરફની જમીન બહુ નજદીક દેખાય છે: આ તરફ કદી વરસાદ વરસતો નહિ હોવાને લીધે આ તરફના દરેક પુરાતન ખંડિયેરો આબાદ રહ્યાં છે અને તે મારા જોવામાં આવેલા. નીનિવે, બાબીલોન, પરસીપોલીશ, તેમજ એથેન્સના ગ્રીક ખંડિયેરો કરતાં પણ અતિ પુરાણા હોવા છતાં વરસાદના પાણીથી ખરાબ નહિ થવાને તદન આબાદ હાલત જેવા કાળની મજાક મશ્કરી કરતા ઉભા છે. અનેબાના ડુંગરા ઉપર આવેલા પત્થરના ખડક પાસેજ આ બધું આવેલું છે. આ અબુ સીમ્બલ જેવો ખડક મારા જોવામાં કયાંય આવેલ નથી. મિસરનો પુરાણો મહારાજા રામેસસ જેવી મૂર્તિઓ જ્યાં ત્યાં મળે છે: તેના અર્થ વિષે કહેવાય છે કે જેમ અરેબિક ભાષામાં "અલ્લ" શબ્દ પ્રથમ આવે છે તેમ પ્રાચિન ઇજીપ્તની ભાષામા "રા" ગણાય છે. "રા"નો અર્થ સૂર્ય થાય છે. રામેસસનો અર્થ સૂર્યપુત્ર થાય છે. એટલે આ કુળ સૂર્યવંશી રાજાઓનું જણાતું.

અબુસીમ્બલ તરફ

રામેસસ બીજાની કબર

જીવનભર યાદ રહી જાય એવો અનેબા પાસેનો રળીયામણો દેખાવ

કાળની મશ્કરી કરતાં આજેયે જેમના તેમ ખડા છે

મીસર ઉપર સૂર્યવંશી રાજાઓ રાજ્ય કરતા હતા



અહિંથી આગળ વધતાં કાંઇક વધારે ધોળી ચામડીવાળા લોકોની જાત નજરે પડે છે. તે તાવડી જેવા કાળી ચામડીવાળા મીસરીઓનો દેશ જાણે પૂરો થાય છે.

**કેરોસાક પાસે નીલના શાંત પાણીનો તટ**

**અહિંના લોકોનો વિચિત્ર પહેરવેશ.**

**અસવાન અને સેલાલ વચ્ચે બંધાતા બંધના પ્રતાપ**

**અસલ રોમન ટેમ્પલ**

કેરોસાક ગામ પાસે તો નાઇલનું પાણી એટલું બધું શાંત અને સ્થિર લાગે છે કે જાણે જમીન ઉપર ભૂરા અબરખનો વિશાળ કટકો મુકાયો હોય અને તેમાં આ ન્હાની બોટ ચાલતી હોય. વચ્ચે વચ્ચે આવતા ગામડામાં દેખાતું ન્યુબીએન જાતના લોકોનું ટોળું તેમ જ સુંદરતા માટે તેઓની કલા-પસંદગી કઇંક વિચિત્ર લાગે છે: માથાના વાળોની લાંબી ચોટલીઓ કપાળ પરના સંઢામેના ભાગમાં ગુંથે છે અને લટકતી રાખે છે. તેમાં વળી શોભા ખાતર ખોટા મોતીયો ગુંથે છે: તેમજ મેવો, મરઘી, ઇંડા, ભાજી વેચવા માટે આવે છે, તેઓ ઠીક ખાટીને જાય છે: જેમ જેમ સ્ટીમર આગળ વધે છે, તેમ તેમ બન્ને બાજુ ખંડિયેરોની હારની હાર જોઇ મુસાફર અચંબાથી અવાક્ બને છે. આટલાં ખંડિયરો કોઇ પણ ભાગમાં મ્હારા જોવામાં આવ્યાં નથી અને બધાં ખંડિયેરો ફરીને જોતાં પણ કોણ જાણે કેટલા મહિના જોઇએ ? આ બધાં રામેસસ બીજાના ને ત્રીજાને રાજા સેથી ૧ લાના જમાનાના છે. તા. ૨૪ મીના ૧૦ વાગે અસવાન પહોંચ્યો. હાલમાં અસવાન અને સેલાલ વચ્ચે બંધાતા બંધને લઇને અહિં પાણીનું દબાણ વધુ જવાથી આસપાસનાં ગામડાંમાં પાણી ફરી વળ્યું છે. તેમાં અનેક ગામડીયાઓનાં ઘરો ગર્ક થઇ રહ્યાં છે. કહેવાય છે કે ઇજીપશિયન સરકારે તેઓની જમીનને મકાન બદલ નુકશાનીની અમુક રકમ આપેલ છે: હાલમાં ફીલીપ ટાપુ પર પણ પાણી ચઢયાં છે. ફક્ત રોમન ટેમ્પલના દરવાજા માત્ર ખુલ્લા છે. બાકી બધે સ્થળે પાણી ફરી વળ્યું છે. આ ગામ કાંઇ સારૂં વસ્તીવાળું લાગે છે. લાંબી લાંબી દમવગરની પુરાણી ઢબની બજારો, સાંકડી શેરીઓ તેમજ વાંકી-ચુકી અરબ જમાનાની ગલીઓ અને એક ગવર્મેન્ટ સ્કુલ તેમ હોસ્પીટલ પણ છે. ૧૬ દિવસ પછી બાંધકામ જોવાને ખેદીવ આવનાર હોવાથી તેને માન આપવા રસ્તાઓમાં આરકા બાંધવા વિ૦ની ધમાલ ચાલી રહી છે.

તા૦ ૨૫ નવેમ્બરના અસવાનથી ઉપડી ચાર કલાકની મુસાફરી બાદ ઇડિફુ પહોંચ્યો. આ તદ્દન દમ વગરનું ગામ છે: અહિં મહમદ નામના



ભોમીયાને સાથે રાખી, ગામની વાંકીચુંકી ગલીઓ વટાવતો એક ન્હાની ટેકરી પાસે આવેલા મહામંદિર પાસે પહોંચ્યો. ત્યાં રાજા ટોલમી પહેલાના વખતનો ઉંચો દરવાજો આવેલો છે તેમજ ટોલમીના જમાનાનાં અનેક ચિત્રકામ અને કોતરકામની મૂર્તિઓ છે. અને કલિયોપેત્રાનું ચિત્ર આવેલું છે. આ ન્હાનકડા ગામમાં પાંચ મુસ્લીમ મસ્જીદો આવેલી છે. તેમાં ઉંચા મિનારાવાળી અલ્લ અમરી નામની જામીઆ કાંઇક મોહક અને સારી છે. અહીંની ટેકરી ઉપર ૨૪૨ પગથીઆં ચઢયાં પછી આ ગામનો ઉડતો દેખાવ, તેમાં ડુંગરાઓની હારમાળા, નાઇલનાં વાંકાચુંકા પાણી, ખેતરો, વિ૦નો દેખાવ મનોરમ અને ખુશનુમા લાગે છે. બાજુમાં ખંડિયેર હાલતમાં રોમન ઢબનાં કેટલાંક ઘરો આવેલાં છે.

**લગભગ સો વરસ ઉપર આવેલા મુસાફરોનાં નામો**

ત્યાંના રહ્યાસહ્યા થાંભલાઓ ઉપર સો વરસ ઉપર આવેલા કેટલાક મુસાફરો પોતાનું નામ લખી ગયા છે, તેમાં કાર્લ વિડયુચા ઈટાલીઅન ગૃહસ્થનું નામ આબાદ વંચાય છે. એ મ્હારા જેવો કોઇ કુદરતનો આશક આજથી એકસો સાત વરસ ઉપર ભટકતો ભટકતો અહિં આવી પહોંચ્યો હશે: અહીં આવેલાં એક આકો જેવા દરવાજાની બન્ને બાજુ કમાલ ચિત્રકામથી તેને દીપાવવામાં આવેલ છે. આ મંદિરમાં દાખલ થતાં પ્રથમ જ તેનો ગંજાવર ચોક આવે છે: અહિં લટાર મારી પાછો નદી ઓળંગી સ્ટેશને આવ્યો.

**ડેનડેરા જતી ટ્રેનને નડેલો અકસ્માત**

કેન્ચ ગામમાં આવેલ ડેન્ડેરાનું મહામંદિર જોવાને ટ્રેન મારફત રવાના થયો. ત્યાં સ્ટેશને સમાચાર મળ્યા કે આજની પેસેન્જર ટ્રેન પાટા પરથી ખસી જતાં બે ડબા ઉથલી પડયા હતા. આ જાણી ખુદાનો શુક્ર અદા કર્યો. હું ટ્રેનમાં નહિ જતાં બચી ગયો: પરિણામે ટ્રેન ચાર કલાક મોડી થઇ. તેથી ૭ વાગે લક્ષર ગયો અને આગલી હોટલમાં ઉતર્યો. હોટલવાળાએ ઠીક આવકાર આપી મારી ખાતરબરદાસ્ત કરી. બીજે દિવસે સ્હવારે ન્હાઇ ધોઇ ૫-૩૦ વાગે કેન્ચ જવા નીકળ્યો. તા. ૨૬-૧૧-૨૯ ના સાત વાગે કેન્ચ પહોંચ્યો. કેન્ચ મ્હોટું સારૂં ગામ છે.

**કેન્ચ પહોંચ્યો**

અહિં ઈબ્રાહિમ ગફુર નામના ગાઇડને સાથે લઈ ગધેડા પર સ્વારી કરી ખંડિયેરો જોવા ચાલ્યો. હરીયાળા ઉંચે આવેલાં ઘરો જોતાં લાગે છે કે આ મંદિર ખુબ અચ્છી રીતે દટાઇ ગયેલું હોવું જોઇએ. અહીં બાંધકામમાં વપરાયલા અખંડ મ્હોટા પત્થરા જોઈ હું અજબ થાઉં છું તેમાંના બે તો



૧૭×૪ હાથ લાંબા છે. આ મંદિરના મજલા ઉપર જતા માર્ગમાં ૧૫ તો ઓરડા આવે છે. શરૂઆતમાં અંધકારભર્યા માર્ગે ઉપર ચડવાનું હોઇ, ચડતી વેળા ખરાબ વાસ આવે છે, જે ઉપર ગયા પછી આવતી નથી. અહીં પણ ચિત્રકોતરકામના બેનમુન નમુનાઓ આવેલા છે. તેમાં હોરસ અને આઇસીસનાં ચિત્રો તો ઘણાં જ છે. આઇસીસને માથે ગાયનાં શીંગડાં જેવો તાજ છે. અને હોરસને માથે પંખેરાની ચાંચ જેવો તાજ છે. બન્નેના હાથમાં જીંદગીની ચાવી છે: તેમ જ વાઘનાં આઠ બાવલાંઓ આવેલા છે. બધાંનાં મોઢાં તૂટી ગયલાં છે. ઉપરાંત ઉંચી દિવાલ ઉપર વ્હાણના કાંઇક ૧૫ ચિત્રો આવેલાં છે. અહીં આવેલા તાકના મ્હોટા દરવાજા ઉપર સર્પ ચિન્હને બે મ્હોટી પાંખો પુરાતન ચિત્રલિપિમાં હોઈ જોનારને બે પળ ચકિત કરે છે.

જ્યાં જુઓ ત્યાં અતિ પુરાતન કલા વેરાયલી છે

આસપાસનાં બધાં ખંડિયેરોમાં ભટકી કૈરો તરફ પાછો ફર્યો. કૈરોના મ્યુઝીઅમમાં અનેક મહત્વની ઐતિહાસીક અતિ પુરાણી વસ્તુઓ કાંઇ પાર-વિનાની, પડેલી છે. એ બધું લખવા બેસું તો આવો જ એક બીજો ગ્રંથ લખાય.

કૈરો તરફ પાછો ફર્યો

હવે મ્હારા હાથમાં એક જ દિવસ બાકી હોવાથી આવતી કાલે તા. ૮-૧૨-૦૨ના મારે ૧૧ વાગે ઉપડીને હિંદુસ્તાન તરફ જવા સુએઝ રવાના થઇ જવું હતું. એથી બીજે દિવસે સુએઝ રવાના થવા ઉપડયો અને સાંજના ૫-૨૦ના સુએઝ બંદરે પહોંચ્યોઃ અહિં ખાસ જોવા લાયક કંઈ નથી. આ મશહુર સુએઝ કેનાલ તો મુસાફરી કરતી વેળા આખી પસાર કરવાની છે જ. અહિંની મુસ્લીમ સ્ત્રીઓની વર્તણુક મ્હને કંઇ નછાજતી અને વિચિત્ર લાગી છે. અહિંની ઔરતોનો બુરખો તો નામનો જ છે. ગાડીમા જીલ્લે જુવારના ખેતરમાથી પસાર થઇ ટોલમીના દરવાજા પાસે પહોંચ્યો. અહિં રોમન સ્ટાઇલનાં કાચી ઈંટોનાં મકાનો આવેલાં છે. ત્યાંથી આગળ વધતાં ઢગલાબંધ ખંડિયેરો આવે છેઃ ત્યાં આવેલા અર્મીજીઓના ન્હાનકડા મંદિરની ભીંતો પર આઇસીસ છોકરાને ધવરાવે છે. કલીઓપેત્રા છોકરાને રમાડે છે, વિ૦ અનેક ચિત્રકો આવેલાં છે. અહિં પણ ભીંત ઉપર સી. વીડના ૧૮૨૦ અને એન્ટોનીયો કાલવી રોમાનો ૧૮૪૧ વિ૦ અનેક મુસાફરોનાં નામો

ઇજીપ્તીયન બુરખો-તે બુરખો કે ઢોંગ?

રોમનરાજા નીરોની મૂર્તિ અને બીજા સ્મારકો

કોતરાયલાં છે. આ બધાં મંદિરો જોઈ હું આગલા જમાનાની જાહોજલાલી જોઇ ચકિત થઈ રહ્યો છું: અહિંના ટેકરા ઉપરથી પેલી મેરી વીસ પગથીયાં ઉતર્યો પછી રોમન શાહ નિરોની મૂર્તિ આવે છે, તેમ જ કીબીડીઓશની ખવાઇ ગયેલી પ્રતિમાં પણ છે: એ બધું જોઈ તા. ૨૭ મીના બાલીઆના ગયો. ત્યાં પાસે અબીડોસમાં આવેલી અનેક પુરાતન વસ્તુઓ જોઇ. તેમાં ખાસ કરી ૭૬ રાજાઓની વંશાવળી જોવા જેવી છે. બધી જ સાથે જતી આવતી સ્ત્રી અનેક દેખાય છે. હસવાબોલવાની રીત પણ મ્હેં જોયેલા મુસ્લીમ મુલકો કરતાં કૈં જુદી જ દેખાતી હતી. મલાહજાવગરની કહી શકાય. તેવી વળી અહિંની સ્ત્રીઓ પુરૂષો જેમ બીડી છૂટથી પીયે છે, તેમ હુક્કાના સડકા માર્યો કરે છે. એ લોકોનો બુરખો ઝીણો હોય છે અને ફક્ત મોઢાથી છાતી સુધી ઢંકાય તેવો હોય છે અને આ ઝીણા બુરખામાં દેખાતા આખા મુલાયમ સફેદ ચામડીના ચ્હેરાને જોવાની મુસાફરની ઉત્કંઠા વધારે છે અને એ પણ સ્વભાવિક છે. ખુલ્લી કરતાં અર્ધ ઢાંકેલી વસ્તુને જોવાનો મોહ વધારે થાય. આવા ખેંચાણુકારક ઝીણા બુરખા કરતાં બુરખો ન જ હોય તેમાં કંઇ ખોટું નથી.

૭૬ રાજાઓની વંશાવળી

# મુસાફરી પછી માતૃભૂમિ હિંદ તરફ

## પ્રકરણ ૩૦ મું

રાતા સમુદ્રનાં ૧૨ ટાપુનો ઝૂમખો

અંતે તા. ૯ મી ડીસેમ્બર મગળવારના ઓસ્ટ્રીઅન લોઇડ સ્ટીમ નેવીગેશન કંપનીની લાઇનની સ્ટીમર Imperatrixમા માતૃભૂમિ હિંદ તરફ રવાના થવા મુંબઇની ટીકીટ લઇ રવાના થયો. અને તા. ૧૨ મી ડિસેમ્બર રાતા સમુદ્રના ઝૂમખા જેને ૧૨ એપોસ્ટલ કહેવામા છે તેને પસાર કરી ૧૩ મી ડિસેમ્બરના દિવસે એડન પહોચ્યો. મુસાફરીમા ખાસ જાણવાજોગ તો કઇ બન્યું નહિ. એડનના બારામા ત્રણ મનવારો લંગર નાખી થોભેલી હતી. એડન આવતા જ હિંદની નજદીક આવતી ભુમિની ઝબક દેખાવા માડે છે. એડનમા આપણા દેશી ભાઇઓ અનેક હોઇ અનેક પરદેશીઓને જોઇને ધરાઇ ગયેલા આપણા દિલને આપણા દેશભાઇઓને જોઇને સ્વાભાવિક જાતની આનંદની લાગણી થાય છે. મ્હારી સ્ટીમરમા લગભગ ૭૦ ગુજરાતી વાણીયા ડેક પેસેન્જરો હિંદુસ્તાન જવાને ચઢયા. સાથે હિંદુ ઓરતોને જોઇને આપણી આંખ ઠરે છે. એ લોકોનો નમ્ર સ્વભાવ તેમજ સ્ત્રી જાતને જોઇતા ગુણો, શરમાળપણું વિ૰ ને અડધા પુરૂષ જેવી યુરોપીઅન સ્ત્રી સાથે સરખાવતા નારી જાતના સ્વાભાવિક ગુણવાળી સ્ત્રી જોઇને આપણને માન ઉત્પન્ન થાય છે. આજે સાત, સાત વરસ પછી મ્હારા કાઠીઆવાડી દેશની પાઘડીઓ અને ચુંદડીઓ જોઇને મ્હારૂં મન એક પ્રકારની ઉલ્લાસની લાગણી અનુભવતું હતું. સાથોસાથ હિંદુસ્તાન જલદી પહોચવા માટે મારૂ મન સ્વાભાવિક આતુર બન્યું હશે. એક મધરાતે અમ્હારી સ્ટીમરે લંગર ઉપાડયું અને ૧૯ મી ડિસેમ્બર ને શુક્રવારે સ્હવારે ૮ વાગે મુંબઇના બારાના દર્શન થયા. દુનિયા ખુંદી વળ્યા પછી પોતાની માતૃભૂમિના દર્શન કરતા, મ્હારા હૃદયમા ઉમળકા ઉછળી રહ્યા હતા, તેમજ સ્નેહી સગા અને મિત્રોને ભેટવા સાત સાત વરસ પછી નજદીક આવેલી પળો જોઇ અંતર ઉછળતું હતું. ફક્ત જેમ જેમ સ્ટીમર આવતી હતી તેમ તેમ કિનારો વધારે સ્પષ્ટ થતો હતો અને આવનાર મિત્રોને ઉમળકાભેર પિછાણી લેતા અંતરમા કઇક લાગણીઓ

એડન પહોંચ્યો

નારી જાતના સ્વાભાવિક ગુણો હિંદની સ્ત્રીઓમાંજ દેખાશે

સાત વરસ પછી પાછો મુંબઇને કિનારે



જાગતી હતી. થોડીક મીનીટો પછી હું મુંબઇને કિનારે ઉતર્યો. અને સાત વરસે મુંબઇ નગરી જોઈ ઝડપથી કુદકે ને ભૂસકે આગળ વધતાં શહેરમાં ઘણો આવકારદાયક સુધારોવધારો થયો જોયો હતો : કાઠિયાવાડ તરફ અનેક રેલ્વે લાઇનો વધી ગઈ હતી. મુસાફરીને લીધે જવા આવવામાં અનેક પ્રકારની સગવડો વધી હતી. પણ મ્હારા જેવા આફ્રિકાને પોતાનો દેશ કરી બેઠેલાને એનો જોઇતો લાભ લેવાનો પ્રસંગ જીવનભરમાં ઉપસ્થિત થવાનો નહોતો. તેમ મારી અનેક જંજાળોને લઇને હિંદમાં થોડુંક ફર્યા પછી મ્હારે બનતી ઉતાવળે પાછા કેપટાઉન તરફ ઉપડી જવાનું હતું. કેટલાંક મનમાં રમી રહેલાં અધુરાં કામો પૂરાં કરવાને હું આવ્યો હતો.

કોંગ્રેસમાં જવાની ઉતાવળ

મુંબઈમાં પહોંચ્યા પછી મ્હારે સૌથી પહેલાં અમદાવાદમાં તા. ૨૫મી ડિસેમ્બરે ભરાનારી ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસની બેઠકમાં હાજરી આપવા વખતસર પહોંચી જવાનું હતું અને ત્યાંથી દિલ્હીમાં ભરાનાર રાજવંશી દરબારમાં હાજરી આપવાની હતી. કેટલીક મુશ્કેલીને લાધે હું મોડો થયો હતો, છતાં એ દિલ્હી દરબારના ઉત્સવમા બેઠક મેળવવા ફતેહમંદ થયો હતો : તા. ૨૩મીના દિવસે નેશનલ કોંગ્રેસના કાર્યકર્તાઓને ઉપડવાની ખબર તારથી આપ્યા પછી ઉપડ્યો અને બીજે દિવસે તા. ૨૪મીએ અમદાવાદ પહોંચ્યો. તે જ દિવસે બપોરના બાર વાગે કોંગ્રેસની બેઠકમાં હાજર થઈ શક્યો : એ ૧૮ મી નેશનલ કોન્ગ્રેસ હતી. આ વખતના વરાયલા પ્રમુખ તે બંગાલના સિંહ બાબુ સુરેન્દ્રનાથ બેનરજી હોવાથી કોંગ્રેસના પ્રોગ્રામમાં ખૂબ ઉત્સાહ ફેલાઇ રહ્યો હતો. લગભગ ૭૦૦૦ માણસોથી મંડપ ચિક્કાર હતો. તેમાં દક્ષિણ આફ્રિકા સંબંધી સવાલ ચર્ચાવાનો હતો. અને વિભાગની ગોઠવણ પણ સંતોષકારક કરવામાં આવી હતી : ઇન્ડીઅન સેટલર્સ ઇન સાઉથ આફ્રિકા વિષે સવાલ મૂકવામાં આવ્યો હતો. એ વિષે ચર્ચા ચાલ્યા પછી આફ્રિકાને ઘર તરીકે કરી બેઠેલા અમ્હેં પાંચ જણાએ દરખાસ્ત ઉપર અનુક્રમ સહીઓ મૂકી.

૮ મી નેશનલ કોંગ્રેસમાં સાઉથ આફ્રિકાનો પ્રશ્ન

પહેલા ડી. પી. ઠાકોર સુરતવાળા, બીજા કિસ્નાનાયર મદ્રાસવાળા; ત્રીજો હું હાજી સુલેમાન શાહમહમદ. ચોથા ભાઈ ગુલામ હુસેન મિયા ખાન (સાઉથ આફ્રિકાના), પાંચમા શિવાભાઈ એમ. પટેલ (ગુજરાત)

કોંગ્રેસના છઠ્ઠા સવાલમાં રસભેર ચર્ચા ચાલી હતી. હું તેમાં ભાગ લઇ



દિલ્હી જવા ઉપડયો

રહ્યો હતો. એકંદરે આ સાલની કોંગ્રેસ ખલાસ થતાં, તા. ૨૬ મી ડિસેમ્બરનો દિલ્હી દરબારમાં ભાગ લેવાને ઉપડયો. અને ૨૮ મીએ દિલ્હી પહોંચ્યો. એ પુરાતન શહેર આપણા પોતાના જ દેશનું હોવાથી, આ શહેર વિષે આપણા લોકો વાકેફગાર હોઈ એની પુરાતન ઈમારતો માટે અહિં કશું લખવાની જરૂર જોતો નથી. આ શહેર વિષે મ્હારા પૃથ્વીની પ્રદક્ષિણાના પહેલા ભાગમાં કેટલુંક લખી ચુકયો છું.

મોહમેદન એજ્યુકેશન કોંગ્રેસમાં હાજરી

અહિં મ્હારો ઉતારો મોહમેદન એજયુકેશન કોન્ફરન્સમાં હતો. અહિં મૌલાના કવિ હાલી સાહેબનું ભાષણ ભારે વિદ્‌તાભર્યું થયું હોવાથી જ્યાં ત્યાં એની જ ચર્ચા અને તારીફ સંભળાતી હતી. હાલી સાહેબ સાથે મ્હારી આ પ્રથમ મુલાકાત હતી. હિંદના થોડાક મુસ્લીમ વિદ્વાન પુરૂષોની ગણનામાં આ એકને ખુશીથી મુકી શકાય. ઈસ્લામ માટે તેમ હિંદ માટે એમની હમદર્દી બહુ ઉંડી અને રહમજપૂર્વકની હતી. એમની મુલાકાત લેનાર પર એમના વ્યક્તિત્વની હમેશાં ઉંડી છાપ બેસતી અને મુલાકાતે આવનાર કંઈ નવું જ જાણીશીખીને છૂટો પડતો. અંતે તા. ૧ લી જાનેવારીએ દિલ્હી દરબાર ભરાણી.

શાહી પ્રતિનિધિ લોર્ડ કર્ઝનનો ભવ્ય દરબાર

કાઠિઆવાડના પોલીટીકલ એજન્ટ કર્નલ કારટરની લાગવગથી મ્હને જૂનાગઢ સ્ટેટના વિભાગમાં બે સારી સીટો મળી હતી. એ ભલા અમલદારે હું છેક બારટૂમથી આવેલો હોઉં તેમ જ છેગલાંડમાં તાજપોશીનો હૉંગામ પણ રાજા એડવર્ડની માંદગીને લીધે મુલતવી રહેવાથી હું ચૂકી ગયો, એ મ્હારી મુંઝવણભરી આતુરતા ધ્યાનમાં લીધી હતીઃ દરબારનો દેખાવ બેશક દમામદાર હતો. શહેનશાહના પ્રતિનિધિ તરીકે લોર્ડ કરઝન ખડો રહીને બધા રાજા, મહારાજાઓની સલામી ઝીલી રહ્યો હતો. અનેક રાજવીઓ નમન કરતા અને હાથ મેળવીને ચાલ્યા જતા હતા. હિંદની રહીસહી જાહોજલાલી એ રાજવીઓના અંગપર દીપી રહી હતી. હિંદીઓના ઝવેરાતોની જોડી દુનિયાભરમાં મળવી મુશ્કેલ હશે, એમ જોનાર પરદેશીઓને લાગ્યા વગર રહેતું નથી. એ પછી કર્ઝન સાહેબે શાહીદમામમાં સજ્જ થઇ હાથી ઉપર બેસીને સ્વારી કાઢી હતી.

જુમ્મા મસ્જીદ પાસેથી પસાર થયેલી સ્વારી

એ સ્વારીનો ભપકો દિલ્હીની મુખ્ય જુમ્મા મસ્જીદનાં પગથીઆંપર બેસીને જોવાની ટિકીટ હું મેળવી શકયો હતો. એક વખત હતો કે જ્યારે મોગલ શહેનશાહોની સ્વારી પણ આવી જ રીતે હાથીપર શાહી દમામના પૂર ભપ-



હતી. તે વખતે અમીરઉમરાવોથી આ મસ્જીદ ભરાઈ જતી હતી. બહાર અનેક હાથીઓ ને ઘોડાઓના હણહણાટથી એની વિશાળ જગા ગાજી રહેતી. એ દિવસો તો ગયા. અને આજે સાત, સાત સમુદ્રને પાર કરી યુરોપના શહેનશાહનો સુબો લૉર્ડ કરઝન પોતાનો અમલ ચલાવી રહ્યો છે, એ બધી કાળની ચડતીપડતીના ચક્રની બલિહારી જ છે. આવા અનેક વિચારો સ્હેજે આવતા હતા.

ટ્રેનમાં જગા માટે પડાપડી.

એ પછી ચાર દિવસ હું દિલ્હીમાં ફર્યો. તા. ૪થી જાનેવારી ૧૯૦૩ ને રોજ સાંજની ૭-૩૦ ની ટ્રેનમાં ફર્સ્ટ કલાસના કમ્પાર્ટમેન્ટમાંની ટીકીટ લઇ ઉપડયો. દિલ્હી દરબારને સ્વારીના પ્રસંગની ભારે ધમાલ ચાલતી હતી. તેથી દરેકે દરેક ટ્રેન ચિકાર ઉપડતી હતી. આજે તો ફર્સ્ટ કલાસમાં પણ જગા મેળવવાની પડાપડી હતી, ત્યા થર્ડ કલાસના લોકોનો ખ્યાલ કરતાં એક જાતની કંપારી જ છૂટતી. વળી ઠંડી તો ખુબ કડકડીને પડતી હતી. તા. ૬ ઠ્ઠીએ માઉન્ટ આબુ પહોંચ્યો. ઠંડી તો ખૂબ હતી જ. કપડાં મેલાં હતાં તેટલાં ખાનસામાને ધોવા આપ્યાં. ગરમ પાણીથી ખુબ દિલ ચોળીને ન્હાયો.

આબુરોડથી માઉન્ટ આબુ

કેઇ દિવસોની દોડધામનો થાક આજે જ ઉતારી રહ્યો હતો અને ૯ વાગે ખાનસામાએ તૈયાર કરેલા ચાવલ ખૂબ જમ્યો. થાક હતો તેથી ન્હાયા પછી આ ટેસ્ટદાર હિંદી વાની જમતાં ખૂબ મજાહ આવી. ૧૦॥ વાગે ૭ ઘોડાની પોસ્ટગાડીમાં ગોઠવાઇ જઇ માઉન્ટ આબુ ઉપર ચઢયો. આજે દિવસ ખુલ્લો અને તડકો સારો પડતો હતો, યુરોપના ખુલ્લી રૂતુ અને તડકા માટે મરી ફીટતા લોકોને અદેખાઇ આવે એટલો ખુશનુમા એ દિવસ હતો. સાથે એક પાદરી પણ હતો, આખો દિવસ ખુબ આનંદમાં ગયો. અહિનાં જોવાલાયક જૈન મંદિરો અને

પુરાતન જૈન મંદિરોમાં આજે કલા સૂતી છે.

જેઠાણીદેરાણીનાં દહેરાં જોઇ આવ્યો. પારસનાથ અને મહાવીરની દેરીઓ જોઇ આ બીજી કરતાં વધારે પુરાતન ગણાય છે. જૈન મંદિરોમાં જે પુરાતન કલા સૂતી છે તેનો પણ આજે કોઇ ઉદ્ધાર કરતું નથી, જાણે આપણા કારીગરો મરતા ગયા અને કલાને પણ મારતા ગયા કાં તો લેતા ગયા હોય તેમ લાગે છે. પાછું આબુરોડ જવા નીચે ઉતર્યો, એક દિવસમાં બધું જોવાની દોડાદોડી હતી, મારે મન મોજ હતી અને થાક શું ચીજ છે એ હું જાણતો જ નહતો. અહિંથી અમદાવાદની મુસાફરીએ જતાં



વચ્ચે સિદ્ધપુર ઉપર ઉતરી પડયો. જીવ્યા કરતાં જોયું ભલું તેમ અહિં આવેલા સિદ્ધપુર ઉતરી પડયો.
રૂદ્રમાળ જોવા ગયો. પુરાતન પાટણના રાજાઓ વખતે આ શહેર આબાદ
હાલતમાં હતું.

સીધો જ રૂદ્રમાળ જોવા ગયો. તેમજ રાજા સિદ્ધરાજના વખતનું ભાંગેલું
મંદિર જોયું. બધું ઉડતી નજરે જોઇને અમદાવાદ તા૦ ૮-૧-૦૩ ના મુંબઈ
પહોંચ્યો: તા૦ ૩૦મી મે. ૧૯૦૩ ના દિવસે પુના પાસે આવેલા લાનોલી ગામમાં
હવા ખાવા ઉતરી પડયો. તા૦ ૧૧ મી ઓગસ્ટ ૧૯૦૩ ને મંગળવારે રાત્રે ૯
વાગે ફરી એકવાર મ્હારી જન્મભુમિ ધોરાજી જવા રવાના થયો. ગામમાં ૨૯
દિવસો રોકાયો અને બધા જ દિવસો ખૂબ કામમાં ગયા. ધોરાજીમાં આવેલું
મકાન તેમજ દુકાન ધોરાજીની અન્જુમનને સ્ત્રી કેળવણી માટે સ્વાધિન કરી.
તેમજ મરહૂમ માતુશ્રીની કબર બંધાવી. વિ૦ કાર્યો આટોપી જન્મભૂમિને
છેલ્લી સલામ કરી ૯ મી સપ્ટેમ્બર ૧૯૦૩ ના બુધવારે ધોરાજી છોડયું.
મુંબઇમાં જેટલા દિવસ રોકાયો તેટલા દિવસમાં લગભગ ૧૧ મહિના માતૃભૂમિ હિંદને છેલ્લી સલામ.
અન્જુમને ઇસ્લામમાં રહ્યો. અન્જુમનના ખંતિલા સેક્રેટરીઓ શેખ ફતેહઅલી
આહમદ અને કાજી કબીરૂદદીન એ બન્ને બિરાદરો મ્હને દરેક પ્રકારની
સગવડ કરી આપવા તૈયાર રહેતા હતા. આખી અન્જુમને ઇસ્લામ મ્હને
ચ્હાતી હતી. તે માટે આ તકે બધા બિરાદરોની ભલાઇ હું યાદ કરૂં છું.
અને એમના અહેસાનની નોંધ આ પુસ્તકમાં લઉ છું. અંતે તા. ૨૫ મી
નવેમ્બર ૧૯૦૩ ના એ મહિનામાં માતૃભૂમિ હિંદને છેલ્લી સલામ કરી મ્હારા પાછો કેપટાઉનમાં.
હાલના વસવાટના મથક દક્ષિણ આફ્રિકા તરફ ભારેખમ દિલે રવાના થયો.
સોમાલીયા સ્ટીમર મારફત ઝાંઝીબાર થઈ તા૦ ૨૫ નવેમ્બર ૧૯૦૩ ના
દિવસે કેપટાઉન પહોંચ્યો।

સમાપ્ત.